





# એલ્યુમિનિયમ
અને
# પિત્તળનાં વાસણ

વાસણોનો વિચાર આવતાંજ ક્રાઉન માર્કાની યાદ તાજી થાય છે. બનાવટની ઉત્તમતા, ઉપયોગિતા માટેનું સંશોધન, ભાવોનું વ્યાજબીપણું અને વ્યવહારની નિયમિતતાનું એ સાચું પરિણામ છે.

એલ્યુમિનિયમના વાસણો વજનમાં હલકા, જલ્દી ગરમ થાય તેવા અને કીંમતમાં કીફાયત હોય છે કલાઇ કરવાની જરૂરજ નથી પડતી.

દુધના હાન્ડા, ટીફીન કેરીયર, કીટલી, થાળી ગ્લાસ, પ્લેટો, બદના, લોટા, ટોપ, હાન્ડી, વિગેરે કરોડો માણસો સંતોષથી વાપરે છે.

## તમારી જરૂરિયાતો
માટે
## લખો અથવા મળો :



# જીવનલાલ (૧૯૨૯) લિમિટેડ

'અખંડ આનંદ'ના

# ગ્રાહકોને

★ આ માસિક દર અંગ્રેજી મહિનાની પહેલી તારીખે પ્રસિદ્ધ થાય છે.

★ વાર્ષિક લવાજમ રૂ. ૬–૮ છે. બ્રહ્મદેશ માટે રૂ. ૭) પરદેશ માટે રૂ. ૧૦) છે. તે (૧) સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય, ભદ્ર, અમદાવાદ અથવા (૨) કાલબાદેવી રોડ, હાથી બીલ્ડિંગ, ત્રીજે માળે, મુંબઈ–૨ એ ઠેકાણે ભરી શકાય છે.

★ વ્યવસ્થા અંગેનો પત્રવ્યવહાર અમદાવાદના કાર્યાલય સાથે કરવો.

★ લવાજમ મનીઑર્ડરથી મોકલતા મનીઑર્ડરની કુપન પર પૂરું ઠેકાણું અને 'અખંડ આનંદ' માટે એમ સ્પષ્ટ લખવું.

★ મહિના બે મહિના માટે સરનામું બદલાવવું હોય, તો પોતાના પોસ્ટમાસ્તરને લખવું સરનામું વખતસર નહિ બદલાવનારનો અંક જૂના સરનામે રવાના થતા, બીજો અંક મૂલ્ય લીધા સિવાય મોકલાતો નથી.

★ પત્રવ્યવહારમાં ગ્રાહક નંબર અવશ્ય જણાવવો.

★ ૧લી નવેમ્બર ૧૯૪૯થી ત્રીજું વર્ષ શરૂ થઈ ગયું છે.

★ માસિક સાથે પુસ્તકો વી.પી.થી મોકલાતાં નથી.

★ નમૂનાના અંક માટે રૂ. ૧) મોકલી આપવો.

છેલ્લાં ૩૮ વર્ષથી ચાલતી ગુજરાતની સૌથી જૂની, સસ્તી ને લોકપ્રિય

# વિવિધ ગ્રંથમાળા

| | | |
|---|---|---|
| દેશમાં રૂ. ૬॥) | વાર્ષિક લવાજમ | પરદેશમાં રૂ. ૧૭) |

આજે જ ગ્રાહક બનીને વરસે દિવસે ૧૬૦૦ પાનાનું વિવિધ વિષયોનું વાચન ૬ થી ૮ પુસ્તકો દ્વારા ઘેરબેઠાં મેળવો.

*

'અખંડ આનંદ' જેવો લોકાદર પામેલી

# સર્વોપયોગી સાહિત્યશ્રેણી

સંપાદક : સોપાન

આ શ્રેણીમાં અત્યાર સુધીમાં મોટા સુવાચ્ય અક્ષરોમાં ઉપયોગી ૨૫ પુસ્તકો પ્રગટ થયાં છે ગુજરાતના ઘરોમાં ને પુસ્તકાલયોમાં હજારો નકલો પહોંચી ગઈ છે.

૨૫ પુસ્તકોના સેટની કિંમત:

રૂ. ૧૬–૦–૦ : ટ. ખ. રૂ. ૧–૮–૦

*

# આમ સાહિત્યશ્રેણી

જ્ઞાન–ચારિત્ર્ય–વર્ધક ઉપયોગી સાહિત્યની આ નાની પુસ્તિકાઓ દ્વારા ગરીબ પણ સંસ્કારી વર્ગ પોતાની ગુંજાશ પ્રમાણે નાનીશી લાયબ્રેરી વસાવી શકે છે. જુદાજુદા વિષયોનાં ૮૧ પુસ્તકો મળે છે. તે બધાની કિંમત:

રૂ. ૨૦–૪–૬  ટ. ખ ૨–૪ જુદું છે.

વધુ વિગતવાર સૂચીપત્ર માટે લખો:

## સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય

ભદ્ર, પો. બૉ. નં. ૫૦, અમદાવાદ ને હાથી બીલ્ડિંગ, કાલબાદેવી રોડ, મુંબઈ–૨

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી, તંત્રી સોપાન
મુદ્રક ને પ્રકાશક : ત્રિભુવનદાસ લ૦ ઠક્કર
મુદ્રણ અને પ્રકાશન સ્થાન : સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ–અમદાવાદ

## : અનુક્રમ :



નોંધ : આ અંક માટે જ પસંદ કરવામાં આવેલા કેટલાય લેખો જગ્યાને અભાવે તથા વિવિધતા જાળવવાના હેતુથી આપી શકાયા નથી, તે બદલ લેખકો ક્ષમા કરશે એવી આશા છે. આ લેખોનો ઉપયોગ આવતા અંકમાં થઈ જશે.

તંત્રી

# અખંડ આનંદ

વર્ષ ૩, અંક ૧ ] તંત્રી : સોપાન [ નવેમ્બર ૧૯૪૯

## સંકલ્પ

આત્માની અનંત શક્તિનો આપણને પરિચય નથી પરંતુ આપણા જીવનમાં એટલું તો જોઈ શકાય છે કે જ્યારે આપણે અમુક સંકલ્પ કરીએ છીએ, ત્યારે આપણામાં વિશેષ બળ દાખલ થતું હોય ને આપણું મન બળવાન બનતું હોય એવું લાગે છે માણસને સારું કરવાની ઇચ્છા થાય તેટલાથી એ સારું કરી શકતો નથી એ ઇચ્છાને પાર પાડવા જે પુરુષાર્થની જરૂર પડે છે તે પ્રગટાવવા દૃઢ સંકલ્પ કરવો પડે છે આ સંકલ્પ આત્માની અનંત શક્તિનું કિરણ છે એમ કહીએ તો ચાલે ઇચ્છા કરતાં નિશ્ચયનું અને નિશ્ચય કરતાં પ્રતિજ્ઞાનું—સંકલ્પનું બળ વિશેષ માલૂમ પડે છે ઇચ્છા આપણા અંતરસાગરની સપાટી ઉપર હોય છે, નિશ્ચય અંદરના ઊંડાણમાંથી આવે છે અને પ્રતિજ્ઞા, જ્યાં આત્માનું કેંદ્ર છે ત્યાંથી પ્રકટે છે

સાધકમાત્રને સંકલ્પની જરૂર પડે છે જ્યાં સુધી આપણું મન પ્રલોભનમાં તણાઈ જાય, ક્ષણિક સુખથી લોભાઈ જાય, સંકલ્પોથી પાછું ભાગે ત્યાં સુધી માત્ર ભલી ભાવનાથી કશું મળી શકતું નથી, આપણી એવી ભાવના કશો સહન કરવાનું બળ આપી શકતી નથી. ઇંદ્રિયોને વશ રાખવા કે કોઈ મહાન કાર્ય પાર પાડવા જે શક્તિની જરૂર પડે છે તે શક્તિ સંકલ્પ વિના પ્રગટતી જ નથી આપણા ધર્મગ્રંથોમાં વ્રતનિયમનું જે માહાત્મ્ય છે તેનું આ જ કારણ છે માણસ વ્રત લે, પ્રતિજ્ઞા કરે, સંકલ્પ કરી લે ત્યારે એની અંદરના ખૂણેખૂણામાંથી શક્તિકણો ખેંચાઈ આવીને મનના ગઢને મજબૂત કરતા હોય એવો અનુભવ થાય છે સામાન્ય માણસ પણ સંકલ્પથી વીર બની જાય છે

માણસમાત્રને અમુક પવિત્ર દિવસે, નવે વર્ષે, પર્વ દિવસે કે કોઈ મહાપુરુષની જન્મજયંતી પ્રસંગે શુભ સંકલ્પ કરવાની ઇચ્છા થાય છે આવી ઇચ્છા આપણામાં જાગતી હોય તો માનવું કે આત્મદેવ જાગે છે ને આપણને દોરી રહ્યા છે પણ એટલું લક્ષમાં રાખવું કે આપણી સારી ઇચ્છાઓ એ રોજની કમાઈ છે, તે આપણે ગૂમાવી દઈએ તો ચિંતા નથી, પણ સંકલ્પ–પ્રતિજ્ઞા તો આપણી સંચિત કરેલી મૂડી છે આપણો જીવનવ્યવહાર એ મૂડીના જોર ઉપર ચાલે છે એને આધારે જ આપણે રળી રહ્યા છીએ આવી ઇચ્છાઓ ક્રિયામાં ન ઊતરે, મૂર્તિમંત ન થાય તેની ચિંતા નહિ, પણ જો સંકલ્પ કરીએ અને તે તૂટે તો આપણું દેવાળું જ નીકળે નવા વર્ષે શુભ સંકલ્પો કરીએ જ, પણ લક્ષમાં રાખીએ કે સંકલ્પ કરી નાખ્યા પછી તો જીવને જોખમે પણ તે પાર પાડવાનો આપણો ધર્મ છે સંકલ્પ તૂટ્યો, પ્રતિજ્ઞા તૂટી એટલે બાકી કંઈ રહે જ નહિ

શ્રી

# ત્રીજા વર્ષના પ્રભાતે

'અખંડ આનંદ' બીજું વર્ષ પૂરું કરી આ અંકથી ત્રીજા વર્ષમાં પ્રવેશ કરે છે. પરમ કૃપાળુ પરમાત્માની કૃપા, સદ્‌ગત ભિક્ષુ અખંડાનંદજીની તપશ્ચર્યા અને સૌના સહકારથી અમે એ વર્ષ નિર્વિઘ્ને પસાર કરી શક્યા છીએ. બીજા વર્ષના આરંભે અમે જે કહ્યું હતું તે જ વિશેષ ભારપૂર્વક ત્રીજા વર્ષના પ્રભાતે કહેવાનું છે. 'અખંડ આનંદ'ને જે કંઈ સિદ્ધિ પ્રાપ્ત થઈ છે તેનો સૌથી વિશેષ યશ લેખકોને ફાળે જાય છે. ગુજરાતના પ્રતિષ્ઠિત સાહિત્યકારો, વિદ્વાનો અને લોકસેવકોએ 'અખંડ આનંદ'ને પોતાનું સામની વિકસાવ્યું છે. આજે 'અખંડ આનંદ' ગુજરાતી પ્રજાને સંદેશો આપવાનું વાહન બની શકે તેટલી હદ સુધી વિકસ્યું છે તે એમનો પ્રતાપ છે.

ગુજરાતી પ્રજા સાહિત્યમાં—વાંચનમાં નાણાં ખરચતી નથી તે આક્ષેપ "અખંડ આનંદે' તો ખોટો પાડ્યો છે. જો કે જે સંસ્થાએ 'અખંડ આનંદ'નું પ્રકાશન કર્યું છે તે સંસ્થાનો તો છેલ્લાં ચાલીસ વર્ષનો એ અનુભવ છે ને દિનપ્રતિદિવસે એ અનુભવ દૃઢ થતો જાય છે, કે લોકોને ઉપયોગી, ઊંચે લઈ જનારું, સરળ રીતે રજૂ થયેલું વાંચન સસ્તામાં આપવામાં આવે તો લોકો તેનો સત્કાર કરે જ છે. 'અખંડ આનંદ' ખૂબ આગળ વધ્યું છે, ૧૫,૦૦૦ નકલનો આંકડો ગુજરાત માટે ઘણો મોટો ગણાય. આ પહેલા અંકની તો ૧૬૦૦૦ નકલ છાપવામાં આવી છે. આ સંસ્થાનાં પ્રકાશનો 'સર્વોપયોગી સાહિત્યશ્રેણી,' 'આમ શ્રેણી,' 'વિવિધ ગ્રંથમાળા' તથા બીજાં ધાર્મિક, ખેતી વિષયક અને આરોગ્યનાં પુસ્તકો પણ ઘણી મોટી સંખ્યામાં ગુજરાતનાં ઘરોમાં વસી ગયાં છે ને હજી યે તેમાં વૃદ્ધિ થતી જાય છે. આ સંસ્થાના શુભ હેતુની જનતાએ કદર કરી છે એમ અમારે સ્વીકારવું જોઈએ.

'અખંડ આનંદ' માટે અમે શરૂઆતમાં જે આશાઓ રાખી હતી તે સવાઈ થઈને નહિ, બમણી થઈને ફળી છે. ગુજરાતી જનતાને જે આશાઓ આપી હતી તે ઘણે અંશે પૂરી કરી શક્યા છીએ તે પ્રભુની કૃપાનું જ પરિણામ છે. વધતી જતી મોંઘવારી, સામાન્ય પ્રજાની ઘટતી જતી ખરીદશક્તિ, સૌને દબાવી રહેલી આર્થિક ભીંસ, ઉત્પાદન ખર્ચની વૃદ્ધિ વગેરે બાબતો પ્રતિકૂળ જ ગણાય, પરંતુ ભિક્ષુ અખંડાનંદની સંસ્થા પ્રત્યેની પ્રીતિ અને 'અખંડ આનંદ' માસિકની વાચનસામગ્રી આ સંજોગોને વટાવી શકી એ અમારે માટે આનંદનો વિષય છે. અમે આજે ફરીને એવી ખાતરી આપીએ છીએ, કે જે ધોરણ 'અખંડ આનંદ'માં આજ સુધી જળવાયું છે તેને અમે ટકાવી રાખીશું અને ગુજરાતના સૌથી માનીતા બની ગયેલા આ માસિકને વધુ ને વધુ સમૃદ્ધ કરવા અમે જાગ્રત તથા પ્રયત્નશીલ રહીશું.

વિજયાદશમી,
મુંબઈ,
તા. ૧-૧૦-'૪૯

મનુ સૂબેદાર,
પ્રમુખઃ સસ્તું સાહિત્ય ટ્રસ્ટ
સોપાન,
તંત્રીઃ અખંડ આનંદ

# મંગળ વારસો

## પંડિત સુખલાલજી

દરેક યુગપ્રવર્તક મહાપુરુષ પોતાની પછીની પેઢી માટે વારસો મૂકી જાય છે માતપિતા કે વડીલો તરફથી મળતા શરીર, રૂપ, રંગ, સંપત્તિ, કે સંસ્કારના વારસા કરતા પ્રજાસમસ્તને મળતો આ મંગળ વારસો, જે બુદ્ધે આપ્યો, ગાંધીજીએ આપ્યો, તે આમૂલ પરિવર્તન કરી નાખનારો નીવડે છે. આત્મૌપમ્ય દૃષ્ટિ, જીવનશુદ્ધિ, રહેણીકરણીનો ફેરફાર ને તે માટેનો સતત પુરુષાર્થ, ભગવાન મહાવીરનો આ વારસો પર્યુષણ વ્યાખ્યાનમાળામાં મહાગુજરાતના ગૌરવરૂપ, ધર્મપ્રાણ પ્રજ્ઞાચક્ષુ પંડિતજીએ આ વાત અત્યંત વિશદતાથી ને સ્પષ્ટતાથી સમજાવી અને તે પછી લેખરૂપે લખાવીને અહીં આપી છે

આજનો દિવસ સાંવત્સરિક પર્વનો છે તે જૈનોની દૃષ્ટિએ વધારેમાં વધારે પવિત્ર છે આખા દિવસ કરતાં આજનું પ્રભાત વધારે મંગળ છે અને તે કરતાં પણ જે ક્ષણે આપણે મળીએ છીએ તે પણ વધારે માંગલિક છે, કારણ કે અન્ય પ્રસંગોએ સગાંસંબંધી, મિત્રો વગેરે મળે છે પણ આજે તો આપણે એવા લોકો મળ્યા છીએ, જેઓ મોટે ભાગે એક બીજાને પિછાનતા પણ ન હોય આની પાછળ ભાવના એ છે, કે આપણે બધા ભેદ અને તડ ભૂલી કોઈ માંગલિક વસ્તુ જીવનસ્પર્શી વસ્તુ સાંભળીએ અને તે ઉપર વિચાર કરીએ

સામાન્ય રીતે આપણને જે વારસાઓ મળે છે તે ત્રણ પ્રકારના છે માબાપ અને વડીલોથી શરીરને લગતા રૂપ, આકાર, આદિ ગુણધર્મનો વારસો તે પહેલો પ્રકાર અને માબાપ કે અન્ય તરફથી જન્મ પહેલાં અગર જન્મ બાદ સંપત્તિ વારસામાં મળે છે તે બીજો પ્રકાર. પહેલા અને બીજા પ્રકાર વચ્ચે મોટો ભેદ છે, કેમકે શારીરિક વારસો સંતતિને અવશ્યભાવિ છે, જ્યારે સંપત્તિ વિશે એમ નથી ઘણીવાર માતાપિતાએ સંતતિને કશી જ સંપત્તિ વારસામાં ન આપી હોય છતાં સંતતિ નવેસર એનું ઉપાર્જન કરે છે અને કેટલીકવાર વડીલો તરફથી મળેલી સંપત્તિ સંતતિ સાવ વેડફી પણ નાખે છે, તે તેના હાથમાં રહેતી નથી સંસ્કાર એ માતાપિતા પાસેથી પણ મળે, શિક્ષકો અને મિત્રો પાસેથી પણ મળે તેમ જ જે સમાજમાં ઉછેર થાય તેમાંથી પણ મળે. ત્રીજો સંસ્કારનો વારસો કંઈ એક જ જાતનો નથી હોતો ભાષાને લગતા અને બીજા અનેકવિધ કથાને લગતા એમ ઘણી જાતના સંસ્કારો પ્રાપ્ત થાય છે જીવન જીવવા, એને વિકસિત તેમ જ સમૃદ્ધ કરવા ઉપરના ત્રણેય વારસાઓ ઉપયોગી છે એ ખરું, પણ એ ત્રણે પ્રકારના વારસાઓમાં જીવતપણું પ્રેરનાર, એમાં સંજીવની દાખલ કરનાર વારસો એ કોઈ જુદો જ છે, અને તેથી જ તે વારસો મંગળરૂપ છે આ માંગલિક વારસો મળ્યો ન હોય તો ઉપરના ત્રણેય વારસાઓ સાધારણ જીવન જીવવામાં સાધક થાય, ઉપયોગી બને, પણ તેથી જીવન કોઈ ઉચ્ચ પ્રકારનું-ધન્ય ન બને એ જ આ ચોથા વારસાની વિશિષ્ટતા છે જે માંગલિક વારસો મહાવીરે આપ્યો, કે સોંપ્યો એમ હું કહું છું તેવો વારસો આપણને માબાપથી, કે અન્ય વડીલોથી, કે સામાન્ય સમાજમાંથી મળે જ એવો નિયમ નથી અને છતાંય તે કોઈ જુદા પ્રવાહમાંથી મળે તો છે જ

શારીરિક, સાંપત્તિક અને સાંસ્કારિક એ ત્રણેય વારસા સ્થૂળ ઇંદ્રિયોથી ગમ્ય છે,

જ્યારે ચોથા પ્રકારના વારસા વિશે એમ નથી. જે માણસને પ્રજ્ઞાઇંદ્રિય પ્રાપ્ત હોય, જેનું સંવેદન સૂક્ષ્મ અને સૂક્ષ્મતર હોય તે જ આ વારસાને સમજી કે ગ્રહણ કરી શકે છે. બીજા વારસાઓ જીવન દરમિયાન કે મૃત્યુ સમયે નાશ પામે છે, જ્યારે આ માંગલિક વારસો કદી નાશ પામતો નથી. એકવાર તે ચેતનમાં પ્રવેશ્યો એટલે તે જન્મજન્માંતર ચાલવાનો, એનો ઉત્તરોત્તર વિકાસ થવાનો અને તે અનેક જણને સંપ્લાવિત-તરબોળ પણ કરવાનો.

આપણે એવી કોઈ આર્યપરંપરામાં જન્મ્યા છીએ, કે જન્મતાંવેંત આવા માંગલિક વારસાનાં આંદોલનો આપણને જાણેઅજાણે સ્પર્શે છે. આપણે તેને ગ્રહણ કરી ન શકીએ, યથાર્થ રૂપમાં સમજી પણ ન શકીએ એમ બને, પણ આ માંગલિક વારસાનાં આંદોલનો આર્યભૂમિમાં બહુ સહજ છે.

શ્રીઅરવિંદ, સર રાધાકૃષ્ણન્ વગેરે ભારતભૂમિને અધ્યાત્મભૂમિ તરીકે ઓળખાવે છે તે એ જ અર્થમાં.

ભગવાન મહાવીરે જે માંગલિક વારસો આપણને આપ્યો કે સોંપ્યો છે તે કયો છે એ આજે આપણે વિચારવાનું છે. એક બાબત સ્પષ્ટ સમજી લઈએ, કે આ સ્થળે સિદ્ધાર્થનંદન, કે ત્રિશલાપુત્ર સ્થૂળ દેહધારી મહાવીર વિશે આપણે મુખ્યપણે વિચાર નથી કરતા. એમનું ઐતિહાસિક કે ગ્રંથબદ્ધ સ્થૂળ જીવન તો હમેશાં આપણે વાંચતા અને સાંભળતા આવ્યા છીએ. આજે જે મહાવીરનો હું નિર્દેશ કરું છું તે શુદ્ધબુદ્ધ—વાસનામુક્ત ચેતનસ્વરૂપ મહાન વીરને ધ્યાનમાં રાખી નિર્દેશ કરું છું. આવા મહાવીરમાં સિદ્ધાર્થનંદનનો તો સમાવેશ થઈ જ જાય છે, પણ વધારામાં તેમના જેવા બધા જ શુદ્ધબુદ્ધ ચેતનનો પણ સમાવેશ થઈ જાય છે. આ મહાવીરમાં કોઈ નાતજાત કે દેશકાળનો ભેદ નથી. તે વીતરાગાદ્વૈતરૂપે એક જ છે. આ મુદ્દો ધ્યાનમાં રાખીને જ અનેક સ્તુતિકારોએ સ્તુતિ કરી છે. જ્યારે માનતુંગ આચાર્ય સ્તુત્ય તત્ત્વને બુદ્ધ કહે છે, શંકર કહે છે, વિધાતા કહે છે અને પુરુષોત્તમ કહે છે ત્યારે તે સદ્ગુણાદ્વૈતની ભૂમિકાને જ સ્પર્શે છે. આનંદઘન 'રામ રહિમાન કાન' વગેરે સંપ્રદાય પ્રચલિત શબ્દો વાપરી એવા જ કોઈ પરમતત્ત્વને સ્તવે છે. તે જ રીતે આજે આપણે મહાન વીરને સમજીએ.

ભગવાન મહાવીરે જે મંગળ વારસો આપણને સોંપ્યો છે, ઉપદેશ્યો છે તે માત્ર તેમણે વિચારપ્રદેશમાં જ સંઘરી મૂક્યો ન હતો. એમણે એને જીવનમાં ઉતારી, પરિપક્વ કરી, પછી જ આપણી સમક્ષ રજૂ કર્યો છે. એટલે તે વારસો માત્ર ઉપદેશ પૂરતો નથી, પણ આચરણનો વિષય છે.

ભગવાન મહાવીરે ઉપદેશેલ વારસાને સંક્ષેપમાં કહેવો હોય તો તેને ચાર ભાગમાં વહેંચી કહી શકાય. (૧) જીવનદૃષ્ટિ, (૨) જીવનશુદ્ધિ, (૩) રહેણીકરણીનું પરિવર્તન અને (૪) પુરુષાર્થ.

ભગવાનની જીવન વિશેની દૃષ્ટિ શી હતી તે પ્રથમ સમજીએ. જીવનની દૃષ્ટિ એટલે તેનું મૂલ્ય આંકવાની દૃષ્ટિ. આપણે સહુ પોતપોતાના જીવનનું મૂલ્ય આંકીએ છીએ. બહુ તો જે કુટુંબ, જે ગામ, જે સમાજ, કે જે રાષ્ટ્ર સાથે આપણો સંબંધ હોય તેના જીવનનું મૂલ્ય આંકીએ છીએ. આથી આગળ વધીએ તો આખા માનવસમાજ અને તેથી આગળ વધીએ તો આપણી સાથે સંબંધ ધરાવતા પશુપક્ષીના જીવનનું પણ મૂલ્ય આંકીએ છીએ. પણ મહાવીરની સ્વસંવેદનદૃષ્ટિ તેથી પણ આગળ વધી હતી. ગયા એપ્રિલની ચોવીસમી

તારીખે અમદાવાદમાં કાકાસાહેબે ભગવાન મહાવીરની જીવનદષ્ટિનો ઉલ્લેખ કરતાં કહ્યું કે, તેઓ એક એવા ધૈર્યસંપન્ન અને સૂક્ષ્મ પ્રજ્ઞ હતા કે તેમણે કીટ-પતંગ તો શું પણ પાણી અને વનસ્પતિ જેવી જીવનશૂન્ય ગણાતી ભૌતિક વસ્તુઓમાં પણ જીવનતત્ત્વ જોયું હતું મહાવીરે પોતાની જીવનદષ્ટિ લોકો સમક્ષ રજૂ કરી ત્યારે કોણ તેને ગ્રહણ કરી શકશે એ ન વિચારતા એટલું જ વિચાર્યું, કે કાળ નિરવધિ છે અને પૃથ્વી વિશાળ છે, ગમે ત્યારે કોઈ તો એને સમજવાનું જ જેને ઊંડામાં ઊંડી સ્પષ્ટ પ્રતીતિ થઈ હોય તે અધીરો થઈ એમ નથી માની લેતો કે મારી પ્રતીતિને તત્કાળ લોકો કેમ નથી સમજતા?

મહાવીરે આચારાંગ નામના પોતાના પ્રાચીનું ઉપદેશગ્રંથમાં બહુ સાદી રીતે એ વાત રજૂ કરી છે, અને કહ્યું છે, કે દરેકને જીવન પ્રિય છે, જેવું આપણને પોતાને ભગવાનની સરળ સર્વગ્રાહ્ય દલીલ એટલી જ છે કે 'હું આનંદ અને સુખ ચાહું છું તેથી જ હું પોતે છું તો પછી એ જ ન્યાયે આનંદ અને સુખને ચાહનાર બીજા નાનાં મોટાં પ્રાણીઓ હોય એવી સ્થિતિમાં એમ કેમ કહી શકાય કે માણસમાં જ આત્મા છે, પશુપક્ષીમાં જ આત્મા છે અને બીજામાં નથી? કીટો અને પતંગો તો સુખની શોધ પોતપોતાની ઢબે કરતા દેખાય જ છે, પણ સૂક્ષ્મતમ વનસ્પતિક જીવસૃષ્ટિમાં પણ સંતતિ, જનન અને પોષણની પ્રક્રિયા અગમ્ય રીતે ચાલ્યા જ કરે છે' ભગવાનની આ દલીલ હતી અને એ જ દલીલને આધારે તેમણે આખા વિશ્વમાં પોતાના જેવું જ ચેતનતત્ત્વ ઊભરાતું, ઉલ્લસતું જોયું એને ધારણ કરનાર નભાવનાર શરીરો અને ઇન્દ્રિયોના આકાર પ્રકારમાં ગમે તેટલું અંતર હોય કાર્યશક્તિમાં પણ અંતર હોય, છતાં તાત્ત્વિકરૂપે સર્વવ્યાપેલ ચેતનતત્ત્વ એક જ પ્રકારનું વિલસી રહ્યું છે ભગવાનની આ જીવનદષ્ટિને આપણે આત્મૌપમ્યની દષ્ટિ કહીએ જેવા આપણે તાત્ત્વિકરૂપે, તેવા જ નાનામોટાં સઘળાં પ્રાણીઓ જે અન્ય પ્રાણીરૂપે છે તે પણ ક્યારેક વિકાસક્રમમાં માનવભૂમિ સ્પર્શે છે અને માનવભૂમિ પ્રાપ્તજીવ પણ અવક્રાંતિ ક્રમમાં ક્યારેક અન્ય પ્રાણીનું સ્વરૂપ લે છે આવી ઉત્ક્રાંતિ અને અવક્રાંતિનું ચક્ર ચાલ્યા કરે, પણ તેથી મૂળ ચેતનતત્ત્વના સ્વરૂપમાં કશો જ ફેર પડતો નથી જે ફેર પડે છે તે વ્યાવહારિક છે

ભગવાનની આત્મૌપમ્યની દષ્ટિમાં જીવન-શુદ્ધિનો પ્રશ્ન આવી જ જાય છે અજ્ઞાત કાળથી ચેતનનો પ્રકાશ ગમે તેટલો આવૃત થયો હોય-ઢંકાયેલો હોય તેનો આવિર્ભાવ ઓછો કે વત્તો હોય છતાં શક્તિ તો એની પૂર્ણ વિકાસની-પૂર્ણ શુદ્ધિની છે જ જો જીવતત્ત્વમાં પૂર્ણ શુદ્ધિની શક્યતા ન હોય તો આધ્યાત્મિક સાધનાનો કોઈ અર્થ રહેતો જ નથી જે જે દેશમાં સાચા આધ્યાત્મિક અનુભવીઓ થયા છે, તેમની પ્રતીતિ એક જ પ્રકારની છે કે, ચેતનતત્ત્વ મૂળે શુદ્ધ છે, વાસના અને લેપથી પૃથક્ છે શુદ્ધ ચેતનતત્ત્વ ઉપર જે વાસના કે કર્મોની છાયા પડે છે તે તેનું મૂળ સ્વરૂપ નથી મૂળસ્વરૂપ તો એથી જુદું જ છે આ જીવનશુદ્ધિનો સિદ્ધાંત થયો જેને આપણે આત્મૌપમ્યની દષ્ટિ કહી અને જેને જીવનશુદ્ધિની દષ્ટિ કહી તેમાં વેદાંતીઓનો બ્રહ્માદ્વૈતવાદ, કે બૌદ્ધોનો વિજ્ઞાનાદ્વૈતવાદ, કે બીજા તેવા કેવળાદ્વૈત અને શુદ્ધાદ્વૈત જેવા વાદો સમાઈ જાય છે, ભલે તેનો સાંપ્રદાયિક પરિભાષામાં જુદોજુદો અર્થ હોય

જો તાત્ત્વિકરૂપે જીવનું સ્વરૂપ શુદ્ધ જ છે તો પછી આપણે એ સ્વરૂપ કેળવવા અને મેળવવા શું કરવું એ સાધના વિષયક પ્રશ્ન

# સામુદાયિક ધ્યેય

શ્રી કેદારનાથજી

આજે અને ભૂતકાળમાં માનવીએ મુખ્યત્વે, પોતાનું જ શ્રેય શોધવા પ્રયત્ન કર્યો છે. સદ્ગુણ, શીલ, ઐશ્વર્ય, સાધુતાથી કોઈ એક જ ધ્યેય સાધ્ય કરવાનો સામુદાયિક પ્રયત્ન થયો નથી. પરજગતની ભાવનામાં તણાઈ ઇહલોકનો આપણે દ્રોહ કર્યો છે. માનવીમાં રહેલી શારીરિક, માનસિક તથા આધ્યાત્મિક શક્તિઓને, સ્વાર્થબુદ્ધિ ત્યાગી, આ માર્ગે વહેવડાવવામાં આવે તો આઝાદ બનેલા ભારતવર્ષને કેટલો બધો ફાયદો થાય? શ્રીરમણીકલાલ મોદી દ્વારા પ્રાપ્ત થયેલ પૂ. નાથજીનો આ લેખ આપણા સર્વને તે દિશામાં પ્રેરી રહો.

તદ્દન પ્રાથમિક જમાનામાં મનુષ્યની શી સ્થિતિ હશે તે વિશે કલ્પના યે કરવાનું આપણે માટે કઠણ છે; પરંતુ મનુષ્ય પ્રાણી જ્યારથી સમુદાય કરીને રહેવા લાગ્યો ત્યારથી સમુદાયનું રક્ષણ કરવા માટે અને ધારણ-પોષણ માટે તેને કંઈક નિયમો કરવા પડ્યા જ હશે; તે નિયમો તે જ કાળનો માનવધર્મ. ત્યાર પછી સમુદાયની સંખ્યા જેમજેમ વધતી ગઈ તેમતેમ ા માનવધર્મમાંની માનવતાની કલ્પના વ્યાપક થતી ગઈ છે. વ્યાપકતા સિવાય સમુદાયની વૃદ્ધિ થઈ શકતી નથી. તે વ્યાપકતા-ધારણ, પોષણ, રક્ષણ વગેરે બાબતમાં અધિક અનુકૂળતા અને ક્ષમતા તથા તે જ પ્રમાણે સમાજમાં સત્ત્વસંશુદ્ધિ એટલે સદ્ગુણોની વૃદ્ધિ અને શુદ્ધિ વગેરે બાબતો થતી ન રહે તો સમાજ ટકી શકતો નથી. તે માટે સમાજમાં કાળ અનુસાર જરૂરી સુધારણા કરવી પડે છે, જુદાંજુદાં આવશ્યક સાધનો નિર્માણ કરવાં પડે છે.

આપણા દેશમાં ઘણા પ્રાચીન કાળે ધર્મને નામે એક વખત જે ચાતુર્વર્ણ્ય સમાજરચના થઈ ગઈ તેની પછી આપણો જગત સાથે સંબંધ વધતો ચાલેલો હોવા, છતાં યે કોઈ પણ પ્રકારની વ્યવસ્થિત સમાજરચના કે જાગ્રતધર્મ ત્યારપછી સેંકડો વર્ષમાં હજી નિર્માણ થઈ શક્યો નથી. ભારતવર્ષની બહારની પ્રજાનો આપણી સાથે સંબંધ બંધાયા પછી આપણી પડતીની જે શરૂઆત થયેલી છે તે હજી સંપૂર્ણ બંધ થઈ નથી. બહારની પ્રજા સાથે ટકી રહેવા માટે આપણી સમાજરચનામાં જોઈતી સુધારણા કરીને આપણે પોતાના સમાજને બળવાન અને સમર્થ બનાવી શક્યા નથી. અનેક પ્રકારની આપત્તિઓ સહન કરવા છતાં યે આપણને જૂની રચનાનો મોહ છૂટ્યો નથી. 'ઈશ્વરની ઇચ્છા' અને 'પ્રારબ્ધ કર્મ'ના નિરાશાજનક સિદ્ધાંતના

---

કહેવાયું છે કે एतं मगलमुत्तमम् આ એક ઉત્તમ મંગળ છે. આને જ આદિ, મધ્ય અને અંતિમ મંગળ કહેવામાં આવ્યું છે. જૈન સૂત્રમાંના 'ચત્તારિમંગલમ્' પાઠમાં જે ચોથું મંગળ કહેવામાં આવ્યું છે તે આ જ વસ્તુ છે.

આપણા જીવનકાળ દરમિયાન આપણે જોયું છે કે, ગાંધીજીએ આ માંગલિક વારસામાંથી કેટકેટલું મેળવ્યું અને કઈ કઈ રીતે વિકસાવ્યું. આજની પવિત્ર ક્ષણે આપણે એવી જ કોઈ માંગલિક ભાવના સાથે જુદા પડીએ કે આપણે પણ આવા માંગલિક વારસાને પાત્ર ક્યારે બનીએ?

★

આધાર પર કપાળી ગયેલી સમાજરચનામાં આપણે જેમતેમ વખત ગાળતા રહ્યા છીએ, ધર્મશ્રદ્ધાને નામે આપણે જડતા અને પંગુતા વધારી છે

ઘણો સમય થઈ ગયો, આપણા બધાનું મળીને એક જ ઉદાત્ત જીવનધ્યેય આપણી દૃષ્ટિ સમક્ષ કાંઈ જ રહ્યું નથી. બીજા પ્રાણીઓ જેમ પોતપોતાની વ્યક્તિગત ઇચ્છા માટે જીવે છે અને પોતાની જરૂરિયાતો પૂરી કરવાના વ્યક્તિગત પ્રયત્નમાં જીવનભર રહે છે, લગભગ તે જ સ્થિતિ આપણે મનુષ્ય જાતિ એ આજે આપણે ભાગે આવેલી છે આપણા બધાનું મળીને જુદાજુદા પ્રકારની શક્તિબુદ્ધિ, નિષ્ઠા, કર્તૃત્વ અને ઐક્યથી બધાને કલ્યાણપ્રદ અને ધન્યતા લાગે એવું સાધ્ય આપણે સિદ્ધ કરવાનું છે, એવો કોઈ પણ સામુદાયિક ભાવ આપણામાં નથી આપણો બધો કાળ આ ધ્યેયશૂન્ય સ્થિતિમાં ગયેલો છે આપણા સમાજના દરેકે દરેક યુગમાં વિદ્વાનો હતા, પંડિતો હતા, મહાન સત્પુરુષો હતા, ધનવાન-ઐશ્વર્યવાન પુરુષો હતા, એક કરતાં એક બળવાન, રણશૂર અને ધુરંધર યોદ્ધાઓ હતા વિલક્ષણ બુદ્ધિના મુત્સદ્દીઓ યે હતા. પરંતુ બધાનું મળીને શક્તિ અને બુદ્ધિથી પ્રાપ્ત કરવાનું કોઈ પણ સામુદાયિક ધ્યેય આપણામાં ન હતું જે ધ્યેયથી બધાને ધન્યતા લાગે, બધાને સરખી જ કૃતાર્થતા અને ગૌરવ લાગે અને જે બધાના પરિશ્રમ અને ઐક્ય સિવાય એકબીજા માટે કરવા જોઈતા સંતોષપૂર્વક અને મન પૂર્વક સ્વાર્થત્યાગ વગર કેવળ ગમે તેટલા મોગ વૈયક્તિક પરાક્રમ કે સામર્થ્યથી, ત્યાગ કે જ્ઞાનથી, ભક્તિ કે સાધુતાથી ધન કે ઐશ્વર્યથી, ઉદારતા કે વિદ્વત્તાથી, શીલ કે સદ્ગુણથી પ્રાપ્ત થવું શક્ય નથી, એવું કોઈ પણ જીવનધ્યેય આપણામાં રહ્યું ન હતું તેના અનિષ્ટ પરિણામો આપણે ભોગવતા આવ્યા છીએ, અને આજે પણ ભોગવીએ છીએ દરેક જીવની પેઠે મનુષ્યમાં યે સ્વાર્થવૃત્તિ છે, પરંતુ બધાના હિતમાં જ પોતાનું હિત, પોતાનો સ્વાર્થ સમાવો એમાં જ મનુષ્યની વિશેષતા છે હજી યે આપણા બધાના સદ્ગુણો ને સ્વાર્થત્યાગથી પ્રાપ્ત થનારું ઉદાત્ત ધ્યેય આપણે ધારણ કરેલું ન હોવાથી આપણા બધાની શક્તિમાં, કાર્યમાં એકજીવપણું આવી શકતું નથી આપણા બધામાં ઐક્ય નિર્માણ થઈ બધામાં એક જ પ્રાણ સંચરવા લાગતો નથી. આપણા સાધુચરિત અને કર્તવ્ય પરાયણ આગેવાનો આપણને સ્વાર્થત્યાગનો અને ઐક્યનો ઉપદેશ કરી રહ્યા છે તોપણ હજી યે તે આપણા ચિત્તમાં ઊંડે ઊતરતો નથી

'તું તારું સુખ જો,' 'તું તારું સંભાળ,' 'જગતની ભાંજગડમાં પડવાનું તારે કારણ નથી'—એવા પ્રકારના ઉપદેશ અને સંસ્કાર નાનપણથી આપણને મળતા હોવાથી અને આપણી પેઢીઓની પેઢીઓ આ જ સ્થિતિમાં ગયેલી હોવાથી, આપણા લોહીમાં તે ઉપદેશ અને સંસ્કાર ભળી જવાથી પોતપોતા વિશેની આપણી કલ્પના સાવ સંકુચિત થઈ ગયેલી છે તેને લઈને કોઈ પણ ઉદાત્ત સામુદાયિક ભાવ આપણામાં નિર્માણ ન થતાં દુનિયામાં આપણે કેવળ સ્વાર્થમાં જ રહીએ છીએ કોઈ કારણોથી સંસારનો કંટાળો આવતાં ધર્મ ને અધ્યાત્મનો વિચાર કરવા લાગીએ તો યે તે બાજુએ પણ આપણને સ્વાર્થ સિવાય બીજો ઉપદેશ મળતો નથી 'જગતમાં તું એકલો જ આવ્યો છે, અને છેવટે એકલો જ જવાનો છે,' 'જગતમાં કોઈનું કોઈ નથી,' 'તારી જાતને માયાજાળમાંથી છોડાવી લે,' 'ઈશ્વરપ્રાપ્તિ કરી લે,' 'તું કોણ છે એ જાણી લે,' 'જન્મમરણમાંથી મુક્ત થા,' 'મોક્ષ પ્રાપ્ત કરી લે'—આ જ ઉપદેશ આપણને મળતો

ખોટી સમજણ, નિવૃત્તિમાર્ગ વિશે ચાલતી આવેલી શ્રદ્ધા, કર્મમાર્ગ વિશેની આપણી દુર્બળતા, અને તે વિષેની અનાસ્થા તેમજ તેની શુદ્ધિ વિશેની અશક્યતાની કલ્પના અને એકંદરે બધી બાબતોમાં નિરાશા—એ જ આ બધાનાં કારણે હશે એમ લાગે છે. પરંતુ આ કે આના જેવાં જ આપણી અવનતિનાં બીજાં કંઈ કારણો હોય તો યે તેનો નાશ કર્યા વગર હવે આપણે માટે આરો નથી. ગમે તેટલી દિવ્ય પણ કેવળ વ્યક્તિગત સુખની કલ્પના, લોભ યા મોહમાં આપણે ન પડવું જોઈએ. પરલોકના કાલ્પનિક સુખ કરતાં ઇહલોકના કર્તવ્યને અને તેમાંથી મળનારા સાત્ત્વિક આનંદને આપણે હવે મહત્ત્વ આપવું જોઈએ. પેઢી દર પેઢી ચાલ્યો આવતો આજ આપણને મળેલો માનવશક્તિ બુદ્ધિનો વારસો, તેમ જ આપણી કર્મેંદ્રિયો, જ્ઞાનેંદ્રિયો, પ્રાણ, મન, બુદ્ધિ—બધાયમાં સંચરનારી ચૈતન્યશક્તિ, એ સર્વનો ઉપયોગ કઈ રીતે કરીને આપણે જીવન સફળ કરી લેવું એનો વિચાર આપણે કરવો જોઈએ. માનવજીવન, માનવસંબંધો અને આપણી ભાવિ પેઢી એ બધાના કલ્યાણની દૃષ્ટિએ આપણે વિચાર કરવા લાગીએ તો આપણને ખરા ધર્મનું જ્ઞાન થયા વિના રહેશે નહીં. વ્યક્તિગત સુખ કે શ્રેષ્ઠતાને મહત્ત્વ ન આપતાં વ્યાપક રીતે જીવન વિશે વિચાર કરવાનું આપણે શીખીએ. આપણે મનુષ્ય છીએ, અને બધી રીતે મનુષ્ય તરીકે જીવવા માટે આપણો જન્મ છે, એ વાત આપણાં હૃદયમાં ઠસી જાય તો આપણી શક્તિઓનું આપણને જુદા સ્વરૂપમાં દર્શન થાય. પોતાપણાની આપણી સંકુચિત ભાવના નાશ પામે અને સમુદાય વિશે પોતાપણું લાગવા જેટલી વિશાળતા આપણા હૃદયમાં પ્રગટ થાય તો આપણાં વ્યક્તિગત ધ્યેયોની અને તેનાં સુખ, આનંદ અને દિવ્યતાની કલ્પના વગેરેની હીનતા અને અસત્યતા આપણને સ્પષ્ટપણે જણાઈ આવે અને જીવન વિશેના બધા ક્ષુદ્ર આદર્શો આપણા ચિત્તમાંથી અસ્ત પામે; તેમ જ પોતાના જ વિકારો કે ભાવનાઓને તાબે રહેવામાં માનવતા નથી, પરંતુ વિકાર અને ભાવનાને નિમિત્તે પ્રગટ થનારી માનવીની અનેકવિધ શક્તિઓને વિવેકશુદ્ધ કરીને તેમને યોગ્ય કાર્યમાં અને કર્તવ્યમાં પરિણત કરવી એમાં જ માનવતા છે. એ વાત આપણને સમજાય. આ રીતે આપણામાં વિવેક અને ધર્મની જાગૃતિ થાય તો આપણી નાશ પામતી માનવતા આપણને ફરીને પ્રાપ્ત થાય.

માણસમાં અનેક પ્રકારની શારીરિક, બૌદ્ધિક અને માનસિક શક્તિઓ છે. તે શક્તિઓ દરેક વૃત્તિ અને કર્મ દ્વારા તેની ઇચ્છા કે અનિચ્છાએ મનુષ્ય મારફત બહાર પડતી હોય છે. યંત્રમાંથી પેદા થતી વરાળને જેમ યોગ્ય કાર્યમાં યોજનાપૂર્વક ઉપયોગમાં લાવવાથી તે દ્વારા મહાન કાર્યો કરવામાં આવે છે તે પ્રમાણે માનવીમાં રહેલાં શક્તિ, વિકાર અને ભાવનાને અવ્યવસ્થિતપણે અને અવિવેકથી વ્યર્થ જવા ન દેતાં તેને વધારીને તેમ જ શક્ય તેટલાં શુદ્ધ કરીને આપણે તેને યોજનાપૂર્વક ઉપયોગમાં લાવી શકીએ તો તે દ્વારા કેટલાં યે મહાન સત્કાર્યો સાધી શકાશે. તેવાં મહાન કાર્યો કરવા માટે પોતાની એકેએક વૃત્તિનું શોધન કરવું પડશે. અયોગ્ય વૃત્તિઓનો વિરોધ કરીને તેને ભાવનામાં પરિણત કરવી પડશે. તે ભાવનાઓને પણ શુદ્ધ કરીને વિવેકથી તેમનો યોગ્ય કાર્યમાં અને કર્તવ્યમાં સદૈવ ઉપયોગ કરવો પડશે. કોઈ પણ ભાવના તે ગમે તેટલી દિવ્ય લાગતી હોય તોપણ આપણા ચિત્તમાં કેવળ કલ્પનારૂપે તે ઘોળાતી

ને રહેવી જોઈએ તેમાં ડૂબી જઈને આપણે તેમાં જ રમ્યા ન કરવું જોઈએ તેમ કરવું એટલે આપણી જ કલ્પનાસૃષ્ટિમાં રમમાણ રહેવાનો આપણે જ જન્માવેલો તે એક મનોમય ખેલ છે તેમાં આપણી કોઈ પણ શક્તિનો વિકાસ ન હોઈ તે આપણો કેવળ મનોવિલાસ છે તેમાં આનંદ હશે પણ તેમાં માનવોચિત પુરુષાર્થપ્રાપ્ત એવી પ્રસન્નતા નથી આપણા ચિત્તમાં ઈશ્વર વિશેની ભાવના પણ કેવળ રમ્યા કરે તો તેમાં આનંદ, આવેશ કે મસ્તી થોડો કાળ ભોગવાનો સંભવ છે, પરંતુ તેમાં કર્તૃત્વ નથી વ્યક્તિગત કલ્યાણના હેતુથી આપણે ઈશ્વર સાથે તન્મય થવાનો પ્રયત્ન કરીએ અને તેથી આપણને તન્મયતા થૈ લાગે તોપણ તેથી આપણામાં જ્યાંસુધી ઈશ્વરીશક્તિનો સંચાર થતો નથી અને તેવા પ્રકારનું કર્તૃત્વ પ્રગટ થતું નથી ત્યાંસુધી તે તન્મયતાનું મનની વિશ્રાન્તિ કરતાં વિશેષ મહત્ત્વ નથી મનકલ્પિત વધારેલી પ્રેમોન્મત અવસ્થાનો કે ઈશ્વર વિષયક કાંઈક અસંબદ્ધ બોલતા રહેવા સિવાય બીજો કશો ઉપયોગ ન થતો હોય તો તે અવસ્થા જીવનવિષયક કલ્યાણની દૃષ્ટિએ વૃથા છે જેને જીવનસિદ્ધિ સાધવાની હોય તેણે કેવળ કલ્પનાસૃષ્ટિમાં કદાપિ ન રહેવું જોઈએ પોતાની બધી વૃત્તિઓ અને શક્તિઓને શુદ્ધ કરીને અને વધારીને તે બધાને કાબૂમાં રાખવાની શક્તિ તેણે પ્રાપ્ત કરવી જોઈએ વૃત્તિને ગમેતેમ સ્વૈરપણે બહાર ન પડવા દેવા માટે આપણને સંયમ શક્તિની જરૂર છે અને તેને યોગ્ય કાર્યમાં લગાડવા માટે આપણામાં પ્રેરકશક્તિ હોવી જરૂરની છે તેમ જ પોતાનાં કર્તવ્યોને ઓળખીને તે માટે આ બે શક્તિઓનો યથાકાળે અને યથાયોગ્ય ઉપયોગ કરવા માટે આપણને વિવેકશક્તિની જરૂર છે આ મુખ્ય ત્રણ શક્તિઓના વિકાસમાં માનવતા છે, અને સામુદાયિક ધ્યેય ને કર્તવ્યને માર્ગે આપણે તે જ સાધવાની છે

કોઈ કહેશે, ઈશ્વરી પ્રેમ જેટલી પવિત્ર અને શ્રેષ્ઠ ભાવના જગતમાં બીજી કોઈ નથી, માટે તે પ્રેમમાં મગ્ન થઈ જવા કરતાં અધિક શ્રેષ્ઠ કાર્ય જીવનમાં બીજું શું હોય? ઈશ્વરીપ્રેમ જેટલી પવિત્ર અને શ્રેષ્ઠ ભાવના જગતમાં નથી એ વાત તદ્દન ખરી માનીએ તોપણ તે ભાવનામાં મનુષ્ય ચોવીસ કલાક કદી મગ્ન રહી શકતો નથી બહુ તો થોડો વખત મગ્ન રહી શકશે તે થોડા વખતની મગ્નતાને મનુષ્યે ધન્યતા અને માનવતા માનવી કે તે પવિત્ર ભાવનાનો જીવનના દરેક ક્ષેત્રમાં, દરેક વ્યક્તિ સાથે આવનારા સંબંધમાં, કર્મમાં ને કર્તવ્યમાં ઉપયોગ કરતા રહીને તે દ્વારા તે દિવ્ય અને પવિત્ર ભાવના પ્રગટ કરતા રહેવામાં ધન્યતા અને માનવતા માનવી? માનવી હૃદયની કોઈપણ અને કેટલી યે દિવ્ય અને શ્રેષ્ઠ ભાવના ઉચિત કર્માચરણ સિવાય પૂર્ણ થઈ શકતી નથી, માટે જે ભાવના ઉચિત કર્મમાં ફેરવાઈ જતી નથી, તે ભાવના પવિત્ર અને શ્રેષ્ઠ હોય, તોપણ તે નિષ્ફળ છે એમ સમજવામાં શી હરકત છે? ઈશ્વર સાથે તન્મય થવાથી જો ઈશ્વરી સામર્થ્ય, પુરુષાર્થ અને કર્તૃત્વ આપણામાં સંચરે નહિ, ઈશ્વર સાથે તદ્રૂપ થવાથી યે જો આપણામાં દયા, ન્યાય, ઉદારતા, સત્ય વગેરે ઈશ્વરી ગુણ પ્રગટ થાય નહિ તો તે તન્મયતા અને તદ્રૂપતાનો શો અર્થ છે? આપણે જ નિર્માણ કરેલી કલ્પના સાથે કેવળ તન્મય અને તદ્રૂપ થવાથી કઈ ઈશ્વરી શક્તિનું આપણી મારફત પ્રગટીકરણ થશે? આપણા પોતાનામાં જ જો શક્તિ ન હોય, પુરુષાર્થ ન હોય અને કાર્યશીલતા ન હોય, તો પોતામાંથી નિર્માણ થયેલી કલ્પનામાં યે આ

ગુણોનું દર્શન ક્યાંથી થશે ? માટે માનવતાનું ધ્યેય આ નથી, પણ માનવતા માટે પુરુષાર્થની જરૂર છે. પુરુષાર્થ માટે કર્મમાર્ગની જરૂર છે. ભર તારુણ્યમાં ભક્તિ, ચિત્તનો લય, બ્રહ્મ કે આત્મસાક્ષાત્કાર વગેરેને નિમિત્તે નિવૃત્તિ-પરાયણ થવામાં ધ્યેય વિષે અનેક ખોટી સમજણ, અકર્તૃત્વ, ખોટી મહત્ત્વાકાંક્ષા, કર્મમાર્ગનો અપયશ, નિરાશા કે તે માર્ગમાં યોગ્ય કાર્ય ન મળવું વગેરે કારણો પૈકી એકાદ કે અનેક કારણો હોવાં જોઈએ. તે કાળે પોતાની ક્રિયાશક્તિને ઉપયોગમાં લાવવાનો મનુષ્યને યોગ્ય રસ્તો મળે, યોગ્ય કાર્ય મળે, તે કાર્ય દ્વારા શુદ્ધ આનંદ મળવા લાગે તો કોઈ પણ કાલ્પનિક આનંદ તરફ તે જશે નહિ. જીવનનું યોગ્ય જ્ઞાન હોય તો મનુષ્ય જાણી જોઈને ભ્રમમાં પડશે નહિ. તેમ જ કર્તૃત્વ વધારવા માટે મનુષ્યને કોઈ ઉપાય મળે તો સત્કર્મહીન ખોટી મહત્ત્વાકાંક્ષાની પાછળ તે લાગશે નહિ અને માનવતાનું ધ્યેય તે જાણતો હોય તો કોઈ પણ કાલ્પનિક ધ્યેયમાં તે કદી પડશે નહિ.

માનવધર્મ પ્રમાણે વર્તવાથી જ માનવતાની પ્રાપ્તિ થવી શક્ય છે. કેવળ શારીરિક, કે બૌદ્ધિક શ્રેષ્ઠતાથી અને ઈશ્વર વિશે કાલ્પનિક ભાવનાતિશયતાના કાલ્પનિક આનંદથી માનવતા સિદ્ધ થવી શક્ય નથી. સમુદાયની રક્ષા માટે, ઉન્નતિ માટે અને કલ્યાણ માટે સમુદાયે આચરવાના જે નિયમ, તે જ માનવધર્મ. તે નિયમો એકાંગી હોઈ શકતા નથી. કેવળ વ્યક્તિના સુખનો કે આનંદનો વિચાર કરીને તે ઠરાવી શકાતા નથી. સામુદાયિક સુખ, સામુદાયિક આનંદ, સામુદાયિક ઉન્નતિ ને કલ્યાણ—આ કલ્પનાઓ તેના મૂળમાં હોવી જોઈએ. તે કલ્પનાઓને બાધ ન આવે એવી રીતે કોઈ પણ વૈયક્તિક સાત્ત્વિક આનંદ મેળવવામાં કશો જ બાધ નથી. એમ કરવાથી કોઈના યે યોગ્ય સુખને, આનંદને નડતર થતું નથી. જે વ્યક્તિના પોતાના શારીરિક, બૌદ્ધિક કે માનસિક કોઈ પણ જાતની ઉન્નતિને બાધક થવાનો સંભવ નથી તે આનંદ સ્વાભાવિક છે, તે આનંદ સામુદાયિક કલ્યાણને બાધક ન હોઈ પોષક છે. માનવધર્મમાં સમુદાયના હિતને પોષક એવા વ્યક્તિગત આનંદને સ્થાન છે. કાલ્પનિક આનંદ કરતાં તેનું મહત્ત્વ અને ઉપયોગિતા માનવધર્મની અને કર્મમાર્ગની દૃષ્ટિએ શ્રેષ્ઠ છે. આપણે કર્મમાર્ગ અને ગૃહસ્થાશ્રમની શુદ્ધિનો વિચાર ન કર્યો હોવાથી આપણને સાત્ત્વિક આનંદ મળતો નથી. સમુદાયનો વિચાર કરીને કર્મમાર્ગને પ્રભાવશાળી કરવાનો પ્રયત્ન આપણે ન કર્યો હોવાથી આપણા જીવનના બધા સાચા સાત્ત્વિક રસો ઊડી ગયા છે. સંસારને પાપરૂપ સમજતા હોવાથી આપણાં દૌર્બલ્ય, અસંયમ અને સ્વાર્થને લઈને તેને વધારે ને વધારે દ્વેષરૂપ કરવામાં આપણને કશું જ લાગતું નથી. આનંદ સિવાય માણસ રહી શકતો નથી અને સાત્ત્વિક આનંદ આપણે પ્રાપ્ત કરી શકતા નથી, એવી સ્થિતિમાં આપણે રાજસ અને તમોગુણી આનંદના ભોક્તા બનીને સંસારને અધિક પાપમય કરતા આવ્યા છીએ અને સંસારથી ઉદ્વેગ પામેલાઓએ કે તેમાં અપયશ આવવાથી નિરાશ થયેલાઓએ અથવા તેનો ભય માનનારાઓએ ઈશ્વર વિષેના કાલ્પનિક આનંદમાં રમમાણ થવાના માર્ગો કાઢ્યા છે. તે આનંદને જ આપણે સાત્ત્વિક આનંદ સમજતા આવ્યા છીએ. પરંતુ તેથી કર્મમાર્ગ શુદ્ધ થયો નથી, સંસાર સુધર્યો નથી.

ઈશ્વર ખરેખર કેવો છે તેનો હજી કોઈને જ પત્તો લાગ્યો નથી, છતાં આપણી ભાવતૃપ્તિ માટે આપણને પ્રેમ જોઈએ ત્યારે તેને પ્રેમસ્વરૂપ; આનંદ જોઈએ

ત્યારે તેને આનંદસ્વરૂપ; દયા જોઈએ ત્યારે દયાસિંધુ; વાત્સલ્ય જોઈએ ત્યારે તેને જ ભક્તવત્સલ, દીનવત્સલ, માતાપિતા; પાવન થવું એમ લાગે ત્યારે પતિતપાવન વગેરે વગેરે જેમ જે વખતે આપણને જોઈએ તેમ તેને આપણે કલ્પીને, બનાવીને તે મારફત આપણે પોતે આનંદ, ધીરજ, આધાર અને સમાધાન મેળવવાનો પ્રયત્ન કરતા આવ્યા છીએ. આ પ્રમાણે સંસારમાં અને પરમાર્થમાં આપણે પોતાની વ્યક્તિગત વૃત્તિ, ઇચ્છા, ભાવના શ્રદ્ધા વગેરેનું પોષણ, વર્ધન અને શમન કરતા રહ્યા તેનું કર્મમાર્ગ પર ઇષ્ટ એવું કશું જ વિશેષ પરિણામ આવ્યું નહિ; તેને લીધે આપણાં દૌર્બલ્ય અને પંગુતા ઓછાં થયાં નહિ. તેના કરતાં ઈશ્વરમાં જે જે ગુણ આપણે કલ્પીએ તે તે બધા ગુણોથી યુક્ત થવાનો— તેમાં જ કલ્પેલા ગુણો પ્રમાણે આપણે પોતે પ્રેમસ્વરૂપ, આનંદસ્વરૂપ, દયાપૂર્ણ અને વાત્સલ્યમય થવાનો—તે જ પ્રમાણે ન્યાયપરાયણ બનવાનો પ્રયત્ન કર્યો હોત તો તેનાં સુપરિણામ સમાજમાં અને આપણામાં પરસ્પર થતાં રહીને આપણું જીવન ખરેખર સુખી અને આનંદી થયું હોત. આપણે સદ્‌ગુણો પર ભાર આપતા આવ્યા હોત, તો આપણામાં સદ્‌ગુણોની વૃદ્ધિ થઈ હોત. તેને લઈને આપણને બધાને પરસ્પર આધાર મળ્યો હોત અને એવી સ્થિતિમાં આપણામાં સહેજે ઐક્યભાવ નિર્માણ થઈને તે અખંડ રહ્યો હોત. આપસના સદ્‌ભાવથી આપણામાં પરસ્પર વિશ્વાસ ઉત્પન્ન થયે આપણા બધાનો ઉત્કર્ષ થયો હોત. પરંતુ આ પ્રકારના પ્રત્યક્ષ કર્મમાર્ગમાં ઉપયોગી થનારા સદ્‌ગુણોનો આગ્રહ આપણે રાખ્યો નહિ. કર્મમાર્ગની શુદ્ધિનો અને તે દ્વારા જ પ્રત્યક્ષ આનંદ મેળવવાનો આગ્રહ મનુષ્ય રાખે છે ત્યારે તેને સારી બાબતો પ્રત્યક્ષ આચરવી પડે છે, બુદ્ધિ ચલાવવી પડે છે, યોજના ઘડવી પડે છે અને છેવટે તે બધામાં પ્રયત્નપૂર્વક યશસ્વી થવું પડે છે. તે બધા પ્રયત્નમાં તેનો પોતાનો અનેક બાજુથી વિકાસ થાય છે સાત્ત્વિકતા સાથે તેનું કર્તૃત્વ પણ વધે છે. તેના સદ્‌ગુણોમાં ઉમેરો થાય છે. તેનું કર્મકૌશલ અને તદ્‌વિષયક તેની પાત્રતાની વૃદ્ધિ થાય છે. તેના પ્રયત્નથી બીજાઓને તે માર્ગ અને ઉપાય સુગમ થાય છે. ઘણાઓને તેનો અનેક રીતે લાભ થઈ શકે છે. ઘણાઓમાં સાત્ત્વિકતા જાગ્રત થાય છે અને તેમના સદ્‌ગુણોને ગતિ મળે છે. કર્મમાર્ગનાં અજ્ઞાન, અશુદ્ધિ અને જડતાનો નાશ થઈને આપણો અને બીજાઓનો પુરુષાર્થ વધતો જાય છે. તેમાં કાલ્પનિકપણું ન હોવાથી કર્મમાર્ગમાં પ્રત્યક્ષ થયેલી સુધારણા અને સમાજમાં વધેલી પાત્રતા તે પ્રમાણે જ ચાલુ રહે છે. સાત્ત્વિક આનંદના જુદાજુદા પ્રકારો સમાજમાં રૂઢ થાય છે અને તેને લઈને એકંદરે આખા સમાજની શુદ્ધિનું અને નીતિનું પ્રમાણ વધતું જાય છે. આ દૃષ્ટિએ કેવળ કાલ્પનિક, વ્યક્તિગત સુખનો અને આનંદનો વિચાર કરવાને પરિણામે પોતાની કે સમાજની કોઈ પણ શક્તિ વધતી નથી. માટે એવા સુખની કે આનંદની વ્યક્તિ અને સમાજની ઉન્નતિની દૃષ્ટિએ વિશેષ કિંમત માની શકાતી નથી.

આ બધા વિચાર પરથી એ જ લાગે છે કે કર્મમાર્ગની શુદ્ધિ ત્યારે જ થઈ શકશે, જ્યારે આપણે વ્યક્તિગત અને કેવળ કલ્પનાજન્ય આનંદને જીવનમાં મહત્ત્વ નહીં આપીએ. સંયમ, કર્મવાદ, પુરુષાર્થ અને વિવેકની મદદથી આપણને પ્રત્યક્ષ આનંદ પ્રાપ્ત કરવામાં વ્યક્તિ અને સમાજની દૃષ્ટિએ કેટલો પ્રત્યક્ષ

એક કોયડો

# તું તે જ હું

°

શ્રી. બળવંતરાય ક. ઠાકોર

માનવી અંતરમુખ બને ત્યારે જ એને સચ્ચિદાનંદસ્વરૂપની કંઈક ઝાંખી થવાનો સંભવ છે. અંતરને બારણે જાણે પરમાત્મા આવે છે ત્યારે ધ્યાનમાં બેઠેલો આત્મા એને, અંદર હમણાં દાખલ ન થવાનું જણાવે છે; ને કહે છેઃ તું તારી મેળે અત્યારે તો વિદાય જ થા. તારે આવવું હોય તો સાંજે–જીવનસંધ્યાએ, વૃદ્ધાવસ્થાવખતે, જ્યારે સામાન્ય રીતે માનવી માટે ગોવિંદગુણ જ ગાવાના રહે છે, ત્યારે આવજે ને જે કંઈ કહેવુંકરવું હોય તે મન મૂકી કહેજે. ત્યારે પરમાત્મા જાણે કહે છે, કે હા ભાઈ હા, હું તો તે બધું જાણું જ છું, એટલે જ તો તને અત્યારે ચેતવવા આવ્યો છું.

આત્મા જવાબ આપે છેઃ તું તારે ચાલ્યો જાને, અત્યારે તો અહીં રજ પણ સમય ફાજલ નથી. આ મદમસ્ત જુવાનીમાં તો મારા દૈવત ને કૌવતને બળે જેની હું સાધના કરું છું, તે તો આમ ચપટી વાગતાંની સાથે જ મને મળશે. પરમાત્મા કહે છે, તો શું તું મને હજી પણ ઓળખતો નથી? હું જે કહું છું તે શબ્દો શું સ્પષ્ટ નથી?

હું માનવી, જાનવર, પંખી, કીટ, પતંગ, પન્નગ, ભાવિ કે ભૂત છું તેની હજી પણ ખબર નથી પડી? ને સાચે જ કહેજે, તું જે આ જાકારો દે છે તે સાચેસાચ છે કે પછી ટીખળ–મશ્કરી કરે છે! સહુ વાતની એક વાત તો આટલી જ છે, તું તે જ હું છું–આત્મા તે જ પરમાત્મા છે–ને તું છે તેથી અલ્યા મને, હું બીજું કોઈ તત્ત્વ છું એવી શંકા શા માટે લાવે છે? હવે કાવ્ય વાંચો. એનો રસાસ્વાદ માણી શકાશેઃ

શાર્દૂલ૦ ] [ સોનેટ

તૂં છો કોણ? દબાવતો કળ? અલ્યા ઠેલી રહ્યો બારણાં?
ડૂબ્યો ધ્યાન વિશે છું અંતર જલે, ત્યાં આમ વિક્ષેપ કાં?
અત્યારે તું વદાય થા, વળી નિરાંતે સાંજરે આવજે,
કહેજે સર્વ, ઉરે ભલે ઠલવજે, સાચૂં મિઠું અન્ય ને
નકામૂં ય ભલે તદા ભરડજે, ટોલ્લા ય દેજે ઇતર,
–હા યે હા જાણું હૂંય, થાપિ તુજ શૂં થાપી ય ઠોકૂં જબર!
જા તૂં જા પણ હાલ તો વખત ના ફાજલ અહીં છે રજે,
જે હૂં સાધિ રહ્યો સમગ્ર મથને, તે આમ પામ્યો અલ્યા જાણજે!

શૂં? ના ઓળખતો મ્હને? ન વચનો મ્હારાં વિશે સ્પષ્ટતા?
નીચો કંઠ પડે? વળી વિવિધ ને અકળાવતા મુઝવતા,
શૂરો ને પલટા અઠામ પડતા? છૂં જન્ન? છૂં જાનવર?
પંખી? કીટ? પતંગ? પન્નગ? ભલા છૂં ભાવિ? છૂં ભૂતવર?
ના શૂં ઓળખિયો હજી? તુજ ખરો જાકાર કે ટીખળ?
–રે તૂં તેજ હું! છો તું તેથિ મુજને 'લ્યા કાં તું શંકે અવર!

જાકાર : ચાલ્યો જા, એવો નકારો. 'લ્યા : અલ્યા.



# ઊંઘ

શ્રી જ્યોતીંદ્ર દવે

બાળકની 'નિંદરપરી,' કવિઓની 'નિદ્રાદેવી' ને અદિતિની ઊંઘ આપણી જિંદગીના વર્ષોમાંથી લગભગ ત્રીજા ભાગની હિસ્સેદાર છે. તત્વજ્ઞોએ ઊંઘને 'ક્ષણમૃત્યુ જ જેવી દશા'રૂપે ગણી છે. વૈદ્ય-દાક્તરો ઊંઘને શરીરસ્વાસ્થ્યનું પ્રમુખ કારણ માને છે; પણ આ નિદ્રા દરમિયાન માણસ કેવો અસહાય બની જાય છે! અનિદ્રાના રોગથી પીડાતાની વ્યથા ને ગાઢ નિદ્રા ન આવી હોય કે ઉજાગરો હોય તેવા ધંધાદારી કે નોકરિયાતની બીજા દિવસની પીડા આપણે સહુ જાણીએ છીએ. પણ ઊંઘ ઉપર લખવા માટે નિદ્રાદેવીએ લેખક ઉપર શી વિતાડી છે એનો અનુભવ તો આ લેખ વાંચ્યા વિના નહિ આવી શકે

'અહુ અદ્‌ભુતોમાં તુજ સ્વરૂપ અદ્‌ભુત નીરખું'' એમ કવિએ ઈશ્વરને માટે કહ્યું છે તે નિદ્રાને પણ લાગુ પાડી શકાય છે. ખરી રીતે જોતાં ઈશ્વર કરતાં પણ ઊંઘને એ વર્ણન વધારે લાગુ પડે છે; કારણકે ઈશ્વરનું સ્વરૂપ કેવું છે તે કોઈ જાણતું નથી. ઘણાને મતે એનું કોઈ રૂપ જ નથી. એ તો અમૂર્ત ને અરૂપ છે. એટલે એના રૂપ માટે અદ્‌ભુત કે બીજા કોઈ વિશેષણને અવકાશ જ રહેતો નથી વિશેષ્યનો જ જ્યાં અભાવ હોય ત્યાં એકડાવિનાનાં મીંડાં જેવાં વિશેષણોનો શો અર્થ?

નિત્યના પરિચયને લીધે જીવનની ઘણી વિચિત્ર ને અદ્‌ભુત વસ્તુઓ આપણને કેવળ સામાન્ય ને સાધારણ લાગે છે. નિદ્રાને વિષે પણ એવું જ છે. નિદ્રાનું સ્વરૂપ, એનાં કાર્ય ને કારણ, એનું આવાગમન ને વિસર્જન–એ બધું જ અદ્‌ભુત છે.

એકવાર હું ટ્રેનમાં મુસાફરી કરતો હતો લડાઈ પહેલાંના એ દિવસો હતા એટલે ટ્રેનમાં ભીડ બહુ ઓછી હતી અમારા ડબામાં એક પહાણ બેઠો હતો. ભીડ બહુ નહોતી તોપણ એ નવા આવનારને દમદાટી આપીને અંદર આવવા નહોતો દેતો. મેં પણ જ્યારે ડબામાં પ્રવેશ કરવા પ્રયત્ન કર્યો, ત્યારે પહેલાં તો એણે મને બીજાની પેઠે અંદર દાખલ થતાં અટકાવ્યો. બીજે વધારે સારી જગા છે એવી લાલચ બતાવી, ને અંદર આવશો તો જોવા જેવી થશે એમ ધમકી પણ આપી. છતાં એ કશાને ગણકાર્યાં વગર હું અંદર દાખલ થયો

'આટલી બધી જગા છે છતાં બધાને અંદર આવતાં કેમ અટકાવે છે?' એમ મેં એને સવાલ પૂછ્યો. જવાબમાં એ માત્ર ઘૂરક્યો ને પછી એ ઓછું હશે એમ માની હાથમાંનો દંડ બતાવ્યો મને એના પર ખૂબ ચીડ ચઢી. પણ પઠાણ જોડે લડવામાં આપણા જેવા સારા માણસની આબરૂ નહિ એમ માની, હું કંઈ એનાથી બીતો નહોતો તોપણ ચર્ચા કરવાની માંડી વાળી મૂંગો રહ્યો ટ્રેન ચાલુ થઈ એટલે એણે બિસ્તરો પાથરી તે ઉપર લંબાવ્યું થોડીવારમાં એ ઊંઘી ગયો ને એનાં નસકોરાંનો અવાજ ટ્રેનના અવાજને દાબી દેતો, સંભળાવા લાગ્યો. મારી નજર એ સૂતેલા પઠાણ પર પડી. મને થયું

'શું પ્રચંડ આનું શરીર છે! પણ અત્યારે એ કેવો અસહાય, લાચાર ને દીન જેવો દેખાય છે! થોડીવાર પહેલાં એણે મારું અપમાન કર્યું હતું ને તે વેળા હું કંઈ બોલ્યો નહોતો; પણ અત્યારે એ મારા કરતાં ઘણો બળવાન છે તેમ છતાં કોઈ સ્ટેશન આવે ને ટ્રેન ધીમી પડે ત્યારે હું એને ચાર થાપટ

પણ બધા પ્રયત્નો નિષ્ફળ જતાં આખરે થાકીને પડી રહે છે. 'અરે ભગવાન ! કાલે મારું શું થશે ? દિવસે કામ કેમ થશે ? ઊંઘ નહિ આવે તો તબિયત ખલાસ થઈ જશે' વગેરે ચિંતા એ કરવા માંડે છે; ને જેમજેમ એ ચિંતા કરતો જાય છે તેમતેમ એની બેચેની વધતી જાય છે, અને નિદ્રા એનાથી વધારે ને વધારે દૂર જતી જાય છે. સવારે એ ઊઠે છે, ત્યારે સખત લાઠીચાર્જમાં સપડાઈ ગયેલા પુરુષ જેવી એની સ્થિતિ થઈ ગઈ હોય છે.

ઊંઘ ન આવે ત્યારે માણસ કેવો બેચેન થઈ જાય છે એનો મને સારો અનુભવ છે. શરૂઆતમાં મને ઊંઘ બહુ ઓછી આવતી—ઓછી જ નહિ, પણ મોડી પણ બહુ આવતી. ખરી રીતે જોતાં એમાં વાંક મારો જ છે. વાંચવાનું વ્યસન મને એવું સખત લાગુ પડ્યું છે કે તે છોડીને સૂવા જવું મને બહુ મુસ્કેલ લાગે છે. એટલે ઊંઘ જ્યારે મગજના દરવાજા ઠોકે છે ત્યારે 'જરા થોભ' એમ હું એને કહું છું. થોડીવાર એ થોભે છે ને વળી પાછા દરવાજા ઠોકે છે. 'જરાક થોભ' એમ કહીને હું ફરી વાંચવામાં પડું છું. જરાક થોભીને એ ફરી દરવાજા ખખડાવે છે. 'આ આવ્યો,' હું કહું છું ને એનું અસ્તિત્વ ભૂલી જાઉં છું. બહુ વાર બારણે વાટ જોઈ ઊભેલો અભ્યાગત દરવાજા ઊઘડે નહિ તો પાછો ચાલ્યો જાય છે, તેમ મારી ઊંઘ વાટ જોઈજોઈને થાકીને પાછી ચાલી જાય છે. એ પછી લાંબે વખતે પુસ્તક બંધ કરી હું સૂવા જાઉં છું, ત્યારે એ દેવી મારી સામે ફરકતાં પણ નથી. 'કલહાન્તરિતા નાયિકા'ની પેઠે એ પૂંઠ ફેરવીને ઊભી રહે છે. ધીરોદાત્ત નહિ પણ અધીર ને અવદાત્ત નાયકની પેઠે હું એને મનાવવા ખૂબખૂબ મથું છું, પણ એક વારની અવગણનાને કારણે ક્રોધે ભરાયેલી એ ગર્વઘેલડી સુંદરી છણકો કરીને સરી જાય છે. स एष ते तिष्ठति संगमोत्सुको विशंकसे भीरु यतोऽवधीरणाम् । (મારી એ અવગણના કરશે એમ જેના વિષે તું શંકા રાખે છે તે તો તને મળવા માટે આતુર આ ઊભો છે.) એમ કાલિદાસના નાયકની પેઠે એને હું કહું છું, પણ એ કંઈ કાલિદાસની નાયિકા નથી કે સહેજે મનાઈ જાય. આમ હું એને મનાવવાના યત્નો છોડી દઉં છું ને પછી કોણ જાણે ક્યારે એ આવીને મને પોતાના પાશમાં લઈ લે છે. આમ હાથે કરીને મેં અનિદ્રાને આમંત્રણ આપ્યું છે. હવે નિદ્રાદેવીને વશ થવામાં હું ડહાપણ સમજ્યો છું ને અનિદ્રાનો સારો પુરાણો રોગ ઘણે અંશે કમી પણ થઈ ગયો છે. પરંતુ પહેલાં જ્યારે મને ઊંઘ નહોતી આવતી અથવા બહુ મોડી આવતી ત્યારે હું બહુ બેચેન થઈ જતો ને બીજે દિવસે મારી તબિયત ખરાબ થઈ જતી. એ પછી અનુભવે હું શીખ્યો કે ઊંઘ ન આવે તોપણ બેચેની અનુભવવાની કંઈ જરૂર નથી. ઊંઘ ન આવે ત્યારે એમ વિચાર ન કરવો કે ઊંઘ કેમ આવતી નથી ? પણ મનને એમ મનાવવું, કે આ હું પથારીમાં પડ્યો છું—આરામ લેવા ખાતર. ઊંઘને જો આવવું હોય તો ભલે આવે, મારી ના નથી. હું એનો આદરસત્કાર કરીશ; પણ એને જો ન જ આવવું હોય તો મારો આગ્રહ પણ નથી. કલા ખાતર કલા તેમ સૂવા ખાતર સૂતો છું. કલાકૃતિમાંથી અચાનક લાભ થાય તો એ સોનામાં સુગંધ ભળ્યા જેવું કહેવાય તેમ સૂવામાંથી ઊંઘ પણ આવી જાય તો બેવડો લાભ થાય. આવા વિચાર કરવા હું પ્રયત્ન કરતો, પણ બીજાઓને નિરાંતે ઊંઘતા જોઈને, એમનાં નસકોરાંમાંથી આવતા વિવિધ

અવાજો સાંભળીને આ વિચારમાં મક્કમ રહેવું બહુ ભારે પડી જતું ને થતું 'અરે! ભગવાન! બધા ઊંઘી ગયા છે. કેવા નિરાંતે નસકોરાં બોલાવે છે ને એક હું જ આમ આ પડખેથી પેલે પડખે તરફડિયાં મારતો પડ્યો છું.' એટલે ઊંઘ ન આવે ત્યારે ઊંઘ વિશેના વિચાર કરવા એ સૌથી ખરાબ છે, પોતાની જાતના વિચાર કરવા એ એથી જરા ઓછું ખરાબ છે. અન્ય મનુષ્યો ને તેમની સાથેના સંબંધના વિચાર કરવા એ પણ ઠીક નથી, પણ કોઈ શાસ્ત્રીય અમૂર્ત વિષય તરફ મનને વાળવું. સત્ય, અહિંસા, ગુણાકાર, ભાગાકાર ને તેમાં સમાયેલું રહસ્ય, કલા, સાહિત્ય, તેના સ્વરૂપ ને નિયમો, વીજળી ને તેના ફાયદા તથા ગેરફાયદા, અન્ન, અગ્નિ ને પાણીનો સંબંધ, સોમવાર પછી મંગળવાર જ શા માટે હંમેશ આવે છે, બુધવાર કેમ નહિ, સોમવાર ને સોમવાર કહેવાને બદલે મંગળવાર કે રવિવારનું નામ આપ્યું હોય તો કેમ, અથવા અઠવાડિયાની ને મહિનાની ગણતરી જુદી જ રીતે કરવામાં આવે તો પગાર વહેલો ને વધારે મળી શકે કે નહિ? આવાઆવા વિષયના વિચારો કરવાથી ઊંઘ ન આવવાને લીધે વધારે પડતી બેચેની ને વ્યગ્રતા અનુભવાય છે તે ટળી જશે, મન થાકીને વિચાર કરતું અટકી જશે ને પરિણામે મોડીમોડી પણ નિદ્રા આવી જશે; અને ઘણી ઓછી ઊંઘ આવવા છતાં બીજે દહાડે એની બહુ અસર નહિ વરતાય.

'રહે એ દૂર માગે તો ન માગે દોડતું આવે' એમ કવિએ પ્રારબ્ધ માટે કહ્યું છે તે ઊંઘ માટે પણ 'દોડતું' ને બદલે 'દોડતી' જેટલો નજીવો ફેરફાર કરી ને કહી શકાય.

કંઈ કામ ન હોય, તદ્દન થાકી ગયા હોઈએ ને બીજે દહાડે વહેલા ઊઠીને ટ્રેન પકડવાની હોય ત્યારે એ આઘી સરી જાય છે વહેલા ઊઘી જવાની ખાસ જરૂર હોય ત્યારે ખાસ કરીને એ બહુ જ મોડી-લગભગ જાગવાને વખતે આવે છે. જ્યારે ઊંઘવું ન હોય, કોઈ કારણસર જાગતા રહેવું પડે એમ હોય-ટ્રેનમાં સૂવા માટે જગા ન મળી હોય અથવા રોગીની પથારી પાસે બેસી એની શુશ્રૂષા કરવાની હોય ત્યારે પરાણે આંખ મિચાઈ જાય છે. કામ હોય ત્યારે સૂવા માટે જગા ન હોય, પથારી પાથરી ન હોય તો પણ ઊંઘ અચાનક આવી જાય છે અને જ્યારે વહેલા ઊંઘી જવાનો નિશ્ચય કરીને સાફ ચાદરવાળી ખૂબ રૂથી ભરેલી પથારીમાં જઈને 'હાશ!' કરીને સૂઈ જઈએ છીએ, ત્યારે 'એવી જાળમાં સપડાય એ બીજા-હું નહીં' એમ કરીને એ દૂર-સુદૂર ભાગી જાય છે.

આ લેખ લખતાં જ મને એવો અનુભવ મળ્યો. સામાન્ય રીતે હું રાત્રે બીજાઓ ઊંઘી જાય ત્યારે લખવા બેસું છું નક્કી કરી, રાતના વાળુથી પરવારી, જરાક વર્તમાનપત્રો જોઈ લઈ-ઊંઘ ઉપર લખવાનું નક્કી કરી એ વિશે સ્વસ્થતાથી વિચાર કરવા હું પથારીમાં પડ્યો. થોડા વિચાર મને આવ્યા પણ ખરા. હવે આ બધા મુદ્દાસર ગોઠવી હમણાં લખવાનું શરૂ કરું છું એમ મન સાથે બોલીને મેં પડખું ફેરવ્યું ને પછી અંદર ને બહાર ઘોર અંધારું! બીજે દહાડે આંખ ઊઘડી ત્યારે જ ખબર પડી કે ઊંઘ વિશે લખવાનો વિચાર કરતાં હું જ ઊંઘી ગયો હતો! 'એમ! તું મારે વિશે લખવા માગે છે. ઠીક લખ, જોઉં!' એમ કહેતી ન હોય તેમ ઊંઘે અચાનક ઝપો મારીને મને ઢાળી પાડ્યો. આવી ઊંઘ મને બે રાતના ઉજાગરા પછી પણ ભાગ્યે જ આવે છે. કદાચ પોતાની શક્તિનો પ્રત્યક્ષ અનુભવ કરાવવા માટે એણે આમ કર્યું હશે!

★

જનમના રોટલા તો નખે લઈ લો!' એનો અવાજ વળી ગળગળો થઈ બેઠો: 'તમારા મનથી આ ઝાડ હે, પણ અમારો તો એ દાદો હે, અમારા આખા ય વડવેલાનો, સા'બ!' ને એણે એ ખુન્નસસરી છતાં ય કરુણા પામતી આંખો વળી મારા ઉપર માંડી: 'આ તો અમારો ખાધે ય નાં ખૂટે એવો રોટલો હે! નખે કાપી દળો!' ને વળી પાછો એ ચૂસકેચૂસકે રડી પડ્યો, મારાં કોંગ્રેસી ચંપલ આગળ લોટી રહ્યો....

ને મેં એને બાવડે ઝાલી બેઠો કરતાં લગભગ વચન આપ્યું: 'તારું દુઃખ હું સમજી શકું છું. જા બપોર પછી મને ભેગો થજે. અત્યારે જ હું એન્જિનિયર સાહેબને મળું છું.' ને અધમાઈલ પર આવેલા એન્જિનિયર સાહેબના તંબૂ તરફ-અમારા પડાવ તરફ પગ ઉપાડતાં ઉમેર્યું: 'તારું ભાગ્ય હશે તો તારો આ કાળે ય ન ખૂટે એવો રોટલો બચી જશે, જા.'

સાચું પૂછો તો આ ઝાડ બચાવવું એ કંઈ મોટી વાત ન હતી. માઈલ-અધમાઈલ પછી તો સડક વળતી જ હતી....

'તો એને બદલે અહીંથી જ ટર્ન આપીશું?' સાહેબના તંબૂમાં પેસતાં હું સ્વગત બબડ્યો.

આ તો જો કે કંઈ જ વિસાત ન હતી પરંતુ કંઈ વિસાત જેવું હોય-બેપાંચ માઈલની ડાબા-જમણી કરી નાખવી હોય તો ય, એન્જિનિયર સાહેબ આપણી વાત માને એમ હતું; કારણકે આપણે હતા હાથવણાટની ખાદી પહેરનારા ચોખ્ખા કોંગ્રેસવાદી, જ્યારે એ પોતે હતા, કાલ અત્યારસુધી રાજવાદી. એમને ખાતરી હતી-કોંગ્રેસના હાથને એ પામી ગયા હતા કે આના જેવો સેકન્ડ કલાસ કોંગ્રેસવાદી પણ ધારે તો ગલોલમાંથી કાંકરી ઉડાડે એમ મને આ હોદ્દા પરથી ઉડાડી શકે એમ છે; ને એટલે આપણાથી મળતાજૂલતા બલકે અહીંસુધી તો બિલકુલ અનુકૂળ હતા.

મેં વાત આડે વાત કરતાં સડકને આટલેથી જ વળાંક આપવાની વાત કરી. એમણે કારણ પૂછ્યું તો મેં એક ગળનાળાથી બચી જવાનો લાભ દેખાડ્યો. અને મને ભરોસો હતો એવો જ જવાબ મળ્યો: 'ભલે તો!'

પણ જ્યાં હું તંબૂ બહાર નીકળું છું ત્યાં જ એમની હાક સાંભળાઈ: 'ઓ ભાઈ, મિ. પટેલ, વાત કહું.'

ને કોણ જાણે કેવી રીતે, હું સમજી ગયો; ચર્ ર્ ર્ કરતોકને મારે હૈયે ચીરો પડ્યો. પાછા ફરતાં મન સાથે બબડ્યો ય ખરો; 'જુવાન, તારો ખાધે ન ખૂટે એવો રોટલો કાં તો-'

અને એવું જ બન્યું. સાહેબે પહેલો જ સવાલ એ ખખડધજ મહુડો કપાઈ જાય છે કે આ નવા વળાંકમાં બચી જાય છે એ વિષે પૂછ્યો. પછી તો મેં પણ ચોખ્ખી વાત કરી. એ ભીલની દયા ખાવા ઉપરાંત ઋતુકાળે દિવસનાં પાંચપાંચ ટોપલાં મહુડાં આપતા એ વિશાળ વૃક્ષનાં ગુણગાન કવિતાની ઢબે ગાઈ સંભળાવ્યાં. 'ઓછામાં ઓછા પંદર દિવસ સુધી, પ્રભાતના મંગળ પહોરે, પોતા નીચેની ધરતી ઉપર ફૂલનો ગાલિચો નીતનવો બિછાવ્યા કરતા એ વૃક્ષને તો સાહેબ -'

સાહેબ, મારી ગદ્ય કવિતાની અણઆવડત, ઉપર કે ગમે તેમ પણ હસીને વચ્ચે જ બોલ્યા: 'એ બધું ય હું સમજું છું. મિ. પટેલ, તમારા કરતાં ય વધુ સારી રીતે જાણું છું કે આ લોકને છ માસ ધરતી જિવાડે છે તો છ માસ આ મહુડાનાં ઝાડ જિવાડે છે. ધરતી તો વરસાદ ન હોય ત્યારે દગો ય દે, જ્યારે આ ઝાડ તો એવે વરસે ય ફળે છે, પણ-'

'તો પછી સાહેબ આપ બધું જાણો છો

ત્યારે વિના કારણ–' અને મેં જરાક ચીમકી પણ દઈ દીધી–'કૉંગ્રેસનો મુદ્રાલેખ છે કે લોકોને મદદગાર થવું ત્યારે અહીં તો'–

વળી સાહેબ હસ્યા ને વચ્ચે બોલ્યા: 'હું, લોકોને પછી ને કૉંગ્રેસને પહેલાં મદદગાર થઈ રહ્યો છું–'

સાહેબના બોલવામાં કંઈક ભેદ લાગવા છતાં ય મેં મારી ધૂન પકડી રાખી. 'બીજું તો ઠીક છે સાહેબ, પણ આવડું પુરાતન ને–આપે બરાબર ધ્યાનથી જોયું નથી એ ઝાડ, એની એકેક શાખા કેટલી લાંબી ને વિશાળ છે! લોખંડના ગડર પણ સહેજ વાંકા હોય જ્યારે આ તો સી...ધા–'

આ વખત તો સાહેબ ખડખડાટ હસી પડ્યા: 'તમે તો કોંગ્રેસવાદી ય છો ને પાછા કવિ પણ છો...તમે જ કહો જોઉં એ બેઉનો મેળ કેવી રીતે ખાઈ શકે વારુ?...મેં એકલાએ જ નહિ પણ આપણા...સાહેબે પણ બરાબર જોયું છે. ફરીફરીને જોયું છે; બોલો હવે કંઈ કહેવું છે!' હું સમજ્યો નહિ.

સાહેબે આગળ ચલાવ્યું. આ વખત એ કંઈક ગંભીર હતા: 'તમને આ પહેલા કૉંગ્રેસમેન જ જોઉં છું જે આટલા બધા લાગણીપ્રધાન હોય! હું જાણું છું કે તમે પેલા ભીલની દયા ખાઈને જ ઝાડના સૌન્દર્યનાં આટલાં બધાં વખાણ કરી રહ્યા છો. આટઆટલામાં એવું વિશાળ વૃક્ષ એક પણ નથી એ ય સાચી વાત છે, પણ'–અને એમણે એમની ઝીણી આંખો મારી સામે માંડતાં કહ્યું: 'તમને ખબર છે? એની વિશાળતા ને એની શાખાઓનું સીધાપણું એ જ એનાં ઘાતક નીવડ્યાં છે.–'

હું તો ચૂપ જ થઈ ગયો

સાહેબે પણ બેપાંચ પળના મૌન પછી વાતને વાળી લીધી: 'મારે એના બચાવની વાત કર્યા વગર-ગળનાળાનું ખર્ચ હજાર રૂપિયા વધે તો ય–જેમ થાય છે એમ જ થવા દો...તમારો વિચાર હશે તો એ મહુડાને લીધા પછી તરત જ–'

'પછી તો એનો અર્થ ય શો છે સાહેબ!' મેં કંઈક રુક્ષતાથી કહ્યું. વિમાસણની રીતે ઊભા થતાં સ્વગત બોલતો હોઉં તેમ ઉમેર્યું: 'આપના કથનપરથી એને કાપવાનું કારણ પ્રબળ લાગે છે, પણ ગમે તે હોય પેલા ભીલ જુવાનનો ખાધે ન ખૂટે એવો જનમભરનો રોટલો રોળાઈ જાય છે એ વાત તો નિર્વિવાદ છે!'

'તો સાંભળો,' સાહેબ બોલ્યા, 'જો આ ઝાડ બચાવું તો નજીકમાં મળનાર પેન્શનરૂપી ખાધે ન ખૂટે એવો મારો રોટલો ય તૂટી પડે એમ છે તમે નહિ માનો, અરે, કોઈ પણ માણસ નહિ માને કે આ મહુડાનું ઝાડ ન હોત તો સડકની લાઈનદોરી જુદી જ રીતે નખાઈ હોત. પરંતુ એ બધું આ મહુડો કપાતાં એના પાટ જ તમને લાઈનદોરી બની દોરી જશે. લો જાઓ હવે ને જોજો પાછા કોંગ્રેસવાદી ભલે હશો, બાકી મને પૂછો તો ગાંધીવાદી તો ન જ રહેતા તેમાં ય આ બાબતમાં તો મારી ખાતર જ નહિ' સાહેબનાં આ છેલ્લાં વાક્યોમાં સમજે એને માટે તો ઘણો બધો ભેદ હતો; ટોણો હતો, મહેણું હતું, ઘણું બધું હતું

ને હું મહુડા તરફ ન જતાં મારા મુકામ તરફ વળ્યો. જઉં તો ખરો ય, પણ પેલા જુવાનને હું મારું કયું મોં દેખાડું! ઘડી પહેલાં જ તો મેં એની આગળ કોંગ્રેસ સરકારનો હનુમાનચાલીસો રચી સંભળાવ્યો હતો! ને હું પથારીમાં પડ્યોપડ્યો સડકની લાઈનદોરીને બદલે કોંગ્રેસની–કોંગ્રેસ સરકારની લાઈનદોરી વિચારી રહ્યો. ઝાંખીઝાંખી પણ આંકી રહ્યો...મોડેથી કામ ઉપર ગયો ત્યારેય પેલા જુવાનને સાચી વાત કહેવાની હિંમત

છેલ્લા દસકામાં

# અમદાવાદ

•

## શ્રી ઉમાશંકર જોષી

અમદાવાદ એટલે પૂ. બાપુની તપોભૂમિ, કાપડ-ઉદ્યોગ માટેનું સમસ્ત હિંદનું આગેવાન કેંદ્ર, સંગઠિત મજૂર આંદોલનનું પ્રભવસ્થાન. આચાર્યશ્રી આનંદશંકર ધ્રુવ તથા કવિવર નાનાલાલની સંસ્કાર-પ્રવૃત્તિ સોળે કળાએ અહીં વિકસી ને પ્રસરી. અહીં આલીશાન બંગલામાં વસતા મૂડીપતિઓ મળે ને ગંધાતી હવા-ઉજાસ વિનાની ભેજવાળી નાનકડી પતરાંની ઓલીઓમાં વસનાર મજદૂરો ય મળે. એક તરફ દ્રવ્યની અહીં રેલંછેલ નજરે પડે તો એની જ પડખે ધનને તુચ્છ ગણનાર, ઐહિક સુખભોગને ગૌણ માનનાર ધર્મની પ્રવૃત્તિ પણ માલુમ પડે. જ્યાં ધમધોકાર મિલો ચાલતી હોય ત્યાં તેની વચમાં જ, બાપુએ હાલતી-ચાલતી મિલ-રેંટિયાની પ્રવૃત્તિ વધારી. આવા પાટનગરના છેલ્લા દસકાનો ઝાંખો સાંસ્કૃતિક ઇતિહાસ લેખકે અહીં નિરૂપ્યો છે.

માણસોની પેઠે નગરોને પણ વ્યક્તિત્વ હોય છે. જુદાજુદા મહાપુરુષોનાં નામ ઉચ્ચારતાંની સાથે જેમ એમના નોખાનોખા પ્રભાવનો ખ્યાલ મનમાં જાગે , તેમ મુંબઈ, કલકત્તા, દિલ્હી, મદ્રાસ એવાં મહાનગરોના નામોચ્ચારથી પણ થાય છે. અમદાવાદ બોલતાં પણ એવી એક ભાવનામૂર્તિ આપણી આગળ પ્રત્યક્ષ થાય છે. અમદાવાદ એટલે આપણે મન ગાંધીજીએ જેને પોતાની તપોભૂમિ બનાવી એ ભૂમિ-જ્યાંથી એમણે ઐતિહાસિક દાંડીયાત્રા શરૂ કરી તે ભૂમિ. અને સાથેસાથે જ અમદાવાદ એટલે કાબેલ, મીંઢા, કંજૂસ, ઉદ્યમી વેપારીઓની ભૂમિ-એ છાપ પણ મનમાં ઊપસી આવે છે. અમદાવાદમાં એવું શું હશે કે લોકો એની નફરત કરતાં થાકતા નથી અને એનાથી આકર્ષાયા વગર પણ રહી શકતા નથી? એવા અમદાવાદની છેલ્લા એક દસકામાં શી સ્થિતિ રહી તે જોઈએ.

એવું બન્યું છે, કે ૧૯૩૯માં અહીં આવીને આ આખો દસકો અમદાવાદમાં રહેવાનો લાભ મને મળ્યો છે. તેથી ય એક દસકા પહેલાં હું અહીં ભણતો હતો તે વખતના અમદાવાદમાં અને આજના દસકાના અમદાવાદમાં કેટલો બધો ફેર? ત્યારે અમને અમારા એક શિક્ષક કહેતા, કે શહેરમાંથી

---

તો ન જ ચાલી. સૌ કોઈને અમે કહેતા હતા એમ જ એને ય કહ્યું: 'આ તો હજુ કાચું કામ છે. રાજનાં ખાતાં છે, ગાંડા કાં તો આ લાઈનદોરી આમને આમ જ મરી જાય.'

*

લગભગ ૭ માસ પછી જ્યારે હું સડક બંધાવતો બંધાવતો એ જગ્યા ઉપર પહોંચ્યો ત્યારે વળી પેલો જુવાન ને ખખડધજ ઝાડ યાદ આવ્યાં, પરંતુ એઉં હું તો બેમાંથી એકેય ત્યાં ન હતાં. ઝાડ ક્યાં પહોંચ્યું હતું એ તો હું જાણતો હતો, પરંતુ પેલા જુવાનની વાત નહોતો જાણતો. ને મેં આસપાસના લોકોને પૂછી જોયું તો-

શું સાંભળ્યું ખબર છે? 'એ તો પેલા પાંસ-હાત લેગો ગીયો મોટા મામાને ઘીરે-જેલ લેગો થાઈ ગીયો સા'બ' ને એ કહેનાર માણસો પોતાને ય 'કોંગ્રેસવાળા' કહેવડાવવા-મનાવવા બળપૂર્વક ખડખડાટ હસી રહ્યા!

★

ગુજરાત કૉલેજમાં વિદ્યાર્થીઓ સાંજે ક્રિકેટ રમવા ગયા હોય અને પાછા વળતાં મોડું થાય તો બે ફર્લાંગ દૂર નદી સુધી પહોંચતાં એમને બોલ્ફસારે થઈ જતી. વચ્ચેની ઝાડીથી એમની છાતી ડગી જતી. ૧૯૩૯ સુધીમાં અને તે પછી તો નદીની પશ્ચિમમાં માઈલ બે માઈલ સુધી–અને પાલડીપને ૭ માઈલ સુધી–અમદાવાદનો વિસ્તાર વધ્યો છે. છેલ્લા દસકામાં દક્ષિણે મણિનગરથી આગળ વધીને ઠેઠ વટવા સુધી અને ઉત્તરમાં પણ સાબિ સુધી મકાનો માટે જમીનો ખરીદાઈ ગઈ છે. યુદ્ધસમયમાં ધનિકો પાસે હાથવગો પૈસો બહુ હતો. ચૂપચાપ ક્યાંક નાખવા મળે એ જરૂરી હતું એટલે જમીનોની ખરીદી ખૂબ વધી. બિનસલામતીના સમયમાં જમીનમાં પૈસા રોકવા એ ડહાપણ પણ લેખાયું *માત્ર, બાંધકામની સામગ્રી ન મળી અને હજી પણ સુલભ થઈ નથી. નહિ તો હજારો મકાનો ચણાતાં અમદાવાદનો વિસ્તાર કેટલો બધો થયો છે એ પ્રત્યક્ષ નજરે દેખી શકાત. શહેરની પોળોની અંદરની ગીચ વસ્તીને પણ જરી મોકળાશ મળત.

બધાં શહેરોની પેઠે અમદાવાદની વસ્તી પણ આ દસકામાં બહુ વધી છે.' બે દસકા પહેલાં બે લાખ જેટલી વસ્તી હતી. આ દસકાના આરંભમાં માંડ ચાર લાખ હશે. અત્યારે આઠદસ લાખ હોવાની ગણતરી છે. બીજા વિશ્વયુદ્ધનો આરંભ ૧૯૩૯માં થયો ત્યારે અમદાવાદના ઉદ્યોગો ભારે ખોટ અનુભવી રહ્યા હતા, કેટલીક મિલો બંધ થવાની સ્થિતિમાં મુકાતી જતી હતી. ત્યાં વિશ્વયુદ્ધ ફાટી નીકળ્યું અને અહીંના કાપડઉદ્યોગને જબરો વેગ મળ્યો, કહો કે મિલો મિલો મટી ગઈ, ટંકશાળો જ બની ગઈ આ આખો દસકો કાપડઉદ્યોગે કમાયા જ કર્યું છે. જેઓ લાખમાં નફો ગણતા તે કરોડમાં ગણતા થઈ ગયા. યુદ્ધ સમયમાં બીજા ગૌણ ધંધાઓ પણ ખૂબ ફાલ્યા. બજારમાં એક ઑફિસ સાથે બીજી અનેક નવીન ઑફિસોનાં પાટિયાં દેખાવા લાગ્યાં. આવકવેરામાંથી છૂટવાની તરકીબે પણ એમાં ઠીકઠીક ભાગ ભજવ્યો હશે. આમ યુદ્ધસમયમાં અમદાવાદમાં ધનની છોળો ઊડવા લાગી. જે પૈસો ન બનાવે એ ચૂક્યો એવી સ્થિતિ હતી. કામદારોને સારું એવું મોંઘવારી ભથ્થું મળતું હતું. વસ્તી સારી પેઠે વધી. તેમાં છેલ્લાં બે વરસથી નિર્વાસિતોએ ઉમેરો કર્યો છે. કોઈ રવિવારની સાંજે રતનપોળ અને ગાંધીરોડના 'ક્રૉસિંગ' આગળ જઈ પહોંચો તો તમને થાય કે આટઆટલાં માણસ ક્યાંથી આવી રહ્યાં હશે! બસ, માણસોનો એક પ્રવાહ જ ચાલ્યો જતો હોય! તમે એમાં અનાયાસે એ થાતા બનો.

વસ્તીવધારો જોતાં અમદાવાદનો વિકાસ થયો એમ કહી શકાય અમદાવાદ મહાનગરની કોટિમાં મુકાતું જાય છે. ટ્રામ કે સરક્યુલર રેલવે જેવાં અવરજવરનાં ઝડપી સાધનો તાકીદે મૂકવામાં આવે તો એના વિકાસને હજી વધુ વેગ મળે. સલ્તનતના સમયમાં એક પરદેશી મુસાફરે અમદાવાદની લાખોની વસ્તીની વાત કરી છે. અને એ કાળમાં દુનિયાના સૌથી મોટા શહેર તરીકે અમદાવાદની ગણના કરી છે. ફરી એક અગત્યના મહાનગર તરીકે અમદાવાદ વિકસી શકે એવી સંભાવના આ છેલ્લા દસકામાં એને માટે ઊભી થઈ છે.

પણ અમદાવાદની મહત્તાને ઝાંખપ લાગી હોય તો તે પણ આ દસકામાં જ—એ પણ કબૂલ કરવું જોઈએ યુદ્ધસમયમાં બધે જ કાળાબજારની લીલા ચાલી, પણ એમાં અમદાવાદે કદાચ આડો આંક વાળ્યો!

પળ આવે ત્યારે ગમે તેવા રસ્તે પણ

એકવાર તો પૈસા કરી લેવા, સરકારને હંફાવવી-નમાવવી, પોતાનું ધાર્યું કરવું, એરણની ચોરી ને સોયનું દાન એ કહેનત પ્રમાણે ક્યાંકક્યાંક દાન કરતા રહી ઊજળા થઈ ફરવું-એ દુનિયાદારીનો 'રાજમાર્ગ' અમદાવાદ આજે ખેડી રહ્યું લાગે છે. સ્થાનિક ક્ષેત્રમાં સત્તાનાં સૂત્રો હસ્તગત કરવામાં પણ ધનિકોને રસ સારો એવો છે. સરદાર જ્યાંસુધી અમદાવાદ સંભાળતા ત્યાંસુધી પૈસાદારોને એ એમને યોગ્ય સ્થાને રાખતા. એ સમય સરકારની ખફગી વહોરવાનો-જેલમાં જવાનો હતો, તેથી પણ ધનિકો દૂર રહેતા. ધનિકોમાં કેટલાક જુવાનો જાહેરસેવકો તરીકે બીજાઓ કરતાં પાછળ ન રહે એવા, શક્તિશાળી જરૂર છે. પણ તેઓ વિશાળ જનતાના દૃષ્ટિબિંદુથી કામ કરી બતાવે ત્યારે ખરું.

અમદાવાદમાં રૂપિયા-આના-પાઈ સિવાય બીજાં કોઈ ઊંચાં મૂલ્યો શોધવાં એ મુશ્કેલ થઈ પડશે. યુદ્ધસમયે એમાં એ શ્રદ્ધા ઊમેરી છે, કે ગમે તે રીતે પણ પૈસા મેળવેલા હશે તો બીજાં બધાં મૂલ્યો એની આગળ પાણી ભરશે. આની સામે અકળાઈ ઊઠનાર અમદાવાદીઓ નથી એમ પણ નથી. એક મોટા વેપારીએ એકવાર ઊંડી વેદના સાથે કહેલા શબ્દો હું કદી ભૂલી શક્યો નથી. એ કહે, 'બીજું તો ઠીક, પણ અમારાં નાનાંનાનાં છોકરાં આજે એમ સમજી ગયાં છે, કે પૈસો આ રીતે મેળવાય ને આ રીતે ન મેળવાય, એવા વિચારો કરવાના હોય જ નહિ. અમારા બાપદાદાએ એ ભેદ અમારા મનમાં ઠસાવ્યો હતો. અમે એ ભેદ અમારાં બાળકોના મનમાંથી ભૂંસી નાખ્યો. એમનું શું થશે ? એ પ્રશ્ન જ અમારે માટે મોટો છે.'

અમદાવાદમાં આ દસકામાં ધર્મની પ્રવૃત્તિ ખૂબ ફૂલીફાલી છે, એમાં કંઈ અકસ્માત નથી. અકરાંતિયાની પેઠે ખાધા પછી ઉપર ધર્મની ફાકી જોઈએ જ. ધર્મની સંસ્થાઓ નીકળ્યે જાય છે ને ધમધોકાર ચાલે છે. નવીનવી તરેહનાં મંદિરો નીકળે છે અને સંભાવિત આગેવાનો એમાં આગળ-પડતો ભાગ ભજવે છે. પ્રથમ સર્વધર્મ-પરિષદ પણ અહીં ભરાઈ. દેશમાંથી ગમે તે સાધુસંન્યાસી માટે અમદાવાદ મોકળું ક્ષેત્ર છે. સામાન્ય જનતાની આંખે ધર્મના પાટા બંધાતા ન રહે તો બિચારી કાંક ન ન જોવાનું દેખી જાય વળી !

પૈસાની રેલમછેલનો લાભ આ દસકાનાં થોડાંક જાહેર ફંડોને મળ્યો. કસ્તૂરબા ફંડ, મહાદેવભાઈ ફંડ, મહાત્મા ગાંધી ફંડ, ગુજરાત વિશ્વવિદ્યાલય ફંડ,-એ જાહેર પ્રવૃત્તિઓ માટેનાં ફંડોને સહેલાઈથી નાણાં મળ્યાં એમ તો નહિ કહી શકાય, પણ મળ્યાં ખરાં.

૧૯૪૨ના સ્વાતંત્ર્યયુદ્ધમાં અમદાવાદે મોટો ફાળો નોંધાવ્યો છે. મિલમજૂરોએ હડતાળ પાડી. ત્રણ મહિના હડતાળ ચાલી. મજૂરોએ દેશ માટે ખૂબ સહન કર્યું; મધ્યમ વર્ગે સરકારનો અનેકવિધ સામનો કર્યો. કૉલેજના આંગણામાં ગોરા પોલીસ અધિકારીની ગોળી સામી છાતીએ ઝીલનાર વીર યુવક વિનોદ કિનારીવાળા અને ૧૯૪૬ના હુલ્લડમાં શાંતિદૂતો તરીકે કામ કરવા જતાં શહીદ બનેલા વસંતરાવ અને રજબઅલી અમદાવાદના ઇતિહાસમાં અમર રહેશે.

આ દસકામાં અમદાવાદે બે મહાજનોને ખોયા. ગાંધીજી અને સરદારશ્રી ઉપરાંત જો કોઈ બે મહાજનોને ગુજરાત સંભારશે તો તે આચાર્ય આનંદશંકર ધ્રુવ અને કવિવર નાનાલાલને. એ બંનેનું અવસાન થતાં એક વખતનું સરસ્વતી-ધામ અમદાવાદ અત્યારે સૂનુંસૂનું લાગે છે.

એક વખત એવો હતો, જ્યારે કેશવ હર્ષદ ધ્રુવ, નરસિંહરાવ, રમણભાઈ નીલકંઠ, આનંદશંકર ધ્રુવ, કવિશ્રી નાનાલાલ અને ગુજરાત વિદ્યાપીઠના વિદ્વદ્રત્નો—એ સૌ એકી સાથે અમદાવાદમાં હોય અને તમે મૂંઝાઓ કે આની પાસે જાઉં કે એની પાસે. આજે માત્ર એ નામો જ રહ્યાં છે. અમદાવાદમાં વિશ્વવિદ્યાલય નીકળે છે, ત્યારે આ શૂન્યતા ખૂબ ખટકે છે.

ગાંધીજીનો આશ્રમ પણ સૂનો પડ્યો છે સ્વરાજ ન મળે ત્યાંસુધી પાછા આશ્રમમાં નૈ આવવાનો ગાંધીજીનો નિરધાર હતો. ૧૯૪૭ના ઓગસ્ટની ૧૫મી પછી એ નરિમસાર ગાંધીજીને વિનંતિ કરી કે હવે તો આપ પધારો. એમણે લાક્ષણિક પ્રત્યુત્તર મોકલ્યો: 'મારે માટે સાબરમતી દૂર છે, નોઆખલી નજીક' ફરી આશ્રમમાં આવીને વસવાનું ન બન્યું તે ન જ બન્યું. હવે તો ઇતિહાસ જ રહ્યો. આશ્રમને નદી ઘાતી આવતી હતી, તેની સામે બાંધકામ કરી ગાંધીજીનું ખુલ્લું પ્રાર્થનામન્દિર અને નિવાસસ્થાન 'હૃદયકુંજ' વગેરેને બચાવવામાં આવ્યાં છે. ગાંધી સ્મારકની દેશભરની યોજનાઓના ભાગ રૂપે એક રેંટિયા આકારનું ભવ્ય ગાંધી સંગ્રહાલય આશ્રમની જગાએ બંધાવાની સંભાવના છે.

અમદાવાદમાં આજે સૌથી પહેલી મોટી જરૂરિયાત હોય તો તે સારું દૂધ પૂરું પાડવાની છે. ચોખ્ખું સારું દૂધ પૂરું પાડવાની યોજના સ્થાનિક મ્યુનિસિપાલિટીની વિચારણા હેઠળ છે જ. અમદાવાદની શરીરસંપત્તિ વખાણવા લાયક નથી. છેલ્લા દસકામાં પ્રસાધનની—ટોઈલેટની સામગ્રીની દુકાનો અમદાવાદમાં પુષ્કળ વધી છે શરીરમાં ગ્રાહકો એથી વધારે રસ લીધો હોય એમ જણાતું નથી.

આવડા મોટા અમદાવાદમાં જે એક બગીચો છે તે કાઢીને ત્યાં કચેરીઓનાં મકાનો કરવાની યોજના સંભળાય છે કાંકરિયા ઉપર સુંદર બાગની રચના થઈ છે, પણ તે સ્થળની સ્વચ્છતા સારી નથી નદીને કિનારે બાગ થવાની યોજના છે તે ઉપરાંત પણ મોટા જાહેર બગીચાઓ હોવા જોઈએ

અમદાવાદ આજે એક શહેર નથી રહ્યું. માણેકચોકની આસપાસનું પોળોવાળું અમદાવાદ તે મૂળ અમદાવાદ પૂર્વમાં મજૂરોની ચાલીઓનું અમદાવાદ, પશ્ચિમે નદીપાર ભદ્ર લોકનું અમદાવાદ, શાહીબાગ તરફ ધનિકોનું અમદાવાદ, અને તેની પાર કેમ્પનું ટપકું—આમ આજે પચરંગી અમદાવાદ છે. પણ તે બધા જ ઉપર પોળો-અને પોળોની અંદર પોળો-વાળું જે અસલ અમદાવાદ છે તેનો પ્રભાવ છે. અમદાવાદના માનસ ઉપર મધ્યમ વર્ગનું વર્ચસ છે ગામડું ફૂલીફૂલીને મોટું થયું હોય એવું આ શહેર છે અમદાવાદમાં ગાંધીવાદ, સામ્યવાદ કે સમાજવાદ, કોઈ વાદ જામી શકતો નથી અહીં લોકો તમને કહેશે કે અમે તો અમદા-વાદમાં માનીએ છીએ

સંસાર જેવી કોઈ શાળા નથી. એ વાત સાચી હોય તો સંસારનું પોત બરોબર ઉત્કટરૂપે બતાવનાર અમદાવાદ દરેક વિકાસ-વાંછુને માટે મોટી શાળા જેવું છે. હું પોતે અમદાવાદમાંથી બહુ પામ્યો છું. આવતા દસકામાં અમદાવાદ પૂર્વ વિભાગના મજૂરોનો ઉદય સાધીને દેશ-વિદેશમાં પ્રશંસા મેળવે અને સાચું મહાનગર બને એવી આશા રાખીએ! ×

× 'ઓલ ઈંડિયા રેડિયો—અમદાવાદ'ના સૌજન્યથી.

★

લંબાયેલા જ લાગે. તેનો એક પગ જાણે શરીરથી જુદા જ નિયમોએ કામ કરતો હોય તે રીતે ઘૂંટણોથી લંગડાતો હતો. આંખો બેડોળ અને ત્રાંસી હતી અને નાક તો એવું બેસી ગયેલું હતું કે તે આખા ચહેરામાં ક્યાં યે અસ્તિત્વ ધરાવે છે કે નહિ તેની જ સમજ ન પડે અને આટલું ઓછું હોય તેમ તેનો આખો ચહેરો અને શરીરનો પણ અમુક ભાગ શીળીના ડાઘાઓથી છવાઈ ગયેલો હતો. એ બધાથી તેને જુગુપ્સા થઈ, પણ આશ્ચર્ય તો એ વાતનું થયું કે આ સ્ત્રી એક ધાવણા બાળકને ધવડાવી રહી હતી. રાજા બુદ્ધિશાળી હતો અને જેમ બુદ્ધિશાળી માણસોના મગજમાં અનેક પ્રશ્નો વારંવાર ઊઠે છે તેમ તે પણ કશુંક નવું જોતો, સમજતો કે સાંભળતો ત્યારે તેના મનમાં યે પ્રશ્નો ઊઠતા. આ બાઈની છાતીને વળગેલા પેલા બાળકને જોઈને તરત જ તેના મનમાં પ્રશ્ન ઉપસ્થિત થયો. આવી કૂબડીને કોણ પરણ્યો હશે? તે કૂબડી હોવા ઉપરાંત અત્યંત ગરીબ પણ હતી એ તો સ્પષ્ટ દેખાઈ આવતું હતું; કેમકે રાજા એની પાસે પહોંચતાં જ તેણે હાથ લંબાવીને પાઈ-પૈસાની ભીખ આપવા આજીજી કરી હતી. એ આજીજીના જવાબરૂપે જ જાણે હોય તેમ રાજાએ તેને પૂછ્યું :

'તું પરણી છો?'

પેલીએ શરમાયા વિના જ જવાબ આપ્યો : 'ના રે બાપુ, મને આવીને કોણ પરણે?'

રાજાની નજર તરત જ બાળક ઉપર પડી, તે જોઈ જતાં પેલી જ બોલી :

'અમને ભિખારાંને વળી પરણવાં ના પરણવાં શાં?'

રાજાનું કુતૂહલ વધ્યું. તેણે પૂછ્યું: 'તો પછી આ બચ્ચાનો બાપ કોણ છે?'

'એને હું કંઈ ઓળખું છું થોડી, બાપા! અહીં તો હજાર જાતના માણસો આવે. પાઈપૈસો આપે ને ચાલતા થાય.'

'પણ આ કોણ હતું?'

'એની ય કંઈ ખબર નથ, ભાઈ.'

'તમારા જેવો જ કો'ક ગરીબ માણસ હશે. તું એને નથી ઓળખતી?'

'એમ તો કાંઈ યે ગરીબ નો'તો. મને ફટ દઈને રૂપિયો એક ધરી દીધો'તો. હતો તો કો'ક ઊજળાં કપડાંવાળો.'

'ઊજળાં કપડાંવાળો?'

'તયેં?'

રાજાનું કુતૂહલ ઓર વધી ગયું. એવું તે કોણ હશે? તેણે પૂછ્યું : 'તું ઓળખે કે એને, તારી સામે આવે તો?'

'તો તો અબઘડી ઓળખી જાઉં. ન ઓળખાય? પણ આમ મને ખબર નો પડે. અહીં તો બધાંય ઊજળાં માણસ, એમાં કેમ ખબર પડે?'

'ભલે.' કહી ચાર-આઠ આની એ ભિખારણના હાથમાં મૂકી રાજા ચાલતો થયો.

બીજે દિવસે સવારના પહોરમાં જ તેણે પ્રધાનને પોતાની પાસે બોલાવ્યો. પ્રધાન આવી નમન કરીને ઊભો કે તરત જ રાજાએ કહ્યું :

'જુઓ પ્રધાનજી, કાલ રાતે મેં એક કૌતુક જોયું'

'કેવું મહારાજ?' પ્રધાનની મુખમુદ્રા ઉત્સુકતાભરી બની ગઈ.

'નગરચોક આગળના મોટા રસ્તા ઉપર ધનાઢ્ય શેઠના પ્રાસાદની ગલીમાં એક ભિખારણ બેસે છે. ગજબ કદરૂપી છે અપંગ જેવી પણ છે. એને એક છોકરું છે-ધાવણું છે. એ કહે છે કે કોક ઉજળિયાત વર્ગનો માણસ એનો બાપ છે.'

'જી' પ્રધાને કહ્યું.

'મારા મનમાં એ માણસ કોણ હશે એ જાણવાનું અનહદ કુતૂહલ થયું છે. તમે એ કેવી કદરૂપી છે એ જોશો એટલે તમને યે કુતૂહલ થશે.'

'જી હા, એ થાય એ તો સ્વાભાવિક છે.'

'એ ભિખારણ કહે છે કે એ માણસને પોતે જુએ તો એને ઓળખી કાઢે.'

'જી.'

'તો તમે એ માણસને શોધી કાઢો. છ મહિનાની અંદર મને એની ખબર મળવી જોઈએ. ન મળી શકે તો એની સજા તો તમે જાણો જ છો.'

પ્રધાન નમસ્કાર કરી માથું નીચું કરી ચાલ્યો ગયો તેના ચહેરા ઉપર વિષાદ વ્યાપી ગયો અને હૃદયમાં ભય. આવડા મોટા નગરમાંથી એ એક માણસને શી રીતે શોધી કાઢવો ? ને એ યે આવી એક કદરૂપી ભિખારણના જેવા તેવા વર્ણન ઉપરથી ! પણ રાજાની આજ્ઞા એ તો રાજાની આજ્ઞા હતી. તેનું ઉલ્લંઘન કરી તો શું વિચારી પણ ન શકાય. અને એમાં નિષ્ફળતા મળી તો છઠ્ઠા મહિનાના છેલ્લા દિવસને અંતે પોતાનું શિર પોતાના ધડ ઉપર કાયમ ન રહે તેની પ્રધાનને ખાતરી હતી.

તેણે તત્કાળ ચાંપતાં પગલાં લેવાનાં ચાલુ કર્યાં. તે ભિખારણને મળ્યો. તેની પાસેથી બનતી વિગતો એકઠી કરી. ગામના લફંગા અને વ્યભિચારી ગણાતા માણસોની યાદી એકઠી કરવા ગુપ્તચરોને આદેશ કર્યો, અને પછી એવા એકેએક માણસને પોતાની પાસે બોલાવી મગાવ્યા તેમને તેણે ધમકાવ્યા, ખખડાવ્યા, દમદાટી દીધી પણ તેમાંના એકેય એ વાત કબૂલ કરવાને તૈયાર ન થયા તેમાંના જે થોડાઘણા ઉપર તેને વિશેષ વહેમ આવ્યો તે બધાને તો પ્રધાન પેલી ભિખારણ પાસે પણ લઈ ગયો. પરંતુ પેલીએ પણ આ બધામાંથી કોઈ પણ પોતાના બાળકનો પિતા હોવાનો ચોખ્ખો ઇનકાર કર્યો.

'મારે માથે ભગવાન બેઠો છે, મારા બાપ ! ખોટું બોલું તો આ ભવ તો આવો આપ્યો છે, પણ આવતો ભવ તો કેવો ય આપે કોણ જાણે ?' તે દર વખતે આમ જ કહેતી.

ને પેલા માણસોમાંથી પણ કોઈ કોઈ આખા બોલા તો–'તમે તો વિચારો, પ્રધાનજી, અમે ગમે એવા અધમ હઈશું, પણ આ ?' કહી હસીને ચાલ્યા જતા.

પ્રધાન તો મહાન ચિંતામાં પડ્યો. દિવસ ઉપર દિવસ વહ્યા જતા હતા અને છ મહિનાની મુદત પૂરી થવાનો દિવસ તો નજીક ને નજીક આવતો જતો હતો. તે ઘણીવાર પેલી ભિખારણ પાસે જતો, તેને કંઈક વધારે વિગત, કંઈક વધારે એંધાણ આપવા વિનતિ-વિનવણીઓ કરતો, પણ પેલી તો 'એ ઉજળિયાત વર્ગનો હતો' અને 'હું દેખું તો એને ઓળખી કાઢું' એ સિવાય કશું વધારે કહી શકતી નહોતી. રાજા પણ વારંવાર પૂછપરછ કરતો, પણ એને તો 'તપાસ ચાલુ છે' 'હવે બેચાર દિવસમાં જ પત્તો મળી જશે' કહીકહીને પ્રધાન ટાળતો–જો કે અંદરથી તો એ વખતે પણ એ ધ્રૂજી ઊઠતો; કેમકે પેલા માણસનું મોં નહિ પણ પોતાનું મોત જ એને એવે સમયે ચક્ષુ સમક્ષ દેખાતું.

એમ ને એમ છેલ્લા દિવસનો સંધ્યાકાળ વીતી ગયો અને રાત્રિ આવી પહોંચી. પ્રધાન ખૂબ ચિંતામાં પડી ગયો. આજનો દિવસ તેની જિંદગીનો છેલ્લો જ દિવસ હતો તેવી તેને ખાતરી થઈ ગઈ. આજની આ ગઈ તે સંધ્યા અને તે પછીની આ રાત્રિ ! ને પછી સદાકાળ માટે અંધારું ! તેને આખો

દિવસ ન'તો કશું ખાવાનું ભાવ્યું કે ન'તો કંઈ ચેન પડ્યું. પત્ની તથા પુત્રપુત્રીના દિલાસાના શબ્દો તેને સહન કરવા પણ કઠોર પડતા એટલે બેધ્યાન જેવો તે એક સાંજે ઘરની બહાર નીકળી પડ્યો અને નગરમાં આમતેમ હેતુવિહીન આંટા મારી રહ્યો હતો.

તે નગરના ઝવેરી બજારમાંથી આવી જ અસ્તવ્યસ્ત હાલતમાં પસાર થતો હતો. બજારની લગભગ દુકાનો બંધ થઈ ગઈ હતી, બાકીની થવામાં હતી. ત્યાં તેની નજર સામે ગઈ. નગરશેઠનો જુવાન, તંદુરસ્ત, સુંદર છોકરો દુકાન 'વધાવવાની તૈયારી કરતો હતો. અંદરનો બધો ભાગ તેણે બંધ કરી દીધો હતો, બહારનાં પાટિયાં બંધ કરે એટલી જ વાર હતી. પ્રધાન બેધ્યાનપણે, શૂન્યમનસ્ક રીતે જોતો હોય પણ કશું સમજતો ન હોય એ રીતે, એ બધું જોયા કરતો હતો. છેલ્લાં પાટિયાં બંધ કર્યા પહેલાં પેલો છોકરો તકિયે બેઠો અને પાનની પેટી કાઢી. પાન કાઢ્યું અને ચૂનાની ડાબલી ઉઘાડી. ચૂનો સુકાઈ ગયો હશે એટલે એ ડાબલીમાં આંગળી બોળી રાખી તેણે અંદરના ભાગમાં જોયું. ત્યાં તો બધું બંધ હતું એટલે આજુબાજુ જોયું. નીચે પાણી વહેવાની નીકમાં ગંદું પાણી વહ્યું જતું હતું. રસ્તો લગભગ અવરજવરવિનાનો થઈ ગયો હતો. એ જોઈને તેણે એ વહી જતા ગટરના પાણીમાં હાથ બોળી જરા પાણી લઈ લીધું અને એ ચૂનાની ડબીમાં નાખ્યું અને પાન તૈયાર કર્યું. અત્યાર સુધી બેધ્યાનપણે આ બધું જોઈ રહેલા પ્રધાનના મગજમાં એ જોતાં, ઓચિંતો જ જાણે, વિદ્યુતનો ચમકારો થયો. તે તરત જ દોડી પેલા જુવાન પાસે પહોંચી ગયો.

'કેમ શેઠ, આજે કંઈ મોડા? તેણે પૂછ્યું.

'અરેરે! પ્રધાન પધારો, આજે જરા હિસાબ મેળવવાનો તે મોડું થયું. માણસોને મોકલી દીધા ને મેં કામ પતાવ્યું. આમ કંઈ આ તરફ? કંઈ આજ્ઞા છે?'

'જરા જરૂરનું કામ છે. દુકાન જલદી વધાવી લઈને મારી જોડે ચાલો ને.' જાણે જીવનના સંરક્ષણની ચાવી મળી ગઈ હોય એવો આનંદમય પ્રધાનનો ચહેરો અને અવાજ બની ગયા.

બન્ને ચાલ્યા કે વાતવાતમાં પ્રધાને પેલા જુવાનનું કાંડું પકડી લીધું–જાણે એને છટકી ન જવા દેવો હોય ને! પેલી ભિખારણ પાસે પહોંચ્યા કે તરત પ્રધાને કહ્યું:

'જો બાઈ, આ જ પેલો માણસ કે નહિ?'

ભિખારણે ધારીધારીને એની સામે જોયું. જુવાન નીચું જોઈ ગયો. ભિખારણ બોલી: 'હા, બાપા આ જ શેઠ હતા.'

'ચાલો મહારાજ પાસે, જરા અગત્યનું કામ છે.' કહી, 'પણ શું છે? શી વાત છે?' એમ કહેતા એ જુવાનને પ્રધાન-રાજા પાસે ખેંચી ગયો. ત્યાં જતાં જ કહ્યું:

'મહારાજ, આ રહ્યો પેલી ભિખારણના બાળકનો પિતા.'

ન માનતો હોય તેમ રાજા નગરશેઠના પુત્રની સામે જોઈ રહ્યો. પેલો નીચું જોઈ રહ્યો હતો. ગૂઢ વિચારમાંથી જાગ્યો હોય તેમ અંતે રાજાએ ગરદન હલાવી કહ્યું:

'હોય નહિ, હું માનું નહિ.'

'પૂછો એને મહારાજ, મારી વાત ખોટી હોય તો.'

હા–ના, કરતાં, શરમાતાં, રોતાં, રાજાને પગે પડી ક્ષમા માગતાં, પોતાના કામી અને લંપટ માત્ર નહિ પણ વિકૃત વૃત્તિવાળા સ્વભાવ માટે શોક દર્શાવતાં અંતે જુવાન શેઠે એ વાત કબૂલ કરી. રાજા તો આશ્ચર્ય-મૂઢ બની ગયો હોય તેમ તેની સામે જોઈ જ

# ધમ્મપદ

અધ્યા. સુંદરજી બેટાઈ

હિંદુધર્મમાં જે સ્થાન ગીતાનું છે, તે જ સ્થાન બૌદ્ધધર્મમાં છે ધમ્મપદનું. માનવજીવનને શાંત ને શુદ્ધ કરવાના હેતુવાળા છતાં વિચારપૂર્ણ અને જીવનના સનાતન પ્રશ્નોને તાજગીભરી સૂક્ષ્મતાથી ચર્ચતા, બૌદ્ધદર્શનોના સારદોહનરૂપ 'ધમ્મપદ'ની રચના કે સંકલન ભલે કોઈ એક જ ધર્મના પુસ્તક તરીકે થયું હોય પણ એમાં નિરૂપાયેલાં સાચો યુગેયુગે ને સર્વ ક્ષેત્રે મનુષ્યને ઊઠતા પ્રશ્નોના ઉકેલ આપે છે. આજના ગુજરાતના પ્રથમ પંક્તિના કવિઓમાં જેમની ગણતરી થાય છે એવા પ્રથમ કવિ વિવેચક અને કેળવણીકાર શ્રી બેટાઈનો 'અખંડ આનંદ'ના વાચકોને આ લેખ દ્વારા પ્રથમ પરિચય થાય છે. દીર્ઘકાળ પર્યંત એ ટકી રહે એમ ઇચ્છીએ.

પોતાના અને જગતના જીવનને ધન્ય કરીને લોકોના હૃદયમંદિરમાં પ્રતિષ્ઠા પામી ચિરંજીવ બની ગયેલી મહાવીર સ્વામી, બુદ્ધ ભગવાન, મહાત્મા ઈશુ વગેરે અસાધારણ વ્યક્તિઓની નોંધ માનવ-ઇતિહાસે ગૌરવપૂર્વક લીધી છે. આ જ પ્રમાણે માનવજીવનને ધન્ય દર્શન કરાવીને ચિરંજીવ બની ગયેલા બાઇબલ, ઉપનિષદ, ગીતા, ધમ્મપદ ઇત્યાદિ ગ્રંથોને જગતે બહુ માનપૂર્વક જાળવી રાખ્યા છે. બૌદ્ધ ધર્મના અનુયાયીઓમાં ધમ્મપદનું સ્થાન ગીતાના જેવું જ ગૌરવથી ભરેલું છે. સંખ્યાબંધ સિલોનવાસીઓ આજે પણ ભાવપૂર્વક ધમ્મપદનો નિત્યપાઠ કરે છે. બાઇબલનું એકાદ વચન લઈ ખ્રિસ્તી ધર્મગુરુઓ અને ગીતાનો એકાદ શ્લોક લઈ સાધુસંન્યાસીઓ જેમ પ્રવચનો કરે છે, તેમ ધમ્મપદના શ્લોકો લઈને તેના ઉપર બૌદ્ધ ધર્મગુરુઓ પણ પોતાનાં પ્રવચનો રચે છે. આમ બૌદ્ધ ધર્મનો આ એક પ્રમાણગ્રંથ છે, પરંતુ એટલું જ આ ગ્રંથનું મહત્ત્વ નથી, તે આગળ જતાં આપણે જોઈશું.

બુદ્ધ ભગવાને અપૂર્વ સંવેદનથી જગતમાં સર્વત્ર દુઃખ દુઃખમ્ અને ક્ષણિકં ક્ષણિકમ્‌નો અનુભવ કર્યો. તૃષ્ણા દુઃખમાત્રના મૂળમાં રહેલી છે એમ એમણે જોયું. તૃષ્ણાનો અંત આવે તો જ માનવહૃદય સુખ, શાન્તિ, નિર્વાણ—જે કહો તે—પામી શકે એમ પણ એમને દેખાયું, અને પોતાની સરળ, ગંભીર ને તત્કાળ પ્રતીતિ ઉપજાવી દે એવી રીતે વિશાળ જનસમુદાયને જનસમુદાયની જ વાણીમાં એમણે દેખાડ્યું. તે વખતની પ્રાકૃત

---

રહ્યો અને તેણે પ્રધાનને કહ્યું:

'શાબાશ મંત્રી, તમે તો હદ કરી. આવું તો કોણ ધારે? પણ આપે શી રીતે આ વાતનો પત્તો મેળવ્યો?'

આ જુવાને માત્ર ઊંઘવાના કે બારણું ઉઘાડવાના આળસે ગટરમાંથી પાણી લઈ ચૂનામાં મેળવી કેવા શોખથી પાન ખાધું હતું એ વાત પ્રધાને કરી અને ઉમેર્યું:

'જે માણસ ગટરનું આવું ગંદુ પાણી મોંમાં મૂકતાં ન અચકાય એ કયું કામ ન કરે?'

શરમાતા નગરશેઠના પુત્રની સામે રાજકુટુંબનાં માણસો દયામિશ્રિત તિરસ્કારથી જોઈ રહ્યાં.

★

ચક્ર પરથી ક્ષુધાનિવારણ માટે આવશ્યક અનિવાર્ય ગણાય એવાં તાવડી અને હાંડલાં ઊતરતાં. પાણીનાં માટલાં, મટકાં, ભંભલી, ઘડા, ગોળા અને મોટીમોટી નાંદ પણ ઊતરતી. મોટી નાંદ સાથે એ દીવો પેટાવવાનું કોડિયું પણ સર્જતો હતો. મકાનનાં ખોરડાં પર મૂકવાનાં નળિયાં માટે પણ લોકોએ કેશુ પર આધાર રાખવો પડતો. દેવમંદિરોમાં મૂકવાની માટીની દીવી પણ આ માણસ બનાવતો. દિવાળી ટાણે બાળકોને ફટાકડા ફોડવા માટે કૂલડી અને કોડિયાં કેશુ કુંભાર આપી જતો. લગન વખતે ચોરી ચિતરાવવા માટે લોકોએ કેશુને વરદી આપવી-પડતી. અને સમસ્ત જીવનના માંગલ્યપ્રતીક સમું તુલસીક્યારાનું કૂંડું પણ આ કુંભકારને હાથે જ સર્જાતું.

કેશુ સુજાન કારીગર હતો. મોખડકામાં આવેલી મરકી વેળા બાપ અચાનક ગુજરી જતાં, મૂછનો દોરો ફૂટ્યા પહેલાં જ કેશુ ઉપર જીવનનિર્વાહની જવાબદારી આવી પડેલી. સદ્ભાગ્યે એને બાપની હયાતિ દરમ્યાન ધંધાનો પ્રાથમિક પલોટ સારો મળ્યો હતો. મેઘજી જીવતાં પોતે એની સાથે ધૂળખાણે જતો, ખોલકાં ભરી આવતો, માટીની સાફસૂફી કરતો, કચડતો, ખૂંદતો, કોઈ વાર ચાકડો ફેરવવામાં હાથ દેતો, કાચાં ઠામને તડકે ગોઠવતો, નિભાડો પેટાવવામાં સહાય કરતો અને છેલ્લે, પેઢી-દર-પેઢી ચાલ્યાં આવતાં 'કળ'ને ઘેરેઘેર ઠામઠીકરાં આપી આવતો, સાટામાં વસવાયાં પેઠે મળતાં અનાજ વગેરેનાં વળતર પણ ઉઘરાવી લાવતો. આમ ઉત્પાદનથી માંડીને વહેંચણી સુધીની હરેક પ્રક્રિયામાં પોતે પાવરધો થઈ ગયો હોવાથી બાપનો ધંધો ટકાવી રાખવામાં કેશુને તકલીફ ન　　મેઘાના સમયના બધા જ　　વી લીધા, પણ પોતાના કસબ અને કુનેહને કારણે એણે નવા ગ્રાહકો પણ ઊભા કરી શક્યો.

કેશુ કાબેલ કારીગર હતો. તાવડી કે ગોરા ઉપર ટકોરો મારીને ખરીદનારાઓ કહેતા કે કેશુની કારીગીરી રણકા ઉપરથી જ પરખાઈ જાય. સ્ત્રીઓ કહેતી કે કેશુના ઘડેલા હાંડલામાં રાંધણાંની મીઠાશ જુદી જ આવે છે; અને ટકાઉ તો એવાં કે ઘરણને દિવસે ઊકરડે મૂકી આવીએ ત્યાંસુધી એ રીઢાં રાય, નંદવાય જ નહિ.

આ કારીગર કેશુ આજે આનંદમાં હતો.

આનંદનું કારણ એ નહોતું કે મુખીને ઘેર લગન હોવાથી ચોરીનાં ઠામ ઘડવાની વરદી આવી હતી. ચોરી ઘડવાની વરદીઓ તો આટલાં વરસોમાં અનેક આવી ચૂકી હતી. આજના ગૂઢ આનંદાનુભવનું એથીય વધારે ગૂઢ કારણ બીજું હતું. 'પોતાની બાળપણની ગોઠિયણ હેમી પરણતી હતી. હેમીના લગનની ચોરી બાંધવાની હતી; અને એ ચોરીના ચાર સ્તંભ કેશુએ તૈયાર કરવાના હતા.

મુખીનો વેઠિયો ડેલીને ઊંબરે ઊભોઊભો ચાક ફેરવી રહેલા કેશુને આ વરદી આપી ગયો, ત્યારથી કેશુના હૈયામાં હરખ માતો નહોતો.

હેમી પરણે છે!

'અહોહો! વરસને જતાં કાંઈ વાર લાગે છે!' પૂરજોશમાં ફરતા જતા ચાક ભણી તાકીને કેશુ વિચારતો હતો: 'હેમી પરણવા જેવડી-સાસરે જવા જેવડી થઈ ગઈ! મને તો ખબરેય ન પડી!'

સમાચાર સાંભળીને ચમકી ઊઠેલી એ આંખો વર્ષોનો વચગાળો વળોટીને છેક નાનપણનાં જીવનફલક પર ફરવા લાગી. હેમી અને કેશુ એક જ હેડીનાં. મુખીની શેરી અને કુંભારવાડાના નાકાના મિલનસ્થાને

સુમરાના ચોકમાં સહુ લત્તાનાં છોકરાં રમવા આવતાં. ઉચ્ચ–નીચના ભેદથી હજી સુધી અજાણ એવા આ ઊછરતા નાગરિકોએ વર્ગ-વિહીન સમાજ રચ્યો હોવાથી મુખી જેવી ઉચ્ચ દરજ્જાના અધિકારીની પુત્રી ભેડે વસવાયાનો પુત્ર કેશુ છૂટથી હળીમળી શકતો. મુખીને ઘેર જગા મેરાઈ રોજે આવેલા ત્યારે હેમીએ પોતાનાં કપડાં સિવાઈ રહ્યા પછી કત્તિરો કરીને એક નાનકડી ઢીંગલી ભરાવી હતી. જગા મેરાઈએ વધ્યાઘટ્યા કાપલાના ડૂચા ભરીને આબાદ ઢીંગલી બનાવેલી અને એને કપડાં પણ આબેહૂબ હેમીના જેવાં જ પહેરાવી આપ્યાં હતાં. હેમી આ ઢીંગલી લઈને સુમરાના ચોકમાં રમવા આવતી. કેશુને એના બાપાએ માટીનું નાનકડું ગાડું બનાવી આપેલું. એ ટીનકુડાક ગાડા માટે બે ટીનકુડાક ગોધલા પણ ઘડેલા અને જોધેલા તેમજ ગાડા તળે નાનાં ચાર પૈડાંની પણ કરામત કરેલી. નિભાડામાં પાકીને લોઢા જેવા મજબૂત બનેલા આ ગાડાને દોરી બાંધીને કેશુ રમવા લઈ જતો. માટીની આ બળદગાડીની સુમરા–ચોકના સહુ બાળકો ઇર્ષ્યા કરતા. હેમી એ ગાડામાં પોતાની ઢીંગલીને બેસાડતી અને કેશુ દોરી વડે ગાડું ખેંચતો આગળ ચાલતો. બીજી છોકરીઓ બન્ન ઊલટતી વેળાનાં વળામણ ગીતો ગાય અને એ રીતે આખું લાવરું ગામના ઝાંપા લગી જઈને પાછું વળતું.

સુમરા–ચોકનાં એ સહુ હાબરિયાઓમાં કેશુ–હેમીની જોડી એવી તો હળીમળી ગયેલી કે એમને જોઈને કહેનારાં કહેતાં કે આ બે છોકરાં એક જ નાકે શ્વાસ લે છે.

એકવાર હેમી બન્ને હાથે મેંદી મેલીને આવેલી. હથેળી ને આંગળાં તો ઠીક પણ નખ સુદ્ધાં લાલ રંગવાનું ભાભીનું જોણું જોઈને એણે વેન લીધેલું. તેથી બન્ને હથેળી અને નખ ઉપર એ વાટેલી મેંદીનાં થથેરા કરી આવેલી. પરંપરાથી ચાલી આવેલી તદ્દન તરંગી પણ અત્યંત કાવ્યમય માન્યતા આ છોકરાંઓને કોણે સુઝાડી એ તો કહેવું મુશ્કેલ છે. પણ સહુએ હેમીને આગ્રહ કર્યો કે મને બકી ભર, તો મારા હાથ લાલ થઈ જાય! બાલુ કહે કે પહેલી મને બકી ભર ને રમજુ કહે કે પહેલાં મને તારો રંગ આપ.

'ના બાપુ, સંધાયને બકી ભરું તો ક્યાંક બધોય રંગ તમારામાં હાલ્યો જાય તો!' હેમીએ ભય વ્યક્ત કર્યો. 'મારા હાથમાં રંગ ન ઊતરે તો મારી બધીય મેંદી નકામી જાય...ને મારી ભાભી વઢે...'

પણ હેમી જેમજેમ આનાકાની કરતી હતી તેમતેમ વગરમેંદીએ પોતાના હાથ રંગાવી લેવાની છોકરાઓની ઉત્સુકતા વધતી જતી હતી. સાથેસાથે, આ સહુ ગોઠિયાઓ મારો રંગ ચોરી જશે એવી માન્યતા પણ હેમીના મનમાં દૃઢ થતી હતી. કોઈક નટખટ છોકરાએ એવું ભૂત ભરાવ્યું કે મેંદી ઉપર અમારી નજર લાગી ગઈ એટલે તો આમેય રંગ તો ઊતરવાનો જ નથી મેંદી મેલ્યા પછી, પાકો રંગ ઉતારવો હોય તો બરની બહાર ન નીકળાય ને કોઈનો ઓછાયો પણ ન લેવાય. કોઈકે તો વળી ક્રૂર બનીને એવી પણ આગાહી કરી કે ઓછાયો પડી જાય તો જેટલા ભાગમાં મેંદી મેલી હોય એટલા ભાગમાં કોઢ નીકળે.

'નાગાશાના તકિયાવાળા ફકીર જેવી તું થઈ જઈશ.' ગામ બહાર પીરને તકિયે પડ્યા રહેતા કોઢગ્રસ્ત ફકીરની યાદ આપીને છોકરાઓએ હેમીને ગભરાવી.

'ને પછી તને કોઈ પરણશે પણ નહિ.' બીજી ધમકી આવી.

'આય હાય! હેમીને કોઈ પરણે નહિ તો તો ગોલી ભૂરી ભામણી જેવા હાલ

થાય.' એક બ્રાહ્મણકન્યા મૂગી હોવાને કારણે અવિવાહિત રહી ગયેલી એની પણ યાદ અપાઈ.

જ્ઞાનતંતુઓનું આટલું ઠંડું યુદ્ધ ચલાવીને છોકરાઓએ હેમીને એવી તો ઠંડીગાર કરી દીધી કે હવે શું કરવું એ એને સમજાયું નહિ. છેવટ કોઈ ઉપજાઉ ભેજાએ, ઠંડા યુદ્ધને રાણેતે સોદાગીરી કરતો ઉકેલ શોધ્યો કે મેંદી ઉપર ઓછાયો પડી ગયો છે એટલે હવે ગમે તે એક છોકરાને બકી ભર તો બધું મટી જશે ને રંગ પણ પાકો ઊતરશે. આ સોદાગીરી આગળ હેમીએ નમતું આપ્યું અને કોઈ પણ એક વ્યક્તિને પોતાના રંગમાં ભાગીદાર બનાવવા તૈયાર થઈ.

આ 'એક'ની પસંદગી કરવાનું કામ અઘરું બન્યું. કોઈ રાજકુંવરીના સ્વયંવર પ્રસંગે ભેગા થયેલા રાજકુમારોની જેમ સહુ ગોઠિયા પોતાની જાતને હેમીના ચુંબનના અધિકારી સમજતા હતા. પોતાના ગળામાં વરમાળા આરોપાય એ માટે મત્સ્યવેધ સમું પરાક્રમ કરવા કોઈ શક્તિમાન નહોતા, તેથી યુક્તિ–પ્રયુક્તિઓ આરંભી. આજ સુધી અસ્પૃશ્યતા કે આભડછેટથી અજાણ રહેલાં આ શિશુઓએ આભડછેટના શસ્ત્રનો આશરો લીધો.

'રમઝુને બકી ભરીશ તો અભડાઈશ.' એક વણિકપુત્રે કહ્યું. 'રમઝુ મુસલમાન છે.'

'ને બાલુના ગોરાનું પાણી પણ કણબી નથી પીતા.'

'ને કેશુને પણ બકી ન ભરાય.' બ્રાહ્મણપુત્રે જાહેર કર્યું: 'કેશુ કુંભાર છે. એને ધનતેરશની લાપસી પણ અદ્ધરથી જ અપાય.'

હેમી ફરી મૂંઝવણમાં પડી. સહુ ગોઠિયા પોતપોતાની લાયકાત અને બાકીનાઓની ગેરલાયકાત સિદ્ધ કરવા મથી રહ્યા હતા. નિસર્ગસૃષ્ટિમાં અવનવા રમણીય રંગોની પૂરવણી કરનાર વિશ્વકર્માની જેમ હેમી મારો મેંદીનો રંગ ક્યાં વેરું એના નિર્ણયની દ્વિધામાં થોડીવાર તો મૂગી ઊભી રહી, પણ પછી તરત બોલી ઊઠી:

'હું તો કેશુના હાથ રંગીશ.'

અને કેશુની પસંદગી સામે વિરોધ વ્યક્ત થાય, એના અનધિકારીપણા અંગે સમર્થનો રજૂ થાય એ પહેલાં તો હેમી કૃતનિશ્ચયી બનીને કેશુ પાસે પહોંચી ગઈ અને એના ફૂટડા મોં ઉપર પોતાના કૂમળા હોઠ દાબી દીધા.

આ નુસખાની અજમાયશને પરિણામે કેશુના હાથ પર તો મેંદીનો રંગ ન ઊતર્યો પણ એનું ગૌર મોં છેક કાનની બૂટ લગી લાલલાલ થઈ આવ્યું ખરું.

*

ચાકડા ઉપર બેઠાંબેઠાં કેશુને શૈશવનાં એ મીઠાં સંભારણાંનો કેફ ચડ્યો. એના સ્મૃતિપટ ઉપર એક પછી એક પ્રસંગ ઝડપભેર પસાર થવા લાગ્યા.

શૈશવ વળોટીને એ યુવાવસ્થા ઉપર આવ્યો.

એક સાલ ભીમ અગિયારશ વીતી ગયા પછી પણ વરસાદ ખેંચાયો ત્યારે આખું ગામ નદીની ઉપરવાસ આવેલ ભૂતેશ્વર મહાદેવની વિશાળ અને રળિયામણી વાડીમાં ઉજાણીએ ગયેલું. વાદળિયા તડકાવાળી બપોર અને આખી સાંજ લોકોએ વાડીમાં અને વાડીની આસપાસનાં સ્થળોમાં ગાળી. અહીંતહીં ભજનમંડળીઓ જામી હતી, અને 'મેઘરાજ મોંઘો થા મા...અવસર ચૂકી જા મા...' વગેરે પ્રાર્થનાગીતોની ધૂન જામી હતી. આખું ગામ અહીં વાડીમાં જ ઠલવાયું હતું. છૈયાંછોકરાં તેમ જ ઘરડા-બુઢ્ઢા સહુ ખેંચાઈને પણ મેઘરાજાને મનાવવા

અહીં એકઠા થયા હતા. ઉજાણી માટે સાથે લાવેલું ખાદ્ય-ખાદ્યું ખાઈ મહાદેવના કૂવાનું મીઠું સાકર જેવું પાણી પીને સહુ આમતેમ યથેચ્છ વિહરતા હતા.

વાડીને એક છેડે ખલેલાના ઝાડ પર, જોઈને મોંમાં પાણી આવે એવાં પાકાં ખલેલાં લૂબીઝૂંબી રહ્યાં હતાં. કેશુએ ઝાડ પર ચડીને ખલેલાં ખાવા માંડ્યાં હતાં અને ભરપેટ ખાઈ રહ્યા પછી ગજવામાં ભરી રહ્યો હતો. એટલામાં ઊગમણા છીંડા તરફથી હેમી નીકળી અને ખલેલાના ઝાડ ઉપર કેશુને મર્કટકર્મ કરી રહેલો જોઈ પોતે ખલેલાંની માગણી કરી.

'ભાઈ રેઢાં પડ્યાં હશે ખલેલાં!' કેશુએ ઉત્તરમાં કહ્યું: 'અહીંથી પડીશ તો હાડકાં મારાં ભાંગશે, હેમીનાં નહિ.'

'મને એકાદ તો ચખાડય, કેશુ!' હેમી ફરી કરગરી.

'બહુ સવાદ લાગ્યો હોય તો પોતાને હાથે જ પાડીને ખાઈ લઈએ.'

'પણ તારા હાથનાં પાડેલ હશે એમાં વધારે સવાદ આવશે.' યૌવનને ઉંબરે પગ માંડી ચૂકેલી હેમીમાં આવી રહેલી ચંચળતા બોલી ઊઠી.

'મારા હાથનાં પાડેલાંમાં સવાદ નહિ આવી જાય.' હેમીના જેટલી જ ચંચળતાથી કેશુએ ઉત્તર આપ્યો: 'મારે હાથે જ જો આ'તો ખરો સવાદ આવે.'

ઉજાણીના માદક વાતાવરણથી મત્ત બનેલી હેમીએ કહ્યું: 'તારે હાથે જ ખવડાવ, લે હવે છે કાંઈ? બાકી ખલેલાં ખાધા વિના આંહીંથી જાવી નહિ ખસું'

લાંબી ચડસાચડસીને અંતે પરસ્પર સ્વીકાર્ય યોજના એવી થઈ કે હેમીએ ઝાડ તળે બંને આંખો મીંચીને ઊભાં રહેવાનું અને કેશુએ ઉપરથી એકેક ખલેલું તોડીતોડીને હેમીના મોંમાં નાખતા જવાનું.

થોડીવાર તો આ 'ગૃહસ્થીકરાર'નું કેશુએ અક્ષરશઃ પાલન કર્યું. પણ પછી એકાએક હેમી બૂમ પાડી ઊઠી: 'લુચ્ચા કેશુડા! ખલેલાને બદલે ઠળિયા મને ખવડાવશ?'

પોતે જ એક ખલેલું ખાઈને એનો ઠળિયો હેમીના મોંમાં મૂકી, કેશુ ઝાડ પરથી બિલ્લીપગલે ઊતરી ગયો હતો અને છેતરાયેલી હેમી આંખ ઉઘાડીને કેશુ સમક્ષ કાંઈ રોષ ઠાલવી શકે એ પહેલાં તો કેશુએ પાછળ જઈને હેમીની આંખ પર પોતાના બંને હાથ જોરશોર દાબી દીધા હતા.

દૂરના કૂવા ઉપરથી છીંડા ભણી જતા પસાયતાએ આ દૃશ્ય ધારીધારીને જોયું.

હેમીએ મીઠા રોષથી બૂમ પાડતાં કહ્યું: 'કેશુડા, હું તારાં હાડકાં ભાંગી નાખીશ હો, બહુ વાયડો થયો છો તે!'

'ખલેલાંનો સવાદ લેવો હોય તો ઠળિયા પણ ખાવા પડે!' ફિલસૂફની ઢબે સૂત્રોચ્ચાર કરીને ખડખડાટ હસી પડતા કેશુએ હેમીની આંખ પરથી હાથ ઉઠાવી લીધા

આખાય દૃશ્યની માનસિક નોંધ લઈને પસાયતો પસાર થઈ ગયો.

બીજે જ દિવસે મુખીએ કેશુને ચોરામાં તેડાવ્યો. કાંઈ પણ પૂછગાછ કર્યા વિના, કશું કારણ કે ખુલાસો રજૂ કર્યા વિના જ મુખીએ કેશુને બે અડબોથ લગાવી દીધી. આ અપરાધી જુવાનને આપવાની ચેતવણી પણ એમણે અડબોથ લગાવી દીધા પછી જ ઉચ્ચારી:

'ખબરદાર, જો મારી છોડીને પડછાયે ય ચડ્યો છો તો તારી વાત તું જાણજે.' અને પછી પોતાના હોદ્દાની રૂએ ધમકી આપી: 'ચોરીને મીઠું ભરી દઈશ...ગામમાં રેંવું ભોંયભારે પડશે...'

એક અક્ષર પણ સામો બોલ્યા વિના કેશુ સુખીના ભારે હાથની અડપણીથી ચમચમાવેલા ગાલ પર હાથ ફેરવતો ચોરામાંથી પાછો ફર્યો.

તે દિવસથી હેમી અને કેશુના જીવન-વ્યવહારો વચ્ચે પડદો પડી ગયો. બન્ને એક જ લત્તાનાં રહેવાસી હોવા છતાં જાણે કે દૂરદૂરના દેશમાં વસતાં હોય એવો આકરો વિયોગ જાણે કે આપમેળે જ ઊભો થઈ ગયો. અને......

...અને આજે એ પડદો જાણે કે આપમેળે જ હઠી ગયો. મનઃચક્ષુ સામેના મંચ પર વર્ષો પહેલાંનું દૃશ્ય દેખાતું હતું. તખ્તાની સાજસજાવટ એ જ હતી. નેપથ્યવિધાનમાં પણ કશો ફેર નહોતો પડ્યો. એ જ ભૂતેશ્વર મહાદેવની વાડી...એ જ રેંઢા ટાણાનો વાદળિયો તડકો...એ જ ખલેલાંનું ઝાડ અને એ જ...

...કેશુને લાગ્યું કે દૃશ્યવિધાન અને નેપથ્યરચના આખી એ જ છે પણ એ બધી 'લીલા' વચ્ચેનું પાત્ર બદલાયું છે ખરું. મંચ ઉપર વર્ષો પહેલાંની મુગ્ધાને સ્થાને હવે એક યૌવના બેઠી છે. પાકાં ખલેલાં ખાવાની હઠ લેનાર નિખાલસ હૃદયની એ હેમી ત્યાં નથી, પણ પાનેતરમાં સજ્જ થયેલી લજ્જા-મુખ યૌવના દેખાય છે. મુગ્ધાવસ્થા વળોટીને યૌવનને ઉંબરે હજી તો પગ માંડું માંડું કરતી એ તોફાની છોકરીની ચંચળતા ત્યાં નથી દેખાતી. એ તોફાન અને એ ચાંચલ્યને સ્થાને હવે વિવાહિત જીવનની જવાબદારી સમજતું ગાંભીર્ય આવી ગયું છે.

વર્ષોના વિયોગે છેદી નાખેલો સ્મૃતિ-તંતુ ફરી સંધાઈ ગયો. અને કેશુનાં મનઃચક્ષુ સામેથી આ મુગ્ધા અને યૌવનાનાં સર્વ સ્વરૂપો દૂર થઈ ગયાં. એને યાદ રહ્યું માત્ર એક જ સ્વરૂપ-બાળપણમાં ઢીંગલીપોતિયે રમતી હેમીનું. ભૂતેશ્વરની વાડીના બધા પ્રસંગો ભુલાઇ જવાયા. યાદ રહ્યો માત્ર એક જ પ્રસંગ-હાથે મેંદી મૂકીને આવેલી અને કેશુના હાથ રંગવા મથતી હેમીનો.

એ એક જ પ્રસંગની યાદના કેફમાં કેશુ બમણા ઉત્સાહથી કામે લાગી ગયો. ક્યારે ધૂળખાણે જઈને માટી ખોદી લાવ્યો, ક્યારે એનો ગાળિયો ગૂંદી કાઢ્યો, ક્યારે એને ચાક પર ચડાવ્યો, ક્યારે એમાંથી ચોરીનાં વાસણો ઊતરી ગયાં; એમાંની એક પણ પ્રક્રિયા કેશુને યાદ ન રહી. એ તો કામમાં જ ગુલતાન હતો.

નિભાડો પાકી રહ્યા પછી વાસણોને ધોળવાનો અને આળખવાનો વારો આવ્યો. ઘડાના ઘાટ ઉતારવામાં કેશુએ જે ચીવટ અને પરિશ્રમ દાખવ્યાં હતાં એથીય વધારે ચીવટ અને પરિશ્રમ એણે ધોળવામાં અને આળખવામાં દાખવ્યાં. હૃદયના સર્વ રસ રેડીને નાળિયેરની કાચલીમાં એણે ગેરુ ઘૂંટ્યો અને ધોળા બાસ્તા જેવા ચોરીના ઘડા ઉપર ફૂલવેલ ને મેના-પોપટનાં ચિત્રો આળખવા માંડ્યાં.

સુખીનો પસાયતો બબ્બે વાર કેશુને ફળિયે આવીને કહી ગયો કે વરઘોડો ટાણે તૈયાર કરજે, લગનને હવે ઝાઝા દી' આડા નથી રહ્યા....પણ કેશુ તો સ્વસ્થ ચિત્તે પોતાનાં આલેખનોમાં જ રત રહ્યો. હૃદયનો રંગ ઘૂંટીઘૂંટીને આલેખનોમાં ઉતારતો હોય એમ રાત કે દિવસ જોયા વિના કેશુએ હેમીના લગ્નની ચોરીમાં પોતાનો કસબ રેડ્યો.

*

સુખીના ફળિયામાં આઠ વળીએ માંડવો ઊભો હતો. ગામડાગામમાં મળી શકે એ સર્વ શણગાર અહીં મોજૂદ હતા. હીરભરતના ચાકળા-ચંદરવા પૂરા પાડવા ગામના ભલભલા પટેલોએ પોતાના પટારા ઉઘાડી નાખ્યા હતા.

ભાતભાતનાં ને ભાતભાતનાં તોરણોનો તો કોઈ સુમાર નહોતો રહ્યો. વળીએવળીએ આરસી ને તખ્તા ટિંગાતા હતા. તાબૂત બનાવનાર એક મુસ્લિમ કમાનગરે અનેક અનેક રાતોના ઉજાગરા કરીને રંગબેરંગી કાગળ અને અબરખની કમાનો અને તાક તાણ્યા હતા. મંડપના શોભનની શિરટોચ સાધવા ખુદ બાપુના દરબારગઢમાંથી હાંડી અને ઝુમ્મરો માગી આણ્યાં હતાં શહેરમાં ખાસ માણસ મોકલીને મગાવેલી મીણબત્તીઓ પેટાવીને આ હાંડીઓમાં મૂકવામાં આવી ત્યારે માંડવિયા તેમ જ જાનૈયા સહુ આ ઝગહગાટ જોઈને મોંમાં આંગળાં નાખી ગયા.

પણ ખરો ઝગહગાટ જોવાનો તો હજી બાકી હતો.

હથેવાળો પતી ગયા પછી માંડવાની બાજુમાં ચોરીના ચાર સ્તંભ ઊભા થયા ત્યારે એના સાદા સૌંદર્યની આગળ માંડવાનો સઘળો શણગાર ઓઝપાઈ ગયો. પીળી ખડી ઉપર થયેલાં લાલ ગેરુનાં ચિતરામણો પાસે રંગબેરંગી અબરખાંનો રંગ જાણે કે ઊપટી ગયેલો લાગ્યો ચોરીના ચાર સ્તંભ વચ્ચે પ્રગટેલી લગ્નવેદીની ધૂમ્રમિશ્રિત શિખાઓ સમક્ષ માંડવાના હાંડી-ઝુમ્મરનો ઝળહળાટ ઝાંખો પડ્યો.

બહારગામથી આવેલા જાનૈયા ચોરી-સ્તંભનું સાદું સૌંદર્ય જોઈને છક થઈ ગયા. કુતૂહલથી પૂછવા લાગ્યા :

'આ હાથ કોનો?'

'કોઈ નામી કસબી લાગે છે!'

'જન્મારામાંય આવું ચિતરામણ નથી જોયું ક્યાંય!'

'ચાક ઉપર દયોટી સારી બેઠી લાગે છે.'

'કસબ કોઈના બાપનો છે! ધૂળમાણુની ધૂળમાંથી દામડાં ઉતારવાં કાંઈ રમત વાત છે!'

'મુખી, તમને કોઈ હોશિયાર કારીગર જડી ગયો લાગે છે. આવા ઘાટ ને આવાં ચિતરકામ તો રજવાડી લગનમાંય નથી ભાળતાં—'

બરોબર આ જ વખતે મેલાઘેલા વેશે કેશુ વરઘનું અખિયાણું લેવા આવી પહોંચ્યો હતો દૂરદૂર વસવાયાંના ટોળામાં ઊભાઊભા એણે પોતાની પ્રશસ્તિના બોલ સાંભળ્યા... અને...

...અને પ્રશસ્તિ સાંભળવા સાથે એણે એક દૃશ્ય પણ જોયું. લગ્નના પાનેતરમાં વીંટળાયેલી હેમીની હૃષ્ટપુષ્ટ દેહયષ્ટિ ચોરીના ચાર સ્તંભ વચ્ચે મંગલફેરા ફરી રહી હતી.

કેશુની આંખ ચમકી ઊઠી એને થયું : આ જ એ હેમી, જેણે બાળપણમાં મને મેંદીનો રંગ આપ્યો હતો?

રંગ ...!

અત્યારે પ્રશસ્તિ પણ ચોરીના રંગ-આલેખનની જ થઈ રહી હતી.

કેશુના હૃદયમાં એક ગૂઢ ભાવ ઘોળાઈ રહ્યો, જેમ તે દિવસે નાળિયેરની કાચલીમાં પોતે ગેરુ ઘોળતો હોય એમ.

હેમીને જોઈને કેશુની આંખ જાણે કે ફાટી રહી. વરતી ન શકાય એવો ગૂઢ ચમકારો એમાંથી વરસી રહ્યો.

'હવે બરજોગા થાવ બરભેગા.' વસવાયાંઓના લાગા ચૂકવ્યા પછી પસાયતો પોતાનો દડો લઈ આવી પહોંચ્યો અને હોદ્દાની રૂએ હળવી ગાળો સાથે હળવો લાઠીચાર્જ કરી સહુને હાંકવા લાગ્યો : 'મારા હાળાવ વસવાયા કીધા એટલે હાઉ માણસની ઘોડ્યે ઊભા જ છે મેરાયાં થઈને.'

ખોઈમાં ખારેક ભરીને કેશુ કૂબા ભણી વળ્યો

કૂબે આવીને વ્યગ્રચિત્તે ઢળિયામાં ઓટા ઉપર આડો થયો. મોડે સુધી એનું અંત

કોઈ માનવથી ન સમઝાય તેવી ભાષામાં મળે છે. તે આ પાન્થના હૃદયમાં ઊંડે-ઊંડે ઊતરી જાય છે:

'દૂર દૂર અતિ દૂર ઝંખતા દિગંતમાં જો આમ !
ભવ્ય ગુલાબી ઉષાસ્વરૂપે પ્રગટ્યા પ્રભુ એ ઠામ;
હામ પછી કયમ હું હારું ?'

**સુશીલા :** ઓવલટીન લેશો ?

**નરસિંહ :** ઓવલટીન ? હા, જે આપશો તે લઈશ. પણ, સુશીલા !

**સુશીલા :** કેમ ?

**નરસિંહ :** ના, બીજું તો કશું નહિ, પણ માત્ર બે વર્ષ પહેલાં પ્રેમલ હતો. યુવાન હતો. ઈચ્છા–આશાથી ભર્યોભર્યો હતો. ચિત્રકલાનો રસિયો હતો. હેને અહીં શાની ન્યૂનતા લાગી હશે, કે એ ચાલ્યો ગયો ?

[ કંઈક દૂર લાગતું ગીત ગવાય છે. ]

ખમી ન સકિયો તું એ અનુપ દિવ્ય ને અન્યનો,
ધરી વિરલ હોંસ તેં : 'અધિક સૂક્ષ્મતા સાધનો;
મળે અમર ભૂમિમાં, તહિં વશી કલા કેળવું,
વિકાસ અટકો ધરે સુજ કલા, હું તે મેળવું.'

[ગીત બંધ થાય છે.]

**સુશીલા :** એ સઘળું સંભાર્યાથી હવે શું ? આપણે તો દુઃખથી ટેવાયેલાં છિયે ને !

**નરસિંહ :** હા, આપણે તો દુઃખથી ટેવાયેલાં છિયે અને જ્ઞાની પણ છિયે, ખરું ને ? સાંભરે છે ?

**સુશીલા :** શું ?

**નરસિંહ :** પ્રેમલ મૃત્યુ પામ્યો તે પહેલાં માત્ર બે વર્ષ અગાઉ આપણી લવંગિકા ગઈ. તે વખતે ગાંધીજીનો–

**સુશીલા :** એ કાંઈ ભૂલી જવાય ? ગાંધીજીએ આપણને લખ્યું હતું કે:

'પણ એ પુત્રીના મૃત્યુનું દુઃખ તમને ન હોય. તમારી પાસે ખરખરો પણ શો કરવો ? તમે બંને દુઃખથી ટેવાયેલાં છો અને જ્ઞાની પણ છો.'

**નરસિંહ :** અને પછી હેના જવાબમાં મેં હેમને લખ્યું હતું:

'આસ આવે પ્રસંગે, આપે હમારું સ્મરણ રાખ્યું એ વિચારથી હૃદય આર્દ્ર થયું. પ્રભુ દયાળુ આમ અણધાર્યાં આશ્વાસનોમાં અમૃત સીંચે છે એ ઓછી ધન્યતા છે ?'

**સુશીલા :** અને 'આનું દુઃખ તમને ન હોય' એ પાંચ શબ્દોમાં જે અમૂલ્ય સદ્‌ભાવ હેમણે પૂર્યો તે બીજે કહીંથી એ રૂપમાં આપણને મળ્યો નથી.

**નરસિંહ :** પણ સુશીલા ! એ શબ્દો વડે હેમણે આપણને બંનેને જે ઊંચી કક્ષામાં, જ્ઞાન, તપશ્ચર્યા વગેરે સંપત્તિને સંબંધે મૂક્યાં તે યોગ્યતા પ્રાપ્ત કરવાને પ્રભુ આપણને સામર્થ્ય આપો.

**સુશીલા :** હાસ્તો.

**નરસિંહ :** આપણે તો, સુશીલા, હજુ રંક માનવની ભૂમિકામાં ભમિયે છિયે. માત્ર આવીઆવી કસોટીને પ્રસંગે ઉચ્ચતર ભૂમિકામાં ચઢવાને પ્રભુ દયાળુ ગાંધીજી જેવા સજ્જનની દ્વારા પાંખો આપે છે.

**સુશીલા :** શાંતિદાતા શાંતિ આપે છે અને આપશે.

**નરસિંહ :** તે ઉપરાંત ગાંધીજીએ આપણને કેવો ઉચ્ચ ઉપદેશ એ પત્રમાં આપ્યો છે ! કે 'આ જગતમાં જેટલાં બાળક છે તે પણ ક્યાં તમારાં નથી ?'

**સુશીલા :** એ સાચું છે, છતાં કોઈ કોઈ વાર હતાશ થઈ જવાય છે.

**નરસિંહ :** અને એમ પણ થઈ જાય છે કે આપણે તે એવડાં મોટાં કિયાં ભક્ત કે આપણી આવડી કારમી કસોટી પ્રભુ કરે છે ! શું ખરેખર ?

'મૃત્યુ જીવનતત્ત્વને
છાપવા સુજ ઉર **ચિત્રે**

વિશ્વ દુ:ખ તણી વ્યથા
અસમર્થ શું પ્રભુને દિસે ?
વિશ્વમાં વ્યાપક સતા,
દૃગ્ગુથી જો બુદ્ધને
તીવ્ર સંવેદન થતું,
ત્યમ સુજ ઉરે શું નવ બને ?'

અને સુશીલા !

'નિત્ય નિત્ય ક્ષમાલયે
જાય જગના જીવ, જો !
એથી શાસન નહિ મળે ?
શું પ્રિયજનો એવાં, પ્રભો ?'

પણ અશે !

સુશીલા: કાંઈક લીધાને તમને ઘણો વખત થઈ ગયો હવે કંઈક લેશો ?

નરસિંહ: આપણા જીવનપર્યટણને પણ ક્યાં ઓછો વખત થયો છે ! લાંબો, ઘણો લાંબો કાળ વીતી ગયો હોય એમ જણાય છે પણ આજે આપણને ભૂતકાળમાં ભળવું શાથી ગમે છે ? મુસાફરીનો અંત પાસે આવ્યો હશે એથી એમ થતું હશે ?

સુશીલા: હા, એમ પણ હોય

નરસિંહ: પાછળ નજર કરું છું તો ૧૯૨૮-૨૯નાં વર્ષ સ્મરણમુકુરમાં જોઈ શકું છું એમ શાથી ? તે વેળા શો પ્રસંગ બનેલો ? ડાયરીમાં જોશો ?

સુશીલા: ત્હેમાં ડાયરીમાં શું જોવું હતું ! ત્હમારે ઠક્કર વસનજી માધવજીની વ્યાખ્યાનમાળા તૈયાર કરવાની હતી, એ જ કની ?

નરસિંહ: ત્હમને બરાબર યાદ રહે છે હું તો હવે ભૂલતો જતો હોઉં એમ લાગે છે એ વ્યાખ્યાનમાળા તૈયાર કરવામાં કેટલા સ્નેહીઓએ મને મદદ કરેલી ! એ બધાને મ્હેં કેટલો ત્રાસ આપેલો ! સુશીલા ! મ્હને ઘણીવાર વિચાર આવે છે કે મ્હારો હાથો સ્વભાવ ! હેને લઈને મ્હેં ઘણાને અન્યાય પણ કરી દીધો હશે, છતાં આ આટલા સ્નેહીઓએ મ્હને પોતાનો સ્નેહ અર્પ્યો ! મ્હારામાં પણ થોડા સદ્ગુણ હશે ત્યારે કની !

સુશીલા: હારતો વળી

નરસિંહ: હું પણ કેવો આત્મપ્રશંસામાં સરી પડું છું ! પ્રભો ! મ્હને મારી ત્રુટિઓનું ભાન કરાવ્યા કરજે પણ સુશીલા ! મ્હને આ શું સંભળાય છે ?

સુશીલા: શું સંભળાય છે ?

નરસિંહ: હં હ, આ તો ભીમરાવનું 'આ શાં અણુગણ તારાવૃંદ રે'-

[ ગીત કોરસમાં ગવાતું સંભળાય છે ]

'આ શાં અણુગણ તારાવૃંદ રે,
દીપે શ્યામ નિશામાં,
સહુ હળીમળી જાતો માય રે,
મ્હાલે શ્યામ નિશામાં'

[ ધીમેધીમે ગીત વાતાવરણમાં વિલીન થઈ જાય છે ]

નરસિંહ: સુશીલા !

સુશીલા: કેમ ?

નરસિંહ: આ ગીત સુણતાં ત્હમને કશુંક સાંભરે છે ?

સુશીલા: શું ?

નરસિંહ: આ ગીત તો મનુભાઈનું અતિપ્રિય ગીત ! ભીમરાવે અસલમાં તો બધે ઠેકાણે 'દીપે શ્યામ નિશામાં' લખેલું પણ મનુભાઈએ સૂચવેલું કે સર્વ ઠેકાણે 'દીપે' શબ્દ આવે તેને બદલે 'ઝૂલે' 'રૂવે' 'ઝુવે' 'મ્હાલે' વગેરે જુદાજુદા શબ્દો આવે-વધુ ઉચિત શબ્દો આવે તો અર્થ વિશદતર થાય અને ગીતનું લાલિત્ય વધે !

સુશીલા: મને સાંભરે છે હેનું હેવું કાંઈ થોડું ભુલાય છે ?

નરસિંહ: પણ વળી આ શું ?

'વ્યોમસંહળેથી આવો ઊતર્યાં રે લોલ,
વ્યોમમાં અસારું નિત્ય ધામ;
વ્યોમવાસિની રે લોલ!
આવો મધુર ગાન ગરબે ગાઈએ રે લોલ.'

[ ગીત ધીમેધીમે વિરમી જાય છે. ]

સુશીલા: મનુભાઈને તો ત્હમારું 'દિવ્ય ગાયક ગણ' પણ બહુ ગમતું, ખરું કની?

નરસિંહ: હેમને બહુ ગમતું એ વાત સાચી, પણ સુશીલા! ત્હમે એક વાત ભૂલી જતાં લાગો છો.

સુશીલા: કેઈ વાત?

નરસિંહ: હેમણે એક વેળા કહેલું કે 'દિવ્ય ગાયક ગણ' ગ્રૅન્ડ છે પણ 'દિવ્ય સુંદરીઓનો ગરબો'માં જે લાલિત્ય અને રસિક્તા છે તે તો અદ્ભુત જ છે અને મેં એ વાત કબૂલ પણ રાખેલી.

સુશીલા: હા, યાદ આવે છે ખરું.

નરસિંહ: મ્હેં હેમને 'હૃદયવીણા' અર્પણ કરતાં કાવ્ય લખ્યું હતું તે વાંચીને એ કેટલા ખુશ થયેલા!

સુશીલા: થાય જ ને? કાવ્ય કેટલું સરસ છે!

[ જરા દૂર સંભળાતું ગીત ગુંજી ઊઠે છે. ]

'બન્ધુ હો! સ્મરણ ત્હને કાંઈ થાય?
એકદા સમીસાંઝની માંહ્ય,
'દિવ્ય સુન્દરીનો ગરબો' ગાઈ
દિવ્ય સ્વરરચના રચી ત્હેં જ્યાંહિં,
કવિત-સરિતા સુજ સળવી બની
ઊછળી તુજ ગાનસરિતની ભણી;
બન્ધુ હો! સ્મરણ ત્હને કાંઈ થાય?

[ગીત ધીમેધીમે વિરમી જાય છે.]

નરસિંહ: અહોહો! મનુભાઈનો કંઠ કેટલો સુંદર! હેમાંથી ઝરતાં ગીતો કહેવાં દિવ્ય લાગતાં! ક્રૂર કાળે હેમને પણ ના છોડ્યા! હેમને ગયાને કેટલોક સમય થયો હશે?'

સુશીલા: પંદરેક વર્ષ થયાં–૧૯૨૧માં મનુભાઈ ગુજર્યા.

નરસિંહ: હા, ઘણાં વર્ષો થયાં, પણ કદાચ હેમના એ અતિ મધુરં અને સુંદર કંઠમાંથી ઝરતાં ગીતો સાંભળવા માટે જ પ્રભુ દયાળુએ એમને વ્હેલા ના બોલાવી લીધા હોય!

સુશીલા: પ્રભુની લીલા અગમ્ય છે.

નરસિંહ: ખરું કહ્યું, સુશીલા! જાણું છું છતાં કેટલીક વાર સમજાતું નથી, સહેવાતું નથી. શું એ કંઠમાંથી ઝરેલ ગીત આખરનું વિરમી ગયું? ના ના:–

'ગીત એ નથી વિરમિયું,
વ્યર્થ નથી સ્વરયોગ એ,
અધિક ઉત્કર્ષ પામતું
સંગીતનાયક તે 'સુણે.'

સુશીલા: હવે ત્હમે જરા આરામ કરશો? આજે ત્હમે બહુ બોલો છો, શ્રમ પડશે.

નરસિંહ: હું ત્હમને બહુ શ્રમ આપું છું નહિ, સુશીલા? પણ આટલાં વર્ષના કંટાળ્યાં અને ના થાક્યાં તો હવે થોડા સમય માટે તમે કંટાળશો? થાકશો?

સુશીલા: ત્હમે હેવું હેવું ના બોલો.

નરસિંહ: ખરું કહો છો, સુશીલા! હું હિંમત નહિ હારું.

સુશીલા: તો બસ.

નરસિંહ: પણ આટઆટલો ગરબડાટ શાનો?

[ જરા દૂર કોલાહલ–હેમાં સંગીત અને ઝાંઝરનો અવાજ પણ સંભળાય છે અને વિરમી જાય છે. ]

સુશીલા: શાનો ગરબડાટ?

નરસિંહ: સમજ્યો. એ તો મ્હને એલફિન્સ્ટન કૉલેજનાં અનેક વિદ્યાર્થીઓ અને વિદ્યાર્થિનીઓ સાદ કરતાં જણાય છે. એ પણ ૧૯૨૧ની જ સાલ હતી ને?

સુશીલા: હાસ્તો.

નરસિંહ: ત્યાંના અનેક મિત્ર શિષ્યોનાં અને શિષ્યાઓનાં દર્શન હું કરી શકું છું

સુશીલા: એ બધાંનો તમારા પ્રત્યે ખૂબ સ્નેહ હતો, નહિ?

નરસિંહ: બેશક, દુર્વાસા કહેવાતો પણ એ દુર્વાસાને પણ એ લોકો ચાહતા અને સત્કારતા પણ વળી આ કોલાહલ! એ કોલેજના વિદ્યાર્થીઓનો નથી જણાતો

સુશીલા: તમે આજ ભૂતકાળને સંભારો છો એટલું જ નહિ, પણ સાંભળો છો પણ ખરા!

નરસિંહ: એમ લાગે છે હો! આ કોલાહલ તો સુરતમાં સાહિત્ય પરિષદની પાંચમી બેઠકનો હુ સાંભળુ છું

સુશીલા: તમે તો એ બેઠકના પ્રમુખ હતા ફની! ૧૯૧૫ની વાત

નરસિંહ: હા, અને એ જ વર્ષમાં મ્હેં વિલ્સન ભાષાવિષયક વ્યાખ્યાનો પણ આપેલાં ખરુ ને, સુશીલા?

સુશીલા: હા અને એ જ વર્ષમાં–

નરસિંહ: શું સુશીલા? એ જ વર્ષમાં! હાઆઆ–હા, સુશીલા, હા, એ જ વર્ષમાં આપણો નલિન પણ ગયો

સુશીલા: ઓહોહો! કેટલો બધો પીડાયેલો!

નરસિંહ: એટલી પીડામાં પણ હેના મ્હોંમાં તો એક જ વાક્ય હતું 'ઊર્મિલા, આવું છું, ત્હારી કને સત્વર આવુ છુ' નલિન, ઓહ નલિન!

'માત, ભગિની, મિત્રને
ઉર પડ્યા આઘાત તે
તું ન શું જાણે કદી?
ને શૂન્ય મૂકયો તાત ત્હેં.
અશ્રુ ઠૉનાં ઠૉલ્લ, કહે,
આ ક્ષણ લુહે સ્થિર મન કરી?'

સુશીલા: આજ આમ કેમ નાહિંમત થઈ જાઓ છો? ત્હમે જ આગળ નથી લખ્યુ કે –

'તોય અશ્રુ ખેળતી,
સર્વ મળી ઉર ખોલતાં;
સ્મરણ ક્ષુજ અવસાનનાં
કંઈ મધુર મધુરાં ઘોળતાં'

નરસિંહ: મ્હને યાદ છે મ્હારા રુધિરથી લખેલ શબ્દો મ્હને યાદ ના હોય? પણ નલિનના એ શબ્દો 'ઊર્મિલા, બહેન! હું આવુ છું!' નથી ભુલાતા એ શબ્દો અને હેના માત્ર દોઢેક વર્ષ પહેલાં જ ગયેલ ઊર્મિલાની છબિ મ્હારી આંખ્ય આગળ તરવરી રહી છે

સુશીલા: જાણે સઘળાં દુ:ખથી મુક્ત થઈને ચિરશાંતિમાં પોઢી હોય તેવી એ સૂતી હતી! હેના મુખ ઉપર કેવડી ગાઢ પરમ શાંતિ હતી!

નરસિંહ: મ્હેં હેને એ વખત જોયેલી, સુશીલા! જોયેલી અને અત્યારે પણ જોઈ સકુ છું પણ માત્ર બે વર્ષમાં બે સંતાનો– ઊર્મિલા અને નલિન!

'શૃગાલ સન્ધ્યાવતીની પરીક્ષા
લેવા અઘોરી બની માગી ભિક્ષા
પ્રચંડ દેવે સુતમેઘ કેરી;
તો એ નરશક્તિ ઠર્યો બે જણની અનેરી;
માગ્યુ શૃગાલે વર એક પોતે,–
'ન લાવી દેશો કમણી જ કોને,'
પ્રભો! તથાપિ, સુજને હરયો કાં
બે બાળકો હરી લઈ ઉરરત્ન મોંઘાં?'

સુશીલા: પ્રભુ આપણા ઉપર કોપ્યો હશે!

નરસિંહ: એમ તે કેમ હોય! સુશીલા! છતાં પણ હે ન્યાયસિંધો! જેમ ત્હારી દયા ન્યાયના અંશથી સબળ છે, તેમ ત્હારો કોપ પણ દયાના અંશથી મિશ્રિત હોવાથી મૃદુ છે માટે જ હે દયાસાગર! ત્હારા દયામય અને

તેથી જ સુંદર સ્વરૂપનું સંબોધન કરી ત્હારી કને રક્ષણ માગિયે છિયે.

**સુશીલા:** એ રક્ષણ નહિ આપે તો બીજો કોણ આપી સકે હેતો છે?

**નરસિંહ:** એ જ પ્રભુ આપણને રક્ષણ આપશે, એ જ પ્રભુ આપણને હિંમત આપશે; પણ—આ અરસામાં જ કાંતા પણ ગઈ હતી! ખરું ને?

**સુશીલા:** હા, બિચારાં જોગ—બોબને નમાયાં કરીને.

**નરસિંહ:** અને બિચારો કુમાર પણ! કેવો હતાશ થઈ ગયો હતો!

**સુશીલા:** થઈ જાય જ ને? આઘાત પણ એવો જ હતો ને!

**નરસિંહ:** પણ આ શું હું સાંભળું છું?

[ દૂર સંભળાય છે. ]

'मूकं करोति वाचालं पंगुं लङ्घयते गिरिम् ।
यत्कृपा तमहं वन्दे परमानन्दमाधवम् ॥'

'દુઃખનો અચૂક એક કીમિયો બતાવું ભાઈ!
કીમિયો બતાવું કાંઈ:
બન્ધુઓથી છાનું નાહિં;
શિદને હું છાનું છેક બન્ધુઓથી રાખું કાંઈ?
દુઃખનો૦'

[ ગાન વિરમે છે. ]

**નરસિંહ:** આ તો મ્હારું કીર્ત્તન—૧૯૧૪નું કીર્ત્તન.

[ પાછું કોરસ સંભળાય છે. ]

'निन्दन्तु नीतिनिपुणाः यदि वा स्तुवन्तु ।
लक्ष्मीः समाविशतु गच्छतु वा यथेष्टम् ॥'

'ધીરજ ધાર્યું તું માણ્યું! સબુરી! ઓ ધીરજ ધારે,
અવિચલ પ્રેમ છે ધ્યાન સતત આશ્વાસનું ત્હારે.
ધીરજ ધાર્ય૦'

[ ગાન વિરમે છે. ]

**નરસિંહ:** આ મ્હારું ૧૯૦૪ની સાલનું કીર્ત્તન.

[ પુનઃ સંભળાય છે. ]

'ॐ असतो मा सद्गमय । तमसो मा ज्योतिर्गमय ।
मृत्योर्माऽमृतं गमय॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥'

''તેજે ઘડ્યાં અમ અંગ,
'અમોલાં તેજે ઘડ્યાં છે;
કરિયે ન તિમિરનો સંગ,
તિમિર અમ વેરી ઠર્યાં છે;
દિવ્ય લોકમાં ઘૂમતાં ફરિયે સહુ રસલ્હેર,
ને પ્રેમે કંઈ રેડિયે મર્ત્ય લોકે અમીની સેર,
અમોલી સેર અમીની,
તેજે ઘડ્યાં અમ૦'

[ ગાન વિરમે છે. ]

**નરસિંહ:** આ મ્હારું ૧૮૯૧માં આપેલું પહેલું કીર્ત્તન હું સાંભળું છું. હેમાં તો મુખ્યે ગાયક હતા મનુભાઈ, તે દિવસે હેમણે પેલું દિવ્ય ગાયેલું!

**સુશીલા:** ત્હમારાં કીર્ત્તનોની એ પરંપરા. એમાંનાં એકાદ બેમાં તો ઊર્મિલા, નલિન અને લવંગિકાએ પણ ભાગ લીધેલો.

**નરસિંહ:** પણ એ બધાં જ ગયાં.

**સુશીલા:** એ બધાંનાં સ્મરણો છે ને.

**નરસિંહ:** ખરું. સ્મરણો જ સાચાં સંગાથી છે. એ જાય તો તો જુલમ થાય.

'સ્મરણલોપક કાળબળ,
નવ રુચે મુજને કદી;
પ્રિયજનો નિત્યે રમે,
મુજ સ્મરણમાં;—એ શુભ સ્થિતિ.

કાળ ઓ! તું ત્રસ થા,
સ્નેહીઓ મોંઘાં હરી!
આ પ્રહાર નવો તું દે,
મુજ મન્ત્ર વિસ્મૃતિનો ધરી!'

**સુશીલા:** ત્હમે હવે મ્હારું માનશો? જરા આરામ લ્યો. વળી કાલ્ય વાતો કરશું.

**નરસિંહ:** કાલ્ય? હજુ આપણને કાલ્ય જેવું કશુંક છે ખરું? નૌકાને લાંગરવાની તમામ તૈયારીઓ થઈ ચૂકી છે. હવે કાલ્ય ઉપર ભરુંસો શો રાખવો? પણ સુશીલા! હું

નોકરીમાંથી નિવૃત્ત ક્યારે થયા?

સુશીલા: એટલુંય ભૂલી ગયા? ૧૯૧૨માં

નરસિંહ: હા, બરાબર, તે જ વર્ષમાં મ્હને બહુ અન્યાય કર્યો હતો; હો! અને તે પણ શા માટે? હજુ પણ સ્હમજાતું નથી

સુશીલા: એ તો અન્યાય જ હતો ને બાકી ત્હમે તો કેવી કેવળ સત્યનિષ્ઠા અને પ્રમાણિકતાથી નોકરી કરેલી!

નરસિંહ: જેવી પ્રભુઇચ્છા! બિચારા વરજભાઈને પણ નોકરીમાં હેનો જ અન્યાય થયેલો હતો? હેમને મૃત્યુ પામ્યાને કાંઈ કેટલાં વર્ષ વીતી ગયાં!

સુશીલા: હા, અને આપણને બ્હીક હતી તે જ પ્રમાણે, ઘર બાંધવાની લ્હાયમાં તડકાની અસરથી 'સનસ્ટ્રોક' અને 'બ્રેઈન કન્જેશન'ના ભોગ બન્યા

નરસિંહ: હા, અને મ્હેં મ્હારો સાચામાં સાચો, જૂનામાં જૂનો અને અમૂલ્ય એકનો એક મિત્ર અણધાર્યો ખોયો! તે વખતે તો આપણે દુઃખથી સ્તબ્ધ થઈ ગયાં હતાં, ખરું ને, સુશીલા?

સુશીલા: હાસ્તો

નરસિંહ: પ્રભુ! ત્હારી ઇચ્છાને વશ થયો છું અને થઈશ. પણ તે સમયે તો, સુશીલા! મ્હને ખેદ થતો હતો કે ત્હેમના મૃત્યુથી મ્હને જોઈએ તેટલું દુઃખ થતું નથી કે શું! પણ એ તો મ્હારો ભ્રમ હતો. હું દુઃખથી અવાક્ થઈ ગયો હતો

સુશીલા: ત્હમને તો નાહકના ભ્રમ ઊભા કરવાની આદત પડી છે વરજભાઈનું ત્હમને ના લાગે એમ તે બને?

નરસિંહ: અને સુશીલા! નારાયણ હેમચંદ્ર પણ ગયો. મ્હારામાં અવિશિષ્ટ ક્ષમા વૃત્તિની ખામી હોવાથી અને નારાયણે પોતાની ભૂલ્ય દર્શાવવા પશ્ચાત્તાપ સરખો પણ ના કર્યો ત્હેમાં મ્હને શો લાભ થયો? એક સમયનો સાચો મિત્ર-લાંબા સમયનો મિત્ર-મ્હે ખોયો પણ મ્હારો હેમાં દોષ ન્હોતો, આરંભમાં તો ન્હોતો જ-એટલે જ મ્હારા મનને સંતોષ છે

સુશીલા: જીવનમાં ઘણીય વાર હાવું બને છે જરા સરખી ગેરસમજૂતીથી ગાઢ મૈત્રીઓ તૂટી જાય છે

નરસિંહ: બરાબર છે પણ ઈશ્વરેચ્છા! હાવા અનુભવોમાંથી પણ આપણે કશુંક શીખી સકિયે તો ઘણું છે પણ આજે તો સુશીલા! ચિત્ત એક પ્રસંગ ઉપર એક સમય ઉપર સ્થિર થઈ સકતું નથી ભૂતકાળમાં, દૂર, દૂરના ભૂતકાળમાં ચાલ્યું જતું જાય છે

સુશીલા: હવે ત્હમારા સ્મરણમુકુરમાં શું જણાય છે?

નરસિંહ: જણાય છે મ્હારા પિતા-જેહને આપણે સૌ મ્હોટાભાઈ કહેતા તે કરુણરસનું ચિહ્ન અને દિવ્ય શુદ્ધિના પ્રતિબિંબ જેવી એમની સફેદ પાઘડી અને સાદાં તથા ઊંચી જાતનાં શ્વેત વસ્ત્રો ધારણ કરેલ એ પ્રતિભાશાળી આકૃતિ! જીવનના આરંભના સમયમાં જે ક્રોધરિપુને વશ હતા તે ઉત્તર કાળમાં અક્રોધેન જિને ક્રોધં-એ બુદ્ધ મહાત્માના ઉપદેશને અક્ષરશ અનુસરનાર આ સમર્થ વ્યક્તિની શાંત મુખાકૃતિ કેવી દીપી ઊઠે છે! નિરાકાર પ્રભુના વિલક્ષણ ભક્તિબળે ધ્યાનદર્શનમાં રહી, આર્યનામાળાનાં પોતાનાં ભજનો ગંભીર પણ સંગીતબદ્ધ સ્વરે એમને ગાતા સાંભળું છું!

સુશીલા: વર્ષો પહેલાંની એ તો વાત,

નરસિંહ: હા, પણ એ સમય કરતાં પણ પહેલાંનું દૃશ્ય જોઉં છું મ્હારી પહેલી પત્નીની નાજુક દેહલતાની આછી છબિ મ્હારી આંખે ચઢે છે અને પલકવારમાં

અદૃશ્ય થાય છે અને હેની જગ્યાએ–

સુશીલા: હેની જગ્યાએ કોણ દેખાય છે?

નરસિંહ: હમારા ઘરના ચોકમાં હમે બાળકો રમીએ છિયે સંધ્યાકાળનો અર્ધાન્ધકાર પ્રબળ થવા માંડ્યો છે. તે વખતે મા ત્હાં ઊભી છે. હમારી રમત નિહાળતી હોય છે. કોમળ શરીરવાળી, ઊંચાઈમાં વચલા વડની, માધુર્ય, સૌંદર્ય અને સસંયમ ઉલ્લાસથી આકર્ષક મુખવાળી, ઘેરા કાથિયા રંગનું કસબી કોરનું લુગડું ધારણ કરીને ઊભેલી એ મા–એ'મમ્મા'ને હું જોઉં છું. પણ...પણ સહસા મ્હારી મા મટી જઈને– જનની મટી જઈ અદ્‌ભુત, દિવ્ય પરિવર્તનને બળે સહસા જગજ્જનની પ્રગટ થઈને મને ભેટી લે છે; અમૃતસ્વરૂપને આત્માના ઊંડાણમાં અનુભવું છું. પણ સુશીલા! સુશીલા! કેમ ઉત્તર દેતી નથી? ક્યહાં ગઈ? નેત્રોનું તેજ તો ગૂમાવ્યું હતું જ છતાં સુશીલા! ત્હારે લીધે હું આછોઆછો પણ પ્રકાશ જોઈ સકું છું–અરે જોઈ સકતો હતો! પણ હવે કેમ ગાઢ અંધકાર અનુભવું છું! સુશીલા! સુશીલા!

[ ઘેરો અવાજ, પછી પળવાર શાંતિ. ]

સુશીલા! મ્હને ખૂબ ભય લાગે છે! હું આ અંધકારભરી દુનિયામાં એકલો, અટૂલો થઈ ગયો છું એમ લાગે છે! સુશીલા, જવાબ દેને! સુશીલા! સુશીલા!

[ અલ્પ સમય મૃદુ દુઃખભર્યું સંગીત–બહુ જ અલ્પ સમય. ]

કુમાર: નન્તુભાઈ!

નરસિંહ: કોણ? સુશીલા જવાબ કેમ દેતી નથી?

કુમાર: નન્તુભાઈ! નન્તુભાઈ!

નરસિંહ: કોણ કુમાર? કુમાર!

કુમાર: હા, નન્તુભાઈ.

નરસિંહ: હં...અં, સ્હમજ્યો, કુમાર!

કુમાર: જી.

નરસિંહ: સુશીલા ગઈ! મ્હને સાચું જણાવી દે, હું હિંમત નહિ હારું, મને સાચું કહે–સુશીલા ગઈ?

કુમાર: હા, નન્તુભાઈ.

નરસિંહ: અરે પ્રભો! તને કસોટી માટે બીજો કોઈ ભક્ત ના મળ્યો? આજ વર્ષો થયાં તું મ્હારી કેવી કારમી કસોટી કર્યે જાય છે! ત્હારે મ્હને નમાવવો છે? હેમાં ત્હને શું મળશે? પિતા આગળ બાળક નમી પડે હેમાં બાળકને શરમાવવાનું શાનું? પ્રભો! દયાસિંધો!

કુમાર: નન્તુભાઈ! ત્હમે પણ?

નરસિંહ: હા કુમાર, હું પણ આખરે તો માનવી છું ને અને અહોહો! તું ક્યહાં નથી જાણતો? અનેક વર્ષોમાં કેટલાંને મ્હને ત્યજી જતાં જોયાં! મંમા, મ્હોટાભાઈ, બ્હેનો, ભાઈઓ, સિંધુ, વરજભાઈ–

કુમાર: નન્તુભાઈ, સ્વસ્થ થાઓ, મ્હારે ત્હમને ઉપદેશ આપવાનો હોય!

નરસિંહ: નહિ, કુમાર, નહિ, મ્હને ક્રૂર કાળે દીધેલા ઝખમોની યાદી પૂરી કરવા દે. વરજભાઈથી અટક્યો હતો ને? પછી ઊર્મિલા! મ્હારી–આપણી લાડકી દુઃખી ઊર્મિલી! આટલી ન્હાની વયમાં પણ હેણે કેટકેટલી મનોવ્યથા સહન કરી હતી! અને પછી નલિન! કુમાર! કેટલા આઘાત થાય ત્યહાંસુધી એક નિર્બળ માનવી જીવંત રહી સકે?

કુમાર: નન્તુભાઈ, ત્હમે તો વડીલ છો. ત્હમને હાવું ના ઘટે.

નરસિંહ: બોલવા દે, કુમાર, બોલવા દે. વધુ સમય ક્યહાં બોલી સકાવાનું હતું!, નલિન! હેની છેલ્લી માંદગીમાં હેના હૃદયમાં સંતાયેલી કન્યાનાં ત્હેને દર્શન થયાં. કાયિક વિકારને છેલ્લો આઘાત પહોંચ્યો, આ

ભગ્નાશતાને લઈને જ; અને ખરે, મહાશ્વેતાના પ્રેમાઘાતથી પુંડરીકનું અવસાન થયું હેવો જ આ કાંઈક પ્રકાર હતો.

કુમાર: નન્નુભાઈ, ત્હમને શ્રમ પડે છે. થોડીવાર વિશ્રાંતિ લ્યોને.

નરસિંહ: લઈશ, લઈશ, કુમાર! ઉદ્વેગ ના કર, થોડીવાર નહિ, અલ્પ સમયમાં ચિરકાલ વિશ્રાંતિ લઈશ. હં...અં નલિન વિશે હું કહેતો હતો, ખરું ને! પછી કાન્તા! પછી મનુભાઈ! વનલિકા! દયારામભાઈ! અને પ્રેમલ! અને હવે છેલ્લી સુશીલા! પણ હું આ શું કરું છું! હું નાહિંમત થાઉં છું! મ્હારામાંથી શ્રદ્ધા ઓછી થતી જાય છે? હું તેમ નહિ થવા દઉં કુમાર!

કુમાર: હાજી.

નરસિંહ: મ્હારી એક વિનતી સ્વીકારશે?

કુમાર: વિનંતી? નન્નુભાઈ! બાપ દીકરાને આજ્ઞા કરે, વિનતી નહિ.

નરસિંહ: ત્હારી વાત ખરી છે, કુમાર! પણ...પણ આજ્ઞા કરવાનો અધિકાર હજુ મ્હને છે!

કુમાર: એ અધિકાર હમેશ ત્હમારો હતો અને છે, નન્નુભાઈ! જે આજ્ઞા કરવી હોય તે કરો.

નરસિંહ: સુશીલાના અગ્નિસંસ્કાર તું કરશે?

કુમાર: આજ્ઞા હોય તો જરૂર કરીશ. હક તો મ્હારો જ છે ને!

નરસિંહ: બેટા કુમાર! ચિરંજીવ રહો. મ્હને બહુ શાંતિ મળી. જા, દીકરા, એ કાર્ય કરી આવ.

કુમાર: હા, નન્નુભાઈ

[અલ્પ સમય દુઃખદ સંગીત. પછી વિરમી જાય છે.]

નરસિંહ: કુમાર! આજે તો સુશીલાના મૃત્યુનો બારમો દિવસ, ખરું ને?

કુમાર: હા, નન્નુભાઈ.

નરસિંહ: ત્હારે તો આજે પ્રાર્થના કરી સમય થવા આવ્યો?

કુમાર: હા નન્નુભાઈ

નરસિંહ: બરાબર, બરાબર.

કુમાર: ત્હમે સ્વસ્થ તો છો ને?

નરસિંહ: હા, મ્હારી ચિન્તા ના કરીશ.

[જરા ફરીથી નીચેની પ્રાર્થના સંભળાય છે.]

'હે દેવ! હે પ્રભુ! હે જગન્નિયંતા! ત્હારી પ્રાર્થના કરવા અત્યારે હમે ભેગાં મળ્યાં છિયે.'

'सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज।
अहं त्वां सर्वपापेभ्यो मोक्षयिष्यामि मा शुचः॥'

"પ્રભુ ખ્રિસ્તે પણ આવાહન કર્યું છે કે: 'તમે જે થાકેલા હો અને દુઃખથી દબાયેલા હો, તેઓ સર્વ મ્હારી પાસે આવો, અને હું તમને આશ્વાસન આપીશ.'"

'ॐ शान्तिः शान्तिः शान्तिः'

નરસિંહ: પ્રાર્થના પૂરી થઈ! જ્યાં સુધી એ ચાલતી હતી ત્યાંસુધી કહેવી પરમ શાંતિ, કહેવો સુખદ આનંદ હું અનુભવી રહ્યો હતો! પણ એ પૂરી થતાં હું પાછો મારા ઉપર પડેલા આઘાતોની પરંપરાની અસહ્ય વેદનાથી પીડાઉં છું. કુમાર! હેવું કાંઈક ના કરે કે અંત સુધી હું હિંમતથી ટકી શકું, શ્રદ્ધાથી એ આઘાતો સહન કરી લઉં? પણ તું શું કરે, બેટા!

કુમાર: નન્નુભાઈ, શાંત થાઓ. થોડીવાર નિદ્રા લઈ લેશો એટલે કાંઈક સ્વસ્થ થવાશે.

નરસિંહ: કુમાર! તું તો પ્રેમથી કહે છે પણ હવે નિદ્રા, સ્વાસ્થ્ય, શાંતિ બધું શોધવા માટે મ્હારે શા માટે યત્નો કરવા જોઈએ?

કુમાર: ના ના, નહિ, એમ નહિ, નન્નુભાઈ! ત્હમે તો જ્ઞાની છો, મહાજ્ઞાની છો.

નરસિંહ: હું જ્ઞાની-મહાજ્ઞાની હોઈશ,

કુમાર, ત્હારી નજરમાં અને સ્નેહીઓની નજરમાં કદાચ હોઈશ ? પણ એ મહાજ્ઞાન પણ અત્યારે મ્હારી મદદે આવતું નથી.

**કુમાર:** તમે આમ બોલો! ગુજરાતી સાહિત્યના ભીષ્મપિતામહ આમ બોલે!

**નરસિંહ:** હા. એટલે જ તો હું બાણુ-શય્યા પર સુતોસુતો ઉત્તરાયણની રાહ જોઈ રહ્યો છું, કુમાર! ઉત્તરાયણ હવે દૂર નથી. પણ હા, કુમાર, હા, એક વસ્તુ કરશે ?

**કુમાર:** શું, નન્નુભાઈ?

**નરસિંહ:** હવે મુસાફરી પૂરી થવા આવી છે. થોડે જ અંતરે અદૃશ્ય ઊભેલાં આપણાં મૃત સ્નેહીઓ મ્હને સાદ મારીને લાવી રહ્યાં છે. હું હેમની કને જાઉં તે પહેલાં થોડા ગરબા સંભળાવીશ ?

**કુમાર:** હા, નન્નુભાઈ, આપણે ત્હાંના ગનાર તો છે જ. બીજાં થોડાં બોલાવી લઈએ.

**નરસિંહ:** પ્રભુ દયાળુ હરહમેશ તને સાહાય્ય કરો.

[જરા દૂર નરસિંહરાવના ગરબાની લીટી ગવાય છે.]

'સંધ્યા રંગિત સરિતા,
ઉર સ્વચ્છંદમાં
નાચી રમતી લહરી છું હું.
વિલાસિની રે લોલ.
સ્વચ્છંદ વિહારતા કદી એ કેમ હું
પારધિના પાશ વિષે પડું
સુદ હદે ધરી રે લોલ.

[પછીથી અલ્પ સંગીત. પછીથી તે પણ વિરમી જાય છે. પછી અલ્પ સમય ગૂઢ શાંતિ. પછીથી ધીમો દુઃખથી પીડાતો, ધીમો થતો જતો નરસિંહરાવનો અવાજ.]

**નરસિંહ:** કુમાર! ગીતો પણ વિરમી ગયાં! પણ હેનાથી સન્તાપ શો કરવો? આખરે તો બધાં જ ગીતો અને બધાં જ ગીત ગાનારાં એ મહા ગીતવિધાયકના જ્યોતિપુંજમાં ભળી જવાને જ નિર્માયેલ છે ના! હે પરમ દયાળુ પ્રભો! અંત સુધી ત્હારી પ્રેરણાથી હિંમત રાખી, ત્હારામાં શ્રદ્ધા રાખી સક્યો છું. પણ હે દયાસિન્ધો! હવે એ હિંમત તૂટું તૂટું થઈ રહી છે.

જગજ્જનનિ! મા!

इदानीमुत्संगे जननि करुणालोकशिशिरे
चिरादुच्छिद्रं मां सदयहृदये शायय चिरम् ॥

રમ્યો પીને ત્હારું પય જનનિ, ચિરો શું રજળી
વિસામો ના પામ્યો, નયન પળ નિદ્રા નવ મળી;
અહું સૂવા ત્હારે મૃદુપવનશીળે ઉર હવે
ઉછંગે મા ગંગે સદયહૃદયે તું શરણ છે.

**કુમાર:** નન્નુભાઈ! નન્નુભાઈ! અરે પ્રભુ! એ પણ ગયા!

ૐ શાંતિ! શાંતિ! શાંતિ!

[ધીમેથી ગીત સંભળાય છે.]

મંગલ મંદિર ખોલો,
દયામય! મંગલ મંદિર ખોલો!
જીવનવન અતિ વેગે વટાવ્યું,
દ્વાર ઊભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લ્યો, લ્યો;
દયામય! મંગલ મંદિર ખોલો!
નામ મધુરતમ રટ્યો નિરન્તર,
શિશુ સહ પ્રેમે બોલો;
દિવ્ય તૃષાતુર આવ્યો બાલક,
પ્રેમ—અમીરસ ઢોળો,
દયામય! મંગલ મન્દિર ખોલો!*

* કુમાર, ઊર્મિલા, નલિન, સિંધુ, તરંગિકા તે નરસિંહરાવનાં સંતાનો. કાંતા તે કુમારની પત્ની. ભીમરાવ અને મહુભાઈ એમના ભાઈઓ. પ્રેમલ તે એમનો દૌહિત્ર—ઊર્મિલાનો પુત્ર. ગીત બધાં એક સિવાય એમનાં જ છે. એક ભીમરાવનું છે. ભાષા અને જોડણી પણ એમની જ રાખવાની કાળજી રાખવામાં આવી છે. ઉદ્ગારો પણ ઘણાખરા એમના જ છે. લેખક

☆

ઈટલીમાં અભિનવ પ્રયોગ

# કુમારગ્રામ

## શ્રી દિલીપ કોઠારી

વિશ્વયુદ્ધ માત્ર ભૌતિક સાધનોનો જ નાશ નથી કરતું, માનવીની માનવતાયે ત્યારે મરી પરવારે છે. શહેરો, કારખાનાઓ ને ઉદ્યોગકેંદ્રો સાથે દુનિયાનાં લાખો કુટુંબો છિન્નભિન્ન થાય છે ને નિરાધાર બાળકો માર્ગ પર રઝળવા માંડે છે. લશ્કરી સિપાઈઓ પાસે જૂઠ, ચોરી ને ખુશામત દ્વારા પૈસાકરો કરવામાં અનેકાનેક દુર્ગુણોના ભોગ બનેલાં આ અનાથ બાળકોનું શું? ઈટલીના એક સેવાભાવી સજ્જનને આ પ્રશ્ન ઊઠે છે ને એમાંથી રચાય છે 'કુમારગ્રામ'. જ્યાં બેંક, દેવળ, દુકાનો, ખેતરો, રેસ્ટોરાંઓ, શાળાઓ ને ઉદ્યોગશાળાઓ, ન્યાય આપવાનું કામ, ચામડાનું કામ, દુગ્ધાલય, માટીનાં વાસણો બનાવવાનું કામ વીસ વર્ષની અંદરના કુમારો જ કરે છે વઠી ગયેલા ને વણસી ગયેલા ગુનેગારોમાંથી દુર્ગુણો નીચે દબાઈ ગયેલી માનવતા મહોરાવવાનો આ એક વિરલ પ્રયોગ છે યુરોપ ઉપરાંત આપણા પૂર્વની જ વાત કરીએ તો વિભાજિત હિંદમાં, યુદ્ધથી ખોખરા બનેલ ચીનમાં, બ્રહ્મદેશમાં ને ઈંડોનેશિયામાં એ સર્વ સ્થળે આવા કુમારગ્રામો જરૂરી છે, એમ આ વાંચતાં ખાતરી થશે

વિશાળ ઉદ્યોગો અને વિરાટ નગરોની રચના કરતાં યે માનવીના છિન્નભિન્ન થયેલા, અસ્તવ્યસ્ત અને બેતાલ બનેલા વ્યક્તિત્વની પુનર્રચના કરવાનું કામ વધુ મહત્ત્વનું છે અનેક કારણોને લીધે આજે દેશેદેશ અને ખંડેખંડમાં માનવીનું વ્યક્તિત્વ ખંડિત થયું છે એને અખંડ બનાવવાના, ભાંગેલાં એ સુવર્ણપાત્રોને સાંધવાના સાચા અને સ્થિર પ્રયત્નો મોટા પ્રમાણમાં જ્યાં-સુધી નહિ થાય ત્યાંસુધી આજના વાતાવરણમાં જે કટુતાભરી વ્યાકુળતા દેખાય છે તે દૂર થવાનો સંભવ નથી.

ભાંગેલાં સુવર્ણપાત્રોને સાંધવાનો એવો એક પ્રયત્ન આજે ઈટલીમાં થઈ રહ્યો છે મુત્સદ્દીઓની પરિષદો, રાજપુરુષોની વાટાઘાટો અને ધારાસભાઓની ચર્ચાઓની જેમ એ પ્રયત્નનાં વર્ણનોએ અખબારોનાં આગળ-પડતાં સ્થાન સર કર્યાં નથી, છતાં માનવીનાં સુખ, શાંતિ અને કલ્યાણની દૃષ્ટિએ એ પ્રયત્ન, રાજપુરુષોની પરિષદો, વાટાઘાટો અને ચર્ચાઓ કરતાં અનેકગણો મૂલ્યવાન છે એમાં શંકા નથી.

બીજા વિશ્વયુદ્ધે યુરોપના દેશોદેશમાં એક ભયંકર કોયડો જન્માવ્યો લડાઈને કારણે અનેક શહેરો અને કારખાનાંઓ સાથે લાખો કુટુંબો પણ છિન્નભિન્ન થઈ ગયાં અને એ કુટુંબોનાં બાળકો રસ્તે રખડવા લાગ્યાં. અનાથ અને અકિંચન બનેલાં એ બાળકોએ પેટ ભરવા માટે ગમે તેવા ધંધા કરવા માંડ્યા. લશ્કરી સિપાઈઓના સંપર્કમાં આવી એમની પાસેથી જલદી પૈસા કમાવા માટે જૂઠ, ચોરી, ખુશામદ અને બીજા અનેક દુર્ગુણો એ બાળકોએ અપનાવ્યા; અને અનિયંત્રિત ગુનેગારીની આદત અને શોખ કેળવ્યાં.

આ રીતે દેશભરમાં રખડતાં અને ભટકતાં નધણિયાતાં બાળકોની દુર્દશાએ ડોમ એન્ટોન્ટીઓ રીવોલ્ટા નામના એક મિલાનવાસી પાદરીના ચિત્તમાં ઊંડી અનુકંપા જન્માવી અને એણે એમને ગુનેગારીના અવળા પંથેથી વાળી લઈ ઉપયોગી, સ્વસ્થ અને સક્રિય નાગરિકો બનાવવાનું કઠિન કામ આરંભ્યું. બીજા વિશ્વયુદ્ધને અંતે ડોમ રીવોલ્ટા અને એના

# દીકરો ખોયો!

શ્રીમતી લાભુબહેન મહેતા

કુટુંબજીવનનો આ કરુણ પ્રસંગ છે જે [illegible] લાગે, પણ વાસ્તવિક છે. સાસુ-વહુના સંબંધો અંગે અહીં એક નવું દૃષ્ટિબિંદુ રજૂ થયું છે. મા દીકરાને ગુમાવવા મથે છે ને તે માટે માનવતાનો પણ ભોગ આપે છે. માનવતા મરી પરવાર્યા પછી કંઈ બચતું રહે ખરું?

'બા! તારાથી તો તોબા ભાઈસા'બ, ભાઈ આવ્યો નથી કે તારા હુકમ છૂટ્યા નથી. 'સવિતા પાણી ભર,' 'સવિતા પાટલો નાખ,' 'સવિતા થાળી પીરસ,' જાણે મોટા મહારાજ પધાર્યા! એક કામ હાથમાં લીધું પૂરું કરવા નહિ દે.' બબડતાંબબડતાં સવિતાએ હાથમાંનું ભરત કામ ખાટલા પર ફેંકી દીધું ને તોબરો ચડાવીને ભાઈ માટે થાળીપાટલો તૈયાર કર્યાં ને પોતે એક બાજુ ઊભી રહી.

ગંગાબહેન હસતાંહસતાં ચૂનીની સામે બેઠાં ને પૂછવા લાગ્યાં. 'કેમ દાળ તો બરાબર થઈ છે ને? શાકમાં આજ જરા મરચું ઓછું લાગશે. આ...કાલથી મારા મોંમાં ચાંદું પડ્યું છે તે ડાગતરે ના પાડી છે એટલે ઓછું નાખ્યું છે, ને આજ દહીં પણ ઓછું હતું એટલે રાયતું નથી કરાણું. એકલી ચટણી જ છે, હાલશે ને?'

સવિતાથી આ સહન ન થયું એટલે વળી છણકી પડી: 'ભાઈને તો કાંઈ નથી લાગતું, તારે છે બધું. ભાઈ આમ ને ભાઈ તેમ, ભાઈ ભાઈ ને ભાઈ! ભાઈની પાછળ ગાંડી નો થઈ જતી હોય. તું ભાઈ ભાઈ કરજે પણ જોજે ને મહિનામાં ઓલી આવે પછી ભાઈ કેવોક તારો રીયે છે! પછી તો કોણ મા ને કોણ બે'ન!'

'મારો ચૂની કાંઈ એવો વહુઘેલો નથી. ઈ તો જિંદગી સુધી માનો ઉપકાર નો ભૂલે. એક શું એકવીસ વહુઓ આવે તોય મારો ચૂની કાંઈ ઈનો થવાનો છે? કાં ચૂની, કેમ બોલતો નથી?'

'એ તો સવિતાને ટેવ પડી. મારા ઓબા કાઢ્યા વિના એને ચેન નથી પડતું,' કહીને ચૂનીએ સવિતા સામે આંખ કાઢી. ગંગાબહેન સંતોષથી અને હરખથી ચૂનીને જોઈ રહ્યાં ને સવિતા ખિજાતી પોતાનું કામ લઈ ઓરડા બહાર ચાલી ગઈ.

ચૂની ગંગાબહેનનો એકનો એક દીકરો હતો. ગંગાબહેનના પતિ દયાળશેઠ સવિતાના જન્મ બાદ તુરત જ ગુજરી ગયેલા. ગંગાબહેને બને બાળકોને નાનેથી મોટાં કર્યાં. દયાળશેઠને કરિયાણાની મોટી દુકાન હતી. કમાણી ખીકતી હતી, પણ એમના અચાનક અવસાનથી બધો ભાર ગંગાબહેન પર આવી પડ્યો. દયાળશેઠને કુટુંબમાં ભાઈભત્રીજા વગેરે હતા, પણ ખીકતી કમાણી કોઈના હાથમાં સોંપવાનું ગંગાબહેનને ઠીક ન લાગ્યું એટલે પોતે જ દુકાનનો બધો વહીવટ સંભાળી લીધો. દુકાનનો મુનીમ જૂનો ને વફાદાર હતો એટલે રોજ એ ઘેર આવીને ચોપડા બતાવી જતો. વચ્ચેવચ્ચે ગંગાબહેન પણ દુકાને જઈ આવતાં ને એ રીતે બહુ કુશળતાપૂર્વક દુકાન અને ઘરનો વહીવટ ગંગાબહેન ચલાવતાં અને ચૂનીને દુકાનનું શિક્ષણ પણ આપતાં.

જોતજોતામાં ચૂની મોટો થઈ ગયો. ગંગાબહેનની મહેનત ફળી. ચૂની પણ ધંધામાં બાપ જેવો જ કાબેલ નીવડ્યો અને વીસ

વરસની ઉંમરે તો એણે દુકાનનો બોજો ઉપાડી લીધો.

દુકાનમાં બેઠો એટલે ન્યાતીલાઓની નજર એના પર પડી. ઘણી કન્યાઓનાં માબાપ ગંગાબહેન પાસે આવવા લાગ્યાં—જો કે હજુ ચૂની તો ઊગતો જુવાન હતો, અને ગંગાબહેનને મન બાળક જ હતો છતાં કન્યાઓનાં માબાપની વિનંતિ અને સાસુ થવાના કોડથી ગંગાબહેન પલળી ગયાં; અને એક સારું કુટુંબ જોઈ ચૂનીનું સગપણ કરી નાખ્યું.

સગપણ ગંગાબહેને બહુ હોંશથી કર્યું. સગપણ કરીને કન્યાને જમવા બોલાવી તો એની સાથે એના પિયરપક્ષના પચ્ચીસ માણસો અને વીસપચ્ચીસ પોતાના કુટુંબીઓ—બધાંને દૂધપાકનું જમણ આપ્યું. બેત્રણ બ્રાહ્મણો રોકી પોતે પાસે ઊભાં રહી જાતજાતની રસોઈઓ બનાવડાવી ને એમની ન્યાતમાં વાહવાહ બોલાવી દીધી. જમના જમીને પાછી ગઈ તો બે જોડ ભારે કપડાં ને પાંચ તોલાનો હાર પહેરાવીને મોકલી. સૌએ જમનાને ખૂબ ભાગ્યશાળી ગણી. જમના પણ મનમાં એવું જ સમજી રાજી થઈ.

સગપણ થયાને ત્રણચાર મહિના થયા ત્યાં જમનાના પિતા તરફથી લગ્નની માગણી આવી. ગંગાબહેનને એમાં કાંઈ અનુચિત ન લાગ્યું એટલે મહિના પછીનો લગ્ન-દિવસ નક્કી કરી નાખ્યો. દિવસ નક્કી થયા પછી બંને પક્ષે લગ્નની તૈયારીઓ થવા લાગી.

આ બાજુ ચૂનીની રીતભાતમાં પણ ફેર પડવા માંડ્યો. ધંધામાં હોશિયાર પણ બીજી રીતે ભેપરવા લાગતો ચૂની જમનાની પાછળ ઘેલો થઈ ગયો હતો તે દેખાઈ આવતું હતું. જમનાને જોઈ તે દિવસથી સવિતા સાથેની વાતચીતમાં એના અંતરનો આનંદ દેખાઈ આવતો. સવિતા ગમે તે હેતુથી મજાક કરતી હોય પણ ચૂની તો એથી આનંદમાં આવી જતો. લગ્ન નક્કી થયા પછી એના આનંદમાં ભરતી આવી, ગંગાબહેન પણ જોઈ શકે એવી એ ભરતી હતી. સવિતાએ ગંગાબહેનને ખબર આપ્યા હતા કે દુકાનમાંથી સારી રકમ ઉપાડી લઈ ભાઈએ ભાભી માટે મોતીની માળા ને હીરાની વીંટી લીધાં છે. સેન્ટ, અત્તર, સુગંધી સાબુ વગેરે તો સવિતાએ નજરે જ જોયાં હતાં.

આ બધું જાણતાં, ગંગાબહેનના મનમાં બીતી લાગવા લાગી: 'લગ્ન પછી ચૂની એની બૈરીનો થઈ જશે તો? મારું કહ્યું માનશે નહિ, મારા કાબૂમાં રહેશે નહિ, એની બૈરીનો પક્ષ લેશે, મારાથી ને સવિતાથી ખાનગી ખાનગી કેટલી ય વાતો ને કેટલીય પ્રવૃત્તિઓ કરશે, અમે માદીકરી એને પારકાં લાગશું ને બૈરી જ એને સર્વસ્વ થઈ પડશે તો?' આવા વિચારોએ દિવસેદિવસે વધુ જોર પકડવા માંડ્યું અને લગ્ન થતાં સુધીમાં તો એ વિચારે ગંગાબહેનના મનનો કાબૂ લઈ લીધો.

એટલે જ્યારે જમના પરણીને સાસરે આવી ત્યારે પ્રથમ પામી હતી એવો આવકાર ગંગાબહેન પાસેથી ન મેળવી શકી અને સવિતા તો ચૂની પર જ ખારે બળતી હતી તે જમનાને ક્યાંથી સાંખી શકે?

છતાં ય શરૂઆતનો મહિનો-પંદર દિવસ ગંગાબહેન કશુ ન બોલ્યાં એમની હોંશ-ઉત્સાહ ખાસ રહ્યાં નહોતાં એટલે ચૂની પણ 'બાને ન ગમે' 'બાની મર્યાદા રાખવી જોઈએ' એવુંએવું સમજી જમના સાથે બહુ ઓછો પરિચય રાખતો. એ ખરેખર એમ જ માનતો કે બાની હાજરીમાં પત્નીએ પૂરી મર્યાદા રાખવી જોઈએ. એને બાના અંતરમનમાં ચાલતા મનોવાંછનાની કલ્પના બિલકુલ નહોતી.

ચૂનીનો પ્રેમ જમના એકલી હોય ત્યારે

હસવાતો. બાની હાજરીમાં રાખેલી મર્યાદાઓ ત્યારે હઠી જતી ને જમના ધરાઈ જાય એટલી લાગણી એને મળી જતી. જમનાને દિવસમાં જે કઈ ઓછું લાગ્યું હોય તેનો બદલો ચૂની પાસેથી મળી રહેતો હતો.

સવિતાનું માનસ પહેલેથી જ કંઈક અંશે હરીફ જેવું બની ગયું હતું. ગંગાબહેન પહેલેથી સ્વાભાવિક રીતે ચૂની તરફ પક્ષપાત રાખતાં સવિતાને લાગ્યું કે એ જમના પણ એવું પ્રેમભર્યું સ્થાન પ્રાપ્ત કરશે તો પોતાની કશી કિંમત જ નહિ રહે સવિતા ઉંમરલાયક થવા આવી હતી પણ હજી એનું આણું આવતું નહોતું તેનું દુઃખ પણ અંતરમાં પડેલું હતું અને તેથી ઈર્ષા બળવાન બની હતી. એણે ભાઈભાભીની ચોકી કરવા માંડી હતી. એણે જોયું એ ને એ ડઘાઈ ગઈ. બાની હાજરીમાં ભાભીથી નિર્લેપ રહેતો ભાઈ એકાંત મળતાં તો અધીરઅધીરો થઈ જતો હતો. સવિતાએ મીઠું મરચું ભભરાવી આ વાત ગંગાબહેનને કાને નાખવા માંડી

એ પછી ગંગાબહેનની નજર વધુ તીક્ષ્ણ બની અને એમની ચતુર આંખોએ થોડા સમયમાં જ જાણી લીધું કે ચૂનીને જો દાબવામાં નહિ આવે તો બહુ થોડા જ સમયમાં એ બાનો મટીને બૈરીનો બની જશે. એમાં હમેશ સવિતા મીઠું મરચું ભભરાવ્યા કરતી. 'આજ ભઈ ભાભીને ઉપર બોલાવી ગયેલા. આજે મારા દેખતાં ભઈએ ભાભીને પાણી છાંટ્યું આજ ભઈએ ભાભીની લાજ ઉધાડી નાખી,' એવીએવી નાની બાબતો ગંગાબહેનના ભાવીને બગાડી નાખશે એવી એમને ખાતરી થઈ ને એમણે બધું ઠીક કરવાનો નિર્ણય કર્યો સવિતાને પણ ભાભીના વાંધા કાઢવામાં ઉત્તેજન આપવા માંડ્યું.

એક દિવસ લાગ જોઈ સાંજે ચૂની આવ્યો ત્યારે ગંગાબહેન પાછલી પરસાળમાં ચટાઈ પાથરી ખાધાપીધા વિના સૂઈ રહ્યાં જમનાએ બેચાર વખત જઈ જમી લેવા વીનવ્યાં પણ એને છણકો કરી કાઢી મૂકી. ચૂની આવ્યો ત્યારે જમનાએ બધી વાત કરી ને ચૂની ખીતોખીતો ગંગાબહેન પાસે ગયો. હજુ તો ચૂની કાંઈ પૂછે કરે એ પહેલાં જ ગંગાબહેને ઠૂવો મૂકી રડવા માંડ્યું, દયાળશેઠને યાદ કરીકરીને ધ્રૂસકાં મૂકવા માંડ્યાં. ચૂની કશું સમજી શક્યો નહિ એટલે આજીજી કરવા લાગ્યો. મહામહેનતે ગંગાબહેનનું રડવું અટક્યું અને એમનો વાણી-પ્રવાહ પ્રચંડ ધોધની જેમ ફાટી નીકળ્યો: 'કાલ સવારે આવી આવેલી એ બામણની વહુ મારી સામે બોલે? ટીપુંટીપું લોહી નીચોવીને તને મોટો કર્યો તે તારી વહુના આવા ટોંસલા ખાવા નહિ! અટાણે ને અટાણે મને રામપરની ટિકિટ કપાવી દે ત્યાં જઈને માદીકરી રે'શું ને ભીખ માગી પેટ ભરશું.'

એટલું બોલીને ફરી ગંગાબહેને ઠૂવો મૂક્યો. ચૂની તો મુઝાઈ ગયો શું કરવું તે સમજ્યું નહિ. માને રડતી મૂકી જમનાને પૂછવા શે કેમ જવાય? ત્યાં બારણું પાછળ સવિતાને ઊભેલી જોઈ એટલે એને બોલાવીને પૂછ્યું ને એણે રડતાંરડતાં બધી વાત મીઠું, મરચું, સંભાર વગેરે ભભરાવાય એટલો ભભરાવીને કરી! "બાએ બપોરે ભાભીને સાડલો સાંધવા આપ્યો તે ભાભીએ મોં બગાડીને કીધું: 'આવા ફાટલા સાડલામાં હવે શું પહેરવું'તું!' પણ બાએ ફરીને કીધું એટલે મોં ચડાવીને જેમતેમ સાંધી દીધો બાએ પૂછ્યું કે: 'આમ સંધાતો હશે?' તો કહે: 'મેં તો મારા બાપને ઘેરે ફાટલાં કપડાં સાંધ્યાં નથી. અમારે ઘેર તો કોઈ આવાં ફાટલતૂટલ

પહેરે નહિ.' એવુંએવું કહીને બાને ભાભીએ ખૂબ સંભળાવી ને પછી મેડીએ ચડી ગયાં; તે બાને ચોવિહાર હતો તો તોય રાંધવા નીચે ન ઊતર્યાં ને આ બિચારી બપોરની ભૂખી-તરસી અહીં પડી છે. નથી ખાવાનું પૂછ્યું, નથી ચાપાણીનું પૂછ્યું. આ તો જાણે એની દુશ્મન હોય એમ જ હમણાંથી તો કરે છે." કહીને સવિતા બમણા જોરથી રડવા લાગી.

વાત સાંભળીને ચૂનીનો મિજાજ ગયો. ધૂંઆપૂંઆ થતો એ રસોડા ભણી દોડ્યો. આવ્યો હતો ગુસ્સામાં પણ જમનાનો ચહેરો જોઈ એ કંઈ બોલી શક્યો નહિ. સવિતા પાછળ આવી પહોંચી હતી એટલે જમના એક અક્ષર બોલી નહિ. એણે જોઈ લીધું કે ચૂનીનું મગજ ભમી ગયું છે. ચૂની પળવાર થોભ્યો, આંખો લાલ થઈ, શ્વાસ વધ્યો પણ કંઈ બોલ્યા વિના એ જ જોશપૂર્વક મેડી ઉપર ચડી ગયો અને બારણાં બંધ કરી પથારીમાં પડ્યો. ગંગાબહેને આ બધું જોઈને હા...શ કરી. હજુ બાજી પોતાના હાથમાં છે એવી એને ખાતરી થઈ એટલે પોતે ઉપર ગયાં. સવિતાને થાળી લઈને ઉપર આવવા કહ્યું. ગંગાબહેનનો અવાજ સાંભળી ચૂનીએ બારણું ઉઘાડ્યું. ગંગાબહેને પોતાની પાસે હતી એટલી કરુણા અવાજમાં લાવીને કહ્યું : 'ભાઈ, આમ ભૂખેભૂખ્યું સૂઈ જવાય? પારકી જણીને તો કાંઈ ન થાય પણ મને–તારી સગી માને કેમ ઊંઘ આવે? ખાઈ લે બેટા!' ચૂનીની આંખમાં પાણી આવી ગયાં. પોતે હવે જમનાને બાનું માન રાખવાની પૂરેપૂરી તાકીદ આપશે એવો એણે મનમાં નિશ્ચય કર્યો. ગંગાબહેને બહુ જ આગ્રહ કર્યો એટલે ચૂનીએ જમી લીધું. પોતાનું કાર્ય પૂર્ણપણે પાર પડ્યું છે એની ખાતરી થતાં ગંગાબહેન પણ નીચે જઈ સૂઈ ગયાં. જમનાની કોઈએ સારસંભાળ લીધી નહિ. એ તો આ હળાહળ જૂઠથી સ્તબ્ધ જ બની ગઈ હતી અને જેમ પાટલા ઉપર બેઠી હતી તેમ જ કલાકો સુધી સૂનમૂન બેસી રહી. તે રાત્રે દશ વાગે નોકરે આવી વાસણ ઊટકવા માગ્યાં ત્યારે જ એ પોતાની વિચારનિદ્રામાંથી જાગી અને રાંધેલું અનાજભરેલાં બધાં જ વાસણ નોકરને આપી દીધાં. કામ પત્યે પોતે ત્યાં રસોડામાં જ જમીન પર સૂઈ ગઈ. ન ચૂનીએ ઉપર બોલાવી કે ન પોતે ગંગાબહેન અને ચૂનીના ડરથી ઉપર ગઈ.

સવારથી પાછી જમના મૂગીમૂગી પોતાને કામે લાગી ગઈ. આ એક જ બનાવથી એ ગંગાબહેનથી એટલી બધી ડરી ગઈ હતી કે ચૂં કે ચાં કરી શકવાની એનામાં હિંમત રહી નહોતી. ચૂનીએ પણ હવે જમના સાથે મજાક કરવાનું છોડી દીધું હતું. બાને સહેજ પણ દુઃખ થાય એવું વર્તન પોતે ન કરે એની એ ખાસ તકેદારી રાખતો.

તે દિવસના બનાવ પછી ચૂનીનો સ્વભાવ જાણે બદલાઈ ગયો હોય એવું જમનાને લાગતું હતું. એ ઘણીવાર ખુલાસો કરવા ઇચ્છતી હતી પણ એ કંઈ બોલે તે પહેલાં દરરોજના ગંગાબહેને કહેલા નવા બનાવો વિષે ચૂની એને ઠપકો અને ઉપદેશ આપવા લાગી જતો. બાએ એના ઉપર કેવો ઉપકાર કર્યો છે, ઘર ને મિલકત કેમ સાચવ્યાં છે, કેમ એને મોટો કર્યો છે વગેરે લગભગ ગંગાબહેનના શબ્દોમાં જ એ ભક્તિભાવ સાથે કહી દેતો. આવી સ્થિતિનો પણ પછી અંત આવ્યો, ને ચૂની જમનાથી દિવસેદિવસે દૂર જ જવા લાગ્યો. રોજ સાંજે ઘેર આવે ત્યારે સૌથી પહેલું જમનાએ આજે આ ફોડ્યું, આ ઢોળ્યું, આ બગાડ્યું, ફલાણા સાથે હસીહસીને વાત કરી, ફલાણાના મોંએ મારી નિંદ

કરી, એના પિયરિયાં પાસે ઢોંગ કરી આંસુ પાડ્યાં, સાવ વેતાવિનાની છે, આવડત-વિનાની છે, બુડથલ છે વગેરે સાંભળવાનું હોય. સાંભળ્યા પછી જમના સાથે હસી-બોલી વાત કરવાનું એનું મન રહે નહિ. મા અને બહેન પાસે બેસી રહે. હસે, બોલે અને આજુબાજુમાં થોડીવાર ગપ્પાં મારી આવી સૂઈ જાય. રોજરોજની માની તથા બહેનની જમના વિષેની ફરિયાદો સાંભળી ચૂનીના મન-માં પણ એમ જ વસી ગયું કે જમના તદ્દન અક્કલવિનાની ને પોતાને માટે નાલાયક છે.

સંસાર તો ચાલતો હતો. પાંચેક વરસ વીતી ગયાં હતાં. ચૂની ત્રણ બાળકો-નો પિતા બની ગયો હતો. જમનાને કારણે પોતાનાં બાળકો પણ એવાં અક્કલહીન બનશે એવી એને ચિંતા થાય તે પહેલાં ગંગાબહેન અને સવિતા મદદે આવી પહોંચ્યાં હતાં. ત્રણે બાળકોનો કબજો સવિતાએ લઈ લીધો. સવિતા કહે તેમ જ બાળકોએ કરવાનું ને સવિતા બોલે એમ બોલવાનું. ધીરેધીરે સવિતાએ બાળકોના કાનમાં પણ એવું ઝેર રેડી દીધું કે એની બામાં કશી જ અક્કલ નથી. એ તદ્દન નાલાયક છે અને ઘરમાં એક બોજારૂપ છે. બાળકો પણ પછી તો જમનાને એ રીતે જોવા લાગ્યાં. વાતવાતમાં જમનાની ટીકા કરવા લાગ્યાં. પોતે મોટાં હોય અને જમના નોકર હોય તેમ એને હુકમ દેવા લાગ્યાં. જમના તદ્દન અક્કલહીન હોય એ રીતે એની સાથે વર્તવા લાગ્યાં અને માના બુડથલપણા વિષે રોજ ચૂની પાસે ફરિયાદ કરવા લાગ્યાં.

છેવટે જમનાનું સ્થાન ઘરમાં નાનીમોટી સૌના ગુલામ જેવું બની ગયું. કોઈ સાથે હસવાબોલવાનો એને અધિકાર નહિ, કોઈ સાથે વાતચીત કરવાનો એને હક નહિ. કોઈનાં મેણાંટોણાં સામે ચૂં કે ચાં કરવાની તેને છૂટ નહિ. એક નોકરડી તરીકે ઘરનું કામ કર્યા કરવું એ જ એની જિંદગી થઈ પડી. ગંગાબહેને ચૂનીને જમનાની નાલાયકી સમજાવી ને ઘરના નોકરને પણ રજા આપી દીધી. જમનાને નથી આવડતું રાંધતાં, નથી આવડતું છોકરાંનું કામકાજ એટલે એ બધું તો સવિતા ને ગંગાબહેન જ કરે, ત્યારે જમનાને શું બોઘીબોઘી ખાવા આપવું ? એ કરતાં નોકરને રજા આપી દીધી હોય તો ઓછીવત્તી એટલું તો કરે. એ દલીલ ચૂનીને વાજબી લાગી ને એણે એ બાબત સંમતિ આપી દીધી. બાકી એ તો ક્યાં ઘેર રહેતો હતો કે તે જુએ કે રસોઈ કોણ કરે છે ને છોકરાંનું કામકાજ કોણ કરે છે? નોકરના જવાથી જમના પર બમણો બોજો આવી પડ્યો. ગંગાબહેન, સવિતા અને ચુની તરફથી એના મનને જે ત્રાસ પડતો હતો તે એ મૂગીમૂગી સહન કરતી હતી, પણ હવે તો તે વધુપડતા સખત કામને લીધે શરીર પર પણ ત્રાસ પડવા લાગ્યો અને એનાથી ગંગાબહેનની નજરે વધુ ને વધુ ગુનેગાર બનવાનું થવા લાગ્યું. 'જમના આવી બુડથલ હશે એવી ખબર હોત તો પોતે એનું નાળિયેર લેત જ નહિ,' એમ કહી ગંગાબહેને કેટલી ય વાર ચૂની પાસે પોતાનું કપાળ કૂટ્યું. જમના જેવી બોથડ પત્ની પોતાના વહાલા અને હોશિયાર ભાઈને પનારે ક્યાંથી પડી, એમ કહીકહીને સવિતાએ કેટલીય વાર ચૂની પાસે રડવાના ઢોંગ કર્યા અને જમનાની સ્થિતિ છેવટ એક ત્યક્તા જેવી બનાવી દીધી ત્યારે જ એ લોકો જંપ્યા.

અને જમના પણ આ બધાંથી અલિપ્ત ન રહી શકી. સાચે જ એનું મગજ જડ થતું ગયું અને લાગણીનો ઝરો સુકાતો ગયો. પોતે કંઈ નથી એવી કેમ જાણે એને પોતાને પણ ખાતરી થઈગઈ હોય એવું બની ગયું. ચૂનીએ હવે પત્નીને છોડી જ દીધી

હતી. એની જિંદગી, એનું સુખ પોતાની મા, બહેન અને બાળકોમાં જ સમાઈ ગયું હતું. દુકાન સંભાળવી, વધુ કસાલાનો પ્રયત્ન કરવો, બહાર મિત્રોમાં હરવુંફરવું, નાટકસિનેમા જોવાં અને મોજ કરવી એ જ એનું જીવન બની ગયું.

ગંગાબહેન અને સવિતાને તો આ ગમતું હતું: સવિતાને વિશેષ; કારણકે એનું સ્થાન હવે ઉપર આવી ગયું હતું. ભાઈના મોજ-શોખમાં એને પણ ભાગ મળતો હતો. સારાં કપડાં ને હરવાફરવાનું, બાળકોને નામે પૈસા ખરચવાનું અને હકૂમત ચલાવવાનું એને સરળ બની ગયું હતું.

આમ ચાલતું હતું તેમાં અચાનક ચૂનીના જીવનનું વહેણ બદલાયું. સરળ લાગતી જિંદગીમાં પલટો આવ્યો. મેના નામની એક દરજીની વિધવાનો એને પરિચય થયો. આ મેનાના જીવનનો પણ એક ઇતિહાસ હતો:

એ બાળપણમાં વિધવા થઈ હતી. માબાપ મરી ગયાં હતાં. ભાઈભાભીએ એને પાળી નહિ. ઘરમાં નોકરડી જેમ રહે, છતાં આખો દિવસ ભાભીનો ટકટકારો ચાલતો હોય. એમાં ય જો શેરીના કોઈ છોકરા સાથે મેનાએ વાત કરી તો થઈ રહ્યું. આખો દિવસ એ રામાયણ ચાલે અને સાંજે ભાઈ ઘેર આવે ત્યારે તો આવી જ બને. આ બધાથી મેના બહુ ત્રાસી ગઈ હતી. એટલે એક વખત એમની નાતનો તભલો દરજી અમદાવાદથી આવેલો તે એની સાથે લાગ જોઈ નાસી ગયેલી. તભલાનું કામકાજ સારું ચાલતું. મેના પણ એની પાસે કામ શીખવા લાગી. તભલો બહારગામ હોવાને કારણે અને કુટુંબમાં એકલો હોવાથી હજુ સુધી કુંવારો જ હતો. બન્નેનું જોડું ઠીક મળી ગયું ને મેના સુખેથી રહેવા લાગી. પણ મેનાનું એ સુખ ઝાઝું ટક્યું નહિ ને એક દિવસ અમદાવાદમાં હુલ્લડ ફાટી નીકળ્યું એમાં તભલો ખપી ગયો. આમ એ વરસના ઘરવાસ પછી ફરી મેના એકલી પડી ગઈ. તભલાના મૃત્યુ પછી કેટલાય દિવસ મેના સૂનમૂન પડી જ રહી. આડોશીપાડોશી આવીને આશ્વાસન આપે, પણ મેનાનું મન કશામાં યે ચોંટે નહિ. છેવટે 'દુઃખનું ઓસડ દહાડા' એ પ્રમાણે એણે ધીરેધીરે કામ કરવા માંડ્યું. તભલા પાસે એ સીવતાંકરતાં શીખી ગઈ હતી. એટલે એ કામ જ એણે શરૂ કરી દીધું અને ધીરેધીરે તભલાના ઘરાકોને પોતાના ઘરાક બનાવી દીધા. આ ઘરાકોમાં ચૂનીલાલનું ઘર પણ આવી જતું હતું. ચૂનીલાલ જરા લહેરી, ફૂલફટાકીઓ, ઈસ્કી જવાન બની ગયો હતો. જુવાન મેનાનું જીવન, એની હોશિયારી, બુદ્ધિચાતુર્ય બધું ચૂનીને બહુ ગમ્યું. જ્યારેજ્યારે મેના ઘેર કામ લેવા કે દેવા આવવાની હોય ત્યારે પોતે ઘેર જ રહે ને કોઈ ને કોઈ બહાના નીચે એની સાથે વાતો કરે. મેના પણ એના પર જાદુ કરતી હોય તેમ એને પોતાની વાતોમાં લીન બનાવી દે. ક્યારેક પોતે ઘરમાં એકલી છે, ચીજ-વસ્તુ ખરીદવાની છે એવું કહી ચૂનીની મદદ કરવાની વૃત્તિને જગાડે અને એની મારફત કાંઈ કામ પણ કઢાવી લે. ધીરેધીરે એને ચૂનીનું આકર્ષણ થયું અને ચૂનીને તો પ્રથમથી જ મેના પ્રત્યે મોહ થઈ ગયો હતો એટલે બંનેનો સ્વતંત્ર સંબંધ વધવા લાગ્યો. ચૂની મેનાને ઘેર જવા લાગ્યો. દુકાન કરતાં મેનાને ઘેર વધુ સમય કાઢવા લાગ્યો.

ચૂનીને મેનાને ત્યાં નવો જ અનુભવ થતો હતો. પોતે કદી ન જોઈ હોય એવી જિંદગી એ જીવતો હતો. સિનેમામાં જોયેલી અને ચોપડીઓમાં વાંચેલી પ્રેમની વાતો

બધું પોતે જ ભોગવતો હોય એવું એને લાગતું હતું. પોતે સ્વતંત્ર હતો, કોઈ પૂછનાર નહોતું, કોઈ ઠપકો દેનાર નહોતું, કોઈ આંગળી ચીંધનાર નહોતું, કોઈ ટોક-ટોક કરનાર કે માથું ખાનાર નહોતું.

ગંગાબહેનને આ વાતની ખબર પડતાં વાર નહોતી લાગી; પણ શરૂઆતમાં જમના તરફના દ્વેષને કારણે જ એમણે બેદરકારી રાખી, પણ વાત તો વધતી ચાલી. ચૂની ઘર તરફ ફરકવા બન્યો ને સવિતાનાં માન ઊતરી ગયાં એટલે એણે પણ ગંગાબહેનને જાગ્રત કર્યાં ગંગાબહેન શરૂઆતમાં મૂંઝાઈ ગયાં. રોષ જમના તરફ વળ્યો. 'પોતાના ધણીને સાચવતાં નહોતું આવડતું તો પરણી શું કામ?' કહી જમનાના બા ઉપર મીઠું ભભરાવ્યું, પણ પરિસ્થિતિ તો બગડતી જ ગઈ. ધીમેધીમે સગાંવહાલાંમાં વાત પ્રસરવા લાગી. ઓળખીતાઓ કોઈ ને કોઈ બહાને ઘેર આવી ચૂનીની ખબર પૂછતા, જમનાને મળતા ને ગંગાબહેનના હૃદય ઉપર અંગારા ચંપાતા. સવિતાના સ્વભાવે હવે પલટો લેવા માંડ્યો. એ ખુલ્લી રીતે ચૂનીને નિંદવા લાગી ને એની આ સ્થિતિ માટે ગંગાબહેનને જવાબદાર ગણવા લાગી

ગંગાબહેનના દુઃખનો હવે પાર નહોતો. ચૂનીને પાછા વાળવાના એણે ઉપાયો શોધવા માંડ્યા. એમને બીજું શું સૂઝે? એટલે રડવા-કૂટવાના ઢોંગધતૂરા કર્યા, પણ ચૂની પર મેનાની પકડ એવી લાગી ગઈ હતી કે ગંગાબહેન પોતાના દીકરાને પાછો ન ખેંચી શક્યાં. છેવટ પોતાનું ઉગ્ર સ્વરૂપ ધારણ કર્યું. મોટા જુવાનજોધ દીકરાને એક દિવસ તમાચો મારી ઘરમાં પૂરી રાખવાની કોશિશ કરી. મેનાને ધનોત પનોત થવાના શાપ દીધા, પણ કશામાં ય ગંગાબહેન ફાવ્યાં નહિ. ઘરમાં રોજ એ કારણે ઝઘડા વધી પડ્યા પણ તેને પરિણામે તો ચૂનીએ જેમ બને તેમ ઘેર આવવાનું ઓછું કરી નાખ્યું. રોજ મોડા આવવા માટે, મેનાને ઘેર જવા માટે ગંગાબહેને ચૂનીને દરરોજ ધમકાવવા માંડ્યો; પરિણામ એ આવ્યું કે ચૂનીએ ઘર છોડી બેશરમ બની મેના સાથે જ રહેવા માંડ્યું! આખી નાતમાં હોહા થઈ ગઈ. દુકાનના મુનીમે મેનાને ઘેર આવી ચૂનીને બહુ સમજાવ્યો. માએ આવી પાલવ પાથરી આંસુ સાર્યાં, પણ ચૂની ન માન્યો તે ન જ માન્યો!

ચૂની અને મેના મોજ તો કરતાં હતાં, પણ ગામમાં ખૂબ નિંદા થવા લાગી ત્યારે તેમનાથી સહન ન થયું; અને એક દિવસ બન્નેએ ભાગી જવાનો વિચાર કર્યો. મૂળ વિચાર ચૂનીને આવેલો મેનાએ એને ટેકો આપ્યો પણ પૂછ્યું. 'પૈસા કેટલા છે તમારી પાસે?'

ચૂનીએ કહ્યું: 'જે છે તે દુકાનમાં છે.'

'રોકડ વગર ક્યાં જઈને રહેવું? ઘરમાં ઘરેણું નથી?'

'છે, પણ બાના કબજામાં છે.'

'તેમાં શું? એ લઈ આવો તો જ જવાય.'

ચૂનીને પણ એ વાત વાજબી લાગી. પૈસા વગર ક્યાં જવાય? કેમ રહેવાય... અને જમનાના ભરણપોષણ માટે દુકાન તો ચાલે જ છે...બા ધ્યાન રાખી શકે એમ છે. ચૂની વિચાર કરીને ઘેર ઊપડ્યો ત્રણેક મહિના પછી ચૂની આજે ઘેર આવ્યો હતો

બપોરનો વખત હતો. ઘેર આવીને જોયું તો બહેન કોઈ પડોશીને ત્યાં ગઈ છે, બા ઓરડામાં ઊંઘી ગઈ છે બન્ને મોટી છોકરીઓ શાળાએ ગઈ છે ને બચુડો શેરીમાં દોસ્તારો સાથે રમે છે. ચૂની ઘરમાં પેસવા ગયો ત્યાં બચુડાનું ધ્યાન ગયું, એટલે બાપુબાપુ કરતો

# ઉલ્કા

•

શ્રી છોટુભાઈ સુથાર

ખરતો તારો જોઈ પહેલાં લોકો એમ માનતા કે સ્વર્ગમાંના કોઈ એક આત્માનું પુણ્ય પરવાર્યું ! ખરતો તારો જોઈ આજેય કેટલાક માણસો ભગવાનનું નામ લે છે. અમુક બનાવથી 'ઉલ્કાપાત' થઈ ગયો એમ આપણે ઘણી વખત બોલીએ છીએ, વાંચીએ છીએ પણ એ ઉલ્કા તે શું, ઉલ્કાપાત તે શાથી, ને એની પાછળ ક્યું વૈજ્ઞાનિક રહસ્ય છુપાયું છે તેની ઘણાને ખબર નથી હોતી. પૃથ્વી પર ક્યારેક્યારે આવી ઉલ્કાઓ પડી છે, તેનું વજન કેટલું હોય છે, તે શેની બનેલી હોય છે, તેના પતનથી પૃથ્વીની સપાટી પર શી શી અસર થાય છે, તેની રસિક માહિતી આ લેખ આપે છે.

તમે કદી તારાને તૂટી પડતાં જોયો છે? અંધારી રાતના આકાશમાં એકાએક તેજલીસોટો પાથરી અદૃશ્ય બની જતો ખરતો તારો જોયો છે? આ વર્ષે, માર્ચ મહિનામાં એક ખૂબ ચળકતો ખરતો તારો દેખાયો હતો. એવો જ એક પ્રકાશિત તારો ગયા વર્ષ (ઈ. સ. ૧૯૪૮)ના જૂન માસમાં ખર્યો હતો. અનેક લોકોએ એને જોયો હતો. તમે પણ ન જોયો હોય એ કેમ બને?

આકાશમાં સળગતી હવાઈની પેઠે સરકી અને કદીક ફાટી વિલુપ્ત થઈ જતા આ ખરતા તારા સાચેસાચ તારા નથી. સાચા તારા સ્થિર તારાઓ છે. વળી તે આપણાથી અબજો માઈલ દૂર છે. તે બધા આપણા સૂર્ય જેવા નાનામોટા સૂર્યો છે. ખરતા તારા આપણી ઘણી જ નજદીક છે. સ્થિર તારાઓના હિસાબે એ સરકતા દેખાય છે માટે એમને સરકતા યા ખરતા તારા કહેવામાં આવે છે. એમનું સાચું નામ ઉલ્કા છે.

ખરતા તારાઓને આપણે નજદીકના આકાશી પદાર્થ કહ્યા પણ એ કંઈ આપણી પૃથ્વીનાં સંતાન નથી. એ બધા બહારથી આવે છે. સૂર્યની આજુબાજુ પૃથ્વી અને બીજા ગ્રહો વગેરે ફરે છે તેમ અબજો અને પરાર્ધોની સંખ્યામાં ખરતા તારા સૂર્યની આજુબાજુ ફરતા હોય છે. સૂર્યની પરકમ્મા કરતાંકરતાં પૃથ્વી ઘણીવાર આવા ખરતા તારાઓની પાસે થઈ પસાર થાય છે. અને ત્યારે અતિ નાના એ ખરતા તારા પૃથ્વીના આકર્ષણથી પૃથ્વી તરફ ખેંચાઈ આવે છે. કમાનમાંથી છૂટેલા તીરની પેઠે એ ખૂબ વેગથી પૃથ્વી તરફ ધસે છે અને પૃથ્વીના વાતાવરણ સાથે રગડાઈ, લાલચોળ બની સળગી ઊઠે છે. કેટલાક ખરતા તારા ખૂબ ગરમ બની જતાં ફાટી યા તૂટી જાય છે.

ફાટી જતી ઉલ્કા



આ થઈ એકલદોકલ ઉલ્કાની વાત. કોઈ કોઈ વાર આકાશમાં એક જ ઠેકાણેથી અનેક ઉલ્કા ખરતી જોવામાં આવે છે. વર્ષ દરમિયાન આવા પ્રસંગો સાતઆઠ વાર બને છે, પણ ખાસ જોવા લાયક પ્રસંગો બે

છે એક નવેમ્બર ૧૬ની આસપાસનો અને બીજો ઑગસ્ટ ૧૨ની આજુબાજુનો આ દિવસોએ મધ્યરાત્રિ પછી ઘણા ખરતા તારા જોવા મળે છે નવેંબર માસના ખરતા તારા સિંહ રાશિમાંથી અને ઑગસ્ટ માસના યયાતિ મંડળમાંથી ફૂટી નીકળતા જણાય છે આવા પ્રસંગોને ઉલ્કાઝડી કહેવામાં આવે છે

ઉલ્કાવૃષ્ટિનું દૃશ્ય



• આપણે જોયું કે આકાશમાં સૂર્યની આજુબાજુ ફરતી અનેક ઉલ્કા હોય છે કેટલીક ઉલ્કાઓ એકલદોકલ રખડતી હોય છે તો ઘણી જૂથમાં જૂથમાં સૂર્યપરિક્રમા કરતી ઉલ્કાઓના પોતાના ભ્રમણપથ હોય છે એમ જ કહોને કે એમના સૂર્યની આસપાસ વિવિધ પટ પડી ગયેલા હોય છે પૃથ્વી જ્યારે આ ઉલ્કાપટ પાસેથી કા એમાં થઈ પસાર થાય છે, ત્યારે એના આકર્ષણથી ઉલ્કાપથના પથ્થરો પૃથ્વી તરફ ખેંચાય છે અને ત્યારે ઘણી મોટી સંખ્યામાં ઉલ્કાવૃષ્ટિ જોવા મળે છે કલાક જેટલા સમયમાં ૫૦થી ૮૦ જેટલી ઉલ્કા જોવા મળે છે કેટલાક કિસ્સાઓમાં આ સંખ્યા પછી ૬ હજાર જેટલી પણ જોવા મળી છે

ઉલ્કાપથ



ઘણા મોટા વેગથી ધસી આવતી ઉલ્કા પૃથ્વીના વાતાવરણ સાથે ઘસાતાં ગરમ થઈ સળગી ઊઠે છે, એટલું જ નહિ પણ બળીને ખાખ થઈ જાય છે ઉલ્કાની અતિ ઝડપને કારણે જ આપણે તેજલીસોટો જોઈએ છીએ

પણ ત્યારે આ ઉલ્કા છે શું ? એ કેવડી મોટી હોય છે ?

ઉલ્કા લોખંડ અને પથ્થરનો બનેલો આકાશી પિંડ છે એ નાના ગર્નાના દાણાથી

માંડીને સેંકડો રતલ વજનની હોય છે. આપણે આકાશમાં જે પ્રકાશિત ખરતા તારા જોઈએ છીએ તે વટાણાના દાણા જેવડા હોય છે. આવી ઉલ્કા પૃથ્વીના વાતાવરણમાં પ્રવેશ પામ્યા પછી, પૃથ્વીથી ૮૦ માઈલ દૂર હોય ત્યારે દેખાવા માંડે છે અને ૫૦ માઈલ દૂર રહે તેટલામાં બળીને ખાખ થઈ જાય છે. કેટલીક ખૂબ તેજસ્વી ઉલ્કા પૃથ્વીથી ૨૦ માઈલ જેટલે છેટે પણ આવી પહોંચે છે. આમ છતાં ય અપવાદરૂપ ઉલ્કાઓને બાદ કરતાં ઘણીખરી ઉલ્કાઓ પૃથ્વી સુધી પહોંચતાં પહેલાં જ બળી યા તૂટીફાટી નાશ પામે છે. દરરોજ અનેક કરોડ ઉલ્કાઓ તૂટી પડે છે. આમ છતાં ય પૃથ્વી પર દરરોજ તૂટી પડતી ઉલ્કાઓનું કુલ વજન પરાણે ૪૦ મણ જેટલું થાય છે. પૃથ્વીની સપાટી પર એમની રાખ પાથરીએ તો એની જાડાઈ એક ઇંચના કરોડમા ભાગની થાય!

એક ઉલ્કા પથ્થર



આનો અર્થ એવો નથી કે ઘણી મોટી ઉલ્કાઓ પૃથ્વી સુધી નહિ પહોંચતી હોય. કેટલીક વાર ખૂબ મોટી અને વજનદાર ઉલ્કા પૃથ્વી પર આવી પછડાય છે; પણ આવા પ્રસંગો બહુ ઓછા બને છે. પૃથ્વી પર આવી પછડાતી ઉલ્કાને 'ઉલ્કાપથ્થર કહેવામાં આવે છે. દુનિયાના વિવિધ ભાગોમાં પડેલા ઉલ્કાપથ્થર ભેગા કરીને તપાસતાં માલૂમ પડ્યું છે કે એમાંના મોટા ભાગના પથ્થર લોખંડ યા લોખંડ અને પથ્થરના મિશ્રણના બનેલા છે.

બહુ જ થોડી ઉલ્કાઓ પૃથ્વી સુધી પહોંચે છે. એનો અર્થ એવો નથી કે આપણા જીવનમાં, આપણા ગામમાં ક્રે આપણી નજર સમક્ષ જ ઉલ્કાપાતનો કોઈ બનાવ ન નોંધાય. પૃથ્વી પર ઉલ્કા–પથ્થર પડ્યાનાં અનેક છૂટાછવાયા પ્રસંગો નોંધાયા છે. ખૂબીની વાત એ છે કે એ બધા પ્રસંગોમાં આજ સુધી કોઈ માણસને ઈજા થયાનું સાંભળવા મળ્યું નથી. એક કિસ્સામાં તો સળગતો ઉલ્કા–પથ્થર છેક પગ આગળ આવી પડ્યો ત્યાંસુધી એનાથી બચવા નાસી જવાનું સૂઝ્યું ન હતું. વાત આમ બની હતી: એક ખેડૂત અને એના બે સાથીદારો ખેતર ખેડી રહ્યા હતા. ખેડ પછી જરા થાક ખાવા તે લોકો ખેતરને છેડે ઊભા રહ્યા ત્યાં જ આકાશમાં ગડગડાટ સંભળાયો. અવાજ કઈ દિશામાંથી આવે છે એ જોવા ઊંચે જોયું તો ૧૫ ફૂટ લાંબી ધુમાડાની પૂછડીવાળો એક આગગોળો આકાશમાંથી ધરતી પર ઊતરતો જણાયો. ગોળો ક્યાં જઈ પડશે એનો પૂરો ખ્યાલ આવે તે પહેલાં ભારે અવાજ કરી નીચે ધસી આવતો એ આકાશી ખંડ પેલા ખેડૂતોના પગ આગળ જ ખેડેલા ખેતરમાં આવી પડ્યો!

આવો પણ જરા મજેદાર એક બીજો પ્રસંગ સપ્ટેમ્બર ૧૯૩૮માં બન્યો હતો. એક

ખેડૂતપત્ની એની પડોશી સહિયર સાથે ઘરના આંગણામાં બેસીને કામ કરતી હતી, ત્યાં એરોપ્લેન તૂટવા જેવો ભારે અવાજ સંભળાયો. પડોશણે કહ્યું: 'નક્કી મારા ઘર પાછળ કોઈનું વિમાન તૂટી પડ્યું છે.' તપાસ કરતાં ક્યાંય વિમાન જેવું કશું ન દેખાયું; પણ થોડા દિવસ પછી માલૂમ પડ્યું કે જે અવાજ થયો હતો તે ખેડૂતપત્નીના મોટર ગેરેજને તોડી, અંદર ઘૂસેલા અને મોટરને તોડી-ફોડી પાછો ધક્કો ખાઈ બહાર ઊછળી પડેલા એક ૪ રતલિયા ખરતા તારાનો અવાજ હતો.

આ બન્ને પ્રસંગો કરતાં પણ વધુ નાજુક પ્રસંગ ઈ. સ. ૧૮૪૭માં બન્યો હતો. ત્રણ બાળકો સૂતાં હતાં, ત્યાં ૪૦ રતલ વજનનો એક ખરતો તારો પડ્યો. ઉલ્કા-પથ્થર બાળકોની પથારીની બરાબર ધાર પાસે જ પછડાયો હતો અને એનાથી ઊંઘમાં પોઢેલાં બાળકોને રાખથી ઢાંકી દીધા સિવાય બીજી કશી ઈજા થઈ ન હતી।

ઉલ્કા-પથ્થર હમેશાં નાના હોય છે એવું હોતું નથી કોઈ કોઈ વાર મોટામોટા ઉલ્કા-પથ્થર પણ પડે છે. ફેબ્રુઆરી ૧૯૪૭માં રશિયાના (સાઈબિરિયાના) વ્લાડિવોસ્ટોક નગરથી ૩૦૦ માઈલ દૂરના ખારોવા ગામ પાસે એક મોટી ઉલ્કાશિલા પડી હતી આ ઉલ્કાશિલાએ આજુબાજુનું આખું જંગલ બાળીને ભસ્મ કરી દીધું હતું.

આના કરતાં પણ મોટી એક ઉલ્કાશિલા જૂન ૩૦, ૧૯૦૮માં સાઈબિરિયામાં પડી હતી એને કારણે ૧૦ માઈલની ત્રિજ્યાના વર્તુળમાં જે કંઈ ઝાડપાન વગેરે હતાં તેમને રણક્ષેત્રમાં હણી નાખેલા સૈનિકોની પેઠે ચત્તાપાટ સૂઈ જવું પડ્યું હતું. લગભગ ૪૦ માઈલની (ઉલ્કા પડી તે સ્થળનું) લંબાઈ-પહોળાઈવાળું આજુબાજુનું જંગલ બળીને સાફ થઈ ગયું હતું.

રશિયાના વિરોધી કેટલાક રમુ-રસિયાઓ કહે છે કે આ ઉલ્કા ૪ કલાક ૪૭ મિનિટ જેટલી મોડી પડી હોત, તો રશિયાના પાટનગર લેનિનગ્રાડના ભૂકા ઊડી જાત! પણ ત્યારે ઉલ્કા-પથ્થરથી માણસ મર્યું નથી. એનું પાપ ઉલ્કાને ચોંટત ને?

આપણે ત્યાં લોકોનું ઉલ્કા વિષેનું જ્ઞાન સાવ શૂન્ય છે અમેરિકામાં સામાન્ય માણસો ઉલ્કા વિષે થોડીઘણી વાતો જાણતાં હોય છે. એટલું જ નહિ પણ સરસ ઉલ્કાનાં ઘરેણાં પહેરવાનો શોખ પણ રાખતા હોય છે, મતલબ કે ત્યાંના લોકોનું ઉલ્કા વિષેનું જ્ઞાન, આપણા અહીંના હિસાબે સારા જેવું ગણાય કોઈ કોઈ વાર આ જ્ઞાનને કારણે રમૂજ ઉપજાવે એવા પ્રસંગ પણ બને છે. એવો એક કિસ્સો નીચે આપ્યો છે.

ઉલ્કા પડીને કોઈ માણસને વાગવાથી નુકસાન થયું છે કે કેમ એ વિષેની માહિતી શિકાગો પ્રકૃતિસંઘ સંગ્રહસ્થાનવાળા* એકઠી કરવા ફરતા હતા અનેક સ્થળે ફર્યા બાદ એક ડોશીમા સાથે એમનો ભેટો થયો. ડોશીમાએ ખાસ દલીલપૂર્વક કહ્યું, કે થોડા સમય પહેલાં એમને માથામાં એક નાની ઉલ્કા વાગી હતી ડોશીમાની વાત સાંભળી સંગ્રહસ્થાનવાળા વિચારમાં પડી ગયા એમની મૂંઝવણ એ હતી કે ઉલ્કા-પથ્થર માથામાં વાગે તો કોઈ માણસ જીવતું રહે ખરું? અને કદાચ જીવે તો એનો યા એવો હેવનો હોઈ શકે ખરો કે એનો માર ખાનાર વાતો કરી શકે? આખરે ઉલ્કા-પથ્થર બતાવવાની વાત નીકળતાં એનો ભેદ જણ્યો. ડોશીમાને આજુબાજુનાં બાળકો ખૂબ પિજવતાં હતાં. ફલસ્વરૂપ એક દિવસ એમણે ડોશીમાના

* અં. 'શિકાગો નેચરલ હિસ્ટરી સોસાયટી મ્યુઝિયમ.'

માથા પર પથ્થરનો થા કરેશે. આ પથ્થરનો ટુકડો ખરતો તારો બની ડોશીમાના માથા અને મગજને સ્પર્શ કરી ગયો હતો!

આ થઈ ઉલ્કા-પ્રસંગોની થોડી વાતો.

હવે કેટલીક મોટી ઉલ્કાશિલાઓની વાત વિચારીએ.

ફેબ્રુઆરી ૧૭, ૧૯૩૦માં અમેરિકાના આરકન્સાસ જિલ્લામાં એક ઉલ્કાશિલા પડી. ઉલ્કાપાત વેળા ચંદ્ર આકાશમાં પ્રકાશતો હતો. ઉલ્કાનો પ્રકાશ એટલો બધો પ્રખર હતો કે આસપાસના વિસ્તારમાં ખૂબ અજવાળું થઈ ગયું. આ વખતે બે માણસ ગાડામાં બેસીને ઘર તરફ વળી રહ્યા હતા. ગાડાને બે મજબૂત ઘોડા ખેંચી રહ્યા હતા. એકદમ અજવાળું જોઈને ગાડામાં બેઠેલા બંને જુવાન અને ઘોડાઓનું ધ્યાન તે તરફ ખેંચાયું, પણ મોટરોના ભારે પ્રકાશથી ટેવાયા હોવાના કારણે ન તો ઘોડા ભડક્યા કે ન જુવાનોને બીક લાગી. ખરતો તારો ઉંબાડિયાના રૂપમાં એક દિશામાંથી બીજી દિશામાં વહી ગયો. ગાડું પરાણે ફર્લાંગ જેટલું દૂર ગયું હશે ત્યાં એક ભારે મોટો અવાજ થયો. ઉલ્કા જોઈને ન બીનેલા જુવાનો ઉલ્કાના આ અવાજથી એકદમ છળી ઊઠ્યા. આસપાસની વસાહતમાં જે સ્ત્રીપુરુષો હતાં તે સૌ ભરનિદ્રામાંથી એચિંતાં જાગી જવાથી ખૂબ બી ગયાં. એટલું જ નહિ પણ એ વિસ્તારનાં ગાયો, ઘોડા તેમજ બીજાં પાળેલાં પ્રાણીઓએ આમથી તેમ નાસભાગ કરી મૂકી.

આ ઉલ્કા જમીન પર પડતાં એના ત્રણ ટુકડા બની ગયા. બીજા ટુકડા બન્યા હશે પણ હાથ લાગ્યા નથી. ઉલ્કાનો નાનો ટુકડો ૮ અધોળનો હતો, જ્યારે મોટો ૮૦૦ રતલનો, ત્રીજો ટુકડો ૮૦ રતલનો હતો. ૮૦ રતલ વજનવાળો ટુકડો જમીનમાં અઢી ફૂટ ઊંડો ઊતરી ગયો હતો. જ્યારે મોટો ટુકડો ૮ ફૂટ કરતાં પણ વધારે ઊંડો ખૂંચ્યો હતો. આ ઉલ્કા-પથ્થરોનું નામ પેરેગુલ્ડ ઉલ્કા-પથ્થર છે. પડતાં નજરે જોયેલી ઉલ્કાઓ પૈકી આ સૌથી મોટી ઉલ્કા-પથ્થરવાળી ઉલ્કા ગણાય છે.

પેરેગુલ્ડના ઉલ્કા-પથ્થર કરતાં મોટો ઉલ્કા-પથ્થર કેપયોર્ક ઉલ્કા-પથ્થર છે. એ ઉલ્કા-પથ્થર ક્યારે પડ્યો હતો એની કશીજ માહિતી મળી નથી. ઉત્તરધ્રુવની શોધ કરનાર કપ્તાન પીઅરીને એ ગ્રીનલૅંડમાં જડ્યો હતો. અને ત્યાંથી એને ભારે જહેમત ઉઠાવી ન્યૂયોર્ક શહેરમાં લાવવામાં આવ્યો હતો. એ મોટા ઉલ્કા-પથ્થરનું વજન સાડી છત્રીસ ટન છે! અત્યારે એ ન્યૂયોર્ક શહેરના પ્રકૃતિ મંડળ-અમેરિકન સંગ્રહસ્થાનમાં છે.

કેપયોર્કના ઉલ્કા-પથ્થર કરતાં પણ વધુ મોટો ઉલ્કા-પથ્થર દક્ષિણ આફ્રિકામાં મળી આવ્યો છે. એનું નામ ગ્રૂટફોન્ટીન ઉલ્કા-પથ્થર છે. એનું વજન ૫૦થી ૭૦ ટન જેટલું અંદાજવામાં આવે છે.

તમને થશે, જ્યારે નાના ઉલ્કા-પથ્થર પડે-૮૦૦ રતલ વજનનો ઉલ્કા-પથ્થર જમીનમાં ૮ ફૂટ જેટલો ખૂંતી જાય, તો આવા મોટા ઉલ્કા-પથ્થરોથી કેવું ભારે નુકસાન થતું હશે?

સાઇબિરિયામાં પડેલા એક ઉલ્કા-પથ્થરની વાત આપણે જોઈ ગયા. પણ એથી યે ઘણો મોટો એક ઉલ્કા-પથ્થર આજથી કદાચ ૫૦,૦૦૦ વર્ષ પહેલાં અમેરિકાના એરિઝોના પરગણામાં પડેલો ગણવામાં આવે છે. એ પથ્થર એવડો મોટો અને ભારે હતો કે એના વડે પડેલો ખાડો, જે આજે પણ મોજૂદ છે, તે ૬૦૦ ફૂટ ઊંડો, ૪૦૦૦થી ૫૦૦૦ ફૂટ લાંબોપહોળો અને ૧૫૦ ફૂટની

એરિઝોના ઉલ્કાગર્ત (વિમાનમાંથી જોતાં)



ઊંચી કિનારીવાળો છે આ ઉલ્કાખાડાને એરિઝોના ઉલ્કાગર્ત યા બેરિન્જરનો ઉલ્કાગર્ત કહે છે આ ઉ કાગર્ત અને એની આજુબાજુ ના વિસ્તારમાંથી અનેક ટન ઉલ્કા-પથ્થરો મળ્યા છે એ પૈકીનો સૌથી મોટો પથ્થર ૧૦૦૦ રતલનો છે કલ્પના કરવામાં આવે છે કે મૂળ ઉલ્કા-પથ્થર નહિનહિ તો ચે ૭૫ ફૂટ લાંબોપહોળો અને લાખો ટન વજનનો હશે. વૈજ્ઞાનિકોનું માનવુ છે કે એરિઝોના ઉલ્કાગર્ત બનાવનાર જે ખરતો તારો તૂટી પડયો હતો તેનુ વજન ઓછામાં ઓછુ એક કરોડ ટન જેટલુ હશે એટલું જ નહિ પણ તે કલાકે લગભગ દોઢ લાખ માઈલના વેગથી ધસી આવી ધરતીમાતાને ભેટયો હશે એમના મિલન સમયે કેવી ધણેણાટી બોલી હશે !

એરિઝોના ઉલ્કા-પથ્થર જ્યાં પડ્યો હતો ત્યાં ખાડા ઉપર પાળી થઈ ગયેલી છે આ પાળી ૧૫૦ ફૂટ ઊંચી છે અને ૨૦ માઈલ દૂરથી જોઈ શકાય છે ખરેલી ઉલ્કાના પથ્થરો લગભગ એક લાખ એકરના વિસ્તારમાં ફેલાઈ પડેલા છે આ હિસાબે આવી ઉલ્કા કોઈ મોટા શહેર પર પડી હોય તો કેવુ ભારે નુકસાન થાય તેનો ખ્યાલ આવશે

જૂન ૩૦ ૧૯૦૮માં સાઈબિરિયામાં થયેલા ઉલ્કાપાતની વાત આપણે વાંચી ગયા એક લેખકે એની વિનાશક શક્તિનુ નીચે પ્રમાણે શબ્દચિત્ર આપ્યું છે

જૂનની ૩૦ મી તારીખે સવારના આઠ વાગે સાઈબિરિયાની એક નદીના કિનારાથી ચાળીસ માઈલ દૂર એક ભયંકર ધડાકો થયો આકાશમાંથી ઊતરી આવેલો યમદૂત મોટામોટાં પગલાં ભરતો હોય અને એની બીક લાગતી હોય તેમ ધરતી ધ્રૂજી ઊઠી બધે ધરતીકંપ જેવા આંચકા લાગ્યા

એક બીજો લેખક આ પ્રસંગ આમ વર્ણવે છે 'ઓચિંતુ આકાશ ચંચળ બની ગયું પછી જમીનમાં આંચકા આવવા લાગ્યા ભૂકંપ જેવી સ્થિતિ બની ગઈ થોડીવારમાં આખુ આકાશ લાલલાલ થઈ ગયુ અને કોઈ જ્વાળામુખી ફાટી નીકળ્યો હોય એવુ દૃશ્ય બની ગયુ '

કહે છે કે એક પામર માનવી આ આફતમા સપડાઈ ગયો હતો એના ૧૫૦૦ રેન્ડિયરમાંથી એક પણ જીવતું ન રહ્યું માત્ર એ પોતે જ આ હકીકત કહેવા જીવતો રહી ગયો હતો

સાઈબિરિયાની આ ઉલ્કાનો અવાજ ૬૦૦ માઈલના વિસ્તારમાં સંભળાયો હતો અને એનો પ્રકાશ ૫૦૦ માઈલ દૂરથી જોઈ શકાયો હતો ઉલ્કાપાતને કારણે જે પૃથ્વીકંપ પેદા થયો તે અને હવામાં આવેલો કંપ પણ નોંધી શકાયો હતો

આવી ભારે ઉલ્કા પડ્યા પછી એ ઉલ્કા પડેલા સ્થાને શુ થયુ છે તે જોવા જવાની હિંમત કોઈ કરી શકયુ ન હતુ એની ધાક એવી સજ્જડ બેઠી હતી કે ઉલ્કાપાત પછી

૨૦ વર્ષે, અને તે પણ ખીતાંખીતાં, થોડા વૈજ્ઞાનિકો ત્યાં જઈ બહાદુર ગણાયા હતા!

ધૂમકેતુની પેઠે ઉલ્કા વિષે પણ લોકોની કેટલીક ભ્રામક માન્યતાઓ હોય છે. કેટલાક માને છે કે ઉલ્કા–પથ્થર જમીન પર પડે છે ત્યારે તે બળબળતો, ન અડી શકાય એવો પદાર્થ હોય છે. વાત એવી નથી. અપવાદ રૂપ ઉલ્કાશિલાઓને બાદ કરતાં, પૃથ્વી પર પડતા ઉલ્કા–પથ્થર ઠંડા હોય છે. એક કિસ્સામાં તો પડેલો ઉલ્કા પથ્થર પડ્યા પછી બે મિનિટ બાદ જોતાં, બરફથી છવાયેલો માલૂમ પડ્યો હતો!

એક બીજો ખોટો ખ્યાલ ઉલ્કામાં સોનું, ચાંદી અને એવી કિંમતી ધાતુઓ ભરેલી હોવાનો છે. કેટલાક તો વળી ઉલ્કામાં જવાહિર પણ શોધે છે. વાત સાવ જુદી છે. ઉલ્કા–પથ્થર સામાન્યતઃ લોખંડ, નીકલ, કોબાલ્ટ, રેતી, કાર્બન અને એવી જ વસ્તુઓનો બનેલો હોય છે. કોઈ કોઈ ઉલ્કામાંથી પ્લેટિનમ અને હીરાકણીની છાંટ મળી છે પણ તે નામમાત્રની અને અપવાદ રૂપમાં. એવાં પ્લેટિનમ કે હીરાકણીની કશી જ કિંમત હોતી નથી.

આમ ઉલ્કા સંઘરવા યા મેળવવાનો લોભ થાય એવી કોઈ ફાયદાકારક વસ્તુ નથી, છતાંય એ ખગોળશાસ્ત્રીઓ અને વાયુશાસ્ત્રીઓને ખૂબ ઉપયોગની છે. સામાન્ય માણસોને બેચાર પૈસા પણ ન કમાવી આપતી ઉલ્કા પૃથ્વીના વાતાવરણ અને આકાશી પદાર્થોના સ્વરૂપ તેમ જ બંધારણ સમજવામાં વૈજ્ઞાનિકોને ભારે મદદરૂપ થાય છે. સહુ કોઈને વિનતિ છે કે એમને ક્યારેય કોઈ ઉલ્કા જોવાનો પ્રસંગ મળે તો કૃપા કરી એ ઉલ્કા આકાશમાં ક્યાંથી નીકળી, ક્યાંસુધી પહોંચી, કેટલી ઊંચાઈ પર હતી, એના અવાજ અને પ્રકાશની વિગતો વગેરે વિષે નોંધ કરી રાખે. ભવિષ્યમાં એ નોંધો કદાચ ઘણી ઉપયોગી થઈ પડે!

★

એક લેખકે તંત્રી પર લેખ મોકલ્યો તેની સાથેના પત્રમાં નીચે પ્રમાણે ચોખવટ કરી હતી:

'આ વાર્તાનાં પાત્રો તદ્દન કલ્પિત છે અને કોઈ પણ જીવતા કે મૂએલા માનવી સાથે જરા પણ મળતાં આવતાં નથી.'

થોડાક દિવસ પછી વાર્તા પાછી આવી. તંત્રીએ પેન્સિલથી ઉપરની ટીકાની બાજુમાં લખ્યું હતું:

'એ જ તમારી વાર્તાની મોટામાં મોટી ખામી છે!'



એક દિવસ એક કાગડીએ પોતાના બચ્ચાને શિખામણ આપી:

'કોઈ કાંકરો લેવા નીચું વળે એટલે ઝટ ઊડી જવું.'

બચ્ચું બોલ્યું:

'પણ મા, કેડમાં કાંકરો પહેલેથી જ રાખી લીધો હોય, તો માણસને નીચું વળવું પડે નહીં, માટે માણસના અંગની ચપળતા જોઈને જ ચેતી જવું જોઈએ.'

કાગડીએ વિચાર્યું:

'હવે આને કશા પાઠ ભણાવવા પડે તેમ નથી.'

×

# લગ્ન-ઉપદ્રવ

શ્રી સતીશચંદ્ર પ્ર. દેસાઈ
એમ. એસ. સી. (લંડન), બાર-એટ-લૉ.

ઈશ્વરે સ્ત્રી ને પુરુષ ઘડ્યાં તે પછી વંશવર્ધન માટે, સમાજસેવા માટે, દુઃખને પી જઈ હળવું કરવામાં સહાયતા મળે તે માટે ને સંસારસાગરને સફળતાથી પાર કરી જવાય તેટલા ખાતર સમાજમાં લગ્ન-પ્રથા દાખલ થઈ હશે. લગ્નપદ્ધતિમાં સ્થળેસ્થળે ફેર હશે, કોઈને એ ધર્મ લાગતો હશે, તો કોઈને 'કરાર' ને કોઈને મુક્ત સહચાર; એમાંથી નીપજતી અન્ય સમસ્યાઓ હલ કરવામાં કદાચ ભેદ હશે, પણ એનું એક પરિણામ તો નિશ્ચિત જ આવ્યું છે પચાસ ટકા સ્ત્રીપુરુષો લગ્ન બાદ પસ્તાય છે, અપરિણીત પણ પસ્તાય છે, તો પછી લગ્નને ઉપદ્રવ કહી શકાય કે નહીં? આ પ્રકારના ચશ્મા ધારણ કરવાથી લગ્નનો પ્રશ્ન કઈ રીતે નિહાળી શકાય, તેનું વક્રદૃષ્ટિ બયાન અહીં હળવી રીતે અપાયું છે 'વક્તા કેમ થવાય' નામક પુસ્તક ઉપરાંત ગુજરાતી તેમ જ હિંદીમાં પણ સંસ્કૃતના અભ્યાસી આ લેખકે ઠીકઠીક લખ્યું છે

ઘણાં વર્ષો પહેલાં ઇંગ્લૅંડમાં ગાંડપણ એક રોગ તરીકે નહોતું ગણાતું પણ ગાંડા માણસમાં ભૂત ભરાય છે એવી માન્યતા હતી. પરંતુ હવે ગાંડપણ માનસિક રોગ તરીકે લેખાય છે ને તે માટે ખાસ ઇસ્પિતાલ પણ હોય છે. તે જ પ્રમાણે હિંદુસ્તાનમાં ગામડાંના કેટલાક અજ્ઞાન લોકો એમ માને છે કે હિસ્ટિરિયા જેમને આવે તેમને ભૂત વળગેલાં હોય છે; પણ દાક્તરો હિસ્ટિરિયાને રોગનું સ્વરૂપ ગણે છે એ આપણે જાણીએ છીએ.

આટલા પરથી ઘણાં લગ્ન-પીડિત સ્ત્રીપુરુષોને કુદરતી ગણાવી આ પ્રથાનું ખરું સ્વરૂપ સમજાશે લગ્ન કેટલો સર્વવ્યાપી રોગ છે? જ્યારે રોગ વધારે પ્રમાણમાં ફાટી નીકળે છે ત્યારે તે રોગચાળો અથવા ઉપદ્રવને નામે ઓળખાય છે આ લગ્ન-ઉપદ્રવ વિષે થોડું સમજવાનો પ્રયત્ન કરીશું.

વૈદક ગ્રંથોમાં સામાન્ય રીતે દરેક રોગનો અભ્યાસ નીચે પ્રમાણે વિભાગો પાડીને કરવામાં આવે છે: રોગનું પ્રમાણ, રોગનાં કારણો, રોગનું વર્ણન, રોગની ચિકિત્સા ને રોગ અટકાવવાના ઉપાય. હવે લગ્ન-રોગને આ વિભાગો પ્રમાણે તપાસીએ.

**રોગનું પ્રમાણ:** આ રોગ એટલો બધો વ્યાપક છે કે તેમાં સપડાયેલાં કરતાં બચેલાં સ્ત્રી-પુરુષોની સંખ્યા ગણવી સહેલી પડે છે વળી પુરુષોમાં જેટલું પ્રમાણ છે તેટલું જ બરોબર સ્ત્રીઓમાં પણ છે ૧૯૧૪-૧૮નાં યુદ્ધ પછી ગણતરી કરવામાં આવી હતી કે યુદ્ધને લીધે ઇંગ્લૅંડમાં વીસ લાખ કુમારિકાઓ આ રોગથી બચી ગઈ હતી. હિંદુસ્તાનમાં આ રોગનું પ્રમાણ એટલું બધું લાગે છે કે ત્રીસ વર્ષ ઉપરની સ્ત્રીઓ અને પાંત્રીસ વર્ષ ઉપરના પુરુષોમાંથી સેંકડે ૯૫ ઉપરાંત ટકા આ રોગથી પીડિત હશે અથવા પીડિત થઈ ગયેલાં હશે. માત્ર કોઈ ભયંકર શારીરિક વ્યાધિ કે ઉત્કટ દેશપ્રેમ અથવા કોઈ શરીરની મોટી ખોડ, ગાંધીવાદ કે તીવ્ર આધ્યાત્મિકતા જ મનુષ્યને આ રોગમાંથી બચાવી શકે છે.

આ રોગ ખાસ ચેપીરોગને નામે જાણીતો નથી થયો, પણ કેટલીક વાર એક જ ઘરમાંથી બે કે ત્રણ જણ તેમાં એકસાથે સપડાતાં જોઈએ છીએ

**રોગનાં કારણો:** આ રોગ કોઈ અદૃશ્ય જંતુથી થાય છે; પણ જેમ બે પરસ્પર વિરોધી પ્રકારની વિદ્યુત મળે તો જ વિદ્યુત-પ્રવાહ

जटिलो मुण्डी लुञ्चितकेशः काषायाम्बरबहुकृतवेषः ।
पश्यन्नपि च न पश्यति लोको ह्युदरनिमित्तं बहुकृतशोकः ॥ भज०

જટા વધારે, માથું મુંડાવે, ભગવાં ધારી વેષ સજાવે;
દેખે પણ ના સાચું પેખે, ઉદરનિમિત્તે બહુ દુઃખ વેઠે. ગોવિંદ૦

भगवद्गीता किञ्चिदधीता गङ्गाजललवकणिका पीता ।
सकृदपि यस्य मुरारिसमर्चा तस्य यमः किं कुरुते चर्चाम् ॥ भज०

ગીતા થોડી જાણી લીધી, ગંગાજલની અંજલિ પીધી;
એકવાર જે હરિ સંભારે, તેનું નામ કહી ક્યમ યમ લે? ગોવિંદ૦

अङ्गं गलितं पलितं मुण्डं दशनविहीनं जातं तुण्डम् ।
वृद्धो याति गृहीत्वा दण्डं तदपि न मुञ्चत्याशापिण्डम् ॥ भज०

અંગો ગળિયાં, આંખ્યાં પળિયાં, દાંત સહુ મુખમાંથી પડિયા;
બુઢ્ઢો દંડો લઈને ચાલે, તોય ન છોડી શકે આશાને. ગોવિંદ૦

बालस्तावत्क्रीडासक्तस्तरुणस्तावत्तरुणीरक्तः ।
वृद्धस्तावच्चिन्तामग्नः पारे ब्रह्मणि कोऽपि न लग्नः ॥ भज०

બાળપણે સહુ મસ્તી ભરિયા, તરુણ થતાં તરુણી શું રસિયા;
વૃદ્ધ થતાં ચિંતામાં પડિયા, કોઈ ન દીસે હરિના રસિયા. ગોવિંદ૦

पुनरपि जननं पुनरपि मरणं पुनरपि जननीजठरे शयनम् ।
इह संसारे खलु दुस्तारे कृपयाऽपारे पाहि मुरारे ॥ भज०

ફરીફરી જન્મી ફરી ફરી મરવું, ફરીફરી જનની ઉદરે સૂવું;
એવો દુસ્તર આ ભવ-સિંધુ, પાર ઉતારો કરુણાસિંધુ. ગોવિંદ૦

पुनरपि रजनी पुनरपि दिवसः पुनरपि पक्षः पुनरपि मासः ।
पुनरप्ययनं पुनरपि वर्षं तदपि न मुञ्चत्याशामर्षम् ॥ भज०

રજની દિન આવે ને વીતે, પક્ષ વીતે, મહિના યે વીતે;
*અયન-વર્ષ પણ ખૂટી જાયે, આશા ઈર્ષ્યા ખૂટે ન તો યે. ગોવિંદ૦

वयसि गते कः कामविकारः शुष्के नीरे कः कासारः ।
नष्टे द्रव्ये कः परिवारो ज्ञाते तत्त्वे कः संसारः ॥ भज०

કામવાસના શી વય વધતાં? સરવર કેવાં જળ સુકાતાં?
દ્રવ્ય જતાં પરિવાર રહે ક્યાં? તત્ત્વ સમજતાં વિશ્વ ટકે ક્યાં? ગોવિંદ૦

* અયન=૭ મહિનાના સમય માટેનું નામ સરખાવો, ઉત્તરાયણ, દક્ષિણાયન.

नारीस्तनभरनाभिनिवेशं मिथ्यामायामोहावेशम्।
एतन्मांसवसादिविकारं मनसि विचारय वारम्वारम्॥ भज०

સ્ત્રીનાં અંગો સુંદર દીસે, તે તો મિથ્યા મોહ અતિશે,
એ યે માંસ તણાં જ બન્યાં છે; વારંવાર વિચારી સમજજે. ગોવિંદ૦

कस्त्वं कोऽहं कुत आयातः का मे जननी को मे तातः।
इति परिभावय सर्वमसारं विश्वं त्यक्त्वा स्वप्नविचारम्॥ भज०

કોણ હું? કોણ તું? ક્યાથી આવ્યા? માતપિતા વળી કોણ કહાવ્યાં?
સઘળું આમ અસાર જ જાણી, છોડો દુનિયા સ્વપ્ન સમાણી. ગોવિંદ૦

गेयं गीतानामसहस्रं ध्येयं श्रीपतिरूपमजस्रम्।
नेयं सज्जनसङ्गे चित्तं देयं दीनजनाय च वित्तम्॥ भज०

સહસ્રનામ ને ગીતા ગાઓ, શ્રીપતિ ધ્યાન સદાયે ધારો,
સજ્જન-સંગતિમાં મન રાખો, દીનજનોને લક્ષ્મી આપો. ગોવિંદ૦

यावज्जीवो निवसति देहे कुशलं तावत्पृच्छति गेहे।
गतवति वायौ देहापाये भार्या बिभ्यति तस्मिन्काये॥ भज०

જ્યાંસુધી દેહે પ્રાણ વસે છે, ત્યાંસુધી લોકો કુશળ પૂછે છે,
પ્રાણ ગયા પછી દેહ પડંતા, પત્ની પણ બીએ નીરખંતાં. ગોવિંદ૦

सुखतः क्रियते रामाभोगः पश्चाद्धन्त शरीरे रोगः।
यद्यपि लोके मरणं शरणं तदपि न मुञ्चति पापाचरणम्॥ भज०

સ્ત્રીનો સંગ સુખે સેવાતો, રોગે દેહ પછી પીડાતો;
મરણ શરણ છે આખર જાણે, તોપણ પાપાચરણ ન છાંડે. ગોવિંદ૦

रथ्याचर्पटविरचितकन्थः पुण्यापुण्यविवर्जितपन्थः।
नाहं न त्वं नायं लोकस्तदपि किमर्थं क्रियते शोकः॥ भज०

કંથા ચીંથરાંમાંથી બનાવી, પુણ્ય-પાપનો માર્ગ વટાવી;
'હું, તું, વિશ્વ-કશું નથી' જાણી, શોક કરે શો તું યે, ભાઈ? ગોવિંદ૦

कुरुते गङ्गासागरगमनं व्रतपरिपालनमथवा दानम्।
ज्ञानविहीनः सर्वमतेन मुक्तिं न भजति जन्मशतेन॥ भज०

છોને ગંગાજળમાં નહાયે, ને વ્રતદાન કરે છો બહુ યે,
સો સો જન્મે મુક્તિ ન પામે, જ્ઞાનવિહોણો સહુ આ જાણે. ગોવિંદ૦

★

# કથરોટ ને કૂંડું

શ્રી વેણીભાઈ પુરોહિત

પરોપદેશે પાંડિત્ય આ જ જેટલું ક્યારેય નહીં બતાવાતું હોય. મધ્યમ વર્ગના કુટુંબનો વડીલ પોતાના સંતાનને ચોરી, દાંડાઈ ને એવા જ બીજા અનેક નાનામોટા ગુના માટે સંતાપે, મારઝૂડ કરે, પોતાના સાળાના દુશ્ચરિત્ર માટે પત્નીના આખા ય કુટુંબને સંભારી આપે; પ...ણ ' કથરોટ ને કૂંડું '-એકોળપણા માટે કોણ કોને હસે ? બાળ માનસ-શાસ્ત્રનો એક અતિ ગહન પ્રશ્ન આ વાર્તામાં સાંગોપાંગ વણાયેલો નજરે પડશે.

ચીંચપોકલી સ્ટેશન પર ઉતારુઓ બન્ને તરફની ગાડીની રાહ જોતા હતા. રવિવાર હતો, એટલે રોજિંદી ગીરદી જણાતી નહોતી. સવારનો તડકો ખુશનુમા લાગતો હતો. સ્ટેશનના પ્લેટફૉર્મ પરના એક છેડે એક તેર વરસનો છોકરો ઇસ્તરીબંધ કપડાંમાં સજ્જ થઈને લટાર મારતો હતો. તેના હાથમાં સિગારેટ જલતી હતી. લટાર મારતાંમારતાં તેણે પોતાના રેશમી ઝભ્ભાના ખીસામાંથી દસ રૂપિયાની નોટ કાઢી. નોટ પર તેલ જેવું ધાબું હતું. છોકરાએ નોટને સૂંઘી. તેલ જેવું જે ધાબું હતું તે તો અત્તરનું હતું. સૂંઘીને તેણે નોટને પાછી ગજવામાં મૂકી દીધી ને પાછળ હાથના અંકોડા વાળીને સફેદ કેન્વાસના દોરીવાળા બૂટ તરફ મગરૂબીથી જોતાજોતા તે એટલામાં જ ટહેલવા લાગ્યો. ગાડી આવવાને હજી વાર હતી. વળી તેણે નોટ કાઢી ને તડકા સામે ધરી, અંદરની ભાત જોવા લાગ્યો. અંદરનું લખાણ વાંચ્યું. 'રૂપિયા દસ ' વાંચીને તે ફરીથી પુલકિત બની ગયો.

પણ એનો પુલકાટ ટક્યો નહિ. ઓચિંતી એક ફાસ્ટ ગાડી પ્લેટફૉર્મ પરથી વાજેવાજ પસાર થઈ ગઈ અને પવનના ઝપાટામાં છોકરાના હાથમાંની નોટને પોતાની સાથે જ લઈ ગઈ.

નોટ હાથમાંથી ઊડી ગઈ. છોકરો પહેલાં ચમક્યો, પછી ગભરાયો અને પછી ઉદાસીન બની ગયો. ગાડી તો પસાર થઈ ગઈ. નોટ ક્યાંક એટલામાં જ ઊડી ગઈ હશે એમ ધારી તે થોડોક સ્વસ્થ થયો અને જાણે કંઈ બન્યું જ નથી, એમ પાટા તરફ બારીકાઈથી જોયું; પણ ત્યાં નોટનો પત્તો લાગ્યો નહિ. એટલીવારમાં મુંબઈ જનારી બીજી એક લોકલ આવી. છોકરો ઊભો જ રહ્યો. ગાડી ઊપડી ગઈ, ગાડી ઊપડી ગયા પછી તે નીચે ઊતર્યો અને થોડેક સુધી પાટા વચ્ચે, આજુબાજુ બધે દસની નોટની ખોજ કરી, પણ નિરર્થક !

આવીને તે પાછો બાંકડા પર બેસી ગયો. થોડીવાર તે સૂનમૂન બની ગયો અને પછી ઝમારા મારતી વીજળીની રોશનીમાં ટીટકું ખભા પર બેસે તેને કેરમની કાંકરીની માફક આંગળીથી હડસેલી દઈએ તેમ આ આકસ્મિક મુસીબતને મનમાંથી ખંખેરીને તે ઊભો થયો. તેણે સૌથી પ્રથમ જોઈ લીધું કે દરવાજે ટિકિટચેકર તો નથી ને ! ત્યાં કોઈ નહોતું. એટલે બેધડક તે સ્ટેશનની બહાર નીકળી ગયો અને ઘેર આવ્યો.

જાણે કંઈ બન્યું ન હોય તેવી સ્વસ્થતાથી તે માળાનાં પગથિયાં ચડીને ચાલીમાં આવ્યો. ઘરના ઉંબરા આગળ ઊભી બૂટની દોરી છોડવા લાગ્યો અને તેણે જોયું તો બાપાના દોસ્તો હજી બેઠા હતા અને ગપ્પાં મારતા હતા.

તેને આવેલો જોઈને બાપાએ પૂછ્યું : 'કેમ અલ્યા સુંદર ! સવારના પહોરમાં ક્યાં

ઊપજ્યો તો ? આજે તારો જન્મદિવસ છે તેની ખબર નહોતી ?'

'ખબર હતી અને એટલે તો હું મહાલક્ષ્મીનાં દર્શન કરવા નીકળ્યો હતો પણ—'

એમ બોલીને સુંદર હસી પડ્યો 'પણ ઘેરથી પૈસા લેતાં જ ભૂલી ગયો'તો એટલે પાછો આવ્યો '

બધા હસ્યા સુંદરના પિતા ચંદુલાલના બે દોસ્તોએ ઉમળકાથી સુંદરને હાથના ઇશારાથી બોલાવ્યો સુંદર ડાહ્યો થઈને તેમની વચ્ચે બેઠો ને પાનદાનીમાંથી એક એલચી લઈ મોંઢામાં મૂકી તેનું આ પગલું હેતુપૂર્વક હતું હજી પોણો કલાક પહેલાં જ સ્ટેશન પર તેણે સિગારેટ ઉપરાઉપર બે સિગારેટ પીધી હતી બાજુમાં બેસીને વાતો કરતાં સહેજ પણ ગંધ આવે તો જન્મદિવસ પણ બાપાનો માર ખાધા વિના ખાલી જાય નહિ એમ તે બરાબર સમજતો હતો

સુંદરનો આજે જન્મદિવસ હતો અને વળી રવિવાર હતો શનિવારની સાંજથી જ ચંદુલાલના દોસ્તો રવિવાર માણવા આવ્યા હતા બધા વચ્ચે બેઠેલો સુંદર ત્યાંથી ખસવા માગતો હતો ત્યાં તેને અંદરના ભાગમાં ચાની ખુશબો આવી, ને ઊભો થઈને બોલ્યો

'હું તમારે માટે ચાના કપ લઈ આવું ?

છોકરાના આ વિવેકથી ચંદુલાલ તો ખુશ થયા પણ તેના દોસ્તો પણ ખરેખર અહોદીન થઈ ગયા એક જણે વાંસો થાબડીને કહ્યું 'હા દોસ્ત ઉપક આ ત્રીજો ડોઝ છે

બીજો બોલ્યો 'અને છેલ્લો

મોટેરાઓને અંદરઅંદર હસતા જોઈને સુંદર છટકી ગયો રસોડામાંથી એક થાળીમાં ત્રણ કપ ચા લાવીને બધાને આપી અને પોતે અંદર ગયો. બા આગળ આડીઅવળી વાતો કરી ને ચા પીધી એટલામાં બહારથી ચંદુલાલના દોસ્તનો અવાજ આવ્યો અરે સુંદર ! અહીં આવ તો તારું કામ પડ્યું છે ને ભાઈ !'

હસતોહસતો સુંદર હાજર થયો સુંદરના એ ભાઈલાલકાકા ઊભા થઈને ખીંતે ટાંગેલા કોટના ચોરખીસામાંથી કંઈક પૈસા કાઢતા હતા તે બોલ્યા 'દોસ્ત ચા તો પીધી, પણ મારે સિગારેટ જોઈએ ને તારા બાપા તો દેશી બીડી પીએ છે ને મને એ ફાવતી નથી '

એમ બોલતોબોલતો તેમનો હસમુખ ચહેરો એકદમ ચિંતામાં ફેરવાઈ ગયો. તે બોલ્યા 'અરે ! આમાંથી દસની નોટ ક્યાં ગઈ ?'

બધાએ પૂછ્યું 'શું !'

'અરે, કાલે સાંજેજ મેં આ ચોરખીસામાં દસની નોટ મૂકી હતી ને પણ કોણ જાણે એ દસની નોટ જ નથી ને ધોબીનું બિલ પડ્યું છે ! બનવાજોગ છે કે નોટને બદલે ધોબીનું બિલ જ મેં મૂક્યું હોય '

એટલીવારમાં તો ચંદુલાલના બીજા દોસ્તે કમ્મરેથી દસેક આનાનું પરચૂરણ કાઢ્યું ને સુંદરના હાથમાં મૂક્યું 'જા, એક સિગારેટનું પાકિટ ને બે આનાની બિચબંધ બીડી લઈ આવ દોડ જોઈએ '

સિગારેટ આવી ચિવાઈ પણ ખરી પછી નાવણુંધોવણું થયાં જમ્યા બપોરે થોડીવાર ગંજીપે રમ્યા સૂતા અને મહેમાનો વિદાય થયા ત્યાંસુધી સુંદર ઘરમાં જ હતો મહેમાનો ગયા પછી તરત જ ચંદુલાલે સુંદરને બોલાવ્યો

સુંદરિયા અહીં આવ.'

સુંદર આવ્યો

'દસની નોટ ક્યાં ? લાવ જોઉં '

'તમે ક્યારે આપી છે ? મને નહિ, બાને આપી હશે

'હોશિયારી રહેવા દે ભાઈલાલકાકાના ગજવામાંથી રાતોરાત દસની નોટ જો ગુમ થાય તો તારા સિવાય બીજે ભય જ નહિ,'

જરા મોટે સાદે બોલ્યાં: 'લાવ. નહિ તો આજ જનમદિવસે પણ તું કોરો નહિ રહે.'

'પણ બા ! બેને ! બાપુજી ખાલીખાલી મારા પર......'

અને સુંદર રડી પડ્યો.

ફડાક દઈને ચંદુલાલનો તમાચો પડ્યો. સુંદર વધુ મોટે સાદે રડવા લાગ્યો. ચંદુલાલે એક વધુ જોરદાર ધુંબો માર્યો અને સુંદરના વાંસામાં જાણે કે ગાંઠ વળી ગઈ. તે ચીસ પાડીને રડી શક્યો નહિ. બે હાથ ઝાલીને ચંદુલાલે તેને નજીક ખેંચ્યો ને ઉપરાછાપરી ચાર-પાંચ તમાચા ચોડી કાઢ્યા ને બોલ્યો:

'બોલ, બોલ...દસની નોટ ક્યાં નાખી? સવારના પહોરમાં સવારી ક્યાં ગઈ'તી? કબૂલ કરી દે...બો...'

આખરે સુંદર મારથી ત્રાસ્યો ને બોલ્યો: 'કહું છું, મને મારો મા. હું કહું છું...!'

'તો બોલ, ક્યારે લીધી?'

રડતાંરડતાં સુંદરે જવાબ દીધો: 'કાલે રાતે તમે બધા રસોડામાં જમતા'તા ત્યારે.'

'ક્યાં નાખી?'

'ઊડી ગઈ!'

સુંદરે આ સાચું કહ્યું હતું છતાં બાપને આ જવાબ અપમાનજનક, તોછડો ને ઉડાઉ લાગ્યો. જડબાં દાબીને એક એવો તો જોરથી ઓચિંતો લાફો માર્યો કે સુંદર ઊથલીને દૂર જઈ પડ્યો.

'ક્યાં ઊડી ગઈ? ક્યાં ખરચી નાખી? માંડીને વાત કર, બદમાશ!'

'સવારે સ્ટેશને ગયો, ત્યાં ફાસ્ટ ગાડીના ઝપાટામાં નોટ ક્યાંક ઊડી ગઈ એટલે હું પાછો આવતો રહ્યો'

બાપે તે માન્યું નહિ અને તેને કાઢી મૂક્યો: 'જા લુચ્ચા. મારા ઘરમાં પગ મૂકતો નહિ.'

રાતના સાડાબાર વાગ્યા સુધી સુંદર ચાલીમાં રડમસ મોઢે બેસી રહ્યો. બાપ તો નિરાંતે ઊંઘી ગયો, પણ માએ તેને હાથ ઝાલીને અંદર લાવી સુવાડી દીધો.

પંદરેક દિવસ પછી જ્યારે સુંદર નિશાળેથી ઘેર આવ્યો ત્યારે સગડી પાસે બેઠીબેઠી મા રડતી હતી. માને જોઈને તેની નાની બહેન બચલી પણ મૂંગીમૂંગી રડતી હતી. બાપ જમતો હતો.

'એ જેલમાં જાય એ જ સારું છે. હું જામીનબામીનના લફરામાં નહિ પડું. તારો ભાઈ છે તે હું શું કરું? એ ઊઠલપાનિયાનો ભરોંસો કેવો? હું જામીન આપું, કાલ સવારે એ તો પાછો જુગારખાનું જમાવી દે. પછી મારે તો વેપારધંધો છોડીને દુકાને તાળું જ દેવું કે બીજું કાંઈ?'

આ વચનામૃતો પરથી જ સુંદર સમજી ગયો કે મામા જુગાર રમતાં પકડાઈ ગયા છે ને બાપા તે માટે પોતાનો ગુસ્સો ઠાલવી રહ્યા છે. છાનોમાનો ચોપડી લઈને તે બહાર ચાલીમાં જઈને બેઠો. જમીને ચંદુલાલ ઓ...હો...ઈ...યાં કરતો બહાર આવ્યો. બીડી સળગાવીને કંઈક વિચારમાં ને વિચારમાં રસ્તાપર પડતી ચાલીના કઠોડામાં આવી ઊભો. તેની નજર સુંદર પર પડી: 'તું કેમ અહીં બેઠો છે? દીકરા ભણેસરી બહુ ભણે છે તેની મને ખબર છે! જા, અંદર જઈને જમી લે.'

ઝડપ લઈને સુંદર અંદર ચાલ્યો ગયો. હાથબાથ ધોયા વગર સીધો બેસી ગયો. માએ પીરસ્યું તે ખાવા મંડ્યો. એટલી વારમાં સુંદરનું દફતર લઈને ચંદુલાલ રસોડામાં આવ્યો. તેના હાથમાં બે સરકાઈ ગયેલી સિગારેટ હતી. એક રેશમી રૂમાલ હતો અને એક ફાઉન્ટિનપેન હતી. તે બધું સુંદર સામે ધરીને બોલ્યો: 'આ ક્યાંથી લાવ્યો?'

સુંદર હેબતાઈ ગયો. મોઢા તરફ જતો કોળિયો હાથમાં જ થંભી ગયો. ચંદુલાલે પોતાની પત્ની સામે જોયું ને બોલ્યો. 'આપણા ઘંઇટેરા સારા ઘરની છોકરી ઘરમાં લઈ આવતા તે આટલા સારુ. આ જો તારા કરમી કુંવરનાં લક્ષણ...બરાબર એના મામા જેવો જ લબાડ પાકચો છે, સાલો ચોર. તું શું મોટે રડે છે? તારો ભાઈ જુગારી, તારો દીકરો ચોર...'

'ચોર' એમ દાઝમાં બોલતાંબોલતાં જ સુંદરના વાંસામાં એક જોરદાર પગ્ગે માર્યો. સુંદરને અંતરસ આવ્યું ને તે ઉધરસ ખાતોખાતો રડવા લાગ્યો.

ચંદુલાલે ઊઠીને ચાલવા માંડ્યું. બહારના ખંડમાં જઈ, કપડાં પહેરી તે પાછો અંદર આવ્યો ને બોલ્યો: 'હું ફિલ્મ જોવા જવાનો છું. મોડું થશે. તમે તમારે...'

અને જવાબની વાટ જોયા વગર પૂંઠ ફેરવીને ચંદુલાલ ઘરની બહાર નીકળી ગયો.

સુંદરની મા અધુંં જમતાંજમતાં જ ઊઠી ગઈ, એ જોઈને સુંદરે પણ હાથ ધોઈ નાખ્યા. સુંદરની મા કાવેરીએ બહારના ખંડમાં આવીને પલંગ પર જોયું તો પેલી ઇન્ડિપેન અને રૂમાલ પડ્યાં હતાં. તેણે ધાર્યું કે સિગારેટ તો ફેંકી દીધી હશે. તેને ય આ છોકરાના ચોરીનાં લક્ષણ પર ખૂબ ગુસ્સો આવતો હતો. પણ ચંદુલાલ પોતે જ એટલો બધો ઠોરમાર છોકરાને મારતા હતા કે વધુ કંઈ સજા કરવાનું માનું મન ચાલતું નહોતું.

સુંદરે ભારે મોઢે મા સામે જોયું જરા વાર આમતેમ આંટા માર્યા અને પછી 'આવું છું' એટલું બોલી તે દાદરનાં પગથિયાં ઊતરી ગયો.

કાવેરીને લાગ્યું કે છોકરો ક્યાંક ભાગી જશે તો? એટલે ઉચાટમાં તે તેની પાછળ ઊતરી, પણ સુંદરની ઝડપ ક્યાં ને ક્યાં કાવેરીની ઝડપ! તો ય સુંદરની પાછળપાછળ કાવેરી રસ્તા પર બનતી ઉતાવળે ચાલવા લાગી ટ્રામ, વિક્ટોરિયા, મોટર, બસ અને માણસોની અવરજવરથી ચીચપોંકલીનો એ રસ્તો ગાજતો હતો. સાંજ પછીની આરંભાતી રાતનું અંધારું દુકાનો, મોટરો અને સુધરાઈની રોશનીમાં ભાતીગળ લાગતું હતું.

ઝડપથી જતો સુંદર એક પાનબીડીવાળાની દુકાન આગળ આવીને અટકી ગયો. કાવેરીએ જોયું ને તે પણ થોડે દૂર ઊભી રહી. સુંદરે એક સિગારેટ લીધી, સળગાવી અને પછી પાછો વળ્યો. ધીમેધીમે, આજુબાજુ જોતોજોતો તે એક બંધ દુકાનના ઓટલા પર બેસીને લિજ્જતમાં પડી ગયો.

અચાનક તેનો કાન કોઈએ પકડ્યો ને સુંદર ચમકી ગયો. ઓહોહો—આ તો બા! ઝટ સિગારેટ ફેંકી દઈને ગભરાયલે ચહેરે ચૂપચાપ સુંદર ચાલવા માંડ્યો. ન મા કંઈ બોલી, ન દીકરો કંઈ બોલ્યો. ઘેર આવીને સુંદર ધરતી પર જ સૂઈ ગયો.

આ પછી દોઢેક મહિનો કોઈ પણ મોટા બનાવ વગરનો પસાર થઈ ગયો. સુંદરનો મામો જેલમાં ગયો. તે જુગારી હતો, ચોર હતો અને તે અંગેની બધી જ બદીઓ તેનામાં હતી તેનું વર્ણન કરતાંકરતાં આજે બપોરે ચંદુલાલ જમી પરવાર્યો હતો અને બીડી ફૂંકતોફૂંકતો પલંગમાં ચત્તો પડ્યો હતો, ત્યાં લોહીલોહાણ હાલતમાં લગભગ બેભાન જેવા સુંદરને લઈને નિશાળના છોકરા અને બે માસ્તરો ઉંબરે આવી પહોંચ્યા. ચંદુલાલ સફાળો બેઠો થઈ ગયો ને બોલ્યો: 'થયું શું? પડી ગયો ક્યાંયથી?'

તેનો જવાબ આપવા એક માસ્તર આગળ આવ્યો ને બીજા માસ્તરે સુંદરને પલંગ પર સુવડાવી પાટાપિંડી કરવા માંડી.

લડવામાં પોતે હોંશિયાર છે એમ માનનારો સુંદર આજે તો થથરી ગયો હતો. વિહ્વળતામાં જ તે આંટા મારતો હતો ત્યાં તેની નાની બહેન બચલી હસતીહસતી તેની પાસે આવી ને કાલી ભાષામાં બોલી: 'ભાઈ, જો મેં ઘાઘરી ને ઓઢણી પહેરીઈ...! બા ફરાળનું કરી લે પછી અમે દર્શન કરવા જશું... બહુ મજા પડશે.'

સુંદરને એ છોકરીના ઉમંગમાં કંઈ રસ ન પડ્યો પણ તેની બાજનજરે બચલીની આંગળી પર શોભતી વીંટી ધ્યાનમાં લઈ લીધી. કૃત્રિમ ઉત્સાહની આડીઅવળી વાત કરીને તે વીંટી પડાવી સુંદર ઉત્સાહભેર સાળાનાં પગથિયાં ઊતરી ગયો ને પેલી હોટલમાં પહોંચ્યો.

ત્યાંથી તે તરત પાછો પણ આવ્યો. કાવેરીએ બન્ને છોકરાંને ફરાળ કરાવ્યું ને પછી બચલીનું માથું ઓળવા બેઠી. માથું ઓળતાંઓળતાં તેણે જોયું તો બચલીની આંગળીમાં વીંટી નહોતી. તેણે ગભરાટમાં છોકરીને પૂછ્યું: 'વીંટી ક્યાં?'

આ પ્રશ્ન પુછાય છે તે જ વખતે ચંદુલાલ ઘરમાં આવ્યો ને તેણે જ વીંટીનો પ્રશ્ન પોતાના હસ્તક લઈ લીધો. છોકરીએ કહ્યું કે મોટાભાઈએ લઈ લીધી છે. સુંદર તો ફરાળ કરીને ઊંઘી ગયો હતો. બાપાએ લાત મારીને તેને જગાડ્યો અને રોજ જે વિધિ થાય તેનાથી આજે વિશેષ વિધિ થઈ અને વીંટીની શી દશા થઈ તેની કબૂલાત સુંદરે આપી દીધી. ચંદુલાલે સપુતને સીંચણિયાથી બાંધીને પલંગના પાયા સાથે જકડી દીધો.

ફરાળ કરીને બહાર આવી. સોપારી ખાતાંખાતાં ચંદુલાલે કાવેરીને કહ્યું: 'હલકા ઘરની દીકરીને ઘરમાં લાવીને મેં ફાયદો શો કાઢ્યો? આ વેતર મને કાગવાસ શું નાખવાનાં હતાં! આવાં વેતર તારે નહિ, પણ ડુબાડે! બરાબર એના મામા જેવો પાક્યો છે—ચંડાળ! તેમાં તને રડવું આવે છે? તું શું મોઢે રડે છે? તારો બાપ દીકરીના પૈસા લેનારો, તારો ભાઈ જુગારી, તારો દીકરો ચોર...'

'અને દીકરાના બાપમાં એ બધા જ ગુણો સમાઈ જાય છે.'

ઓચિંતો એક પોલીસ અમલદાર આંગણામાં આવીને ઊભો ને એણે વાક્ય પૂરું કર્યું.

ચંદુલાલે ચમકીને જોયું ને પૂછ્યું: 'શું છે ભાઈ, ઘર ભૂલ્યા લાગો છો!'

'તમારું નામ ચંદુલાલ કે?'

'જી હા. પણ મારું નામ ચંદુલાલ હરજીવન કટપીસવાલા છે. તમે કોઈ બીજા ચંદુલાલની શોધમાં નીકળ્યા હશો.'

'જી ના, હું આપ જનાબને જ લેવા આવ્યો છું, ચાલો.'

'વાત શી છે?'

'વોરન્ટ છે!'

'શા ગુનાસર?'

'ગુના તો ઘણા છે.'

ચંદુલાલને ત્યાં પોલીસ જોઈ આડોશપાડોશના બધા માણસો ભેગા થઈ ગયા.

તેમાં એક બોલ્યો: 'અરે સાહેબ, આ તો વેપારી લાઈનનો માણસ છે. તમે—'

'એમ? તો હમણાં તમને બધાને ય ખબર પડશે. બોલો જનાબ, તમે શો ધંધો કરો છો?'

'કટપીસનો વેપારી છું.'

'બીજું?'

'કંઈ નહિ.'

'દુકાનમાં મેડા પર દરજી નથી બેસતા?'

'બેસે છે.'

'એ દરજી બેસે છે, તેની પાછળની કેબિનમાં શું કામકાજ ચાલે છે?'

આ પ્રશ્નનો જવાબ આપતાં ચંદુલાલે

જમ ચોપડાઈ ગઈ તોય તેણે કહ્યું: 'કંઈ નહિ. માલ પડ્યો રહે છે, બીજું શું?'

'એ...મ! માલ પડ્યો રહે છે? ગજ઼પાતા તાકા ત્યાં પડ્યા રહેતા હશે!'

ચંદુલાલે કંઈ જવાબ ન દીધો. પાડોશીઓ, કાવેરી અને સુંદર અચંબાપૂર્વક શાંતપણે સાંભળી રહ્યાં

પોલીસ અમલદારે ભ્રમર સંકોચીને એક સિપાઈને કહ્યું 'જા લક્ષ્મણ, પોલીસ વાનમાં બેઠેલાં પેલાં સતીસાધ્વીને અહીં તેડી લાવ. આ બધા પાડોશીઓ પણ ભલે જુએ. વકીલાત કરવા આવ્યા છે તે...'

એક બાઈ ઉપર આવી. તેની તરફ ફૂમતાવાળી સોટી ધરીને અમલદાર બોલ્યો: 'આને તમે તો જન્મારામાં ય નહિ ઓળખતા હો. તમે તો વેપારી માણસ, આ બાઈ તો જાતની જ હલકટ, તમારી દુકાનનું પાટિયું વાંચીને જ તેણે તમને સંડોવ્યા લાગે છે! ચાલો, કોર્ટમાં જે કહેવું હોય તે કહેજો.'

બધાના આશ્ચર્ય વચ્ચે ચંદુલાલ કોટ પહેરીને પોલીસ સાથે દાદર ઊતરી ગયો. પાડોશીઓ જાતજાતની વાત કરતાં કલબલ કરીને જુદીજુદી મંડળી જમાવી ચર્ચાએ ચડ્યા. થોડીવાર કાવેરી વિક્રમરાજાના સિંહાસનની પૂતળી જેવી બનીને નિર્જીવ જેવી ઊભી રહી. પછી તરત રસોડામાં ચાલી ગઈ ને રાજગરાની પૂરી, શિખંડ વગેરે ફરાળી વાનીઓ જમવામાં ગૂંથાઈ ગઈ. ફરાળ કરતાંકરતાં તેને સુંદર યાદ આવ્યો. તે ઊભી થઈને પલંગને પાયે બંધાયેલા સુંદરને છોડતાંછોડતાં બોલી: 'ચાલ ભાઈ, કથરોટ કૂંડાને હસે એમ નથી.'

*

ચાર મિત્રો હતા. એક વેદશાસ્ત્રી, બીજા સંગીતશાસ્ત્રી, ત્રીજા જ્યોતિષી ને ચોથા હતા તર્કશાસ્ત્રી. એક ગામ જઈ બધાએ ભોજન જમવાનો વિચાર કર્યો, ને સહુએ કામ વહેંચી લીધું. સંગીતશાસ્ત્રી રસોઈ કરવા બેઠા. વેદશાસ્ત્રી શાકભાજી લેવા ગયા. જ્યોતિષી પતરાવળી અને દડિયા લેવા ગયા તથા તર્કશાસ્ત્રી ઘી, દૂધ, દહીં, તેલ વગેરે લેવા ગયા.

બજારમાંથી નવા હાંડલા-હાંડલી લઈ આવી, ચૂલો ચેતાવી ચોખા નાખ્યા, તો સંગીતશાસ્ત્રીને ચૂલામાંથી-ખદખદ ખદખદ એવો અવાજ સંભળાયો. સારેગમના સૂર એ તો બોલવા માંડ્યા. તાલસૂર બરાબર ન જળવાય ત્યારે સંગીતશાસ્ત્રી ચિડાઈ જતા. પાંચ-સાત વખત હાંલ્લાને હુકમ કર્યો પણ તાલસૂર ક્યાંથી બરાબર મળે? એ તો ચિડાયા ને પાસે લાકડું હતું તેનાથી જોરથી પ્રહાર કર્યો કે હાંલ્લાં ફૂટી ગયાં ને ચૂલો ઓલવાઈ ગયો.

વેદશાસ્ત્રી શાકભાજી લેતી વખતે વિચારતા હતા: 'કોળું વાયુ કરે ને રીંગણાં ગરમ પડે. દૂધીઆં બુદ્ધિનાશક છે ને ભાજી રેચક છે' ને આમ બધાંય શાકમાં દોષારોપણ કરી, વિના શાકે એ પાછા આવ્યા.

જ્યોતિષી બાજઠિયા માટે વડના ઝાડ નીચે ગયા ને ઝાડ ઉપર ચડવાની તૈયારી કરતા હતાં ત્યાં જ ગરોળીએ ટકટક એમ બે-ત્રણ વખત અવાજ કર્યો. અપશુકન! વૃક્ષ પર ચડવાથી જરૂર અનર્થ થનાર છે, માની એ કોરા ધાકડ જેવા પાછા ફર્યા.

ઘી, દૂધ, તેલ, દહીં વગેરે ભરીને માટીના પાત્રમાં લાવતી વખતે તર્કશાસ્ત્રીને વિચાર થયો કે આ બધું પાત્રાધારે છે કે એમને આધારે પાત્ર છે? ચોક્કસ નિર્ણય માટે પાત્રને ઊંધું વાળ્યું ને એ પણ ખાલી હાથે પાછા આવ્યા.

ચારેય વિદ્વાન્ મૂર્ખો આમ તે દિવસે ભોજન વિના જ રહ્યા!

×

| કડવાં | ક્રમાંક | નામ | વિષય |
|---|---|---|---|
| ૧–૪ | ૧ | મંગલકાણ્ડ | મંગલાચરણ, બ્રહ્મસ્તુતિ. |
| ૫–૮ | ૨ | માયાકાણ્ડ | માયાના સ્વભાવનું દિગ્દર્શન. |
| ૯–૧૨ | ૩ | મુમુક્ષાકાણ્ડ | ૯. નિર્વેદ, ૧૦. સદસદ્‌વસ્તુવિવેક, ૧૧. વૈષ્ણવી પ્રેમલક્ષણા ભક્તિ, ૧૨. બ્રહ્મસાક્ષાત્કાર. |
| ૧૩–૧૬ | ૪ | જીવન્મુક્તકાણ્ડ | જીવન્મુક્ત દશાનું વર્ણન. |
| ૧૭–૨૦ | ૫ | બ્રહ્મકાણ્ડ | બ્રહ્મસ્વરૂપ નિરૂપણ. |
| ૨૧–૨૪ | ૬ | ,, ,, | બ્રહ્મવિશેષ વર્ણન. |
| ૨૫–૨૮ | ૭ | શૂન્યકાણ્ડ | વેદાંતનો શૂન્યવાદ, બૌદ્ધધર્મ તથા જૈનધર્મ આદિ સાથે તુલના. |
| ૨૯–૩૨ | ૮ | દર્શનકાણ્ડ | પ્રથમ નાસ્તિક દર્શનોનું દર્શન કરાવી આસ્તિક ષડ્દર્શન નિરૂપણ. |
| ૩૩–૩૬ | ૯ | સત્સંગકાણ્ડ | સત્સંગ મહિમા. |
| ૩૭–૪૦ | ૧૦ | પૂર્ણાહુતિકાણ્ડ | સમાપ્તિ. |

આ વિભાગો અનુકૂળતાની દૃષ્ટિએ માત્ર સૂચનરૂપે પાડ્યા છે. સૌએ એ સ્વીકારવાજ જોઈએ એવું કહેવાનો આશય નથી. કોઈની ઇચ્છા થાય તો દરેક કડવાના વિષયને નિરાળું નામ આપી શકે છે અને જેટલાં કડવાં તેટલા ખંડ પાડી શકે છે. એ જ રીતે અન્ય કોઈ દસને બદલે સ્વેચ્છાનુસાર ઓછા ખંડ પણ યોજી શકે છે. ખુદ કવિએ પોતે અખેગીતાની વસ્તુને મુખ્ય છ વિભાગમાં વહેંચી છે અને અખેગીતાના સંપાદક દી. બ. ન. દે. મહેતા એ વર્ગીકરણને અનુસર્યા છે. અખેગીતામાં વર્ણવેલા વિષયોનો ઉલ્લેખ કરતાં કવિ કહે છે:

'એમાં જ્ઞાનભક્તિ વૈરાગ્ય છે,
માંહે સાચા નિરીક્ષણ દૃષ્ટિ;
જીવન્મુક્તને મહાસુખનાં,
એન ને વળી પુષ્ટિ.' (૪૦–૧)

છતાં ઉપર્યુક્ત દસ કાણ્ડમાં અખેગીતાનું વિભાગીકરણ કરવું એ વધુ સારસ્ય અને સામંજસ્ય ભર્યું છે એવું મારું માનવું છે.

'જ્ઞાનીને કવિમાં ન ગણીશ' કહેનારો જ્ઞાની અખો પોતાને કવિ માનતો નથી, પણ વસ્તુતઃ એ કવિ છે અને પ્રથમ પંક્તિનો સમર્થ કવિ છે. હા, એ વાત સાચી છે કે એ કવિતાની કલા તરફ જોઈતું લક્ષ નથી આપતો કે પોતાની વાણીને રસસુંદર કરવા નથી થોભતો; પણ એની વાણીનો પ્રવાહ એવા વેગથી વહે છે અને એનો વિરલ અને વિપુલ શબ્દભંડાર એના વક્તવ્યને એવી સુરેખતા અને સચોટતાથી વ્યક્ત કરે છે કે પેલી કલામર્યાદા કોઈના લક્ષમાં પણ આવતી નથી. તળપદા ને ઠરંગથુ શબ્દો અને દૃષ્ટાંતોથી ખચિત એનો કાવ્યપ્રવાહ એવો વેધક અને ઉત્કટને અસરકારક નીવડે છે કે કવિતાકલાની અપેક્ષા જ કોઈને નથી રહેતી. રસશાસ્ત્ર કે અલંકારશાસ્ત્ર, છંદશાસ્ત્ર કે કાવ્યશાસ્ત્રનો એને અભ્યાસ નથી તેમ જ એની એને પરવા પણ નથી. અખેગીતામાં એ સ્પષ્ટ શબ્દોમાં કહે છે કે:

'તેણે ગ્રંથ પહેલું એમ જાણવું,
અખો ભગણ જગણ નથી જાણતા'

તુક એક ને ઝડઝમક,
અમો લહ્યા વિના નથી આવડતા;
એમ ગલિતપણે ગરુઆ થયા,
કરુણા ઉપજાવી કવિજને;
હું તો એટલું કહીને સ્તવું,
રખે કવિ જાણો સુજને.'

અખાને પરવા છે માત્ર પોતાનું કથન સીધી અને સચોટ રીતે રજૂ કરવાની અને એમ કરી વાચકના મનને શબ્દબાણે વીંધવાની ભાષા અને ચિંતનની એની અજબ સમૃદ્ધિને લઈ એમ કરવું એને મન રમત વાત છે

• કવિશ્રી ખબરદાર કહે છે તેમ કવિતા અને તત્ત્વચિંતનનો યોગ મહાવિરલ છે હળવી ફૂલ જેવી કવિતા તત્ત્વચિંતનનો ભાર સહી શકતી નથી. એટલે એ ઉભયને ગૂંથવા જતાં કાંતો તત્ત્વજ્ઞાન અસ્પષ્ટ બની બગડી જાય છે કે કવિતા ભારે બની કથળી જાય છે. કોઈ અપૂર્વ શક્તિશાળી કવિઓ જ એ એનો સુભગ સમન્વય સાધી શકે છે આપણો કવિ અખો એવો મહાસમર્થ કવિ છે અને એની અખેગીતા કવિતા અને તત્ત્વચિંતનના મહાવિરલ યોગનું જવલંત દૃષ્ટાંત છે અખેગીતાનું ગહન ચિંતન કવિતાના મનોરમ રંગોમાં કેવી રીતે મૂર્ત કરાયું છે એના થોડાં ઉદાહરણ આપણે જોઈએ

જેમ સૂર્યબિંબનાં કિરણો પથરની કાચના મંદિર પર પડે એથી વિચિત્ર રૂપો દેખાય તેમ શુદ્ધ ચૈતન્યના અનેક જીવરૂપી આભાસો માયાના મંદિર વડે દેખાય છે. બ્રહ્મના માયા મારફત પ્રગટતા અનંત રંગ અત્યંત મનોરમ ઉપમા દ્વારા કવિ કેવી રંગીન રીતે સ્ફુટ કરે છે!

'જેમ કાચનું મંદિર રચ્યું,
નીલ પીત શુભ્ર.શ્યામનું',
તે ઉપર તપ્યો સૂર જ્યારે,
ત્યારે વિચિત્ર રૂપ થયું ધામનું'.
કૈવલ્ય સૂરજ તપે સદા,
માયા તે મંદિર કાચ,
ઈશ્વર નામ તે તેહનું',
પણ જીવ થઈ માન્યું સાચ.' (૧૯-૮-૯)

કિરણ અને કાચનું આ વિલક્ષણ દૃષ્ટાંત કવિને પણ પરમપ્રિય થઈ પડ્યું લાગે છે. અનુભવબિંદુ નામક અનુપમ કાવ્યમાં એ એનો મધુર વિનિયોગ કરે છે

'મોટા મંદિર મહીં તહીં છે કાચજ ઢાળ્યા,
નીલ પીત બહુ રંગરંગના ભેદો ભાળ્યા;
ઊગ્યો ઊગમણો સૂર દૂરથી અંતર ઝલકે,
દેખાડે બહુ રૂપ ધૂપ વિવિધ પેર ચલકે;
અખા! ઉપર અવલોકતાં તહાં તેમનું તેમ છે,
એમ નિરોધી જાણજે, વસ્તુ વડે એ એમ છે.'
(૨૭)

જ્ઞાનીભક્ત અખો મૂળે તો ભક્ત છે, એટલે એ વેદાંતી બનવા છતાં ભક્ત મટતો નથી માત્ર એની ભક્તિનું સ્વરૂપ બદલાય છે હરિ સબંધ માટે 'વિરહ વૈરાગે જેહનું મન તપે' છે એવો મુમુક્ષુ 'ગુરુ માંહે હરિને જપે' છે અને સદ્ગુરુનું વચન માની ભક્તિ આદરે છે એ જ્ઞાનમૂલક ભક્તિ વર્ણવતાં અખો કહે છે

'ભાઈ ભક્તિ એવી પંખણી,
જેને જ્ઞાનવૈરાગ્ય બે પાંખ છે;
ચિદાકાશમાં તે જ ઊડે,
જેને સદ્ગુરુરૂપી આંખ છે
તે નેત્ર દેખે પરિબ્રહ્મનાં,
પરિબ્રહ્મના કર્યું માન;
પાદપાણિ પરિબ્રહ્મનાં,
પરબ્રહ્મ દાતાને પાત્ર.
પરિબ્રહ્મ વિના નહિ ઠામ ઠાલો,
એમ દેખે તે ભરપૂર;
જિહાં તિહાં દેખે હરિ તે,
જેનાં પડળ ગયાં હોય દૂર.' ૧૦-૭,૮-૧૦

પ્રેમલક્ષણા ભક્તિપરનો અખાનો અનુરાગ જ્ઞાની થવાથી ઓછો થયો નથી ઊલટી

એની ભાવના વધુ વિશુદ્ધ અને વિસ્તૃત બની છે અને સર્વાત્મભાવ તે જ પ્રેમભક્તિ એમ એ માને છે. આવા ભક્તિવિશેષથી ભરેલા ભક્ત માટે એ સાર્થ કહે છે:

'નિત્ય રાસ નારાયણ કેરો,
દેખે તે અનંત અપાર;
જિહાં જેવો તિહાં તેવો,
નારાયણ નર ને નાર.
ગદ્‌ગદ કંઠે ગાતે થકે,
રોમાંચિત હોયે ગાત્ર;
હર્ષ આંસુ હેત હૃદે,
પણ પ્રેમ કેરું પાત્ર.
નવનીત સરખું રહે કોમલ,
કહ્યું ન માયે હેત;
આંખ્ય માંહે અમૃત ભર્યું,
હરિભક્ત કેરું ખેત.' (૧૧-૧૮)

આતમની સૂઝવાળો અખો જેમ ભક્તિમાર્ગને વળગી રહેતો નથી તેમ જ્ઞાનને પણ અંધપણે સ્વીકારી લેતો નથી; એથી તો એ સાચા જિજ્ઞાસુને ગુરુની શોધમાં આટઆટલું રખડવું પડ્યું. મોટામોટા જ્ઞાનીઓ પણ ખંડનમંડન માટે જે તર્કબાજી કરે છે તેનો અખાને સખત અણગમો છે. ષડ્‌દર્શનના જૂજવા મતો તરફ તીક્ષ્ણ કટાક્ષ કરતાં અખો કહે છે:

'છ દરશન તે મૂળગાં, ભાઈ શાસ્ત્ર કેરાં નાસ;
તેહનાં થયાં પાખંડ છન્નું, તે ચાલ્યાં આસેપાસ.
પાખંડનાં બહુ ફેડસુઆં, અણતાં ન આવે છેક;
તે સત ભાખે જૂજવા, પણ ચાલ્ય ન મળે એક.
એકએકને નિંદે માંહોમાંહે, અને પોતાને કહે સાર;
એમ ખટ દરશન ખટપટે, પણ ન કરે મૂળ વિચાર.
ભણીભણીને ભેદ પાડે, અક્ષર તણી લે ઓટ,
સિદ્ધાંત નાવે સમજ માંહે, બાંધી રહ્યા ખટકોટ.
છએ કરે વાદ માંહોમાંહે, ત્યારે સૌને પોષે માય;
સમાસ માયા આપે સરખો, હાર્યો કોએ ન જાય.
કહે અખો સહુકો સુણો, સત નોહે મહંતને;
નિરદાવે નારાયણ મળશે, જો સેવો હરિગુરુસંતને.
(૨૯-૬-૧૧)

એ જ રીતે પાખંડી જ્ઞાનીઓ જે માયામાં રચ્યાપચ્યા રહે છે અને શાસ્ત્રનો સાચો મર્મ નહિ સમજતાં માત્ર મોઢેથી શુકશબ્દો બોલે છે તેમના પ્રતિ પણ અખો રમૂજી કટાક્ષ કરે છે. એવા સાંખ્યવાદીઓ અને માયાવાદીઓ માટે કવિ કહે છે:

'સાંખ્યને આંખ્ય પા વસાની,
જો ચાલે તો ચાલી શકે;
વેદાંતીને વાટ સુજે સુધી,
જો માયા મુખથી નવ બકે. (૩૧-૯)

ચિંતન અને કવનના આવા સુભગ સમન્વયનાં અનેક ઉદાહરણો અખેગીતામાં વેરાયેલા પડ્યાં છે. અખાની વાણીનું ખરું સામર્થ્ય એના અર્થભારભર્યા તળપદા શબ્દોમાં અને ઔચિત્યભર્યાં ઘરગથ્થુ ઉપમાનોમાં રહેલું છે. એ તો એક જુદો જ અભ્યાસવિષય બની રહે એમ છે. શબ્દના તીક્ષ્ણ બાણુ છોડતા એના છપ્પા એવી સામગ્રીનો વિપુલ ભંડાર છે. અખેગીતામાં પણ એવાં અસંખ્ય ઉદાહરણો મળી રહે છે. વિરહવૈરાગ્યથી આતુર જીવને અખો 'મીન વિછયું નીરથી' કહે છે, હરિપરાયણ ભક્તને 'બાર વલુધી જુવતી' સાથે સરખાવે છે, અને માયાની અનંત ઉપાધિ માટે સુરમ્ય ઉપમા યોજે છે:

'તે અગમ્ય ઉપાધ્ય બહોળી,
તે જાણો અહંકૃત્ય;
આરસીઆ મુકુરમાં અનંત દીસે,
જેમ રૂપની સંસ્કૃત્ય.' (૨૨-૧૦)

જ્ઞાની કવિ અખાના અને એની અજોડ અખેગીતાના આટલા દર્શન પછી આપણે જોઈ શકીએ છીએ કે તે કેવો પ્રથમ કક્ષાનો કવિ છે, છતાં એનામાં અહંકારનો છાંટો સરખો નથી. એણે વેદાંતને માત્ર મનનવિષય માન્યું નથી. પણ જીવનવિષય અને એથી જ કવનવિષય ગણ્યું છે. વેદાંતને એ પચાવી ગયો છે માટે તો એ અખેગીતા જેવા ઉત્તમ

# નવો અવતાર

શ્રી પ્રશાંત

આ વાર્તા છે ગુજરાતની જ ભૂમિમાં ઊગેલી વાતાવરણ તમને ઘેરું-વધુ ઘેરું લાગે, પણ માત્ર નજીવા ફેરફારો વિના સત્ય હકીકતોના પાયા પર આનું મંડાણ છે આ કિસ્સો સ્થૂળ દૃષ્ટિએ ક્ષુલ્લક છે, પરંતુ એના મૂળ તો ગુજરાતને ઘેરઘેર ફેલાયેલા સાસુ-વહુના સંબંધોમાં છે આ સનાતન પ્રશ્ન વિશે એક નવો દૃષ્ટિકોણ અહીં રજૂ કરવામાં આવ્યો છે

'પણ બા, એમાં મારો શો વાંક?'

'ત્રણત્રણ વરસ ઘરમાં રહી તો યે ખબર ન પડે કે કઈ વસ્તુ ક્યાં મૂકવી?'

'સસરાજીએ રાત્રે પોતાને પીવાને દૂધની તપેલી એમની પાસે જ મુકાવેલી પણ એ પીવાનું ભૂલી ગયા હશે!'

'એ ભૂલી ગયા તો તારે ધ્યાન રાખવું'તું! ઘેરું કોનું નામ?'

'અરે પણ બા, હું સૂવા ગઈ ત્યારે તો એ છાપું વાંચતા બેઠા'તા—મને શી ખબર સસરાજી ક્યારે સૂતા તે!'

'ઓ હો હો શી ચબાક ને ભડાક જીભ ઊપડે છે! ભોળા મૂરતનું દૂધ મીંનાડીને મોઢે ગયું ને કીડીઓ થઈ આવું નુકસાન ઘરમાં કેમ કરી વેઠાય?'

'પણ બા એમાં મારો શો વાંક હતો?'

'મારો શો વાંક હતો!' છણકા કરતી ને ઘૂરકતી સાસુએ અસ્ત્રાની ધાર જેવા તીક્ષ્ણ ને લટકાળા શબ્દો કહ્યા 'અરે વહુરાણી, તને આજની નથી જાણતી, આવી છો ત્યારની ઓળખું છું 'વહુનાં લખ્ખણ આંગણાંમાંથી' એ તો ક્યારનાં યે વરતી લીધાં છે જે કંઈ નુકસાન થાય તે બીજાને જ વાંકે થાય છે! બીજું તે કોણ ઘરમાં છે એવું? આ તો જેમાં તેમાં બસ-મારો શો વાંક! નિર્લજ્જ ક્યાંયની!'

*

'ઉપર શું કરતી'તી રેણુ?'

'સાડલો બદલતી તી બા!'

'તે તારા સસરા અંદર આવ્યા તેની યે તને ખબર ન રહી?'

---

અથવા અંતે વીતરાગથી કહે છે

'નાથ નિરંજન ગ્રંથ વરતા, અમો તે નિમિત્ત માત્ર; જેમ વાજું હોય વાજતું, પણ વગાડે ગુણ પાત્ર જે પૂરણ બ્રહ્મ પૂરી રહ્યો છે, ઘટઘટ બોલણહાર, તેણે આપે આપનું વર્ણન કીધું સ્વસ્વરૂપ નિરધાર' (૪૦-૯-૧૦)

આવા મહાજ્ઞાનીને પરમ વેદાંતીને, ઉત્તમ અધિકારીને બ્રહ્મસાક્ષાત્કાર થાય અને એનો અવર્ણનીય 'અભિનવ ને આનંદ' મળે એમાં નવાઈ શી? 'નીરખને ગગનમાં કોણ ઘૂમી રહ્યો' એ નરસિંહ મહેતાના મજુસ્ત'ના અદ્ભુત સુંદર પેઠ સમોવડું અખાનું બ્રહ્મ સાક્ષાત્કારનું એ ઉત્કટ કવિત્વમય કાવ્ય જોઈ આપણે વિરમીએ

'અભિનવો આનંદ આજ,
અગોચર ગોચર હવું એ;
પરમ અપાર મહારાજ,
તે પૂરણ બ્રહ્મ સ્તવું હું એ
કહે અખો આનંદ,
અનુભવીને લહેવાનણો એ;
પૂરણ પરમાનંદ નિત્ય
સગઉં અતિ ઘણો એ (૦-૧૦)

*

'પણ બા, અંદર તો એ આવ્યા. આવવાની ખબર તે હું રાખું કે એ?'

'પાછી વાત લંબાવી નિર્લજ્જ! બસ કહીએ તે સીધું સાંભળવું જ નહિ! મૂકી દીધાં લાજ ને શરમ નેવે! એ-શ-ર-મ!'

*

'મુંબઈ આવ્યાં કે ભૂલી ગયાં ગામડું! છાસવારે નાટક-સિનેમા કેવાં?'

પતિ સાથે ત્રણ મહિને આજે સિનેમા જોવા ગયેલ રેણુ પાછી ફરી કે તરત જ સાસુએ ધમકાવી કાઢી.

'પ...ણ...બા...'

'અમે યે આખી જિંદગી કાઢી, પણ ધણી સાથે આટલી છૂટથી તો કદી યે નથી ફર્યાં.'

'મુંબઈમાં રહ્યાં તોપણ...તમે...'

'અરે, તે અહીં રહી છકી જવાનું એમ? પિયેરમાં તો કેવુંક છે તે આખું મલક જાણે છે!'

*

ભૂલ હોય કે ન હોય, જૂના જમાનાની ખંધી સાસુ જાણી જોઈને શબ્દોના ઊનાઊના લારા વહુને ચાંપતી જ ગઈ. પિયેરથી ભરી-ભરી ઉમેદો લાવેલ રેણુની આ દશાથી પડોશીઓ પણ ત્રાસી ગયા હતા.

મુંબઈના પરામાં—વિલેપાર્લેમાં વસતા આ કુટુંબમાં મા, બાપ, બે દીકરા, એક નણંદ ને એક વહુ છે ખરાં; પરંતુ આ સર્વે ઉપર વર્ચસ્વ, જોહુકમી કે ચલણ જે ગણો તે—સાસુનું ચાલતું હતું. લગભગ ઘોડિયામાંથી જ ઝડપાયેલો મોટો દીકરો જમુ ઘણુંઘણું ભણ્યો. એમ. એ. થયો. એવાને કહે, એક વખત દીધેલા કોલના વજન પર, રેણુને ટાંગવામાં મોટી ભૂલ થઈ ગઈ હતી એમ ભૂરી સઝ્‌ઝમપણે માનતી હતી. સાસરિયા પક્ષે પાડેલું રેણુ નામ કેવું મઝાનું હતું? પણ નામ પ્રમાણે ઓછા જ કોઈનામાં ગુણ હોય છે! સૌંદર્યમાં, શરીરમાં, ભણતરમાં, બુદ્ધિમાં, વ્યવહારમાં કે કુશળતામાં વહુ જમુના હજારમા ભાગ જેટલી યે ન હતી એમ વરની માતા ભૂરીનો દઢ નિર્ણય હતો. પરંતુ પ્રતિજ્ઞાને જોરે લગ્ન કરી નાખવાં પડ્યાં હતાં. છૂટાછેડા તો લેવાય એમ નહોતા.

દીકરાના ગળાપર વીંટળાયેલું આ ઘંટીનું પડ કેમ કરી છોડાવવું એને માટે રાતદિવસ વિચાર કર્યા પછી ભૂરીએ એક માર્ગ કાઢ્યો હતો—વહુને સતાવવાનો, રિબાવવાનો, ત્રાસ દેવાનો, સાચી કે ખોટી રીતે વહુને બળબળતા અંગારાની શબ્દસગડી પર ચોવીસે કલાક શેકયા કરવાનો. ભૂરીનું ચોક્કસ ધારવું હતું, કે આમ કરવાથી ભલે લોકોમાં પોતે થોડા મહિના વગોવાય પણ એથી દીકરાનું ભવિષ્ય તો સુધરવાનું જ હતું. અતિશય રિબામણને પરિણામે કાં તો વહુ સાસરે આવતી અટકી જશે, અગર તો વિલેપાર્લેનો કોઈ કૂવો કે દરિયો પૂરશે—કોઈ પણ રીતે એ આપઘાત કરશે; અને માની લો કે કદાચ આમ નહિ કરે તો સતત જળતી રહેવાથી વહુ વહેલી-મોડી ક્ષયનો ભોગ બનશે અને વધુમાં વધુ ત્રણચાર વરસમાં તો એ ખતમ થઈ જ જશે! ને પછી......

જમુ માટે પોતે મનગમતી નવી વહુ લાવશે ને...પછી...

તમે કહેશો આવી ક્રૂર સાસુ તે હોય, પણ ભૂરીએ આ વાત કોઈને યે—પતિને યે સુદ્ધાં કરી નહોતી એટલે તમને આમ થતું હશે, બાકી વાત સાવ સાચી હતી.

શરૂઆતમાં તો માબાપે વળગાડેલા આ 'ઝોડ' તરફ જમુને ઘણો જ અણગમો થતો; પરંતુ એના પ્રત્યેનો માતાનો ક્રૂર વર્તાવ એ જેમજેમ જોતો ગયો, તેમતેમ પોતાની જનની પ્રત્યે એ મનમાં ને મનમાં ગુસ્સે થવા લાગ્યો. એની આંખ ઊઘડી ગઈ. જમુથી આ આ સાંખી સકાતું નહોતું, પરંતુ આજ્ઞાંકિતપણાના કોણ જાણે કેવા યે માઠા સંસ્કારો

એનામાં નાનપણથી ભરાઈ બેઠા હતા કે માતા સામે એ આંખ પણ ઊંચી કરી શકતો નહિ. એ સઘળો ઊભરો એનાથી રેણુ સંમક્ષ ઠલવાઈ જતો, પણ રેણુ કેમ કશું યે કહેતી નહોતી? ક્વચિત્ તો જાણીબૂઝીને જમુ માતાની ખોડો કાઢતો. કંઈ કરતાં રેણુ મા વિષે બૂરું બોલે છે! પણ ના, રેણુ તો સાચી આર્યમહિલા જેની દિવસભરની એકે વાત એ પતિને કહેતી નહિ, એના કાન ભંભેરતી નહિ, માતાના વર્તાવ સામે એકે શબ્દ બોલતી નહિ. ધીમેધીમે જમુએ જોયું કે પત્નીનો આ જાતનો વર્તાવ બળજબરી કે ઇરાદાપૂર્વકનો નહોતો, પરંતુ રેણુનો એ તો એક ઉમદા ગુણ હતો. પત્ની વિશેની એની માન્યતામાં ત્યારથી જબ્બર પલટો આવી ગયો પહેલાં કરતાં બન્નેને સારું બનતું ગયું.

એક બીજી વાત પણ આ પ્રશ્નમાં ઊંડે ઊતરતાંથી જમુ જાણી શક્યો. નાનો ભાઈ દાંડ હતો. માનો વધુપડતો લાડકો હતો. પત્નીને ત્રાસ દેવામાં આનો યે હિસ્સો હતો. માતા તરફથી છડેચોક થતા ગેરવર્તાવમાં નાનાભાઈની મૂગી સંમતિ હતી. પરંતુ એ તો રણો રખડેલ મનફાવ્યે તેમ એ પોતાની સાથે વર્તી જાય તો અપમાન થઈ જાય એ દહેશતથી સમજુ જમુ જરા ગભરાતો હતો.

'આ તે કુટુંબ છે કે કંકાસઘર?' એક રાત્રે એણે પત્ની આગળ ઊભરો ઠાલવ્યો. રેણુ મૂગી રહી.

'આ કંકાસમાંથી છૂટવાનો એક માર્ગ મેં શોધી કાઢ્યો છે,' એણે કહ્યું: પત્નીની પૃચ્છક દૃષ્ટિએ જાણે ખુલાસો માગ્યો. 'પાસે પૈસા નથી, પણ ગમે તેમ કરીને યે જુદાં રહીએ.'

'ના, ના, એવું આપણે નથી કરવું,' રેણુ બોલી. 'હોય એ તો બાની યે હવે ઉંમર થવા આવી. ઘરડેઘડપણ આપણે એમને દુઃખ નથી આપવું.'

'તું જ છે મૂઢ જેવી!' માતા પ્રત્યે બતાવાતી વધારેપડતી સ્નેહમય લાગણીથી જમુ એકદમ ગુસ્સે થઈ ગયો. 'સાપ કરડે નહિ પણ ફૂંફાડો મારતાં યે શીખવું જોઈએ!'

'પણ હું કોની આગળ ફૂંફાડો મારું! હજી તો નાનાં છીએ. આમ થતાંથતાં જ શીખીશું.'

'ત્યારે તો, બાના શબ્દો તને ઘીની નાળ જેવા લાગતા હશે નહિ?'

'અરે રે, શું તમે ય તે... બીજું કોઈ હોય તો સાસુની સામે બોલતી વહુને દબાવે, તમે તો ઊલટે જ મને બાની સામે થવા ઉશ્કેરો છો!'

'પણ તો યે તારા પેટનું પાણી ક્યાં હાલે છે, જો ને!'

રેણુકા માત્ર હસી—જાણે જગતનાં તમામ દુઃખો પ્રત્યે એ હાસ્યમાં સહાનુભૂતિ હતી. 'હસે છે શું, તું તારી મેળે રહેજે સાસુજી પાસે, હું તો જુદો રહીશ.'

ભાઈના જુદા રહેવાની આ વાત બહેન સાંભળી ગઈ. બાને એણે ભંભેર્યું કે ભાભીના કહેવાથી જ ભાઈ જુદા રહેવાની ખટપટ કરતો લાગે છે.

— બૂરીને થયું હવે તો વહુનું કાસળ કાઢ્યા સિવા છૂટકો જ નથી.

કુટુંબઘરના ગાડાનો ભાર બંને વાહકો—સાસુ ને વહુ જુદીજુદી દિશામાં ખેંચવા મથતાં હતાં.

*

"આ તો હજી ગઈ કાલની જ વાત. સાસુઓ અને વહુઓથી બનેલા હિંદુસમાજનું એ મહાન કલંક હતું. પવિત્ર માનવસંસ્કૃતિ પર અંકિત થયેલું જાણે એ ઘોર પાપ હતું. સર્જનજૂના સાસુવહુના ઝઘડાનું એ અંતિમ નિદાન હતું. 'ગુસ્સાના આવેશમાં આવેલી

રેણુકાના સહસ્રશત આત્માઓએ ત્યારે સોસો શાપ પોકાર્યા હશે. એ મૂગી વેદનાઓની ચીસોના ભણકારા તો હજી અત્યારે પણ સંભળાય છે.

જુઓ...જુઓ...હૉસ્પિતાલના ખાટલા પર અચેત સૂતેલી રેણુ પણ જાણે બેઠી થઈથઈ ઊંચે હાથે 'વિનાશનો સંદેશ' પાઠવી રહી છે. એના કેશ વિખરાયેલા છે. રડીરડીને એની આંખો અંગારા જેવી થઈ ગઈ છે... આવેશ, પાસે ઊભેલા સજ્જનો, સમાજના ધૂરીણો જાણે એનો શાપ સાંભળે છે. માથે થ મૂકી સૌ વિચારે છે. પરંતુ રેણુના શ્નોનો જવાબ દેતાં એમની જીભે મૌનનાં ળાં વાગી ગયાં છે. સૌ કોઈ 'ઉપરવાળા' રફ આંગળી ચીંધે છે.

આખરે શું સાસુ જ જીતી ત્યારે? રેણુએ આપઘાત કર્યો હતો? એ જે કંઈ હોય તે. કારણ તો સાવ નજીવું જ હતું એમ કહી શકાય.

*

આમ તો સાવ ફીકી પડી ગયેલી રેણુના પેટમાં સખત દુઃખતું હતું. બેએક દિવસ સુધી એ બેચેન રહી. માથામાં એને ભયંકર શળ ઊપડ્યું હતું. સાધારણ દિવસોમાં આવતો ઘાટી પણ હમણાંનો દેશમાં ગયો હોવાથી આવતો નહોતો. ત્રણ દિવસ સુધી રેણુથી પથારીમાંથી ઊઠાયું નહિ. ચોથે દિવસે પણ કામકાજ કરવાની પોતાની અશક્તિ વિશેં જ્યારે નમ્રતાથી એણે સાસુને ના કહી ત્યારે તે પહેલેથી કરેલી ગણતરી મુજબ એના પર સખત ચિડાયાં. ગાળો દીધી, વહુના બાપની સાતેસાત પેઢીને એણે શણગારી કાઢી!

સૂતેલી વહુની પાસેથી દૂર ખસતાંખસતાં સાસુએ છેવટે કહી પણ દીધું:

'બીજાંને ભારરૂપ થવા કરતાં તો બાઈ, ન હોઈએ તે સારાં!'

—રેણુ અત્યંત દુઃખથી ખિડાતી હતી. આર્દ્ર સ્વરે એ બોલી:

'મોત એમ્હું કોઈનું માગ્યું મળે છે, બા?' હમણાંહમણાંથી એનાથી ગમે તેવું બોલાઈ જતું હતું. શારીરિક પીડા ભોગવનાર વ્યક્તિનું માનસિક સમતોલપણું રહી શકતું નથી. આઠે દિવસે અત્યંત નમ્ર રહેતી રેણુ આવે પ્રસંગે કદાચિત્ ગુસ્સે પણ થઈ જાય તો એનો દોષ કેમ કાઢી શકાય?

'તમારે અહીં અમારા જીવ પર તાગડધિન્ના કરવા હોય પછી શા માટે તારે મોતને બોલાવવું જોઈએ? કે કોઈની યે કશી જરૂર તને પડે?'

'શું કામ આ બળેલીને બાળો છો...'

'તને કોણ કહે બળેલી? શરીર તો ખાસ્સું વધ્યે જાય છે!' સાસુએ વહુની કરેલી આ કેટલી ક્રૂર વિડંબના હતી? અહીં આવ્યા બાદ ગુમાવેલી તમામ શક્તિમાં, હોમાઈ ગયેલા તમામ ચેતનમાં, ગામડાની નારીના હવે બાકી રહેલા હાડપિંજરમાં સાસુને શક્તિ, ચેતન ને સૌંદર્યનો ભાસ થતો હતો!

બૂરીએ આબાદ રીતે સાસુપણું ચરિતાર્થ કર્યું. વાતમાં ને વાતમાં એણે વહુને મરવાનું યે સૂચન કરી દીધું!

પથ્થરનો ઘા થતાં જે દશા પાકા ફળની થાય તે જ દશા આ શબ્દોનો ઘા થતાં ધૂંધવાઈ રહેલા રેણુના હૈયાની થઈ. ને પાકા ફળની માફક જ એ તૂટી પડ્યું. એ શાંતિ ચાહતું હતું ત્યાં અગ્નિનો વરસાદ વરસ્યો, આનંદને બદલે એને ક્લેશ મળ્યો; જીવનની વસંત ઝંખતી કોયલને પાનખર મળી. તૂટેલા એ હૈયાને, નીચે પડ્યા પછી જાણે કશુંયે ભાન ન રહ્યું, આપોઆપ રેણુના મુખમાંથી શબ્દો સર્યા:

'એ એ, બળી મરીશ હં'...'

'બડાશ હાંકનાર તે વળી કે'હાડે શબ્દ પાળે છે...'

'બા...! !'

'કે'તી હોય તો ઘાસલેટ આપુ..'

આમ બોલી ભૂરીએ વહુને ઘાસતેલનો શીશો બતાવ્યો યે ખરો. પોતાના પાગલપણાનું રેણુને દુઃખમાં ભાન ન રહ્યું ચાંડાળ ક્રોધે એનો કબજો લીધો હતો. ઘાસતેલના શીશા તરફ એ વળી એટલે ભૂરીએ વળી દાવ અજમાવ્યો:

'રહેવા દે રેણુ...હું તો અમસ્તી કે'તી તી આવું તે...હો...ય... ?'

અને ભૂરીનું માનસશાસ્ત્ર સાચું પડ્યું. દારૂડો જુગારી ને ક્રોધાન્વિત મનુષ્ય બધે સરખા. જેમજેમ ના કહીએ તેમતેમ એ વધારે આગળ વધવાના ગુસ્સામાં આવેલી રેણુએ શીશો લીધો. 'રહેવા દે રહેવા દે'ની વિનવી દ્વારા શીશો ઝૂટવી લેવાનો ડોળ કરતી સાસુએ ભૂરીના લૂગડા ઉપર જ એ ઢોળી દીધું.

દરમિયાન હોહા વધી પડી લોકોએ બારણાં ખખડાવ્યાં.

'રહેવા દે અલી વહુ, રહેવા દે' શુ કરે છે તેનુ ભાન છે કે નહિ ?'

'ના, ના, છોડી દો, મને છોડી દો !'

પણ આ રકઝકમાં રસોડાના ગોખલાની નીચેની દીવાસળીની પેટી ભૂરીએ ઠેસ મારી બહાર કાઢી હતી !

'આ...રહી પે...ટી !' બારણે સખત ટકોરા પડ્યા...લોકોએ બારણાં ખખડાવ્યાં

રેણુએ દીવાસળી ચેતાવી...લૂગડાની કોર પર આ...પી ! મોટો ભડકો થયો

એક જ સેકંડમાં બધું બની ગયું. ભૂરીએ પ્રાયમસ, પીન ને ચા કરવાનો સામાન નીચે ઉતારી મૂકી દીધો બહારના લોકોનો કોલાહલ વધતો જ જતો હતો હવે બારણું એકદમ ઉઘાડી ભૂરીએ મોટેથી રાડ પાડી:

'ધાઓ રે કોઈ બચાવો રે...રેણુ દાઝી... રેણુ દાઝી !'

*

'પણ તમારે શા સારુ એ લપમાં પડવું જોઈએ ? આપણે હજાર કામ છે ટાંટિયાતોડી કરવાની ને પોલીસના લફરામાં પડવાની હું તમને સાફ ના જણાવી દઉ છું.'

'ભલે, એક રાંક વહુની જિંદગી બચાવવા હું ગમે તે કરીશ.'

'ગાંડાં ન કાઢો આગળપાછળનો પૂરતો વિચાર કરો સાચી વાત પ્રગટ કરી દેશો તો એ કુટુંબ સાથે જિંદગીભરનો અણબનાવ નહિ થાય ?' પડોશની પત્નીએ પોતાના પતિને કહ્યું.

'લાંબીટૂંકી હું કાંઈ ન સમજું. આ એક રેણુનો નહિ અસંખ્ય રેણુકાઓનો સવાલ છે, સાસુને ખબર પાડી જ દેવી જોઈએ: વહુને ઇસ્પિતાલમાં લઈ ગયા છે તે કોણ જાણે ત્યાં-થી યે સ્થિતિ હશે? મારા જેવો ભણેલો માણસ આ અનિષ્ટ ન અટકાવે તો બીજુ કોણ અટકાવવાનુ હતું !'

'રે, પણ એના પેલા નાના દાંડ છોકરાનો રોજનો ત્રાસ પછી મારાથી તો નહિ વેઠાય. તમે તો જશો ઓફિસે ને ઘેર હું અહીં એકલી ! નહિ, નહિ, આપણે આ વાતમાં નથી પડવું' ના કહું છુ હું...'

'હું તો આ ચાલ્યો પોલીસથાણે.'

'અરે...આપણા બચુડાના સમ છે તમે જાઓ તો..'

'બચુડા કરતાં અત્યારે તો રેણુની સ્થિતિ અગત્યની છે' કહીને પડોશી પોલીસચોકી પર ઝપાટાભેર ચાલ્યો ગયો.

*

પોલીસચોકી પર પડોશીએ પોતાની ફેફિયત નોંધાવી. પોતાના સાળામાં બનેલા એક કિસ્સામાં વહુને સાસુએ બળાત્કારે બાળી નાખી છે એવું જણાવ્યું.

'કોણ છે સાક્ષી ?'

'ક્યારે બન્યું આ ?'

'તમને ક્યાંથી ખબર ?'

'તમે કેમ વધુ રસ લઈ રહ્યા છો ?'

'તમારાં કંઈ સગાં ખરાં કે ?'

'આવા તો રોજના કિસ્સાઓ બને છે !'

'ખોટું હશે તો બૂરા હાલ થશે !'

આવી તો કેટકેટલા ય પ્રશ્નોની ઝડી વરસી ગઈ. વજ્રસ્તંભ સમું ચોંટેલું પોલીસ ખાતાનું અંગ ઘણીવારે માંડમાંડ હાલ્યું.

સર્વે ઇસ્પિતાલમાં આવ્યા.

એક ખાટલા પર રેણુને સુવાડવામાં આવી હતી. એના શરીર પરની ચામડી ચામડી નહોતી રહી. પગના ભાગ આગળ તો મોટામોટા ઝળેળા ઊપસ્યા હતા. સાસુ એને કદ્રૂપ કહેતી હતી ને ? અત્યારે જાણે એણે પોતાનું સાચું રૂપ દેખાડ્યું હતું. કાગળની કટકી અડકે, દોરાની અણી અડકે, અરે પવન અડકે તો યે વેદના થાય એવી મુલાયમ ચામડી બની ગઈ હતી. માંસના લોંદા દેખાતા હતા. રૂપ કદ્રૂપ બન્યું હતું કે કદ્રૂપે રૂપ ધારણ કર્યું હતું તે કળવું મુશ્કેલ હતું. વેસેલીનનો તો કોઈ હિસાબ નહોતો. બીજી અનેક પ્રકારની ઠંડી દવાઓની વાસ આવતી હતી. એના શરીર પર ગરમ શાળ ઓઢાડવામાં આવી હતી. પાછલા બેત્રણ કલાકમાં જ જાણે રેણુ સાવ ફિક્કી પડી ગઈ હતી. એની આંખો જાણે કૂવા જેટલી ઊંડી જતી રહી હતી. એમાં તેજ નહોતું. આગલા દિવસની પહેરેલી પેલી સાડી ને કબજો કાળાકાળાં બળેલાં ચામાં સાથે; એના પહેરનારની દશા પર કલ્પાંત કરતાં ખૂણામાં પડ્યાં હતાં.

-કાળાં નહિ પણ એવાં જ લાલ ચામડાં રેણુના શરીરે હતાં.

નિરાશવદને જમુ ઊભો હતો. ભૂરીની છાતી ધડકધડક થતી હતી. નવી વહુ લાવવાના ઉમંગમાં ને ઉમંગમાં આ ગભરુ બાળા પર ગુજારેલા સીતમો—અત્યાચારોની સીમા એ ભૂલી હતી. આજે એ પરિસ્થિતિનું પરિણામ પ્રત્યક્ષ જોયું. પોતે ધારેલું કાર્ય આવું ભયંકર પરિણામ લાવશે તેની એને સુદ્ધાં કલ્પના નહોતી.

પોલીસ આવી હતી. પોલીસકેસ તરીકે પોલીસ આ કેસ હાથમાં લેવા માગતી હતી. એવી વખતે આ વહુ જો સાચી જુબાની આપે...તો આ પોલીસ...અમંગળ બનાવોની આ આગાહી હતી ? વહુ જો એમ કહે કે સાસુએ મને બાળી છે તો તો...!આ પોલીસ...જેલ...મારઝૂડ...સજા...દંડ...કુટુંબ...ઘર...આખી યે ઇસ્પિતાલ જાણે ચકરચકર ફરતાં હોય એમ સાસુને લાગ્યું.

રેણુ જરા સ્વસ્થ થઈ હતી. વેદના થોડીક ઓછી થઈ હતી. દાક્તરે નાડ તપાસી. જુબાની લેવાની શરૂઆત થઈ. પોલીસોએ ને દાક્તરે રેણુને દાઝવાનું કારણ પૂછ્યું. રેણુ શું બોલે ?

એના મનના મહેરામણમાં એકસાથે વિચારોની ભરતી ને ઓટ શરૂ થયાં હતાં. સાચી વાત કહી દેવાનું, એ બહાને હિંદુ સંસારની બીજી અનેક સાસુઓ પર ધડો બેસાડવાનું એને મન થઈ આવ્યું, છેક ગળા સુધી સત્ય હકીકત આવી પણ તરત જ ત્યાં એ અટકી ગઈ.

રેણુએ સાસુ સામે જોયું.

સાસુની લાચાર દૃષ્ટિ ભેદીને રેણુનાં નયનો એમના અંતરતમ ભાગ સુધી પહોંચી

ગયાં. ભૂરીના હૃદયને ત્યાં એણે છૂટી પોકે રડતું જોયું. કેવળ લાચારી, કેવળ પશ્ચાત્તાપ, કેવળ ભૂલનો એકરાર એ હૃદય કરતું હતું. એ પશ્ચાત્તાપના કૂંડમાં સ્નાન કરીને બહાર નીકળતો સાસુનો આત્મા સિર્ફ નારીનો—માતાનો આત્મા બની ગયો હતો. એ આત્માએ સાસુપણાનાં વસ્ત્રો ઉતારી કાઢ્યાં હતાં. 'મા' તરીકેનો નવો સ્વાંગ ધારણ કર્યો હતો. સાસુના આ નવા અવતારે, વહુના આત્માને—શુદ્ધ નારીના આત્મા તરીકે પહેલી જ વાર પિછાણ્યો ને સત્કાર્યો. પોતાની બાજુમાં જ, પોતાના એક અંગ તરીકે એને સ્થાન આપ્યું.

પણ ક્ષણમાં નેત્રો દ્વારા થયેલી આ અદલાબદલીની કોઈને કશી યે ખબર ન પડી

જુબાનીમાં રેણુએ લખાવ્યું :

'આ બનાવ ચા કરતાં નડેલા સ્ટવનો અકસ્માત જ માત્ર છે. પેલા પડોશીભાઈ જે કંઈ કહે છે તેમાં એમની સમજફેર થઈ લાગે છે અમે બન્ને તો મા-દીકરી જેવાં છીએ.'

સાસુના આત્માએ પણ આ શુદ્ધ ને સાત્ત્વિક ભાવનો સામો પડઘો પાડ્યો. દાક્તરને એણે ચિંતા વ્યક્ત કરતાં પૂછ્યું :

'કેમ લાગે છે, દાક્તર સા'બ, મારી વહુ, મારી રેણુને...'

'ગભરાવ નહિ બહેન, ઈશ્વર સહુ સારાં વાનાં કરશે' દાક્તરે આશ્વાસન આપ્યું. ભૂરીએ તેને તે જ પળે વહુને પોતે કરેલી ત્રણ વર્ષની અગિયારસનું ફળ આપ્યું. દુવા આપી. રેણુ બચી જાય તો જિંદગીભર અથાણું નહિ ખાવાની ને ડાકોરજી પગે લગાડી આવવાની એણે ત્યાં ને ત્યાં જ બાધા લીધી

*

સાચે જ પૂર્વજોને પ્રતાપે કે સાસુની દુવાથી કે ગમે તે કારણે રેણુ બચી !

હોસ્પિતાલમાં દોઢ મહિનો રહ્યા પછી આજે રેણુ ઘેર જતી હતી. બારણામાં દાખલ થતાં જ સ્મિતથી આવકારતી ભૂરી બોલી :

'આવ દીકરા, આવ'

ને તુરત જ વહુને એ ભેટી પડી—જાણે પૃથ્વીમાતાની ગોદમાં સીતાદેવી ન શમાં હોય!

★

આવતી ૨૬મી નવેમ્બરે જેમનો ૮૦મો જન્મદિન ઊજવવા માટે હિંદના માનીતા નેતાઓએ સંયુક્ત અપીલ બહાર પાડી છે તે ઠક્કરબાપાના જીવનનો આ પ્રસંગ છે

લગભગ પાત્રીસ વર્ષ પહેલાની વાત. હરિજન સાથે વાત કરવામાં પણ જ્યારે પાપ મનાતું હતું ત્યારે તેમની સાથે પ્રીતિભોજનની તો વાત જ ક્યાં કરવાની ? 'આર્યન બ્રધર હૂડ' તરફથી યોજાયેલા એક સમારંભમાં ઠક્કરબાપાએ ભાગ તો લીધો પણ એથી માણગોને બિછાને રહેલા, જ્ઞાતિપટેલ તરીકે માન ભોગવતા, એમના પિતાજીને સખત આઘાત પહોંચ્યો જ્ઞાતિજનો ભેગા મળ્યા. 'પ્રાયશ્ચિત્ત કરો, નહિ તો કુટુંબ સમસ્ત ન્યાત બહાર રહેશે.'

'શું કરવું ? એક તરફ પિતૃભક્તિ, બીજી તરફ માનવસેવા.' તુમુલ યુદ્ધને અંતે પિતૃભક્તિ જીતી. ઠક્કરબાપાએ પ્રાયશ્ચિત કર્યું", પણ એમના દિલનો વલોપાત અકથ્ય હતો.

એટલે ૧૯૧૩માં પિતાનું મૃત્યુ થયું. ને થોડાક જ દિવસ બાદ એમના નાના ભાઈને કહ્યું : 'હવે હું નોકરી છોડું છું. પિતાજીની હાજરીને કારણે ૭૭ વર્ષથી મનોમંથનમાં અટવાયો છું. હવે મારા આત્માને સાંત્વન મળે તે ધર્મ હું અંગીકાર કરીશ.'

પેન્શન મળવાને થોડોક જ સમય બાકી હતો, પણ અમૃતલાલભાઈ કૃતનિશ્ચયી હતા. ૧૯૧૪માં એમણે નોકરી છોડી, જનતાની સેવાનું વ્રત લીધું કુટુંબના અમૃતલાલ ઠક્કર મટી, ત્યારથી એ હિંદના 'ઠક્કરબાપા' બન્યા.

આવા એકનિષ્ઠ સેવકની જન્મજયંતી કેમ ન ઊજવીએ ?

*

ઠેકાણે પ્રવાસી પક્ષીઓ બતાવે છે.

પક્ષીઓ થાકી ન જવાય તે માટે ઉતાવળે નથી ઊડતાં. આસાનીથી ઊડતાં જાય છે. કેટલાંક પક્ષીઓ રોજના છથી આઠ કલાક ઊડીને રોજના બસો માઈલ કાપે છે એવો અંદાજ કાઢવામાં આવ્યો છે.

પક્ષીઓનો પ્રવાસ કંઈ ઉત્તરાખંડ અને હિંદુસ્તાન વચ્ચે જ થાય છે એવું નથી અને શિયાળામાં જ પ્રવાસ કરે છે એવું પણ નથી. વર્ષના કોઈ પણ સમયે દુનિયાના કોઈ ને કોઈ ભાગમાં તેમનો પ્રવાસ ચાલુ જ હોય છે. એ પ્રવાસ પૂર્વથી પશ્ચિમ કે પશ્ચિમથી પૂર્વ હોય, ઉત્તરથી દક્ષિણ કે દક્ષિણથી ઉત્તર હોય કે પછી એક ખૂણાથી બીજા ખૂણા તરફ હોય.

પક્ષીઓ એક 'કૂદકા'માં વધુમાં વધુ કેટલું ઊડી શકે છે તેનો આધાર પક્ષીની જાતપર છે. તેતર અને લાવરી એક કલાકની અંદર થાકી જાય. વાબગલી આખો દિવસ ઊડ્યા કરે તોપણ ન થાકે. યુરોપથી દક્ષિણ આફ્રિકા સુધી જનારાં બગલાં અને અબાબીલ ૬,૦૦૦ માઈલનું અંતર કાપતાં રોજ થાક ખાતાં હોય છે, પરંતુ સોનેરી ઝિરિયા નામનું પાણીકાંઠાનું નાનકડું પંખી ઉત્તર અમેરિકાના અલાસ્કા અને પ્રશાંત મહાસાગરના હવાઈ ટાપુઓ વચ્ચે ૨,૦૦૦ માઈલનો પ્રવાસ વચમાં ક્યાંય થાક ખાધા વિના એક જ મજલમાં કાપી નાખે છે!

ઉનાળામાં બહુધા નર ઘર તરફ પ્રથમ પ્રયાણ કરે છે. ઉત્તરાખંડમાં તે પોતાના અસલ સ્થાને જ પહોંચે છે, તેનો કબજો કરી લે છે, ગાય છે અને કલ્લોલ કરે છે અને માદા આવે ત્યારે પોતાનાં અનેક નખરાંથી તેને આકર્ષે છે. જો જીવનભરની લગ્નગ્રંથિમાં માનનારાં પંખી હોય તો સંવનન ઔપચારિક જ હોય છે. પરંતુ જેઓ એવી લગ્નગ્રંથિમાં નથી માનતાં એવાં પક્ષીઓને માદાને આકર્ષી તેની ઉપર પોતાનો અધિકાર જાળવી રાખવા સંવનનની પરાકાષ્ઠાનું પ્રદર્શન કરવું પડે છે. તેમને હરીફ નરો સામે લડવું પડે છે. પોતાના પ્રાદેશિક સામ્રાજ્યનો કબજો ટકાવી રાખવા પણ લડવું પડે છે અને તે માટે ગ્રીષ્મના પ્રવાસમાં નરને આગળ જવું જરૂરી છે.

શિયાળુ પ્રવાસમાં પક્ષીઓનાં બચ્ચાં પ્રથમ પ્રવાસે ઊપડે અને માબાપ પાછળથી આવે એ નિયમ પણ બધાં જ પક્ષીઓ માટે નથી. દાખલા તરીકે યુરોપી કોયલની જે દરેક જાત પોતાનાં ઈંડાં પારકાં પક્ષીઓના માળામાં મૂકી આવીને એ પારકાં પક્ષીઓ પાસેથી પોતાનાં બચ્ચાં ઉછેરાવે છે તેમાં કોયલ પોતે શિયાળુ પ્રવાસે ઊપડી જાય છે. જુદી જ જાતનાં પાલક માતા-પિતાથી ઉછેરાયેલાં કોયલનાં બચ્ચાં મોટાં થાય ત્યારે પાછળથી એકલાં શિયાળુ પ્રવાસે ઊપડે છે.

આવી મહાન અજાયબીઓથી હેરત પમાડતાં પક્ષીઓના સ્થળાંતરનું કારણ શું? શા માટે અનેક વિટંબનાઓ, યાતનાઓ, આફતો અને મૃત્યુનો પણ સામનો કરીને આટલો પરિશ્રમ વેઠીને પક્ષીઓ વર્ષમાં બે વખત હજારો માઈલની મુસાફરી કરે છે? પક્ષીઓને પોતાને ભાન હોય કે ન હોય, પણ તેમને આ પ્રવાસથી બે લાભ તો છે જ. હિમપ્રદેશ અને શીતપ્રદેશમાંથી સમશીતોષ્ણપ્રદેશ અને ઉષ્ણપ્રદેશમાં કેટલાંક પંખીઓ દર શિયાળે જતાં ન રહે તો બરફ અને સખત ઠંડીમાં તેમને ભૂખે મરવું પડે અને થીજીને મરી જવું પડે. હિમપ્રદેશના તોફાની શિયાળાની ભયંકરતા તેઓએ કદી નજરે તો જોઈ નથી; કારણ કે પાનખરમાં જ તેઓ એ પ્રદેશ છોડી જાય છે, એટલે શિયાળાની ભયંકરતાના ભાનથી પ્રેરાઈને તેઓ સ્થળાંતર કરે છે એવા જ્ઞાનનું આરોપણ ન થઈ શકે. તેઓ યુગયુગના જે સંસ્કારો

વાગ્સામાં મળ્યા છે તેથી પ્રેરાઈને જ સ્થળાંતર કરે છે જ્યારે તેઓ ઉષ્ણપ્રદેશમાં આવે છે ત્યારે ત્યાં આબોહવા ખુશનુમા હોય છે અને ખોરાકની વિપુલતા હોય છે

વસંતમાં ઘર તરફ પાછા ફરવા પક્ષીઓને કેમ પ્રેરણા થાય છે? સંવનન અને પ્રજનન કાળની વિહ્વળતા તેમના મનમાં એ પ્રેરણા પ્રગટાવતી હશે જેમને પ્રજનન ન કરવું હોય એવાં કેટલાંક પક્ષીઓ અહીં જ રહી જાય છે પ્રજનન માટે ઊડી જનારાં પંખી જ્યારે પોતાના વતનમાં પહોંચે છે ત્યારે ત્યાં વસંત સોળે કળાએ ખીલી હોય છે, ખોરાક વિપુલ પ્રમાણમાં હોય છે અને અહીં કરતાં ત્યાં દિવસ લાંબો હોય છે એટલે ભાવિધરાં બચ્ચાંનું પેટ ભરવામાં તેમને સગવડ પડે છે આ સગવડોનું તેમને ભાન હોય છે અને તેથી જ તેઓ ઉત્તરાખંડના પ્રવાસે ઊપડી જાય છે એવું નથી, એવા જ્ઞાનનું આરોપણ થઈ શકે તેમ નથી દાખલા તરીકે જે બચ્ચાં પહેલી જ વાર પ્રજનન માટે ઉત્તરાખંડમાં જવા ઊપડી જાય છે તેમને ઉત્તરાખંડની એ સગવડનું જ્ઞાન ક્યાંથી હોય?

દરેક વસ્તુને બુદ્ધિની કસોટી પર કસવાને ટેવાયેલા પશ્ચિમના જડવાદી વિજ્ઞાનવેત્તાઓ એ પણ કબૂલ કર્યું છે, કે પક્ષીઓના પ્રવાસની આ અજાયબીઓનો ઉકેલ બુદ્ધિ વડે મળે તેમ નથી, કારણકે તેનો ઉકેલ છે જ નહિ કેમકે જે પ્રેરણા પક્ષીઓને આ મહાન અજાયબીઓ સરજવા પ્રેરે છે તે ઈશ્વરદત્ત છે

બુદ્ધિ જેનો ઉકેલ કરી શકતી નથી કલ્પના જેને પહોંચી શકતી નથી, તર્કશક્તિ જે સમજાવી શકતી નથી એવી ઈશ્વરદત્ત પ્રેરણાથી પ્રેરાયેલા આ ચમત્કાર કોણ જાણે કેટલા યુગથી બન્યા કરે છે, હજી બનતા આવે છે અને બન્યા કરશે વિજ્ઞાનની સિદ્ધિઓ તેની પાસે ઝાંખી લાગે છે નાનકડા ને નાજુક પંખી પાસે અણુશક્તિ પર સ્વામિત્વ મેળવવા મથતો વિરાટ માનવી પણ ક્ષુદ્ર લાગે છે, કારણકે ક્ષુદ્ર લાગતાં નાનકડાં પંખી વિરાટ કાર્ય કરી શકે છે

વિરાટમાં ક્ષુદ્રતા અને ક્ષુદ્રમાં વિરાટશક્તિ આપનારની અકળ કળાને કોણ કળી શકે? આ કોયડો નિરીશ્વરવાદીઓને પડકાર કરે છે

કુદરતની એ અકળ કળાનું ભાન કરાવતી આ અજાયબીઓ પંખીઓની નિયમિતતાથી દર વર્ષે આપણે ત્યાં બને છે પણ જીવનની રોજિંદી જંજાળમાંથી મુક્ત બનીને એનો આનંદ માણવાની ફુરસદ કોને છે?

તા. ક. આ લેખ પૂરો કરીને બહાર વાળું છું ત્યાં મારા બગીચામાંથી અવાજ આવે છે 'ચિ રર્રીટ્.. ચિ રર્રીટ' શિયાળુ પંખીઓમાં દિવાળીઘોડો આવી પહોંચ્યો? ઊઠીને બારીમાંથી જોઉં છું તો દર વર્ષે અમારા બગીચામાં આવીને રહેતો દિવાળીઘોડો (ખંજન) પ્રફુલ્લતાથી ચળવળતો ફરે છે એ આજે જ આવી પહોંચ્યો અને બરાબર પ્રસંગ ઉપર! આ પણ એક અજાયબી જ છે ને? હું તેની તપાસ રોજ કરતો હતો

★

ગુરુ મત્સ્યેન્દ્રનાથ ને તેમના શિષ્ય ગોરખનાથની આ વાત છે

એક વખત ગુરુએ તેમના શિષ્ય ગોરખનાથને કેટલીક સોનાની ઈંટો આપી ગોરખનાથે તે સોનાની ઈંટો લઈ કૂવામાં નાખી દીધી

ત્યારબાદ ગુરુશિષ્ય ચાલતાંચાલતાં એક સ્થળે વૃક્ષ નીચે રાત વિતાવવા રોકાયા ગુરુને ખબર નહિ કે ઈંટોની શી વ્યવસ્થા થઈ છે એટલે એમણે પૂછ્યું 'આ સ્થાને કંઈ ભય જેવું તો છે નહિ ને?'

'ભયને તો ક્યારનો ય કૂવામાં નાખી દીધો છે' હસતાં હસતાં શિષ્યે જણાવ્યું દ્રવ્યથી ભય ઉત્પન્ન થાય છે, એ વાત શિષ્ય બરાબર જાણતો હતો આ જવાબથી ગુરુને સંતોષ થયો

×

# અબીલ-ગુલાલ

*

## શ્રી મોહિનીચંદ્ર

હૃદયમંદિરમાં બિરાજતા વિરાટના સ્વામી સચરાચર દેવને કોઈ નૈવેદ્ય ધરાવે, કોઈ એનું પૂજન-અર્ચન કરે, કોઈ આરતી ઉતારે, કોઈ ગંગાજળ વડે પાદપ્રક્ષાલન કરે, ધનિક એને કાજે બીજું મંદિર પણ બનાવી આપે, ચિત્રકાર એની છબી ચીતરે, શિલ્પી મૂર્તિ ઘડે, ત્યારે કવિ શું કરે? આજન્મ અકિંચન રહેવા સર્જાયેલ એ વ્યક્તિ પાસે શબ્દશક્તિ વિના બીજું કયું સાધન હોઈ શકે? શબ્દના અબીલ-ગુલાલનાં અહીં છાંટણાં છંટાયાં છે. સચરાચરના વિશાળ મંદિરને દ્વારે દીપોત્સવના દિવસોમાં એની મોહકતા મુગ્ધ કરે એવી બની રહો!

હું ગમે તેટલો પતિત અને નીચ હોઉં તોય હું તારો છું, તેથી મારા હૃદયમાં અભિમાન જાગે છે.

ભલે તારા મુબારક હાથે આવિષ્કૃત થયેલી વાડીમાં હું ગુલાબનું ફૂલ ન હોઉં, તેની પાંખડી યે ન હોઉં, અરે, એ પાંખડીના અણુ જેટલો યે ન હોઉં, તોપણ વાડીમાં ઊડતી ધૂળની રજકણ જેટલો તો છું જ અને એક દિવસ વાયુરૂપી તારા સૂક્ષ્મ દૂતના શીતળ ઝોલે ઊડીને એ જ ગુલાબના મધ્યપ્રદેશમાં નિવસીશ, એ જાણી મારું અંતર પુલકિત બને છે.

ભલે તારા રચેલા આ વિશાળ રાજમહાલયનો મોટો અમલદાર ન હોઉં, નાનામાં નાનો સિપાઈ પણ ન હોઉં; પણ તારી પ્રજાથી અનાદર પામેલા અને હડધૂત થયેલા વર્ગનો, તારું નામસ્મરણ કરતો, અહર્નિશ તારા દર્શનની ઝંખના ઝંખતો, દાસાનુદાસ તો હું છું જ; અને દૂરદૂરથી તારી સવારી નીકળેલી જોતાં, વિનાહકનો, તારી પૂંઠ પાછળ ડોકિયું કરી આનંદામૃત મેળવીશ એ જાણી હું મને ધન્યધન્ય ગણું છું.

*

મારા પાપનો આ નાનો ઘડો એક વખત પૂરેપૂરો ભરાશે અને તારા આ અનંત, તેજસ્વી ઘટમાં ફૂટી ઢળવાશે, ત્યારે એ તારા કરની સોનેરી અંગુલિઓનો અગમ્ય સ્પર્શ પામીને ધન્યધન્ય બનશે એ આશાએ હું જીવું છું.

મારો આ ક્ષણભંગુર ઘડો પાપથી ભરાતો હોય અને ખરેખર હું પાપી હોઉં તો ય તારા પોતાના મુબારક હાથે મારા આ ઘડાને નિર્મળ કરવા તું મને પ્રેરણા કરશે, એમાં મને જરા ય શંકા નથી.

મારે તો મારા દેહનો અને આત્માનો ઉત્કર્ષ કરવો છે: એટલે આ પાપનાં રજનીઘોર અંધારાં વટાવવાં પડે છે, પણ એ રજનીઘોર અંધારાંમાં તારી પ્રતીતિની અટલ શ્રદ્ધાનો મારો પ્રાણપ્રદીપ વણબુઝ્યો બળતો રહે છે, ત્યાંસુધી મને લેશમાત્ર ચિંતા નથી; કારણ મને ખબર છે કે આ ગાઢ અંધારાંની ઘોર રાત્રિ શમી જશે ને ઉષા રક્તવર્ણી ઓઢણી ઓઢી મલકાતે મુખે ફૂલછાબ ભરી આવશે અને બાલસૂરજ પણ તેનાં નયનોમાં નયનો મિલાવી અટ્ટહાસ્ય કરતો ક્ષિતિજમાં ઊગશે, ત્યારે હું જે અત્યારે પારાવાર પશ્ચાત્તાપનાં આંસુઓમાં ડૂબી રહ્યો છું, તે આંસુઓની ફૂલમાળ તું તારે પોતાને હાથે તારા કંઠમાં આરોપી મને નવપ્રમુદિત કરી તારા ખોળામાં બેસાડી હસાવશે; એ આશાએ હું જીવું છું.

*

આજ મારી હૃદયતંત્રીના તાર તારું જ સંગીત છેડવા પ્રયત્ન કરે છે

આજ મારા હાથની અંગુલિઓ તારોજ, જીવંત સ્પર્શ મેળવવા ચાહે છે.

આજ મારી નાડીમાં પ્રતિપળે તારા જ અનામી નામના જ્વલંત ધબકારા થયા કરે છે.

આજ મારા અંતરવતુંળના મધ્યભાગમાંથી તારો જ સોઽહમ્ સોઽહમ્‌નો રસધ્વનિ નીકળે છે.

આજ મારા નયનદ્વંદ્વનાં કિરણો તારા જ આગમનના પંથ પર પથરાયેલાં છે.

મારા અંગનો પ્રત્યેક અવયવ તારો જ સાક્ષાત્કાર કરવા તત્પર બની રહેલ છે.

આજ મન તને જ વાંછે છે, વિચાર તને જ પોકારે છે અને કર્તવ્ય તારો જ દિવ્ય સંદેશ પ્રતિપાદિત કરવા મથે છે.

*

સંસારમાં ખદબદવાને બદલે હું તારા પાદપદ્મ ઉપર ભ્રમર થઈ યુગોના યુગો પર્યંત સર્વદા ગુંજ્યા કરું તો કેવું સારું !

હંસવૃત્તિ ધરીને તારા સંસારમાંથી નીરક્ષીરન્યાયે ક્ષીર ચારખીને તેનું અહોનિશ પાન કરતો રહું તો કેવું સારું !

કોયલ બનીને તારા સદાવસંતભર્યા આમ્રવૃક્ષે કૂજ્યા કરું તો કેવું સારું !

ચંડોળનું રૂપ લઈને તારા દિવ્ય દેશના આકાશમાં હમેશાં તારાં ગીતો ગાતોગાતો ઊર્ધ્વઉડ્ડયન કરતો રહું તો કેવું સારું !

આ આંખો સૂર્ય—ચંદ્રરૂપ બની જાય અને દ્યાવાપૃથિવીનું રૂપ લઈ અહોનિશ રાતદિવસ હું પ્રકાશી રહું તો કેવી મઝા પડે !

*

મારા વિરાટ પ્રાણના ભવ્ય મંદિરમાં તારા આદેશનો ઘંટ નિરંતર વાગતો રહો !

મારી પાસે તો શું છયું છે ? હું ખાલી હાથે એક ફૂલ લઈ આવીશ અને વિનમ્રતાપૂર્વક તારે ચરણે મૂકીશ.

મને કંઈ તારી પૂજા કરતાં આવડે ના. હું મારા આ નાના મુખે તારા ગુણ પણ શાં ગાઉં ?

હું તો તારા ચરણ આગળ મારું દેહવૃક્ષ લંબાવી પડીશ અને તારા પુણ્યપાદારવિંદમાં મારું જીવનફૂલ સમર્પણ કરીશ.

*

પૃથ્વીનો પટ ફેડીને તારા વિપુલ પ્રકાશનો ફુવારો ફૂટે છે. તેની પ્રત્યેક ધારા મારા શરીરના અંતરભાગને સ્પર્શ કરે છે અને મારું હૈયું મનગની ઊઠે છે !

તારી આંખોમાં પ્રભાતની તાજગી ભરી છે. સોનેરી અને રૂપેરી કળશથી તું અમી વરસાવે છે, આ પૃથ્વી તે તારી આનંદજ્યોતિની એક મિશાલ સરખી છે, આ હકીકત સાંભળીને મારું અંતર પાવન બને છે.

કોમળ ગીતની મંગલ ધારાઓ તારા વિરાટ શરીરના પ્રત્યેક છિદ્રમાંથી હ્રસપણે વહી રહી છે. તારા આત્માનું અભિનવ સ્વરૂપ પ્રત્યેક પદાર્થના ભીતરમાં વસી રહ્યું છે.

ઓ મારા પ્રાણપ્યારા મિત્ર ! સોનેરી કિરણોએ ઘડેલી તારી આ વિરાટ કૃતિ એક સજીવ વિરાટ કાવ્ય છે અને એ કાવ્યના રસનિમજ્જન—પાનમાં મારું હૃદય ખીલી ઊઠે છે !

*

હું જ્યારે જ્યારે તારું ચિંતન કરું છું, ત્યારે ત્યારે તું મારી સમીપ હોય તેમ મને લાગે છે. તારી હાજરીની સુગંધ મારી આસપાસ ઘૂમી વળે છે, હું જાણે એ સુગંધ વચ્ચે સ્થિર હોઉં તેમ મને લાગે છે

એક બાબતનું મને ઘણું દુઃખ થાય છે કે આ હાજરી મારા હૃદયને સ્પર્શ કરી શકતી નથી; મારું હૃદય કેટલું બધું કઠિન છે ! કેવળ તારી હાજરીની સુગંધ મારી

દશે દિશાએ ફરી વળે એટલું જ હું નથી ઇચ્છતો, તે મારા હૃદયના ભીતરમાં પ્રવેશ કરે અને મારા ભીતરને સુવાસિત કરે તો કેવું સારું!

મેં તે માટે ઘણી રાતના ઉજાગરા વેઠ્યા છે, ખૂબ આંસુ સાર્યાં છે. આ આંસુ તારા ચરણ પખાળવા કે તારા દિલને નમાવવા સમર્થ થયાં નથી!

હા, એક બાબત મને યાદ આવે છે.

કેટલીક વખત અચાનક આકાશમાં વાદળાં ચઢી આવે અને મુસળધાર વરસાદ પડે તેમ મારા નયનાકાશમાં કાળો મેઘ ચઢી આવતાં, ઓચિંતી અશ્રુધારાઓ વરસવા માંડે છે, આથી મારું મન મને કહ્યા કરે છે કે 'તારી હાજરીનો કંઈક સ્પર્શ હું અનુભવું છું.'

ચારે બાજુ પાણી અને વચ્ચે સોનામુખી કમળ. તારું ચિંતન એ કમળ જેવું છે! અને તારી હાજરી પાણી જેવી છે.

*

માલિક, શી આજ્ઞા છે?

સેવક દરવાજે આપના ફરમાનની રાહ જુએ છે. મધ્યરાત્રિ સુસવાટા કરતી ચાલી જાય છે. પ્રજા અનુપમ શાંતિની નિદ્રા લે છે.

નિઃશબ્દ આકાશમાં તારાઓ ચોકી કરતા, જગતના યોગભોગની કર્મસમીક્ષા કરે છે.

આપના બીજા પહેરેગીરો તો અત્યારે ઝોકાં ખાય છે. તેમની ઉપર દેખરેખ રાખનાર કેવળ સમયયંત્ર 'ટક્‌ટક્' અવાજથી અવિરત ગતિ કરી રહેલ છે.

તે તો પોતાના બન્ને હાથથી નિરંતર ગતિશીલ રહી અખિલ જગતને કર્મનો અમોલ પાઠ શીખવી રહેલ છે.

હું કેવળ અનિમિષ નજરે આપની આજ્ઞાની રાહ જોઈ રહ્યો છું. નિર્દિષ્ટ કરેલું કામ સમાપ્ત થયું છે.

નવા કામની જ આજ્ઞા માગતો આપને બારણે આવી ઊભો છું.

*

દૂરદૂરથી અવાજ આવે છે. અંધારાની ગહન શાંતિમાંથી કોઈ અવાજ આવે છે.

જગતના લોકો તે સાંભળતા નથી–સાંભળી શકતા નથી. તેમના મોહ અને માયાથી ઘેરાયેલા વાતાવરણમાં એ અવાજ ક્યાં યે છુપાઈ જાય છે.

દૂરદૂરથી કોઈ અવાજ આવે છે.

સો ફૂટ ઊંચી પથ્થરની તળેટી પરનો પથ્થરો ફોડતો મજૂર તે સાંભળી શકે છે.

ધોમધખ્યા મધ્યાહ્નના પ્રચંડ આતપમાં ખેતરમાં ખેતી કરતો ખેડૂત તે સાંભળી શકે છે.

પ્રત્યેક ચરાચર વસ્તુમાં અલૌકિક સ્વરૂપ નિહાળતો કવિ તે સાંભળી શકે છે.

નિર્જીવમાંની નિર્જીવ વસ્તુમાં પણ પ્રાણનું આરોપણ કરનાર કલાકાર તે સાંભળી શકે છે.

સચરાચર વિશ્વ સાથે એકાત્મતા અનુભવતો કોઈ મહાનુભાવ યોગી તે સાંભળી શકે છે.

દૂરદૂરથી કોઈ અવાજ આવે છે.

*

ઓ મારા પ્રાણપ્યારા પ્રભુ! હીરાની કણી પ્રકાશે તેમ તારા નામનો અક્ષરેઅક્ષર પ્રકાશે છે. તારો એકેક અક્ષર મને નવો ઉત્સાહ અને નવું બળ આપે છે. તારો એકેક અક્ષર જડમાં ચેતન પૂરે છે. તારા એક અક્ષરમાત્રના રટણથી પતિત પાવન બની જાય છે. તારો એક જ અક્ષર માયા અને મોહનાં બંધન તોડવા બસ છે.

ઓ મારા પ્રાણપ્યારા મિત્ર!

એ તારો એક જ અક્ષર મારી જિહ્વાગ્રે

હમેશ રમી રહે અને મારા અંતરમંદિરમાં તારા પ્રત્યેની શ્રદ્ધાનો પ્રદીપ સદૈવ સચેત રાખતો રહે, તો કેવું સારું!

*

મને તારામાં સંપૂર્ણ વિશ્વાસ છે. મને શ્રદ્ધા છે કે તું મને દગો નહિ દે; હું જે જે કંઈ કરું છું તે તે તને સન્મુખ રાખીને જ કરું છું.

આરસીમાં મારું મુખ જોવાય તેમ મારા અંતરદર્પણ દ્વારા હું તને જ જોઈ રહ્યો છું.

અને તું તે હું અને હું તે તું એવું જ્યારે અનુભવું છું, ત્યારે હું મારું બધું જ કાર્ય તને જ સમર્પું છું.

*

જગતમાં 'જન્મ અને મરણ,' હું કંઈ જાણું ના

લોકો કહે છે: 'જન્મ્યો તેને મરવાનું છે,' હું તો કંઈ જાણું ના.

હું તો મારે તારા અનંત ઘુમ્મટમાં બેઠે બેઠે, ફૂલકળીઓ પાડતા તારા પાદપદ્મ પખાળી, તારા ચરણામૃતનું અનંત પાન કર્યા કરું અને તેથી તો મને અંતરમાં અલૌકિક આનંદમયી ઊમળકો આવે છે.

સુધાંશુના દૂધમલ કિરણોરૂપી તારા હાથ મારા હાથમાં લઈ તેને ચૂમ્યા કરું અને તેથી તો અનંત જીવનના રસસાગર ઉપર લહેરાતી શીતળ સમીર-લહરીનું સુખ માણતો હોઉં એમ મને લાગે છે.

તારા એ આકાશના ઘુમ્મટમાંથી તું એકીટશે જગતને નિહાળી રહે તેમ હું તારા ભણી અનિમિષ મીટ માંડી રહું.

તારાં નયનોમાં મારાં નયનો રોપું, તારા પ્રાણોમાં મારા પ્રાણ પરોવું, તારા જીવનમાં મારું જીવન વણી લઉં.

લોકો કહે છે: 'જન્મ્યો તેને મરવાનું છે,' હું તો કંઈ જાણું ના.

*

તારી ઘંટડી વાગતાં હું જાગીશ; મને કોઈ જગાડશો ના.

મને નિરાંતે ઊંઘવા દેજો. હું ઘસઘસાટ ઊંઘીશ.

અને મધ્યરાત્રિની અનુપમ શાંતિ અનુભવીશ.

તારી ઘંટડી વાગતાં પ્રભાતનું એક કિરણ ફૂટશે અને મારી આંખોનાં પોપચાં ઉપર રમત રમતાં કિરણો મને સ્પર્શ કરશે.

એટલે હું ઊઠીશ અને મારા નયનપ્રદેશમાં તારા અનુપમ તેજને ભરી હું ધન્યધન્ય બનીશ.

*

બે બહેનો હતી. એકનું નામ 'અસત્ય' ને બીજાનું નામ 'સત્ય'. એક વખત બંને નદીએ સ્નાન માટે ગઈ કપડાં કિનારે મૂકી નદીમાં બંનેએ ઝંપલાવી દીધું.

સત્યનું ધ્યાન બીજી તરફ ગયું એટલે અસત્ય ઝટપટ નદીમાંથી નીકળી ને સત્યનાં કપડાં પહેરી પલાયન થઈ ગઈ સત્ય તો બોલતી જ રહીઃ 'મારાં કપડાં ન પહેરીશ, ન પહેરીશ.' પણ માને જ કોણ? અસત્યની રાહ જોઈજોઈ કેટલીયે વાર સુધી સત્ય નદીમાં બેસી રહી, પણ અસત્ય તો પાછી ન ફરી તે ન જ ફરી. અંતે થાકીને સત્ય બહાર નીકળી અને તેને અસત્યના વાઘા સજવા પડ્યા.

ત્યારથી જગતમાં અસત્ય સત્યના લેબાશમાં રહેતું હોવાથી પ્રિય લાગે છે. અને ત્યારથી જ જગતમાં સત્ય અસત્યના લેબાશમાં રહેતું હોવાથી અપ્રિય લાગે છે।×

×

× દેશ દંતકથા ઉપરથી.

# હૃદયપલટો

શાસ્ત્રી ગોપીજન વલ્લભ શર્મા

દરરોજ શેરીમાં ફેરિયાઓ આંટા મારે છે: તાળાકૂંચીવાળો, પેપરવાળો, ખાલી ડબ્બાવાળો, ચણાવાળો, રમકડાંવાળો, ઘંટી ટાંકવાવાળો, ચપ્પુ ઘસવાવાળો, મોચી ને બીજા જાતજાતના અનેક આવે-જાય છે પણ એમના જીવનમાં ઊતરીને આપણે કદી યે તપાસ કરી નથી. એ લોકો કેમ જીવે છે તે જાણવાની દરકાર લીધી નથી,' લેતા નથી. નાનકડા એ સોદાગરને-વેપારીને હમેશ પોતાના વેપારમાં જ રસ હશે ? એને હૃદય જેવી કોઈ ચીજ હશે કે નહીં? લેખકે એક ચકલીવાળાના જીવનમાં આ દૃષ્ટિએ આપણને અહીં ડોકિયું કરાવ્યું છે.

આ સ્વપ્નજીવનમાં, માટીની પૃથ્વી પર, મીણનાં રમકડાં બનાવવાનો અને વેચવાનો વેપાર અયોગ્ય તો ન જ ગણાય. પણ પૂંજો આ જ કરતો હતો. એ મીણની ચકલી બનાવતો. એમાં લાલ, પીળો, લીલો,આસમાની ને સિંદૂરિયો રંગ પૂરતો. દોરા વડે ચકલીઓને બાંધી, લાકડી ઉપર લટકાવતો —જાણે રંગબેરંગી ચકલીઓનું ઝાડ ન ઊગ્યું હોય! જાણે પૃથ્વીની ચકલીઓ ને દેવચકલીઓ ટોળે મળીને પૂંજાની લાકડી પર રમવા માટે ન આવી હોય! રોજ વહેલી સવારે આસપાસનાં ગામોમાં ફેરી ફરવા નીકળી પડવું ને સાંજ પડે થોડુંઘણું જિવાઈ પેટે કમાઈ લાવવું—આ હતો તેનો નિત્યનો કાર્યક્રમ. બપોરે કોઈ હોટલમાં અથવા વધારે પૈસા મળ્યા હોય તો લોજ-વીશીમાં ગરમાગરમ જમવામાં તેને ઓર લહેજત પડતી. ભાતભાતની એની ચકલીઓની હારમાં બાળકોનાં મન લટકી રહેતાં. એવા મોટા સાદે, એવા લહેકાથી, એવી મોહકતાથી ને મધુરતાથી એ લલચાવનારી બૂમ પાડતો કે ન લેવાની ઇચ્છાવાળાં બાળકો પણ ઘડીભર ચકલીઓનો એ શુભ મેળો જોવા તો ખડાં રહી જ જતાં. એ કહેતો:

'આવી, આવી ચકલીઓ :
ઊડતી ઊડતી ચકલીઓ :
બેબીબેનનાં કેરી ચકલીઓ :
લઈ...લો...લ...ઈ લો,
રંગીલી અવનવી ચકલીઓ !'

ને વળી જરાક આગળ જઈ એ ફરી વેણ કાઢતો:

'આ ઊડતી આવી ઊડતી આવી.
નાની નાની ચકલીઓ...લેવી છે કે?'

આજે પણ એની બૂમે નાનાનાનાં બાળકોનાં હૃદયને હચમચાવી મૂક્યાં. ખડકી વીંધી આખાય ગામમાં ખળભળાટ મચી ગયો. કેટલાંક ઘરોમાં 'અં મા...ઊંઊંઊં.' અને રડવું ઝઘડવું પણ શરૂ થઈ ગયું.

પણ પૂંજાનાં આ વચનોએ તો કૈંક માતાઓને ફફડાવી મૂકી. નિર્દોષ ભાવે એ બોલ્યો:

'હશે જેને ઘેર ખેલનાર ભૂલકાંઓ,
તે લેશે મારી ચકલીઓ;
અહા, કેવી મઝાની ચકલીઓ!
રંગ-બેરંગી ચકલીઓ!
બબ્બે પૈસામાં ચકલીઓ!'

ટોણો હતો. બાળબચ્ચાં વગરનાં માતપિતાઓએ એક લાંબો દીર્ઘ નિશ્વાસ નાખ્યો, ત્યારે આંગણામાં જેને ઘેર બાળગોપાળ ખેલતાં હતાં તેમના હૃદયમાંથી એક અજ્ઞાત પણ અનિર્વચનીય સુખદીપ્તિ મુખ પર અંકિત થઈ આવી. ને આમ લહેરમાં પૂંજો ચાલ્યો જતો હતો. ખરીદનારાઓ એને બોલવતા. કેટલાક ભાવ કરતા, કેટલાક ખરીદતા તો કોક વળી પાછો વાળતા. બાળકો પણ બોલાવતાને ભાવતાલ કરતા.

બપોરનો સમય હતો. મકાનની લાંબી હાર બન્ને બાજુએ ખડી હતી. સાધારણ ખોલીના ઓટલા ઉપર એક વૃદ્ધા બેઠી હતી, તેની પાસે ચારપાંચ વર્ષની એક છોકરી હતી. બાલિકા ઘરડી માના ખોળામાં માથું મૂકી સૂતી હતી, તે આ ચકલીવાળાની બૂમ સાંભળી એકદમ બેઠી થઈ ગઈ. ચકલીઓનું આવડું મોટું ટોળું પોતાને આંગણે આવેલું જોઈ એ ખીલી ઊઠી. એને થયું 'મા એક ચકલી તો જરૂર અપાવશે.' મોટેથી હઠ પકડી બોલી:

'મા, આ જ લાલ-લાલ–'

'આપણે શું કરવી છે, ઘરમાં ઘણી છે બેઠા!'

'ના, મા, નવી લઈ આલ...એ...પે...લી-લાલ!'

'ઠી...ક!' મા બોલી. એણે પૂંજાને બોલાવી પૂછ્યું:

'અલ્યા શું લે છે ચકલીનું?'

'બબ્બે પૈસા માજી!' પૂંજો બોલ્યો.

'બબ્બે પૈસા તે હોય? બરાબર કહે તો તો વળી એકાદી લઈ લઉં.'

છોકરીનું હૃદય ધબકધબક થઈ રહ્યું હતું. મનમાં તે કહી રહી હતી:

'હે રામ, આ ચકલીવાળો માની જાય!'

આશા, સંદેહ, હર્ષ અને નિરાશાની એકસામટી ભરતીએ તેના નાનકડા હૈયામાં ખળભળાટ મચાવી મૂક્યો હતો. આકાંક્ષા તેના હૃદયમાં તરફડિયાં મારી રહી હતી. ચકોરની માફક ઇચ્છા એકધારી રાહ જોતી બેઠી હતી. ચકલીનો આ સોદાગર શો જવાબ દેશે? તે તેને માટે ભાગ્યનો પ્રશ્ન હતો. જવાબ સાંભળવા તેના કાનની તીવ્રતા વધી રહી હતી.

પૂંજાએ મક્કમ સ્વરે કહ્યું:

'ના માજી, ઓછુંવત્તું નહીં થાય, બબ્બે પૈસે જ બધાને દીધી છે. એક ગામમાં બે ભાવ ન હોય ને એથી ઓછું મને પોષાવું પણ જોઈએ ને?'

'ઠી...ક તો ભાઈ, તારી મરજી. આવડી ચકલીના બે પૈસા તો ઘણા કહેવાય. તારો માલ છે, તું જાણે.'

ચકલીના સોદાગરે પૂઠ ફેરવી ને પાછી ટહેલ નાખી:

'આવી, આવી ચકલીઓ
ઊડતીઊડતી ચકલીઓ
નાનીનાની ચકલીઓ
રંગબેરંગી ચકલીઓ
કેવી મઝાની ચકલીઓ
બબ્બે પૈસામાં ચકલીઓ
...લેવી છે કે!'

ચકલીવાળો પાછો ફરતાં જ છોકરીનું મોં ઊતરી ગયું-તેનું હૈયું ખિન્ન થઈ ગયું. શી હતી તેની આશા? ચકલી સાથે રમવું હતું, તેને ઉડાવતાં ઉડાવતાં દોડવું હતું. હવે શું? એની બીજી બહેનપણીઓ ચકલીઓ સાથે રમશે, ખેલશે, કૂદશે ત્યારે શું પોતાની પાસે કશું નહીં હોય? ખાલી હાથે એમની સાથે રમવું પડશે?

'મા, બે પૈસા શું વધારે છે? મારી બા આજે જીવતી નથી તારે ને? નહીં તો શું મને તે આટલા માટે ટટળાવત?' તેનો આત્મા ચીસ પાડી ઊઠ્યો.

'ભાઈ ચકલીવાળા, એક પૈસો ઓછો કરવામાં તારું શું બગડી જાય છે?'

તેની આકાંક્ષા વિલાપી રહી હતી.

છોકરીની મોટીમોટી આંખો સોદાગરને ટગરટગર જોઈ રહી. લાકડી પર બેસેલી ચકલીઓને પકડવા વ્યર્થ ફાંફાં મારી રહી. મૂગા માનવીની માફક તેની આશાનિરાશા ભર્યું મોઢું વિકાસી કહેતી હતી: 'જરા ઊભો

રહે ભાઈ, ક્યાં જાય છે?' પણ વૃદ્ધાએ પૌત્રીના માથા પર હાથ ફેરવી, બચકારતાં કહ્યું:

'જવા દે બેન, બીજો કોઈ આવશે તેની પાસેથી આનાથી યે સરસ તને ચકલી લઈ આપીશ હં...!'

પણ અત્યાર અગાઉ, રમકડાં લેવામાં આવી તો કેટલી યે આશા માએ આપી હતી તે એ જાણતી હતી. આ એક વધુ છેતરામણ હતી, તેની એને ખાતરી હતી. પૈસા નથી, આપણે ગરીબ છીએ, આવુંતેવું ખરીદવાની આપણી શક્તિ નથી, એવું એવું ઘણીવાર કહીને માએ એને સમજાવીપટાવી હતી, તે એને અત્યારે યાદ આવ્યું. પરિણામે તેની આંખમાં ઝળઝળિયાં રાઈ આવ્યાં. માના ખોળામાંથી ઊઠીને તે સીધી ઘરમાં ચાલી ગઈ. એને આ રીતે જતાં પૂંજાએ જોઈ.

ને પૂંજાના હૃદયમાં આ નિર્દોષ છોકરીની નિરાશાભરી આંખોએ કારી ઘા કર્યો. ઓછામાં આપવાની ના કહી તે પાછો ફર્યો તો ખરો. પણ તેને લાગ્યું કે જાણે ગંગાના પવિત્ર કિનારા પરથી નાહ્યા વિના તે પાછો ફર્યો. આ ભાવ ભૂલવા માટે જેમજેમ તે પ્રયત્ન કરવા લાગ્યો તેમ તેમ તે પોતે જ તેમાં જાણે ભુલાઈ ગયો. કોણ જાણે ક્યાંથી તેના પર આગના દઝાડતા તણખા વરસવા માંડ્યા:

'ના, ના, હું બરાબર નથી કરી રહ્યો. મારી 'ના'થી તે બિચારી છોકરીની આશાઓ પર મેં કેવું ખંજર ફેંક્યું! એ કુમળા દિલને મેં કેટલું દુઃખ આપ્યું? તેનું સુખ કેવું ઊતરી ગયું'તું? અને તેની આંખો...આહ! કેવી દેખાતી હતી? ના...ના...મારું પગલું યોગ્ય નથી. ધંધારોજગારનો અર્થ એવો ઓછો જ છે કે માનવીએ લાગણીશૂન્ય ને હૃદયવિહોણા બની જવું? પૈસો ખોટ ખાઈને એ છોકરીને-એની માને ચકલી વેચી હોત તો હું શું લસાઈ જવાનો હતો? મારા ઉપર દુઃખના કયા ડુંગર ઢળી પડવાના હતા? બહુબહુ તો એમ કરવાથી હું થોડી બીડી ન પી શકત, જમતી વખતે હું શાક ન લઈ શકત, ચાનો એકાદ કપ ઓછો પીવા મળત–બસ આથી વધુ મારે કયો ભોગ આપવો પડત? પ...ણ સામે પક્ષે એ બાલિકાનું આવું મોઢું તો ન જ જોવું પડત ને? બાળકનું મન તોડવું એ ભગવાનની મૂર્તિ તોડવા બરાબર છે...તો શું કરું? જાઉં? પાછો જઈ આપી આવું? પ...ણ હવે શું? કેટલો દૂર નીકળી ગયો છું. અને હવે પાછો જાઉં? પૂંજા! તું ખરેખર મૂરખ છે. ધંધો કરવા નીકળ્યો છે કે પારકાનાં છોકરાંનાં મોઢાં ને એ મોઢા પરના ભાવ જોવા? આવા જ વિચારો કર્યાં કરશે તો પછી ધંધો કેમ થઈ શકશે? અને કોઈ ન ખરીદી શકે તેમાં મારો શો વાંક...જેવા જેના નસીબ!'

જાણે ઊંઘમાંથી જાગ્યો હોય એમ પૂંજાએ પોતાનું મસ્તક ઊંચું કર્યું.

ઊંડા શ્વાસને બહાને હૃદયમાં હિંમત ભરી. આટલા તર્કવિતર્ક પછી પણ તેણે જોયું કે હૃદયમાં ઊંડેઊંડે ડંખ જેવું રહ્યું છે. ચૂપ રહેવાથી તો અંદરના વિચારો વધારે જોરથી ઊભરાય છે. જે વસ્તુ તે દાબવાનો પ્રયત્ન કરે છે તે તો વધારે ને વધારે બહાર આવવા પ્રયત્ન કરે છે. જોરથી બૂમ પાડવાને બહાને અંદરના અવાજનો ઊભરો બહાર કાઢવી દીધો હોય તો? તેણે માથું ઊંચું કર્યું ને બૂમ પાડી:

'એબી બાળકોની ચ...' પણ આ શું? તેનો ઘાંટો બેસી ગયો હતો. શબ્દો તેના ગળામાં જ અટકી ગયા. કંઠમાં બળ નથી. તેનું મન જ જાણે બોલવાની ના કહી રહ્યું હતું! ક્યાં ચાલી ગઈ બોલવાની શક્તિ? એને થયું કે વગર બૂમ પાડ્યે જ ચકલીઓ ખપી જાય તો બહુ સારું ને એમ કરી એક પગલું ભર્યું કે તરત જ કોઈએ ગંભીર અવાજે પ્રશ્ન કર્યો:

'ભય છે કયાં ?'

પૂંજો તરત પાછો ફરી ગયો ભલે થવાનું હોય તે થાય તે આમ આગળ નહી જ વધી શકે બાલિકાના રુધિરથી સીંચીસીંચી પોતાનો બગીચો બનાવવા તે માગતો નહોતો તે છોકરીના મનના તૂટેલા કકડાઓથી પોતાનો મહેલ બનાવવો અસહ્ય હતો તે પાછો આવ્યો ઉતાવળે પગલે પાછો ચાલ્યો રસ્તામા ચકલી લેવા બીજાઓએ બૂમો પાડી તોપણ ન રોકાયો આવ્યો સીધો પેલી વૃદ્ધાની ખડકીમાં એની ઓરડી આગળ બારણેથી જ બૂમ પાડી

'લો મા જી ચકલી લઈ લો '

અવાજના મોજા ઘરની પરસાળમાં અથડાતાં ડોસીએ પડકાર કર્યો 'કોણ છે રે?

પણ આ અવાજની અસર બાલિકા ઉપર જુદી જ પડી હતી, એની આંખો ચમકી ગઈ હતી ચકલીઓનું વૃંદ તેના ઘર આંગણે પુન ખેલવા-કૂદવા આવેલું જોઈ તે વિહ્વળ બની ગઈ દોડતી બહાર આવી પાછી અંદર ગઈ ને ઉત્સાહથી બોલી ઊઠી

'તે જ ચકલીવાળો મા તે જ! ને પછી માનો પાલવ પકડી કહ્યું 'ચાલોને જલદી જલદી મારાં માને? ઊ ઠ '

આંગળી પકડી વૃદ્ધાને તે બહાર ખેંચી લાવી

'લઈ લો માજી પૈસા-પૈસામાં' વૃદ્ધાને જોઈ પૂંજાએ આંખોથી બાલિકા પર હજારો આશીર્વાદ વરસાવતાં કહ્યું

વૃદ્ધા બોલી

'લાવ આમ, આટલો બધો હેરાન થયો તે કરતાં પહેલેથી જ આલી હોત તો?' પણ આ ઠપકો સાંભળવાને પૂંજાને કાન નહોતા તેની આંખો તો છોકરી તરફ જ મંડાયેલી હતી બહુ જ સરસ એક ચકલી તેણે ઊંચકી ને છોકરી સામે ધરી તે તો ખુશખુશ થઈ ગઈ તેની આંખોમાં કોઈ ઓર ચમક નાચી ઊઠી ક્યારેક તે હાલતી ચકલીને જોતી, ક્યારેક પોતાની દાદીમાને દેખતી તો ક્યારેક પૂંજાને તેનું શિશુહૃદય આનંદથી ઊભરાઈ ગયુ હતુ

ને પૂંજાએ ચકલી એકેક પૈસે આપ્યાની વાત તો વિદ્યુતવેગે પ્રસરી ગઈ આંખના પલકારામાં જાણે એના આંગણામાંથી પાળેલી-પોષેલી ચકલીઓ ઊડી ગઈ!

પૂંજો ઘર તરફ પાછો ફર્યો રસ્તામાં હિસાબ કરતાં જણાયુ કે મૂળ મૂડી પણ પોતાને પ્રાપ્ત થઈ નહોતી બે આનાની ઘટ આવી હતી મહેનત તો વળી ગણાય જ ક્યાંથી? એ તો નફાની તેમ છતાં એનો એને રજ નહોતો, એનો આત્મા આનંદથી પુલકિત બની ગયો હતો પૂંજા, તારા જેવા પોતે વેચાઈ જનારથી વેપાર નહી થાય, વેપાર માટે તો પાષાણ હૃદય જોઈએ

એટલામાં જ તેનો નાનો છોકરો ભેમો બહારથી દોડતો આવી તેને વળગી પડ્યો

'બાપુ લી ચ કી લો?' તરત જ પૂંજાએ તેને હાથમાં લીધો ને હૃદય સરસો ચાંપી બોલ્યો

'આજ તું બહુ જ સારો લાગે છે, મારા ભેમા!'

ભેમાને રમાડતી વખતે તેને જેટલી શાંતિ આજે મળી હતી તેટલી ક્યારે યે મળી નહોતી! [ ભાષાન્તર ]

★

સુખ સુગંધી જળ છે કોઈના ઉપર છાંટશો એટલે તમે પણ તેની સુગંધ પામશો

×

# પદાર્થનું બંધારણ

શ્રી શા. મ. સુથાર

અણુબોમ્બે હિરોશિમા પર કારમો અત્યાચાર ગુજાર્યો તે પછી જગતની આંખ એકદમ ઊઘડી ગઈ, અણુ ને પરમાણુ શબ્દો નિત્યના થઈ પડ્યા. એ બધું સાંભળવા છતાં અણુ-પરમાણુ વિશેનું આપણામાંનાં ઘણાંનું જ્ઞાન તદ્દન મર્યાદિત છે. વિજ્ઞાનના અણુ વિશેના અત્યંત ગંભીર ને અતિ સૂક્ષ્મ સિદ્ધાંતનો લેખકે સાહજિકતાથી બહુ જ સરળ ને રોચક ભાષામાં આપણને પરિચય કરાવ્યો છે. આવા લેખો એમની તરફથી વધુ ને વધુ મળતા રહે તો કેવું સારું?

આપણી આસપાસ આપણે જુદાજુદા પદાર્થો જોઈએ છીએ, આ પદાર્થોનું બંધારણ કેવું હશે? જેવી રીતે આપણું મકાન ઈંટ, ચૂનો વગેરેનું બનેલું હોય છે તેવી રીતે દરેક પદાર્થની બનાવટ ...રેની પણ કોઈ ઈંટો હશે ખરી?

ઘણા વખતથી વિદ્વાનો આ બાબતનો વિચાર કરતા આવ્યા છે. ઘણી ચર્ચાઓ તથા પ્રયોગોને અંતે પદાર્થના બંધારણ અંગેની હાલની માન્યતા બંધાઈ છે. એ હાલની માન્યતા કઈ છે તે આપણે આગળ ઉપર જોઈશું. આપણે બધા એટલું તો જાણીએ છીએ કે કોઈ પણ પદાર્થના નાના-નાના ભાગ પાડી શકાય. દા. ત. એક ચાકનો ટુકડો હોય યા તો એક સાકરનો ગાંગડો હોય તો તેના આપણે નાનાનાના અનેક ભાગ પાડી શકીએ. પરંતુ પદાર્થના આપણે ક્યાં સુધી ભાગ પાડી શકીએ? પદાર્થના ભાગ પાડવાની કોઈ હદ હશે ખરી? કોઈ પણ પદાર્થનો નાનામાં નાનો ભાગ કેવડો સંભવી શકે?

પહેલાંના વખતમાં વિદ્વાનોમાં આ બાબતની ચર્ચાઓ થતી. કોઈ કહે કે કોઈ પણ પદાર્થના જેવડા અને જેટલા નાના ભાગ પાડવા હોય તેવડા અને તેટલા પાડી શકાય. એને કોઈ હદ હોઈ શકે જ નહીં. કોઈ કહે કે ના તેમ નથી. પદાર્થના અમુક હદ સુધી જ ભાગ પાડી શકાય; તેથી નાના ભાગ સંભવી શકે જ નહીં અને નાના ભાગ પાડવા જઈએ તો પદાર્થનો નાશ જ થાય.

ઈ. સ. પૂર્વે પાંચમી સદીમાં આ બાબતમાં ડેમોક્રિટસ (Democritus)નામના વિદ્વાને પોતાના વિચારો દર્શાવ્યા. તેની માન્યતા હતી કે પદાર્થના નાનાનાના ભાગ પાડી શકાય; પરંતુ અમુક હદથી વધારે નાના ભાગ પાડી શકાય નહીં. ત્યારપછી લગભગ ૨,૨૦૦ વર્ષ સુધી કોઈએ આ બાબત પર ખાસ વિચાર કર્યો નહીં. એ વાત લગભગ વિસારે પડી. પદાર્થનું બંધારણ કેવું છે, તે જાણવાની અને વિચારવાની દરકાર બહુ ઓછાએ કરી. પરંતુ એ દરમિયાન દુનિયામાં ઘણાઘણા ફેરફાર થઈ ગયા. નવી દુનિયાની શોધ થઈ. યુરોપના લોકો હિંદ સાથે વેપારની હરીફાઈમાં પડ્યા. યુરોપમાં ઔદ્યોગિક પરિવર્તન થયું. છાપખાનાની શોધ થઈ ચૂકી હતી. લોકો હોંશેહોંશે નવી શોધો કરવા તરફ લક્ષ દેવા લાગ્યા હતા.

આ પરિવર્તનના જમાનામાં ઓગણીસમી સદીની શરુઆતમાં ડાલ્ટન (Dalton) નામનો વૈજ્ઞાનિક થઈ ગયો. એણે પદાર્થના બંધારણ વિશેના પોતાના વિચારો લોકો તેમજ વિદ્વાનો સમક્ષ મૂકવા માંડ્યા. લોકોનો પણ નવી વસ્તુ ગ્રહણ કરવાનો સ્વભાવ થઈ ગયો હતો; તેઓ નવી વસ્તુમાં-વિચારોમાં સાર લાગે તો તેને ગ્રહણ કરવાનું અને ન

સાર લાગે તો તેને છોડી દેવાનું શીખી ગયા હતા. ડાલ્ટને પદાર્થના બંધારણ વિશેના પોતાના વિચારો ભારપૂર્વક લોકો સમક્ષ મૂકવા માંડ્યા. તેણે કહેવા માંડ્યું કે (૧) દરેક પદાર્થ ઘણા જ નાના કણોનો બનેલો છે. (૨) આ કણોનું વિભાજન થઈ શકે નહીં. (૩) આ કણોનો આકાર ગોળ દડા જેવો હોય છે. (૪) આ કણો વચ્ચે થોડી જગ્યા હોય છે. પદાર્થ વાયુસ્વરૂપમાં હોય ત્યારે તેમની વચ્ચે જગ્યા સૌથી વધારે અને જ્યારે ઘનસ્વરૂપમાં હોય ત્યારે જગ્યા સૌથી ઓછી હોય છે. (૫) આ કણો નિરંતર હાલ્યા કરે છે. આ કણોને ડાલ્ટને અણુ (અં. મોલેક્યુલ) નામ આપ્યું.

ત્યારે હવે એ બધા જ પદાર્થો અણુઓના બનેલા હોય તો આ બધા જ પદાર્થોના અણુઓ સરખા જ હશે? દા. ત. ચાક, લોખંડ, ખાંડ એવા જુદાજુદા પદાર્થો લઈએ. તેમના અણુઓ એકસરખા જ હશે કે તેમનામાં–તેમના આકાર, કદ, વજન વગેરેમાં–કાંઈ ફેરફાર હશે? અહીં આપણે ભૂલવું જોઈએ નહીં કે કોઈ પણ પદાર્થનો અણુ એટલે તે પદાર્થનો નાનામાં નાનો કણ–જેમાં તે પદાર્થના બધા જ ગુણધર્મો સમાયેલા હોય પરંતુ લોખંડ, ચાક, ખાંડ વગેરે દેખાય છે તો જુદાંજુદાં. તેમના ગુણધર્મો પણ જુદાજુદા છે. ત્યારે તેમના અણુઓ કેવી રીતે એકસરખા હોઈ શકે? ન જ હોઈ શકે એ સહજ કહી શકાય પરંતુ આપણી આસપાસ દુનિયામાં તો ચાક, લોખંડ, ખાંડ જેવા લાખો જુદાજુદા પદાર્થો છે. આપણી વિચારસરણી મુજબ તે લાખો પદાર્થોના અણુઓ પણ જુદાજુદા પ્રકારના હોવા જોઈએ. એમ હોય તો આ દુનિયાના પદાર્થોની બનાવટમાં લાખો પ્રકારની ઈંટો (અણુઓ)ની જરૂર પડે તેમ હશે ખરું? ના તેમ નથી. હોવું ન જોઈએ. કુશળ કારીગર તો થોડામાંથી જ ઘણું નવું પેદા કરે. આપણી દુનિયાના ઘડનાર કારીગરને આપણે ઓછો કુશળ કેવી રીતે કહી શકીએ? ત્યારે આ દુનિયાના પદાર્થોની બનાવટ બાબતમાં ખરી વસ્તુસ્થિતિ શું છે તે તપાસીએ.

જેવી રીતે એક કુશળ કડિયો સેંકડો જુદીજુદી રચનાઓ કરવામાં ઈંટ, ચૂનો, સીમેન્ટ વગેરે થોડાક જ પદાર્થો વાપરે છે, તેવી રીતે આ દુનિયાના રચનાર કડિયાએ દુનિયાની રચનામાં–દુનિયાના લાખો પદાર્થો બનાવવામાં ફક્ત બાણું મૂળ પદાર્થો વાપર્યા છે આ બાણું પદાર્થોને મૂળ તત્ત્વો કહે છે. કોઈ કહેશે બાણું જ શા માટે, ઓછાવત્તા કેમ નહીં? વાત ખરી છે. પરંતુ આ તો વિજ્ઞાનને માનવાનો જમાનો છે. વિજ્ઞાને એમ નક્કી કરી આપ્યું છે કે મૂળતત્ત્વો બાણુ જ હોવાં જોઈએ. એથી વધારે કે ઓછાં હોઈ શકે નહીં. એટલે આપણે પણ એમ માનવાનું રહ્યું કે મૂળતત્ત્વો બાણું જ છે. એ જાતનો નિયમ મેન્ડેલીફ નામના રશિયાના એક વૈજ્ઞાનિકે ૧૮૬૯માં શોધી કાઢ્યો. બીજા દેશોના વૈજ્ઞાનિકોએ પૂરતી ચર્ચા-વિચારણાને અંતે, તે નિયમ માન્ય કર્યો. એ નિયમની સાબિતી માટેનાં બીજાં કારણો મળ્યાં, એટલે એ માન્યતા વધુ દૃઢ થઈ હાલની માન્યતા પણ એ જ છે કે મૂળતત્ત્વો બાણું છે અને તે મૂળતત્ત્વોની મિલાવટથી જ દુનિયાના બીજા પદાર્થો ઉત્પન્ન થયા છે.*

ત્યારે આ બાણું તત્ત્વો તે કયાં કયાં? આપણે એમનામાંના કેટલાકને તો સારી રીતે ઓળખીએ છીએ. સોનું, ચાંદી, તાંબું, ગંધક, એલ્યુમિનિયમ–એ બધાં તત્ત્વો છે; અને એમનો સમાવેશ આ બાણું તત્ત્વોમાં જ થાય છે. હવે એ બાણું તત્ત્વોની રચના તપાસીએ: તેમની રચનામાં કેવી જાતની

રચનાર કુદિયાએ એ રહસ્ય આપણાથી ખૂબ જ છૂપું રાખ્યું છે. જુદાંજુદાં મૂળતત્ત્વોમાંથી જુદાજુદા પદાર્થો મેળવવાની કળા હજી આપણા હાથમાં આવી નથી. માંડમાંડ એકાદ ભાગ્યશાળી વૈજ્ઞાનિક વર્ષોના અથાગ પરિશ્રમ પછી એકાદ ઉપયોગી પદાર્થ પોતાની પ્રયોગશાળામાં પેદા કરવાનું રહસ્ય પ્રાપ્ત કરે છે. જે દિવસે મૂળતત્ત્વોની વિશિષ્ટ પ્રકારની મિલાવટથી ઈચ્છિત પદાર્થો મેળવવાનું રહસ્ય વિજ્ઞાન પ્રાપ્ત કરશે તે દિવસે ભારે ક્રાન્તિ થશે. ખાંડ મેળવવા માટે આપણે શેરડીનું વાવેતર કરી, તેને ઉગાડી, પીલી ખાંડ બનાવવાની કડાકૂટમાં પડવું નહીં પડે. કોલસો, હાઈડ્રોજન અને ઑક્સિજનમાંથી આપણે જોઈતા પ્રમાણમાં ખાંડ ઉત્પન્ન કરી શકીશું. એ જ પ્રમાણે બીજા પદાર્થોની બાબતમાં સમજવાનું. પરંતુ હાલને તબક્કે તો આ રીતે–કૃત્રિમ રીતે પદાર્થો પેદા કરવાના દિવસો ખૂબ જ દૂર લાગે છે.

આમ આપણે જોયું, કે જુદાજુદા મૂળતત્ત્વોની મિલાવટથી બીજા ઈચ્છિત પદાર્થો મેળવવાનું શક્ય છે. પરંતુ હાલને તબક્કે તો તે લગભગ અશક્ય લાગે છે. આવાં મૂળતત્ત્વોના સંયોજનથી ઉત્પન્ન થયેલા પદાર્થના નાનામાં નાના, સ્વતંત્ર રીતે અસ્તિત્વ ધરાવી શકે એવા, કણને આપણે અણુ નામ આપ્યું. હવે એ અણુ સંબંધી હાલની માન્યતાઓ આપણે જોઈએ.

(૧) અણુ એ કોઈ પણ પદાર્થનો સ્વતંત્ર રીતે અસ્તિત્વ ધરાવી શકે એવો નાનામાં નાનો ભાગ છે; પદાર્થના એથી નાના ભાગ થઈ શકે નહીં; જો નાના ભાગ કરવા જઈએ તો પદાર્થનો જ નાશ થાય–તેનું સ્વરૂપ તદ્દન બદલાઈ જાય. દા. ત. ચાકના અણુના એથી નાના ભાગ પાડવા જઈએ તો આપણને ચાક ન મળતાં કાર્બન, ઑક્સીજન અને કેલ્શિયમના પરમાણુ મળે.

(૨) ઘન પદાર્થોના અણુઓ પાસે પાસે, પ્રવાહીઓના અણુઓ એથી દૂર અને વાયુઓના અણુઓ એકબીજાથી સૌથી વધારે દૂર હોય છે.

(૩) પદાર્થના અણુઓ વચ્ચે જગ્યા હોય છે, જેમાં બીજા પદાર્થના અણુઓ ઘણીવાર સમાઈ શકે છે. દા. ત. પાણીમાં ખાંડ ઓગાળીએ તો ખાંડના અણુઓ પાણીના અણુઓ વચ્ચેની જગ્યામાં બેસી જાય છે અને તેથી પાણીમાં ખાંડ નાખવા છતાં પાણીનું કદ વધતું નથી. આ આપણા અનુભવની વાત છે.

(૪) પદાર્થના અણુઓ હમેશાં હાલ્યા કરે છે. તેઓ નિરંતર ગતિમાં હોય છે. જ્યારે તેમને ગરમી આપવામાં આવે છે ત્યારે તેમની ગતિમાં વધારો થાય છે, અને ગતિમાં હોવાથી તેઓ એકબીજા સાથે અથડાય છે અને આમ અથડાવાથી તેમની ગતિની દિશા બદલાય છે.

(૫) ઘન પદાર્થોમાં અણુઓની આ ગતિ સૌથી ઓછી, પ્રવાહીઓમાં તેથી વધારે અને વાયુઓમાં આ ગતિ સૌથી વધારે હોય છે. (બાકીનો ભાગ આવતે અંકે)

★

એક શેઠનો નોકર એટલો બધો મૂર્ખ હતો કે શેઠ તેને મૂર્ખનો રાજા કહીને જ બોલાવે. આથી એક દિવસ અત્યંત કંટાળી નોકર બોલી ઊઠ્યો :

'તમે મને રોજ કહ્યા જ કરો છો તેમ મને મૂર્ખનો રાજા બનાવો તો ઘણું જ સારું; કારણકે તે પછી દુનિયાના બધા લોકો અને તમે પણ મારી પ્રજા થાઓ !'

×

# માનવતાનો જય

શ્રી. 'ભાલચંદ્ર'

જેમ સત્યનું પારખું સુખમાં નથી થઈ શકતું તેમ માનવીમાં રહેલી માનવતાનું માપ પણ સારા સંજોગોમાં નથી નીકળી શકતું. દુઃખનો ઝડી એક પછી એક વરસ્યે જતી હોય, છૂટવાનો કોઈ આરો ન હોય, ત્યારે અંધકારમય વાતાવરણમાં પણ કોઈ એક ઉજ્જ્વળ આદર્શ માટે માનવી ફના થઈ જાય ત્યારે સહેજે બોલી ઉઠાય: 'આમાં માનવીનો જય નથી, માનવતાનો જય છે.' ઊગતા જુવાન વાર્તાકારે એક અતિ ઉમદા રહસ્ય આ વાર્તામાં ગૂંથી લીધું છે

બે ખેતર દૂર ચાલો અને સાંઢણી સવાર સાથે સમાઈ જાય એવા રેતીના ઢગ રણમાં ભમતા ગયા. સાંઢણી પગ ઉપાડે કે તુરત જ એમાં રેતી પુરાઈ જમીન સપાટ થઈ જાય એટલા જોરથી રેતી ફંગોળાવા લાગી. રેતીના કણ નાનકડા અંગારનું સ્વરૂપ ધારણ કરી ઊડવા લાગ્યા. વૈશાખ મહિનાના દાઝતા દિવસો હતા, ત્યારે કચ્છના રણમાં આંધી ચડવાની શરૂઆત થઈ

સૂરજ ઊગ્યાને એક પહોર પણ નહોતો થયો, તો પણ તાપ સખત હતો. ઊની લૂ ઝરઝર કરતી રણની કિનારીએ જ્યાં આકાશ અને જમીન મળતાં હતાં ત્યાં કંઈક જીવોનું આશાબિંદુ બની બહી રહી હતી.

બે–પાંચ પળમાં જ વાતાવરણ બદલાઈ ગયું. લૂ ઝરતી અદશ્ય થઈ ગઈ, સૂરજના તપતા તાપે, એ તાપે તપેલી રણની રેતીએ ચારે બાજુ હાહાકાર મચાવી દીધો. રણના સીમાના ગામડાંઓ સુધી તોફાનની અસર પહોંચી ગઈ.

આકાશમાં ક્યાં ય એકે ય વાદળી નહોતી. તોફાનનું એક પણ ચિહ્ન નહોતું. બધે જ વાતાવરણ સંપૂર્ણ શાંત અને સ્વસ્થ હતું ત્યારે કચ્છના નાનકડા ગામમાંથી એક સાંઢણી રણની પેલી પાર જવા પરોઢિયે રવાના થઈ. એની પીઠ ઉપર બે માણસો હતાં. એક સાંઢણી સવાર રાજુલ અને બીજો મુસાફર–માસ્તર પરમાનંદ

વહેલી સવારના ઠંડા પહોરે, કંઈક ધારણા બાંધી પરમાનંદે સાંઢણી ઉપર બીજે ગામ જવા પ્રયાણ કર્યું, ત્યારે એનું અંતર થોડી ચિંતા અનુભવતું હતું. એ પરીક્ષક હતા એક ગામથી બીજે ગામ પરીક્ષા લેવા જવાનું એમને ઘણી વખત બનતું. આમ તો એ એક ગામડાની શાળાના મુખ્ય શિક્ષક હતા, પણ લાંબા સમયની એમની નોકરી ધ્યાનમાં લઈ કેળવણી ખાતાએ એમને આજુબાજુનાં પંદર–વીસ ગામના પરીક્ષક તરીકે નીમ્યા હતા.

પરમાનંદ બહુ ગરીબીમાં ઊછર્યા હતા. નાનપણથી જ ઈશ્વરભજનનો એમને શોખ. બહુ નાના હતા ત્યારે એ ગામના પાંચ–સાત ગોઠિયાઓને ભેગા કરતા અને એક નાની ભજનમંડળી રચી મંદિરે ધૂન જમાવતા ઈશ્વરની પૂજા કરવી, ફૂલ ચડાવવાં, વંદના કરવી એ બધું કામ યંત્રવત્ થઈ પડ્યું હતું.

પણ પરમાનંદ મોટા થયા ત્યારે એ સ્થિતિમાં ફેર પડ્યો. નાના ગામડામાં પરમાનંદ કંઈક વધુ ભણેલા ગણાતા એટલે વારતહેવારે, લગ્નપ્રસંગે કે ધાર્મિક દિવસોમાં પરમાનંદને કથા–વાર્તા કરવા જવાનું આમંત્રણ મળતું. પરમાનંદ જતા, અને શ્રદ્ધાથી કથા કહેતા, એમાંથી એમને થોડું મળી રહેતું.

વખત ગયો અને ગામડામાં શાળા શરૂ

થઈ. પરમાનંદ વધુ ભણેલા એટલે એમને તક મળી અને શિક્ષક તરીકે એમની નિમણૂક થઈ. બાળકોને ભણાવવાની પ્રવૃત્તિ અંગે કથા–વાર્તા કે ભજન કીર્તનમાં જવાનું બહુ ઓછું બનતું.

વળી મંદિરે દર્શનાર્થે આવતા લોકો, કહેવા પૂરતાં દર્શન કરી મંદિરના જ ઓટલે પારકાની કુથલી, નિંદા કરવા મંડી જતાં એ પરમાનંદને પસંદ નહોતું. પરમાનંદે એની સામે ઘણી યે વખત અણગમો વ્યક્ત કર્યો હતો, પણ લોકો અટક્યા નહિ, ત્યારે પરમાનંદે મંદિરે જવાનું બંધ કર્યું અને મંદિરે કરવાની ક્રિયા ઘેર પતાવવા માંડી.

એમના ઘરમાં કોઈ મૂર્તિ નહોતી કે કોઈ મઠ પણ નહોતો, મંદિર જેવી કોઈ નાનકડી જગ્યા પણ નહોતી. ભીંત ઉપર એક છબી ટિંગાડેલી હતી. મનમાં એનું ધ્યાન ધરી પોતાની જાતને હરહંમેશ સેવક બનાવવાનું ઈશ્વરને કહેતા.

બહુ વિચારને અંતે પરમાનંદને સમજાયું હતું, કે ઈશ્વરને પામવા માટે, એને ઓળખવા માટે મંદિરે જવું જ જોઈએ એવું કશું નથી. ઘેરબેઠાં પણ એ કામ થઈ શકે છે. મૂર્તિ કે છબી એ તો ધ્યાન ધરતી વખતે લીન થઈ જવા, સામાન્ય કોટિના માણસો માટેનું સાધન છે. જે સમજે છે તે ઈશ્વરના સ્વરૂપને પામવા મંદિરે ગયા સિવાય પણ મથે છે.

ઈશ્વરમાં અચળ શ્રદ્ધા અને ભરોસો રાખનાર પરમાનંદ, રણના આ ઝંઝાવાતથી દિગ્મૂઢ થઈ ગયા.

સાંઢણી સવાર રાજુલ ઓસઠ વરસની ઉંમરનો જૈફ આદમી હતો. એને આંખે પૂરું સૂઝતું નહોતું. વૃદ્ધાવસ્થાને કારણે એને શ્રમ પડતો હતો. તો પણ રાજુલ સાંઢણી–સવાર તરીકે પચાસ ગાઉના ઘેરાવાનાં પડેલ ગામડાંમાં કાબેલ ગણાતો.

રણના આમ એકાએક બદલાતા રંગે રાજુલને વિચારમાં નાખી દીધો. પરમાનંદ તો ગભરાયેલ હતો. તોફાન આગળ ને આગળ વધી રહ્યું. વંટોળિયો પૂર વેગે ધસ્યો આવતો હતો. એની ઝડપ એટલી બધી હતી કે આંખ મીચીને ઉઘાડો ત્યાં માઈલો સુધી એ આગળ વધી જાય.

બુઢ્ઢા રાજુલે આંખ ઉપર હાથ મૂકી, હાથની પેઢલી કરી દૂરદૂર નજર કરી, એણે સાંઢણીની ગતિ ધીમી કરી. પરમાનંદે પૂછ્યું: 'શું છે રાજુલ ? તોફાન છે ?'

રાજુલે દૂરદૂર નજર કરતાં કહ્યું: 'લાગતું નથી. વંટોળિયો લાગે છે. એ તો આડો ફંટાઈ જશે.'

પરમાનંદનો શ્વાસ નીચે બેઠો. સાંઢણી એની ઝડપે આગળ વધતી હતી. થોડીવારે ઝપાટાબંધ પવન ફૂંકાવા લાગ્યો. ફરી પરમાનંદ બેબાકળા થઈ બોલી ઊઠ્યા: 'રાજુલ તોફાન છે, સાંઢણીને થોભાવ!'

રાજુલે સાંઢણીને થોભાવી. થોડે છેટે થઈ એણે ફરી ચારે બાજુ નજર કરી. દૂર દૂર આંધી ચડતી દેખાઈ. રેતીના લોઢ ઊછળતાં જોયાં. રાજુલ ચિંતામાં પડ્યો. એનું મોઢું લેવાઈ ગયું.

'તોફાન છે ને ?'

'હા બાપ !' રાજુલે લોઠપ અનુભવી.

'હવે શું થશે ? પરીક્ષા નહિ......'

'સાંઢણી ઝુકાવીએ' કહી સાંઢણી ઝુકાવવામાં આવી. રાજુલ નીચે ઊતર્યો. પરમાનંદને હળવેથી એણે નીચે ઉતાર્યો.

રાજુલ પચાસેક ડગલાં દૂર ગયો. ફરીને એણે બધી બાજુ નજર કરી જોઈ. થોડીવારે એ પાછો ફર્યો: 'રસ્તો ભૂલ્યા છીએ, સાબ!'

પરમાનંદનો જીવ ઊંડો ઊતરી ગયો!

તોફાન તો ત્યારે પૂર ઝડપે ડાબી બાજુ આગળ ને આગળ ધપી રહ્યું હતું, સાંઢણીની

આડમાં પરમાનંદ અને રાજુલ બેસી ગયા.

સૂરજ તપતો ચાલ્યો. રેતીમાંથી બળતી વરાળો વછૂટવા લાગી. કુદરતે ભયંકર સ્વરૂપ પકડ્યું હતું અને એમાં ય આજે તો કુદરતે માઝા મૂકવા માંડી હતી. રેતીના ગરમ કણો કીડીકીડીને પરમાનંદ અને રાજુલના દેહને ત્રાસ આપવા લાગ્યા. રાજુલ તો આવા પ્રસંગોથી ટેવાઈ ગયો હતો, જ્યારે પરમાનંદને આવો અનુભવ આ જિંદગીમાં પહેલી જ વખત હતો.

સાથે બાંધેલી મસકમાંથી બન્ને જણા પાણી પી, તોફાન શમવાની રાહ જોતા બેઠા હતા. પરમાનંદને તો કંઈ સૂઝતું નહોતું. રાજુલ ઊંડા વિચારમાં પડી ગયો હતો. સૂરજનો પ્રચંડ તાપ વધુ ને વધુ તપવા લાગ્યો. બન્ને જણા પાણી પીતા બેઠા રહ્યા.

એક કલાક ચાલ્યો ગયો. તોફાન શમવાનાં કોઈ ચિહ્નો જણાતાં નહોતાં. મસકમાંહેનું પાણી ખૂટી જવા આવ્યું હતું. રાજુલ ચિંતામાં ને ચિંતામાં ઊભો થયો. એણે જમણી બાજુ રસ્તો શોધવા વાટ પકડી.

કુદરત રૂઠે છે ત્યારે માનવી ઉપર એટલા જોરથી ત્રાટકી પડે છે કે માનવીને સારા-નરસાનું ભાન રહેતું નથી. એના જ્ઞાનતંતુ ઉશ્કેરાઈને નબળા પડી જાય છે, એની બુદ્ધિ બહેર મારી જાય છે.

તોફાનની કલ્પના, એનું સ્વરૂપ અને પરિણામનો વિચાર કરતાં પરમાનંદ વિચારે ચડ્યા:

'પંદર વરસમાં એકેય દિવસ એવો નથી ગયો, જ્યારે હું સમયસર પહોંચ્યો ન હોઉં, અને આજે જ એ મોડા થવાશે! આજે તો મુખ્ય અધિકારી પરીક્ષાની તપાસ માટે આવવાના છે. સમયસર નહિ પહોંચાય તો? પંદર વરસથી જમાવેલી કીર્તિ ઉપર એક દિવસમાં પાણી ફરી વળશે!'

એને પહેલી ક્ષણે પોતાની જાત ઉપર ગુસ્સો આવ્યો બીજી ક્ષણે એ રાજૂલ ઉપર ગુસ્સે થયા. રાજૂલે જ રસ્તો ભૂલાવ્યો. એની એક નાનકડી ભૂલ એક માનવીની પંદર વરસની કીર્તિ ઉપર પાણી ફેરવી દેશે એની ગમાર રાજૂલને કલ્પના હશે?

જેમ જેમ પરમાનંદ વિચારતા ગયા તેમ તેમ ઉગ્ર બનતા ગયા. તરસ વધતી ચાલી. અંતરમાં રહેલું દયાનું ઝરણું ધીરેધીરે સૂકાતું ચાલ્યું. અને થોડું વધુ જીવી જવાની લાલચે મસકમાં રહેલું બધું પાણી પરમાનંદ પી ગયા, તોપણ એમના જીવને શાંતિ ન થઈ.

રાજૂલ અડધીપોણી કલાક રખડી પાછો આવ્યો ત્યારે પરમાનંદ ગુસ્સામાં હતા. એમની આંખો લાલ થઈ ગઈ હતી. પરમાનંદને ગુસ્સામાં જોઈ રાજૂલનું માથું નીચે નમી ગયું.

'આ બધા તારા કામ છે, તારી ભૂલને કારણે મારે કેટલું સહન કરવું પડશે તેની તને ખબર છે?'

રાજૂલ ચૂપ ઊભો હતો.

'બોલને! કેમ કંઈ બોલતો નથી?'

'શું બોલું સા'બ? તોફાન ધીમુ પડતું જાય છે. થોડી વધુ વાર ધીરજ રાખશો તો અડધા કલાકમાં રસ્તો મળી આવશે.'

'અડધો કલાક!'

'હા! પણ એટલો સમય તો આમ ચપટીમાં વીતી જશે. રખડી આવ્યો એટલે તરસ ખૂબ લાગી છે, લાવો જરા પાણી પીઉં...'

'પાણી તો ક્યારનું ય ખૂટી ગયું!' પરમાનંદ એકી શ્વાસે બોલી ગયા. રાજૂલ ગમ ખાઈ ગયો. એને પરમાનંદ ઉપર ગુસ્સો પણ ન આવ્યો કે ન રોષ પેદા થયો. થાકીને એ નીચે બેઠો ને ઊંડા વિચારમાં પડી ગયો.

ખરો બપોર થઈ ગયો હતો. તોફાન

લગભગ શાંત પડવા આવ્યું હતું. રણમાં ફરીને મૃગજળ–ઝરવું કોઈ કોઈ ઠેકાણે શરૂ થયું હતું. દૂરદૂર મૃગજળને ઝરતું જોઈ પરમાનંદે પૂછ્યું:

'રાજૂલ! ત્યાં પાણી છે?'

ઝાડપાનનું એક તણખલું ય શોધ્યું ન જડે એવા રણમાં પાણીની નદી વહેતી હોવાની વાત કરવી એ ગાંડપણ જ કહેવાય. રાજૂલ એ જાણતો હતો.

પરમાનંદનો કંઠ સુકાવા લાગ્યો. સૂરજનો તાપ એટલો ભયંકર હતો કે બંને જણા પરસેવે તરબોળ બની ગયા હતા. પરમાનંદે બેબાકળા થઈ બૂમ પાડી:

'રાજૂલ પાણી! પાણી રાજૂલ!'

'ખૂટી ગયું સા'બ!' રાજૂલની આંખમાં પાણી આવી ગયાં. ભૂતકાળના છ પ્રસંગોનાં દશ્યો એની આંખ સામે ઝડપથી પસાર થઈ ગયાં. પાણીનાં એકએક ટીપાં માટે આમ જ તરફડતાં છ જીવો એને દેખાયાં. અને...અને...એ વધુ કંઈ ન જોઈ શક્યો. એ વધુ કંઈજ વિચારી ન શક્યો. એણે આંખો બંધ કરી દીધી.

'આટલામાં ક્યાંયથી નહિ મળે?' પરમાનંદ તૃષાતૂર બન્યા હતા.

'ના બાપુ, આ વીસ ગાઉના ઘેરાવામાં ઘાસનું એક તણખલું ય ન મળે, ત્યાં પાણીની તો વાત જ ક્યાં રહી?'

'ત્યારે...હવે...શું...?'

"જેવી રામની મરજી બાપજી, દુખિયાનો બેલી જે કરે તે સાચું.' કહી રાજૂલ ચૂપ રહ્યો.

'પણ તરસ ખૂબ લાગી છે, ગળે શોષ પડે છે, જીભ સુકાય છે. પાણી...પાણી...પાણી... ભાઈ...ઈ!' એટલું કહેતાં પરમાનંદ બેભાન થઈ ગયા. પાણી માટેની એની બૂમો વાતાવરણમાં વિલીન થઈ ગઈ.

બુઢ્ઢો રાજૂલ જોઈ રહ્યો. એનું અંતર દ્રવી ઊઠ્યું. એની આંખો પરમાનંદના દેહ ઉપર મંડાઈ. ગફલત એની હતી, વાટ એ ચૂક્યો હતો, એની ભૂલને કારણે જ પરમાનંદની જિંદગીનો અંત આવી રહ્યો હતો. 'શું કરવું?'નો પ્રશ્ન એના મગજ ઉપર હથોડાના ઘા કરતો હતો. એ બહુ ઊંડા વિચારમાં ડૂબી ગયો.

થોડીવારે પરમાનંદ ભાનમાં આવ્યા. એમને મુખે એક જ પ્રશ્ન હતો: 'રાજૂલ, પાણી મળ્યું?'

રાજૂલ વિચારમાંથી એકદમ ઝબકી ગયો.

'હા બાપજી, ઊભા રહો પાણી આપું છું.'

પાણી મળવાની આશાએ પરમાનંદના ચહેરા ઉપર આનંદની રેખા ઝબકી ગઈ. પણ બીજી જ પળે એને થયું, કે આ રણમાં પાણી મળવું શક્ય નથી ત્યારે એ અદશ્ય થઈ ગઈ.

રાજૂલ એક પળ ઊંડા વિચારમાં ઊતરી ગયો. પરમાનંદ રાજૂલ સામે જોઈ રહ્યા હતા. બીજી જ પળે રાજૂલના ચહેરા ઉપર લોહી ધસી આવ્યું, રેખાઓ તંગ થઈ ગઈ અને ત્રીજી પળે 'ભેઠ'માંહેનું નાનું ધારિયું સૂરજના તાપમાં ચમકી ઊઠ્યું!

'રાજૂલ?' પરમાનંદે ભયભીત થઈ બૂમ પાડી. 'આ શું કરે છે?'

'પાણી જોઈએ છે ને?' બુઢ્ઢાનો ચહેરો કરડો બન્યો.

'હા રાજૂલ.' પરમાનંદે થોથરાતી જીભે જવાબ દીધો.

'તો બસ, આ સાંઢણીને ધારિયાના એક જ ઝાટકે ભગવાનના ઘરભેગી કરું છું. એના ગળામાંહેની પાણીની કોથળી કાઢી લઈશ અને તમને જિવાડીશ.'

પરમાનંદની કુંઠિત બુદ્ધિના તાર હાલી ઊઠ્યા. સૂતેલી માનવતા જાગવા લાગી. રાજૂલને એકલો રાખી જીવી જીવવાની આશાએ

અર્ધું પાણી પી જનાર પરમાનંદ રાજૂલની પાસે બેઠો પડ્યો. રાજૂલની એકદિલીએ એના મામાને નીચું નમાવી દીધું.

'રાજૂલ એવો અનર્થ ન થાય, બીજો કોઈ રસ્તો કાઢ.'

'બીજો કોઈ રસ્તો નથી માસ્તર સા'બ! પાણી મળશે તો બે-ચાર કલાક જીવી જવાશે, અને ત્યાંસુધીમાં ઈશ્વર કરશે ને આપણે પાર ઊતરી જઈશું, જીવતા રહીશું તો સાંઢણી બીજી મળી રહેશે. પણ ત...મે...'એ વધુ બોલી ન શક્યો.

'એમ ન થાય રાજૂલ! એક જીવની હત્યાને ભોગે જીવવું એમાં માનવતા નથી '

'ત્યારે?' માર્ગસૂચક ઉત્સુકતાથી રાજૂલ જોઈ રહ્યો

'જાતને ખપાવી બીજાને જિવાડવામાં જ સાચી માનવતા છે. આ તો અધર્મ કહેવાય, અનર્થ કહેવાય. એ કરવા કરતાં તો ઈશ્વરનું નામ લઈને મરવું બહેતર છે.' કહી પરમાનંદ ચૂપ રહ્યા.

'ઈશ્વર તો કેટલેય છેટે રહ્યો! પાણી વિના જીવ જશે તો એ બચાવવા નહિ આવે!' રાજૂલના મુખની રેખાઓ જરા તંગ બની. એનું મન ઈશ્વરચર્ચાની ગૂંચમાં પડવા ના પાડતું હતુ. એણે વાત લંબાવી: 'સા'બ તેર વરસનો હતો ત્યારથી આ ધંધો કરું છું. ત્રણ વીસમાં આઠ વરસ ઓછાં આ ધંધો કરતાં થયાં. મારા સમા હાથે મેં મારી ૭ સાંઢણીને સુવાડીને તરસ્યા મુસાફરોના જાન બચાવ્યા છે. જો ખરેખર ઈશ્વર હોત તો આવીને મારી આ સાતમી સાંઢણી અને મુસાફર બન્નેને ન બચાવી લેત?'

'ભૂલે છે રાજૂલ, એમાં પણ ઈશ્વરનો કંઈક સંકેત હશે.'

'એ હું કંઈ ન સમજું. અમારી તો જિંદગી જ એવી બાપુ, જાતે ખુવાર થઈને બીજાને જિવાડવાની!'

'પણ આ સાંઢણીનો શો ગુનો?'

'ગુનો કંઈ નહિ. એની જાત જ આ માટે સર્જાઈ છે એટલે જ સાંઢણીને વગોવવામાં જગત પાછું નથી પડતું '

'ના રાજૂલ, તું ગમે તે કહે પણ એમ તો ન થઈ શકે.'

'તો જીવ જશે!' રાજૂલની આંખ લાલ થઈ.

'ભલે જાય.' પરમાનંદ મક્કમ બન્યા.

ફરી પાછો રાજૂલ વિચારમાં પડ્યો. ભૂતકાળના પ્રસંગો ફરી ફરીને એની આંખ સામે આવી ગયા. એને એની ફરજ યાદ આવી, લોકવાયકા યાદ આવી: 'સાંઢણી! તો કહે રાજૂલની' અને આજે?

રાજૂલની યાદદાસ્ત આગળ વધી. ૭ ૭ સાંઢણીને જાનથી દૂર કરવાના પ્રસંગો એને યાદ આવ્યા એ વિચારતો રહ્યો. ૭ ૭ સાંઢણીને સુવાડ્યા પછી પણ લોક મને ઓઝારો કહેશે. કહેશે કે 'સાંઢણી જેવા ક્ષુદ્ર પ્રાણીના બદલામાં રાજૂલે એક કિંમતી માનવજિંદગીનો ભોગ લીધો ' એ વિચાર આવતાં જ એ વધુ મક્કમ બન્યો

'સા'બ?'

'બોલ રાજૂલ '

'સા'બ તમારા માટે નહિ તો મારા માટે પણ હું સાંઢણીને જરૂર દૂર કરીશ;'

નહિ રાજૂલ, હું એમ નહિ થવા દઉં'

રાજૂલની આંખમાં લાલ લીંટીઓ તણાઈ. એના અંગેઅંગમાં ગુસ્સાની આગ વ્યાપી ગઈ. 'પરમાનંદ, તમારે મરવું હોય તો સુખેથી મરો પણ મને નથી જીવવા દેવો?'

પરમાનંદ પાછા પડ્યા એમના હાથ હેઠા પડ્યા. 'રાજૂલ, એક વાત માનીશ?' પરમાનંદે આજીજી કરી.

જમવા, સિનેમામાં કે નૃત્ય કરવા એકલાં સાથે જાય એને 'ડેટિંગ' કહે છે. આવી રીતે છોકરાઓ સાથે મળવા-કરવાનો ને ઘનિષ્ટ પરિચયમાં આવવાનો ત્યાંની છોકરીઓનો મોટો હેતુ તો એ જ છે, કે કોઈ સારો છોકરો ગમી જાય તો એની સાથે વહેલુંમોડું પરણવાનું થાય. ત્યાંની કૉલેજની છોકરીઓ કોઈવાર હસવામાં અમને કહેતી, કે 'તમારા દેશમાં સારું કે વર શોધી આપવાનો ભાર માબાપ પર હોય છે. અહીં તો અમારે જાતે જ વર પસંદ કરવાનો તેથી માથા પર મોટો ભાર રહે છે!' પણ ખરેખરું તો એ લોકોને પોતાનો જીવનસાથી કોઈ બીજું શોધી આપે તે વસ્તુ જ બહુ હાસ્યજનક લાગે છે. ત્યાંની કરીઓ, વર મેળવવાની કળામાં અત્યંત ્રવીણ હોય છે. એ લોકોના દેશમાં સ્ત્રીઓની ંખ્યા પુરુષો કરતાં ઘણી વધારે હોય છે તથી તેમને આ બાબતમાં બહુ જ હોશિયારી ને ચેતવણીથી કામ લેવું પડે છે.

અમેરિકાની બહેનો લગભગ આખી જિંદગી પોતાની આકૃતિને-શરીરના ઘાટને, રૂપને શણગારવા પાછળ બહુજ મહેનત લે છે અને વખત ગાળે છે. એને માટે ખાસ કસરત, ખોરાક ને શણગાર પાછળ ખૂબ કાળજી રાખે છે ને પુષ્કળ પૈસા પણ ખરચે છે. આ બધું કદાચ આખર સુધી પુરુષનું ધ્યાન ખેંચવા ને એનો પ્રેમ પોતા પર કાયમ રાખવા માટે હશે. જો કે હું એમ ન જ કહી શકું કે તેઓ આપણી સ્ત્રીઓ કરતાં દેખાવમાં વધારે સુંદર હોય છે; પણ પોષાક, વાળ, દેહઘાટ ને તંદુરસ્તી તરફ આટલું બધું ધ્યાન રાખવાથી તેઓ આપણી સ્ત્રીઓ કરતાં વધારે આકર્ષક, તેજસ્વી, ટટાર ને હસમુખી લાગે છે. એ લોકોની સરખામણીમાં આપણી. ખાસ કરીને શહેરોની બહેનો તો એટલી નીચી, નિર્માલ્ય ને નિસ્તેજ લાગે છે કે આપણે શરમાઈ મરીએ.

નાનપણથી બહુ કસરત ને પુષ્ટિકારક ખોરાક ને લીધે ત્યાંની સ્ત્રીઓનાં શરીર બહુ તંદુરસ્ત ને ખડતલ હોય છે. દેખાવમાં સૂકલકડી ને પાતળી લાગતી અમેરિકન છોકરી આપણા કરતાં ઘણું વધારે કામ કરી શકે છે. એ લોકોમાં કામ કરવાની ને થાકી ન જવાની કંઈક અજબ શક્તિ હોય છે. બધી જાતની રમતગમતમાં ત્યાંની છોકરીઓ છોકરાઓ જેટલી છૂટથી ભાગ લે છે. ત્યાંની કૉલેજની છોકરીઓ આખો દિવસ ભણે ને દોડાદોડ કરે સાંજે કૉલેજની જાતજાતની પ્રવૃત્તિઓમાં અને રમતગમતમાં ભાગ લે, રાત્રે ૧૨-૧ વાગ્યા સુધી જાગે તોપણ જરા યે થાકતી નથી. બીજે દિવસે સવારે વહેલી ઊઠીને એટલા જ ઉમંગથી મોટી ફલંગો ભરી શાળામાં ભણવા જાય. નવરાં બેસીને ગપ્પાં મારતાં તો ત્યાંની છોકરીઓને આવડતું જ નથી એમ કહીએ તો ચાલે. આખો દિવસ દોડાદોડ અને કંઈ ને કંઈ કામ કરતી જ હોય. આપણને ઘણીવાર થાય કે આટલી બધી ધમાધમ ને દોડાદોડ શું કામ કરતી હશે? અમારા છાત્રાલયની છોકરીઓને માત્ર રાત્રે, જ્યારે સૂતાં પહેલાં પોતાનાં કપડાં ધોતી હોય કે ઈસ્ત્રી કરતી હોય કે સીવતી હોય ત્યારે, જ એકબીજા સાથે વાતો કરવાની ફુરસદ મળતી!

અહીં રહ્યે આપણને એવો ખ્યાલ હોય છે, કે અમેરિકાની બધી સ્ત્રીઓ તો હોલીવુડની નટીઓ-આપણે સિનેમામાં જોઈએ છીએ એવી હશે. બસ. પાઉડર-ક્રીમ લગાડે, સારાં કપડાં પહેરે ને આખો વખત મોજમજાહ કરે અને વારંવાર છૂટાછેડા લે, પણ આ ખ્યાલ તદ્દન ખોટો છે. ત્યાંની સામાન્ય સ્ત્રીઓને ગૃહસંસાર માંડી સુખી જીવન ગાળવું ગમે છે. તેઓ ખાસ સંજોગોમાં છૂટાછેડા લે છે. આજે અમેરિકાની વિચારશીલ સ્ત્રીઓ વારંવાર

છૂટાછેડાની વિરુદ્ધ બોલે છે ને ત્યાંની કોર્ટોમાં છૂટાછેડાની વિરુદ્ધ આજકાલ ઘણો પ્રચાર કરવામાં આવે છે.

અમેરિકાનાં લોકોને આપણા કરતાં મોજશોખનો અને આનંદ માણવાનો શોખ વધારે હોય છે; પરંતુ ત્યાંની સ્ત્રીઓ ઘરકામમાં પણ એટલી જ પાવરધી હોય છે. મુંબઈની ઘણી શ્રીમંત સ્ત્રીઓને રસોઈ કરવાનો કે ઘરકામનો શોખ નથી હોતો ને તેઓ આખો વખત બનીઠનીને ક્લબો સિનેમા ને પાર્ટીઓમાં ફર્યા કરે છે; પણ અમેરિકાની સ્ત્રીઓમાં આવી તો કોઈક જ હોય છે ત્યાંની અત્યંત મોંઘવારીને લીધે લોકો વધારે ભાગે તો એક પણ નોકર રાખી શકતા જ નથી. ત્યાં મોટર, રેડિયો કે ફ્રિજીડેર કરતાં નોકર વધારે મોંઘો પડે છે; તેથી ઘરની સ્ત્રી જ રસોઈ, કપડાં ધોવાં, વાસણ માંજવાં, ઘર સાફસૂફ કરવું, પથારીઓ કરવી, છોકરાંને સંભાળવાં વગેરે બધું કામ પોતાને હાથે જ કરે છે. એ કે ત્યાંની આધુનિક સાધનોની સગવડથી આ બધું કામ બહુ ઝડપથી પતાવી શકાય છે. આપણી રસોઈ જેટલી એ લોકોની રસોઈમાં કડાકૂટ નથી હોતી ને અડધુંપડધું ખાવાનું તો, પતરાના ડબ્બામાં, બજારમાંથી જ તૈયાર મળે છે. વળી ત્યાંના પુરુષો પણ પોતાની સ્ત્રીઓને ઘરકામમાં—ફુરસદે, ઘણી જ મદદ કરે છે. વાસણ ધોવામાં ને લૂછવામાં, ઘર ચોખ્ખું રાખવામાં, છોકરાંને સંભાળવામાં, બજારમાંથી શાકભાજી, ફળ વગેરે ખરીદવામાં પુરુષો દરેક જાતની મદદ કરે છે. ઘરનું સમારકામ અથવા તો બગીચો સાચવવાનું કે ફૂલભાજી ઉગાડવાનું કામ તો પુરુષો જ ઘણે ભાગે કરે છે. પત્નીને કંઈક કારણસર બહાર જવું હોય તો પતિ પોતાની ખુશીથી ઘેર રહી છોકરાં સંભાળે છે. પતિઓ આવી રીતે પોતાની પત્નીઓને ઘરકામમાં મદદ કરે તે એક ફરજ છે એમ અમેરિકન સ્ત્રીઓ માને છે. જો કે ભણેલી પત્નીઓ પોતાના પતિઓને ઑફિસના કામમાં ટાઈપ કરી આપી અથવા તો આર્થિક મુશ્કેલી હોય તો કમાઈને વગેરે ઘણી રીતે મદદ કરે છે. એ લોકો એમ માને જ છે કે પરિણીત જીવનમાં પરસ્પરના દરેક કામમાં રસ લેવાની ને મદદ કરવાની પતિ અને પત્નીની ફરજ છે.

ત્યાંની સ્ત્રીઓ આટલું કામ કરવા છતાં પોતાનાં ઘર, બિછાનાં, સ્નાનગૃહ ને પોતાનાં બાળકોને હમેશ ઘણાં જ સ્વચ્છ ને સુઘડ રાખે છે. નિશાળો ને કૉલેજોમાં—ખાસ છોકરીઓ માટે—રાંધણકળા, ઘર સ્વચ્છ ને સુંદર રાખવાની કળા, બાળઉછેર, બાળ-માનસ, લગ્ન અને કૌટુંબિક જીવન, વગેરે વિષયો શિખવાય છે. પરણેલી સ્ત્રીઓ માટે પણ આ વિષયો પર વખતોવખત ભાષણો તથા ચર્ચાઓ થાય છે અને એવી બાબતમાં સલાહ આપવા માટે દરેક ગામ કે શહેરમાં સૌને માટે પુરુષડાક્ટર ને નિષ્ણાતો હોય છે ત્યાંની સામાન્ય સ્ત્રીઓ પોતાનાં બાળકોને ઉછેરવામાં ને ભણાવવામાં ખૂબ રસ લે છે ને તેઓને દરેક જાતની મદદ કરે છે. છોકરાં મોટાં થઈ જાય ત્યારે પણ ત્યાંની સ્ત્રીઓ આળસુની જેમ બેસી રહેતી નથી પોતાના ગામ અથવા શહેરની અનેક પ્રવૃત્તિઓમાં અને સમાજસેવાનાં કામમાં ભાગ લે છે અથવા તો કોઈ જાતની નોકરી પણ કરે છે

અમેરિકાનાં યુવકયુવતીઓ હમેશ ચેતન ને થનગનાટથી ભરેલાં, તોફાની, મસ્તીખોર ને ચંચળ હોય છે. તેમને રમતગમત ને મોજમજાહનો ખૂબ શોખ હોય છે. મને એવું લાગેલું કે ત્યાંની ઘણી-ખરી કૉલેજની છોકરીઓને કોઈ પણ ગંભીર વિષય પર ચર્ચા કરવા કરતાં પોતાની કૉલેજની નાનકડી દુનિયા, પોતાના મિત્રો ને પોતાનાં કપડાં વગેરે વિષયો પર જ વાતો

આવ્યો હતો. એક શેઠજી ગાંજાખોરીની બૂરી લતથી હેરાનપરેશાન બની ગયા હતા. એકવાર એ શેઠજીના ગામમાં કોઈ એક મોટા સંન્યાસી ચાતુર્માસ ગાળવા આવી પહોંચ્યા. શેઠજીએ સંન્યાસીને પ્રાર્થના કરી, કે 'મહારાજ, કોઈ એવી તદબીર બતાવો કે જેથી હું ભગવાનને માર્ગે ચડી જાઉં.' વાતવાતમાં સ્વામીજીને ખબર પડી ગઈ, કે શેઠજી તો ભારે ગાંજાખોર છે. રોજ સવા રૂપિયાનો ગાંજો ફૂંકી નાખે છે. સ્વામીજીએ એ જ દિવસે શેઠજી સાથે વિશેષ કંઈ જ વાત ન કરતાં તેને વિદાય કરી દીધો. બીજે દિવસે પાછા શેઠજી સ્વામીજીના દર્શને આવ્યા ને સ્વામીજીના ચરણોમાં પડી કાકલૂદી કરવા લાગ્યા, કે 'મહારાજ, મેં બહુબહુ કોશિષ કરી જોઈ છે; છતાં આ વ્યસનમાંથી છૂટી શકાતું નથી. છૂટવાની ઇચ્છા તો છે પણ શું કરું ? લાચાર છું.' શેઠજીની આંખમાં આંસુ ભરાઈ આવ્યાં હતાં. શેઠજીની એવી લાચાર અવસ્થા જોઈ તે સ્વામીજીએ એને ઉપદેશ આપ્યો, કે 'ઠીક છે, રાત્રે સૂતા પહેલાં રોજ રામનામનો દસહજાર જપ કરવાનો નીમ લેજો.' સ્વામીનો એ ઉપદેશ શેઠજીએ માથે ચડાવ્યો ને પૂરી આસ્થાથી પાળ્યો. તેને પરિણામે મહિનાભરમાં તો તેની ગાંજાખોરીની બૂરી લત સમૂળગી છૂટી ગઈ. સ્વામીજીને પોતાને મોઢે જ આ વાત મેં જાણી છે. સ્વામીજી અમને એ વાત કહી સંભળાવતા હતા ત્યારે શેઠજી પોતે પણ હાજર હતા.

(૬) બીજો એવોય એક પ્રસંગ મને યાદ છે. એક વૃદ્ધ કારકુન હતા. તેઓ સરકારી હોદ્દેદાર હતા. તેમને પીવાની લત હતી. પાકા દારૂડિયા હતા. એક વાર સ્વ. શ્રી. શ્યામાચરણ લાહિરી સાથે એમની મુલાકાત થઈ. વ્યસનમાંથી છૂટવા બાબતની વાતચીતમાં લાહિરીજીએ ટકોર કરી, કે 'ભાઈ, રામનામનું શરણું લ્યો. બીજો કોઈ જ માર્ગ નથી.' એ ભાઈના દિલમાં વાત વસી ગઈ. રામનામને પ્રભાવે તેમની બાટલી કાયમ માટે છૂટી ગઈ.

આવા તો બીજા કેટલા ય દાખલાઓ છે, પણ એ બધાને ટાંકી બતાવીને લેખનું કદ વધારવું ઉચિત નથી ગણતો. આજકાલના ભણેલ બુદ્ધિવાળાઓ આવા પ્રસંગોને નવીન 'ભક્તિપ્રકાર' શા ગણી કાઢશે. પરંતુ હું તો શરૂઆતમાં જ કહી ચૂક્યો છું કે મારો અભિપ્રાય એથી જુદો જ છે. ભગવન્નામસ્મરણ બાબતમાં ઊઠતી બધી શંકાઓનું નિવારણ કરવાની મારી ગુંજાશ નથી, એ તો હું કહી દઉં છું. રામસ્મરણ એ તો અધ્યાત્મ ક્ષેત્રની સૌથી શ્રેષ્ઠ વસ્તુ છે. એ ચમત્કારી ચીજના પ્રભાવે મનુષ્યના અંતરમાં રહેલા સર્વશ્રેષ્ઠ ભાવો જાગ્રત થઈ દિવ્ય ચેતનવંતા બને છે. દુઃખી–આર્ત હૃદયોને એનાથી પૂરી શાંતિ મળતી રહી છે.

જગતના મોટા ભાગના લોકો કોઈ ને કોઈ દૈવી સત્તામાં વિશ્વાસ ધરાવે છે. એ સત્તાને તેઓ પછી ચાહે તે નામથી સંબોધતા હોય, ચાહે તે નામથી ઓળખાવતા હોય પણ એવી કોઈ દૈવી સત્તાના અસ્તિત્વમાં તેઓ માને તો છે જ. મોટામોટા બુદ્ધિમાનો પણ 'એ'નો ઇન્કાર નથી કરી શક્યા. એ બધા જ બુદ્ધિમાનો ઘોર મૂર્ખ હતા, જડભરત હતા એવું માની લેવું એ તો નાદાની જ ગણાય. આ દિવ્ય માર્ગ પર ચાલવાવાળાઓ માટે એ મહાપુરુષો ઠેરઠેર દીપસ્તંભો રોપતા ગયા છે. એ મહાપુરુષોનાં માર્ગદર્શન તથા નિશ્ચિત ધોરણને કારણે જ થાકેલા ને માર્ગભૂલેલા મુસાફરોને જરૂરી બળ અને પ્રોત્સાહન મળે છે અને એવો વિશ્વાસ બંધાવા પામે છે કે જે લક્ષ્યને પહોંચવા તેઓ મથી રહ્યા છે તે સત્ય

છે. પ્રાપ્ત કરવાનું એ લક્ષ્ય એક જ છે, એનાં નામ તથા એને પામવાના માર્ગ નિરનિરાળા છે. એટલે એના વિષેની ચૈનુભૂતિઓ પણ નિરનિરાળી હોય જ. છતાં એ લક્ષ્ય પોતે તો સદાય સત્ય, સનાતન, અદ્વિતીય અને નિત્ય પ્રકાશમાન હોય છે

એ સર્વશક્તિમાન, સર્વજ્ઞ અને સર્વવ્યાપક એક પ્રભુની સત્તાનો સ્વીકાર કરવાની સાથે જ એ વાતનો પણ સ્વીકાર કર્યા વગર છૂટકો નથી કે એ સત્તાના ચિંતન–સ્મરણથી માનવી ભીતર તેમ જ બહારથી પવિત્ર બની શકે પરંતુ શબ્દનો આધાર લીધા વગર એનું ચિંતન શી રીતે શક્ય બને? એટલે એ નામહીનનાં નામો પડ્યાં. પ્રભુ પોતે સર્વરૂપે વિલસતા હોવા છતાં નામ તેમ જ રૂપમાત્રથી પર છે. અને કેવો છે મહિમા એ નામનો! રોજરોજ આપણે કાને પડે છે 'पावनं राम! नाम ते।' એનો અર્થ એક જ છે. 'ભગવન્! કેવું પવિત્ર છે તારું નામ!' સમજુ અને શાણા જનોને આ મહાન સંગીતમાં કોઈ જાતનો વિસંવાદી સૂર કદી જ નથી સંભળાયો. પ્રભુનામનો પ્રભાવ પારસમણિ સરખો છે. પારસમણિના સ્પર્શમાત્રથી લોઢું જેમ કંચન બની જાય છે તેમ પ્રભુના સ્મરણના પ્રભાવે માનવકુળના હીન અને નબળા વિચારોમાં એકાએક પલટો આવી જઈ દિવ્ય ચેતના અને અદમ્ય શક્તિ સ્ફુરવા લાગે છે. હૃદયની પ્રયોગશાળામાં ભાવની વિદ્યુતજ્યોત જલાવીને શબ્દલહરીઓની મદદથી એક એવી શક્તિ પ્રગટાવી રહે છે કે જેની આગળ વિજ્ઞાન બિચારું મૂગું બની જાય છે. અહીં આગળ તો એ પરાત્પર શક્તિ ખુદ આવિર્ભૂત થાય છે કે જેના વિષે માનવીઓનું તમામ જ્ઞાન સાવ અધૂરું છે, એટલે એનું વર્ણન તો કોઈ પણ માનવી કેમ જ કરી શકે? ભગવાનના અસંખ્ય નામોમાંથી હરકોઈ એકનું ધ્યાનપૂર્વક વારંવાર રટણ કરવાથી અનાજનાં મોજાં ઉત્પન્ન થાય છે. નામસ્મરણના પ્રભાવ સંબંધમાં નામરસના અનુભવી સજ્જનોના દિલમાં કોઈ જાતની આશંકા કદાપિ જન્મી નથી– એક પલક માટે પણ નહિ જ. સંદેહ કે આશંકાને એવાના હૃદયમાં અવકાશ જ ક્યાંથી મળે? અંતરમાં ઓતપ્રોત રહેલી નામસ્મરણની વૃત્તિ દ્વારા 'નામ'ની સાથે એમનો સંબંધ એટલો તો ગાઢ બની ગયો હોય છે કે તેને પરિણામે નામ વિષેની એમની આસ્થા અવિચળ–દૃઢ બની ગઈ હોય છે. એટલે જ નામસાધનામાં પ્રવૃત્ત થયેલા અને નામરસે રંગાયેલા પુરુષના શાંત ગંભીર હૃદયમાં સંદેહના પરપોટા કદાપિ ઊઠતા નથી; એટલું જ નહિ પણ વિપરિત ભાવ પણ કદાપિ પ્રગટવા પામતા નથી શંકા–કુશંકાઓ તો અનાડીઓના માર્ગમાં ઉપસ્થિત થાય છે. કે જેમને સંદેહનાં મોજાં અને પરપોટાઓને ચીરીને, તરેહવાર સંશયોની અંધારી ગલીઓને વટાવીને એ મધુમય પરમધામમાં પહોંચવુ પડ્યું છે. એ પરમધામમાં નિરંતર વસંતઋતુ વિલસે છે, સર્વત્ર લીલાલહેર છે.

ભગવાનનું નામ કેવું અદ્ભુત અસર નિપજાવે છે તે વાસ્તવિક જ્ઞાનના અભાવવાળા અને આ વિષયના કેવળ બીનઅનુભવી શખ્સને બતાવવાની કે સમજાવવાની ચેષ્ટા કરવી એ બિલકુલ મિથ્યા છે ભગવન્નામ જીવાત્માની અંતશ્ચેતના તથા સુસચેતનાને કેવી જાગૃત કરી આપે છે, એ તો કોઈ મનોવિજ્ઞાનનો નિષ્ણાત જ બતાવી શકે. છેલ્લાં કેટલાંક વર્ષોમાં મનોવિજ્ઞાને સારી પ્રગતિ સાધી છે, તોપણ અંતશ્ચેતનાના ક્ષેત્રથી આગળ તો તે વધી શક્યું નથી. મનોવિજ્ઞાનના પંડિતો પણ આ-

વાત સ્વીકારે છે. એટલે મનોવિજ્ઞાનના ક્ષેત્રમાં જે જે કંઈ શોધો હાથ લાગી છે, તેના આધારે ચેતનના ક્ષેત્રની બહારના પ્રદેશમાં આપણી ગતિ જ નથી થઈ શકતી. અત્યાર સુધીની મનોવિજ્ઞાનની માનવશોધો ભૌતિક ક્ષેત્રથી આગળ વધી શકી નથી. તેમાં વળી મુસીબત તો એ છે કે બાહ્ય વિષયોનો આપણને જેટલો સંપર્ક છે—બાહ્ય વિષયોનું આપણને જેટલું ભાન છે તેટલું અંતરસ્થનું ક્યાં છે? આ બાહ્ય જગત પણ સૂક્ષ્મ જગતનું જ સ્થૂળ સ્વરૂપ છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી જે બાબતોનો નિર્ણય તર્કબુદ્ધિથી નથી થઈ શકતો તેવી બાબતમાં સહજ વિશ્વાસ બંધાવાને બદલે શંકાશીલ વૃત્તિ ઉદ્ભવે એ બિલકુલ સ્વાભાવિક છે; એટલું જ નહિ પણ સચ્ચાઈની નિશાની છે.

વારુ, તો હવે આપણે એના બાહ્યરૂપનો જ વિચાર કરવો રહ્યો. પરંતુ એ પ્રયત્ન માનવજીવનના એકાંગી ને અધૂરા અભ્યાસમાં જ પરિણમવાનો. દશા એવી થઈ છે, આપણી મનોવૃત્તિ પણ એવી બની ગઈ છે કે અંતરસ્થળમાં પ્રવેશવાને બદલે બાહ્યદૃષ્ટિ જ આપણને વધારે સ્વાભાવિક થઈ પડી છે. એટલા માટે તો મેં શરીર સાથે સંબંધ ધરાવતી જ થોડીક ઘટનાઓ વર્ણવી છે. આ અમોઘ ઔષધનો પ્રયોગ સ્વયં કરી જોવાથી મારા કથનની સચ્ચાઈની કસોટી કરી જોવા જેવી છે.

અંગ્રેજ પંડિત એફ. ટી. બુકસે ટેનિસન કવિ વિષે એક મનોરંજક વાત લખી છે: ટેનિસન કવિ પોતે પોતાના જ નામનો—આલ્ફ્રેડનો—ઉચ્ચાર કરતોકરતો સમાધિસ્થ થઈ જતો હતો. આમ છે તો પછી આપણે સુપરિચિત ને ટેવાઈ ગયેલા નામોનું ઉચ્ચારણ કરી એ પ્રકારની સમાધિનો અનુભવ શા માટે ન કરી શકીએ? વારંવાર કાને પડતા કે મુખે ઉચ્ચારાતા કોઈ પણ ધ્વનિનો પ્રભાવ માનવીના સમગ્ર સ્નાયુમંડળ પર પડ્યા વગર રહેતો નથી, એ વાત બિલકુલ સાચી છે. ઉપર જેજે ઘટનાઓનો ઉલ્લેખ મેં કર્યો છે, તેમાં દર્શાવાતા મોટા ભાગના વ્યાધિઓનો સંબંધ સ્નાયુઓ સાથે જ હતો, અને સ્નાયુમંડળને અસર પહોંચાડનારી એક ખાસ પ્રક્રિયાને કારણે જ એ રોગો મટવા પામ્યા હતા. આપણી પરિસ્થિતિ આજકાલ એવી થઈ પડી છે કે કોઈ પણ બનાવનો પ્રભાવ ઝટદેતોકને આપણા મગજ પર તથા આપણી સંવેદન શક્તિ પર પડે છે; અને તેની ગાઢ અસર આપણા સ્નાયુઓ પર પડે છે. સ્નાયુવિકારનાં દરદો આજકાલ સાધારણ થઈ પડ્યાં છે. ભગવન્નામસ્મરણથી પ્રભુનામનું એકાદુ રટણ કરવાથી કોઈ પણ જાતનું સ્નાયુવગરનું દરદ મટી જવું જ જોઈએ એવો દૃઢ વિશ્વાસ મને છે. આપણા પૂર્વજોને આ અદ્ભુત જડીબુટ્ટી ક્યાંથી ને કેમ કરતાં સાંપડી એ તો રામને ખબર. પરંતુ એ જડીબુટ્ટી દરેક દેશની હરકોઈ ભાષામાં મળી આવે છે એ નર્યું સત્ય છે. ભગવન્નામનો જેટલો પ્રભાવ મનુષ્યની અંતશ્ચેતના તથા સ્નાયુમંડળ પર પડે છે એટલો બીજા કોઈ પણ શબ્દનો નથી પડતો એ સાવ સાચું છે. સૂતાં પહેલાં ધીરેધીરે, શાંતિપૂર્વક ભગવાનનું નામસ્મરણ થોડીવાર—થોડીક ક્ષણો માટે કરવાની આદત પાડવાથી તેની જાદુઈ અસર જણાયા વગર રહેશે નહિ. દિવસભરનો થાક્યોપાક્યો મનુષ્ય ઝટ દેતોકને નિદ્રાદેવીની મીઠી ગોદમાં ચાલ્યો જશે અને સ્નાયુઓમાં એવી સ્વસ્થતા આવેલી લાગશે કે બીજે દિવસે સવારે ઊઠતાં જ એને પોતાનામાં શક્તિઓનો અખૂટ ભંડાર ભરેલો હોવાનો અનુભવ થયા વગર નહિ રહે. આજની ડૉક્ટરી વિદ્યાને આ વાતની પ્રતીતિ મેળવવાની

હજી બાકી છે પરંતુ આપણા પૂર્વજો, આપણા ઋષિમુનિઓ આ રહસ્યના અચ્છા જાણકાર હતા. ધન્વંતરી એ આપણા ભારતવર્ષનો સર્વશ્રેષ્ઠ ચિકિત્સક ગણાય છે. ભગવાનનો એ અવતાર મનાય છે એ ધન્વંતરીભગવાનના નીચેના વેણ આપણે હોંશેહોંશે યાદ રાખીએ:

अच्युतानन्तगोविन्दनामोच्चारणभेषजात् ।
नश्यन्ति सकलारोगाः सत्य सत्यं वदाम्यहम् ॥

અર્થાત્ કે 'હું સાચું જ કહું છું કે અચ્યુત, અનંત, ગોવિંદ—એ નામોના ઉચ્ચારણમાત્રથી સર્વ જાતના રોગો મટી જાય છે.'

તો પછી મારા સુજ્ઞ વાચક પાસે હું એવી આશા રાખું કે તેઓ આ અદ્ભુત પ્રયોગને માત્ર થોડા જ દહાડા ઈમાનદારીપૂર્વક અજમાવી લેવાનું ઠરાવે તો તે આશા વધારે-પડતી નહિ જ ગણાય. પ્રયોગ બિલકુલ નિર્દોષ છે એનાથી કોઈ જાતની હાનિ તો થવાની જ નથી આપણે સહુ એ ન અજમાવીએ!

★

એક વખત એક બાવીસ-ત્રેવીસ વર્ષનો છોકરો એક સ્વામી પાસે ગયો. છોકરાએ પૂછ્યું '

'મહારાજ, આ જગતમાં બધા ભેદ શા માટે રાખે છે?'

સ્વામીએ કહ્યું: 'તમે ભેદ નથી રાખતા?'

'જી ના, હું નથી રાખતો'

'તમે પરણેલા છો?'

'હાજી'

'તમારા માતુશ્રી હયાત છે?'

'હાજી'

'તમે માતુશ્રીને પગે લાગો છો?'

'વારતહેવારે પગે લાગું છું'

'તમે તમારી પત્નીને પગે લાગો છો?'

છોકરો ચૂપ રહ્યો એટલે સ્વામી બોલ્યા: 'એમ કેમ? માતુશ્રીને પગે લાગવું તો પત્નીને પણ પગે લાગવું જ જોઈએ તમે તો ભેદ મૂકી દીધો છો!'

છોકરો શરમાઈ ગયો

# મહમૂદ ગઝનવી

### શ્રી દીનશા કાવસજી સીવવા

અજંટા-ઈલોરાના કલામંડપોના સર્જકોએ કોઈ પણ સ્થળે પોતાના નામનો કે રેખાંકનોના વર્ષનો ઉલ્લેખ સરખો યે આવવા દીધો નથી, પ્રાચીનકાળના ઋષિમુનિઓએ ક્યાં ય પોતાની જાતને મહત્ત્વ આપ્યું નથી; આપણને થાય છે કે નામ-કીર્તિ માટેનું કેવું ભવ્ય બલિદાન! પણ બીજી દષ્ટિએ વિચારતાં એમ થાય છે, કે સંશોધક કે ઇતિહાસકારને માટે આ કેટલી મોટી ખોટ છે? કંઈક આવું જ બન્યું છે આપણા ઇસવી સન પછીના ઇતિહાસ માટે. મૂળ પુરુષો કે બનાવોની આસપાસ આજે ન માની શકાય એવી કેટલીક દંતકથાઓ પણ વણાઈ ચૂકી છે. એવી અનેક વ્યક્તિઓમાંની એક તે કદાચ ગઝનીનો શાહ મહમૂદ હશે. થોડાક ઇતિહાસકારોએ શરૂશરૂમાં વહેતી મૂકેલી પચરંગી વાતોએ મહમૂદ ગઝનવીને કેવો ઘોર અન્યાય કર્યો છે તે લેખકે સપ્રમાણ રજૂ કર્યું છે.

પ્રાચીન હિંદુસ્તાનના ઇતિહાસ સાથે, ખાસ કરીને હિંદુસ્તાનના યુદ્ધને લગતા ઇતિહાસ સાથે, સોમનાથ પર સત્તર-સત્તર સવારીઓ કરનાર, ગઝની શહેરનો સુલતાન મહમૂદ વિશેષ પ્રસિદ્ધિ પામ્યો છે. એ સુલતાન ઈ.સ. ૯૯૮થી ૧૦૩૦ સુધી ગઝનીમાં રાજ્ય ભોગવી ગયો છે.

હિંદુસ્તાન પર બધી મળી એણે સત્તર સવારી કરેલી ઇતિહાસે નોંધી છે; પરંતુ કોઈ કોઈ ઇતિહાસમાં થોડી પણ લખાઈ છે. રતનજી ફરામજી શેઠના કૃત 'જ્ઞાનચક્ર' પુસ્તક ૮ માં બાર સવારીઓનું જ વર્ણન છે. એ બધું ગમે તેમ હોવા છતાં સવારી થયેલી છે તો ખરી જ: પરંતુ સવારીનું જે જાતનું વર્ણન મળે છે, તે તદ્દન સંપૂર્ણ રીતે માની શકાય એવું નથી; અને એવો મત અન્ય સુપ્રસિદ્ધ ને વિખ્યાત વિદ્વાન ઇતિહાસકારોનો પણ છે.

આ વિષયમાં અત્યાર અગાઉ ખૂબ સંશોધન થયું છે. સુપ્રસિદ્ધ ઇતિહાસકાર સુંદરલાલજી-નો એવો અભિપ્રાય છે, કે આ સવારીઓ અને તેને લગતો ઇતિહાસ કંઈક અતિશયોક્તિથી ભરેલો છે.

સ્વતંત્ર ભારત જ્યારે આ સવારીઓના ભોગ બનેલા સોમનાથનો જીર્ણોદ્ધાર કરવા ધારે છે, ત્યારે આ વાત સ્મૃતિપટ પર ફરી સજીવન થાય છે અને એ સાથે સાથે જ શંકા પણ ઉદ્ભવે છે, કે મહમૂદે સત્તર-સત્તર સવારીઓ શા માટે કરી હશે? અકેક વર્ષમાં બબ્બે સવારીઓનું વર્ણન મળે છે. તો શું એ બધી સવારી ગઝની શહેરથી જ શરૂ થઈ હશે? અને બધીમાં એ વિજય પામ્યો હશે? છતાં માની લઈએ કે તેમ થયું પણ હોય, તો હિંદુ ઇતિહાસકારો મહમૂદે કરેલી આ સત્તરવારની ભયંકર પાયમાલી કેમ કશે ય વર્ણવી નથી ગયા? હા, એક બીના મહમૂદની અને તેની સવારીઓ માટે ઘણું જ લખી જનારાઓની વિરુદ્ધ પણ છે, કે મહમૂદે સત્તર સવારી કરી તેનું વર્ણન ત્યાર પછી લગભગ ૨૦૦ વર્ષે પ્રથમ વાર આપણને મળે છે. એનું પ્રથમ વર્ણન 'ઇબ્નઅસીરે' ઈ. સ. ૧૨૩૦માં 'કામિલુ તવારિખ' નામે લખેલા પુસ્તકમાં કર્યું છે. સ્વાભાવિક રીતે જ પ્રશ્ન થાય છે કે શું મહમૂદની સવારીઓનું વર્ણન કરનાર છેક બસો વર્ષે પાક્યો?

ઇતિહાસકાર સુંદરલાલજી આ સવારીઓ વિશે લખતાં કહે છે: "ઇતિહાસમાં એવાં કેટલાં યે આશ્ચર્યો ભરેલાં છે. કલકત્તાની 'કાળી કોટડી' (અં. બ્લેક હોલ)ના કિસ્સાની

વાત સાવ જૂઠી છે, એવું કહેવાની આજથી પચાસ વર્ષ પર કોની હિંમત હતી ? અને આજે ય કેટલાક લોકો મળે છે, કે અઢારસો સત્તાવનની કાનપુરમાં થયેલી બીબીગઢવાળી કતલ અને ત્યાંના 'કૂવા'ની વાર્તા બનાવટી નથી ? દુનિયાના પ્રચલિત ઇતિહાસમાં તો કોને ખબર એવી કેટલી ય વાતો ચાલ્યા કરતી હશે ! '

ખરેજ, આ શબ્દો સાચા જ છે અને આપણું પૂરતું લક્ષ માગી લે છે. આજના શોધખોળના યુગમાં ઘણા ઇતિહાસ પર વિશ્વાસ મૂકી શકાતો નથી, એટલે ઇતિહાસને ગમે તેમ ઉથલાવવાનો કોઈને કશો ય હક કે અધિકાર નથી ઇતિહાસ તો અમુક યુગનો સાક્ષી છે

સોમનાથ પરની તથા પ્રભાસપાટણ પરની સવારી વિશે મહારાષ્ટ્રના વિદ્વાન ઇતિહાસકાર શ્રી. ચિંતામણિ વિનાયક વૈદ્યે વિદ્વત્તાપૂર્ણ એક અંગ્રેજી ગ્રંથ 'હિસ્ટરી ઑફ મિડિવલ હિંદુ ઇન્ડિયા'' લખ્યો છે તેમા એઓ લખે છે: "આ સોમનાથ પરનો હલ્લો મહમૂદની સૌથી મોટી કામગીરી મનાય છે તોપણ 'ઉતબી'ના લખેલા ઇતિહાસમા એનું વર્ણન જોવા મળતું નથી. આ ઉતબી ઈ.સ. ૧૦૨૯ સુધી, એટલે કે એ ઘટના બની કહેવાય છે ત્યારપછી, ચાર વર્ષ જીવ્યો હતો. 'રશીદુદ્દીને' પોતાનું પુસ્તક ત્યારપછીથી બસો વર્ષ રહીને લખ્યું છે. તેમા પણ સોમનાથ પરના આક્રમણનો કશો જ ઉલ્લેખ નથી. 'હમીલ્લાસુરશી'નું પુસ્તક પછી વીસ વર્ષે લખાયું, તેમાં પણ સોમનાથ પરના આક્રમણનો કોઈજ ઉલ્લેખ નથી એ હુમલાનો પહેલવહેલો ઉલ્લેખ ઇબ્ન અસીરના ગ્રંથ-(ઈ. સ. ૧૨૭૦)માં મળે છે અને ત્યારપછીના ઇતિહાસ લખનારાઓએ અસીરના વર્ણનમાં જ વધારે રંગ પૂર્યા છે."

ઈ સ ૯૬૧માં સોલંકી વંશનો પ્રથમ રાજા મૂળરાજ અણહીલવાડ પાટણની ગાદીએ આવ્યો. ત્યારથી ગુજરાતનાં અનેક શહેરોનો અને રાજાઓનો ઇતિહાસ ઘણે ઠેકાણે કડીબદ્ધ મળે છે કોક ઠેકાણે વળી ત્રૂટકત્રૂટક પણ ઇતિહાસ તો મળે જ છે જ જ્યારે આ સદીના અંતથી શરૂ થયેલી મહમૂદની હિંદ પરની સવારીઓનો ઇતિહાસ કેમ ન નોંધાયો ? શા માટે હિંદુ ઇતિહાસકારોએ મહમૂદના આવાં કૃત્યોને ઉઘાડાં પાડી કડક ટીકા ન કરી ? શા માટે આવી સવારીઓને ધર્મા ધ ન ગણાવી ? તે ઉપરાંત આ સમયના અનેક શીલાલેખો, તામ્રપત્રો, તાડપત્રો યા કોઈક એવી હસ્તલિખિત શાહદતો શા માટે ન રહેવા પામી ? આ અને આવા પ્રશ્નો સહેજે આપણા મનમા ઉદ્ભવે છે

પ્રસિદ્ધ લેખક અને ઇતિહાસકાર કનૈયાલાલ મુનશીએ સોમનાથ પરની મહમૂદની સવારીઓનું વર્ણન 'જય સોમનાથ' નામની એમની નવલકથામાં કર્યું છે. એના 'આમુખ'-મા તેઓ લખે છે 'આ આક્રમણનાં મૂળ સાધનો મુસ્લિમ તવારિખોમા મળે છે, પણ અનેક સામગ્રીઓ જોયા પછી એમાં તથ્ય ઓછું છે, એમ મને લાગે છે ' તે માટેનાં કારણો આપતાં તેઓ લખે છે :

"૧. હિંદી તવારીખોમા આ આક્રમણ માટે કંઈ પણ ઉલ્લેખ નથી.

"૨. મુસ્લિમ ઇતિહાસકાર ફરીસ્તા કહે છે, કે 'નહરવાલ'(અણહીલવાડ)નો રાજા બિરહમદેવ (ભીમદેવ), અજમેરના નરેશ તથા અન્ય રાજાઓના સૈન્યને એકત્રિત કરી તેનો રસ્તો રોકવાની પ્રબળ તૈયારી કરી રહ્યો હતો, એથી સુલતાને સિંધને માર્ગે મુલતાન જવાનો વિચાર કર્યો. માર્ગમાં અસહ્ય તાપને લીધે સૈન્યનો ઘણો ભાગ પાગલ થઈ મરણ પામ્યો. તો ભીમદેવનો આવા મોટા

વિજયનો ઉલ્લેખ કેમ કોઈ પ્રશસ્તિમાં, દ્વયાશ્રયમાં, કીર્તિકૌમુદીમાં કે કોઈ બીજા ઇતિહાસમાં નથી?

"૩. મુસ્લિમ તવારીખો એમ કહે છે, કે મહમૂદે પાટણની ગાદીએ કોઈ ડાબિશિલીમને ખંડિયા તરીકે બેસાડ્યો. પણ આ વાતને કોઈ હિંદી સાધનનો આધાર નથી.

"૪. આપણા ઉપલબ્ધ ઐતિહાસિક સાધનો ભીમદેવનો રાજ્યકાળ હમેશાં વણતૂટ્યો ગણે છે. વિક્રમ સંવત ૧૦૮૬ના તામ્રપત્ર પરથી ભીમદેવ કચ્છ પર રાજ્ય કરતા લાગે છે ને વિક્રમ સંવત ૧૦૮૮માં એનો મંત્રી વિમલ આબુ પર મોટું મંદિર બંધાવે છે. આક્રમણ ૧૦૮૨–૮૩માં થયું હોય તો આ સત્તા ને સમૃદ્ધિ જરા અજબ જેવાં લાગે છે.

"૫. સોમનાથના આક્રમણનો પહેલો વિગતવાર ઉલ્લેખ મહમૂદના સમય પછી બસે વર્ષે આસરે ઈ. સ. ૧૨૩૦માં ઇબ્ન અસીરની 'કામિલુ તવારિખ'માં મળે છે.

"૬. કેટલાક મુસ્લિમ તવારિખકારો જે સોમનાથની મૂર્તિનું વર્ણન આપે છે એ હિંદુની દૃષ્ટિએ અસંભવિત છે, એટલું જ નહિ પણ અલબરુની–જેણે એ મૂર્તિ જાતે જોઈ હતી તે, સાક્ષી પૂરે છે કે સોમનાથનું લિંગ હતું અને તે શિવમંદિરમાં હોય છે તેવું નક્કર હતું. મહમૂદની કીર્તિ ગાનારા કહે છે તેમ એ મૂર્તિ પોલી નહોતી."

મુનશીનાં આ કારણોમાં મુસ્લિમ તવારિખ લખનારાઓ સત્યથી કેટલા વેગળા હતા તે આપણે જોઈ શકીએ છીએ.

વળી ચિંતામણિ વૈદ્ય કહે છે, કે ખુદ સોમનાથ જેવાં મોટાં મંદિર અને તેના રાજ્ય પર આવડી મોટી આફત વરસી તો શા માટે હિંદુ લેખકોએ તેનું કાંઈ ન લખ્યું? આ ઉપરથી એટલું તો સિદ્ધ થાય છે, કે આ પ્રસંગ શરૂઆતથી જ વધારીને તથા એના ઉપર વધુ પડતો ઓપ ચડાવીને વર્ણવાયો છે.

મહમૂદે મૂર્તિઓ તોડી અને તે કાર્ય એણે 'કુરાનેશરીફ'ના નિયમે કર્યું, એવી પણ વાતો વહેતી મુકાઈ છે. સોમનાથનાં મંદિરમાં સોમનાથની મૂર્તિ અખંડ ન હતી, પણ અંદરથી પોલી હતી; એટલે તેમાં પુષ્કળ ધન, ઝવેરાત વગેરે ભરવામાં આવતું. મહમૂદે એ મૂર્તિને તોડવાનો નિશ્ચય કર્યો ત્યારે હિંદુ બ્રાહ્મણોએ એ મૂર્તિ ન તોડે તો કરોડો રૂપિયા આપવાનું કહ્યું. તેના સેનાપતિઓએ મહમૂદને એ માગણી સ્વીકારી લેવા કહ્યું, ત્યારે મહમૂદે કહ્યું : 'ખુદાની હજુરમાં હું બુતફરોશ (મૂર્તિઓનું સાટું કરનાર) કરતાં બુતશિકન (મૂર્તિઓ ભાંગનાર) તરીકે હાજર થઈશ.' ઉપજાવી કાઢેલો આ એક તુક્કો જ છે. ધર્મઝનૂન પ્રકટાવવાનો આ કથનમાં ઇરાદો છે.

મુસ્લિમો હમેશાં આવી ઘટનાઓ વખતે કુરાનને આગળ ધરે છે. પરંતુ વૈદ્ય એમ લખે છે કે: 'અલ્લા સિવાય જે દેવદેવીઓ (મૂર્તિઓ વગેરે)ની પૂજા કરવામાં આવે છે તે બધાને બૂરા ન કહેશો' એમ કુરાન કહે છે. હવે મુસ્લિમ તવારીખનવેશો શું કહેશે?

જેટલું સોમનાથ માટે લખાયું અને એને જેટલું મહત્ત્વ અપાયું એટલું તેના લિંગને પણ અપાયું. છતાં અલબરુનીએ–જેણે ઘણી વિગતો લખી છે; અને આજે પણ તેણે લખેલાં પુસ્તકોની ગુજરાતી કૃતિઓમાં 'અલબરુનીનું હિંદ' વાંચવા મળે છે. તેણે, આ લિંગ જોયાનું જણાવ્યું છે અને તે નક્કર હતું એમ તે જણાવી ગયો છે. તો પછી લિંગ પોલું ક્યાંથી આવ્યું? અને ખજાનો શામાટે મૂર્તિમાં જ ભરી રખાયો?

આ લિંગના સંબંધમાં ઇતિહાસકાર વિલ્સને લખ્યું છે કે: 'આની પહેલાના મુસલમાન લેખકોમાંથી, મૂર્તિનાં અંગ તોડી

નાખવામાં આવ્યાં હતાં એવો કોઈ ઉલ્લેખ જ્યાંયે નથી સાચી વાત એવી છે કે એ મૂર્તિને અંગો જ ન હતાં અને તેની અંદર રહેલા ખજાનાનો પણ ક્યાંય ઉલ્લેખ નથી આનું કારણ પણ સાફ છે મૂર્તિ નક્કર હતી અને તેમાં ખજાનો ભરવાનું બની શકે તેવું જ નહોતું કોઈ પણ જાતના આધાર વિના ફિરસ્તાઓ મોતી ને નીલમથી ભરેલા ખજાનાની વાત ઉપજાવી કાઢે છે, આથી વધુ પૂરાવો શો હોઈ શકે ? આ તો સ્વતંત્ર ઇતિહાસ લખનારા એક તટસ્થનો મત છે

મુસ્લિમ લેખકો પોતે તેમના સુલતાનોની નજરમાં પ્રિય દેખાવાને માટે જ અનેક બીનાઓ ઉપજાવીને અથવા ઊલટી રીતે બનાવીને લખતા આનો પૂરાવો એક બીજા પ્રસંગે પણ મળે છે

અષો સ્પિતમ જરથુસ્ત સાહેબની લગભગ બધી જ બાબતો ગૂઢ છે એમાં એક સર્વ કેશ્મર' ના વૃક્ષની બીના પણ છે જરથુસ્ત સાહેબ ખુદાના દરબારમાંથી એ વૃક્ષ લાવ્યા હતા એના ઉપર ગુસ્તાસ્પ રાજવીને દીન કબૂલ કરવાની ચેતવણી જેવું લખાણ પાંદડેપાંદડે હતું એવું અલંકારિક ભાષામાં લખાણ છે આ એક ઐતિહાસિક બનાવ છે

અષો જરથુસ્ત થઈ ગયા પછી ૧૪૫૦ વર્ષ બાદ 'મુતવકકેલ અબ્બાસી' નામે એક મુસ્લિમ બાદશાહ થઈ ગયો તેને આ ઝાડ વિષે ખબર પડી એટલે એ ઝાડ પોતે જોવાની ખ્વાહેશ દર્શાવી એણે હુકમ કર્યો કે એ ઝાડ કાપી મારી સમક્ષ લાવો જ્યારે આ ઝાડ કાપવા માણસો ગયા ત્યારે કહે છે કે ત્યાં રહેતા માણસોએ ઝાડ ન કાપે તો (જેમ સોમનાથના લિંગને ન તોડે તો કરોડો રૂપિયા હિંદુ બ્રાહ્મણોએ મહમૂદને આપવા કહ્યા હતા તેમ) માગે એટલો ખજાનો આપવા કહ્યું પરંતુ રાજાએ હઠ છોડી નહિ અને તે ઝાડ કપાયું અને એના માણસોએ ખેચતાંખેચતાં એના દરબારમાં એ વૃક્ષ લઈ જવા માંડયું પરંતુ તેવામાં જ એક વિચિત્ર ઘટના બની શહેરથી માત્ર એક જ ગાઉ દૂર આ વૃક્ષ હતું ત્યાં જ રાજા મૃત્યુ પામ્યો-ગુલામોએ રાત્રે એને મારી નાખ્યો હતો

હવે જરથુસ્તને થઈ ગયાને આજથી લગભગ ૮૦૦૦ વર્ષ થયાં જ્યારે મુસ્લિમ શબ્દ જ દોઢ હજાર વર્ષ પૂર્વે મહમદ પયગંબરે દીન ફેલાવ્યા બાદ પ્રકાશ પામ્યો તો પછી આ ઝાડ વચ્ચે કેટલા હજારનો તફાવત ? છતાં આ એક વિચિત્ર મેળનું જ પરિણામ છે જો ઝાડ જેવું જ હતું તો તે ઝાડ આગળ જઈને કોઈ આવત કાપીને લાવવાની વાત જ ઉપજાવી કાઢેલી છે

હવે ધર્મ બારે કુરાનનો મત જોઈએ જે કુરાનની હું અહીં શહાદત ટાંકુ છું તે પ્રત હબીબ મેમોરિયલ ટ્રસ્ટ તરફથી ૧૯૪૩માં પ્રગટ થયેલી છે 'જેઓ અલ્લાહ સાથેનો કરાર તેના નક્કી થયા પછી તોડી નાખે છે તેઓ નુકસાનમાં રહેનાર છે' (જુઓ કુરાન ભાગ પહેલો-૨૭) અલ્લાહ સાથેનો કરાર ધર્મને લગતો જ હોય છે એટલે તે તોડવાનું ફરમાન કુરાન આપતું નથી 'જે પોતાના દીનથી ફરી જશે અને બેઈમાનીની હાલતમાં મરી જશે, તેવા લોકોનાં કર્મો આલોક તેમ જ પરલોકમાં નષ્ટ થઈ જશે' (ભાગ ૨ જો-૨૧૭) દીન ધર્મથી ફરી જઈ બેઈમાની કરનારને શું પરિણામ મળે છે તે કુરાને સ્પષ્ટ કર્યું છે પરંતુ કુરાન તો આગળ વધીને કહે છે, કે 'ધર્મમાં કોઈ જાતની જબરદસ્તી નથી' (કુરાન ભાગ ૩ જો-૨૫૬) હવે મહમૂદ જેવો સુલતાન કુરાનના આ મતથી કદી પણ ઊલટો ચાલે જ નહિ કુરાનનું ફરમાન જ

તેને મકાન ન મળ્યું ત્યારે તેની મૂંઝવણ વધી. તેમ કરતાંકરતાં એક મહિનો પસાર થઈ ગયો. હવે જેમજેમ દિવસો પસાર થતા ગયા તેમતેમ સુરેન્દ્ર અને તેની સ્ત્રી અકળાવા લાગ્યાં. તેમને લાગ્યું, કે આ પ્રમાણે ક્યાં-સુધી પડી રહેવું? સામાની અગવડતા પણ આપણે સમજવી જોઈએ ને? પણ કરે શું? જ્યાં જ્યાં જાય ત્યાંથી 'ખાલી નથી' એવો ટૂંકો ને ટચ જવાબ મળતો. કોઈક ઠેકાણે હોય તો 'માથા કરતાં પાઘડી મોટી' તે કારણે પાછા આવવું પડતું.

એક દિવસ સાંજના બેંકમાંથી પાછા ફરતાં તેને ખબર મળી કે ચોપાટી પર મકનદાસ શેઠનો બંગલો છે. તેના બીજા માળનો ભાડવાત દેશમાં એકાએક ચાલ્યો ગયો છે. કાલ સવારેજ જવાય તો મકાન જરૂર મળી જાય. સુરેન્દ્રને પણ લાગ્યું, કે હવે આ તક જવા દેવા જેવી નથી. આજે તો રાત પડી ગઈ હોવાથી સવારે જવાનો વિચાર કરી તે મહેન્દ્રના મકાન તરફ ચાલ્યો.

રાત્રે અનેકાનેક વિચારો તેના મગજમાં આવી ગયા. કુટુંબ સાથે એકબે દિવસ તો ઠીક પણ વધારે સમય રહેવાથી સામાને કેવીકેવી અગવડતાઓ વેઠવી પડે અને તે પણ આ સાપબંધીના જમાનામાં, તેનો ખ્યાલ તેની આંખ આગળ તરવરી રહ્યો. ગમે તેટલી પાઘડી અને ગમે તેટલું ભાડું આપવું પડે તોપણ હવે તો એ મકાન ભાડે રાખી જ લેવું એમ દૃઢ નિશ્ચય કરી લીધો.

સવારમાં ઊઠ્યો. સ્નાનવિધિથી પરવારી તેની સ્ત્રી જ્યોત્સ્નાને મળ્યો અને આ પ્રશ્નનું નિરાકરણ કેવી રીતે થાય તે બાબતમાં વાતચીત કરી. જ્યોત્સ્ના મુંબઈમાં ઘણો સમય રહેલી હોઈ તે સ્થળનો ખ્યાલ તેને આવી ગયો.

પાઘડી તો આપવી જ પડશે તે વિના મકાન નહિ મળે એવા મહેન્દ્રના સૂચનથી તેણે મહેન્દ્ર પાસેથી બે હજાર રૂપિયાની નોટો ઉછીની લીધી અને ચોપાટી તરફ ચાલ્યો.

સુરેન્દ્ર સીધો મકનદાસને બંગલે ગયો. તે વખતે મકનદાસ શેઠીને ચા પીતા હતા. લગભગ સાડાઆઠ કે નવ વાગે ઊઠનારા તે લહેરી જીવ હતા. તેમને કમાવાની ઝાઝી ચિંતા ન હતી. બાપદાદા તરફથી જે મકાનો, ચાલીઓ અને બંગલા વગેરે મળ્યા હતા તેનો વહીવટ જ જો કુનેહપૂર્વક કરે તો ઘણી આવક થાય તેમ હતું; તેથી શેઠ બીજી ભાંજગડમાં ન પડતાં આ સ્થાવર મિલકતમાંથી જ વધારે આવક કેમ થાય તેનો જ વિચાર વારંવાર કરતા.

શેઠનો ઘાટી નીચે બેઠેલો હતો. સુરેન્દ્રે તેની સાથે પોતાનું 'વિઝિટિંગ કાર્ડ' શેઠને મોકલ્યું. શેઠને મળ્યું. વાંચ્યું: 'મિ. સુરેન્દ્ર દેસાઈ, ચીફ એકાઉન્ટન્ટ, જયભારત બેંક, મુંબઈ.' આટલું વાંચતાં જ શેઠ આગંતુકનો પાર પામી ગયા. તે સમજી ગયા કે કોઈ નવોસવો માણસ નોકરી અર્થે આવ્યો હશે ને મકાન સંબંધમાં જ મને મળવા માગે છે. ઠીક. શેઠે નવા આવનાર માણસને ઉપર લાવવા ઘાટીને હુકમ કર્યો. સુરેન્દ્ર આવ્યો ને તેણે શેઠની સામેની ખુરશી લીધી. શેઠે વાત ઉપાડી:

'કેમ. મિ. દેસાઈ, અત્યારના પહોરમાંજ મારું શું કામ પડ્યું?'

'વાત મળી છે શેઠ, કે તમારા બંગલાનો બીજો માળ ખાલી છે. મારે તે માળ ભાડે રાખવો છે, શેઠ.'

'તમને કોણે કહ્યું કે મારા બંગલાનો માળ ખાલી થયો છે? મુંબઈના લોકો બી શું અફવા ફેલાવે છે?'

'આ અફવા નથી શેઠ, તમારો જૂનો ભાડૂત તે મારા મિત્રનો મિત્ર થાય, તેણે મને વાત કરેલી, એટલે મેં તો જાણ્યું. હું તો કુટુંબ સાથે અહીં આવ્યો છું અને મકાન

તો મળતું નથી ..'

'અરે ભલા માણસ, મકાનની સગવડ વગર બૈરાંને તમે મુંબઈમાં લાવ્યા શું કામ ?' શેઠ અધવચ્ચેથી બોલી ઊઠ્યા.

'વાત સાચી છે શેઠ, અમારી બેંક તરફથી મકાનની સગવડ મળવાની હતી તેથી કુટુંબ સાથે આવ્યો, પણ બેંકના મેનેજરે તો મકાનને બદલે એલાવન્સ આપવાની વાત કરી છે, જો કે હજુ નક્કી નથી. કદાચ મકાન મળે પણ ખરું પરંતુ તેના વિશ્વાસે ભાઈજી ધને ત્યાં રહેવાય ક્યાં સુધી ? માટે ગમેતેમ કરો, આટલો માળ તો મને ભાડે આપો નાનો હશે તો ય ચાલશે.'

'જુઓ મિ દેસાઈ, બીજો માળ ખાલી છે, તે વાત તો સાચી, પણ તે ભાડે આપવાનો નથી. મારો ભાણેજ ગયે મહિને જ હાઈકોર્ટ પ્લીડર થયો, તેની ઓફિસ માટે રાખવા વિચાર છે, પછી તો જે થાય તે ખરું.'

'શેઠ, તમે એવાં બહાનાં શું કામ બતાવો છો ? તમારે પાઘડી જોઈતી હોય તો હું આપવા તૈયાર છું, તમે માગો તે માસિક ભાડું ને તે ઉપરાંત એક માસનું ભાડું આગળથી '

સુરેન્દ્રના આ શબ્દો સાંભળી શેઠને લાગ્યું કે ઘણો ગરજાઉ માણસ લાગે છે. બીજો માળ ઘણો નાનો છે ને ગઈ કાલે એક માણસ ૧૫૦૦ રૂા પાઘડીના આપવા કહી ગયેલો છે. તેના કરતાં આ કંઈક રકમ વધારે આપે તો તરત જ તેને વળગાડી દેવો આ વિચાર કરી શેઠ કહેવા લાગ્યા :

'જુઓ દેસાઈ, ભાણેજની વાત ભાણેજ પાસે તમે જ્યારે આટલી બધી મુશ્કેલીમાં છો, ત્યારે મારે તમને આ માળ આપવો જ જોઈએ પણ જુઓ, તેની પાઘડીના રૂપિયા બેહજારથી ઓછા નહિ લેવાય અને તેનું માસિક ભાડું રૂા ૬૦ થશે વિચાર હોય તો વાત કરો '

સુરેન્દ્રને મકાન જોઈતું જ હતું તેથી તરત ખિસ્સામાંથી નોટો કાઢી બોલ્યો. 'એ જ કે બીજું ? લો શેઠ, સોસોની આ વીસ નોટો રૂપિયા બેહજાર પૂરા પાઘડીના સંભાળી લો, ને તે ઉપરાંત આ રૂપિયા સાઠ માસિક ભાડાના પ્રથમથી '

મકનદાસ શેઠ તો ફાટી આંખે જોઈ રહ્યા ! કેટલો બધો ગરજાઉ માણસ ! જરા યે બાંધછોડ નહિ ને તરત જ બેહજાર રૂપિયા હાજર ! એક માસનું ભાડું પણ આગળથી જ કોઈ બીનવ્યવહારુ લાગે છે !

શેઠને વિચાર કરતા જોઈ સુરેન્દ્ર બોલી ઊઠ્યો 'શેઠ, રૂપિયા સૂઝે ઠેકાણે મારા જેવો સીધો સાદો માણસ તમને બીજો નહિ મળે. વળી આ એક મહિનાના એડવાન્સ ભાડાની મને પહોંચ લખી આપો '

શેઠને સુરેન્દ્રની વાતો મૂર્ખાઈ ભરેલી પણ તેની માગણી ન્યાયી લાગી નોટોના થોક લઈ શેઠે તિજોરીમાં ગોઠવ્યા અને એક માસનું ભાડું પ્રથમથી મળ્યાની પહોંચ પણ લખી આપી સુરેન્દ્રે તે પહોંચ લઈ સંભાળપૂર્વક પાકીટમાં મૂકીને શેઠની વિદાય માગી સુરેન્દ્રના ગયા પછી શેઠ મનોગત બબડ્યા : 'પાઘડીની સારી રકમ પાકી, મુંબઈ શહેરમાં કોણ જાણે કે કેં પ્રકારના ગરજાઉ લોકો આવે છે !'

*

કલાકેક થયો હશે અને ઘાટીએ આવી શેઠના હાથમાં બીજું વિઝિટિંગ કાર્ડ મૂક્યું. તે છાપેલું નહોતું પણ તેના પર શાહીથી લખેલું હતું 'મિસ ઇન્દિરા, સંગીત શિક્ષિકા, ધોબી તળાવ.' મકનલાલ શેઠનો વિચાર હવે કોઈને મુલાકાત આપવાનો ન હતો. પણ જ્યારે ચકચકતા મોતીના દાણા જેવા

# સર જોન્સનો સંસ્કૃત પ્રેમ

*

## સ્વ. મહાવીરપ્રસાદ દ્વિવેદી

**વિદેશીઓ બધા જ લોર્ડ મૅકોલેઓ નથી કે લોર્ડ કર્ઝનો પણ નથી, એમાં કવિવર રવીંદ્રનાથ ઠાકુરને જગત સમક્ષ ઝબકાવનાર ડબલ્યુ. બી. યીટ્સ જેવાઓ હોય છે ને ભારતને જ પોતાની ભૂમિ માનનાર દીનબંધુ ચાર્લી એંડ્રુઝ જેવાઓ પણ છે. એવા જે થોડાઘણા અપવાદો હશે તેમાં અનેકાનેક પ્રકારની સમૃદ્ધિસંચિત સંસ્કૃત સાહિત્યના મહાલયના દ્વાર જગસમસ્ત કાજે ખોલી નાખનાર સર જોન્સનું સ્થાન પણ વિશિષ્ટ ગણાવું જોઈએ. ખાણમાં છુપાઈ રહેલા સંસ્કૃતિના કોહીનૂરને જાણે એણે દુનિયા સમક્ષ મૂકયો. આ સજ્જનને ઘણે ભાગે સુજનતાની દૃષ્ટિએ દલપતરામના પરમમિત્ર કિન્લોક ફાર્બસ સાથે સરખાવી શકાય. પોતાના હાથ નીચેના રાજ્યમાં એક મોટા અમલદાર તરીકે, રાજ્યકર્તા તરીકે આવવું, તે દેશની પુરાતન ભાષામાં રસ લેવો, એટલું જ નહિ, તે ભાષા શીખવા માટે તનતોડ પ્રયત્નો કરવા અને તે ભાષા શીખવનાર જૂનવાણી પંડિત જે જે કંઈ ચિત્રવિચિત્ર લાગતી કડક શરતો મૂકે તેનો સ્વીકાર કરવો, અને પછી પોતાનું ઋણ સમજી તે પ્રાચીન ભાષાના જૂના ગ્રંથોનું ભાષાંતર કરી આ રંક ગણાતા રાષ્ટ્રની અપાર સમૃદ્ધિનો જગતને ખ્યાલ કરાવવો. અખૂટ ધીરજ, બળ ને ખંત માગી લેતું આ કાર્ય નાનુંસૂનું તો કેમ કહેવાય? પરભોમની શારદાની ઉપાસના કરનાર આવા વીરો પ્રત્યે આપણને આદર કેમ ન થાય?**

સર વિલિયમ જોન્સ સંસ્કૃતના અતિપ્રસિદ્ધ પંડિત થઈ ગયા છે. 'બંગાલ એશિયાટીક સોસાયટી'ની સ્થાપના પણ તેમણે જ કરી હતી. આ દેશમાં આવીને કેટલા યે યુરોપનિવાસીઓએ સંસ્કૃતનું થોડુંઘણું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું, છતાં સર વિલિયમ પેઠે મોટીમોટી આપત્તિઓનો સામનો કરીને સંસ્કૃતનું યથેષ્ટ જ્ઞાન, તેમનાં પહેલાં, બીજા કોઈએ કદી પ્રાપ્ત કર્યું નહોતું. એશિયાટિક સોસાયટી મારફત પ્રાચીન ભાષાઓના અનેક અલભ્ય ગ્રંથો આજસુધીમાં બહાર પડી ચૂક્યા છે અને અનેક અશ્રુતપૂર્વ વિદ્યા અને કલા ઇત્યાદિ વિષયોની આપણને તેમનાં દ્વારા માહિતી પ્રાપ્ત થઈ છે. જો સર વિલિયમ જોન્સે સંસ્કૃત શીખીને, સંસ્કૃત ગ્રંથોનું અંગ્રેજીમાં ભાષાંતર કર્યું ન હોત, તો વિદ્વાનો, સંસ્કૃત ભાષા અને સાહિત્યની મહત્તા ક્યારે જાણી શક્યા હોત એ એક ચર્ચાસ્પદ પ્રશ્ન છે. એની જાણ તો થાત જ, પણ તે કેટલાં યે વર્ષો પછી!

જૂન ૧૯૦૭ના 'હિંદુસ્તાન રિવ્યુ'માં શ્રીયુત એસ. સી. સન્યાલ, એમ. એ. કૃત એક નાનકડો લેખ પ્રગટ થયો હતો. કલકત્તામાં સર વિલિયમે કેવીકેવી અને કેટલી મુસીબતો વચ્ચે સંસ્કૃતનો અભ્યાસ જારી રાખ્યો, તેનો ચિતાર લેખકે બહુ જ સુંદર રીતે આપેલો છે. શું આપણામાં એક પણ એવો પુરુષાર્થી છે, જે સર વિલિયમ કરતાં અડધી મુસીબતોનો યે સામનો કરીને સંસ્કૃતનું શિક્ષણ લેવાની તત્પરતા બતાવતો હોય? કેટલી શરમજનક, કેટલી દુઃખદાયક, કેટલી સંતાપની વાત છે કે જ્યારે 'પરદેશીઓ' આટઆટલું કષ્ટ વેઠીને અને પાણી પેઠે પૈસા ખરચીને સંસ્કૃત ભાષા શીખે, ત્યારે સંસ્કૃતસાહિત્યના જન્મદાતા ભારતવાસીઓના વંશો ફારસી અને અંગ્રેજી શિક્ષણના મદમાં ચકચૂર બનીને સંસ્કૃત ભાષાની કેવી અને કેટલી હદે અવગણના કરે છે!

સાત સાત સમંદર પાર કરીને એ ઇંગ્લેંડવાસીઓ અહીંઆં આવે છે, અને કોણ જાણે કેટલો યે પરિશ્રમ વેઠી ધન ખર્ચે છે અને અહીંની ભાષાઓ શીખે છે. પછી અનેક ઉત્તમોત્તમ ગ્રંથો લખીને જ્ઞાનવૃદ્ધિ કરે છે. તેમનાં જ ગ્રંથો વાંચીને આપણે બધા આપણી

ભાષા અને સાહિત્યના 'તત્ત્વજ્ઞાની' બનીએ છીએ! પરંતુ સ્વયં કંઈ પણ કરી શકવાની ઉત્કંઠા બતાવતા નથી! સમયનો દુર્વ્યય કરવામાં જ આપણે રચીએ છીએ અને આ ગ્રેજી લખવાની પોતપોતાની યોગ્યતાનું પ્રદર્શન કર્યા જઈએ છીએ. ઘરમાં ઘોર અંધકાર છે, તેને તો દૂર કરાતો નથી, પણ પરદેશમાં જ્યાં ગેસ અને વીજળીની બત્તીઓનો ઝગઝગાટ થઈ રહ્યો છે ત્યાં દીવો પેટવવા દોટ મૂકીએ છીએ

ઈ સ ૧૭૮૩માં, સર વિલિયમ જોન્સ, કલકત્તાની સુપ્રીમ કોર્ટના ન્યાયાધીશ તરીકે મુકરર થયા ત્યાં આવ્યા પછી તેમણે તૂટી-ફૂટી હિંદી શીખી લીધી તેની મદદથી તેઓ પોતાના નોકરો સાથે યેનકેન પ્રકારેણ વાતચીત કરવા લાગ્યા સમય જતાં, સંસ્કૃત શીખવાની સર જોન્સને ઇચ્છા થઈ તેમણે કોઈ પંડિતની શોધ કરવા માંડી, પણ તે સમયે પંડિત મળે—તેમ હતું જ ક્યાં? તે, આજકાલનો જમાનો તો હતો નહિ કોઈ પણ બ્રાહ્મણે, વેદ અને શાસ્ત્રની, પવિત્ર સંસ્કૃત ભાષા એક યવનને શીખવવા તૈયારી ન બતાવી કૃષ્ણનગરના મહારાજ શિવચંદ્ર સર વિલિયમના મિત્ર હતા તેમણે પણ ઘણી યે કોશિશ કરી, છતાં સરવાળે તો મીંડું જ આવ્યું યવનને તે વળી સંસ્કૃતનું શિક્ષણ અપાતું હશે? શિવ! શિવ! સર વિલિયમે મોટામોટા પગારની લાલચો યે આપી પરંતુ તેમાં યે તેઓ સફળ થયા નહિ લાલચને વશ થઈ એક બે પંડિતો સર વિલિયમને ત્યાં આવ્યા પણ ખરા, અને તેઓ સર વિલિયમને સંસ્કૃત શીખવે તો શું પગાર મળશે, એની ચોખવટ કરવા કટીબદ્ધ પણ થયા. પરંતુ જ્યારે તેમના પાડોશીઓને આ ખબર પડી ત્યારે તે સૌને પગથી તે માથા સુધી ઝાળ લાગી ગઈ 'યવનોના હાથમાં તમે અમારી પરમ પવિત્ર દેવવાણી વેચી મારશો?' ઠીક છે, આજથી તમારા અને અમારા રસ્તા જુદા તમારું જળગ્રહણ પણ બંધ' બસ, પછી પૂછવું જ શું? તેમની સમગ્ર હિંમત બરફ પેઠે ઓગળીને વહી ગઈ ત્યારપછી, ક્યારે ય તે પંડિત મહાશયોએ સર વિલિયમના કમ્પાઉન્ડમાં પગ સરખો યે મૂક્યો નહિ 'ખેર! ભલે કલકત્તામાં કોઈ પંડિત ન મળે, બીજે ક્યાંય પણ કોઈક પંડિત મળી જાય તો સારું' એમ વિચારીને સર વિલિયમ સંસ્કૃતના મુખ્ય કેન્દ્ર નવદ્વીપમાં ગયા ત્યાં પણ સર વિલિયમે અનેક પ્રયત્નો કર્યા, છતાં તેમને સંસ્કૃત શીખવવા એક પણ પંડિત તત્પર થયો નહિ તેઓ ત્યાંથી પણ વીલે મોઢે અને ભગ્નહૃદયે પાછા ફર્યા

આટઆટલી નિરાશા અને પ્રતિકૂળ સંજોગો હોવા છતાં સર વિલિયમ જોન્સે પોતાના મનની મુરાદ પડતી મૂકી નહિ છેવટે બ્રાહ્મણ તો નહિ, પણ વૈદ્ય જાતિના કોઈ એક સંસ્કૃતજ્ઞે માસિક સો રૂપિયાના પગારે, તેમને સંસ્કૃત ભણાવવાનું માથે લીધું આ પંડિતનું નામ હતું રામલોચન કવિભૂષણ સંસ્કૃતના આ અધ્યાપક સંસારમાં એકલા જ હતા ન મળે સ્ત્રી કે ન મળે સંતાન તેઓ હાવડાની પાસે સલકિયામાં રહેતા તેઓ કોઈની પણ સાથે ઝાઝી લપછપ રાખતા નહિ બધાંથી અલિપ્ત જ રહેતા આ કારણને લીધે જ જાતિ કે સમાજના બહિષ્કારનું ભૂત પંડિતશ્રીને ડરાવી શક્યું નહિ તેઓ વૈદકીય વિદ્યા પણ સારી રીતે જાણતા હતા આજુબાજુના લોકો ચિકિત્સા અર્થે તેમને ઘણી યે વાર બોલાવતા પણખરું, તેમના દર્દીઓ સાજા પણ થઈ જતા, તેથી પંડિત મહાશયે મનોમન વિચાર કર્યો, કે કદાચ હું આ યવનને સંસ્કૃત શીખવું તો યે આસપાસની શેરીઓમાં રહેતા લોકો મને છોડી શકવાના નથી જ્યારે કોઈ માંદું પડશે કે તરત જ તે લોકો મને બોલાવ્યા વિના રહેશે જ નહિ વળી આટલામાં બીજો

કોઈ વૈદ્ય પણ નથી.

આ પ્રમાણે વિચારી, તેમણે સર વિલિયમ જોન્સને સંસ્કૃત શીખવવાનું બીડું ઝડપી લીધું. એક તો માસિક સો રૂપિયાનો પગાર, અને દરરોજ સલકિયાથી ચૌરંગી સુધી પાલખીમાં જવાઆવવા મળતું એ તો નફામાં. એ પણ ધ્યાનમાં રાખવા જેવું છે, કે તે વખતે પાલખીનો માસિક ખર્ચ ઓછામાં ઓછો ત્રીસેક રૂપિયા થતો. આમ બધી બાજુનો વિચાર કરી, પોતાને બધી જ રીતે લાભ થવાનો છે એમ ખાતરી થતાં, રામલોચને સર વિલિયમને સંસ્કૃત શીખવવાનો આખરી નિશ્ચય કરી લીધો. કવિ ભૂષણજીએ સર વિલિયમ જોન્સ પાસે કેટલીક આકરી શરતો રજૂ કરી. પરંતુ સર વિલિયમે મોટું મન રાખી પંડિતજીની બધી જ શરતો કબૂલ-મંજૂર રાખી.

તેમના બંગલામાં નીચે એક ખંડ હતો. તે ખંડનો એક ઓરડો શિક્ષણાર્થે પસંદ કરવામાં આવ્યો. તે ઓરડાના ભોંયતળિયે આરસની લાદીઓ મઢવામાં આવી. એક હિંદુ નોકર પણ રાખવામાં આવ્યો. દરરોજ હુગલીથી ગંગાજળ લાવીને ઓરડાની લાદી અને કેટલીક દીવાલોને દૂર સુધી ધોઈ સ્વચ્છ કરવાનું કામ આ નોકરને સોંપવામાં આવ્યું. આ ઓરડામાંથી લાકડાની બે-ચાર ખુરશીઓ અને એકાદ ટેબલ સિવાય બીજી બધી ચીજો દૂર કરવામાં આવી. આ ખુરશીઓ અને ટેબલને પણ હમેશાં ધોવાની શરત હતી. શિક્ષણ માટે સવારનો સમય મુકરર કરવામાં આવ્યો. અધ્યયનગૃહમાં પગ મૂકતાં પહેલાં સર વિલિયમે ચાહના એક પ્યાલા સિવાય બીજું કંઈ ખાવું કે પીવું નહિ એવી ગુરુઆજ્ઞા થઈ. આ આજ્ઞા પણ સર વિલિયમે માન્ય રાખી. વળી કવિ ભૂષણજીએ હુકમ કર્યો, કે હવે પછી ગૌમાંસ, વૃષમાંસ કે કુક્કરમાંસ વગેરે મકાનની અંદર લાવવું નહિ. આ પ્રસ્તાવ પણ મંજૂર થયો. એક ઓરડો, પંડિતજીને ખાસ કપડાં બદલવા માટે કાઢી આપવામાં આવ્યો. તે કપડાં પણ દરરોજ ધોવાની વ્યવસ્થા કરવામાં આવી. પંડિત મહાશયે બે જોડ કપડાં રાખ્યાં. તેમાંથી એક જોડ કપડાં આ ઓરડામાં સંભાળપૂર્વક રાખવામાં આવતાં. રોજ સવારે, પંડિતજી જે કપડાં પહેરીને આવતા, તે બધા જ પેલા ઓરડામાં મૂકી દેતા અને તેમાં સાચવી રાખેલી કપડાંની જોડનો ઉપયોગ કરતા.

આટઆટલી માથાકૂટ પછી જ અધ્યયન-કાર્યના શ્રીગણેશ મંડાયા. જતી વેળા પંડિતજી કપડાંની જોડ બદલી નાખતા અને ઘરવાળાં કપડાં પુનઃ પહેરી લેતા. આ રીતે ગાડું ચીલે પડ્યા પછી, સર વિલિયમ 'रामः रामौ रामाः' ની શરૂઆત કરવા ભાગ્યશાળી નીવડ્યા. 'મુસીબત બે ડગલાં આગળ ને આગળ' એ ન્યાયે એક તરફ સર વિલિયમ સંસ્કૃત તો જાણતા નહિ, જ્યારે બીજી તરફ કવિભૂષણ અંગ્રેજી ભાષાનો કક્કો યે જાણતા ન હતા. હવે ગાડું આગળ ચાલે શી રીતે? નસીબજોગે સાહેબ તૂટીફૂટી હિંદી ભાષા બોલી શકતા. એ જ સાધ્ય વડે પાઠારંભ થયો. બંનેએ તેનો આશરો લીધો. સદ્ભાગ્યે અધ્યાપક અને અધ્યેતા બંને બુદ્ધિશાળી હતા; નહિ તો આવી તૂટીફૂટી હિંદીથી કોઈ બીજાનું ગાડું ભાગ્યે જ આગળ ચાલ્યું હોત!

સર વિલિયમે તનતોડ મહેનત કરી એક જ વર્ષમાં તો તેઓ સરળ સંસ્કૃતમાં પોતાના અભિપ્રાયો વ્યક્ત કરવામાં ફતેહમંદ થયા. સંસ્કૃતમાં લિંગભેદ અને ક્રિયાઓનાં રૂપ અતિ મુશ્કેલ છે. સંભવ છે કે, પહેલાં તો સર વિલિયમે કેટલીક સંજ્ઞાઓ અને ક્રિયાઓનાં રૂપો કાગળ ઉપર લખી લીધાં હશે. તે પરથી સૂચિપત્ર બનાવી લીધું હશે. આની મદદથી જ તેમણે કામ આગળ ધપાવ્યું હશે. તેઓ

પંડિત રામલોચન પાસેથી કેવી રીતે સંસ્કૃત શીખ્યા તેની માહિતી મળતી નથી. જો તેમની પાઠગ્રહણ પ્રણાલિની વિગતો પ્રાપ્ત થઈ હોત તો, તે રીતો જાણીને આપણને અત્યંત કુતૂહલ થયા વિના રહેત નહિ. અરે ! દાંતોમાં આંગળીઓ નાખવી પડત, આંગળીઓ.

એક દિવસ સર વિલિયમ જોન્સ પંડિત મહાશય સાથે વાર્તાલાપ કરી રહ્યા હતા. વાતચીતમાં નાટકની ચર્ચા થઈ ત્યારે જ સર વિલિયમે જાણ્યું કે સંસ્કૃતમાં પણ નાટ્ય વિષયક ગ્રંથો છે. તે સમયે કલકત્તાના ધનાઢ્યોના નિવાસસ્થાને નાટકો ભજવાતાં, અંગ્રેજોને આ વાતની ખબર હતી. પંડિત રામલોચને કહ્યું, કે અસલના વખતમાં પણ રાજાઓ અને અમીર-ઉમરાવોને ત્યાં આ જ જાતનાં નાટકો ભજવાતાં. આ સાંભળી, સર વિલિયમને નવાઈ લાગી અને પંડિત રામલોચન પાસે તેમણે 'શાકુંતલ' શીખવું શરૂ કર્યું. 'શાકુંતલ' ઉપર સર વિલિયમ વારી ગયા અને તેનો ગદ્યપદ્યમય અનુવાદ પણ કરી નાખ્યો. જો કે અનુવાદ જોઈએ તેટલો સારો ન હોવા છતાં તેણે યુરોપવાસીઓની આંખો ખોલી નાખી. તેના વાચનથી, સંસ્કૃત સાહિત્ય આટલું બધું ઉન્નત છે, તે વસ્તુ લોકોએ પહેલી જ વાર જાણી. સર વિલિયમનો અનુવાદ વાંચીને જર્મન કવિ ગેટે અલૌકિક આનંદથી નાચ્યો હોવાનું કહેવાય છે. એ જ મસ્તાવસ્થામાં તેણે તો 'શકુંતલા-સ્તુતિ' નામક કાવ્ય પણ રચી નાખ્યું !

કહેવાય છે, કે સર વિલિયમ જોન્સના સંસ્કૃત શિક્ષક બહુ તીખા સ્વભાવના હતા. જે વાત સર વિલિયમથી સમજાતી નહિ તે કવિ મહાશયને પૂછવી પડતી. કવિ મહાશય યોગ્ય રીતે શીખવી શકતા પણ નહિ. વિદ્યાર્થીઓનાં વિદ્યાર્થીઓને જે રીતે શિક્ષણ આપવામાં આવે છે, તે જ જૂની પદ્ધતિ પ્રમાણે સર વિલિયમને સંસ્કૃત શીખવવામાં આવતું. આથી સર વિલિયમને કોઈ કોઈ વાત વિષે બબ્બે કે ત્રણ ત્રણ વખત પણ ખુલાસો માગવો પડતો. એક જ વાર સમજાવ્યાથી કોઈ પણ વાત તેમના ગળે ઉતરતી નહિ. આવા પ્રસંગે ગુરુદેવના ક્રોધનો પાર રહેતો નહીં. તેઓ તરત જ રોકડું પરખાવી દેતા, 'આ વિષય અતિ કઠીન છે. ગૌમાંસ ખાનારાઓ એને કદી પણ સંપૂર્ણપણે સમજી શકે એ અસંભવિત છે' પરંતુ સર વિલિયમ જોન્સ પંડિત મહાશય પર ખૂબ પ્રેમભાવ રાખી તેમને એટલું બધું માન આપતા, કે આ જાતની ટીકાઓ અને કટાક્ષોને તેઓ પ્રસન્નવદને ટાળી દેતા.

પંડિત રામલોચન કવિભૂષણ ઇ. સ. ૧૮૧૨ સુધી જીવ્યા. તેઓ એક પ્રખર પંડિત હતા. કાવ્ય, નાટક, અલંકાર અને વ્યાકરણમાં ખૂબ જ પ્રવીણ હતા. પરંતુ ધર્મશાસ્ત્ર અને દર્શનમાં તેમની ચાંચ છેક સુધી ખૂડતી નહિ. આ કારણથી વ્યાકરણ અને કાવ્યનો યથેષ્ટ અભ્યાસ કરી ચૂક્યા પછી જ્યારે સર વિલિયમે ધર્મશાસ્ત્રનું અધ્યયન શરૂ કર્યું, ત્યારે એક વધુ પંડિત રાખવો પડ્યો.

ઇ. સ. ૧૭૮૩મા ન્યાયાધીશની પદવીએ સર વિલિયમ જોન્સની નિમણૂક કલકત્તા મુકામે થઈ અને ઈ. સ. ૧૭૯૪માં તેઓનો સ્વર્ગવાસ પણ ત્યાં જ થયો. હિંદુસ્તાનમાં આવ્યા પહેલાં તેમણે ઓક્સફર્ડમાં ફારસી અને અરબી ભાષાનું શિક્ષણ પ્રાપ્ત કર્યું હતું. તેમણે તૈયાર કરેલો ફારસીનો વ્યાકરણ-ગ્રંથ ઉત્તમ મનાય છે. હવે તે અપ્રાપ્ય છે. બંગાલની એશિયાટીક સોસાયટીનું કામશી સ્વરૂપ સર વિલિયમ જોન્સને આભારી છે.

અનુવાદક:
શ્રી ચંદ્રકાંત ચીમનલાલ બંગાલી

★

**રામ:** ત્યારે તમે પગ ધોયા વિના અમને નૌકામાં નહિ બેસવા દો, એમ જ છે?

**નિષાદરાજ:** નહિ બેસાડું મહારાજ!

**રામ:** (લક્ષ્મણ અને સીતાની તરફ જોઈને હસતાંહસતાં) વારુ, તો તમે પગ ધોઈ લો. પણ જોજો, ઉતાવળ કરજો. અમારે હજુ નદીપાર જવાનું છે.

**નિષાદરાજ:** (રાજી થઈને) આપ ચિંતા ન કરો. હું હમણાં જ સૌને નદીપાર ઉતારી દઉં છું.

[ જાય છે. ]

**લક્ષ્મણ:** નિષાદરાજની ભક્તિભાવનાની પ્રશંસા કોણ કરી શકે તેમ છે?

**સીતા:** સાચે જ, અપૂર્વ છે.

**રામ:** તમે એ શું જાણો? નાગરિક વિદ્વાનો પણ શું જાણે? ભક્તિભાવના મર્મને ભક્ત જ જાણે છે.

**લક્ષ્મણ:** (મસ્તક નમાવી) સાચું કહ્યું, મહારાજ!

[ રામ–સીતા અને લક્ષ્મણ ધીરેધીરે ગંગાતટ પર ઘૂમે છે. ]

## દશ્ય બીજું

**સ્થળ:** વનમાં નદીનો કિનારો.

**સમય:** બપોર.

[ રામ, લક્ષ્મણ અને સીતા ગંગાકાંઠે બેઠાં છે. લાકડાંનાં નાનાંમોટાં વાસણો લઈ નિષાદરાજ, એની સ્ત્રી અને બાળકો એક પછી એક આવે છે. બધાંય જઈને ગંગાજળથી પોતપોતાનાં પાત્રો ભરી લાવે છે. ]

**નિષાદરાજ:** (પોતાની સ્ત્રી તથા બાળકોને) તમે સૌ આ તરફ મારી પાછળ–પાછળ આવો.

[ આગળ–આગળ નિષાદરાજ અને પાછળ પાછળ એનો પરિવાર ચાલે છે. ]

**રામ:** (હસતાંહસતાં) બહુ જ જલદી આવી પહોંચ્યા.

**નિષાદરાજ:** હા, આવી પહોંચ્યો છું. મહારાજ! (સ્ત્રીને) લાવ, જળ અહીં લાવ: હું ધોઉં.

[ હાથ લંબાવીને જળપાત્ર લે છે અને રામચંદ્રના પગ પકડીને ધોવા બેસે છે. વારાફરતી બધાં પગ ધૂએ છે અને ચરણામૃત પીએ છે. ]

**રામ:** (નિષાદરાજને) ઠીક, હવે તો કોઈ જાતનો ભય રહ્યો નથી ને?

**નિષાદરાજ:** જરાયે નહિ, મહારાજ! હવે હમણાં જ તમને સૌને પાર ઉતારી દઉં છું.

[ કમર કસવાનો અભિનય કરે છે. ]

**રામ:** (સીતાને) ચાલો, નાવમાં બેસી જાઓ!

**સીતા:** ચાલો. (ઊઠીને ઊભાં થાય છે.)

**રામ:** ભાઈ લક્ષ્મણ! તારી ભાભીને રસ્તો દેખાડ.

**લક્ષ્મણ:** આ તરફ ભાભી! આ તરફ, તમે જે માર્ગે જાઓ છો ત્યાં ઘાસ બહુ છે.

**સીતા:** (અટકીને માર્ગ બદલતાં) આ તરફ તો ક્યાંય રસ્તો દેખાતો નથી.

**લક્ષ્મણ:** લ્યો, હું રસ્તો કરી આપું.

[ ધનુષ્યથી ઘાસ દૂર કરીને રસ્તો બતાવે છે. ]

## દશ્ય ત્રીજું

**સ્થળ:** ગંગાનો સામો કિનારો.

**સમય:** ત્રીજો પહોર.

[ નાવ કિનારે આવી પહોંચે છે. લક્ષ્મણ પહેલાં કૂદીને બહાર આવે છે, પછી રામ ઊતરે છે: અને છેવટે હાથનો ટેકો આપીને સીતાને ઉતારે છે. ]

**રામ:** (નાવમાંથી ઊતરીને રેતીમાં ઊભા રહી ચારે બાજુએ જોઈને) આ કાંઠાનું દૃશ્ય તો ખૂબ સોહામણું છે.

**લક્ષ્મણ:** હા. ભાઈ! આ તરફ વનનું દૃશ્ય પણ અત્યંત રમણીય છે.

**નિષાદરાજ:** મહારાજ, અહીં નજીકમાં

જ મહર્ષિ ભરદ્વાજનો આશ્રમ છે.

**રામ:** હા, આ તીર્થરાજ પ્રયાગની પવિત્ર ભૂમિ છે. (પૃથ્વીની રજ માથે ચઢાવે છે)

**સીતા:** (ગંગાજીને નમન કરતા) ગંગા મા! હું તમને પ્રણામ કરું છું. માતા! હું મારા પતિ અને દિયરની સાથે કુશળપૂર્વક પાછી ફરીને પુનઃ તમારી પૂજા કરવાનું સૌભાગ્ય મેળવી શકું એવું કરજો!

**રામ:** (સીતા અને લક્ષ્મણ તરફ જોઈને) નિષાદરાજને હવે જવા દેવા જોઈએ

**લક્ષ્મણ:** જેવી આપની ઇચ્છા!

[સીતા રામના કથનનો ભાવ સમજીને હાથનું કંકણ કાઢીને આપવા માંડે છે.]

**રામ:** (નિષાદને) નિષાદરાજ! આ તમારું મહેનતાણું લઈ લો!

**નિષાદરાજ:** (ચરણોમાં પડીને) બસ મહારાજ! આજે મને શું નથી મળ્યું! જે ચરણોને માટે દેવતાઓ અને ઋષિઓ પણ તલસી રહે છે એ ચરણોને આજે મેં ખૂબ-ખૂબ ઘસીને ધોઈ લીધા. આજે મારું અને મારા આખા કુટુંબનું જીવન ધન્ય બન્યું છે. મહારાજની કૃપા સિવાય હવે મારે કોઈ વસ્તુની જરૂર નથી.

**રામ:** ભલે જેવી તમારી ઇચ્છા! તો હવે તમે જાઓ અને ઘરબારની સંભાળ લો. હવે અમે આગળ ચાલીશું.

**નિષાદરાજ:** એમ તે કેમ બની શકે, મહારાજ? મને ઓછામાં ઓછા ચાર દિવસની સેવાનો અવસર આપો. હું મહારાજને રહેવા માટે સુંદર પર્ણકુટી બાંધી આપીશ. જે આજ્ઞા કરશો તે પૂરી કરીશ. આપને કોઈ પ્રકારનું કષ્ટ નહિ લાગવા દઉં.

[નિષાદરાજની ભક્તિ જોઈને સીતાની આંખમાં આંસુ ઊભરાઈ આવે છે.]

**રામ:** નિષાદરાજ! તમારી ભક્તિને ધન્ય છે! તમે મને ભાઈ લક્ષ્મણના જેવા જ પ્રિય છો!

**લક્ષ્મણ:** ભાઈ, નિષાદરાજની ભક્તિ આગળ મારો ભ્રાતૃભાવ સાવ ફીકો પડી જાય છે.

**રામ:** હું એ માનું છું.

[નિષાદરાજ વિનયપૂર્વક ચરણોમાં પડી પ્રણામ કરે છે રામ બન્ને હાથે એને ઉઠાડે છે અને હૈયે ચાંપે છે]

**લક્ષ્મણ:** નિષાદરાજનો જય!

[લક્ષ્મણનો અવાજ ગંગાના કલકલ નાદમાં ભળી જાય છે.]

ફાદર

*

કબૂતરની પાછળ પડેલું બાજપક્ષી પારધીના હાથમાં સપડાઈ જતાં બોલ્યું:

'ભલા ભાઈ, મેં તારું શું બગાડ્યું છે? મને છોડી દેને!'

'વાત સાચી, પણ પેલા કબૂતરે તારો શો અપરાધ કર્યો હતો? જેમ કબૂતર ને તું, તેમ તું ને હું. હવે આજીજી શા કામની?' પારધી બોલ્યો.

×

એક વખત એક માતાએ તેના પુત્રને કહ્યું:

'દીકરા, રાજકારણ એ તો મેલી રમત છે, એમાં પડવું યોગ્ય નથી; કારણ કે તેમાં તું જો સત્ય બોલશે તો લોકો તને ધિક્કારશે અને અસત્ય બોલશે તો ઈશ્વર ધિક્કારશે.'

કૉલેજમાં લૉજિકનો વિષય શીખતા પુત્રે જવાબ દીધો:

'મા, હું રાજકારણમાં જરૂર પડીશ; કારણ કે જો હું સત્ય બોલીશ તો ઈશ્વર મને ચાહશે અને અસત્ય બોલીશ તો લોકો મને ચાહશે.'

×

# વિષકન્યા

અધ્યા. મ. હ. મહેન્દળે

એમ. એ.

વીસમી સદીના પહેલા વિશ્વયુદ્ધમાં જર્મનીએ ને બીજામાં જાપાને યુદ્ધક્ષેત્ર પર ઝેરી ગેસનો ઉપયોગ કર્યો હતો એવો આક્ષેપ છે. સખ્ત મનાઈ છતાં હિંદમાં પણ ભૂતકાળમાં દુશ્મનને મહાત કરવા માટે બાણ પર ઝેર ચોપડવાના કે ખોરાક–પાણી વગેરેમાં ઝેર ભેળવવાના બનાવો બન્યા છે, પણ વેરીનો નાશ કરવા માટેની સૌથી અજબની તરકીબ તો છે 'વિષકન્યા'ના ઉપયોગની. 'બૃહત્કથા', 'કથાસરિત્સાગર,' 'બૃહત્કથામંજરી,' 'મુદ્રારાક્ષસ', 'ત્રિષષ્ઠિ શલાકા પુરુષચરિત' તથા 'શુકસપ્તતિ' સમા સંસ્કૃત ગ્રંથોમાં આ પ્રકારની પ્રથાના ઉલ્લેખો મળી આવે છે એટલું જ નહીં, પણ એરિસ્ટોટલે લખેલો કહેવાતો 'સેક્રેટુમ્ સેક્રેટોસમ'માં પણ એને વિષે કહેવામાં આવ્યું છે. જિંદગીના પ્રારંભથી થોડુંક થોડુંક ઝેર આપેલી ઊછરેલી આ વિષકન્યાઓને દુશ્મન રાજાના વિનાશનું કેવી રીતે હથિયાર બનાવવી તથા લલિત સંસ્કૃત વાઙ્મયમાં આટલું સ્થાન પામેલી આ વિષકન્યા ખરેખર શું છે, શું હોઈ શકે? અને આંગ્લવિદ્વાન પેંઝર આ રહસ્યનો કેવી તર્કયુક્ત રીતે ઉકેલ લાવે છે તે બધું લેખકે અહીં ઊંડાણપૂર્વક વિચાર્યું છે.

અંગ્રેજીમાં કહેવત છે, કે પ્રેમમાં અને યુદ્ધમાં કંઈ પણ કરવું ન્યાય છે. એકવાર એ પક્ષોની વચ્ચે શત્રુભાવ બંધાયા પછી એક પક્ષે બીજાની સાથે અમુક એક રીતે જ યુદ્ધ કરવું જોઈએ અને અમુક એક જાતનાં જ શસ્ત્રાસ્ત્રો વાપરવાં જોઈએ એવા નિયમો કેમ કરી શકાય? સામે થનાર પક્ષને કોઈ તરવારનો ઘા કરી કાપી નાખે તો બીજો કોઈ વળી તેને કોઈ પણ પ્રકારના વિષપ્રયોગ દ્વારા હણી નાખે. પણ આવું હોવા છતાં યે ઘણા પ્રાચીન કાળથી યુદ્ધશાસ્ત્રના પણ કેટલાક નિયમો ઠરેલા છે અને તે અનુસાર યુદ્ધમાં કેટલાક ઉપાયો ગ્રાહ્ય તો કેટલાક અગ્રાહ્ય મનાય છે. આવા જે અગ્રાહ્ય ઉપાયો છે તેમાં વિષની ગણના યુરોપના અતિ પ્રાચીન રણશાસ્ત્રકારોએ કરી છે. લડાઈ વખતે કોઈ પણ રીતે વિષનો ઉપયોગ શત્રુ પર કરવો એ દૈવી અગર માનવી નિયમોની વિરુદ્ધ છે એવું એમણે સ્પષ્ટ રીતે કહ્યું છે.

પણ માનવસ્વભાવ કેવો અજબ છે! વિષપ્રયોગ પરની સખત ટીકા પ્રમાણભૂત માની શકાય એવા લેખકોએ કરી હોવા છતાં આજસુધી યુદ્ધોમાં જરા યે વિષપ્રયોગ થયો જ નથી એમ માનવું મુશ્કેલ છે. પુરાવા માટે ઘણું પાછળ જવાની જરૂર નથી. પહેલા મહાયુદ્ધમાં જર્મનીએ મિત્રરાષ્ટ્રોની સામે ઝેરી વાયુનો ઉપયોગ કર્યો હોવાનો એના પર આરોપ હતો. આ બીજા મહાયુદ્ધમાં પણ તેવો જ પ્રયોગ ચીનમાં જાપાનીઓએ કર્યાનો આરોપ મુકાયો હતો.

દૂરદેશની યુદ્ધનીતિને છોડી દઈ આપણે ભારતીય યુદ્ધનીતિ તરફ જોઈએ તો ત્યાં પણ યુદ્ધમાં વિષનો ઉપયોગ કરવો એ અધર્મ છે એમ કેટલેક ઠેકાણે કહ્યું છે. પ્રાચીન વખતમાં લડવાનાં મુખ્ય સાધન તે ધનુષ ને બાણ. એના ઉપયોગના નિયમો યુધિષ્ઠિરને કહેતી વખતે મહાભારતમાં ભીષ્મ કહે છે, કે શત્રુપર બાણ છોડતી વખતે એ વિષથી અગર તેવા જ બીજા કોઈ ઝેરી પદાર્થથી ભીંજાએલું ન હોવું જોઈએ.÷

પણ બીજે ઠેકાણે યુદ્ધમાં વિષના જેવું

---

÷ इषुर्लिप्तो न कर्णी स्यादसतामेतदायुधम् ।
शान्तिपर्व १२–९५–११

ઘાતક દ્રવ્ય અપ્રત્યક્ષ રીતે વાપરવાની છૂટ આપ્યા જેવું લાગે છે પોતાના સ્મૃતિગ્રંથમાં ‘રાજધર્મ’ ઉપર લખતાં મનુ કહે છે, કે એક રાજાએ બીજા પર ચઢાઈ કરી હોય ત્યારે એણે એ રાજાના શહેરને ચારે તરફથી ઘેરી નાખવું અને એના ચારા પાણી, અન્ન અને બળતણ હમેશ માટે અપદ્રવ્યના પ્રયોગથી બગાડી નાખવા *

આ શ્લોકમાં વિષનો ઉલ્લેખ ખુલ્લી રીતે કરવામાં આવ્યો નથી, અને ઘણાખરા ટીકાકારોએ ‘દૂષયેત્’ શબ્દનો અર્થ આપતી વખતે શત્રુનું દાણા-પાણી બગાડવા માટે કોઈ પણ અપદ્રવ્યનો ઉપયોગ કરવો એવું કહ્યું છે. હવે એ અપદ્રવ્યમાં વિષની પણ ગણના થઈ શકે અને એક ટીકાકારે તેમ ખુલ્લી રીતે લખ્યું પણ છે તેથી જો કે રણાંગણ પર નહિ પણ એકાદ શહેરને ઘેરી નાખ્યું હોય ત્યારે અંદર ગોંધાયેલા લોકોને ત્રાસ આપવા માટે વિષનો ઉપયોગ ક્ષમ્ય ગણાયો દેખાય છે

‘કથાસરિત્સાગર’ નામના સંસ્કૃત ગ્રંથમાં વિષકન્યાનો ઉલ્લેખ એવા જ એક યુદ્ધપ્રસંગે વિષપ્રયોગના એક પ્રકાર તરીકે આપ્યો છે આ ગ્રંથ અગિઆરમા સૈકામાં થઈ ગયેલા સોમદેવ નામના એક કાશ્મીરી પંડિતે લખ્યો છે એ પુસ્તકમાં ઉદયન રાજાની કથા ઘણી વિસ્તારથી આપી છે એ રાજાનો પ્રધાન મંત્રી યૌગંધરાયણ રાજાને એકવાર જુદીજુદી વાર્તાઓ સંભળાવી દિગ્વિજય કરવા માટે પ્રવૃત્ત કરે છે ઉદયન પોતાના મંત્રીનું કહેવું માની લે છે અને શંકરની આરાધના કરી તરત જ દિગ્વિજય માટે બહાર નીકળે છે પ્રથમ જ એ કાશીના રાજા બ્રહ્મદત્ત તરફ સૈન્યને દોરે છે બ્રહ્મદત્તને જ્યારે એ વાતની જાણ થાય છે ત્યારે એનો મંત્રી યોગકરંડક ઉદયનના માર્ગમાં જાતજાતની અડચણો નિર્માણ કરવા મથે છે એના એ પ્રયત્નોમાં વિષપ્રયોગનો પણ ઉપયોગ થયો છે ઉદયનના માર્ગમાં આવેલાં ઝાડો, લતાઓ તેમ જ પાણી અને ચારામાં એ વિષ અને એના જેવા જ બીજા ઝેરી પદાર્થો છાંટી રાખે છે એટલું જ નહી પણ શત્રુસૈન્યમાં એ કેટલીક વિષકન્યાઓને નૃત્યાંગનાને મિષે મોકલી આપે છે ઉદ્દેશ એટલો જ કે ઉદયનનું સૈન્ય અને બને તો ઉદયન પોતે જ અથવા તો એના સેનાપતિઓ વિષપ્રયોગોના ભોગ બને પણ યૌગંધરાયણ તો એના કરતાંય વધારે દક્ષ હતો એને પોતાના ગુપ્ત જાસૂસો તરફથી એ માહિતી પ્રથમથી જ મળે છે અને તેથી એ રસ્તામાં ઠેકઠેકાણે મળતાં દાણાપાણી જુદીજુદી ઔષધિઓ વડે શુદ્ધ કરી લે છે, અને વિષકન્યાથી કોઈ મૃત્યુ ન પામે તેટલા માટે એ પોતાની છાવણીમાં કોઈ પણ અજ્ઞાત સ્ત્રીની સાથે સંબંધ ન રાખવાનો હુકમ આપે છે ×

વિષકન્યાની બાબતમાં આ કથાસરિત્સાગરમાંના ઉલ્લેખ દ્વારા વધારે માહિતી મળતી નથી તોયે એના ઉપયોગ વિષે જરા યે શક રહેતો નથી વિષકન્યા સાથે જેનો સંબંધ બંધાય તે મૃત્યુ પામવાનો જ એ નિશ્ચિત હતું આ ઉલ્લેખ પરથી એમ પણ દેખાય છે, કે તે વખતના રાજાઓ એવી કેટલીક કન્યાઓ પોતાની પાસે રાખતા અને વિશેષ પ્રસંગમાં શત્રુને હણવા માટે એમનો ઉપયોગ પણ કરતા

સોમદેવનો આ કથાસરિત્સાગર ગ્રંથ મૂળ ગુણાઢ્યના બૃહત્કથા નામના ગ્રંથને

* उपरुध्यारिमासीत राष्ट्रं चास्योपपीडयेत् ।
दूषयेच्चास्य सततं यवसान्नोदकेन्धनम् ।
मनुस्मृति ७–१९५

× अपूर्वस्त्रीसमायोग कटके निषिध च ।

આધારે લખાયો છે. તે જ ગ્રંથના આધારે સોમદેવના સમકાલીન ક્ષેમેન્દ્રે બૃહત્કથામંજરી નામનો ગ્રંથ રચ્યો. કથાસરિત્સાગરની સાથે સરખાવતાં, બૃહત્કથામંજરી અતિ સંક્ષિપ્ત છે. એ પુસ્તકમાં પણ ઉદયનની કથા તો છે જ. પણ તેમાં યોગકરંડકે યોજેલા જે ઉપાયો કથાસરિત્સાગરમાં આપ્યા છે તે બધા હોવા છતાં એકેયો વિષકન્યાનો ઉલ્લેખ નથી: તેથી ક્ષેમેન્દ્રને વિષકન્યાનું વિશેષ મહત્ત્વ ન લાગ્યું હોય એમ દેખાય છે.

એકંદર રીતે જોતાં સંસ્કૃત વાઙ્મયમાં વિષકન્યાના ઉલ્લેખો ઓછા જ છે. પણ જે થોડાઘણા છે તે બધામાં વધારે મહત્ત્વનો ઉલ્લેખ વિશાખદત્તના 'મુદ્રારાક્ષસ' નામના નાટકમાં છે. એ નાટક ઘણે ભાગે ઇસવી સન પછી પાંચમા અગર છઠ્ઠા સૈકામાં લખાયું. પણ તેમાં જે કથાભાગ આપ્યો છે તે ઇસવી સન પહેલા ચોથા સૈકામાં ઘડાયો હોવાનું બતાવવામાં આવે છે. મુદ્રારાક્ષસમાંના ઉલ્લેખ પરથી વિષકન્યાનું ભીષણ સ્વરૂપ તો નજરે આવે જ છે, પણ સાથે સાથે એ સ્ત્રીસંબંધમાં એક ઘણું મહત્ત્વનું વિશિષ્ટ તત્ત્વ પણ જણાઈ આવે છે. તેનું વર્ણન કરતી વખતે રાક્ષસ તેની તુલના કરે છે. કર્ણે અર્જુનના નાશ માટે રાખી મૂકેલી શક્તિ સાથે અને તે બન્નેનો સમાનધર્મ 'એક પુરુષ વ્યાઘાતિની' એ છે. કર્ણની શક્તિ વડે જેમ કોઈ એક જ વીરને હણી શકાય એમ હતું તેમજ એ વિષકન્યાના સંબંધથી કોઈ એક જ વ્યક્તિ જાન ગુમાવે એવું હતું. એક વાર એ સંબંધ થઈ ગયા પછી જાણે એના શરીરમાંનું બધું વિષ નીકળી જવાથી એ તદ્દન નિરુપદ્રવી થઈ જતી એમ મનાતું હતું.

જૈન પંડિત હેમચંદ્રના 'ત્રિષષ્ટિશલાકા પુરુષચરિત' નામના ગ્રંથને જોડેલા 'પરિશિષ્ટ પર્વન' નામના ગ્રંથમાં ચંદ્રગુપ્ત સંબંધી એ જ હકીકત થોડો ફેરફાર કરીને આપવામાં આવી છે. એમાંનું કથાનક કંઈક આવું છે:-

નંદનું પતન થયા પછી, ચંદ્રગુપ્ત અને એનો મિત્ર રાજા પર્વતક નંદના રાજમહેલમાં પ્રવેશ કરી એની સંપત્તિ અંદરોઅંદર વહેંચી લેવા લાગે છે. ત્યાં જ સુરક્ષિત રીતે રાખેલી એક કન્યા તેમની નજરે ચડે છે. એ કન્યાને નંદરાજાએ એના જન્મથી જ ઝેર પર પોષેલી હોય છે. એને જોતાંની સાથે જ પર્વતક એના પ્રેમમાં સપડાઈ જાય છે અને એ વિષકન્યા છે એમ ખાતરી હોવાથી ચાણક્ય ઘણી ખુશીથી એને પર્વતક માટે જતી કરે છે. તરત જ દ્રવ્યવિભાગનું કામ પડી રહે છે; અને પર્વતક એ કન્યાની સાથે લગ્ન કરવાની તૈયારીમાં પડે છે. પણ એ મંગલવિધિ ચાલુ હતો ત્યારે જ હોમ થતા અગ્નિને લીધે ગરમીથી પર્વતક અને વિષકન્યાને પરસેવો છૂટે છે અને એ પરસેવા દ્વારા વિષકન્યાનું વિષ પણ પર્વતકના શરીરમાં મળી જાય છે; તેથી પર્વતકનાં ગાત્રો ધીરે ધીરે ઢીલાં પડતાં જાય છે અને થોડી વારમાં એ મરી જાય છે.

પરિશિષ્ટ પર્વમાં આપેલી વિષકન્યાની એ વાર્તા ઉપરથી આપણને એ વિચિત્ર છોકરી વિષે બે મહત્ત્વની વસ્તુઓનું જ્ઞાન થાય છે. એમાંની પહેલી વાત છે વિષકન્યાના 'જન્મ' સંબંધમાં. શરીરશાસ્ત્રની દૃષ્ટિએ એ કન્યા બીજી કન્યાઓ જેવી જ જન્મે છે, છતાં ત્યારપછી એના નાનપણથી જ એને થોડુંથોડું ઝેર ખવડાવવાથી આગળ જતાં એ એક ઝેરી કન્યા બને છે. અને બીજી વાત એના સંબંધથી આવતા મૃત્યુની બાબતમાં છે. એના સંબંધથી થનારા વિષયોગ માટે એ કન્યાની સાથે પ્રત્યક્ષ શરીરસમાગમની જરૂર રહેતી એવું નથી. એનો પરસેવો પણ જો બીજાના પરસેવામાં મળી જાય તો તેથી

પણ બીજી વ્યક્તિનું મરણ થવું

સંસ્કૃત વાઙ્મયમાં વિષકન્યાના સંબંધમાં જે મહત્ત્વના ત્રણ ઉલ્લેખો છે તે આપણે જોયા હવે બીજા જે એકાદ બે ઉલ્લેખો છે તે જોવા પહેલાં આપણે યુરોપિયન વાઙ્મયમાં એના સંબંધમાં જે વાર્તાઓ છે તે જોઈ લઈએ એ વાર્તાઓનો પરામર્શ અહીં લેવાનું કારણ એટલું જ કે એ વાર્તાઓમાં પ્રસિદ્ધ તત્ત્વજ્ઞ ઍરિસ્ટોટલે મહાન અલેક્ઝાન્ડરને વિષકન્યાના પંજામાંથી બચાવી લીધાનું જે કથાનક છે તેનું કૌટિલ્યે ચન્દ્રગુપ્તને બચાવ્યાની સાથે ઘણું સામ્ય છે

ઈસવી સનના બારમા સૈકામાં એકબાજુ જ્યારે આ તરફ સોમદેવે કથાસરિત્સાગર રચ્યું તે વખતે યુરોપમાં 'સેક્રેતુમ સેક્રેતોસમ્' નામના ગ્રંથનો જન્મ થયો એ ગ્રંથમાં ઍરિસ્ટોટલે એના શિષ્ય અલેક્ઝાન્ડરને મોકલેલા મહત્ત્વના અને ગુપ્ત ખરીતાઓ એકત્રિત કર્યાનો દાવો છે એ ગુરુશિષ્યની જોડી યુરોપમાં ઘણી જ માન્યતા પામેલી હોવાથી એ પુસ્તકનું લગભગ ત્યાંની બધી જ ભાષાઓમાં ભાષાંતર થયું, અને એમાંની વાર્તાઓ ઓછાવત્તા ફેરફારથી બધી ભાષાઓમાં પ્રસિદ્ધ થઈ, પણ વિદ્વાન સંશોધકોની માન્યતા પ્રમાણે 'સેક્રેતુમ સેક્રેતોસમ્' એ પોતે ઍરિસ્ટોટલે લખેલા લેખોનો સંગ્રહ નથી જ જે પ્રમાણે આપણા દેશમાં અનેક ગ્રંથો વ્યાસના નહીં તો કાલિદાસને નામે ચાલતા આવ્યા છે તેમ એ ગ્રંથ પણ બીજા કોઈએ લખી આપી ગ્રંથને લોકપ્રિયતા મળે તે માટે ઍરિસ્ટોટલના નામ સાથે તેને જોડી દીધો છે

એ ગ્રંથમાં એક ઠેકાણે ઍરિસ્ટોટલ અલેક્ઝાન્ડર ને પોતાના જીવનું સંરક્ષણ જાળવવા માટે સૂચનાઓ આપે છે એ કહે છે, કે શરીરસેવા માટે સ્ત્રીઓને રાખવી નહીં તેમ જ વિષપ્રયોગ થવાના ઘણા પ્રકારો હોવાથી તે સંબંધમાં સાવચેત રહેવાનું એને કહ્યું છે એ બધી સૂચનાઓ કેવી રીતે આવશ્યક છે તે બતાવવા માટે પહેલાં બની ગયેલા એક પ્રસંગની એને યાદ આપતાં એ કહે છે

'હિંદુસ્તાનના રાજા તરફથી મૂલ્યવાન ભેટો આવી હતી તે તને યાદ છે? તેમાં ઝેર પર પોષેલી પેલી સુંદર છોકરી? મારા વહેમથી અને તેની કરેલી પરીક્ષા પરથી મેં જો એનું ખરું સ્વરૂપ પારખ્યું ન હોત તો એ છોકરીએ તારો નક્કી નાશ કર્યો હોત'

આ વાર્તાનાં યુરોપિયન ભાષાંતરોમાં થોડા ફેરફારો જણાઈ આવે છે અહીં આપણી દૃષ્ટિએ મુખ્ય ફેર તો વિષની અસર થવાના પ્રકાર સંબંધીનો છે ઉપર આપેલી હકીકતમાં એ વિષનું પરિણામ આલિંગન અથવા તો પરસેવાથી થઈ આવ્યું હોત એવું કહ્યું છે પણ બીજી કેટલીક વાર્તાઓમાં એ ઓઠને દંશ કરવાથી કે વિષકન્યાની દૃષ્ટિ માત્ર ફરવાથી પણ થઈ આવવાની શક્યતા બતાવી છે

સંસ્કૃત વાઙ્મય તરફ આપણે ફરી એકવાર નજર કરીએ તો 'શુકસપ્તતિ' નામના ગ્રંથમાં એક વિષકન્યા આપણને મળે છે એ ગ્રંથમાં વ્યભિચારી સ્ત્રીઓએ પોતાનું અનૈતિક વર્તન છુપાવવા માટે કરેલી યુક્તિઓ આપી છે એમાંની ચોથી વાર્તામાં સોમશર્મા નામના એક વિદ્વાન બ્રાહ્મણની મોહિની નામની છોકરી વિષકન્યા તરીકે પ્રસિદ્ધિ પામેલી બતાવવામાં આવી છે તેથી એના ગામનું કોઈ પણ એની સાથે પરણતું નથી પછી તેનાં લગ્ન ગોવિંદ નામના એક દૂર દેશના મૂર્ખ અને ગરીબ બ્રાહ્મણ સાથે થાય છે કેટલાક દિવસ પછી એ બન્ને જણ મોહિનીના પિતા પાસે પૈસા માગવા નીકળે છે રસ્તામાં એમને બીજો એક મુસાફર મળે છે અને મોહિની એની સાથે પ્રેમમાં પડે છે આગળ એ વાર્તામાં મોહિનીના

આ નવા પ્રિયકરે એને આલિંગન આપ્યાનું પણ બતાવવામાં આવ્યું છે. પણ તેથી એનો એ પ્રિયકર અથવા એનો પતિ ગોવિંદ કોઈ પણ મૃત્યુ પામ્યાનું બતાવ્યું નથી. એ પરથી એવો નિષ્કર્ષ નીકળે છે કે મોહિની એ ખરી વિષકન્યા ન હતી પણ એની બાબતમાં આ એક જૂઠી કલ્પના ફેલાઈ હતી. અગર તો જ્યોતિષશાસ્ત્રની દૃષ્ટિએ અમુક એક યોગપર જન્મેલી કન્યાને વિષકન્યા કહે છે; તેવી એ મોહિની હોવી જોઈએ.

એ ગમે તેમ હોય પણ આ વાર્તા જ્યારે પ્રથમ કહેવામાં આવી હશે ત્યારે વિષકન્યા બધાને પરિચિત હોવી જોઈએ અને તેનો બધા લોકોને ભય પણ લાગતો હોવો જોઈએ એટલું તો ચોક્કસ છે. 'સુવાબહુકત્તરીકથા' નામના રાજસ્થાની ભાષામાં લખેલા કથા-સંગ્રહમાંની* એક વાર્તા પરથી પણ આવો જ નિષ્કર્ષ નીકળી શકે. આ ગ્રંથનો કર્તા કોઈ દેવદત્ત છે. એ વાર્તામાં કામસુન્દર નામના રાજાની કન્યાની કોઈ ધર્મદત્તે માગણી કરી હતી. કામસુંદરને એ લગ્ન માન્ય ન હતું, પણ ધર્મદત્તને માઠું લાગે તેવું કરવાની પણ એને ઇચ્છા ન હતી. તેથી એના મંત્રીએ એ રાજકન્યા 'વિષકન્યા' છે એમ પ્રસિદ્ધ કરી રાજાને એ કઠણ પ્રસંગમાંથી મુક્તિ અપાવી હતી.

વિષકન્યા વડે અગર બીજા કોઈ પ્રકારથી રાજા પર વિષપ્રયોગ કરવામાં આવે તો તેમાંથી એને બચાવવા માટે કેટલાક કથા-કારોએ રાજાને પણ ધીરેધીરે વિષ ખવડાવ્યું છે. આવાં ઉદાહરણો અલબત્ત ઓછાં છે: ઉપર જેનો એક વાર ઉલ્લેખ આવી ગયો છે તે પરિશિષ્ટ પર્વમાં જ એવું બતાવ્યું છે કે ચાણક્યની આજ્ઞાનુસાર ચંદ્રગુપ્તના અન્નમાં રોજ થોડુંથોડું વિષ મેળવવામાં આવતું અને એનું પ્રમાણ ધીરેધીરે વધારવામાં આવતું. તેથી થોડા દિવસ પછી એનામાં એટલી બધી પ્રતિકાર ક્ષમતા આવી કે ગમે તેવા ઝેરની પણ એના પર કંઈ અસર ન થતી. પણ વાર્તામાં એ યુક્તિ ઉમેરતી વખતે કથાકાર એક વસ્તુ ભૂલ્યો અને તેથી એની કથામાં થોડી વિસંગતિ નિર્માણ થઈ. વિષકન્યાએ વિષ ખાધેલું હોવાથી એના સંબંધ વડે જો કોઈ પુરુષ મરણ પામતો તો તેવી જ રીતે ચંદ્રગુપ્ત જેવા 'વિષપુરુષ'ની સાથે સંબંધમાં આવ્યાથી એની સ્ત્રીઓને કેમ કંઈ ધોકો ઉત્પન્ન ન થયો? એ વિસંગતી ઘણા આગળના કાળમાં ગુજરાતના મહમૂદ શાહ વિશેની કથામાં સુધારી લેવામાં આવી છે. એ રાજાના પિતાએ એને વિષ પ્રયોગથી બચાવવા નાનપણથી થોડુંથોડું વિષ આપવાનું શરૂ કર્યું. આખરે તેનું શરીર એટલું બધું વિષમય બન્યું, કે તેના શરીર પર જો માખી બેસે તો એ પણ તરત મરી જતી. એ મહમૂદ પાસે એક દૈવી શક્તિવાળી અંગૂઠી હતી અને એ અંગૂઠી જે સ્ત્રીની પાસે હોય તેના પર મહમૂદના વિષની અસર થતી ન હતી!

આમ સંસ્કૃત વાઙ્મયમાં વિષકન્યાના ઉલ્લેખો અલ્પ છે અને જે છે તે બધા કથા-વાઙ્મયમાં છે. એનું વાઙ્મયમાં એકંદર જે સ્વરૂપ દેખાય છે તે પરથી જોતાં એ વિષકન્યા ખરેખરી અસ્તિત્વમાં ન હોઈ, તે કેવળ કથાકારની માનસકન્યા હતી એ તરત ધ્યાનમાં આવે છે. એકાદ વ્યક્તિ થોડુંથોડું વિષ ખાઈ પોતાને વિષના પરિણામથી

* આ ગ્રંથ દેવદત્તે કોઈ સંસ્કૃત ગ્રંથનું ભાષાંતર કરી લખ્યો હોય એવું લાગે છે. એ મૂળ સંસ્કૃત ગ્રંથ અથવા તો એનું રાજસ્થાની ભાષાંતર મને જોવા મળ્યું નથી પણ જે હર્ટલે 'Feshschrift für Ernst Windisch'માં એ પુસ્તક પર લખેલો લેખ જોવા મળ્યો છે.

આગળ જતાં બચાવી શકે પણ તેથી તેની સાથે જેનો સંબંધ થાય તે વ્યક્તિને વિષ ચઢે એ કલ્પના ચમત્કારિક લાગે છે આપણે. અત્યારસુધી જોઈ એ તો કૃત્રિમ વિષકન્યા. પણ ખુદ નાગકન્યા આપણા વાઙ્મયમાં ક્યાં આપણને મળતી નથી? એના સૌંદર્યની એટલી ખ્યાતિ કે તેનો રૂપવતી સ્ત્રી માટે ઉપમાન તરીકે ઉપયોગ કરવામાં આવે છે. પણ એ નાગકન્યાની સાથે સબંધ બાંધ્યાથી કોઈનું મૃત્યુ ઊપજ્યાનું ક્યાંય નજરે પડતું નથી. મહાભારતમાં અર્જુન તીર્થયાત્રા કરવા જાય છે ત્યારે ઉલૂપી નામની એક નાગકન્યા એના પર મોહિત થઈ એને પાતાળમાં લઈ જાય છે અને ત્યાં એનાથી એને છોકરો થયાનું પણ પ્રસિદ્ધ છે!

આવી એકાદ કલ્પના વાર્તામાં અદ્ભુત રમ્યતા લાવવા માટે કલાકારને સૂઝી શકે. વિષકન્યાથી તદ્દન ઊલટી જાતની કન્યાની એક વાતનો અહીં ઉલ્લેખ કરીએ તો વિષકન્યા એ કેવી કલ્પનામાત્ર છે તે જણાઈ આવશે. બૌદ્ધવાઙ્મયમાં આશરે છઠ્ઠા સૈકામાં લખાયેલો તથાગત ગુહ્યક નામનો એક તંત્રગ્રંથ છે. તેમાં એક ઠેકાણે એવું વર્ણવ્યું છે કે બોધિસત્ત્વની સાથે સંપર્કમાં આવે તેની બધા પાતકોમાંથી મુક્તિ થાય છે. આ અજબ પ્રકારના દાખલા માટે એક વૈદ્યકન્યાની વાત કહી છે. જીવકનામનો એક સર્વશ્રેષ્ઠ વૈદ્ય હતો. તેણે સર્વજાતની ઔષધિ એકઠી કરી તેમાંથી એક છોકરી તૈયાર કરી. પછી એને ત્યાં જે રોગીઓ આવતા તેમને એ કન્યા સાથે મેળાપ થતો કે તરત સૌ બધા સાજા થઈ જતા! આ વાર્તામાં તો એ છોકરીની ઉત્પત્તિ મૂળમાં જ અવિશ્વસનીય છે પણ ધારો કે એ વાર્તામાં એમ બતાવ્યું હોત કે વૈદરાજે પોતાની છોકરીને બધી જાતની દવાઓ ખવડાવી એને 'દવાકન્યા' બનાવી હતી. તો એ કન્યાની સાથે સંબંધમાં આવવાથી રોગીઓ રોગમુક્ત થતા એમ બતાવવું જેટલું હાસ્યાસ્પદ લાગે તેટલું જ વિષકન્યાથી વિષપ્રયોગ થઈ શકે એમ કહેવું હાસ્યાસ્પદ છે.

તેથી એ વિષકન્યાની ઉત્પત્તિની ચર્ચા કરતાં જે ઉત્પત્તિઓ આગ્ય પંડિત પેંઝર સાહેબે* બતાવી છે તેનો આપણે હવે વિચાર કરીએ. સ્ત્રીની સાથે શરીરસંબંધથી બનતાં વિષપ્રયોગનો આપણે વિચાર કરીએ ત્યારે તરત જ એ ધ્યાનમાં આવે છે કે એ કોઈ ગુહ્ય રોગનો પ્રકાર હોવો જોઈએ. પણ એ ઉપપત્તિનો આપણને ત્યાગ કરવો પડે છે; કારણ કે આવા ગુહ્યરોગો હિંદુસ્તાનમાં પંદરમા સૈકા સુધી ઉદ્ભવ્યા જ ન હતા અને વિષકન્યાની કલ્પના તો ઘણી જૂની છે તે સિવાય ગુહ્ય રોગથી થતું મૃત્યુ વિષપ્રયોગથી થતા મૃત્યુ જેવું તાત્કાલિક હોતું નથી વળી ગુહ્યરોગ થયેલી સ્ત્રીની સાથે સંબંધમાં આવનાર એક જ નહીં પણ અનેક પુરુષોને હેરાન થવું પડે, પણ વિષકન્યા તો એક જ પુરુષને હણી શકતી. તેથી એ વિષકન્યાનું સ્પષ્ટીકરણ જુદી જ રીતે જોવું પડશે. ઘણાખરા દેશોમાં લગ્ન પછીના પહેલા શરીરસંબંધની બાબતમાં ઘણો ડર રહે છે. અને તેનું દુષ્પરિણામ ટાળવા માટે પતિ કોઈ અન્ય રીતનું અવલંબન કરે છે. વિષકન્યા—એ શબ્દમાંના 'વિષ' શબ્દનો જો આપણે શબ્દશઃ અર્થ ન લઈએ અને તેનો 'જોખમ ભરેલો' કે 'ભયંકર' એવો અર્થ લઈએ તો આ ઉપપત્તિ અનુસાર વિષકન્યા એટલે ન પરણેલી કુંવારી કન્યા એટલો જ એનો અર્થ થાય અને એ વિષકન્યાની કલ્પનાનો ઉગમ આ લગ્ન પછીના ડરમાં ખોળી શકાય પણ પેંઝર સાહેબ આ

* 'Ocean of Stories,'(Vol. II)માં

# સાધના

## શ્રી ભદ્ર

શ્રીકૃષ્ણે જેમ મનરૂપી કાળીનાગને નાથ્યો હતો તેમ મનને નાથવાનું મંગળકાર્ય એક વખત થયું કે પછી જોઈ લો એ અનુપમ દુનિયાનો તેજઅંબાર ને ઝગમગાટ! બ્રાહ્મમુહૂર્તે, પ્રોત્સાહજનક વાતાવરણમાં દૂરદૂરની હિમાદ્રિની ગુફાઓમાં પરબ્રહ્મને આરાધતા યોગીમહાત્માઓના કલ્યાણકારી શુભાશિષો દુઃખી જગત પર વર્ષી રહ્યા હોય અને ૐકારના પ્રણવમંત્રો વાતાવરણમાં સાત્વિક સ્પંદનો પ્રસરી રહ્યાં હોય ત્યારે, સાધના કરવામાં કેવો આનંદ મળે છે તે તો અનુભવ કર્યા સિવાય ક્યાંથી ખબર પડે!

જિજ્ઞાસુ: નરસિંહ મહેતા, મીરાં, સુરદાસ, તેમજ હાલમાં જ થઈ ગયેલા શ્રી રામકૃષ્ણ પરમહંસ, સ્વામી રામતીર્થ વગેરેએ કાલિકા, શ્રીકૃષ્ણ, શ્રીરામ નજરોનજર જોયા હતા અને કાનોકાન સાંભળ્યા હતા. મહારાજ, મારે ભગવાન જોવા–સાંભળવા છે.

સ્વામીજી: અગાઉ ભક્તોએ જોયા, સાંભળ્યા તેમ તમો પણ શ્રીપ્રભુને જોઈ–સાંભળી શકો.

જિજ્ઞાસુ: ક્યાં છે એ? બહુ શોધું છું: જેને તેને પૂછતો ફરું છું, પણ કોઈ બતાવતું નથી.

સ્વામીજી: શોધ કર્યા કરો અને તે જરૂર મળશે. ભગવાન ઈશુએ કહ્યું છે, કે 'માગો ને તે આપશે.' 'દરવાજો ખખડાવો ને તે ઊઘડશે.' પણ, કોઈને પૂછ્યા કરતાં, વધુ નહિ તો એક ક્ષણ માત્ર, જ્યાં કંઈ પણ હોતું નથી તેમાં તમે લીન થઈ શકો તો ઈશ્વરને જોઈ–સાંભળી શકો.

જિજ્ઞાસુ: કંઈ પણ હોય નહીં તે સ્થળે જવાનુંય શું? એ કેવું?

સ્વામીજી: ફક્ત થોડીક જ ક્ષણો તમારા સઘળા વિચારો અને મનસૂબાઓને તદ્દન અટકાવો, તો કંઈ પણ જ્યાં નથી એ બિલકુલ દૂર નહીં, પણ તમારા પોતામાં જ જણાશે. ત્યારે ઈશ્વરના શબ્દો તમે સાંભળી શકશો.

જિજ્ઞાસુ: પરંતુ બધા ય વિચારો ને ઇચ્છાઓનો અભાવ એટલે તો મૂઢતા.

સ્વામીજી: મૂઢતા નહીં પણ મૌન. મનની ચંચળતાને વેગ ન આપવો. એનાથી તમામ વિચારો ને આકાંક્ષાઓનો ક્ષય થતાં, તમો શાંત ને સ્વસ્થ બની રહો ત્યારે, ઈશ્વરે સૃષ્ટિ સર્જી તે અગાઉ તે જેવા હતા તેવા તમે હો છો. પ્રકૃતિના સર્જન પહેલાં ઈશ્વર પોતે હતા તેજ તમો બનો છો. ઈશ્વર ત્યારે જે વડે પોતાને જોતા, સાંભળતા તે વડે તમો જોઈ–સાંભળી શકશો. मौनं चास्मि गुह्यानाम्...

જિજ્ઞાસુ: એ તો સર્જનની પેલે પારની વાત થઈ. પરંતુ મારો સવાલ એ છે કે સર્જનની પેલે પાર જવાય કેવી રીતે?

સ્વામીજી: ત્યાં જવામાં અંતરાય તરીકે તમારી મનોકાંક્ષાઓ, તમારી પોતાની સાંભળવા–જોવાની વૃત્તિઓ જ છે. આ વૃત્તિઓ ઈશ્વર જે વડે જુએ અને સાંભળે તેની આડે પડદો ઊભો કરે છે. ઈશ્વરની ઇચ્છાની વચમાં જ તમે તમારી ઇચ્છા દાખલ કરી દો છો; તે જુએ તેમાં વચ્ચે તમારી દૃષ્ટિની દરમ્યાનગીરી કરી મૂકો છો. એથી તે જોવાતા–સંભળાતા નથી.

જિજ્ઞાસુ: હું સાંભળું છું, જોઉં છું, એ કુદરતી રીતેજ બને છે. એમાં હું કોઈ બીજાના સાંભળવામાં કે કોઈ બીજી દૃષ્ટિમાં

દખલ કરતો હોઉં એમ બિલકુલ મને લાગતું નથી.

સ્વામીજી: ઈશ્વર અને તમારી વચ્ચે જે પડદો પડે છે તે એ જ છે તમે સાંભળો, જુઓ એ કુદરતી ક્રમ માનો છો એને જ આધ્યાત્મિક કોષમાં માયા કહે છે માયા એટલે ખોટાનું ખરુ માનવું તે 'દાખલા તરીકે દોરડાને સાપ માનવો કે મૃગજળને સાચે જ પાણી માનવું તમે સાંભળો, જુઓ એ કુદરતી નથી, પણ બનાવટી-વિકારી છે

જિજ્ઞાસુ: બનાવટી? સ્વામીજી, માણસમાં જોવા, કે સાંભળવાની બનાવટ કરવાની શક્તિ હોય તો દુનિયામાં કોઈ બહેરુ ન હોય, કોઈ આંધળુ ન હોય!

સ્વામીજી: હા બનાવટી અને તેના બનાવનાર પણ તમે જ! જુઓ મારા કથનની પુષ્ટિરૂપે એક દૃષ્ટાંત કહું એક ગામમાં એક સ્વામી કથા કરતા હતા સાંજ પછી વાળુ વગેરેથી પરવારી ગામનાં ઘણાં સ્ત્રીપુરુષો કથા સાંભળવા આવતાં જે ફળિયામાં કથા થતી તેમાં એક વાણિયાનું મકાન હતું એને ત્યાંથી કોઈ કથા સાંભળવા જતું નહિ એક દિવસ વાણિયાના દસેક વર્ષના એકના એક લાડકા દીકરાએ કથા સાંભળવા જવાની હઠ લીધી, એથી વાણિયાભાઈ પાથરણું લઈ પુત્ર સાથે કથા સાંભળવા ગયા ને પાથરણું પાથરી બાપદીકરો કથા સાંભળવા બેઠા કથામાં શ્રીકૃષ્ણના ગોપાલનનો વિષય હતો વિવેચન દરમ્યાન કથાકારે કહ્યું, કે કદાપિ ગાય કોઈ દાણાના પાત્રમાં મોઢું નાખે તો તેને વારવી જોઈએ નહિ' કથા પૂરી થતાં વાણિયાએ પુત્રને પાથરણું બરોબર ખંખેરી નાખવા કહ્યું બીજે દિવસે વાણિયાને દુકાને બહાર જવાનું થયું દુકાન તરફ નજર રાખવા પેલા છોકરાને બેસાડી માતા પણ ઘરના કામમાં રોકાઈ તે વેળા એક ગાય આવીને જુવારના કુંડામાંથી ખાવા માંડ્યું છોકરાએ રાત્રે કથામાં સાંભળ્યા પ્રમાણે ગાયને વારી નહી ને ગાયે કુંડું સફાચટ કર્યું એવામાં વાણિયો આવી પહોંચ્યો તેણે ગાયને વાળતાં છોકરાને ઠપકો આપ્યો છોકરો બોલવા ગયો, કે 'કાલે કથામાં તો સાંભળ્યું'તું' એટલે તો વાણિયે ઘણા આવેશમાંથી જોરેથી કથાકારને બે સુણાવતાં તડૂક્યો 'કથા પૂરી થતાં પાથરણાં ખંખેરી નાખ્યાં હતાં તે ભૂલી ગયો? આપણે રહ્યા વેપારી, આપણને કથા સાંભળવી ભાવે? ને કદાચ સંભળાઈ જાય તો સાંભળેલું ખંખેરી નાખવું'

તાત્પર્ય કે ગામમાંના બીજા ઘણાં સ્ત્રી-પુરુષો કથા સાંભળવા દરરોજ આવતાં તે વાણિયો જોતો, પણ તે જોવાથી તેને થતું નહી કે પોતે પણ લાભ લે, એટલે તે જોતો પણ આંધળા જેવો હતો તેણે કથા કાનોકાન સાંભળી પણ સાંભળેલું ખંખેરી નાખ્યું એટલે કાન છતાં તે બહેરો જ હતો.

બોલો, જોવાનું અને સાંભળવાનું બનાવટી હોય ખરું ને? તમો પણ જે સાંભળો છો અને જુઓ છો તે એ પ્રમાણે, તમારી પોતાની રીતે જ

જિજ્ઞાસુ: હું કંઈ બનાવટ કરતો હોઉં એમ મને તો નથી લાગતું

સ્વામીજી: વાણિયા માટે કથામૃત ખંખેરી નાખવાનું જેમ સાધારણ હતું, તેમ તમને પણ તમે જે સાંભળો અને જુઓ તે સાધારણ થઈ ગયું હોય છે

જિજ્ઞાસુ: હું જોઉં, સાંભળું એ બનાવટી વિકારી છે તો કુદરતી રીતે સાંભળવા જોવાનો કોઈ જુદો પ્રકાર છે ખરો?

સ્વામીજી: તમને જ્યારે થયું કે હું જોઉં છું તે વડે ઈશ્વર નથી જોઈ સકતો, જે સાંભળું છું તે વડે પ્રભુ નથી સંભળાતો

એટલે તો તમે જેનીતેની પાસેથી જોવા-સાંભળવાની જિજ્ઞાસા કરી. એ પરથી સાધારણતઃ તમે જુઓ-સાંભળો છો તે કરતાં કંઈક જુદો પ્રકાર તો હોવો જોઈએ ને ? સામાન્ય રીતે માનવામાં આવે છે, કે જોવાનું-સાંભળવાનું આપણી બહારની વસ્તુ છે. એથી ઈશ્વર પણ બહાર માની બહાર જ તેને જોવાસાંભળવાના ફાંફાં મરાય છે, પણ જોવા-સાંભળવાનું બધું અંદર છે. એથી એ પ્રકાર આપણી અંદર જોવા-સાંભળવાનો છે.

**જિજ્ઞાસુ :** જોવા-સાંભળવાનું આપણી અંદર, એટલે જોવા-સાંભળવાની ક્રિયા આપણી અંદર થતી હોય, પણ જોવાસાંભળવાના વિષયો તો બહાર જ હોય તેને જોવાના સાંભળવાના હોય ને ? મારે રેડિયો સાંભળવો હોય તો રેડિયા નજીક જઈ બેસું; સિનેમા જોવો હોય તો થિએટરમાં જાઉં ને પડદા પર નજર માંડું. એ માટે તમે શું કહો છો ?

**સ્વામીજી :** રેડિયો સાંભળવા જઈ બેસો તે અગાઉ તમને રેડિયો સાંભળવાની ઇચ્છા થઈ હતી. એ ઇચ્છાના ઉદ્‌ભવ અગાઉ રેડિયોમાં કાનને મધુર લાગે ને બુદ્ધિને ગમે એવું જાણવા જેવું ઘણું સાંભળવાનું હોય છે એવો અનુભવ હતો. એવી અનેક, એક પછી એક આંતરિક ક્રિયાઓ થઈ ગઈ હોય છે, તે એટલી ઝડપી અને સૂક્ષ્મ હોય છે કે તે માલૂમ પડતી નથી, કે આ ક્રિયાઓનું મૂળ ક્ષેત્ર તો આપણી અંદર હૃદયમાં છે. એ ક્ષેત્ર જો બી વાવવાને લાયક ન હોય તો ગમે તેવાં ઉત્તમ જાતનાં બી તેમાં નાખવામાં આવે તો તે નકામાં જ જવાનાં. બહારનું સાંભળવા કે જોવા રૂપી બી, જેને સંઘાતો કે સંસ્કારો કહે છે, તે એ ક્ષેત્રમાં દાખલ જ થઈ શકતા નથી. સારો ય દિવસ અતિ પ્રતાપી સૂર્ય તેજના અંબાર ફેંકતો હોય છે, પણ ઘુવડની આંખો તે જોઈ શકતી નથી. કુ. હેલન કેલર નામની એક અંગ્રેજ વિદુષી બહેન જેઓ ૧૯ મહિનાના હતા ને બહેરાં, આંધળાં ને મૂંગાં થયાં હતાં, તેમણે પછી વાંચન, શ્રવણ, સંભાષણ શક્તિઓ અદ્‌ભૂત રીતે ખીલવી હતી. તે ચરિત્ર સાખ પૂરે છે, કે જોવા, સાંભળવાનું બધું અંદર જ છે. અર્થાત્ જોવા-સાંભળવાનું પણ મૂળ અંદર હોય છે. આપણી અંદર એ સંસ્કારો ગ્રહણ કરી શકે એવું ક્ષેત્ર પહેલાં તૈયાર હોય તો જ બધું જોવાય-સંભળાય.

**જિજ્ઞાસુ :** અંદર કેવી રીતે જોવાય ?

**સ્વામીજી :** અંદર જોવા માટે પોતાના સઘળા બાહ્ય અને આંતરિક હલનચલનને અટકાવવાં જોઈએ : એટલે કે શરીર ને મનને સ્થિર કરવાં જોઈએ. મનમાં જે કાંઈ વિચારો આવતા હોય તેને અટકાવી શાંત કરી દેવા જોઈએ.

**જિજ્ઞાસુ :** સ્વામીજી, મનને શાંત તો મૃત્યુ કરતું હશે ! માણસ એટલે મન. મન નહીં એવો માણસ નહીં પણ મૃત્યુ. અર્જુન જેવા મહા સમર્થને પણ એ અશક્ય લાગ્યું :

चंचलं हि मनः कृष्ण प्रमाथि बलवद्दृढम् ।
तस्याहं निग्रहं मन्ये वायोरिवसुदुष्करम् ॥

મન એ ચંચળ, તોફાની, બલિષ્ઠ અને દૃઢ છે, એટલે એને વાળવું કઠણ છે. વાયુની ગાંસડી બાંધવાની પેઠે એનો નિગ્રહ કરવો અત્યંત દુષ્કર છે.

**સ્વામીજી :** તેનો જવાબ શ્રીકૃષ્ણ આપે છે ને ? કે अभ्यासेन तु कौन्तेय वैराग्येण च गृह्यते । અભ્યાસથી અને વૈરાગ્યથી તે શક્ય બનશે. માટે અભ્યાસ રાખો.

**જિજ્ઞાસુ :** અભ્યાસ તો શું બાકી હોય ? આખી જિંદગી અભ્યાસમાં ગઈ ? ગ્રેજ્યુએટ થયા, પણ......

**સ્વામીજી :** એ અભ્યાસ નથી. અંદર હૃદયમાં ઊતરવાનો અભ્યાસ જોઈએ.

જિજ્ઞાસુ : ખરું કહું સ્વામીજી, કે શરીર ને મનને સ્થિર કરવા જાઉં એટલે તો નહીં આવતા વિચારો ગભરાવી નાખવા માંડે છે. એનાં કરતાં તો તેમ નહીં કરવાની સામાન્ય સ્થિતિ જ સારી લાગે છે.

સ્વામીજી : એક અંધારી ઓરડી હોય ને તેમાં એકાએક એક ઝીણો પ્રકાશ લઈ જવામાં આવે તો અંદરનું અંધારું બહાર નાસવા બારણું આગળ સામટો ધસારો કરશે. શેરડીના રસની કઢાઈની નીચે ભઠ્ઠાનો તાપ લાગવા માંડે કે મેલ ઉપર આવવા માંડે એ પ્રમાણે આંતરિક પ્રકાશનો પ્રયત્ન થતા જ વિચારોરૂપી અંધારું બહાર ભાગવા ધસારો કરશે. વિચારો એ મેલ છે એમ ખચિત માનો, અને તે જ ઈશ્વરદર્શનની વચ્ચે કાળો પડદો નાખે છે.

જિજ્ઞાસુ : ઈશ્વરદર્શનનો કોઈ સહેલો માર્ગ નહિ હોય સ્વામીજી ?

સ્વામીજી : છે જ. દરરોજ વહેલી સવારે ઊઠવાનો નિયમ રાખો, સવારના ચારથી છ વાગ્યાના સમયને બ્રાહ્મમુહૂર્ત કહે છે. એ સમયે વાતાવરણ શાંત અને પ્રોત્સાહક હોય છે. ફૂલો ખીલવાનો એ સમય હોય છે. પ્રકૃતિ પોતાની ઉચ્ચ વિકાસકળામાં હોય છે ઉષા તમસને વિદારતી હોય છે, હિમાલય અને એવા ગિરિગુફાઓમાં તપ કરી રહેલા મહાત્માઓ, યોગીઓ એ સમયે જગત પર શુભાશિષો વર્ષાવી રહ્યા હોય છે ઋષિઆશ્રમોમાં, મંદિરોમાં, મસ્જિદોમાં પ્રાર્થનાઓ, આરતીઓ, બાંગ પોકારોનાં સાત્વિક સ્પંદનો વાતાવરણમાં ફેલાઈ રહેલા હોય છે આપણું શરીર ને મન પણ ઊંઘ લીધા પછી સ્વસ્થ અને શાંત બનેલા હોય છે હજી મનમાં સંસારના વિચારોનો ભારો લદાયો હોતો નથી, એ સમયે શરીર અને મનને સ્વસ્થ કરી ઈશ્વરની પ્રાર્થના કરવી જોઈએ પ્રભુને પ્રાર્થના કરવાથી, તમો કહો છો તેમ નહીં આવતા વિચારોનો ધસારો થઈ શકશે નહીં; કારણ મન પ્રાર્થનામાં રોકાયું હોય છે. બીજી બાજુ બીજા વિચારો પણ મનમાં ઉદ્‌ભવ પામી શકશે નહીં, કારણકે મન પ્રભુની પ્રાર્થનામા કામે લાગેલું હોય છે. ઈશ્વરના મહાન ગુણો, દયા, પ્રેમ, શાંતિ, સમભાવ વગેરેનો ખ્યાલ કરો, એ તેજના તણખા છે એનાથી અંદર વધુ ને વધુ ઉજાશ થશે. પ્રાર્થના તમારા પોતાના કોઈ સ્વાર્થ માટે કરશો નહીં, પણ સમસ્ત વિશ્વના કલ્યાણ, સુખ, ને શાંતિ માટે પ્રાર્થના કરશો. હૃદયથી પ્રાર્થો કે :

સર્વનું સર્વ કલ્યાણ હોજો !
સર્વનું મંગલ હોજો !
સર્વને તનમાં પૂર્ણ આરોગ્ય હોજો !
સર્વને મનમાં પૂર્ણ શાંતિ, પ્રસન્નતા હોજો !
સર્વને પૂર્ણતાનો પરમાનંદ હો જો !
શાંતિ : શાંતિ : શાંતિ:

બીજાનું શુભ, કલ્યાણ, સુખની સદ્‌ભાવના એ તમારા પોતાના હૃદયને વિકસાવનારી કૂંચી છે.

સંધ્યાકાળે પણ એ પ્રમાણે પ્રભુની પ્રાર્થના કરો. સવાર ને સાંજ પ્રાર્થના કરવાનો નિયમ જ રાખો નિયમ. એ અભ્યાસનું મૂળ છે નિયમ વિના અભ્યાસ આગળ વધશે નહીં નિયમ-વ્રત વિના અભ્યાસ નથી અભ્યાસ વિના સંયમ નથી અને સંયમ વિના શક્તિ-બળ નથી. પૂ ગાંધીજીએ સવારે બ્રાહ્મમુહૂર્તમાં અને સાંજે સંધ્યાકાળે નિયમિત પ્રાર્થના કરવાનું વ્રત લીધું હતું. એ પ્રાર્થનાએ તેમને અનન્ય શક્તિઓ લાવી આપી હતી. માટે વ્રતનો મહિમા ઓછો માનશો નહિ. નિયમ-વ્રતરૂપી મૂળમાંથી અભ્યાસરૂપી વૃક્ષ ઊગશે, ખીલશે અને ફાલશે

આ પ્રમાણે થોડા જ દિવસો સવાર ને

# ઇતિહાસમાં ગાયનું સ્થાન

અનુ. શ્રી લલિત પરીખ

માનવીએ જેને ઢોરની જાતિમાં ગણી છે, છતાં જેનાં છાણ–મૂત્રને પણ પવિત્ર ગણ્યાં છે એવી ગાય આર્યોના હિંદમાં આવવા સાથે જ તેમની સાથે સંકળાયેલી છે. જેના શરીરના દરેક ભાગમાં આપણે દેવોનો વાસ કલ્પ્યો છે, જેના પુત્ર નંદીને આપણે ભગવાન શંકરનું વાહન બનાવ્યો છે, જેની પડખે ઊભા રહીને બંસી બજાવતાં ભગવાન કૃષ્ણની આપણે કલ્પના કરી છે, રાજાએ પાળવાના ધર્મમાં–ગૌધર્મપ્રતિપાળ–જેને પ્રથમ સ્થાન આપ્યું છે અને પ્રાચીન ઋષિઓ સાથે જ નહિ, આજે ય આપણા ખેતીપ્રધાન દેશ સાથે જે જોડાયેલી છે તે ગાયના પાત્રને ઐતિહાસિક દૃષ્ટિએ અવલોકવાનો અહીં પ્રયત્ન કરવામાં આવ્યો છે.

હિન્દુઓની ગૌપૂજામાં મોટું રહસ્ય છે. ગાયની ઉત્પત્તિ સંબંધમાં ત્રણ પ્રકારના પ્રસંગ આવે છે. બ્રહ્મદેવ એક મુખથી અમૃતપાન કરી રહ્યા હતા અને બીજા મુખમાંથી ફીણ નીકળ્યાં, જેમાંથી સુરભિની ઉત્પત્તિ થઈ. એક બીજા સ્થળ પર એમ કહેવામાં આવે છે, કે આદિ પિતા દક્ષ પ્રજાપતિ હતા. તેમને સોએક પુત્રીઓ હતી, જેમાં સુરભિ તેમને સૌથી વધુ પ્રિય હતી. વળી એમ પણ કહેવાય છે, કે સંસારના કલ્યાણાર્થે જ્યારે દેવદાનવોએ મળીને સમુદ્રમંથન કર્યું ત્યારે સમુદ્રમાંથી જે ચૌદ રત્ન નીકળ્યાં હતાં તેમાં આ સુરભિ પણ છે. સુરભિથી સુવર્ણ રંગની કપિલા ઉત્પન્ન થઈ, એના થાનના દૂધમાંથી ક્ષીરસમુદ્ર બન્યો. કપિલાનાં બચ્ચાં કૈલાસ પર ચરતાં અને ધૂમ મચાવતાં. નીચે મહાદેવજી ધ્યાનમગ્ન હતા. આ બચ્ચાઓના તોફાન અને હીંહોરાથી મહાદેવજીના ધ્યાનમાં વિઘ્ન પડ્યું અને તેમણે ત્રીજું નેત્ર ખોલી દૃષ્ટિ ફેંકી. એ સમયથી જ ગાયનો સોનાનો રંગ અનેક સુંદર અવનવા રંગોમાં ફેરવાઈ ગયો.

આપણે માનીએ છીએ કે ગાયના શરીરમાં બધા જ દેવોનો વાસ છે. આ પ્રસંગની એક કથા એવી છે કે, પૃથ્વી પર સૌથી છેલ્લે લક્ષ્મીજી આવ્યાં. ગાયે તેમને પોતાના છાણ અને મૂત્રમાં સર્વથી પ્રથમ સ્થાન આપ્યું. કહેવાય છે, કે જ્યારે પૃથ્વી પર ઘોર અન્યાય અને અત્યાચાર થાય છે ત્યારે એ ગૌસ્વરૂપે ભગવાન પાસે જાય છે અને એનું દુઃખ દૂર થાય છે. આને મળતો એક પ્રસંગ પારસીઓના ઇતિહાસમાં પણ છે. વળી ગાયનો મહિમા વધુ મનાય છે, એનું એક કારણ એમ પણ છે કે ગંગા પહેલાં પૃથ્વી પર આવવા કોઈ કરતાં કોઈ વાતે તૈયાર ન હતી; કેમકે એમાં પાપી લોકો સ્નાન કરી એને જ

---

સાંજ નિયમિત પ્રાર્થના કરશો તો તમારામાં પોતામાં ચમત્કારિક ફેરફારો થયેલા અને થતા જણાશે. મનની સ્પષ્ટતા સાથે જીવનમાં ઉમંગને સ્ફૂર્તિ આવેલાં જણાશે. આ રીતે અંતરમાં જોવાનો મહાવરો પડશે. તેના વિના પછી તમને ગમશે નહિ. એનાથી ઈશ્વરદર્શનની સાધનાના બીજા સાચા માર્ગો, વિવેકવૈરાગ્યની શુદ્ધ સમજ તમારામાં ઊતરવા માંડશે અને એમ કરતાં ઈશ્વરનું દર્શન થશે.

☆

અપવિત્ર બનાવી નાખે તો? એવી એને બીક હતી પરંતુ જ્યારે એને કહેવામાં આવ્યું કે ફક્ત ગાયની ખરીના સ્પર્શથી જ એની કંઈક અપવિત્રતાઓ ચાલી જશે ત્યારે છેવટે એ પૃથ્વી પર ઊતરી ગૌથી જ ગોત્ર શબ્દ ઉત્પન્ન થયો છે. પાછળથી આપણા ભિન્નભિન્ન વંશોના પરિચય માટે આ ગોત્રનો ઉપયોગ થવા લાગ્યો ઋષિગણ ગાયોનાં ઝુંડ રાખતા, આ પરથી ગોત્ર શબ્દ બન્યો છે એવું પણ મનાય છે તે સમયે કન્યાઓનું મુખ્ય કામ ગૌસેવા જ હતું. એટલે તો એ દુહિતા કહેવાતી. પશ્ચિમમાં આજ પણ ગાયોની પરિચર્યા વિશેષતઃ સ્ત્રીઓને સુપરત છે

• કહે છે કે એક દિવસ ભગવાન શંકર બ્રહ્મદેવને ઘેર ગયા પિતામહે તેમનો બહુ આદરસત્કાર કર્યો અને તેમને બહુ ગાયો આપી. ગાયો મેળવી શંકર ખૂબ પ્રસન્ન થયા, અને ત્યારથી તેમનું નામ પશુપતિ પડ્યું. આજે પણ નેપાલમાં પશુપતિ પ્રથમ આરાધ્ય દેવ ગણાય છે. મહાદેવજીએ અન્ય શીઘ્રગામી સવારીઓનો ત્યાગ કરી પોતાની સવારી માટે નંદી નામના બળદને યોગ્ય ગણ્યો. શોણિતપુર(વર્તમાન નેપાલ)નો રાજા બાણાસુર શંકરનો મોટો ભક્ત હતો એકવાર મહાદેવજીએ પ્રસન્ન થઈ સારીસારી બારેક ગાયો એને ભેટ આપી. એ ગાયોને મેળવી બાણાસુર અત્યંત પ્રતાપી અને શક્તિશાળી બન્યો. બાણાસુરની લાવણ્યવતી પુત્રી સાથે અનિરુદ્ધને ગુપ્ત પ્રેમ થઈ ગયો હતો. આ ભેદની ખબર પડતાં જ બાણાસુરે અનિરુદ્ધને કેદ કરી લીધો. આ ખબર મળતાં શ્રીકૃષ્ણ પોતાની વિશાળ વિજયી સેના લઈ શોણિતપુર પર ચડી આવ્યા. આ સમાચારની જાણ થતાં બાણાસુરે પોતાના મંત્રીઓ સાથે એકાંતમાં મંત્રણા ચલાવી. રાજ્ય ચાલ્યું જાય કે બાણાસુર સહન કરી શકે; પણ ગાયો ગુમાવવી તો અસહ્ય જ હતી બધાની સંમતિથી ગાયો કુબેરજીને ત્યાં થાપણ તરીકે મૂકવામાં આવી. લડાઈમાં તો બાણાસુર હારી જ ગયો. સંધિ થઈ. જીત મેળવી ભેગસંગાદો સાથે કૃષ્ણ પાછા દ્વારકા જતા હતા, ત્યાં કોઈએ ચાડી ખાધી કે: 'ભગવાન, આપને અસલ ચીજ તો હાથ જ નથી લાગી.' સંસાર આખાની સંપદને લજવે એવી બાર ગાયો તો કુબેરજીને ત્યાં સંતાડવામાં આવી છે ' પછી તો કૃષ્ણે કુબેરને ગાયો આપી દેવા કહેણ મોકલ્યું કુબેરજીએ ઇન્કાર કરી નાખ્યો ફરી લડાઈના ડંકા વાગી ઊઠ્યા દેવતાઓ ડરી ગયા. શાંતિદૂત દોડવા મંડી પડ્યા અને મહામુસીબતે કૃષ્ણને સમજાવી ફરી દ્વારકા પાછા લઈ ગયા.

મહારાજ દિલીપે એક દિવસ રસ્તે ચાલી જતી નંદિનીને પ્રણામ ન કર્યા. એના શ્રાપથી મહારાજ નિઃસંતાન થઈ ગયા મહારાજ ગુરુ વસિષ્ઠના આશ્રમમાં ગયા તેમણે પોતાના નિઃસંતાન થવાની આખી યે વાત ગુરુજીને કહી સંભળાવી અને શ્રાપથી મુક્તિ મેળવી આપવાની પ્રાર્થના કરી ગુરુએ તેમને નંદિની ભેટ આપી અને કહ્યું: 'આની બધી રીતે પૂજા કરો.' ગુરુના આદેશાનુસાર રાજા અને રાણી પ્રેમપૂર્વક એ દિવ્ય ગાયની પરિચર્યા કરવા લાગ્યા. મહારાજા પોતે ગાયને ચરાવવા વનોમાં જતા.

એક દિવસ મહારાજ વનનાં કુદરતી દશ્યો જોવામાં મસ્ત હતા ત્યાં નંદિનીનો ચિત્કાર સંભળાયો. એક સિંહ નંદિની પર ત્રાપ મારી એને દબાવી રહ્યો છે એ જોઈ રાજા નંદિનીની પ્રાણરક્ષા માટે ધનુષ્ય ઊંચકી લડવા લાગ્યા. અંતે રાજાએ પોતાનું શરીર સિંહને સમર્પણ કરી ગાયને બચાવવાની ઇચ્છા વ્યક્ત કરી અને ચૂપચાપ માથું નમાવી પડ્યા રહ્યા. ઘણીવારે તેમણે મસ્તક ઊંચું

કર્યું તો જોયું, કે નંદિની હસતી હતી. નંદિની રાજાના ખરા પ્રેમથી પ્રસન્ન થઈ અને રાજાને ત્યાં પુત્રજન્મ થયો.

મહર્ષિ વસિષ્ઠની નંદિનીની મહત્તા તો બધા જાણે જ છે. એક દિવસ મહારાજા વિશ્વામિત્ર પોતાની વિશાળ સેના સાથે એમના વનમાં થઈને જતા હતા. વસિષ્ઠના આગ્રહથી રોકાઈ ગયા અને તેમની મહેમાનગીરીનો લાભ લીધો. નંદિનીની કૃપા અને દૂધથી આખી સેનાએ સંતુષ્ટ થઈ ભોજન કર્યું. ગાયનો મહિમા અને ચમત્કાર જોઈ વિશ્વામિત્રને બહુ આશ્ચર્ય થયું. તેમણે એ ગાય માગી. વસિષ્ઠે ઇનકાર કર્યો; આથી વિશ્વામિત્ર નારાજ થયા અને બલપૂર્વક ગાયને લઈ જવા લાગ્યા. બસ, લડાઈ જામી પડી અને છેવટે નંદિનીની કૃપાથી વિશ્વામિત્રને વસિષ્ઠે પરાસ્ત કર્યા.

એકવાર પોતાની વિશાળ સેના સાથે કાર્તવીર્યાર્જુન તપોવનમાં જમદગ્નિ ઋષિના અતિથિ બન્યા. ઋષિએ કામધેનુના દૂધથી રાજાની અને એના સૈનિકોની સારી ખાતર-બરદાસ્ત કરી. રાજા તો ગાયનો ચમત્કાર જોઈ ગાય પર લટ્ટુ જ થઈ ગયો. ઋષિ પાસે ગાય માગી, પણ ઋષિએ એ માગણી નકારી દીધી. રાજાની આજ્ઞાથી રાજાના માણસો ગાયને બલપૂર્વક લઈ જવા માંડ્યા. ઋષિએ રોક્યા. રાજાના હુકમથી ઋષિનું મસ્તક કાપી નાખવામાં આવ્યું. ઋષિપત્ની રેણુકા રોઈ રોઈ ચિત્કાર કરવા લાગી. જમદગ્નિના પુત્ર પરશુરામ નિકટના પર્વતપર તપસ્યા કરી રહ્યા હતા. તેમનું આસન ડોલ્યું. તેઓ તુરત ઘેર આવ્યા અને આખું દશ્ય જોઈ અત્યંત ગુસ્સામાં આવી ગયા. તેમણે ક્ષત્રિયો સાથે ભયંકર લડાઈ આરંભી દીધી. ત્યારથી આખી પૃથ્વીને નક્ષત્રી બનાવવાની તેમણે પ્રતિજ્ઞા લીધેલી.

ગણેશજન્મ વિશે એક મનોરંજક વાત છે. મહાદેવે તેમનું મસ્તક કાપેલું અને એ અદૃશ્ય સ્થાનમાં ચાલ્યું ગયું. પાર્વતી ખૂબ રોયાં. દેવવૈદ્ય અશ્વિનીકુમારને બોલાવવામાં આવ્યા. પાર્વતીએ મોંમાગ્યું વરદાન આપવાનું વચન આપ્યું. અશ્વિનીકુમારે આ શરતે મસ્તક જોડી દીધું અને વરદાનમાં તેમણે મહાદેવજીને જ માગ્યા. બહુ જટિલ સમસ્યા ઉપસ્થિત થઈ. દેવતાઓ સાથે વિષ્ણુએ ચર્ચા કરી અને છેવટે મહાદેવની કિંમત એક ગાય જેટલી રાખવામાં આવી. અને એ ગાય આપીને જ પાર્વતીએ મુક્તિ મેળવી. આથી અશ્વિનીકુમાર ખૂબ પ્રસન્ન થયા.

ભગવાન કૃષ્ણના વિષયમાં પણ અનેક પ્રસંગો છે. બાળપણમાં ગાયો ચરાવવાની, ગાયોને હેરાન કરનારને મારી નાખવાની, ગોવર્ધન ધારણ કરી ગૌરક્ષા કરવાની અને આવી કંઈક વાતો વિસ્તૃત રૂપે વર્ણવવામાં આવી છે. શ્રીકૃષ્ણનું બધું જ્ઞાન ગાયો ચરાવવામાંથી જ પ્રાપ્ત થયું હતું. તેમણે ગીતામાં કહ્યું છે: 'પશુઓમાં હું કામધેનુ છું.'

ભગવાન બુદ્ધના જીવનનો પણ એક જાણીતો પ્રસંગ છે. તેમણે ૪૯ દિવસ સુધી ઉપવાસ કર્યા તો ખરા પણ જ્ઞાન કે મુક્તિ ન મળી. ગાયની પાસે બોધિવૃક્ષ નીચે તેઓ ઉદાસચિત્તે ધ્યાનમગ્ન બેઠા હતા. આ ઇલાકાના એક ગામમાં એક સરદારની રૂપાળી પુત્રી સુજાતાએ એક એવું વ્રત લીધું, કે જો એની અમુક અભિલાષા પૂરી થાય તો વટવૃક્ષપર ૧૬૦૦ ગાયોના દૂધની ખીર ચઢાવશે. એની અભિલાષા પૂરી થઈ. એણે ૧૬૦૦ ગાયો દોહીને એ દૂધ ૮૦૦ ગાયોને પાયું, પછી તેમને દોહી ચારસો ગાયોને પાયું. આમ કરતાં છેલ્લે ૧૬ ગાયોનું દૂધ દોહી ૮ ગાયોને પાયું અને પછી એ દૂધની પ્રેમપૂર્વક ખીર તૈયાર કરી વટવૃક્ષ સામે ઉપસ્થિત થઈ. ત્યાં બુદ્ધ ભગવાનને બેઠેલા જોયા એટલે એને તો

એમ જ લાગ્યું કે પોતાનો ઉપહાર સ્વીકારવા વૃક્ષે મનુષ્યસ્વરૂપ ધારણ કરી લીધું છે એના આનંદનો પાર ન રહ્યો ગૌતમે એ ખીર ખાધી અને તુરત તેમને જ્ઞાન થયું અને મુક્તિનો માર્ગ મળ્યો.

પાંડવોમાં એક એવો નિયમ હતો, કે જ્યારે દ્રૌપદી કોઈ એક ભાઈ સાથે વાતો–ચીતો કરતી હોય ત્યારે બીજા કોઈએ ત્યાં ન જવું આ નિયમનું ઉલ્લંઘન કરનારને બાર વર્ષનો વનવાસ કરવો પડે એકવાર અર્જુન પોતાનું ગાંડીવ ધનુષ્ય મહેલમાં જ ભૂલી ગયેલા ત્યાં કોઈએ આવીને કહ્યું, કે ચંડાલો ગાયોને હેરાન કરે છે અને તેમનું હરણ કરી જાય છે બાર વર્ષના વનવાસની પરવા ન કરતા અર્જુન મહેલમા ઘૂસ્યા અને પોતાનું ગાંડીવ લઈ ગાયોની રક્ષા માટે નીકળી પડ્યા. કારણકે ગાયની રક્ષાથી વધીને સંસારમાં બીજું એક પુણ્ય નથી

ચ્યવન ઋષિને વિશે પણ એક રોચક કથા કહેવાય છે તેઓ ગંગાના ગર્ભમાં બેઠાબેઠા એકવાર તપસ્યા કરતા હતા એટલામાં માછીઓ માછલાં પકડવા આવ્યા તેમણે ગંગામાં જાળ નાખી અને તેમના આશ્ચર્ય વચ્ચે આ મુનિજી જ જાળમાં આવી ગયા ઋષિની વિનતિથી માછીઓ તેમને વેચવા રાજાને ત્યાં લઈ ગયા રાજાએ કિંમતમાં અઢળક ધન આપવા ઇચ્છ્યું પણ મુનિ સંતુષ્ટ ન થયા અર્ધું રાજ્ય આપ્યું તોય મુનિએ તો ડોકું જ ધુણાવ્યું છેવટે રાજાએ આખુંય રાજ આપવાની તૈયારી બતાવી પણ તોય ઋષિને સંતોષ ન થયો છેવટે વિનયપૂર્વક રાજાએ પૂછ્યું : 'તો આપની કિંમત આપ કેટલી માનો છો ?'

'મારી કિંમત એક રાજ્યથી તો અનેકગણી વધારે છે મારી સાચી કિંમત તો એક ગાય સિવાય કંઈ જ નથી આપ. એક ગાય જ આપી દોને'

રાજાએ આ જવાબ સાંભળી પ્રસન્ન થઈ એક ગાય આપી દીધી. આ વાતથી દેખાઈ આવે છે, કે પ્રાચીન કાળમાં ગાયનું મહત્ત્વ કેટલું હતું !

તપોવનમાં ઋષિના શિષ્ય ઉપમન્યુ આકડાનું પાન ખાવાથી અંધ થઈ ગયા હતા ગુરુકૃપાથી ગાય ચરાવતાંચરાવતાં જ તેમને દૃષ્ટિલાભ થયો પ્રાચીનકાળમાં બ્રહ્મચારીઓને ગૌપાલનનું શિક્ષણ દેવાતું. તે સમયે ગાયોનું ખૂબ માન હતું જેમ આપણે ગોપૂજામાં માનીએ છીએ તેમ પારસીઓ સાંઢની પૂજા કરે છે એવું કહેવાય છે. મિશ્રમાં વાછરડાની પૂજા થયા કરતી ત્યાંના પ્રાચીન સિક્કાઓ પર પણ આવી જ મૂર્તિઓ અંકિત છે આજ પણ કેટલીક જાતિના લોકો ગૌપૂજામાં માને છે એ સમયે તમામ મુસ્લિમ ક્ષેત્રોમાં ગાયોની પૂજા થતી અને ગૌહત્યા કરનાર દંડને પાત્ર બનતો

આમ માનવજીવનમાં ગાયોનું સ્થાન ખૂબ મહત્ત્વપૂર્ણ રહ્યું છે અને ગાયોની સેવા સાથે જ એનું ઉત્થાન થયું છે

★

એક ગરાસિયાના ઘરમાં મૂછે લગાડવા માટે તેલ નહોતું એટલે દીવામાંથી વધેલું તેલ ચોપડ્યું. ચોપડતા દીવાની પાતળી દિવેટ પણ ઠાકોરની મૂછ સાથે ચોપડાઈ ગઈ કોઈ સામે મળ્યો તેણે પૂછ્યું :

'મૂછના આ શું છે ઠાકોર ?'

ઠાકોરે જવાબ દીધો'

'આજ સેવ ખાધી છે તે વાતણો રહ્યો હશે !'

ને આમ વટના માર્યા દીવેટ ખાઈ જવી પડી !

# જીવન અને મરણ

શ્રી 'ચંદ્રિક'

જીવન અને મરણ ! મનુષ્યજીવનને આવરી લેતા આ ગહન ને સનાતન કોયડાઓને આદિકાળથી માનવી વિચારતો આવ્યો છે. જુદાજુદા ધર્મો ને તત્ત્વજ્ઞાને એને જુદીજુદી રીતે ઉકેલવાના પ્રયત્નો કર્યા છે, તથાપિ એનો કોઈ ચોક્કસ અંતિમ નિર્ણય થઈ શક્યો નથી. આ સૌમાં કર્મવાદ–કર્મફળનો સિદ્ધાંત વિશેષ બુદ્ધિગમ્ય લાગે છે. લેખકે આ પ્રશ્નને પોતાની રીતે જોવાનો અહીં પ્રયત્ન કર્યો છે.

આદદૃષ્ટિએ જોતાં જીવનમરણનો પ્રશ્ન બિલકુલ સંદિગ્ધ નથી. જન્મ અગાઉ કોઈ જીવનનું અસ્તિત્વ ન હતું. સામાન્ય માનવદૃષ્ટિ નિહાળી શકે તેમ જિવાતું જીવન નષ્ટપ્રાય ન થાય ત્યાંસુધી જીવનનું અસ્તિત્વ કાયમ ગણાય અને મૃત્યુ પછી જીવન સમું કશું જ ન હોય.

મૃત્યુનો ભય અજ્ઞેય તેમ અયોગ્ય છે. જન્મ પહેલાં માનવી જે સ્થિતિમાં હતો તેથી વધુ ખરાબ પરિસ્થિતિ મૃત્યુ પછી ઉત્પન્ન થશે એમ માનવાને કારણ નથી. જન્મ પહેલાં માનવઅસ્તિત્વ ન હોય તો મૃત્યુ પછી ક્યાંથી હોય? જન્મ પહેલાં જ માનવીનું અસ્તિત્વ નિર્માયું હોય તો તેવું નિર્માણ મૃત્યુ પછી પણ સંભવી શકે. ગમે તેમ હોય, પણ જીવનમરણનો સંબંધ અબાધિત રહે છે.

મૃત્યુનો ભય વાસ્તવિક રીતે પ્રાકૃતિક ભય છે. માનવી જાણે છે કે જીવંત જીવનમાંથી ભયાનક રીતે જીવનતત્ત્વ ખેંચી લેવામાં આવે છે. આ તેનું જ્ઞાન ભવિષ્યમાં આવનાર મૃત્યુરૂપી ભયનું કારણ બની જાય છે.

મૃત્યુ પછી સ્વર્ગવાસ કે નર્કવાસના સિદ્ધાંતોનું પ્રતિપાદન થાય છે, પણ નર્કવાસના કારણથી જ મૃત્યુનો ભય પ્રસરે છે એમ કહી શકાય ખરું? ભાવિ સ્વર્ગવાસના કારણે જ મોતને ભેટનારા કેટલા?

સ્વર્ગ કે નરકના ઉપાદાન–તત્ત્વથી મૃત્યુ પછીની માનવીની પરિસ્થિતિ સમજાય તોપણ જન્મ પહેલાંની તેની પરિસ્થિતિ કયા પ્રકારની? મૃત્યુ પછી સ્વર્ગવાસ હોય કે નરકવાસ, પણ એ જીવનનું મૂળ તો હોવું જ જોઈએ ને?

મૃત્યુની દહેશત માનવીને કેમ ગભરાવે છે તે સમજવું મુશ્કેલ નથી. જન્મ પછી માનવી જીવનની ગડમથલ આરંભે છે. એ ગડમથલના કડવામીઠા પ્રસંગોમાં તે ઓતપ્રોત બને છે અને પછી તેને જેનો સહજ પણ ખ્યાલ ન હોય તેવા મૃત્યુ–ગર્તમાં ધકેલવામાં આવે છે. આ અસીમ ઊંડા ગર્તમાં ધકેલાવાના પ્રસંગે માનવમન વિહ્વલ બને એ સ્વાભાવિક છે.

છતાંય જીવનમાં મોતની દહેશત ઘણા થોડા માનવીને ગભરાવે છે. જો મૃત્યુનો ભય કાયમ ટકી રહે તો માનવીમાત્ર નિર્બળ તેમ ચેતનવિહીન બની જાય અને જીવન અસહ્ય બને. પરંતુ મોતની બીક ખરી રીતે તો કાલ્પનિક છે. માનવમાત્ર મૃત્યુવશ હોવા છતાં મોતને સદંતર ભૂલીને જ જીવન જિવાય છે.

જગતમાં સર્વથી વિચિત્ર વસ્તુ કઈ? એ પ્રશ્નના ઉત્તરમાં ધર્મરાજ યુધિષ્ઠિરે જણાવેલું કે 'પોતાની નજર તળે સેંકડો માનવીને મૃત્યુવશ થતાં નિહાળ્યા છતાં માનવી પોતે મરનાર નથી એમ માને છે તે.' મહાભારતના સમયની આ વિચિત્રતા અત્યારે

પણ કાયમ છે

મૃત્યુ માટે વખત, કાયદો કે નિયમ કશું જ નથી મૃત્યુનો સમય માત્ર અનિશ્ચિત છે મૃત્યુ પોતે તો નિશ્ચિત છે જીવનનો અસ્તિત્વકાળ અનિશ્ચિત છતાં ટૂંકા કે લાંબા એ સમયની મીઠાશ મૃત્યુભયથી જરાય ઓછી થતી નથી કોઈક સમયે મૃત્યુની છાયા જીવન ઉપર જણાય તો ભલે બાકી તો જીવન સદાય મૃત્યુભયથી અલિપ્ત રહી શકે છે અધારઘેરી નિશાના ગાઢ તિમિરની કલ્પના તેજોમય રવિકિરણને નિદ્રાળવાથી ન ઉદ્ભવે તેમ

મૃત્યુનો ભય શા માટે? વિનાશક વસ્તુઓથી તૈયાર થયેલો પંચભૂતનો દેહ કુદરતી રીતે વિનાશ પામે જ જીવન એટલે શુ ? ગઈ કાલનુ જીવન આજે મૃત પ્રાય મનાય છે આજના જીવનનુ અસ્તિત્વ આવતી કાલે કયા પ્રકારનુ ? સેકડો વર્ષ પહેલાનુ જીવન અને ગઈ કાલનુ જીવન એમા તફાવત માત્ર વખત-જેનો નિર્માણ માનવબુદ્ધિએ રચ્યા કે તે-નો જ ને ?

આપણે જાણીએ છીએ કે દેહનુ બધારણ માત્ર આપણા અસ્તિત્વ માટે પૂરતુ નથી માનવબુદ્ધિ જ્યા કુંઠિત થઈ જાય છે એવી કોઈ અમાપ વિભૂતિનુ અસ્તિત્વ માનવ શરીરને અમોઘ ચેતના અર્પે છે

જીવનની સર્વમાન્ય કાર્યપ્રણાલી શરીરના અવયવોથી સાધી શકાય છે એ શારીરિક યંત્રની ગતિ અટકી પડે, તોપણ માનવીનુ અસ્તિત્વ સપૂર્ણ નાશ પામતુ નથી

વિનાશી વસ્તુઓ વિનાશ બાદ કોઈ તત્ત્વને ટકાવી ન શકે એ દેખીતુ છે વિનાશી શરીરમાં અવિનાશી આત્મતત્ત્વ પોતાનુ કોઈક સ્થળે છૂપુ, કોઈક સ્થળે વ્યક્ત-સ્થાન અનોખી રીતે જમાવે છે

સ્પર્શગમ્ય પ્રત્યેક વસ્તુનો વિનાશ અનિવાર્ય છે જગતની પ્રત્યેક વસ્તુ વિનાશી છે તો અતુલ બળધારી મનાતો માનવદેહ માનવીની અપ્રતિમ આકાંક્ષાની આ ફાલીફૂલી તરગમહેલાતો શા હિસાબમા ? મહાન રાજ્યો, અદ્ભુત ગૌરવભરી તમની મહત્તા અત્યુત્તમ રાજમહેલો અને ગગનચુબી માસારો અત્યારે દૃષ્ટિગોચર થાય છે ખરા ? પોતાની સપાટી ઉપ- વિનાશકોએ સર્વને ધારણ કરતી ધૂળ ભરી પૃથ્વી સર્વને ધૂળમય બનાવે છે

વખતના વહેણ અવિરત છે મહાન ગૌરવવતા રાષ્ટ્રો સમયના વહેણમા અદૃશ્ય થઈ જાય છે વહી જતી નાનકડી પળ ફરીથી મેળવી શકાય ખરી ?

સમયનુ અબાધિત વહેણ નથી સ્પર્શી શકતુ માત્ર અવિનાશીને અવિનાશી આત્મ ચિંતનના પરિબળ દૂર કરી શકાય ? આર્યાવર્તનુ રાજકીય સાર્વભૌમત્વ અદૃશ્ય થયુ હતુ, પણ આર્યભૂમિના વિચારવિનિમય જગતને આશ્ચર્યમુગ્ધ બનાવતા શક્યા હતા ખરા ? નષ્ટપ્રાય થયેલ ગ્રીસ અને રામની ભૂતકાલીન સસ્કૃતિ આજે ય યુરોપમા પ્રસરેલી છે

કુદરતી કાર્યોની વ્યક્ત પ્રતિભામા કોઈ અમોઘ બળ અવશ્યમેવ સતાયેલુ હોય જ પવનથી કોઈ વધુ શક્તિવાન છે ? વીજળી કરતા કોઈ અધિક વેગવાન તેમ જ ભયાનક શક્તિ છે ? છતાં તેમનુ ય નિયમન કરનાર અદ્ભુત શક્તિનુ અસ્તિત્વ અવશ્ય છે આમ સત્ય, શાશ્વત અને શાંત છતાં જગતની વ્યક્ત શક્તિ કરતા પણ વધુ શક્તિવાન આત્માના ઓજસ પરખાય છે

હજારો વર્ષ સુધી માનવવિચારના પડઘા વાતાવરણમા ઘૂમ્યા કરે છે વિનાશી માનવી અવિનાશી વિચારસમૃદ્ધિથી જગતને ચેતના અર્પે છે નાશવત શરીરના વિનાશ બાદ

વર્ષો સુધી એ શરીરધારીનું વિસ્મરણ ન થાય તેવા વિચારો મૂકી જવાનું કાર્ય માનવી માટે શક્ય બનાવે છે–આત્મશક્તિ. માનવ-અંતરમાં વિરાજીત તેજપુંજના અંશ સમ આત્માની પ્રતિભા નિરાળી છે.

માનવઅંતરમાં નિવાસ કરનાર આત્મ-ચૈતન્ય અવિનાશી છે; કારણકે ગીતા કહે છે તેમ જૂના વસ્ત્રને સ્થાને નવું વસ્ત્ર પહેરી શકીએ તેટલી જ સરળતાથી તે એક વિનાશી દેહને તજી બીજામાં પ્રવેશ કરે છે.

પુનર્જન્મને માનનાર પ્રજા આ તત્ત્વને આવકારે છે. પુનર્જન્મની વાતો બિલકુલ વાહિયાત પણ નથી જ. બુદ્ધ સમ અદ્ભુત તત્ત્વજ્ઞાની પૂર્વજન્મની અનોખી વાતો જગતને સંભળાવે છે, પણ પૂર્વજન્મના પ્રતિભાશાળી મહાત્માને વર્તમાન જન્મમાં પિછાનવાનું સાધન શું?

બુદ્ધના નામસ્મરણ સાથે એ પુણ્યાત્માની ભવ્ય આકૃતિ અંતર સમક્ષ રજૂ થાય છે. ભૂમિનું આધિપત્ય ત્યજી જગતની શાંતિનાં સૂત્રો શોધનાર એ મહાત્માનું શાંત મુખારવિંદ કેટલું અનુપમ હશે?

બુદ્ધની વર્તમાન તસવીરો માત્ર કલ્પના-નાં આલેખન છે. તેમના જીવનકાળમાં એક પણ તસવીર નથી લેવાઈ એટલે એ જ બુદ્ધ ફરીથી નિજસ્વરૂપે જગત સમક્ષ રજૂ થાય તોપણ જગત તેમને કઈ રીતે પિછાને?

માનવી પ્રતિ દૃષ્ટિપાત કરતાં જે માનવ-સ્વરૂપ દૃષ્ટિગોચર થાય છે તે માત્ર આચ્છાદન છે. ભવ્ય આત્મતત્ત્વ અગોચર છે. માનવી પોતા [illegible] સંપૂર્ણ જણાવ્યા સિવાય જ પોતાની વાતો જગત સમક્ષ રજૂ કરે છે. આ વસ્તુ વિષયક વિગતો પણ પ્રથમ દૃષ્ટિએ સંપૂર્ણ સ્વરૂપે ચર્મચક્ષુ જણાવી શકતાં નથી; એ વસ્તુનાં ઊંડાં નિરૂપણ પ્રમાણ તો જ સત્ય તત્ત્વ સમજાય. તે જ પ્રમાણે અંતરમાં ઊંડા ઊતરી નિહાળનારને જ સત્ય આત્મતત્ત્વનું ભાન થાય છે.

તપ્ત રેતીમાં ભ્રમણ કરનાર પંથી મૃગજળ-પ્રભાવે શીતળ વારિ અને ઘટાદાર તરુવરના આભાસથી અથડામણમાં અટવાય છે. આત્માની શોધમાં ભમનાર મહાપુરુષને મૃગજળ સમ માયા સત્યદર્શનથી દૂર રાખી અશાશ્વત પ્રલોભનથી લલચાવે છે. એ પ્રલોભનના આવરણને ભેદી આત્મદર્શનના પ્રયત્નમાં મચ્યો રહેનાર સાધક માયાપાશનાં નિવારણ સાધી શકે છે.

માયા રહસ્યમય છે. માયાજાળના પ્રભાવે ભ્રાંતિની ભૂલવણીમાં માનવી અટવાય છે. તેજછાયાના અવનવા દર્શનથી માનવમન વિચલિત કરવાની અજબ શક્તિ માયા ધરાવે છે. માયાની ભ્રમણાના પ્રતાપે અશક્ય વસ્તુની લાલચમાં લપટાઈ માનવી શાશ્વત સત્યને અવગણવા તૈયાર થાય છે.

જગતની આ માયાજાળ અને આત્માનાં ઊંડાણ જગતના પ્રત્યેક માનવીને એક કે બીજે સમયે અસર કરે છે, પણ આ ઊંડાણનો તાગ મેળવવાની વાંચ્છના કોઈકને જ થાય છે.

માયાજાળને છિન્નભિન્ન કરવા કાં તો માનવી પોતે અંતરના અવાજને માન આપી પ્રયત્ન કરે છે અગર તો સત્સંગપ્રભાવે તેવો વિચાર માનવઅંતરમાં પ્રવેશે છે.

પ્રથમ માર્ગ આત્મપ્રકાશનો છે. અંતરની એકાગ્રતાના પ્રભાવે બાહ્ય જગતને વીસરી માત્ર અંતરજાગૃતિનું અવલોકન સધાય છે, જગપ્રવૃત્તિ અદૃશ્ય થાય છે, ઇંદ્રિયજન્ય પ્રવૃત્તિ બંધ પડે છે અને શાંત તેમ જ શિથિલ જણાય છે. બાહ્યદૃષ્ટિએ આમ શિથિલ જણાતો માનવી અનુપમ વેગથી વિચારપ્રવાહમાં આગળ ધસે છે. અંતરમાં ઊંડો ઊતરતો જતો સાધક છેવટે વિચાર કરવાના સાધનરૂપ મનને પણ બાજુએ મૂકી આત્માની સાથે

તાદાત્મ્ય સાધે છે આપોઆપ અંતરના ઊંડાં તિમિર ભેદતો મહાન પ્રકાશ ફેલાય છે આત્મતેજની શોધનું મંથન કરતો સાધક જાગ્રત થઈ પોકારી ઊઠે છે સોઽહમ્

અભિમાનમાં અક્કડ બની મહાલતો માનવી આત્મતત્ત્વ ભૂલી 'હું'પ'માં ભમે છે માયાને પ્રતાપે સઘળું કાર્ય સ્થૂલ શરીરને પ્રભાવે થતું જણાવાથી માનવી મગરૂર બની વિશ્વપતિને વીસરે છે અંતરના ઊંડાણમાં છુપાયેલા આત્મતત્ત્વને કોઈક જ અનેરો સાધક શોધી શકે છે

બીજાની સરખામણીમાં આગળ વધવાની ઇચ્છા ધરાવનાર માનવી અભિમાન કે ઉચ્ચતાની લાગણીના પ્રલોભનને વશ બને છે પણ આત્મતત્ત્વને પિછાન્યા બાદ સમગ્ર જગત એક જ તત્ત્વમય જણાય એટલે અભિમાન આપોઆપ અદૃશ્ય થાય છે

'હું'પદ માનવીને એકબીજાની સરખામણી કરવા પ્રેરે છે સરખામણીનું મૂળ જ્ઞાન શક્તિ કે લક્ષ્મી ગમે તે હોય પણ અન્યથી ઉચ્ચ હોવાની અભિલાષા માનવીને જગતમાં રગદોળવા સમર્થ બને છે આત્મતેજના પ્રભાવે જ્યારે સમજાય કે માનવી સ્વતંત્ર નથી, એક માનવીનો અંતરાત્મા બીજાથી સ્વતંત્ર નથી, પણ એક અમાપ વિશ્વેશ્વરનો અંશમાત્ર છે, માયાજાળને પ્રભાવે જણાતું ઊંચનીચ કે સારુંનરસું કશું જ નથી અને સિંધુનીરમાં વિભક્ત જણાતા ચંદ્રકિરણ જેમ એક જ ચંદ્રથી પ્રગટે છે તેમ એક જ વિશ્વવર જગતના પ્રાણીમાત્રને ચેતના અર્પે છે ત્યારે સરખામણી, સ્વાર્થ, સંતોષ કે અભિમાન કશું જ ટકી શકતું નથી

સત્યની શોધમાં ડગ ભરવાની શરૂઆત થતાં જ માયા ધીમેધીમે દૂર ખસે છે અને આત્મતેજના પુનિત પ્રભાવે માયાતિમિરનો સમગ્ર નાશ થાય છે સત્ય જ્ઞાનની પ્રાપ્તિ પછી મેળવવા જેવું કશું જ નથી રહેતું એટલે અક્ષય શાંતિ અનુભવાય છે

શાંતિપ્રભાવે આત્માનું અવિનાશીપણું સમજાય છે આત્માની ઉત્પત્તિ માનવી શોધી શકે તેમ નથી સ્થળ અને સમયથી પર, આત્મા અજરામર છે સમય આવે કે જાય આત્માનું સ્થાન અવિચળ છે

પ્રત્યેક જન્મ અને તે અંગેના જીવનમાં પાપપુણ્યની લેવડદેવડ ઓછાવત્તા પ્રમાણમાં અવશ્ય હોય છે નિષ્કામ કર્મપ્રભાવે પુનિત બનતો ભવ્યાત્મા પુનર્જન્મથી અલિપ્ત રહે છે

જીવનવ્યવસ્થામાં કોઈ પ્રકારના અકસ્માતને સ્થાન નથી. પૂર્વજન્મના સંપૂર્ણ હિસાબ સાથે જ જીવાત્મા નૂતન જન્મમાં પ્રવેશ કરે છે આ લેવડદેવડમાં ઓછુંવધતું કરવાની સત્તા માનવી ધરાવે છે

गहना कर्मणो गति । કર્મપ્રભાવ અનુપમ છે કર્મફળનું નિવારણ અસંભવિત છે માનવી સારાંનરસાં કર્મનું નિરૂપણ કરવાની ઈશ્વરદત્ત બુદ્ધિ ધરાવે છે એ બુદ્ધિશક્તિનો યથાયોગ્ય ઉપયોગ ન કરનાર પોતાના કર્મપ્રભાવે યાતનાવશ બને એમાં વાંક કોનો ?

★

રેશનિંગના જમાનાની વાત છે મધ્યમ વર્ગના એક કારકુનને ત્યાં અતિથિ આવ્યો કારકુનને થયું આ પીડા ક્યાંથી આવી, જાય તો સારું ' એટલે પોતે માંદો હોવાનો ઢોંગ કરી પત્નીને પગ દાબવાનું કહી, મોઢે માથે ઓઢી પાસું ફેરવી સૂઈ ગયો આ વખતે મહેમાન મૂગો મૂગો બેસી રહ્યો હતો ઓચિંતું જ કંઈ યાદ આવવાથી પત્ની અંદરના રસોડામાં ગઈ, એટલે મહેમાન ધીરે રહીને પગ દાબવા બેસી ગયો પત્ની જ પગ દાબે છે એમ માની કારકુને કહ્યું 'પેલી પીડા ગઈ ?'

'પગે જ વળગી છે ' જવાબ મળ્યો

×

# કાંચન-કથીર

સં. 'સફરીજહાં'

ધાર્મિક જીવનની પરાકાષ્ઠા સંતસાધુઓમાં ને મુનિઓમાં દષ્ટિગોચર થાય છે, થવી જોઈએ; પરંતુ આજે તો ધર્મનું જાણે શીર્ષાસન થયું હોય એમ લાગે છે અને સાધુસંતોમાં પણ દંભ ને પાખંડ પ્રવેશી ગયાં છે. આમ છતાં કાદવમાં ક્યાંક ક્યાંક કમળ પણ દેખા દે છે. કાંચન અને કથીરસમા સાધુઓના સાધુત્વ અને અસાધુત્વને વર્ણવતા અહીં અપાયેલા થોડાક પ્રસંગો આપણને સાચી પરિસ્થિતિથી વાકેફ કરશે.

કાંચન

[૧]

ગાડીમાં બે મુસાફરો કંઈ કામ ન હોવાથી વાતો કરવા લાગ્યા: એકે કહ્યું, 'આ સાધુઓને કદી કંઈ આપવું ન જોઈએ. આ લોકો સમાજનું કશું જ ઉપયોગી કાર્ય કરતા નથી.'

બીજાએ કહ્યું: 'બધા જ સાધુઓ એકસરખા હોતા નથી. અનેક સાધુઓ હરિભજન કરે છે. એમને દાન આપવાથી પુણ્ય થાય છે, અને વળી કેટલા ય સાધુઓ ભતભતના ઉપદેશોથી જનતાનું કલ્યાણ કરે છે. એવા સાધુઓના ભરણપોષણની ચિંતા કરવી એ તો સમાજનો ધર્મ છે'

જે કોઈની નજર સાધુની આંગળી પર પડતી તેના મોંમાંથી ચીસ નીકળી જતી. પરંતુ સાધુ તો જાણે કંઈજ બન્યું ન હોય તેમ બેઠો હતો. થોડી જ વાર પછી મુસાફરોએ જોયું કે એ જ શ્રીમાન્–જે સાધુને કંઈ પણ દેવામાં 'પાપ' સમજતા હતા, તે–થોડું દૂધ, થોડી મીઠાઈ, થોડી પૂરીઓ વગેરે લઈને સાધુની સમક્ષ હાજર થઈ ગયા. સાધુએ કહ્યું: 'ભાઈ, પણ તમે તો કહી રહ્યા હતા કે સાધુને કંઈ પણ ખવડાવવું એ પાપ છે!'

'મહારાજ! હું આપની સાધુતા જોઈ બહુ જ પ્રભાવિત થયો છું. ધન્ય છે તમને!'

'ભાઈ! આમાં સાધુતા ક્યાં છે? તમારી ભૂલથી વાગી ગયું તે વાગ્યું, અને મારી ભૂલથી વાગત તે પણ વાગત. વાગ્યા પછી એને સહન કર્યા સિવાય છૂટકો નથી. તમારી આ મીઠાઈ લઈ લો.'

'નહીં મહારાજ! એને ગ્રહણ કરો. મને સંતોષ થશે.'

'ભાઈ! આવી નાનીનાની વાતોથી પ્રભાવિત થઈ પોતાના વિચારોને બદલ્યા કરવા એ સારું નહિ.'

સાધુએ મીઠાઈ ન જ ખાધી.

[૨]

શહેરના શેઠસાહેબ પોતાની ધર્મભાવનાને માટે પ્રખ્યાત હતા. જે સાધુ આવતા તેમને તીર્થયાત્રા કરાવી દેતા. એકવાર એક સાધુ

આવી ચઢ્યો અને બોલ્યો 'ટિકિટ લઈ દો શેઠ સાહેબ! હરદ્વાર જવુ છે'

નહી બને!

'મને જ નહિ લઈ દો, કે કોઈને લઈજ દેતા નથી?'

નહી, લોકો ટિકિટ લઈને ખાઈ જાય છે'

'ઠીક વાત છે ત્યાર તો ટિકિટ લઈને જ જઈશ'

સાધુ શેઠના દરવાજા પર જ બેસી ગયો બેસી રહ્યો પૂરા ચોવીસ કલાક

શેઠસાહેબને પણ થોડી ઝંઝ ચઢી હતી

બીજે દિવસે લોકોએ કહ્યુ લઈ આપો શેઠજી, કાલથી બેઠો છે'

શેઠ બોલ્યા 'સારુ, લો ચાલો કહો તો, ત્રીજા વર્ગનું શું ભાડું થાય છે?'

ત્રીજા વર્ગની ટિકિટ તો હુ કાલ લેત, આજ તો હવે ઈન્ટરની લઈશ

શેઠને ગુસ્સો ચઢ્યો બોલ્યા આટલાં નખરાં! પડ્યો રહે!'

સાધુ ચોવીસ કલાક વધુ બેઠો લોકોએ કહ્યું 'શેઠસાહેબ ઈન્ટરની જ લઈ આપો

'સારુ, લો ઈન્ટરની લો વાત મૂકો હવે

'ઈન્ટરની તો કાલ લેત આજ તો હવે સેકન્ડ કલાસની લઈશ' સાધુએ કહ્યુ

શેઠને જ નહિ આસપાસના બધા લોકોને ગુસ્સો ચઢ્યો બોલ્યા જુઓ તો આની 'અવલસડાઈ' રહવા દો એ બેઈમાનને'

સાધુના ચહેરા પર ગુસ્સો તો શું ખીજ પણ નહેતી એ તો ખાધાપીધા વગર બેસી રહ્યો બીજે દિવસે કેટલાક ભકતોનાં દિલ દ્રવ્યાં, તેઓએ કહ્યું શેઠસાહેબ! સાર હાથીઓ છે નહી ઊઠે વધારે પૈસા નહિ થાય સેકન્ડની જ ટિકિટ લઈને એને વિદાય કરો

શેઠ બોલ્યા 'હીરો મહાત્મા! સેકન્ડ કલાસની જ ટિકિટ લઈ આપુ છુ'

'શેઠ, ફસ્ટ કલાસમાં કદી ગયો નથી જ્યારે ટિકિટ લઈ આપવા ઇચ્છો છો તો ફસ્ટ કલાસની જ લઈ આપો.

સાધુને ખાધાપીધા વગરનો ચોથો દિવસ થયો એક દિવસ ઉપર પણ થઈ ગયો શેઠને ડર લાગ્યો કોણ હત્યા માથે લે?

બોલ્યા 'સારુ! મહાત્મા! ક્ષમા કરો' ચાલો ફસ્ટ કલાસની જ ટિકિટ લઈ આપુ છુ

નહી, તમારો કઈ વિશ્વાસ નહિ ઊઠી ગયા પછી અપાવો કે ન અપાવો અહી જ મગાવી આપો

શેઠે ફસ્ટ કલાસની ટિકિટ મગાવી આપી સાધુને આપતાં કહ્યુ 'લો ભગવાન લો!'

સાધુએ ટિકિટ લઈને ફેકી દીધી બોલ્યો રાખ તારી ટિકિટ આને તુ કહેતો હતો કે સાધુ વેચીને ખાઈ જાય છે!'

સાધુએ કામળો ઉઠાવી ચાલતી પકડી'

[ ૩ ]

એક મહાત્મા નદીકિનારે પોતાના આશ્રમમા રહેતા હતા એક ભક્ત એમને રોજ ચણા આપી આવતો હતો સાધુનું આજ પ્રાતકાળનું જળપાન હતું એટલે ભક્ત ચણા લાવ્યો ત્યારે મહાત્મા બોલ્યા રહેવા દે, જલેબી બનશે ત્યારે ખાઈશુ'

ભક્ત બેઠો વિચારવા લાગ્યો કે કોણ જાણે, મહાત્મા છે કોઈ કીમિયો બતાવશે

બહુ સમય પસાર થઈ ગયો બે કલાક બાદ મહાત્મા બોલ્યા લાવો હવે ખાઈ લઈએ'

ભક્ત બોલી ઊઠ્યો મહાત્મન! આ તો ચણા જ છે જલેબી તો બની જ નહિ'

સાધુએ જવાબ આપ્યો 'અરે ભાઈ, પહેલાં ભૂખ થોડી હતી એ વખતે એ ચણા હતા અને હવે તો ભૂખ કકડીને લાગી છે, હવે એ જલેબી છે'

કોણ જાણે કેમ. પણ આ સાધુની બાબતમાં કોઈએ એવી વાત ફેલાવી દીધેલી કે સાધુ તો ચણામાંથી જલેબી બનાવી દે છે. વાહ લોકો!

[ ૪ ]

એક સાધુ વિષે એવી વાત ચાલતી હતી કે તે મીઠાની ખાંડ બનાવી દે છે એક દિવસ કોઈએ પૂછ્યું: 'મહારાજ! લોકો કહે છે, કે આપ મીઠાની ખાંડ બનાવી દો છો, શું એ વાત સાચી છે?'

'શું સાચું ભાઈ! વાત એમ બનેલી, કે એક દિવસ એક ગૃહસ્થને ત્યાં ભોજન કરવા ગયો હતો. એમણે ખીર બનાવી હતી. ભૂલથી ખીરમાં ખાંડને બદલે મીઠું પડી ગયેલું. ખાતાં જ ખબર પડી. પરંતુ વિચાર કર્યો કે, જે થવાનું હતું તે થઈ ગયું. હવે બોલવાથી શું ફાયદો? ટીકા કરવાથી દાતાનું મન ઓછું થઈ જાય છે. મેં ચૂપચાપ વગર બોલ્યે ખીર ખાઈ લીધી.'

'પરંતુ, પછી ઘરવાળાઓએ તો ખાધી હશે ને?'

'હા, જ્યારે ઘરવાળાઓએ ખાધી ત્યારે તેમને ખબર પડી કે ખીરમાં તો મીઠું પડ્યું છે. એમણે વિચાર્યું–આવી ખારીખારી ખીર સાધુ મહારાજ કેવી રીતે ખાઈ ગયા? જરૂર મીઠાની ખાંડ બનાવી દીધી હશે. ત્યારથી આ વાત ચાલી આવે છે, કે હું મીઠાની ખાંડ બનાવી દઉં છું. મારો તો આમાં કશોય દોષ નથી.'

કથીર

[ ૫ ]

એક સાધુ મહારાજની બાબતમાં એવી વાત ચાલતી હતી, કે તેઓ કદી બાજરું જતા જ નથી. લોકો એ સાધુ મહારાજને બહુ માનતા. સાધુ મહારાજને એમના ભક્તો જેટલો જ શિષ્યસમુદાય હતો.

એકવાર તેઓ પોતાના શિષ્ય સમુદાય સાથે એક નાનાશા શહેરમાં આવી ચઢ્યા. શહેરમાં એક ભક્તને ત્યાં ઉતારો કર્યો. પોતાના ઉપદેશામૃત આપવા શરૂ કર્યા. સાથેસાથે થોડા ઘણા ચરચાપરચા પણ બતાવતાં લોકો તો ભારે નવાઈ પામતા.

એ શહેરના યુવકમંડળે જ્યારે આ સાધુ મહારાજના પરચાની વાતો જાણી અને તેમાંય જ્યારે સાંભળ્યું, કે સાધુ બાજરું જતા નથી ત્યારે આશ્ચર્ય થઈ પડ્યું! પરંતુ તેમને આ બાબતમાં શક ગયો. તેમણે આના સાચાખોટાપણાની સાબિતી શોધવા માંડી.

હવે આ સાધુ મહારાજ થોડુંથોડું જ્ઞાન અને કીમિયાશાસ્ત્ર જાણતા હતા. તેમને પોતાની મહત્તા વધારવાની અને લોકોમાં પૂજાવાની અભિલાષા હતી. તેમની આ અભિલાષા પૂરી કરવા શિષ્યસમુદાય સારી રીતે ફાળો આપતો.

માણસ ખાય એટલે તેને ટટ્ટી તો જવું જ પડે, એ તો કુદરતી વસ્તુ છે. નહિ તો તે માણસ પેટના અનેક રોગોથી પિડાઈને મરણ જ પામે. આ સાધુ મહારાજ બહુ જ વહેલા–અંધારામાં ઊઠીને શહેરના છેડે આવેલા તળાવે નાહવા જતા. સાથેસાથે મહારાજના ભક્તો અને શિષ્યો પણ જતા. આથી મહારાજ, જોકે વહેલા ઊઠીને નહાવા જવાના બહાના હેઠળ તેઓ બાજરું જ જવા ઇચ્છતા છતાં તળાવમાં પોતાના ભક્ત અને શિષ્યસમુદાય સાથે સ્નાન કરવું પડતું. હવે સ્નાન કરતી વખતે તેઓ તળાવના પાણીમાં જ હાજત કરી લેતા; અને પોતે કદી બાજરું જતા નથી એ વાતને સાચી ઠેરવતા.

એકવાર જ્યારે સાધુ મહારાજ આ પ્રમાણે નિત્યકર્મ માટે તળાવે નહાવા જઈ

રહ્યા હતા, ત્યારે કેટલાક યુવક કાર્યકરો પણ ભક્ત સમુદાયમાં ભળી જઈ સાથેસાથે ગયા. તેમણે બારીક અવલોકન કરતા જ ઉપરની વાત ધ્યાનમાં આવી ગઈ.

સાધુ મહારાજ જાણી ગયા કે પોલ ઉઘાડી પડી ગઈ છે, તેથી તેમણે એ જ દિવસે વિદાય લીધી. જો કે ભક્તસમુદાયે તો રહેવા ઘણો જ આગ્રહ કર્યો.

પરંતુ જ્યારે લોકોએ સાચી બીના જાણી ત્યારે તેમને તો ભારે તિરસ્કાર આ ઢોંગી સાધુ માટે વ્યાપ્યો.

[ ૬ ]

એવા જ એક બીજા સાધુની વાત છે. એ સાધુરાજ જ્યાં જ્યાં જતા ત્યાં ત્યાં ભક્તો આગળ મનમોજી માગણીઓ કરતા. એ માગણી પૂરી કરવામાં ભક્ત આનાકાની કરતો તો તેને ભસ્મ કરી દેવાની ધમકી દેતા. પોતાનામાં એવી શક્તિ છે એ દર્શાવવા મહારાજ 'થૂ...' કરીને થૂંકતા અને ભક્ત જોતો, કે તરત ત્યાં ભડકા ઉત્પન્ન થઈ જતા.

લોકો તો ભારે આશ્ચર્ય પામતા સાથે-સાથે મહારાજથી ડરતા. તેમની ગમેતેવી માગણીઓ પણ લોકો ડરને લીધે પૂરી પાડતા.

પરંતુ કેટલાકના મનમાં આના વિષે શંકાઓ ઉત્પન્ન થઈ. તેમણે જાણ્યું, કે કદાચ મહારાજ પાસે એવી કોઈ દવા અગર જડીબુટ્ટી હોવી જોઈએ, જેને લીધે મહારાજ આ જેનેતેને ભસ્મ કરવાની શક્તિ ધરાવતા હોવા જોઈએ.

અંતે કેટલાક જણા તૈયાર થયા. તેમણે એક રાત્રે જ્યારે મહારાજ સૂતા હતા ત્યારે જઈને તેમને ખોખરા કર્યા. મહારાજ જો થૂંકતા તો લોકો આઘા જતા રહેતા. આ પ્રમાણે જ્યારે મહારાજમાં ઊભા થવાની તાકાત ન રહી, ત્યારે તેમણે નિરાંતે તપાસ કરી. તપાસ કરતાં તેમને મહારાજ પાસેથી એક ફોસ્ફરસનું પડીકું મળી આવ્યું. આગળ તપાસ કરતાં મહારાજના મોમાં એક-બે દાંત જ પોલા હતા. મહારાજ આ દાંતમાં ફોસ્ફરસ ભરતા. ભીનાશને લીધે ફોસ્ફરસ સળગી ઊઠતો નહિ. પરંતુ જ્યારે તેઓ થૂંકતા ત્યારે થોડો ફોસ્ફરસ થૂંક સાથે બહાર નીકળતો અને હવાના સંસર્ગમાં આવતાં સુકાઈને સળગી જતો. અને પરિણામે ભડકા ઉત્પન્ન થતા. આમ જ્યારે લોકોએ આ બધું જાણ્યું ત્યારે તેમણે મહારાજને ખૂબ મેથીપાક જમાડી પોતાના ગામમાંથી હાંકી કાઢ્યા.×

× આ પાંચ પ્રસંગોમાંથી પ્રથમ ત્રણ હિંદી ઉપરથી છે અને પાછળના બે સાંભળેલા છે. —સંપાદક

★

એક સામુદ્રિક શાસ્ત્રીએ જાહેર કર્યું:

'જેના પગમાં ઊર્ધ્વરેખા હોય, તેના નસીબમાં ચડવાને ઘોડું મળે.' શ્રોતામાંથી એક જણે પોતાનો પગ જોયો, તો ઊર્ધ્વરેખા નહોતી. એટલે લોઢાનો સળિયો તપાવી જમણા પગને તળિયે રેખા પાડી. પથારીવશ રહેવું પડ્યું ને પગને કાયમની ખોડ આવી, આથી ઘોડી વડે ચાલવાનો વખત આવ્યો.

એક દિવસ માર્ગમાં પેલા સામુદ્રિક શાસ્ત્રી મળી ગયા. એણે પૂછ્યું: 'તમારા કહ્યા પ્રમાણે મારા પગમાં ઊર્ધ્વરેખા પાડી પણ કેમ મને ઘોડી બેસવા ન મળી?'

સામુદ્રિક શાસ્ત્રીએ જણાવ્યું:

'અમારું શાસ્ત્ર કદી ખોટું નીવડતું જ નથી. તમારી ઊર્ધ્વરેખા ખરી હોત તો ખરી ઘોડી મળત, પણ હસ્તકૃત ઊર્ધ્વરેખા પાડી તો તમને હસ્તકૃત લાકડાની ઘોડી મળી!'

×

# ભડલી વાક્યો

*

શ્રી ભગવાનદાસ દેવડા

આજના વિજ્ઞાનની શોધખોળ પહેલાં યે આપણા પૂર્વજો પોતાનો વ્યવહાર સારી રીતે અને અમુક અંશે વૈજ્ઞાનિક ઢબે ચલાવતા હતા એવા અનેક પુરાવાઓ મળે છે. એમનું સમાજશાસ્ત્ર, એમના નીતિનિયમો, એમનું અર્થકારણ, જ્યોતિષ, હસ્તરેખાવિજ્ઞાન ને ગણિતશાસ્ત્ર–બધાયના મૂળમાં વૈજ્ઞાનિક દૃષ્ટિ તો હતી. આટલાં વર્ષોથી કંઠોપકંઠ ચાલી આવેલાં 'ભડલી વાક્યો' એની સાક્ષી પૂરે છે. આ મહાન જ્યોતિષીના જીવન વિષે સામાન્ય રીતે હિંદમાં બન્યું છે તેમ ઐતિહાસિક દૃષ્ટિએ બહુ જ ઓછી વિગતો મળી આવે છે. આ ભડલી વાક્યોમાં ઉચ્ચારાયેલાં સત્યો પાછળની વૈજ્ઞાનિક હકીકતોની આજને તબક્કે વિચારણા થવી જરૂરી છે. નિષ્ણાતો એ વિશે પ્રકાશ પાડી શકે.

આપણા પ્રાચીન સૂત્રોની માફક ભડલી-વાક્યોને પણ ઘણા ઘૃણાની નજરે જુએ છે. એ બધું નકામું–એ બધુ જૂના જમાનાનું–એમ અર્વાચીન શિક્ષિત સમાજ પણ કહે છે ત્યારે આપણને પણ શંકા થાય, કે શું આ વિજ્ઞાન ખોટું હશે? ને છેવટે એ ખોટું છે એવી હિમાયત કરવા આપણે પણ લાગી જઈએ છીએ. પણ તે વિશે આપણે આપણા મનને કદી પૂછીએ છીએ, કે શું આપણે તે સંબંધી કદી વિચાર કર્યો છે? વિજ્ઞાન કદી ખોટું હોઈ શકે? અનેક વરસોની મહેનત, અનુભવ અને પ્રખર શોધકવૃત્તિની ભઠ્ઠીમાંથી પસાર થયેલાં સૂત્રો ખોટાં હોઈ શકે? છતાં એ સૂત્રો વિશે જરા પણ વિચાર કે અવલોકન કર્યા વિના તિરસ્કારપૂર્વક જૂના જમાનાનું કહીને છોડી દેતાં આપણે જરા યે અચકાતા નથી. એટલું જ નહીં, ઊલટું જેઓ છોડવાની ના પાડે તેમને રૂઢિચુસ્ત કહી તેમની નિંદા કરવામાં બાકી રાખતા નથી. 'જૂનું તેટલું સોનું'ની કહેતીનો વારંવાર ઉપયોગ કરી ગર્વ લઈએ છીએ ને નૂતન આદેશમાં અંગ્રેજ કે ગ્રીક તત્ત્વજ્ઞાની. વિજ્ઞાનીનાં લેટીન વાક્યો ઉચ્ચારીએ છીએ તથા વિજ્ઞાનના પ્રાવેશિક નિયમનો જ ભંગ કરીએ છીએ! આધુનિક વિજ્ઞાનશાસ્ત્રનો પ્રાવેશિક નિયમ એવો છે, કે કોઈ પણ વસ્તુને ગ્રહણ કરતાં પહેલાં તેનું સત્ય વૈજ્ઞાનિક દૃષ્ટિએ પ્રતિપાદન કરવું જોઈએ, પણ એ નિયમ દ્વારા જ આપણા જૂના શાસ્ત્રીય નિયમોનો નાશ કરીએ છીએ. આપણી સમાજવ્યવસ્થાનાં મૂળ જુઓ. મૂળ કેટલાં સુંદર અને પ્રાયાધાર છે! આપણી લગ્નપદ્ધતિ પ્રાચીન છતાં આધુનિક જીવનવિજ્ઞાનના ધોરણ પર રચાયેલી છે, એની અત્યારે કોઈ ના પાડી શકે તેમ નથી. વારસામાં મળતા ગુણો, આંતરલગ્નના નિયમો ને તેની અસરો વગેરે જનનશાસ્ત્રના અનેક નિયમ પર જ આપણી લગ્નરીતિ રચાયેલી છે. આપણું વૈદકશાસ્ત્ર, આહારશાસ્ત્ર, સમાજશાસ્ત્ર કે જેને આપણે વખોડતા તે, આજે આધુનિક વિજ્ઞાનની કસોટીએ પણ સોટચનું સોનું ઊતરે છે.

ભડલી વાક્યો મુખ્યત્વે આપણા પછાત વર્ગના ખેડૂતોમાં પ્રચલિત છે ને વાર્ષિક ફળ મેળવવાનો તેમનો ભોમિયો છે, એ જ તેમનું સાધન છે. આપણે કહેવાના, કે અત્યારે જ્યારે વાયુચક્રખાતા તરફથી વાયુશાસ્ત્રીઓ આગાહીઓ આપે છે ત્યારે આવા નિયમોની શી જરૂર? એવાં વાક્યોની ખટપટમાં શા માટે પડવું? પણ આપણે કદી વિચાર કર્યો છે, કે આ આગાહીઓ ગ્રામજનતા સુધી પહોંચે

છે કે નહીં ? નથી જ પહોંચતી તો તેને પહોંચાડવાની વ્યવસ્થા કરવી, એનો જવાબ પણ મળવાનો તો વાક્યોનું શું ? આજે વાયુચક્રખાતા તરફથી બહાર પડતી આગાહીઓ સામાન્ય રીતે હવામાન, આબોહવા, વખત, દબાણ, પવન અને તેની ગતિ, વાદળાં, વરસાદ, સ્થાનની ભૌગોલિક સ્થિતિ અક્ષાંશરેખાંશ વગેરેના અભ્યાસ પરથી બહાર પાડવામાં આવે છે, જ્યારે આ ભડલી વાક્યની આગાહીઓ નક્ષત્ર, તારાની ગતિ, ચંદ્રની સ્થિતિ, સૂર્યોદયની સ્થિતિ વાદળાં, મેઘધનુષ્ય તથા વાર ને તિથિ પર રચાયેલાં છે; એટલે અહેરમાં આવા વાક્ય મુકવાનો હેતુ એ જ છે કે વાયુશાસ્ત્રમાં આગળ વધતા અભ્યાસીઓ આ વાક્યોને તેમના અભ્યાસ સાથે સરખાવીને પ્રાચીન સનાતન સત્યોને પ્રકાશમાં લાવે.

### કારતક

કાર્તિક સુદિ પડવા દિન, હોય જો બુધવાર;
વરસ હોય તે કરવરૂં, ન કરીશ વળી વિચાર.
દીવા વીતી પંચમી, આવે આદિત્ય વાર;
ધન કણ રાખી સંગ્રહો, જગનાં સકળ નરનાર.
માળવણે મરકી થશે, દક્ષિણમાં ઉત્પાત;
પૂર્વે વિગ્રહ જાગશે, ખળભળશે ગુજરાત.
કાર્તિક સુદિ બારસે દેખ; માર્ગશીર્ષ સુદિ દસમ પેખ;
પોષ સુદિ પાચમ રવિવાર, માઘ સુદિ સાતમ નિરધાર.

તે દિન જો મેઘ ગાજંત, માસ બાર અંબર વરસંત.
કાર્તિક સુદિ એકાદશી, વાદળ વીજળી હોય;
અષાઢે ભડલી કહે, વરખા સાચે જોય.
કાર્તિક સુદિ પૂર્ણિમા, જો કૃત્તિકા કહી હોય;
તેમા વાદળ વીજળી, જોગ જોગણી જોગ.
કાર્તિક પૂનેમ કૃત્તિકા, અદકી હોયે જેમ;
પળો વધે જો વરસમાં, ભારે વરખા તેમ.
જુઓ જોષી કાર્તિક અમાસ, રવિ, શનિ, સોમે જો વાસ;
સ્વાતિ યોગ આયુષ તે પાસ, કાળ કરાવે નાસાનાસ.

સુદિ બારસે જો મેઘો હોય, અષાઢ માસે વરસે તો ચ;
માસ અવર પણ વરસે જાણ, કહે ભડલી સાચું પ્રમાણ.

### માગશર

જો મેઘ માર્ગશીર્ષ વદિ આઠમ, હોય મેઘ શ્રાવણમાં નેમ;
વદિ દસમી ને પોષ માસ, શ્રાવણ વદિ દસમીએ વાસ.
જ્યેષ્ઠા માર્ગશીર્ષમાં, વળી તપે જો મૂળ;
ભાખે ભડલી એમ જે, નીપજે અન્ન અતૂલ.

માર્ગશીર્ષમાં આઠમ ઘટા, વીજ સમેતી હોય;
તો શ્રાવણ વરસે ભલો, સાખ સવાઈ જોય.

### પોષ

પોષ સુદિની સપ્તમી, ને આઠમે ગાજ;
ગર્ભ હોય તે જાણજો, સરસે સઘળાં કાજ.
પોષ માસની સાતમે, નભે પાણી નવ હોય;
વરસે આર્દ્રા સહી, જળસ્થળ એક જ જોય.
પોષ વદિ જો સાતમે, આભ વીજળી છાય;
શ્રાવણ સુદિ પૂર્ણિમા, નિશ્ચય વર્ષા થાય.
પોષ વદિ દસમી દિને, વાદળ ચમકે વીજ;
પૂનમ અમાસે શ્રાવણે, જળ વરસે ધરી ખીજ.
( તો વરસે ભડ ભદ્રવો, સાધુ બોલો ત્રીજ ).
પોષ વદની તેરસે, ચોદશ વાદળ હોય;
પૂનમ અમાસ શ્રાવણી, જળધારા અતિ જોય.

પોષ અમાસે મૂળથી, સારા ચારે માસ;
નિશ્ચે બાંધો ઝૂંપડાં, વસો સુખેથી વાસ.
શનિ, આદિત્ય ને મંગળે, પોષ અમાસ હોય;
બમણા, ત્રગણા, ચોગણા, ધાન્ય મોંઘાં હોય.
સોમ, શુક્ર ને શુરુ ગુરુ, પોષ અમાસે હોય;
ઘરઘર હોય વધામણાં, બૂરા ન માને કો'ય.

### મહા

મહા માસમાં ન પડે શીત, મોંઘું જાણો અન્ન ખચિત;
પંચ હોય મહામાં રવિવાર, તો જોશી તું કાળ વિચાર.

અજવાળી છઠ મહાતણી, વાર હોય જો ચંદ્ર;
તેલ, ઘી સોંઘું નહિ, ભાખે સાચો છંદ.
ગાજે નહિ મહા છઠ દિને, મોંઘો હોય કપાસ;
સાતમ પેખો નિરમળી, તો નવ સારી આશ.
મહા સુદિ જો સપ્તમી, સૂર્ય નિર્મળો હોય;
ભડલી ભાખે એમ જે, જળ વિણ પૃથ્વી હોય.
સપ્તમી મહાની ઊજળી, વાદળ મેઘ કરંત;
આષાઢમાં ભડલી કહે, ઘણો મેઘ વરસંત.
મહા સુદિ જો સપ્તમી, હેમ વીજળી હોય;
વરસે ચારે માસમાં, સોચ કરો નવ કોય.

મહાની સાતમ વીજળી, આઠમ વાદળ હોય;
અષાડમાં તો ધુમિયા, વરસા જોષી જોય.

ચંદ્ર આઠમે નિર્મળ હોય, વાદળમાં સૂરજ જો જોય;
તો નાશે રાજા ભય હે, એમ કહે જોષી સહદેવ.

મહાની નવમી નિર્મળી, તો સૂકો અષાડ;
કણ વેચી ચોતું કરી, ભડલી કહે દુઃખ કહાડ.
અથવા નવમી નિર્મળી, વાદળ કરે વિશાળ;
ભાદરવે જળ આવશે, સરોવર ફોડે પાળ.
અથવા નવમી નિર્મળી, વાદળ રેખ ન જોય;
તો શ્રાવણ સૂકો જશે, મેહ બુંદ નવ હોય.

મહા નવમીનો ચંદ્રમા, મંડળ સહીતે વાસ;
અષાડમા તો વરસશે, મૂકીશ નહિ વિશ્વાસ.
વાદળ મહા સુદ પૂનમે, આઠ પહોર જ હોય;
ચોમાસાનાં ચાર માસ, ક્રમથી મોંઘા જાય.
મહા સુદિ પૂનમ દિને, ચંદ્ર નિર્મળો હોય;
પશુ વેચો કણ સંગ્રહો, કાળ હળાહળ સોય.
મહા અંધારી સાતમે, મેઘ વીજ ચમકંત,
માસ ચારે વરસશે, ન કરો કોપણ ચંત.
અંધારી નવમી મહા, મૂળ અર્ક જો વાર;
ભાદરવા નવમી વદિ, વરસે જળ નિરધાર.

ફાગણ

ફાગણ ને પડવે વળી, શતભિષા કંઈ હોય;
તો તો કાળ પડે નક્કી, કહે સુકાળ ન કોય.
ફાગણ સુદની સપ્તમી, આઠમ નોમ ગાજંત;
અમાવાસ્યા ભાદ્રવી, વરસા તો વરસંત.

હોળી દિનનો કરો વિચાર, શુભ ને અશુભ ફળ સાર;
પશ્ચિમનો વાયુ જોવાય, સમય એજ સારો કહેવાય.
વાયુ જો પૂરવનો વાય, કોરો ને કંઈ ભીનો જાય;
દક્ષિણ વાયુ ધનનો નાશ, એ સમય નવ ઊપજે ઘાસ.
ઉત્તરનો વાયુ બહુ હોય, પૃથ્વી પર પાણી બહુ જોય.
જો વંટોળો ચારે વાય, પ્રજા દુઃખમાં ઝૂરે રાય.

જો વાયુ આકાશે જાય, પૃથ્વી રણ સંગ્રામ બતાય;
ફાગણની પૂનમને દિન, હોળી સમય પારખ કીન.

### ભાદરવો

ભાદરવા સુદિ પંચમી, યોગ સ્વાતિનો હોય;
શુભ જોગે એ બે મળે, મંગળ વરતે જોય.
ભાદ્ર માસ અજવાળીઓ, લખો મૂળ રવિવાર;
ભડલી ભાખે એમ જે, સાખી ભલી નિરધાર.
દિન ઊગતો ભાદરવો, અમાસ ને રવિવાર;
ધનુષ્ય ઊગે પશ્ચિમે, હોય જ હાહાકાર.
સ્વાતિ દીવા જો બળે, વિશાખા ખેલે ગાય;
ઘણાક ભડલી રણ ચડે, ઊપજી સાખી નસાય.

### આસો

આસો વદિ અમાસડી, જો આવે શનિવાર;
સમય આવશે આકરો જોશી જોષ વિચાર.

મૂળ નક્ષત્રે પાણી હોય, શ્રવણ વળી રાણી તું જોય;
જો ચિત્રામાં ખેલે ગાય, તો સાખી નવ ખાલી જાય.
વિજયાદશમ જે વારી હોય, સંવત્સરનો રાજા હોય.

જળચર જળ ઉપર ભમે, ગો નભ ભણી જોવંત;
ભડલી તો એમજ ભણે, જળધર જળ મેલંત.
પિત્તળ કાંસા લોહને, જે દિન કાળચ હોય;
ભડલી તો તો જાણજે, જળધર આવે સોય.

હોય પાણી કળશે ગરમ, ચલ્લીઓ ધૂળે ના'ય;
ઇંડાળી કીડી દીસે, તો વરસા બહુ થાય.
આલે મોજ મહા તૂરો. હોય ખાટી જો છાશ;
પડે મેઘ મહીં ઉપર, રાખો રૂડી આશ.
પ્રાતઃસમે ડંબરા, રાત્રી ઊજળી હોય;
સૂર્ય તપે બે પહોરમાં, દુકાળ તો તું જોય.
શુક્રવારી જો વાદળી, રહે શનિશ્ચર છાય;
ભડલી તો એમજ ભણે, વિણ વરસા નવ જાય.
રાત્રે બોલે કાગડા, દહાડે રૂવે શિયાળ;
તો ભડલી એમજ ભણે, નિશ્ચે પડશે કાળ.

રવિ અંગારો સુરગુરુ, શશી શુક્ર પરિવેશ;
દિન જો ચોથે પાંચમે, રુધિર વહ્યો ગણી લેશ.
ઊગે સૂર્ય પશ્ચિમ દિશે, ધનુષ્ય ઊગતો જાણ;
તો દિન ચોથે પાંચમે, રૂડા મૂળ મહિ માણ.

ઉત્તરા ઉત્તર આપીઓ, હસ્ત મોડી સુખ જાય;
બીજે ચિત્રા જો કહી, પ્રજા સુખી તો થાય.
ધનનો સુરજ હોય તો, મૂળાદિક વરસંત;
ગર્ભ સહિત જો જોઈએ, વરસાની નહિ ચંત.

વીત્યા વરસંત ત્રિગણા વાદ, ધરતી માંહી ગયા જો અષાટ.
ભાગ સાતનો હોતાં હોય, લક્ષણ તો વરસાદના જોય.

સોંઘુ શૂન્ય વધે કે ચાર, પાચ વધે ત્રણ કાળ ધાર;
ખટ, બે, એક છે સમભાવ, એવી જોષી શાખ બતાવ.

જે વારે રવિ સંક્રમે, અમાવાસ્યા હોય,
ખપર માથે જગ ભમે, વિખ ન ઘોળે કોય.
જે વારે રવિ સંક્રમે, આતે, ચોથે વાર;
અશુભ ટાળી શુભ કરે, જોશી જોય વિચાર.
બીજે ત્રીજે કરવરુ, કુસુમ રસ મોઘાય;
પહેલે છઠે આઠમે, પૃથ્વી પ્રલે થાય.
શિયાળે સૂતી ભલી, બેઠી વરસા કાળ,
ઉનાળે ઊભી ભલી, ચોખો કરે સુકાળ.

જ્યેષ્ઠા આદરા શતભિષા, સ્વાતિ શ્લેષા માંહી,
સંક્રાંતિને જાણજે, મોઘું અન્ન વેચાહી.

કર્ક સંક્રાતિ મંગળવાર, મકર સંક્રાતિ શનિજ વિચાર;
પંદર મુહૂર્ત વારી હોય, દેશ ઉજ્જડ કરે તું જોય.

પુનર્વસુ ને રોહિણી, વિશાખા ત્રણ ભાળ;
ઉત્તરામાં જો સંક્રમે, કથે મૂર્તિ એ પિસ્તાળ.

ભરણી, આદરા, અશ્લેષ, સ્વાતિ, શતભિષા ગણી લેય;
સંક્રમે જો જ્યેષ્ઠા માંય, મૂર્તિ એ દશ પંચક થાય.

શેષ નક્ષત્રો જે રહ્યા, મૂર્તિ ત્રીસે જાણ.
સંક્રાંતિ મૂર્તિ કહે, બાર તણું જ પ્રમાણ.

સુક્રવાર એકે કહો, લાભ તિથિમાં જાણ;
ઘટિ આદિ દશ પંચશું, સંક્રાંતિ મન આણ
નક્ષત્રો એ રીતશું, આંક મેહનાં એહ.
એ રીતે ગણતાં કહુ, નક્ષત્ર રવિનું જેહ.
વેદ ચારમાં દીજીએ, તિથિમાં સાત મુકાય;
સાઠે સંવત્સર થશે, ચૌદ ઘડી જોડાય.
સંવત્તાંશ શશી ન્યૂત છે, વરસ પાંત્રીસે જાણ;
શેષ રહ્યા તે શાંકય છે, નિશ્ચે કહુ છું વાણ.

શકમાં ત્રણને ભેળીએ, ભાગ્ય પહારથ કામ;
શેષ રહે તે સાંભળો, કહીએ મેઘનું નામ.

આવર્તિકા એકે લહો, સંવર્તિકા બીજે જ;
ત્રણ વધતા તે પુષ્કરા, વેદે દ્રોણજ બીજે જ.
બારગણો સહુ કહો, ઓગણીસે લો ભાગ;
શેષ રહે તે સાંભળો, અધિક માસની લાગ.
કૃષ્ણ પક્ષ જે માસમાં, પાંચમદિન સંક્રાન્ત;
અધિક માસ તે આવશે, પંચાંગે નહિ શાન્ત;
વરસ રાજ ગુરુ શશીનો, દોનું મેલીએ અંક;
નેત્ર ગણા તેને કરો, ધરો પાંચ નિશંક.
અંક સર્વે ભેગા કરી, પંદર ભાગે લે જ;
શેષ રહે તે સૂણજો, સર્વ આયપત એ જ.

અંક ભાગ લેતા રહ્યા, શેષ આંકડા હોય,
નેત્ર ગણા તેને કરો, પંચ મેળવો સોય.
લેતાં પંદર ભાગથી, વરો વધેથી જાણ;
પરકાર એથી કીજીએ, બારે રાશી પ્રમાણ.
સુદ પડવે જે ચૈત્રની, જે વારી તે રાય;
મેષે મંત્રી જાણજો, કર્ક અનેરો થાય.
આદ્રા જે વાર છે, મેઘાધિપતિ એહ;
પરભવે સંક્રાન્તિ તુલે, રસાધિપતિ તેહ.
ધન ધાને પશ્ચાતમાં, મકર ફળાધિપતિ જાણ;
ગણ કર્ક પતિ જાણવો, દંડપતિ મન આણ.

દિવાળી જે વારમાં, ધનાધિપતિ થાય.
કાર્તિક સુદિની પંચમી, કોટવાળ કહેવાય;
પડવો સુદિ આસો તણી, સેનાનાયક સોય.
મિન દુરગે શો કીજીએ, કાળી રોહણી હોય;

★

એક સુતારે પોતાની પત્નીને ખરે બપોરે દીવો કરવાનું કહ્યું. આથી બાજુમાં બેઠેલાને આશ્ચર્ય થયું. તેણે પૂછ્યું: 'ભાઈ, ખરે બપોરે દીવો શો?'

સુતારે જવાબ દીધો: 'એ તો અત્યારે કહીશ ત્યારે મારી પત્ની માંડ રાત્રે દીવો કરશે!'

×

# યુગપ્રવાહ

## શ્રી સોપાન

### નવા વર્ષે

આપણા દેશમાં દિવાળી એ સૌથી મોટું પર્વ મનાય છે. દરેક માણસ નિત્ય જીવનનાં સુખદુઃખ ભૂલી જઈ તે દિવસે આનંદ માણવા ઇચ્છે છે. જેઓ સમજુ અને સંસ્કારી છે તેઓ નવા વર્ષે કેટલાક સંકલ્પો પણ કરે છે વર્ષ પૂરું થાય છે ત્યારે કોઈને એમ નથી લાગતું કે જિંદગીનું એક વર્ષ ઓછું થયું, પરંતુ એમ લાગે છે કે ગયા વર્ષની ભૂલો ને ખામીઓ ભૂલી જઈ નવેસર જિંદગી જીવવા માટે નવા વર્ષનો મંગળ પ્રારંભ થયો. દિવાળીએ વેપારીઓ સરવૈયું કાઢે છે તે નવા વર્ષના કાર્યક્રમને ગોઠવવા માટે. જાગૃત વેપારી પોતાના નફા-નુકસાનનો હિસાબ હંમેશાં રાખતો હોય છે; છતાં વર્ષને અંતે એ બધાના સરવાળા તે મૂકે છે અને તે ઉપર એક સળંગ દૃષ્ટિ નાખીને જોઈ લે છે કે ક્યાં ભૂલ ખાધી, ક્યાં ઠોકર ખાવી પડી, ક્યાં સફળતા મળી, ને ક્યાં આશા નિરાશામાં પલટાઈ ગઈ માનવીની જિંદગી પણ એક વેપાર જ છે આપણે સહુ જાણીએ છીએ કે કેવળ આપણી હોશિયારી જ જિંદગીમાં કે વેપારમાં કામ આવતી નથી. બહારના સંયોગોને, આપણે કિસ્મત કહીએ કે ઈશ્વરની ઇચ્છા કહીએ, તે મહત્ત્વનો ભાગ ભજવે છે. આમ છતાં આપણે માટે તો હોશિયાર રહેવું અને કામ કરવું એ જ નિર્માણ થયેલું છે; કારણકે બહારના સંયોગો આપણે જાણી શકતા નથી, ઈશ્વરની ઇચ્છા કે આપણા નસીબની આપણને સુદ્ધાં ખબર પડતી નથી. આવી સ્થિતિમાં ઈશ્વરે આપણને શ્રમ કરવાની, બુદ્ધિ વાપરવાની, દૃઢ રહેવાની વગેરે જે શક્તિઓ આપેલી છે તેનો ઉપયોગ કરી જીવનનો આનંદ માણવો એ જ સાચો માર્ગ છે.

દિવાળી દર વર્ષે આવે છે અને નવું વર્ષ પણ દર વર્ષે શરૂ થાય છે. આપણે નવા વર્ષના પ્રારંભે પાછલા વર્ષનું અવલોકન કરવું જોઈએ. ગયું વર્ષ જ્યારે શરૂ થયું ત્યારે આપણે જ્યાં હતા ત્યાં જ છીએ, પાછા હઠ્યા છીએ કે આગળ વધ્યા છીએ તેનો હિસાબ માંડવો જોઈએ. ગયા વર્ષના પ્રારંભે આપણે આગળ વધવાના સંકલ્પો કર્યા હતા? પ્રગતિનો કોઈ કાર્યક્રમ ઘડ્યો હતો? પાછલા અનુભવોને આધારે જીવન પથમાં ફેરફાર કર્યો હતો? આ બધું આપણે યાદ કરવું જોઈએ. સહેજ નિરીક્ષણ કરતાં આપણને ખાતરી થશે કે આપણે સંકલ્પ કર્યો નહોતો, કાર્યક્રમ ઘડ્યો નહોતો, જીવનની ચોક્કસ દિશા નક્કી કરી નહોતી અને પવનને આધારે ચાલતા જહાજની માફક આપણું જીવન આપણે વિતાવ્યું હતું આવા જીવનમાં જો સફળતા સાંપડે તો તેને ઈશ્વરની કૃપા જ સમજવી જોઈએ; અને નિષ્ફળતા મળે તો તે માટે આપણને પોતાને જ દોષ દેવો જોઈએ. સફળતાની બાબતમાં એટલું જાણવું જરૂરી છે, કે જો આપણે જાગૃત અને પ્રયત્નશીલ રહ્યા હોત તો ઈશ્વરની કૃપાનો વિશેષ ઉપયોગ કરી શક્યા હોત, આપણી સફળતા વધુ ઉજ્જ્વળ બની હોત. જેમ પવનની દિશામાં શઢ મૂકવાથી ઓછા થાકે આગળ વધી શકાય છે, તેમ બન્યું હોત. એ જ રીતે જો આપણે જીવનનો કાર્યક્રમ ઘડી રાખ્યો હોત અને

દક્તાથી તેને વળગી રહ્યા હોત તો નિષ્ફળતાનું પ્રમાણ અવશ્ય ઘટાડી શકાત. વિરુદ્ધ પ્રવાહમાં તરતી વખતે માણસ પોતાની જાતને બચાવવા જેવો પ્રયત્ન કરે છે તેવો પ્રયત્ન આપણે કર્યો હોત તો કદાચ નિષ્ફળતામાંથી ઊગરી જઈ શકત.

ગમે તે દૃષ્ટિએ વિચારીએ. સંકલ્પને, ચોક્કસ કાર્યક્રમને અને પુરુષાર્થને અવકાશ છે જ. ઈશ્વરી શક્તિમાં માનનારાએ સમજી લેવું જોઈએ કે ઈશ્વરે આપણને વિચારવાની અને કાર્ય કરવાની શક્તિ આપણા વિકાસ સારુ જ આપી છે. તેનો જે ઉપયોગ ન કરે તે ઈશ્વર પ્રત્યે આસ્તિક છે એમ કેમ કહી શકાય? દીપોત્સવી ઊજવવા જેવું આજે વાતાવરણ નથી. આપણે સ્વતંત્ર છીએ છતાં અનેક દુઃખોમાં ડૂબેલા છીએ. દુનિયાની હાલત પણ સારી નથી. માનવજાતનો મોટો ભાગ એક જ પ્રકારના સંકટમાં સપડાયેલો છે. જે દેશો સમૃદ્ધ છે તે દેશો સમૃદ્ધિએ સર્જેલાં સાધનોથી પીડાય છે. આ બધી વેદનાઓ સાથે આપણે નવા વર્ષમાં પગલાં માંડીએ ત્યારે આપણે વાસ્તવિક પરિસ્થિતિ ભૂલી જઈ તરંગી ન બનવું જોઈએ. આપણે જ્યાં છીએ ત્યાંથી કંઈક આગળ વધીએ, આપણો દેશ છે તે કરતાં વધુ સમૃદ્ધ અને શક્તિશાળી બને એવી આશા રાખીએ અને એનો જ સંકલ્પ કરીએ તો તે વાસ્તવિક ગણાશે. આ જગતમાં બધું જ નિયમપૂર્વક થાય છે. આપણે જેને ચમત્કાર કે અકસ્માત ગણીએ છીએ તે પણ કુદરતના કોઈ ગૂઢ નિયમનું જ પરિણામ હોય છે. કુદરતનું અવલોકન કરતાં એમ દેખાય છે કે બધું ધીમેધીમે અને વ્યવસ્થિત જ બને છે. આપણે આ નવા વર્ષે ધીમે પગલે છતાં વ્યવસ્થિત રીતે ચોક્કસ દિશામાં આગળ વધવાનો નિશ્ચય કરીએ.

## ગાંધી જયંતી

રાષ્ટ્રપિતાના મૃત્યુ પછી આખા દેશે હમણાં એમની ત્રીજી જન્મજયંતી ઊજવી. દેશનું સુકાન જેમના હાથમાં છે અને રાષ્ટ્રની સેવામાં જેમણે પોતાનાં જીવન અર્પણ કર્યાં છે તેવા નેતાઓએ ફરીને આપણને યાદ આપ્યું કે પૂ. ગાંધીજીએ પ્રબોધેલા સિદ્ધાંતો અનુસાર ચાલવામાં જ વ્યક્તિનું, રાષ્ટ્રનું અને વિશ્વનું કલ્યાણ છે. પૂ. બાપુ આપણી વચ્ચે નથી, પરંતુ એમણે લગભગ પચાસ વર્ષ સુધી જે ઉપદેશ આપ્યો છે અને પોતાના જીવન દ્વારા જે ઉપદેશને ચરિતાર્થ કરી બતાવ્યો છે તે આપણી સાથે છે. ગાંધીજીનો જય પોકારતી વખતે આપણે એમના આદર્શોનો વિજય થાય એવું કશું ન કરીએ તો એમના જયનો કશો અર્થ નથી. દેશની સામે જે સવાલો ઉગ્રરૂપે ઊભા થયા છે, તેમાં એકેય સવાલ એવો નથી, જેનો ઉકેલ ગાંધીજીએ આપણને બતાવ્યો ન હોય. આપણો દેશ આજે આર્થિક વિટંબણાઓમાં પડેલો છે વડાપ્રધાન કહે છે કે દેશનો સૌથી ગંભીર સવાલ એ જ છે. આ સવાલ ઉકેલવા માટે આપણે સૌથી પહેલું ધ્યાન જીવનની પ્રાથમિક જરૂરિયાતો ઉપર આપવું જોઈએ. અનાજની બાબતમાં આપણે પરાધીન છીએ. વડાપ્રધાન દ્વારા આપણા રાષ્ટ્રે પ્રતિજ્ઞા કરી છે, કે ૧૯૫૧ના અંત પહેલાં અનાજની બાબતમાં સ્વાવલંબી બની જવું. આ પ્રતિજ્ઞા જાહેર થયા પછી આર્થિક પરિસ્થિતિ વધુ બગડી છે માટે એ પ્રતિજ્ઞા વહેલી પૂરી કર્યા સિવાય આપણો છૂટકો નથી. વડાપ્રધાને ગાંધીજયંતીને દિવસે પ્રત્યેક ભારતવાસી પાસે જે અપેક્ષા વ્યક્ત કરી છે તે આપણે પૂરી કરવી જોઈએ. અનાજનું ઉત્પાદન

વધારવું, બગાડ થતો અટકાવવો, અનાજની જગ્યાએ અન્ય ખાદ્ય પદાર્થોથી ચલાવવું વગેરે. કરવાનું અઘરું નથી આપણી અનાજની ખોટ બહુ થોડી છે આપણે નિશ્ચય કરીએ તો માત્ર એક વર્ષમાં જ આ ખોટ પૂરી કરી શકીએ, એમાં શંકા નથી ગાંધીજયંતી-ની ઉજવણી આવી કોઈ પ્રતિજ્ઞાના પાલનથી જ સાર્થક થાય

## કાશ્મીર પ્રકરણ

કાશ્મીરની પરિસ્થિતિ છેલ્લા મહિનામાં વધુ બગડી છે. કાશ્મીરપંચ નિષ્ફળતાનો એકરાર કરી અહીંથી ચાલ્યું ગયું છે છેલ્લા નવ મહિનાની કાશ્મીરપંચની કામગીરી આપણા મનમાં જે વહેમો ઉત્પન્ન કરતી હતી તેમાંનું ઘણું સાચું પડ્યું છે કાશ્મીરપંચે હિંદ-પાકિસ્તાનમાં આવીને ખરેખર પ્રપંચ ખેલ્યો છે. કાશ્મીરપંચનો પાકિસ્તાન અને હિંદ સાથેનો પત્રવ્યવહાર હમણાં જ પ્રગટ થયો પંચની છેલ્લી લવાદીની દરખાસ્ત અને તેનો હિંદ-પાકિસ્તાને આપેલો જવાબ પણ હમણાં જ પ્રગટ થયા. આ બધાનું વાચન એમ બતાવે છે, કે પંચે પાકિસ્તાન તરફ ભારે મોટો પક્ષપાત કર્યો છે એટલું જ નહીં, પણ હિંદને અપાયેલી ખાતરીઓ પણ ભૂલી જવામાં આવી છે મુખ્ય ઝઘડો કાશ્મીરના પાકિસ્તાની પ્રદેશમાં આઝાદ કાશ્મીર હકૂમત અને ઉત્તર પ્રદેશના વહીવટ અંગે હતો તે ઝઘડો કાયમ રહ્યો છે. આ અને આવી બીજી બાબતો અંગે પંચે લવાદીનું સૂચન કર્યું તે ભારે વિચિત્ર છે આના પ્રાણપ્રશ્નમાં હિંદ લવાદી સ્વીકારી શકે નહિ જે સવાલ એકવાર નક્કી થયો છે તે સવાલ કોઈ લવાદને સોંપી શકાય નહિ. કાશ્મીરની ભૂમિ ઉપર આઝાદ કાશ્મીર હકૂમત, એટલે કે વેશપલટો કરેલી પાકિસ્તાની સેના, કાયમ હોય ત્યાંસુધી એ પ્રદેશમાં નિષ્પક્ષ લોકમતની આશા જ ન રાખી શકાય આ બાબતમાં હિંદ સરકારે જે મક્કમ વલણ રાખ્યું છે તેને સમગ્ર પ્રજાનો ટેકો છે કાશ્મીરની રાષ્ટ્રીય પરિષદે પણ આ બાબતમાં એ જ વલણ અખત્યાર કર્યું છે

## હુંડિયામણનો ફેરફાર

ઈંગ્લંડની સરખામણીમાં છેવટે પાઉન્ડની કિંમત ઘટાડી તે સાથે હિંદ સહિત ઘણા દેશોએ પોતાના ચલણની ડોલર સાથેની કિંમતમાં પણ ઘટાડો કર્યો ડોલરની સરખામણીમાં રૂપિયાની કિંમત ઘટવાથી આપણને લાભ કેટલો થશે તે શંકાસ્પદ છે, નુકસાન તો ચોક્કસ થશે જ પરંતુ હિંદ સરકાર પાસે આમ કર્યા સિવાય છૂટકો જ નહોતો પાઉંડની કિંમત ઘટે અને રૂપિયાની કિંમત ન ઘટે તો આપણા વેપાર ઉપર મોટો ફટકો પડે આપણા વેપારના લગભગ ૭૫% જે દેશોએ ચલણ ઘટાડ્યું છે તે દેશો સાથે છે એટલે ચલણ ઘટાડ્યા સિવાય બીજો માર્ગ જ નહોતો હવે આપણને અમેરિકાનો માલ મોંઘો પડશે આપણો માલ અમેરિકાને સસ્તો પડશે આપણી અમેરિકાથી આયાત ઓછી કરીએ અને આપણી નિકાસ વધે તો જ આ ભાવઘટાડાના મારમાંથી આપણે બચી જઈએ. આ સંકટ એક રીતે આપણને સ્વાવલંબન તરફ પરાણે ખેંચી જનારું છે અને તે શુભ ચિહ્ન ગણાય આપણે આપણી જરૂરિયાતો આપણા દેશમાંથી જ ઉત્પન્ન કરી લેવી જોઈએ જ્યાં એ શક્ય ન હોય ત્યાં જે દેશોએ ભાવ ઘટાડ્યો છે તે દેશોમાંથી એ જરૂરિયાતો મેળવવી જોઈએ અને અત્યંત આવશ્યક હોય તેટલી વસ્તુઓ જ દાખલા તરીકે ખેતી અને ઉદ્યોગો માટેની યંત્ર-સામગ્રી, અને આવશ્યક દવાઓ પૂરતો

આધાર અમેરિકા ઉપર રાખવો જોઈએ. આપણે અનાજની બાબતમાં સ્વાવલંબી બનીએ અને બીજી બાબતો વિશે પણ કરકસર તથા વિશેષ ઉત્પાદનમાં સફળ થઈએ તો આ અનિષ્ટમાંથી ઇષ્ટ સર્જાવાની આશા છે જ.

## પાકિસ્તાનનો અવળો રાહ

સ્ટર્લિંગ વિસ્તારના બધા જ દેશોએ પોતાના ચલણના ભાવમાં ઘટાડો કર્યો, પણ પાકિસ્તાને બે દિવસ રાહ જોયા પછી પોતાનો રૂપિયો સ્થિર રાખવાનો નિશ્ચય જાહેર કર્યો. હિંદ અને પાકિસ્તાન વચ્ચે છેલ્લા એક વર્ષમાં સંબંધો બગડતા જ રહ્યા છે. કાશ્મીર, નિર્વાસિતોના મિલકત, નહેરોનું પાણી વગેરે ઉગ્ર સવાલોમાં પાકિસ્તાનના રૂપિયાએ એક મોટો ઉમેરો કરી દીધો છે. પાકિસ્તાનનો હેતુ ગમે તે હોય, પણ તેનું સીધું અને તાત્કાલિક પરિણામ હિંદ માટે નુકસાનકારક જ આવે એમાં શંકા નથી. પાકિસ્તાન પોતાનું ચલણ ટકાવી શકે એમ કોઈ માનતું નથી; કારણકે પાકિસ્તાન અમેરિકા જેવું સમૃદ્ધ અને સ્વાવલંબી રાષ્ટ્ર નથી. પાકિસ્તાનનું વેપારપાસું સારું છે, કારણકે તેની પાસે શણ, રૂ અને અનાજ નિકાસ કરવા માટે છે, પરંતુ દુનિયાના આર્થિક ઝંઝાવાતમાં એની તાકાત નહિવત્ ગણાય. અને વેપારપાસાંનું સારાપણું મુખ્યત્વે હિંદ ઉપર જ આધાર રાખે છે. હિંદુસ્તાને પાકિસ્તાનને ઠેકાણે લાવવા માટે તત્કાળ યોગ્ય છે. આપણું પોતાનું ઉત્પાદન પણ વધતું જાય છે. પાકિસ્તાનના શણની આપણને જરૂર છે, પણ આ બાબતમાં આપણા કરતાં પાકિસ્તાનની સ્થિતિ વધારે નાજુક છે. તેનું સાઠ-સિત્તેર ટકા શણ આપણે ન લઈએ તો દુનિયામાં ઘરાક મળી શકે તેમ નથી, ઉપરાંત શણની નિકાસ માટે પણ કલકત્તાના બંદર ઉપર આધાર રાખવો પડે એમ છે. આપણી શણની મિલો છ મહિના ચાલે તેટલો જથ્થો તો આપણી પાસે છે જ. આ સ્થિતિમાં પાકિસ્તાન ટકી શકે એમ કોઈ માનતું નથી. નાક કાપીને અપશુકન કર્યા જેવું પાકિસ્તાનનું આ પગલું એણે પાછું વાળવું જ પડશે.

## સામ્યવાદીઓ

હિંદ સરકારે આ દેશના સામ્યવાદીઓ સામે ગંભીર તહોમતનામું પ્રગટ કર્યું છે. આ તહોમતનામાનું વાંચન ઉશ્કેરાટ પ્રેરનારું છે. સામ્યવાદી પક્ષે જે માર્ગ સ્વીકાર્યો છે તે માર્ગ ખૂન, લૂંટ, આગ ને અત્યાચારનો માર્ગ છે. હિંદની સ્વતંત્રતા આપણે જાળવવી હોય તો સામ્યવાદીઓને આ માર્ગેથી પાછા વાળવા જોઈએ અથવા તો તેમની શક્તિ હણી નાખવી જોઈએ. પ્રાંતિક સરકારો તથા હિંદ સરકારનાં ગૃહખાતાંઓ આ વિશે પૂરેપૂરાં સાવધ છે તે આપણા દેશનું સદ્ભાગ્ય છે.

પ્રજાએ સામ્યવાદી પક્ષને કદી ટેકો આપ્યો નથી, પણ આજની સ્થિતિમાં એટલું જ પૂરતું ન ગણાય. સામ્યવાદી કાવતરાંઓને ઉઘાડાં પાડવાથી માંડીને બધા પ્રકારની મદદ પ્રજાએ કરવી જોઈએ. સામ્યવાદીઓના વિનાશક કાર્યક્રમને આ દેશમાં સ્થાન હોઈ શકે નહિ.

૩-૧૦-'૪૯

# સંસ્થા-સમાચાર

## 'અખંડ આનંદ'ના ગ્રાહકબંધુઓને

'અખંડ આનંદ'(માસિક)નુ આ ત્રીજું વર્ષ તા. ૧લી નવેમ્બરથી શરૂ થાય છે. ત્રીજા વર્ષનો આ પહેલો અંક '**દીપોત્સવી અંક**' રૂપે પ્રસિદ્ધ થાય છે અને તે દિવાળી ઉપર ગ્રાહકોને મળે તે માટે **ઓકટોબરની ૧૭મી તારીખે મોકલી આપવામાં આવ્યો છે.** હવે પછી ડિસેમ્બર માસથી નિયમ મુજબ દર માસની પહેલી તારીખે અંકો ગ્રાહકોને મોકલાશે.

જે ગ્રાહકોનું નવા વરસનુ લવાજમ મળ્યુ નથી તેમને આ અંક તા. ૨૫મી ઓકટોબરથી વી. પી.થી મોકલાશે. દરરોજ મર્યાદિત સંખ્યામાં વી. પી. મોકલી શકાતાં હોવાથી અનુક્રમ નંબર પ્રમાણે વી. પી. રવાના થાય છે. એટલે એ રીતે જેમનું લવાજમ વી પી. મોકલીને વસૂલ કરવાનું છે, તેમને અંક થોડો મોડો મળે તે માટે અમે નિરુપાય છીએ.

## છેલ્લાં નવાં પ્રકાશનો

**શ્રીશાંકર ભાષ્ય સહિત ભગવદ્ગીતા :** અનુ. વામનરાવ પ્રા. પટેલ બી. એ. એલએલ. બી.: સર્વ પુરુષાર્થની સિદ્ધિ ગીતાશાસ્ત્રનો યોગ્ય અર્થ જાણવાથી થાય છે; એના ઉપર ભગવાન શંકરાચાર્યે કરેલા ભાષ્યના સરળ ગુજરાતી અનુવાદ સાથેનો કેટલાંય વરસોથી અપ્રાપ્ય ગ્રંથ.
પાન ૪૪૮ : કિં. ૪–૦

**શામળના છપ્પા :** સં. કેશવરામ કા. શાસ્ત્રી: શામળના ઉપલબ્ધ થતા લગભગ બધા ગ્રંથોમાંથી છપ્પા ઉપરાંત બીજી ચૂંટેલી બોધક કવિતાઓનો ઉપયોગી સંગ્રહ પાન ૧૬૦ : કિં. ૦–૧૦

**ખોળાનો ખૂંદનાર:** લે૦ પીતાંબર પટેલ· આપણા ગ્રામ્યજીવનને સ્પર્શતી અને વહેમ તથા અજ્ઞાનનો ભોગ બનતી સ્ત્રીઓનો તાદૃશ ચિતાર રજૂ કરતી સામાજિક વાર્તાઓ. પાન ૧૨૮ : કિં. ૦–૧૦

**કહેવતો :** સંપાદક : શાંતિલાલ ઠાકર બી. એ. : ભાષાનું જ્ઞાન કહેવતોના જ્ઞાન વિના અધૂરું જ ગણાય; તેથી દરેકે ભાષાનું સાચું જ્ઞાન અને અમૂલ્ય દુન્યવી ડહાપણ મેળવવા, કહેવતો જાણી તેનું તાત્પર્ય સમજવું જરૂરી છે. જીવનરહસ્યને માર્મિકતાથી દર્શાવતી અને જ્ઞાનના સર્વદેશીય અર્કવાળી લગભગ ૨૫૦૦ ઉપરાંત કહેવતોનો સંગ્રહ. પાન ૧૫૬ : કિં. ૧–૪

## છેલ્લા ત્રણ માસનાં પ્રકાશનો

**કિસા ગોતમી અને બીજાં સ્ત્રીરત્નો** : બૌદ્ધકાલીન ભારતની ૯૩ સન્નારીઓનાં રહસ્યમય ચરિત્રો. પાન ૨૦૬ : કિં. ૧–૪

**રૂપસુંદરી અને બીજાં સ્ત્રીરત્નો** : રજપૂત યુગની ૭૪ શ્રેષ્ઠ સન્નારીઓનાં પ્રેરક ચરિત્રો. પાન ૨૪૦ : કિં. ૧–૪

**સુલતાના ચાંદબીબી અને બીજાં સ્ત્રીરત્નો** : મોગલ યુગની ૮૨ સન્નારીઓનાં બોધક ચરિત્રો. પાન ૨૯૪ : કિં. ૧–૪

**રાજમાતા જીજાબાઈ અને બીજાં સ્ત્રીરત્નો** : જૈન–મરાઠા યુગની ૬૨ સન્નારીઓનાં પ્રેરક ચરિત્રો. પાન ૨૭૪ : કિં. ૧–૪

**મહારાણી લક્ષ્મીબાઈ અને બીજાં સ્ત્રીરત્નો** : પ્રાચીન–અર્વાચીન યુગની ૬૩ સન્નારીઓનાં સુંદર ચરિત્રો. પાન ૨૭૪ : કિં. ૧–૪

**ભગિની નિવેદિતા અને બીજાં સ્ત્રીરત્નો** : વર્તમાનકાલીન ૪૧ સન્નારીઓનાં શ્રેષ્ઠ ચરિત્રો. પાન ૨૬૦ : કિં. ૧–૪

**દોહારત્નાવલી :** શ્રીતુલસીદાસજીનાં ધર્મપત્ની શ્રીરત્નાવલિકૃત ખાસ સ્ત્રીઓ માટે બોધક દોહાઓ, સરળ ભાષાંતર સાથે. પાન ૬૪ : કિં. ૦–૩

**નરસિંહ મહેતાનાં ભજનો :** ન્યાયમૂર્તિ શ્રી. હરસિદ્ધભાઈ દિવેટિયાના આમુખ સાથે, પસંદ કરી ચૂંટેલાં ૧૮૮ ભજનોનો સંગ્રહ.
કદ પા"×૪ાા", પાન ૮૦ : કિં. ૦–૧૦

**મીરાંબાઈનાં ભજનો :** સં. ન્યાયમૂર્તિ હરસિદ્ધભાઈ દિવેટિયા. પસંદ કરી ચૂંટેલાં ૨૨૭ ભજનોનો સૌથી મોટો અદ્યતન સંગ્રહ.
પાન ૮૦ : કિં. ૦–૧૦

**ગીતાંજલિ :** (ટાગોરકૃત) અનુ૦ : સ્વ૦ મણિશંકર રત્નજી ભટ્ટ (કાન્ત) સરળ ગુજરાતી ભાષાંતર. પાન ૧૦૪ : કિં. ૦-૬

**શ્રીસત્યનારાયણની કથા :** મૂળ શ્લોકો સાથે સરળ ભાષાંતર. વિષ્ણુસહસ્ર નામના પાઠ સહિત. પાન ૧૨૮ : કિં. ૦-૧૦

**સો ભજનો :** મુનિશ્રી નાનચંદ્રજીએ ચૂંટીને પસંદ કરેલાં સો ભજનોનો કંઠે કરવા જેવો ઉપયોગી સંગ્રહ. પાન ૬૪ : કિં. ૦-૬

**બાળકોનો આનંદ :** લે૦ શ્રી. સોમાભાઈ ભાવસાર. બાળકોને સદ્‌વિચારો અને સારી ભાવનાઓની જ્ઞાનસામગ્રી પૂરી પાડતું પુસ્તક. પાન ૯૬ : કિં. ૦-૬

**પંચાંગ-શુદ્ધ ગ્રહલાઘવીય (સં. ૨૦૦૬નું) :**
ધાર્મિક વ્રતો, વ્રતનિર્ણયો, ચમત્કારિક વ્યાપારી ભવિષ્ય, રાશિવાર ભવિષ્ય, શુદ્ધતા ને શાસ્ત્રીયતામાં અજોડ છતાં સૌથી સસ્તું પંચાંગ. તમારી નકલ આજે જ મેળવી લો. કદ ૬॥"×૧૦", પાન ૧૧૨ : કિં. ૦-૯

**ગુલાબસિંહ :** (સ્વ૦ મણિલાલ નભુભાઈ દ્વિવેદી કૃત) જીવનના અતિગૂઢ તત્ત્વજ્ઞાનના વિચારોથી ભરપૂર છતાં ઉન્નત જીવન જીવવાની ભાવના પ્રેરતી નવલકથા સામાન્ય વાચકોને પણ લીન કરી દે તેવી આકર્ષક છે. પાન ૪૪૦ : કિં. ૪-૦

## પુનરાવૃત્તિઓ

**દયાળુ માતા :** ગરીબાઈ અને સંકટમાં યે ક્ષુધાપીડિત માનવીઓને સહાય કરતી દયાળુ માતાની બોધક અને ભાવનાસ્પર્શી વાતો. પાન ૮૦ : કિં. ૦-૪

**સદ્‌ગુણી પુત્રી :** કુટુંબના સંસ્કારધનની પ્રેરણા પામીને શ્વશુરગૃહને નંદનવન સમું બનાવનાર સદ્‌ગુણી પુત્રીની પ્રેરક અને રસભરી વાતો. પાન ૯૬ : કિં. ૦-૪

**શિવમહિમ્નઃ સ્તોત્રમ્ :** મૂળ સહિત સરળ ગુજરાતી અનુવાદ. પૂર્વાપર *સંબંધયુક્ત વિવરણ અને સમશ્લોકી અનુવાદ સાથે.* પાન ૧૨૦ : કિં. ૦-૬

## હવે પછી પ્રગટ થશે

**શ્રીતુલસીકૃત રામાયણ:** નવી ૧૦મી આવૃત્તિ છપાય છે. તે લગભગ માગશર માસમાં બહાર પડશે.

**દેશ અને કાળ:** લે૦ સ્વામી માધવતીર્થજી : છપાય છે. પ્રૉ. આઇન્સ્ટાઈનના સાપેક્ષવાદની વેદાંતના વિવર્તવાદ સાથે એકતા કરતા આ પુસ્તકમાં, ગીતા અને ઉપનિષદોમાં દેશકાળ સંબંધી જે હકીકતો મળી શકતી નથી, તેનું વિસ્તૃત વર્ણન ને સમજૂતી આપવામાં આવી છે.

**વનરાજ ચાવડો :** મહીપતરામ નીલકંઠકૃત નવી આવૃત્તિ છપાય છે.

## વિવિધ ગ્રંથમાળા

આ માળાનાં ચાલુ વરસના પહેલા હપ્તાનાં પુસ્તકો ઑગસ્ટ માસમાં નીચે પ્રમાણે મોકલાઈ ગયાં છે.

| | |
|---|---|
| ૧ પંચાંગ (સં. ૨૦૦૬નું) | ૪ પરમપૂજ્ય બાપુ |
| ૨ કહેવતો | ૫ પ્રેમપંથ (ભા. ૨જો) |
| ૩ ગીતાંજલિ | |

હવે પછીના બીજા હપ્તામાં : (૧) **શામળના છપ્પા**, (૨) **પ્રભુમય જીવનનું રહસ્ય**, (૩) **ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો**, (૪) **દોહાન રત્નાવલિ**, (૫) **નળાખ્યાન** અને (૬) **શારદામણિદેવી**, (૭) **પાકશાસ્ત્ર**, (૮) **દેશ અને કાળ** તેમજ બીજાં પુસ્તકોમાંથી પસંદ કરીને અપાશે.

આ માળામાં દર વરસે ૧૬૦૦ પાનનું વાચન ૬થી ૮ પુસ્તકરૂપે ઘેરબેઠાં, માત્ર રૂા. ૬-૮-૦ અપાય છે. આજે જ ગ્રાહક બનીને ઉત્તમ વાચન સસ્તામાં સસ્તું મેળવવાનો લાભ મેળવો.

## હવે પછી પ્રગટ થશે

**શ્રીતુલસીકૃત રામાયણ :** નવી ૧૦મી આવૃત્તિ છપાય છે. તે લગભગ માગશર માસમાં બહાર પડશે.

**દેશ અને કાળ :** લે૦ સ્વામી માધવતીર્થજી : છપાય છે. પ્રો. આઇન્સ્ટાઈનના સાપેક્ષવાદની વેદાંતના વિવર્તવાદ સાથે એકતા કરતા આ પુસ્તકમાં, ગીતા અને ઉપનિષદોમાં દેશકાળ સંબંધી જે હકીકતો મળી શકતી નથી, તેનું વિસ્તૃત વર્ણન ને સમજૂતી આપવામાં આવી છે.

**વનરાજ ચાવડો :** મહીપતરામ નીલકંઠકૃત નવી આવૃત્તિ છપાય છે.

## વિવિધ ગ્રંથમાળા

આ માળાનાં ચાલુ વરસના પહેલા હપ્તાનાં પુસ્તકો ઑગસ્ટ માસમાં નીચે પ્રમાણે મોકલાઈ ગયાં છે.

**૧ પંચાંગ (સં. ૨૦૦૬નું)** **૪. પરમપૂજ્ય બાપુ.**
**૨ કહેવતો** **૫ પ્રેમપંથ (ભા. ૨જો)**
**૩ ગીતાંજલિ**

હવે પછીના બીજા હપ્તામાં : **(૧) શામળના છપ્પા, (૨) પ્રભુમય જીવનનું રહસ્ય, (૩) ઝેર ઉતારવાના તાત્કાલિક ઉપાયો, (૪) દોહા-રત્નાવલિ, (૫) નળાખ્યાન** અને **(૬) શારદામણિદેવી, (૭) પાકશાસ્ત્ર, (૮) દેશ** અને **કાળ** તેમજ બીજાં પુસ્તકોમાંથી પસંદ કરીને અપાશે.

આ માળામાં દર વરસે ૧૬૦૦ પાનનું વાચન ૬ થી ૮ પુસ્તકરૂપે ઘેરબેઠાં માત્ર રૂા. ૬-૮-૦ અપાય છે. આજે જ ગ્રાહક બનીને ઉત્તમ વાચન સસ્તામાં સસ્તું મેળવવાનો લાભ મેળવો.

# ધર્મગ્રંથની ઉપયોગિતા

શ્રી કિશોરલાલ મશરૂવાળા

દરેક ધર્મગ્રંથની રચના પાછળનો મૂળભૂત હેતુ શુભ, મંગળ, સાત્ત્વિક ને સમાજ ઉન્નતિનો જ હોય છે, તેમ છતાં ઘણીવાર પરસ્પર વિરોધી વિચારસરણી ધરાવતી વ્યક્તિઓ એમાંથી ભિન્નભિન્ન તાત્પર્ય કાઢી જનતા સમક્ષ મૂકે છે ગીતા, કુરાન, બાઈબલ તથા અન્ય ધર્મગ્રંથોમાંથી આવા પરસ્પર ઊલટા અર્થ કાઢવામાં આવે છે, ત્યારે સામાન્ય માનવીએ શું કરવું જોઈએ? કોને માનવા? શાસ્ત્રોને, શાસ્ત્ર ઘડનારાઓને કે પોતાનામાં રહેલા સદ્ગુણો ને સંસ્કારને? શ્રી રમણીકલાલ મોદી દ્વારા પ્રાપ્ત થયેલ આ લેખમાં શ્રી કિશોરલાલભાઈએ આ પ્રશ્નની સ્વતંત્ર, ક્રાંતિકારી ને તર્કયુક્ત વિચારણા કરી છે

"ઉચિત કર્મ શું અને અનુચિત કર્મ શું તેનો નિર્ણય કરવામાં જ્ઞાનીઓની બુદ્ધિ પણ ગોટાળામાં પડી જાય છે, માટે હું તને ઉચિત કર્મ બતાવું છું, જેથી તું અશુભમાંથી બચી જઈશ" ૪-૧૬ એવી પ્રતિજ્ઞા ગીતાકારે કરી છે પરંતુ જ્યારે આખી ગીતાનું જીવન પર્યંત વાચન અને મનન કરતાં ક્યારેયે જ્ઞાનીઓની બુદ્ધિ પેઠે જેમ ને તેમ ચક્કરમાં પડેલી જણાઈ આવે છે ત્યારે ગીતાને નામે કોઈ સિદ્ધાન્તનું સમર્થન કરવામાં ભય માલૂમ પડે છે

આજ ગીતાને આધારે ગાંધીજી સત્યમય જીવન અને સર્વોદયના સિદ્ધાન્તો નિશ્ચિત કરતા રહ્યા અને કહેવાય છે કે એનું જ નામ પોકારીને તેમના પૂજારીએ તેમના પર ગોળીઓ ચલાવી

આ વિચાર ફક્ત નાથૂરામ ગોડસેનો છે એવું નથી સંસ્કૃત અને તત્ત્વજ્ઞાનના મોટા-મોટા આચાર્યો પણ ગંભીરતાપૂર્વક કહે છે કે ગીતાનો ઉદ્દેશ અર્જુનને યુદ્ધ માટે તૈયાર કરવાનો હતો ગીતાને અહિંસાનું પ્રતિપાદન કરનારો ગ્રંથ ન માની શકાય 'મામનુસ્મર યુધ્ય ચ' ૮-૭ (મારું સ્મરણ કર અને લડાઈ કર) એવી આજ્ઞા 'ભગવાન' આપે છે અને છેવટે અર્જુન 'ભગવાન'ની પાસે 'કરિષ્યે વચનં તવ'-૧૮-૭૩ (હું તમારી આજ્ઞાનું પાલન કરીશ), એવી પ્રતિજ્ઞા કરે છે ગીતાનું તાત્પર્ય કાઢવા માટે આનાથી વધારે પ્રમાણ શું જોઈએ? હમર ગાંધી અને વિનોબા ગીતાને નામે હિંસાનો નિષેધ કરે તેપણ તે કેવી રીતે માન્ય કરી શકાય?

આ પ્રમાણે પરસ્પર વિરોધી અર્થો કેવળ ગીતામાંથી જ કાઢવામાં આવે છે એવું નથી બાઇબલ કુરાન અને બીજા બધા ધર્મગ્રંથોમાંથી આવા એકબીજાથી ઊલટા અર્થો કાઢવામાં આવે છે અને જે ગ્રંથો માણસોને ધર્મ અને અધર્મમાં વિવેક શિખવાડનારાં શાસ્ત્ર માનવામાં આવેલા છે, તે જ ગ્રંથો વિદ્વાનોના હાથમાં પડીને તેમને વધારે ગૂંચવણમાં નાખનારા બની ગયા છે

ખરી વાત એ છે કે ઘણુંખરું માણસ શું કરવા કે મેળવવાની ઇચ્છા રાખે છે તેનો નિર્ણય તે પહેલેથી પોતાની મેળે કરી લે છે અને પછી તેના નૈતિક સમર્થન માટે ધર્મ અને નીતિમાં શ્રેષ્ઠ માનેલા લોકોનાં વચનોને શોધે છે જો તેમાંથી લોઢો પણ અનુકૂળ આધાર મળી જાય તો તેને પકડી લે છે અને તેનો ઢંઢેરો પિટાવે છે

ગાંધીજીએ પોતાની આત્મકથામાં આનું એક બહુ સરસ ઉદાહરણ આપ્યું છે નાનપણમાં તેમને એક નાટક જોવાની ઇચ્છા થઈ પિતાની આજ્ઞા માગી તેમણે અનુમતિ ન આપી પોતે હઠ પકડી અને ઘણીવાર વાર આજીજી કરતા રહ્યા છેવટે પિતાજીએ ગુસ્સે થઈને કહ્યું 'જા ટળ!' બસ, આજ્ઞા મળી ગઈ! ક્યા ભાવથી 'જા' એમ કહ્યું એ

જોવાની શી જરૂર? 'જા' કહ્યું એટલું પિતાના આજ્ઞાધારક થવા માટે બસ હતું!

૧૯૪૨ના આંદોલનમાં બધા નેતાઓના પકડાઈ ગયા પછી 'ભાંગફોડ'નો કાર્યક્રમ શરૂ થયો. એ કરવો છે એવું તો એના પ્રચારકોએ પહેલેથી જ મનમાં નક્કી કરી રાખ્યું હતું. પરંતુ તેમાં વધારે પ્રાણ નાખવા માટે અને વધારે પ્રતિષ્ઠા મેળવવા માટે કોઈ અહિંસાવાદીનો આધાર લેવો એ સારું હતું. મશરૂવાળાએ કહી દીધું કે 'અમુક અમુક શરતોથી તાર કાપવા અને રેલના પાટા ઉખાડવા એ અહિંસાપૂર્વક કરી શકાય છે.' બસ! કામ થઈ ગયું! શરતોની વાત અતિ ડાહ્યા લોકો કહેતા જ રહે છે! મતું કશું મહત્ત્વ નથી હોતું. મહત્ત્વની ત તો આ કામ કરી શકાય છે એટલી જ ાનવામાં આવી. આ અભિપ્રાયની લાખો ત્રિકાઓ વહેંચવામાં આવી અને મશરૂ-ાળાની 'ગીતા'ને આધારે આ કાર્યક્રમ ચાલુ થયો!

મતલબ એ કે માણસ ધર્મગ્રંથને ઘણું-ખરું ધર્મ સમજવા માટે નથી શોધતો, બલકે પોતાના વિચાર પ્રમાણે કામ કરવા માટે શાસ્ત્રનો આધાર શોધે છે.

જો તેને અહિંસા વિષે ઘૃણા હોય અને હિંસાને તે વાજબી ઠરાવવા ઇચ્છતો હોય તો ગીતામાંથી જ નહીં, બુદ્ધ, મહાવીર અને ગાંધીજીનાં વચનોના બળ પર પણ તે હિંસાનું સમર્થન કરે છે. જો તેની પહેલેથી જ અહિંસામાં રુચિ જામી ગઈ હોય અને હિંસા માટે ઘૃણા પેદા થઈ હોય તો તે અહિંસાનાં અનુકૂળ પ્રમાણ આઈસેનહોવર, ક્રિડનબર્ગ, હિટલર આદિ યુદ્ધનેતાઓના શબ્દોમાંથી પણ મેળવી શકે છે.

આપણી પોતાની સ્વાભાવિક શ્રદ્ધા, સંસ્કાર, મનોરચના અને વૃત્તિઓ એ જ મૂળ વસ્તુ છે; નહીં કે શાસ્ત્ર. દરેક શાસ્ત્રમાંથી આપણે પોતાના વિચારોને અનુકૂળ અર્થો કાઢી શકીએ છીએ. યોગ્ય ભાવના અને ગુણોના પોષણ વગર ધર્માધર્મ ઠરાવવા માટે શાસ્ત્ર નકામાં છે, જોખમકારક છે.

ગીતાના સોળમા અધ્યાયના અંતે અર્જુ-નને કહેવામાં આવ્યું છે: 'શાસ્ત્રને પ્રમાણ સમજીને તું કર્તવ્ય-અકર્તવ્યનો નિર્ણય કર.' પરંતુ આ અધૂરી વાત છે. શાસ્ત્રનું પ્રમાણ કોણ લે? કેવી રીતે લે? એનો અર્થ કેવી રીતે બેસાડે? એક વિદ્વાનના અર્થનું બીજો એટલો જ મોટો (જબરદસ્ત) વિદ્વાન ખંડન કરે છે.

ત્યારે શાસ્ત્રથી વધારે મહત્ત્વની વાત છે શાસ્ત્ર વાંચનારની શ્રદ્ધા, રુચિ, ગુણ, સંસ્કાર વગેરે, જે પ્રમાણે ભૂમિ અને ખાતરથી બીજ સ્વતંત્ર અને અસલ વસ્તુ છે, જે પ્રમાણે ભૂમિ અને ખાતરમાંથી બીજ પોતાની પ્રકૃતિને અનુકૂળ તત્ત્વો ખેંચી લે છે અને તેમાં ફેરફાર કરે છે તે પ્રમાણે, શાસ્ત્રવિધિ અને શાસ્ત્રપ્રમાણથી વધારે અસલ વસ્તુ છે શાસ્ત્રનો અર્થ કરનાર.

શાસ્ત્રવિધિને છોડીને કામ કરનારા બે જાતના હોય છે: 'यो वर्तते कामकारतः' ૧૬-૨૩ (પોતાના રાગદ્વેષાદિથી ચાલનાર) અને 'यो यजते श्रद्धयान्वितः' ૧૭-૧ (શ્રદ્ધાથી ચાલ-નાર). રાગદ્વેષથી ચાલનાર શાસ્ત્રનું પ્રમાણ બતાવે તો યે મિથ્યા છે, ન બતાવે તો સારું જ છે. પરંતુ જે શ્રદ્ધામય છે, અને સાત્ત્વિક શ્રદ્ધાયુક્ત છે તે શાસ્ત્રવિધિને છોડીને ચાલે તોપણ સલામત થઈ શકે છે, શાસ્ત્રવિધિથી તે કુશળકર્તા થાય છે. આપણે શાસ્ત્રો કરતાં સુસંસ્કાર, સદ્‌ગુણો અને સદ્‌ભાવનાઓ પર વધારે જોર આપવું જોઈએ. તેની પછી જ શાસ્ત્રની ઉપયોગિતા વિચારી શકાય છે.*

* સર્વોદય—ઑગસ્ટ ૧૯૪૯માંથી.

★

# ધર્મમય જીવન.

શ્રી રવિશંકર મહારાજ

જ્ઞાનના ભલે તેટલા વિપુલ ભંડારો ભર્યા હોય પણ પ્રબળ પરિશ્રમનું તપ ન હોય, આચરણ ન હોય, સ્વાર્પણ, ધર્મ, સદાચાર ને પવિત્રતાના ગુણોનો પાર ન લાધ્યો હોય તો ધર્મમય જીવન ક્યાંથી જીવી શકાય? માનવીમાં વધારે શક્તિ હોય છતાં મન અને ઇંદ્રિયોને ભડકાવવા માટે શક્તિસંચય થતો હોય તો એના જેવું મોટું પાપ બીજું એકે નથી. એને પોતાની શક્તિનો ઉપયોગ કરવાનું ભાન આત્માની સૂઝમાંથી ઉત્પન્ન થાય છે તેનું આચરણ કેવું વિશુદ્ધ ને પ્રેરક હોય છે તે અહીં સચોટ દાખલાઓ દ્વારા જોવા મળે છે.

તુલસીકૃત રામાયણમાં એક પ્રસંગ છે. એમાં એવું વર્ણવવામાં આવ્યું છે, કે કાગભૂશુંડીની સભામાં જુદાજુદા દેવો પોતાનાં રૂપ બદલીને હંસના શરીરરૂપે સાંભળવા માટે આવતા હતા: એટલે કે આપણે ભાષણો સાંભળવા માટે નીરક્ષીર-રૂપ વિવેકની દૃષ્ટિથી જવું જોઈએ એવાં બધાં જે ભાષણો કે બધું જ જ્ઞાન બધી રીતે વ્યક્તિને ફાયદો કરે છે એવું નથી, તે ક્યારેક નુકસાન પણ કરે છે. જીવનમાં અતિ જ્ઞાન હરકતરૂપ બને છે, જેમ અતિ સ્વચ્છતા પણ ક્યારેક આડે આવે છે તેમ. ગીતાકારે કહ્યું છે:

न हि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते<br>
तत् स्वयं योगसंसिद्धः कालेनात्मनि विन्दति

જ્ઞાનના જેવી પવિત્ર ચીજ બીજી એકે નથી, પણ જે કર્મ કરવામાં કુશળતા મેળવે છે તે વખત જતાં અંદરથી–આત્મામાંથી મળે છે, ભાષણો દ્વારા કે બહારથી નહિ.

ગાંધીજી બેરિસ્ટર થઈને આવ્યા ત્યારે જ્ઞાન ઘણું હતું. એટલે જ જ્યારે એમણે પ્રથમ કેસ હાથમાં લીધો ત્યારે ન્યાયાધીશ, આરોપી, વકીલ ને આખી કોર્ટ તેમને ફરતી લાગી. એમને વકીલાતની શરૂઆત અરજી લખવાથી કરવી પડી, પણ જ્યારે પાછળથી તે જ્ઞાન આત્મામાંથી ઊગ્યું ત્યારે આખા યે જગતની વકીલાત એમણે કરી.

મુનિ સંતબાલજીનું નામ તો ઘણાએ સાંભળ્યું હશે. ધર્મદૃષ્ટિએ સમાજરચના કેવી હોવી જોઈએ તેની ચર્ચા તેઓ ચાતુર્માસનાં પ્રવચનોમાં કરે છે

વખતોવખત હું ત્યાં જઈ શકતો નથી, પરંતુ બેત્રણ પ્રવચનોમાં હું હાજરી આપી શક્યો છું એક જાતનો એક માણસ ત્યાં રહે. રોજ મહારાજ(સંતબાલ)ને આવીને કહે:

'મહારાજ તમે દરરોજ વહોરવા નીકળો છો, તો કોક દહાડો મારું ઘર પણ સંભારજો'

નક્કી થયું ત્યાં ગયા ગામની ભાગોળે, સુંદર ને સ્વચ્છ એક ખોરડું હતું ગંદકી નહી, બેસવું મકાન પણ સ્વચ્છ, આસપાસનું વાતાવરણ પણ નિર્મળ. ક્યાંયે અસ્વચ્છતા નહીં એના ઘરની સ્ત્રીએ આપો શેર જેટલા રોટલા કર્યા–ખાસ્સા મોટા ને સુઘડ. પણ પછીથી અમને ખબર પડી, કે રોટલા ઘડનાર આ બાઈને પગ નહોતા. છતાં પોતે મહેનત કરે, બેઠા દોહે ને રસોઈ કરીને પતિને જમાડે ઘરનું આંગણું ને ઘરની ઓસરી–પરસાળ બિલકુલ સ્વચ્છ રાખે. બાઈ કહે 'હું એમને કશું દુ:ખ પડવા દેતી નથી દળું છું. ખાંડું છું ઢોરનું કામ કરું છું. ફક્ત પાણી એમને આપવું પડે. અને મને તો માના પતિએ ખભે બેસાડીને જાત્રા કરાવી છે.' એટલે એના પતિએ કહ્યું. 'ગાડી મોટર વગેરે મળ્યાં ત્યાં એમનો ઉપયોગ કર્યો.

ન મળ્યાં ત્યાં માથે બેસાડીને જાત્રા કરાવી છે.'

મુસાફરી ને જાત્રામાં ભેદ હોય છે. જાત્રા માનવી ધર્મદૃષ્ટિએ કરે છે. જાત્રાળુના દિલમાં એમ હોય છે, કે હું પરમેશ્વરનાં દર્શન માટે જાઉં છું. મારાથી જૂઠું ન બોલાય, કોઈને દુઃખ ન દઈ શકાય. ધમાઈ શ્રદ્ધાની વૃત્તિથી માનવી જાત્રા કરે છે. મુસાફરી કરનારમાં આ વૃત્તિ હોતી નથી. એ તો દેશ જોવાના, સ્ટેશનો પર ફરવાના, ગમેતેમ આગવડ વેઠી મોજ મેળવવાના. ન મળે તો ધમકાવવાના ને લડાઈ–તકરાર કરવાના. હોટલો ને લૉજ–વીશીઓમાં ગમે તેવું ખાઈ, ગમે ત્યાં સૂઈ રહેવાના. કોઈ બહેર સ્થળે કૅલસાથી આત્મ–જાહેરાતો કરવાના. ને આમ કરી પાછા આવવાના. આ રીતે નહિ પણ જાત્રાના સાચા અર્થમાં એ ભાઈએ પોતાની અપંગ પત્નીને જાત્રા કરાવી.

અમે તે બાઈના પતિને પૂછયું :

'ભાઈ, આ સ્ત્રી આવી છે તે લગ્ન પછીથી થઈ કે પહેલેથી જ એવી હતી ? આવી ખોડવાળી જાણીને પરણેલો કે પછી...'

'મહારાજ, હું પહેલેથી એ સ્ત્રીને જાણતો હતો. એને પગવિનાની જોઈને મને થયું: 'અરરર! આ ભિખારીને કોણ પરણશે ? લાવ હું જ પરણું !' અને હું પરણ્યો.'

અન્યોન્યના સહવાસમાં જીવને કેમ દુઃખ ન થાય તે રીતે એકબીજાની ગરજ જોઈ ને પરણવું, ને તે પ્રમાણે ભાવ ટકાવી રાખવો એનું નામ ધર્મ. આપણે ત્યાં 'આ મારું, આ તારું, આમાં મારો ભાગ, તારો મુદ્દલે નહિ'ની કુટુંબમાં જે રોજની હજારો તકરારો ઊડે છે તેનાંનું ત્યાં કશું નહી. અત્યારના જમાનામાં સ્ત્રીપુરુષો પોતાના અધિકારો માટે જે પડાપડી કરે છે તે ઝઘડા કરે છે તે ત્યાં નહોતું. સાચા ધર્મમાં તો એકબીજાની ફરજ વિના કશું હોતું નથી; કારણકે ફરજ પૂરી થાય ત્યાં અધિકાર એની મેળે દોડતો આવે છે. આ દંપતીમાં આવું હતું. પુરુષની ઉંમર પચાસ વર્ષની છે, સ્ત્રી છે ચાલીસ વર્ષની. બંને જ્ઞાનવૃક્ષનું ફળ ખાવા બેઠાં છે. પોતે જ વાવેલા વૃક્ષનું ફળ ખાવું એ બહુ જ અઘરી વસ્તુ છે. બાઈબલમાં જ્ઞાનવૃક્ષનાં ફળ ચાખવાની આદમ ને ઈવની વાત આવે છે. એ જ્ઞાનવૃક્ષનાં ફળ તોડવાની ઈશ્વરે આદમને ને ઈવને મનાઈ ફરમાવી હતી. આદમને ના પાડેલી છતાં શયતાને એને જ્ઞાનવૃક્ષનાં ફળ ખાવાની પ્રેરણા આપી. ને આદમે એ ફળ ખાધાં; એટલે પોતાના જ્ઞાનનો ઉપયોગ સામાને માટે ન કરતાં પોતાને જ માટે કરવો, એટલે નર્કમાં જવું, આ એનો ભાવ છે. આ ઓડબાઈ તો પોતે જ પોતાના જ્ઞાનવૃક્ષનાં ફળ ચાખે છે. ગાંધીજીના શબ્દોમાં કહીએ તો એણે પાયાની કેળવણી લીધી છે.

એક બીજો દાખલો આપું.

રાધનપુરમાં હું હમણાં કામ કરું છું. ત્યાં પાણીની પુષ્કળ તંગીના દિવસોમાં મેં કલેકટરને અરજી કરી ને રાધાસર તળાવ ખોદવાનું નક્કી થયું. ત્યારપછી એક દહાડો એક રબારી મને મળ્યો અને કહે:

'મહારાજ, રાધાસરનું તળાવ તમે ખોદવાના છો ?'

'હું તો શું ખોદાવું ભાઈ, પણ સરકાર એ કામ કરવાની છે.'

'તો જૂનું આ મેઘાસરનું તળાવ બંધાવો ને ?' ને પછી એના કારણમાં એણે મને વાત કરી. એની ભાષા તો નહીં ઝાલવી શકું, પણ વિચાર થોડાઘણા મૂકીશ.

'લાખો નામે એક વણઝારો રહે. એની પાસે લાખ પોઠો હતી. મોટો જબરદસ્ત વેપાર કરે; પણ એક વેળા નસીબનું કરવું તે પૈસા ખૂટ્યા...એક વાણિયાને ઘેર ગયો. કહ્યું, 'શેઠ, રૂપિયા ધીરો.'

'પણ રૂપિયાની સલામતી માટે તારે કશુંક આપવું જોઈએ શું આપીશ?'

'મારી પાસે તમારે ઘેર સાટામાં મૂકવા જેવું તો હવે કશું જ રહ્યું નથી.'

'ત્યારે એ રૂપિયા ધીરવાની વાત ન બને, પણ એક વસ્તુ છે. છેવટ તારે જો રૂપિયા લેવા જ હોય, તો આ તારો કૂતરો મારે ઘેર મૂકી જા.'

તે પછી અમુક મુદ્દત નક્કી કરવામાં આવી. આ મુદ્દત દરમિયાન જો વણઝારો શેઠના રૂપિયા ન આપે તો શેઠના પૈસા લેણા રહે, પણ પેલો કૂતરો વણઝારાને પાછો ન મળે એ તે સોદો નક્કી થયો.

વખત પસાર થવા લાગ્યો મુદ્દતને થોડાક જ દિવસ બાકી રહ્યા વણઝારાને ત્યારે વિચાર આવ્યો. 'હું મુદતે શેઠના પૈસા આપું તો એમાં ધર્મ શો? માટે લાવ, એ મુદત વીતી જાય તે પહેલાં જ દેવું ચૂકવી દઉં' ને આમ વિચારી તે પૈસા ભેગા કરવાની તેવડમાં પડ્યો

હવે આ બાજુ થયું એવું કે વાણિયાને ઘેર ખાતર પડ્યું. બીજે દિવસે સવારે જ ચોકીદારોને બોલાવી પગલાં ભેવડાવવામાં આવ્યાં, પણ પથ્થરિયું ગામ, ક્યાંથી પગલું પારખી શકાય? પણ પેલો કૂતરો અમુક સુધી જાય અને પાછો આવે, જાય ને પાછો આવે. કોઈએ કહ્યું. 'ભાઈ, આ કૂતરો વણઝારાનો છે. નક્કી કંઈ ભેદ હશે, નહી તો આમતેમ આવજા ન કરે!' ને પછી કૂતરાની પાછળપાછળ જતાં કૂતરો એને ચોરો એ જ્યાં આગળ ધન દાટ્યું હતું ત્યાં લઈ ગયો. આખુ તો વાણિયાની બધી યે મિલકત હાથ લાગી રાત્રે જ્યારે બધા સૂતા હતા, ત્યારે આ કૂતરો પેલા ડાકુઓની પાછળપાછળ ગયેલો હવે આ રૂપિયા મળવાથી વાણિયાને શો વિચાર આવ્યો! એને થયું:

'મારું જે લેણું હતું, તેના કરતાં ઘણા વધારે રૂપિયા આ જ કૂતરા દ્વારા મને મળ્યા છે, માટે મારે હવે એને છોડી દેવો જોઈએ!'

એણે તો કૂતરાના ગળામાં ચિઠ્ઠી બાંધીને લખ્યું 'તમારા કૂતરાએ વ્યાજના ય વ્યાજ સાથે બધા રૂપિયા મને પાછા કર્યા છે, માટે એના ઉપર મારો હવે કશોય હક્ક-દાવો નથી'

કૂતરો આ ચિઠ્ઠી લઈને જતો હતો, એટલામાં રસ્તામાં રૂપિયા આપવા માટે આવતો પેલો વણઝારો મળ્યો એના દિલમાં થયું:

'શા માટે મુદ્દત પહેલાં એને છોડી દીધો હશે? નક્કી કૂતરાએ લેણદારને ભારે ત્રાસ આપ્યો હશે' ને એણે કૂતરાનું ગળું ઝાલી કહ્યું: 'કાળું કર, મારા આગળથી જા, જતો રહે' કૂતરાને સખત આઘાત થયો. એ માથું પછાડીને મરી ગયો પછીથી પેલા વણઝારાએ ગળે બાંધેલી ચિઠ્ઠી જોઈ. એ રૂપિયા મેઘા વણઝારાએ તળાવ બંધાવવામાં વાપર્યા, ત્યારથી આ તળાવનું નામ મેઘાતળાવ પડ્યું છે.'

અહીં આપણી આર્યસંસ્કૃતિ પડી છે. આ કથાનાં ત્રણે ય પાત્રો જુઓ. વણઝારો, વાણિયો ને કૂતરો–ત્રણે યે પોતપોતાનો ધર્મ પાળ્યો છે. તેને બદલે અત્યારનો કોઈ વાણિયો હોય તો! પેલા વાણિયાના દિલમાં કેટલા સંસ્કાર ભર્યા હશે? નાનપણથી એને તાલીમ મળી હશે. વણઝારાને થયું, મુદતે રૂપિયા આપવા તેનો અર્થ શો? ને જેમ તેમ કરીને એણે એ રૂપિયા એકઠા કર્યા હશે. કૂતરાને થયું જે ધણીએ મને પાળ્યો-પોષ્યો છે, જેનું મેં લૂણ ખાધું છે તેનો તિરસ્કાર કેમ સેહી શકાય? હવે જિવાય જ કેમ? હવે જીવવાનો અધિકાર શો છે?

આમ જે ક્રિયા કરવાથી સમાજ ટકે તે ધર્મ. બાપામાં, દેખાવમાં, સભા, સરઘસો કે મંદિરોમાં જવાથી ધર્મ નથી આવતો, એ આચારમાંથી આવે છે. નાનપણથી કેળવ્યો હોય તો આવે છે. આ આરાધના

પણ એક વસ્તુનું મૂલ્યાંકન કરવાની દૃષ્ટિ આપણને હજી મળી નથી.

ગાંધીજી કહેતા, 'ગામડામાં જઈએ.' પણ આજે તો આવા લોકો ગામડામાં આવીને ઊલટા ગામને ભારે પડે છે. આપણે મહેનતની-શ્રમની કિંમત શીખવામાં માનીએ છીએ, પણ આચરણમાં એને મૂકતા નથી. આપણે મકાન, ચીજ-વસ્તુ વગેરે ઘણું બધું વાપરીએ છીએ, પણ એમની મહેનતની કદર કરતા નથી.

આજે તો ભણેલીગણેલી બહેન પોતાના છોકરાને ભણાવવા માટે માસ્તર રાખે છે. શા માટે તે જાતે જ છોકરાને ન ભણાવે? મધ્યમ વર્ગ આપણામાંથી જ ઉત્પન્ન થયો છે. શરીરશ્રમ એ ધર્મનો માર્ગ છે. અપરિગ્રહી કોણ થાય? જેને શ્રમ કરવો પડે તે. શ્રમ વિના સમાજ ટકવાનો નથી. શ્રમ જ શ્રેષ્ઠ છે એમ કહીએ-ઇચ્છીએ, પણ તે પ્રમાણે વર્તીએ નહીં તો એનો શો અર્થ? કામ નથી કરતો ને ખાય છે ત્યારે માણસ બહુ બગાડે છે. ને કહે છે, 'હું કરકસર કરું છું!'

ગરીબાઈ શ્રમ વિના ટકવાની નથી. લોકો પાસે રૂપિયા વધારે ભેગા થાય છે, કારણ એટલું પાપ એમને વધારે કરવું પડ્યું છે. લોકોની એટલી વધારે છેતરપિંડી કરી છે, છતાં આપણને આત્માને મનાવવાની ટેવ પડી ગઈ છે.

મને એક દાખલો યાદ આવે છે. એક ઠાકરડો હતો. એના ખેતરની તકરાર મેં જાતે લખાણ કરીને મિટાવી હતી. પછી હું તો જેલમાં ગયો. બહાર રહી એણે જેનું ખેતર હતું તેની પાસે પોતાના હિસ્સાની માગણી કરી ને કોર્ટે ગયો. સામાવાળાએ કોર્ટમાં કહ્યું કે 'આ તો રવિશંકર મહારાજના હાથનું લખાણ છે ને ત્યારની અડધી જમીન મને મળેલી છે,' પણ એણે તો કોર્ટમાં મહી( મહીસાગર નદી )ના સમ ખાધા ને કહ્યું, 'આ બધી વાતો સાવ જૂઠી છે.'

એકાદ વર્ષ પછી જેલમાંથી છૂટ્યા બાદ જેને અન્યાય થયો હતો તે મારી પાસે આવ્યો. વાત કરી. મેં પેલાને પૂછ્યું ત્યારે કહે:

'તે મહારાજ હું કંઈ સમજતો નથી એમ? મહીના ખોટા સમ ખાધા તે થોડા બ્રાહ્મણોને જમાડી દઈશું!'

આવી છે આત્માની છેતરામણી. એની એકની નહીં આપણ સર્વની. જેટલું ખર્ચ ઘટયું તેટલું પાપ ઘટયું, જેટલી કરકસર થઈ તેટલો ધર્મ થયો. જેટલી જરૂરત વધી તેટલું પાપ વધુ માનજો.

આપણે પરિશ્રમ, સદાચાર, સત્ય અને પવિત્રતાનું મૂલ્ય આંકતાં શીખીશું નહિ તો હિંદુ ધર્મ હતો ન હતો થઈ જશે.

*

બાપો એક ગરીબ સ્થિતિનો માણસ હતો. તેને કોઈએ પૂછ્યું: 'ભાઈ અમુક વખતે ક્યાં મળીશ?'

પોતાનો રોફ દેખાડવા બાપો કહે: 'કાં તો બાપો વાડીએ, કાં તો રાજદ્વાર!'

મોઢામોઢ નામ સાંભળી પૂછનાર તો અંજાઈ જ ગયો. તેને ખબર નહીં કે બાપો વાડીમાં પાણી પાવાનું કામ કરતો હતો અને રાજદ્વારમાં વાસીદું વાળતો હતો!

*

# જૈન ધર્મ

મુનિશ્રી સંતબાલજી

હરેક રાષ્ટ્રને પોતાની આગવી સંસ્કૃતિ હોય છે. પર-રાષ્ટ્રની સંસ્કૃતિ સામે કે પોતાના જ દેશમાં થયેલા સંસ્કૃતિસંઘર્ષ સામે એ ત્યારે જ ટકી રહે જ્યારે એનામાં એનાપણું હોય. હિંદુ-બ્રાહ્મણ-સંસ્કૃતિના અધઃપતનના કાળે જન્મેલી જૈન-શ્રમણ-સંસ્કૃતિ આજ પર્યંત ટકી રહી છે. પૂ. બાપુની જીવન-ફિલસૂફીમાં એ સંસ્કૃતિના તાણાવાણા આપણે જોઈ શકીએ છીએ. જૈન-સંસ્કૃતિના અભ્યાસી જ નહિ, પણ તેને જીવનમાં ઉતારનાર જે તત્ત્વજ્ઞો માટે આપણે અભિમાન લઈ શકીએ એમ છીએ તેમાં આજન્મ લોકસેવક મુનિશ્રી સંતબાલજીનું નામ પણ શોભે છે. સાચા શ્રમણે અહીં શ્રમણ-સંસ્કૃતિનો ઓછો પરિચય આપ્યો છે.

આપણે પહેલાં જ વિચારી ગયા કે ભારતીય પ્રજામાં બે પ્રકારની સંસ્કૃતિએ પ્રાણ સિંચ્યા છે. એક બ્રાહ્મણ-સંસ્કૃતિ અને બીજી શ્રમણ-સંસ્કૃતિ. આપણે પહેલીનો વિચાર કરી ગયા. બીજી શ્રમણ-સંસ્કૃતિના શ્રમણો વિશેષે કરીને જંગલમાં રહેતા અને એકાંતે તત્ત્વચિંતન કરતા. તેથી શ્રમણ-સંસ્કૃતિનો ઝોક વિશેષે કરીને નિવૃત્તિ તરફ રહ્યો છે. જૈન ધર્મ અને બૌદ્ધ ધર્મ એ આ શ્રમણ-સંસ્કૃતિના પુરસ્કર્તા હતા. તે પૈકી અહીં જૈન ધર્મનો વિચાર કરીએ.

'જિ' એટલે જીતવું, જેણે જીત્યું તે જિન. અને તેમના અનુયાયીઓ તે જૈનો. વિદ્ એટલે જાણવું, એના પરથી, વેદ શબ્દ થયેલો છે. હમેશાં પહેલાં જ્ઞાન થાય છે, પછી તે વસ્તુ પર જીત મેળવાય છે. એટલે આ બે સંસ્કૃતિઓ ભિન્ન નથી, પણ એકબીજાની પૂરક છે. વૈદિક ધર્મને જો આપણે શાળાનું શિક્ષણ કહીએ તો જૈન ધર્મ એ મહાવિદ્યાલયનો અભ્યાસ-ક્રમ છે. જીત મેળવતા પહેલાં જાણવાની ક્રિયા એટલી જ અગત્યની છે. બંનેમાં કંઈ ફેર નથી, માત્ર ભૂમિકામાં ભેદ છે. જે જાણે છે તે જીતે છે. મહાવીરના મોટા ભાગના શિષ્યો બ્રાહ્મણો જ હતા.

જૈન લોકો ચોવીસ તીર્થંકરોને માને છે. તીર્થ એટલે જ્યાંથી ઘાટ ઉતરાય તે સ્થાન-ઓવારો. સંસારરૂપી સરિતાને પાર કરવાનો જૈન ધર્મ એ ઘાટ છે; અને જે એ ઘાટને બાંધનારા છે તે તીર્થંકરો કહેવાય છે. આવી તો અનેક ચોવીસીઓ થઈ ગઈ છે, એમ તેઓ માને છે. આ ચોવીસીમાં પહેલા તીર્થંકર ઋષભદેવ છે. તેઓ અત્યંત પ્રાચીન કાળમાં થઈ ગયા.

જૈન ધર્મમાં કાળના બે ભાગ કર્યા છે: એક ઉત્સર્પિણી અને બીજો અવસર્પિણી. ઉત્ એટલે ઊંચે લઈ જનાર વાતાવરણ હોય તે ઉત્સર્પિણી અને નીચે લઈ જનાર વાતાવરણ જે કાળમાં હોય તેને અવસર્પિણી કાળ કહે છે. અત્યારે અવસર્પિણી કાળ ચાલે છે. હવે જે છ આરા મનાય છે તે દૃષ્ટિએ અત્યારે પાંચમો આરો ચાલે છે. ઋષભદેવ ત્રીજા આરાના અંતમાં થઈ ગયા. એટલે ઘણા સમય પહેલાં, છેલ્લી ચોવીસીના તેઓ પ્રથમ તીર્થંકર હતા એમ સહેજ કલ્પી શકાય. વેદમાં પણ એમનો કોઈ કોઈ સ્થળે ઉલ્લેખ આવે છે. વિષ્ણુના ચોવીસ અવતારોમાં પણ એમનું નામ ગણવામાં આવે છે. એમનું જીવન ખૂબ અગત્યનું છે. એવી દંતકથા છે કે પહેલાં લોકો વૃક્ષ નીચે બેસતા અને એવી કલ્પના કરતા કે મારે અમુક ખાવું છે, અમુક પીવું છે તો તે મળી જતું. અમુક પ્રકારનું મકાન જોઈએ છે તો તે તરત બની જતું. આવે વખતે ઋષભદેવે કહ્યું કે 'નહીં,

આ વસ્તુ બરાબર નથી. આપણે આપણા શ્રમથી મેળવવું જોઈએ.' એ દષ્ટિએ ઋષભે તે વખતના લોકોને ત્રણ વસ્તુ આપીઃ અસિ, મસિ અને કૃષિ અસિ એટલે રક્ષણ કરવાને માટે શસ્ત્રો. મસિ એટલે લખવા વગેરે માટે શાહી અને કૃષિ એટલે ખેતીનું શાસ્ત્ર આ વસ્તુ જ્યારે તેઓ રાજા હતા ત્યારે આપી હતી તે વખતે પણ તેઓ સમ્યક્ આત્મજ્ઞાની તો હતા જ આ ઉપરાંત તેમણે ચોસઠ અને બોતેર કળાઓનું જ્ઞાન આપ્યું એટલે સમાજના ઘડતરમાં અને સંસ્કૃતિના ઘડતરમાં પણ એમનો મોટો ફાળો છે ત્યારપછી તેમણે ગૃહત્યાગ કર્યો અને સાધનાની પરાકાષ્ઠા સુધી વીતરાગ થયા.

ઋષભદેવ અને મહાવીર સ્વામીના જીવનકાળ દરમ્યાન વચ્ચે બીજા બાવીસ તીર્થંકરો પણ થઈ ગયા. એમાં ઓગણીસમા તીર્થંકર મલ્લિનાથ થયા તેઓ સ્ત્રી હતા એ કે નામ પાછળ નાથ લગાડેલું છે એટલે દિગંબરો કહે છે કે તેઓ પુરુષ હતા, જ્યારે શ્વેતાંબરો એમને સ્ત્રી માને છે અને વર્ણન પણ એ જાતનું જ આવે છે ટૂંકમાં જૈન ધર્મે સ્ત્રી જાતિને પણ મોક્ષ અને તીર્થંકરપદની અધિકારિણી માની છે ત્યારપછી તેવીસમા પાર્શ્વનાથ આવે છે તેઓ મહાવીર સ્વામીના જીવનકાળ પહેલાં લગભગ ૨૫૦ વર્ષ ઉપર થઈ ગયા.

જૈન-સંસ્કૃતિ ક્યારથી શરૂ થઈ, એ પહેલી કે વૈદિક-સંસ્કૃતિ પહેલી એનો ઉકેલ લાવવો એ બહુ કઠિન છે પણ જે વાતો શાસ્ત્રોમાં આવે છે તે પરથી એમ લાગે છે કે સંસ્કૃતિ ખૂબ પ્રાચીન છે. સાહિત્યની દષ્ટિએ જોઈએ તો વૈદિક સાહિત્ય જૈન સાહિત્ય કરતાં પ્રાચીન છે એટલે તે સાહિત્ય જૂનું છે. પરંતુ તેમાં પણ આપણે જોઈએ છે કે ઋષભદેવનું વર્ણન આવે છે ઉપરાંત જૈનાચાર્યોએ કહ્યું છે, કે આવી તો અનેક ચોવીસીઓ થઈ ગઈ છે આ બધા ઉપરથી આપણે એટલું જરૂર કહી શકીએ કે વૈદિક અને જૈન બને વિચારધારાઓ જૂની છે. કઈ પહેલી અને કઈ પછી એ કહેવું કઠિન છે તથા એ વિગત જાણવાથી ખાસ અર્થ સરે તેમ પણ નથી અલબત્ત, આજે દરેક ધર્મ પોતાના ધર્મને જૂનો અને સનાતન માનવાનો પ્રયત્ન કરે છે, પણ એક વસ્તુ ભૂલવી ન જોઈએ કે જે જૂનું છે તે જ સારું છે એમ નથી. આમ તો અસત્ય પણ જૂનું છે અને સત્ય પણ જૂનું છે. અંધારું જૂનું છે અને અજવાળું પણ જૂનું છે એટલે નવું અને જૂનું એ કાંઈ બહુ મહત્ત્વનો પ્રશ્ન નથી; છતાં ઋષભદેવે અસિ, મસિ, કૃષિ તથા ચોસઠ અને બોતેર કળાનું જ્ઞાન સમાજને આપ્યું તે ઉપરથી આપણે સમાજજીવનની શરૂઆતના સમયને જ એમના કાળ તરીકે આંકી શકીએ.

લાંબે ગાળે ધર્મમાં શિથિલતા આવી જાય છે પરાપૂર્વથી ચાલતા આવેલા ધર્મમાં પણ એવી શિથિલતા પેઠી યજ્ઞને સ્થળે પશુયજ્ઞનું જોર વધવા લાગ્યું. એ શિથિલતા મહાવીર સ્વામીએ દૂર કરી અને સંસ્કૃતિને નવો ઓપ આપ્યો એટલે આજે આપણે જૈન ધર્મને જે હાલતમાં જોઈએ છીએ તે મહાવીર સ્વામીના જીવનકાળ પછી જ શરૂ થયો છે.

મહાવીર સ્વામીનું મૂળ નામ તો વર્ધમાન હતું. તેમણે માતાના આગ્રહને વશ થઈ ત્રીસ વર્ષ સુધી વ્યવહાર ચલાવ્યો અને માતાના અવસાન પછી તરત જ ત્રીસમે વર્ષે દીક્ષા લીધી પછી ઘોર તપશ્ચર્યા શરૂ કરી અને પાંચ મહાવ્રતોનો અંગીકાર કર્યો. જ્યાં મ્લેચ્છો રહેતા હતા એવા પ્રદેશમાં તેઓ વિચરવા લાગ્યા. ત્રણ ભયંકર દુઃખોને સમભાવે સહન કર્યાં અને સાડાબાર વર્ષ અને પંદર

દિવસ સુધી ઉગ્ર તપસ્યા કરી; તેથી તેઓ મહાતપસ્વી અથવા તો દીર્ઘતપસ્વી કહેવાય છે. આ સમય દરમ્યાન છ માસના, ચાર, માસના, બે માસના, પંદર દિવસના આમ અતઅતના લાંબા ઉપવાસો એમણે કર્યા. આ ઉપવાસની વિશેષતા એ હતી કે તે સહજ આત્મતલ્લીનતામાંથી ઉદ્‌ભવ્યા હતા. તેમણે શુદ્ધ કેવળજ્ઞાન પ્રાપ્ત થતાં લોકોને બોધ આપ્યો. એમણે પોતે બુદ્ધભગવાનની જેમ કંઈ જાતે લખ્યું નથી પણ એમના શિષ્યોએ એમના વિચારો ખૂબ સુંદર અને રોચક રીતે આગમોમાં રજૂ કર્યા છે.

આપણે તીર્થંકરની એક વ્યાખ્યા તો જોઈ ગયા કે જે તરે અને તારે તે તીર્થંકર. એટલે કે લોકોને તારવા માટે સંઘ સ્થાપે તે તીર્થંકર કહેવાય. મહાવીરે ચાર અંગોને સંઘ તરીકે સ્થાપ્યાં. તે ચાર અંગ આ મુજબ છે: (૧) સાધુ, (૨) સાધ્વી, (૩) શ્રાવક અને (૪) શ્રાવિકા. વૈદિકધર્મમાં સન્યાસી સંસ્થા છે, પણ સ્ત્રી-સંન્યાસીની-ઓને માટે તેમાં કોઈ વ્યવસ્થા નથી. જ્યારે મહાવીર સ્વામીએ તો સ્ત્રીઓ માટે પણ સંઘ સ્થાપ્યો અને તે પણ તદ્દન સ્વતંત્ર. જરૂર પડે તેને સાધુઓ મદદ કરતા પણ એની બધી વ્યવસ્થા સ્ત્રીઓ જ કરતી.

મહાવીર સ્વામીના સમય પછી કેટલોક કાળ તો એક જ ધર્મ ચાલ્યો; પણ પાછળથી એમાં મુખ્ય બે પંથો પડી ગયા: (૧) દિગંબર અને (૨) શ્વેતાંબર. દિગંબરો એમ માને છે કે મહાવીર નગ્ન જ રહેતા હતા. જ્યાંસુધી વસ્ત્ર છે ત્યાંસુધી પરિગ્રહ છે અને જ્યાં પરિગ્રહ હોય ત્યાં મોક્ષ કેમ હોઈ શકે? એટલે દિગંબરો મોક્ષ માટે નગ્નતાને આવશ્યક માને છે. જ્યારે શ્વેતાંબરોની માન્યતા જુદી છે. મોક્ષ એ તો અંતરની વસ્તુ છે. જો આસક્તિ ન હોય તો કર્મબંધન કરતું નથી. સમાજમાં રહેવું હોય તો સફેદ વસ્ત્રો પહેરવાં જોઈએ. વસ્ત્રો કાંઈ મોક્ષમાં આડાં આવતાં નથી. નગ્નત્વ અને અનગ્નત્વ એ જ આ બે પંથોના વિરોધનું મૂળ છે. એમાંથી જ સ્ત્રીમુક્તિનો પ્રશ્ન સહેજે ઊભો થાય છે. સ્ત્રી તો સમાજમાં નગ્ન રહી ન શકે; એટલે એણે તો પછી વસ્ત્રો પહેરવાં જ રહ્યાં અને વસ્ત્ર પહેરે તો પછી મોક્ષ નહીં. એટલે દિગંબરો માનવા લાગ્યા કે સ્ત્રીને મોક્ષ નથી. જ્યારે શ્વેતાંબરો કહેવા લાગ્યા કે સ્ત્રીને પણ મોક્ષ હોઈ શકે છે. એમાંથી મલ્લિનાથ સ્ત્રી હતાં કે પુરુષ એ પ્રશ્ન ઊભો થયો. પછી તો ભેદ વધતા ગયા અને પૂજા, શણગાર વગેરેમાં પણ એ ભેદો પ્રવેશ્યા. દિગંબરો મૂર્તિને કાંઈ જ ચડાવતા નથી, જ્યારે શ્વેતાંબરો આંગી ચઢાવે છે. આવા ગૌણ ભેદો ઘણા પ્રકારના છે. જો એક મૂળ પ્રશ્નનો નિકાલ આવી જાય તો બીજાનો ઉકેલ તો આપોઆપ જ આવી જાય. શ્વેતાંબર પંથના પણ બે ફાંટા છે: શ્વેતાંબર મૂર્તિપૂજક અને શ્વેતાંબર સ્થાનકવાસી (અમૂર્તિપૂજક).

શ્વેતાંબર મૂર્તિપૂજકો મંદિરમાં જાય છે, પૂજા કરે છે; જ્યારે સ્થાનકવાસીઓનું માનવું છે કે ચૈત્યપૂજા એ જૈન ધર્મનું અગત્યનું અંગ નથી, પણ મનુષ્ય જૈન કુટુંબમાં જન્મવા માત્રથી જૈન થઈ જતો નથી. એટલે એને માટે આલંબનરૂપે શરૂઆતમાં મૂર્તિ હોય તો ભલે; પણ એ અગત્યનું અંગ છે એવું કાંઈ નથી. મૂળ ભેદ તો આ જ છે, ધીમેધીમે એમાંથી બીજા ભેદો ય ઊભા થયા.

જૈન ધર્મનાં કુલ ચોર્યાસી અંગો છે પણ તેમાંથી ફક્ત પિસ્તાલીસ મળે છે. મૂર્તિપૂજકો બધાંને માને છે. જ્યારે સ્થાનકવાસીઓ ચૈત્યપૂજા, ઉલ્લેખો તથા પાછલા આચાર્યો દ્વારા રચાયેલા આગમોને સ્વીકારતા નથી. એટલે કે તેઓ બત્રીસ અંગોને જ

માને છે. દિગંબરો પાછળથી થયેલા આચાર્યોના પુસ્તકોને પ્રમાણભૂત માને છે અને તેમાં સમયસાર, જ્ઞાનાર્ણવ વગેરે પુસ્તકો મુખ્ય છે. દિગંબરોના પણ વીસાપંથી, તેરાપંથી, તારણપંથી એવા ફાંટા છે તારણપંથીઓ ધર્મગ્રંથોની પૂજા કરે છે. સ્થાનકવાસીમાં પણ અનેક પંથો અને સંપ્રદાયો છે. હમણાં સ્થાનકવાસી સંપ્રદાયમાંથી તેરાપંથી નામની એક શાખા નીકળી છે. તે આજે દયા અને દાન વિષે જે ખ્યાલો ધરાવે છે તે ખ્યાલો કોઈ પણ તટસ્થ વિચારકને વિચિત્ર લાગે એવા છે. બાકી તેઓનું સંગઠન ધ્યાન એંચે તેવું છે. બીજા લીંબડી સંપ્રદાય છે તેમાં ય વળી નાનો ને મોટો મૂર્તિપૂજકોના પણ નાનામોટા અનેક ફિરકાઓ છે. હિંદુસ્તાનમાં બધી મળીને જૈનોની વસ્તી બારતેર લાખની મનાય છે. જ્યારે એમના સંપ્રદાયો અને ઉપસંપ્રદાયોની સંખ્યા ઘણી છે.

**શાસ્રો:** જૈન ધર્મના પ્રાચીન ગ્રંથો 'પૂર્વ' અને 'અંગ' છે. પૂર્વ ચૌદ છે અને અંગ બાર છે. એ બાર અંગમાનું એક દૃષ્ટિવાદ નામનું અંગ મળતું નથી, એટલે અત્યારે અગિયાર છે. એ અંગોની રચના મહાવીરના પછી એમના શિષ્યોએ (ગણધરોએ) કરી છે. અંગોની રચના પહેલાં જે પરંપરાથી આવેલું શ્રુત તે પૂર્વ એમ કહી શકાય. અંગોને સમજવામાં મદદ કરવા માટે ઉપાંગ લખાયાં છે. તે અંગ, ઉપાંગ અને બીજાં મળીને કુલ્લે પિસ્તાલીસ મોજૂદ છે. મૂર્તિપૂજકો એ બધાને માને છે, જ્યારે સ્થાનકવાસી બત્રીસને જ માને છે એ વાત આપણે ઉપર જોઈ ગયા દિગંબર લોકો દિગંબર આચાર્યોના ગ્રંથો સિવાય બીજાને નથી માનતા. 'સમયસાર' એ સમુદાયમાં ભારે પ્રમાણભૂત ગણાય છે. તેમાં નિશ્ચયનય પર ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે તેઓ વ્યવહાર એ વ્યવહાર છે એમ માને છે અને દરેક વસ્તુ નિશ્ચયનયની દૃષ્ટિએ ઘટાવે છે. તેઓ કહેશે, 'ભાઈ, કર્મ અને જીવ ભળ્યાં એ વાત સાચી; પણ જડ ચેતન ન થાય, આત્મા શુદ્ધ સ્વરૂપ છે, એટલો બોધ થાય એટલે બસ ' આ વિચારસરણી સુંદર છે, પણ એ જો માત્ર વાણીમાં રહી જાય તો ઘણા અનર્થો થાય. આ આચાર્યના સમયે લોકો રૂઢ કર્મકાંડમાં રચ્યાપચ્યા રહી એમાં જ ઇતિકર્તવ્યતા માનતા હશે ત્યારે શંકરાચાર્યની જેમ તેમણે જ્ઞાનતત્ત્વને વધુ વેગ આપ્યો હોય એ બનવાજોગ છે. પણ વાચકે ભૂમિકા અને ભાવ જોયા વિના વસ્તુ પકડવી ન ઘટે આ સિવાય ઘણા ગ્રંથો દિગંબર સંપ્રદાયમાં પાછળથી લખાયા છે. 'હરિવંશ' તથા બીજાં પુરાણો વગેરેને પણ તેઓ માને છે

**આચાર્યો:** મહાવીરસ્વામીના નિર્વાણ પછી ત્રણ કેવળી, એટલે કે જેમને પૂર્ણ જ્ઞાન પ્રાપ્ત થયું છે એવા આચાર્યો થઈ ગયા ઇદ્રભૂતિ ગૌતમ, સુધર્મા અને જંબુ સ્વામી આ ગૌતમ ઇદ્રભૂતિ અને ગૌતમ બુદ્ધને કેટલાક એક માને છે; પણ એમ નથી. દિગંબરોના મુખ્ય આચાર્યોમાં કુંદકુંદાચાર્યનું નામ મોખરે છે. એમને તેઓ પૂર્ણ જ્ઞાની માને છે. પરંતુ આ આરામાં તો કોઈને પૂર્ણ જ્ઞાન થાય નહિ. મહાવિદેહ ક્ષેત્રમાં એ થાય એવી છૂટ રાખવામાં આવી છે. એટલે તેઓ ત્યાં ગયા અને સીમંધર સ્વામી નામના એક તીર્થંકર પાસેથી જ્ઞાન પ્રાપ્ત કરી આવ્યા જૈન ધર્મની માન્યતા મુજબ અત્યારે કોઈને મોક્ષ નથી. મોક્ષનાં દ્વાર આ આરામાં બંધ છે. એનો અર્થ એટલો કે સામાન્ય વાતાવરણ એવું હશે કે મોક્ષ મેળવવો કઠિન થઈ પડે અને જ્યાંસુધી

દેહભાવના નષ્ટ ન થાય ત્યાંસુધી મોક્ષ ન થાય. એટલે કે જનક વિદેહીના જેટલી ઉત્કૃષ્ટ કોટિની સ્થિતિ પ્રાપ્ત થાય તો જ મોક્ષ મળે. એનો આવો ભાવ લેવાય કે 'મહાવિદેહ ક્ષેત્રમાં જ મોક્ષનાં દ્વાર ખુલ્લાં છે' તો મોક્ષનાં દ્વાર બંધ છે એમ કહેવાનો આશય સમજાશે.

શ્વેતાંબર આચાર્યોમાં ભદ્રબાહુનું નામ જાણીતું છે. આ આચાર્યને તો દિગંબર પણ સ્વીકારે છે. સંસ્કૃત યુગમાં શ્રીહરિભદ્રસૂરીનું નામ ઉલ્લેખને પાત્ર છે એમણે છ દર્શનોનો અભ્યાસ કરી સમન્વયવાદ શું છે તે સુંદર રીતે રજૂ કર્યું છે. આઠ દૃષ્ટિ પર પણ લખ્યું છે, ત્યારપછી સમર્થ જ્યોતિર્ધર આચાર્ય હેમચંદ્રાચાર્ય થઈ ગયા. એમની અસર આખા ગુજરાત પર છે અને ગુજરાતની સાંસ્કૃતિક અસ્મિતામાં એમનો મોટો ફાળો છે. એમણે જૈન સાધુ હોવા છતાં રાજકારણમાં ભાગ લીધો હતો અને સુંદર માર્ગદર્શન આપ્યું હતું. આજે એવી જડ માન્યતા ઘૂસી ગઈ છે કે જૈન સાધુ માટે એવું ન કલ્પાય; પણ જૈન ધર્મ એ તો વિશ્વધર્મ છે. એણે તો બધા પ્રશ્નોમાં યોગ્ય માર્ગદર્શન આપવું જ જોઈએ : અને જ્યાં વિશ્વધર્મને માનનારા હોય ત્યાં રાષ્ટ્રધર્મને અવગણી જ શી રીતે શકાય? સિદ્ધરાજ ને કુમારપાળના દરબારમાં એમની ભારે અસર હતી. પાછળથી તો જૈન સંઘે તેમને કળિકાળસર્વજ્ઞ તરીકે પણ સ્વીકારી લીધા છે. ગુજરાતી ભાષા અને ગુજરાતના આચાર-વિચાર પર તેમની ઊંડી છાપ છે. તેમણે લગભગ સાહિત્યનાં બધાં ક્ષેત્રો પર કલમ ચલાવી છે. તેમનું 'સિદ્ધહેમ વ્યાકરણ' ખૂબ પ્રસિદ્ધ છે. તે ઉપરાંત યોગ પર પણ તેમણે લખ્યું છે.

ત્યારબાદ યશોવિજયજી નામના એક આચાર્ય થઈ ગયા. તેમનો પણ યોગ અને સાહિત્યમાં સારો ફાળો છે. જે પુરુષને ઉલ્લેખી શકીએ તે પુરુષનું નામ છે: ધર્મપ્રાણ લોંકાશાહ. તે એક ગૃહસ્થાશ્રમી હતા; છતાં એમના જીવનની અને ક્રાંતિકારક વિચારની આખા સમાજ પર ભારે અસર પહોંચી.

વિ. સં. ૧૫૩૦ના અરસામાં સ્થાનકવાસી સમાજની સ્થાપના થઈ. આના મૂળમાં બે કારણો હતાં: એક મૂર્તિનો આ રીતે આડંબર કરવો, પૂજા કરવી એ જૈન ધર્મનું અંગ નથી. જૈન ધર્મ એ તો ગુણપૂજક ધર્મ છે. પછી એમાં મૂર્તિપૂજા હોય જ ક્યાંથી? બીજું જૈન સાધુઓ મંદિરમાં રહેવા લાગ્યા અને ધીમેધીમે ધર્મમાં શિથિલતા આવવા લાગી. સાધુઓ ધન વગેરે રાખવા લાગ્યા અને ધર્મમાં પરિગ્રહવાદને સ્થાન મળવા લાગ્યું ત્યારે આ મહાપુરુષે એ બધાના મૂળ કારણરૂપ મૂર્તિપૂજાનો વિરોધ પોકાર્યો અને આજે જૈન ધર્મના ફિરકાઓમાં એની સંખ્યા લગભગ દિગંબર અને શ્વેતાંબર મૂર્તિપૂજક જેટલી જ થાય છે.

ઉમાસ્વાતિને કેટલાક ઉમાસ્વામી પણ કહે છે. તેઓ એક એવા સમર્થ આચાર્ય થઈ ગયા કે તેમણે બંને પંથોનો સુંદર સમન્વય કર્યો અને બંનેને માન્ય એવું સાહિત્ય સર્જ્યું. 'તત્ત્વાર્થધિગમ સૂત્ર' નામનો ગ્રંથ (જૈન ધર્મનો પ્રામાણિક ગ્રંથ) એમણે લખ્યો. તે ગ્રંથ બંને સંપ્રદાયને માન્ય છે.

એવા જ બીજા પુરુષ આનંદઘનજી થઈ ગયા. તેઓ યોગી હતા. સાચા સમન્વયવાદી હતા પરિગ્રહવાદની પૂજા અને સંપ્રદાયવાદનો પ્રચાર એ બંને એમને ગમતાં નહોતાં તે સંબંધી નીચેનો પ્રસંગ એનો પુરાવો આપશે.

એક વખત તેઓ એક ગામમાં ગયા. ત્યાં એમનું પ્રવચન હતું. સમય થયો એટલે એમણે તો શરૂ કરી દીધું. લોકો બોલી ઊઠ્યા: 'મહા-

રાજ હજુ તો વાર છે.' તેમણે જવાબ આપ્યો: 'ભલા, સમય તો થઈ ગયો ને?' 'સમય તો થઈ ગયો, પણ પ્રવચનનો સમય નથી થયો ને!' લોકોએ કહ્યું. છતાં તેમણે તો શરૂ કર્યું. તે ગામમાં એવો રિવાજ હતો કે બધી સભા નગરશેઠ આવે પછી જ શરૂ થાય; પણ આ પુરુષ એવા ન હતા. પ્રવચન શરૂ થયા પછી નગરશેઠ આવ્યા. જોઈને આશ્ચર્ય પામ્યા અને પ્રવચન પૂરું થયા પછી ઊઠીને આનંદઘનજી પાસે પહોંચ્યા ને બોલ્યા:

'મહારાજ, તમને ખબર નહીં હોય'

'શાની!' મહારાજે પૂછ્યું.

'અહીંની રિવાજની. હું અહીંનો નગરશેઠ છું.'

આનંદઘનજીએ કહ્યું: 'નગરના શેઠ અને શું મારા ય શેઠ!'

શેઠને તો ગુસ્સો ચઢ્યો, બોલ્યા:

'મહારાજ, હજુ આ મારું અન્ન તો તમારી દાઢીમાં છે અને આ કામળી...' તરત જ તેમણે કામળી ત્યાં જ આપી દીધી અને ચાલી નીકળ્યા. તેમણે યોગ-સાધના કરી અને એક ઊંચા પ્રકારના યોગી થઈ ગયા. તેમણે 'આનંદઘન બહુતેરી' અને 'આનંદઘન ચોવીસી' નામક ગ્રંથો લખ્યા. વિશ્વની ધર્મમાનવી એકતા પર ખૂબ ભાર આપ્યો. તેઓ જૈનધર્મને એક ભૂમિકા માને છે. એમનો સમન્વયવાદ કેટલો અસરકારક નીવડ્યો હતો તે એમણે પોતાના જીવતાં જ આચરણથી સિદ્ધ કર્યો છે.

સાધ્વીમાં ચંદનબાળાનું નામ મુખ્ય છે. તે જ આખા સંઘનું સંચાલન કરતી હતી; પણ આજે એવી માન્યતા રૂઢ થઈ ગઈ છે કે સાધ્વી ગમે તેટલાં દીક્ષિત હોય છતાં પણ તેણે સાધુને નમસ્કાર કરવા જોઈએ. આ રૂઢિ પાછળથી ઘૂસી ગઈ છે. પરંતુ એને કાઢવી જોઈએ. સાધ્વીમાં પણ સાધુ સમાન શક્તિ પડેલી હોય છે.

આચરણ ધર્મ : આ ધર્મ આચરણ-પ્રધાન ધર્મ છે અને આચાર પર ખૂબ ભાર અપાયો છે. સાધુ અને સાધ્વીના આચારમાં ફેર નથી. પાંચ મહાવ્રત (અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય ને અપરિગ્રહ), પાંચ સમિતિ (ઈર્યા, ભાષા, એષણા, આદાન નિક્ષેપ ને પરિશાપના) અને ત્રણ ગુપ્તિ (મન, વચન, અને કાયાનું ગોપન તે ગુપ્તિ–મનને સાચવવું તે–વાક્‌ગુપ્તિ અને કાયગુપ્તિ. એટલે વાણી તથા શરીરની સાચવણી) તથા ચાર ભાવના (મૈત્રી, પ્રમોદ, કારુણ્ય, માધ્યસ્થ)–આ બધાં વ્રતોનું સાધુ અને સાધ્વી બંને કડક રીતે પાલન કરે છે.

શ્રાવક અને શ્રાવિકાના આચારમાં સાધુ અને સાધ્વીની અપેક્ષાએ ફેર છે. તેમનાં ક્ષેત્ર અને સ્થાન નિરાળાં છે. તેઓ મહાવ્રતોને બદલે અણુવ્રત સ્વીકારે છે. અને તે પણ મર્યાદામાં રહીને સ્વીકારે છે. દાખલા તરીકે બ્રહ્મચર્યમાં શ્રાવક, શ્રાવિકા મર્યાદિત બ્રહ્મચર્ય સ્વીકારે છે. અહિંસાવ્રતની બાબતમાં પ્રસંગવડે અન્યાયી વિરોધ કરવાને શસ્ત્ર પણ લે છે. અને પછી પ્રાયશ્ચિત્ત કરી નાખે છે. તેમના આ અણુવ્રતને મદદ કરવાને ત્રણ ગુણવ્રત હોય છે:

(૧) દિગ્‌વ્રત–એટલે કે દિશાઓમાં સંયમ રાખવો. એનો હેતુ એ કે જ્યાં રહેતાં હોય, જ્યાં જન્મ્યાં હોય તે ભાગમાંથી જ પેટ, પહેરણ અને પથારી મેળવી લેવાં જોઈએ ધન ઉપાર્જન માટે દૂર દેશાવર ખેડવાં ન જોઈએ છતાં એમાં જ્ઞાન અને સેવા માટે પરદેશ ખેડવાની છૂટ રાખી છે.

(૨) ભોગોપભોગ–નિયમન વ્રત એટલે કે શ્રાવકે પોતાના ભોગઉપભોગની વસ્તુઓનું અમુક મર્યાદામાં નિયમન કરવું જોઈએ. મતલબ કે મહારંભ ન કરવો. અહિંસાની સાધના માટે આ જરૂરી છે. ધંધાની

મર્યાદા પણ બાંધવી જોઈએ. યંત્રો એ મહારંભ છે અને તેથી જ જૈનધર્મમાં તેનો વિરોધ કર્યો છે. યંત્રવાદની સાથે મહારંભ આવી જ જાય છે. મહાયંત્ર આપણી શક્તિને હણે છે. આપણે જ્યારે મહાયંત્રોથી કામ કરીએ છીએ, ત્યારે આપણે યંત્રોની પાછળ દોડવું પડે છે અને તેથી હૃદય, બુદ્ધિ ને મનની તાલીમ અટકી પડે છે. જ્યારે રેંટિયા જેવાં સાદાં યંત્રો માનવીની પાછળ ગતિ કરે છે.. શ્રાવકો માટે કૃષિ, વાણિજ્ય અને ગોપાલનની છૂટ છે. એ મર્યાદામાં રહીને શ્રાવકોએ પોતાની આજીવિકા મેળવી લેવી જોઈએ. જૈન-સંસ્કૃતિમાં ગાયને તો ખૂબ જ પ્રાધાન્ય અપાયું છે. આપણે એ તેવા મતના શ્રાવકોનાં જીવન તપાસીએ તો માલૂમ પડે છે કે તેઓ હજારો ગાયો રાખતા હતા. એટલે જગતના ધારણ અને પોષણને માટે જે કાંઈ જરૂરી છે તે તો કરવું જ જોઈએ, અને તેમાંય ખાસ કરીને અહિંસક સંસ્કૃતિના બુનિયાદ કૃષિ અને ગોપાલન છે. જો એ ન સ્વીકારવામાં આવે તો અહિંસક સમાજ ટકી જ ન શકે. એટલે જ પહેલા તીર્થંકર ઋષભદેવે અસિ, મસિ અને કૃષિનો ઉપદેશ આપી સમાજને અહિંસા તરફ વાળ્યો.

(૩) અનર્થદંડ નિષેધ વ્રતઃ કોઈ પણ નકામી ક્રિયા ન કરવી. ત્યારપછી ચાર શિક્ષાવ્રતો આવે છે:

સામાયિક: બે ઘડી માટે જગતનાં પ્રાણીમાત્ર પ્રતિ સમત્વભાવ ધારણ કરી એકાંતમાં તત્ત્વચિંતન કરવું-આત્મભાવમાં રહેવું.

દેશાવકાશિક: તેથી વિશેષ અર્થમાં.

પૌષધ: ચોવીસ કલાક પૂરતું સાધુવ્રત લેવું અને તે પ્રમાણે જીવનચર્યા કરવી. ઉપરાંત અન્નપાણી પણ ન લેવાં.

અતિથિ સંવિભાગ: અતિથિને ભોજન આપ્યા વિના જમવું નહીં.

**સ્યાદ્વાદ અને અહિંસા:** કોઈ આપણને કહે કે ભાઈ આખા જૈન ધર્મનો સાર ફક્ત બે જ શબ્દોમાં કહો, તો આપણે કહીશું કે 'વિચારમાં સ્યાદ્વાદ અને આચારમાં અહિંસા.'

**સ્યાદ્વાદ:** જ્યારે આપણે કોઈ પણ વસ્તુને જોઈએ છીએ ત્યારે આપણી દૃષ્ટિ અપેક્ષાવાળી હોય છે. સ્યાદ્વાદને દૃષ્ટિવાદ, સાપેક્ષવાદ, ને અનેકાંતવાદ પણ કહે છે. સ્યાદ્વાદને માનનારો કોઈ પણ વસ્તુની એકાંતિક રજૂઆત નહીં કરે. તે કહેશે મને આમ લાગે છે, આમ હોઈ શકે છે, આવું હોય; પણ કોઈ દિવસ એકાંતિક નિશ્ચયનું પ્રતિપાદન તે નહીં કરે. દરેક વસ્તુને અનેક દૃષ્ટિ હોય છે, અને પ્રત્યેક વસ્તુ અપૂર્ણ હોય છે. તેથી આપણે એક દૃષ્ટિ સંપૂર્ણ માનીને ચાલીએ તો તેમાં અભિમાન અને દુરાગ્રહનો સંભવ છે. આ ઉપર એક નાનું દૃષ્ટાંત લઈએ તો તે વાત બરાબર સમજાશે. દાખલા તરીકે આપણે કોઈને પૂછીએ કે તમે દાડમ જોયું છે? તો તે હા કહેશે; પણ ખરેખર એણે તો તેનો રંગ જ જોયો છે. એના સ્વાદ, સુગંધ વગેરે નથી અનુભવ્યાં. જ્યાંસુધી દાડમનાં આ બધાં અંગોનું જ્ઞાન ન થાય ત્યાંસુધી તે જ્ઞાન અપૂર્ણ જ ગણાય. મનુષ્ય દરેક વસ્તુને પોતાની દૃષ્ટિથી જુએ છે, એટલે જ જૈનદર્શન કહે છે કે કોઈ પણ ધર્મ પૂર્ણ નથી અને બધા ધર્મો પોતપોતાની મર્યાદામાં જ સાચા છે.

કોઈ એક મકાનને ત્રણ મજલાઓ છે. એમાંથી કોઈ કહેશે ખરા કે ત્રીજો મજલો જ સાચો છે? જો ત્રીજો સાચો છે તો શું પહેલો ને બીજો સાચો નથી? ના. સ્યાદ્વાદ તો કહેશે કે પહેલો ય સાચો અને બીજો ય સાચો. પહેલો છે તો બીજો છે અને બીજો છે તો ત્રીજો છે. માત્ર ભૂમિકાભેદ છે. એટલે સ્યાદ્વાદ એક સુંદર વિચારસરણી છે, જેથી બધા ધર્મોનો સમન્વય થઈ શકે. આને શંકરાચાર્ય કૂદીવાદ કહે છે, પણ એમ

નથી. બધું જ સાચું છે. અમુક દૃષ્ટિથી આ વાદને નયવાદ પણ કહે છે. કોઈનું પણ પ્રમાણ નક્કી કરવું હોય તો તે પહેલાં તેના અનેક વિચાર આવે છે. એટલે જે આપણને પ્રમાણ તરીકે લઈ જાય તે નય. આ પ્રમાણ જ્યાંસુધી ન મળે ત્યાંસુધી તે અપૂર્ણ રહે છે. તેમ જ આત્માનુભૂતિ એ જ સાચું પ્રમાણ છે તેથી જ કોઈ પણ દર્શન પૂર્ણ નથી કારણ કે આત્માનુભૂતિનો વિષય એ વાણીગમ્ય વિષય નથી. તેથી જૈન શાસ્ત્રમાં કહ્યું છે કે જે ભગવાન અનુભવે છે તે તેઓ વાણીમાં રજૂ કરી શકતા નથી અને જે ગણધરો સાંભળે છે તે ગૂંથી શકતા નથી. એટલે કે ભાષામાં અનુભવજ્ઞાન ઊતરી શકતું જ નથી. અને જે કાંઈ ઊતરે છે તે પણ વાચકો બરાબર સમજી શકતા નથી. એટલે કે શાસ્ત્રો પૂર્ણ છે એમ માનીને ન ચાલવું જોઈએ. સદ્બુદ્ધિ, અનુભવ અને શાસ્ત્ર એ ત્રણેનો સુમેળ સાધવો જોઈએ. સ્યાદ્વાદ આપણને અનેક દૃષ્ટિએ જોવાની દૃષ્ટિ આપે છે.

વ્યવહારમાં અહિંસા: અહિંસા એટલે ન મારવું એટલું જ નહીં, પણ બચાવવું. અહિંસાનો સામાન્ય અર્થ ન મારવું એટલો જ સમજીએ છીએ, પણ અહીં ખૂબ ઊંડાણથી વિચાર કરવામાં આવ્યો છે. ન મારવું એટલું જ નહીં પણ વાત્સલ્યભાવે રક્ષણ કરવું અને તેથી જ મહાવીરને જગવત્સલ કહેવામાં આવે છે. સાધુઓ અને સાધ્વીઓ માટે પણ કહેવાય છે કે તેઓ 'કાય જીવના પિયર' છે એટલે કે જગતમાં જીવમાત્ર તેમનાં બાળકો છે. એમના પ્રતિ પ્રેમ વહાવવો એ જ અહિંસાનું સાચું સ્વરૂપ છે.

સિદ્ધાંતો: જૈનો ઈશ્વરમાં માનતા નથી, તેઓ નાસ્તિકો છે, એવો જ સામાન્ય ખ્યાલ છે; અને વાત પણ એક દૃષ્ટિએ સાચી છે. તેઓ ઈશ્વરને જગતનો કર્તા કે ન્યાયાધીશ તરીકે નથી માનતા, પણ જો આપણે એમનો કર્મવાદનો સિદ્ધાંત વિચારીએ તો સ્પષ્ટ સમજાશે કે એમની માન્યતા નિરીશ્વરવાદી નથી, પણ ગીતાના પાંચમા અધ્યાયના ૧૪-૧૫મા શ્લોક જેવી છે. સાચો કર્મવાદ અને સાચો ઈશ્વરવાદ બન્ને પરસ્પર વિરોધી છે જ નહીં. દાખલા તરીકે કર્મવાદ-કર્મનો નિયમ અચલ છે. આખું જગત એ કર્મના નિયમથી જ ચાલે છે-એમ કહે છે ત્યારે ઈશ્વરવાદ-ઈશ્વર જ સર્વશક્તિમાન છે, એ જ જગતનો સંચાલક છે-એમ પ્રરૂપે છે.

આ પરથી જાણી શકીશું કે જૈનો ઈશ્વરમાં માને છે, પણ તે આત્માની પર શક્તિને ઈશ્વર માને છે અને તેવા ઈશ્વરને જગતની જંજાળમાં પડવાની જરૂર નથી.

તત્ત્વો: જગતમાં મૂળ તો બે જ તત્ત્વો છે, જીવ અને અજીવ. પણ જીવ અને અજીવના સંબંધથી બીજાં પાંચ અથવા તો સાત તત્ત્વો કરવામાં આવ્યાં છે.

જીવની સાથે પુદ્ગલ કર્મનો સંબંધ એ બંધ છે. આ બંધ ક્યારે થયો એ પ્રશ્ન પર એ લોકો મૌન રહે છે અને કહે છે કે ભાઈ, એ અનાદિ છે. પણ જો આમ જ માને તો પછી પુરુષાર્થને સ્થાન જ ક્યાં રહ્યું? એટલે કહે છે કે અનાદિ છે, પણ શાંત છે. એટલે કે જીવ એ કર્મપુદ્ગલના બંધનમાંથી મુક્ત થઈ શકે છે.

આ બંધનનું જે કારણ તે આસક્તિ છે. જો શુભ હોય તે પુણ્ય અને અશુભ હોય તે પાપ.

સામાન્ય રીતે ધન મેળવવું, સુખ મેળવવું એને આપણે પુણ્યમાં ગણીએ છીએ. પણ અહીં ખૂબ ઊંડાણથી વિચાર કરતાં જણાય છે કે કર્મ શુભ હોય કે અશુભ હોય તે બંને બંધન કરનારાં છે.

નિર્જરા : કર્મપુદ્ગલના ખરી પડવાને નિર્જરા કહે છે. આના બે પ્રકાર છે: એક સકામ અને બીજું નિષ્કામ. પ્રત્યેક ક્ષણે આપણાં કર્મો તો ખરે જ છે. એટલે ખરવાની ક્રિયા તો સતત ચાલુ હોય છે; પણ તેની સાથેસાથે બંધનની ક્રિયા પણ ચાલુ જ હોય છે. એટલે સકામ નિર્જરા જ મોક્ષમાં પરિણમે છે.

સંવર : આશ્રવને નિર્જરા પ્રત્યે લઈ જનારું તત્ત્વ તે સંવર.

મોક્ષ : મોક્ષને પણ તત્ત્વ માનવામાં આવ્યું છે. મોક્ષનો અર્થ કર્મપુદ્ગલોમાંથી જીવની સંપૂર્ણ મુક્તિ છે.

જીવ બંધાયેલો છે. મોક્ષ એ જીવનનો હેતુ છે. એને માટેનો જે માર્ગ તે મોક્ષમાર્ગ કહેવાય છે

सम्यगदर्शन ज्ञान चारित्राणि मोक्षमार्गः ।

દર્શન, જ્ઞાન અને ચારિત્ર એ મોક્ષમાર્ગ છે.

ઉપર જે તત્ત્વો જણાવ્યાં તેમાં શ્રદ્ધા એ જ દર્શન છે. એથી વિપરીત શ્રદ્ધાને મિથ્યા દર્શન કહે છે. સમ્યક્ દર્શન બે રીતે થાય છે: (૧) કુદરતી રીતે, એટલે કે આવરણવાળાં કર્મો નાશ પામતાં આપોઆપ ઉદય થાય છે અને (૨) કોઈ નિમિત્તથી, જેમકે ગુરુ, પુસ્તક, પ્રસંગ વગેરે.

દર્શન પછી જ્ઞાન આવે છે. જ્ઞાનના પાંચ પ્રકાર છે. મતિ, શ્રુતિ, અવધિ, મન, પર્યાય અને કેવળ જ્ઞાન. આ બધાં જ જ્ઞાન છે અને આ સંબંધી તેમાં ખૂબ ઊંડો વિચાર કરવામાં આવ્યો છે. આ બધાં ઉત્તરોત્તર સૂક્ષ્મ થતાં જાય છે. અને છેવટે કેવળ જ્ઞાન એટલે કે માત્ર જ્ઞાન સાનઆત્માનું જ જ્ઞાન એ જ સાચું જ્ઞાન છે, તે મળે છે.

જ્ઞાન પછી ચારિત્ર્ય. જ્ઞાન અને દર્શન હોય પણ જો ચારિત્ર્ય ન હોય તો બધું જ નકામું છે; કારણકે ચારિત્ર્ય એ મુખ્ય વસ્તુ છે. પણ જ્યાં સમ્યક્ ચારિત્ર્ય હોય ત્યાં ત્રણે હોવાનાં જ.

ધર્મનું લક્ષણ શું? ત્યારે કહે છે अहिंसा संयमो तवो धर्मं । અહિંસા, સંયમ અને તપ. અહિંસાના આચરણ માટે સંયમ અનિવાર્ય છે; કારણકે સંયમ ન હોય તો પરિગ્રહ રહેવાનો જ: અને પરિગ્રહ હોય એટલે હિંસા થવાની જ. એટલે સંયમ પર ખૂબ ભાર મૂકવામાં આવ્યો છે.

અને તપ–तपसा च निर्जरा તપથી જ કર્મો ખરી પડે છે, એટલે એ મોક્ષમાર્ગનું અગત્યનું સાધન છે. અને જૈન ધર્મમાં આ તપ ઉપર જેટલો ભાર અપાયો છે એટલો બીજા ધર્મોમાં અપાયો નથી. એક નાનું જૈન બાળક પણ બાહ્ય તપ–ઉપવાસ–એટલે શું તે સમજતું હશે અને કરતું હશે. આ તપના બે પ્રકાર છે: આંતર અને બાહ્ય. મુખ્ય વસ્તુ તો આંતર તપ છે. અનશન, ઊણેતરી, રસપરિત્યાગ વગેરે બાહ્ય તપ છે. બાહ્ય તપની જરૂર છે, પણ તે આંતરિક તપની મદદ માટે જ. એટલે આંતરિક તપ એ જ મુખ્ય વસ્તુ છે.

દ્રવ્યો : જૈન ધર્મમાં ૭ દ્રવ્યો માનવામાં આવ્યાં છે: જીવ, અજીવ. અજીવના બે ભાગ છે. રૂપી અને અરૂપી. પુદ્ગલ એ રૂપી છે. બાકીના ચાર અરૂપી છે: તે ધર્મ, અધર્મ, આકાશ ને કાળ.

જગતમાં બધા પુદ્ગલ સ્કંધો ગતિ કરે છે. એ ગતિમાં મદદ કરનાર તત્ત્વને ધર્મ કહે છે.

અધર્મ : આપણે જોઈએ છીએ કે વસ્તુ સ્થિર રહી શકે છે. જો એને સ્થિર રહેવામાં મદદ કરનાર કોઈ તત્ત્વ ન હોય તો સહેજ ગતિ મળતાં તો તે પણ ગતિમય જ રહેત. એટલે જે સ્થિર કરે છે તે જ અધર્મ તત્ત્વ.



આકાશ : ખાલી જગ્યા

કાળ : કાળને પણ સ્વતંત્ર દ્રવ્ય માનવામાં આવ્યું છે. કેટલાક એને સ્વતંત્ર દ્રવ્ય તરીકે માનતા નથી. સૂર્ય અને ચંદ્રના ફરવાથી જે મપાય તે કાળ.

જૈન ધર્મમાં આપણું ધ્યાન ખેંચે એવી ત્રણ વસ્તુ છે

(૧) જૈન ધર્મ એકાઈ ધર્મ નથી, પણ દર્શન છે અથવા બીજા શબ્દોમાં કહીએ તો તે ભૂમિકા છે એ ગુણપૂજક ધર્મ છે આપણે જોઈશું તો કોઈ ઠેકાણે नमो महावीराय, नमो वर्धमानाय, નજરે નહીં પડે બીજા ધર્મમાં बुद्धम् शरणम् गच्छामि । कृष्णम् शरणम् गच्छामि । વગેરે હશે. જ્યારે અહીં તો અરિહંતને નમસ્કાર હો, અરિહંત કે જેણે પોતાના દુશ્મનોને હણ્યા છે તે તે ગમે તે વ્યક્તિ હોય. આગળ આવતાં તેઓ કહે છે કે સિદ્ધોને નમસ્કાર હો આચાર્યોને નમસ્કાર હો ઉપાધ્યાયને નમસ્કાર હો. જગતના સર્વ સાધુ પુરુષને નમસ્કાર હો.

એટલે જૈનો વ્યક્તિને પૂજતા નથી, પણ ગુણપૂજા એ જ જૈન ધર્મની મુખ્ય વસ્તુ છે ત્યારે આપણને સહેજે એમ થઈ જાય કે, 'ભાઈ જો આમ જ હોય તો પછી મૂર્તિપૂજા તો જૈનોમાં ખૂબ જ છે ' પણ અહીં યાદ રાખવાનું છે કે એ મુખ્ય અંગ નથી જૈન કુળમાં જન્મવાથી જ જૈનને યોગ્ય લાયકાતો આવી નથી જતી. તેમને ઊંચે લાવવામાં શરૂઆતમાં એ મદદગાર થાય. એટલા માટે મૂર્તિ એ પ્રાથમિક સાધન છે.

(૨) સ્ત્રીઓને જૈન ધર્મમાં ખૂબ ઊંચું સ્થાન અપાયું છે. જૈન ધર્મે આવી પહેલાની રૂઢિમાં ફટકો માર્યો. ત્યાર પહેલાં સ્ત્રીઓને સંન્યાસની મનાઈ હતી અને તેમને મોક્ષનો અધિકાર નહોતો. જૈન ધર્મમાં સ્ત્રીઓને પણ મોક્ષ અને ત્યાગનો અધિકાર છે અને ૨૪ તીર્થંકરોમાં એક સ્ત્રી તીર્થંકર પણ છે.

(૩) વર્ણાશ્રમ : વૈદિક ધર્મની વર્ણાશ્રમની રૂઢ થયેલી માન્યતા પર એણે પ્રહાર કર્યા. અને કહ્યું કે જન્મથી માત્ર બ્રાહ્મણ ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર થવાતું નથી.

कम्मुणा होअी बम्भणो, खत्तीयो होअी कम्मुणा ।
कम्मुणा वअीसो होअी, शुद्दो हवअी कम्मुणा ॥

મનુષ્ય બ્રાહ્મણ છે કે ક્ષત્રિય છે તે માત્ર જન્મથી નહીં પણ કર્મથી—એ વસ્તુ પર ખૂબ ભાર આપ્યો અને અતિવાદનાં રૂઢ બંધનો તોડ્યાં આશ્રમ વ્યવસ્થામાં પણ વૈદિક ધર્મની માન્યતા તો એ જ હતી કે વાનપ્રસ્થ અને સંન્યાસ પહેલાં ગૃહસ્થ થવું જ જોઈએ મહાવીરે કહ્યું : 'ના એવું કાંઈ નથી એ અનિવાર્ય નથી માણસ ધારે તો સીધો પણ સંન્યાસ ગ્રહણ કરી શકે—' આથી અગત્યની વાત એ હતી કે અત્યાર સુધીનાં ધર્મપુસ્તકો પ્રાય: સંસ્કૃતમાં જ લખાયાં હતાં તેથી આબાલવૃદ્ધને સીધું શાસ્ત્રવાચન ભાગ્યે જ મળતું મહાવીરે લોકભાષામાં—તે વિભાગની પ્રચલિત ભાષામાં જ ઉપદેશ આપવાનું શરૂ કર્યું આની ખૂબ અસર થઈ. અને ધર્મમાં ઊંચામાં ઊંચાં તત્ત્વો સામાન્ય સમુદાય સુધી પહોંચ્યાં. તેથી આપણે એને લોકધર્મ પણ કહી શકીએ.

ઉપરાંત કેટલીક બાબતોમાં બૌદ્ધ ધર્મ પણ એનો સાથી હતો. તે આપણે આગળ ઉપર જોઈશું.

★

સુધારો : નવેમ્બર ૧૯૪૪ (૩-૧)ના અંકમાં ૭૪મા પાને પહેલા ખંડની છેલ્લી લીટીમાં 'વાટ'ને બદલે 'પાટ' વાંચવું.

એક નૃત્યાભિનય

# મહાભિનિષ્ક્રમણ

અ. મનઃસુખલાલ ઝવેરી

મહાપુરુષોના જીવનમાં અમુક પ્રસંગો એવા ઉદાત્ત, પ્રેરણાદાયી ને ચિત્તાકર્ષક બને છે કે વખતોવખત એનું મનન–ચિંતન કરતાં આપણે ધરાતા નથી. વૃદ્ધત્વ, દુઃખ ને મૃત્યુ આપણે દરરોજ જોઈએ–અનુભવીએ છીએ તેમ છતાં કોઈ ગૌતમ જ સદાયના એ યાતનામાંથી જગતને મુક્તિ અપાવવાનો સફળ પ્રયાસ કરે. સામાન્ય માનવી નહિ, પણ રાજકુમાર–લક્ષ્મી ને વૈભવ જાતે જેના ચરણોની સેવા કરતાં હતાં, જેને સૌંદર્યવંતી સુલક્ષણી યશોધરા રાણી હતી, સુકુમાર પુત્ર હતો–ગૌતમને આમ જોઈએ તો શું દુઃખ હતું? પણ પોતાનો નહિ, સંતપ્ત જગતનો દાવાનળ બુઝાવવા માટે–સમષ્ટિ માટે એમણે વ્યષ્ટિનો ભોગ આપ્યો ને જાહોજલાલીના મહેકતા બાગને છોડી એ જંગલના કાંટા ને કાંકરા, ટાઢ ને તડકો વેઠવા ઉઘાડે પગે ચાલી નીકળ્યા. આને મહાભિનિષ્ક્રમણ કહે છે. આવો પ્રસંગ કોને પ્રેરણા ન આપે? દુનિયાની માયામમતા હજી પૂરાં ત્યજ્યાં નથી એવા રાજકુમાર ગૌતમના હૃદયમંથનના ભાવો લેખકે નૃત્ય–નાટ્યરૂપમાં સુંદર રીતે અહીં આલેખ્યા છે.

[પ્રેક્ષાગૃહનો પ્રકાશ ધીમેધીમે ઓછો થતો જાય છે. પ્રસન્ન, મધુર, ઉલ્લાસપ્રેરક સંગીતના સૂર નેપથ્યમાંથી જાગે છે.]

પ્રવક્તા : વર્ષો પહેલાંની વાત છે.

ભારતવર્ષ તે દિવસે સ્વાધીન હતું. એની ગંગા અને યમુના, એની બ્રહ્મપુત્રા અને સિંધુને કિનારે સામ્રાજ્યો સ્થપાતાં હતાં ને સ્થિર થતાં હતાં. એનાં તપોવનોમાંથી વેદોનો મંત્રોચ્ચાર ગાજતો ને યજ્ઞધૂમ્રની ધૂમર રેખાઓ વનરાજિનાં પલ્લવોમાંથી ચળાઈગળાઈ ને આકાશે પહોંચતી. તે દિવસે ભારતવર્ષ સમૃદ્ધ હતું, સ્વાધીન હતું; સુખ અને શાંતિ, સંતોષ અને પ્રસન્નતાનું ધામ હતું. એના રાજાઓ ગાયો અને બ્રાહ્મણોનું પ્રતિપાલન કરતા. એના બ્રાહ્મણો તપ અને ત્યાગથી, જ્ઞાન અને અભ્યાસથી, શીલ અને સંતોષથી શોભતા ને જગદ્‌ગુરુ બનતા. એના વૈશ્યો દરિયો ખેડતા, પૃથ્વીની લક્ષ્મી અને રત્નરાશિઓ ભારતવર્ષને કિનારે લાવતા ને એનો ખોબો છલકાવતા. એના શ્રમજીવીઓને પરસેવો પાડવાની શરમ નહોતી, ને એમના પરિશ્રમે કઠોર દેખાતી ધરતી યે હસી ઊઠતી ને એનો પાલન રસકસથી હર્યોભર્યો થઈ જતો.

[પડદો ધીમેધીમે ઊપડે છે. નર્તકવૃંદ પ્રવેશ કરે છે. રંગભૂમિ પર પૂરો પ્રકાશ હોય છે.]

તે દિવસે શાંતિ હતી, આરામ હતો, સ્વસ્થતા ને સરળતા હતાં. તે દિવસે નાનાં-મોટાં સૌ પોતપોતાનાં કામ કરતાં નિષ્ઠાથી, પ્રેમથી અને અનિવાર્ય કર્તવ્યબુદ્ધિથી. તે દિવસે ઋતુએઋતુએ ફૂલો પમરતાં, ફળોથી વૃક્ષો લચી પડતાં, પક્ષીઓ કૂજતાં ને કલ્લોલતાં અને પશુઓ નાચતાં. યથાકાળે મેહ વરસતા ને ભગવતી વસુંધરા સુજલા, સુફલા, શસ્યશ્યામલા બની જતી.

તે દિવસે–

[લોકનૃત્યની રમઝટ મચે છે. નૃત્ય પૂરું થતાં પ્રકાશ ધીમેધીમે ઓછો થતો આવે છે.]

–પણ એ દિવસ એમ ને એમ નહોતો ઊગ્યો. એ દિવસના ઉદય પાછળ તો સમસ્ત માનવજાતિનો આર્તનાદ હતો, એક મહામાનવીનો પુરુષાર્થ હતો, તપસ્વીનું તપ હતું, અભિજાત આર્યચિત્તની મંગલ ને મનોહર પ્રેમપરિણતિ હતી.

એ દિવસ ઊગ્યો તે પહેલાં–આજથી અઢી હજાર વર્ષ પૂર્વે આકાશમાં અંધારું

હતું, સૂર્ય-ચંદ્ર તપતા ને તારા ટમટમતા ત્યાં આકાશનું નૂર ઊડી ગયું હતું ને પૃથ્વીનું પણ કરમાઈને ઢળી ગયું હતું.

ગાયકવૃંદ:

નભ વરસે ઘન અંધાર,
જરા મૃત્યુ ને વ્યાધિકેરા દાવાનળની લાય,
મજળી-મજળી પૃથ્વીપરે
શી ભૂખાળવી લહેરાય?
દ્વેષ અસૂયા ભય હિંસાનાં ઘન ગગને ઘેરાય,
રંક જગત આ તલસી-
તલસી આકુલ શું અકળાય!
નભ વરસે ઘન અંધાર.

પ્રવક્તા: એ દિવસે વસુંધરા અકળાતી હતી, માનવતા મુરઝાતી હતી, માનવજીવનની કળીઓ આધિ, વ્યાધિ, ઉપાધિના ક્લેશમાં કરમાતી હતી. આખી પૃથ્વી આકુળ હૃદયે અને આર્તકંઠે યુગરાજને પોકારી રહી હતી.

ગાયકવૃંદ:

જાગો! જાગો!
યુગરાજ! આજ અબ જાગો!
આ વસુંધરા અકળાતી,
આ માનવતા મુરઝાતી,
આ જીવનતણી કળીઓ અતિપળ
શી ક્લેશ વિશે કરમાતી?
આ જલથલ ધરણી ગગન પરે શી
શોકની છાય છવાતી?
યુગરાજ! આજ અબ જાગો!
જાગો! જાગો!

[પડદો પડે છે. ફરીથી પડદો ઊપડે છે ત્યારે રંગભૂમિ પર સિદ્ધાર્થ અને યશોધરા હોય છે.]

પ્રવક્તા: માનવજાતિનો આ પુકાર સંભળાય છે. એનાં પૂર્વનાં પુણ્યોનો ઉદય થાય છે. યુગરાજ જાગે છે.

કપિલવસ્તુનો રાજકુમાર શાક્યસિંહ ગૌતમ એ યુગનો અવતાર બને છે. એના હૃદયમાં સ્નેહ અને સમભાવ છે, કાવ્ય અને કરુણા છે; એટલે જ માનવજાતિનાં જરા, મૃત્યુ અને વ્યાધિનાં દુઃખો માટે અજંપો અને અકળામણ છે.

રાત જામી છે. જગત જંપી ગયું છે, પવન પોઢી ગયો છે. નદીઓનાં નીર નીંદરી રહ્યાં છે, પૃથ્વીને પોપચે મશિકા મેલાઈ ગયાં છે. કપિલવસ્તુના રાજ્યમહાલયમાં પણ નીરવ શાંતિ ફેલાઈ ગઈ છે એના આંગણાના મયૂરો ડોક ઢાળીને જંપી ગયા છે, એનાં કપોતો વલભીઓમાં લપાઈને ઢળી ગયાં છે. એના દીપકની જ્યોતિ પણ જાણે ઘેનમાં ઘેરાઈ ન ગઈ હોય!

અહીં યશોધરા સૂતી છે ને આ પેલો બાલ રાહુલ! જનેતાની સોડમાં એ કેવો નિરાંતે નીંદરી રહ્યો છે!

સૌ સૂતાં છે. નથી સૂતો એક સિદ્ધાર્થ ગૌતમ. એની નીંદર ઊડી ગઈ છે; એનું હૃદય અધીરું બની ગયું છે. શોકની કોઈ મધુર વેદના એના ઉરને વલોવી રહી છે.

અરેરે! માનવીના હૃદય! બળવું એટલે જ શું જળવું ને! વિચારવું એટલે જ શું વલોવાવું ને! નહિ નીંદર, નહિ જંપ!

[ગૌતમ બારી પાસે જાય છે.]

આ સ્વચ્છ, નિરભ્ર ને ભૂરું, અગાધ ને અનંત આકાશ, ને આકાશમાં તપતો આ મયંકનો મનોહર મણિ! અહીં શાંતિ છે, શીતલતા છે, સ્વચ્છતા છે, પ્રસન્નતા છે. અહીં હૃદયને હરી લે એવી મનોહરતા છે, અને મનને સભર ભરી દે એવી મધુરતા છે. નીચે પૃથ્વી મલકતે મોંએ પડી છે; ઉપર અગાધ સ્નેહનું અમીવર્ષણ કરતું આકાશ ઝૂકી રહ્યું છે. તારાઓ ચમકતાં નયને આ ધન્ય દૃશ્ય જોઈ રહ્યા છે.

આજે જાણે શાક્યસિંહ ગૌતમના હૃદયની જન્મજન્માંતરની સ્મૃતિઓની શરણાઈ બજી ઊઠી છે. એના હૃદયનાં દ્વાર આજે ઊઘડી

રહ્યાં છે. ને તેમાંથી નિશ્ચસ્નેહ અને મહાકારુણ્યનો પરિમલ પમરી રહ્યો છે. આજે સિદ્ધાર્થના જ જીવનની નહિ, સમગ્ર માનવજાતિના મહાભાગ્યની ઐતિહાસિક પળ ઊગી છે.

ગૌતમ: ચંદ્ર! ને આ બુધ, શુક્ર, ને મંગળ! આજે એ બધા એ ક્રમમાં ગોઠવાઈ ગયા છે, જે ક્રમ પૂર્વે યોગીઓએ અને સિદ્ધોએ ભાખ્યો હતો!

[ યશોધરા પાસે આવે છે. ]

આકાશનો એ ચંદ્ર ને પૃથ્વી પરની મારી યશોધરાનો આ મુખચંદ્ર! આકાશનો ચંદ્ર મને બોલાવે છે. આવ! કુમાર! આવ! બહાવરી ને બેબાકળી માનવજાત તારી રાહ જોઈ રહી છે. આવ, ગૌતમ! આવ. કુમાર! તેની પ્યાસ બુઝાવ! તેને જીવનની જડીબુટ્ટી બતાવ! આવ, મારા લાલ! મારા પ્રાણ!

...મારી યશોધરા! એને કેમ છોડાય? કેવી નિરાંતે એ પોઢી ગઈ છે! જાણે માનસસરોવરનું સુભગસુંદર પદ્મ! ક્યાં ય દેખાય છે એના મુખ પર ચિંતા, અજંપો કે ભય? એના મોંના મલકાટમાં કેવી ઝળકી રહી વિશ્વાસની ને વિશ્રબ્ધતાની રેખાઓ!

સૂઈ રહે, મારી લાડકડી! સૂઈ રહે! તારી નીંદર કોઈ ન ઉડાડજો. તારી સ્વપ્નસૃષ્ટિ અમર ને અખંડ રહેજો. ગૌતમ તારો જ છે; તારો જ રહેવાનો છે.

[ સંગીતના સૂર ]

પણ...પણ...જગતનાં આ દુઃખ ને ડૂસકાં! આ વરવી વૃદ્ધાવસ્થા, આ નિષ્ઠુર મૃત્યુ ને આ નિત્યનવીન વ્યાધિ...ઉપાધિની જંજાળ! એને મારાથી કેમ ઉવેખાય? કેમ ઉવેખાય એને? જગતે આ દેહ આપ્યો ને આ પ્રાણને પોષ્યો સ્નેહથી, સૌન્દર્યથી, મમતાથી ને માર્દવથી. આજે એ મને બોલાવી રહ્યું છે, એની યાતનાઓમાંથી એને ઉગારવા, એને શાંતિનો ને સત્યનો રાહ બતાવવા. એને હું કેમ છેહ દઈ શકું? કેમ છેહ દઈ શકું?

[ સંગીતના સૂર ]

પણ છેહ તો આ યશોધરાને ય શે દઈ શકાય? જગતને ગૌતમ બીજો મળશે, યશોધરાને નહિ.

આ રાહુલ, મારા દેહનો દેહ, મારા પ્રાણનો પ્રાણ! મારા હૃદયની કવિતા, મારા પ્રાણનો પરિમલ, મારા જીવનની અલૌકિક અમૃતવર્ષા! ના...ના...એને ન છોડાય એને ન તરછોડાય.

[ સંગીતના સૂર ]

ત્યારે જગતને છોડાય? જગતના દિલના દાવાનળ! થંભો! થંભો! સિદ્ધાર્થ રંક ભલે હોય, નિર્બળ નથી. એના અણુએ અણુમાં ભરી છે ભાવના અાતમજળને વરસી જવાની. તમારા દાહ શમે તો ભલે, ન શમે તો યે ભલે, મારો ધર્મ તો વરસાવવાનો, વરસી-વરસીને હળવા ફૂલ જેવા થઈ જવાનો. યશોધરા—રાહુલ તમારાથી જુદાં નથી. એમનું ને તમારું કલ્યાણ જુદું જુદું કેમ હોઈ શકે? હું આવું છું...'દુઃખડૂબ્યાં ઓ જગજન!'... હું આવું છું...આ હું આવ્યો રે...

[ બારણાં સુધી જાય છે. ]

યશોધરા! રાહુલ! મારા જીવનપ્રવાસનાં સાથી! મારાં...મારાં...મારાં...

[ યશોધરા પાસે જાય છે. ]

મારી યશોધરા...મારો રાહુલ...મારા પ્રાણ! મારાં જીવન! તમારી મમતા શે છૂટે?

( સંગીતના સૂર: 'આવ! આ...વ! આ. વ!' )

આવું છું...આવું છું...જગતના માનવી! આ હું આવું છું...યશોધરા મને પ્રિય છે, તું મને ઓછું પ્રિય નથી.

[ ફરી બારણાં સુધી જાય છે. ]

એકવાર! ફરી પાછું એ મલકતું વદન, એ નેહનમણી આંખો, અને એ પાવનકારી

પ્રેમ ક્યારે એવા મળશે ! એકવાર...

[પાછો આવે છે.]

હૃદયના સ્નેહ ! કેવી વિચિત્ર છે તારી લીલા ! માનવીનું તું જ મોટામાં મોટું બળ ! ને તું જ મોટામાં મોટી નિર્બળતા ! જીવનની તું જ પ્રેરણા ને તું જ જંજીર ! અરેરે ! માનવીની મમતા ! કેવી છે તારી ઘટના !

[સંગીત]

મને કોઈ બોલાવે છે...મારા હૃદયને ડોલાવે છે.. મારા પોઢી ગયેલા મનોરથોને જગાડે છે. સ્વસ્થતાની, સંતોષની, સ્નેહની, ને બન્ધુત્વની કોઈ નવીન સૃષ્ટિનાં સ્વપ્નો મારાં નેત્ર પાસે ખડાં કરી દે છે. મારા પ્રાણનાં બંધન તૂટતાં જણાય છે. મારા ચરણમાં નવું બળ ઊભરાય છે. મારાં નયનમાં નવી શ્રદ્ધા ને નવાં સ્વપ્નો રોપાય છે. મને કોઈક બોલાવે છે...દુર્દમ ને દુર્નિવાર સાદે મને કોઈ ફરીફરીને બોલાવી રહ્યું છે: આવ ! આ...વ ! આ...વ !

ના, હું નહિ ઉવેખું આ સાદને. જગતના સેંકડો રાહુલોની નિરાધારતા કરતાં, હજારો યશોધરાઓનાં આંસુના સમુદ્ર કરતાં, લાખો અને કરોડો ગોતરોના વ્યક્તિગત જીવનના સુખના વિલય કરતાં વધારે મોંઘો ને મૂલ્યવાન આ સાદ છે. એ જીવશે તો કોઈ નહિ મરે; એ મરશે તો જીવવામાં કોને રસ રહેશે ?

છૂટો, છૂટો, છૂટી જાઓ બધી મમતા ને માયા ! છૂટો, સંસારનાં બંધન ! મારી યશોધરાની સ્નેહચંદ્રિકા ને મારા રાહુલનાં મનમોહક સ્મિત ! મને ક્ષમા કરો...ક્ષમા કરો...આજે ગૌતમને નવું સ્વપ્ન લાધ્યું છે. એના હૃદયમાં કોઈ નવા સમુદ્રની રટણા જાગી ઊઠી છે. મને ક્ષમા કરો...મને જવા દો...તમે બધાં મને પ્રિય છો. મારા અંતરને નિકટતમ છો અને તેથી જ, હા, તેથી જ હું તમને આજે તજું છું. મને ક્ષમા કરો. હું આવું છું, આવું છું. ભૂતકાળ મને પ્રેરે છે, ભવિષ્ય પુકારે છે, વસુધરાના રોમેરોમમાંથી કોઈ અકળ ગહન સાદ ઊઠે છે; ને મારા અણુ યે અણુ એમાં વિલીન થઈ જાય છે.

[ચાલ્યો જાય છે ને પડદો પડે છે.]

દૃશ્ય બીજું

[પડદો ઉપડે છે. રંગભૂમિ પર બુદ્ધની ધ્યાનસ્થ મૂર્તિ : તેની પાછળ તેજોવર્તુલ : વાતાવરણ પ્રસન્ન અને ઉલ્લાસમય છે.]

સમૂહકંઠ:

મંગળ દિન, મંગળ અતિ મંગળ પળ આજે !
ધન ધન ધન મનુજજાત ! મહિમા તવ ગાજે !
આજ પૂર્વનાં સમસ્ત પુણ્ય પાંગર્યાં,
આજ આખી પૃથ્વીએ ધર્યા વસંતના,
આજ વાયુ મન્દમન્દ મલપતા વહો,
આજ જગકલરવેથી ગીત નિર્ઝરો !
આજ નયન બુદ્ધનાં યથાર્થ ઊઘડ્યાં,
આજ આધિવ્યાધિતાપ જગતનાં શમ્યાં,
આજ શરણ સાંપડ્યાં અનાથ વિશ્વને,
બુદ્ધ-ધમ્મ-સંઘની શી ચંદ્રિકા ઝમે !
જય જય જય મનુજજાત ! જય જય તવ ગાજે !
મંગળ દિન, મંગળ અતિ, મંગળ પળ આજે !

बुद्धं सरणं गच्छामि ।
संघं सरणं गच्छामि ।
धम्मं सरणं गच्छामि* ।

[પડદો]

* પહેલીવાર ભજવાયું સંસ્કાર મંડળના વાર્ષિકોત્સવમાં, તા. ૧૨ સપ્ટેમ્બર ૧૯૪૮ને દિવસે.

☆

ગાંધીજી સાથે વાર્તાલાપ

# ત્રણ ધર્મો

*

નોંધનાર: શ્રી ચંદ્રશંકર પ્રા. શુકલ

ગાંધીજી જન્મે હિંદુ હતા, હિંદુ ધર્મ એમની રગેરગમાં આત્મસાત્ થઈ ગયો હતો, છતાં અન્ય ધર્મોના સિદ્ધાંતો પ્રત્યે ઉપેક્ષાવૃત્તિથી કદી ય એમણે જોયું નથી. શું ઇસ્લામ કે શું ખ્રિસ્તીધર્મ એમને મન હિંદુ ધર્મ જેટલા જ પવિત્ર હતા. ડૉ. ક્રોંજર સાથેના ચર્ચા સુપ્રમે ૧૯૩૩ના નવેંબરની ત્રીજી તારીખે થયેલા વાર્તાલાપમાં હિંદુધર્મ, ઇસ્લામ ને ખ્રિસ્તીધર્મ વિશે કરેલી ચર્ચા આ જ પણ એટલી જ માર્ગદર્શક, એટલી જ પ્રેરક ને એટલી જ ઉપયોગી બની રહી છે. આ વાર્તાલાપ આજસુધી ક્યાંય પ્રસિદ્ધ થયો નથી.

સ૦–સ્વદેશપ્રેમ એ શું હિંદુ–મુસ્લિમ ઐક્યનો પાયો છે?

જ૦–સ્વદેશપ્રેમ એ હિંદુ–મુસ્લિમ ઐક્યનો એકમાત્ર આધાર નથી. એ સિવાય બીજા પણ આધાર છે. દાખલા તરીકે ઈશ્વરનું એકત્વ લો. હિંદુઓ પણ એ માને છે. ઈશ્વર એક નથી પણ અનેક છે, એમ માનનારો એક પણ માણસ હિંદુ ધર્મમાં નથી. ઈશ્વર એક જ છે. તે સર્વવ્યાપી છે. ઈશ્વરના આવિર્ભાવ અપરિમિત છે. ઈશ્વર અગણિત રૂપે પ્રગટ થાય છે. કોઈ પણ હિંદુ અનેક ઈશ્વરને માનતો નથી; પણ એને એમ કહેવામાં આવશે કે 'તમારો ધર્મ તે એકેશ્વરવાદ (અં. મોનોથીઇઝમ) નથી પણ વિશ્વરૂપબ્રહ્મવાદ (અં. પેન્થેઇઝમ) છે.' મારે મન આ બે પર્યાય શબ્દો છે. અલ્લા ફક્ત સાતમા આસમાનમાં જ છે ને બીજે ક્યાંય નથી, એવું કોઈ પણ મુસ્લિમ માનતો નથી. એકેશ્વરવાદ અને વિશ્વરૂપબ્રહ્મવાદ વચ્ચે હું પોતે ભેદ પાડી શક્યો નથી. પણ આ કંઈ બે કોમ વચ્ચે કજિયાનું કારણ નથી. ઘરમૂળનો ભેદ મૂર્તિપૂજા પરત્વે છે. હિંદુઓ પાષાણને ઈશ્વરના પ્રતીકરૂપે પૂજે છે. પ્રત્યેક હિંદુ–ઘરમાં પૂજા માટે આવું પ્રતીક રાખેલું હોય છે. ઈશ્વર તેમાં વાસ કરે છે એમ મનાય છે. હિંદુ માનસ ઈશ્વર અને તેના પ્રતીક વચ્ચે એકતા જુએ છે. મુસ્લિમ માનસને તે રુચતું નથી. મુસલમાન કહે છે: 'આ પથ્થર ખુદા ન હોઈ શકે.' એના પોતાના દૃષ્ટિબિંદુથી એની વાત સાચી છે. પણ હિંદુ કહે છે: 'આ પાષાણમાં ઈશ્વર વાસ કરે છે, અને હું તો એ ઈશ્વરની પૂજા કરું છું.' આ દલીલ મારી બુદ્ધિને ગ્રાહ્ય લાગે છે; પણ એ અર્થમાં તો ગમે તે વસ્તુને ઈશ્વરરૂપે પૂજી શકાય. વળી ઇસ્લામ ઈશ્વરની ચિત્રાકૃતિની મનાઈ કરે છે. બે વચ્ચેનો ખરો મહત્ત્વનો ભેદ આ વાતમાં છે. હિંદુને મન ચિત્ર યા મૂર્તિ તે પવિત્ર પદાર્થ છે. એનો નાશ થાય છે ત્યારે હિંદુનું મન દુભાય છે. બે કોમમાં જે વિદ્વાન ને સુશિક્ષિત માણસો કહેવાય છે તેમણે હિંદુ અને મુસ્લિમ આમવર્ગોને લડાવી માર્યા છે. માણસમાત્ર તે ઈશ્વરની સંતતિ છે એમ જો સામાન્ય લોકોને સમજાવવામાં આવે, તો એથી ઝઘડો બંધ પડવામાં મદદ થાય. એ ઉપરાંત, આ બે કોમ વચ્ચે ઘણી વસ્તુઓ સમાન છે. હિંદુ અને મુસ્લિમ બંનેની સંખ્યા દેશમાં ઘણી મોટી છે. એમાંની એક કોમથી બીજીનો નાશ કરવાનું કે તેને દેશ બહાર કાઢી મૂકવાનું બની શકે એમ નથી, અથવા તો તેને ધર્માંતર કે તલવાર વચ્ચે પસંદગી કરવાની ફરજ પાડી શકાય એમ નથી. હિંદુ જનસમૂહના માનસને ધર્માંતરની વાત સહેજે રુચે એમ નથી. હું

જો મુસ્લિમો યા હિંદુઓ પાસે ધર્માંતરની ભૂલભરેલી વાત છોડાવી શકું, તો તેઓ કદાચ એ છોડે. બાકી તો તેઓ પોતપોતાના ધર્મોનો ઉપદેશ ભલે કરે, પણ તેમણે શસ્ત્રબળથી લોકોનું ધર્માંતર ન કરાવવું જોઈએ.

સ૦—ઐક્યની વિનવણી પાછળ સ્વદેશપ્રેમ કરતાં ધાર્મિક હેતુ વધારે પ્રબળ છે, એમ કહી શકાય ખરું ?

જ૦—એવો મારો મત છે ખરો કદાચ એને ટેકો ન આપે. અમે રાજકીય કારણોસર લડ્યા છીએ હું હિંદુ ધર્મને સાચો ધર્મ માનું છું; પણ ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મ પણ સાચા ધર્મો છે તમારા દૃષ્ટિબિંદુથી ખ્રિસ્તી ધર્મ સાચો છે; મારા દૃષ્ટિબિંદુથી હિંદુ ધર્મ.

સ૦—મૂર્તિપૂજા વિષે શું ?

જ૦—મૂર્તિપૂજા માનવહૃદયમાં જન્મથી જડાયેલી છે. કુરાનમાં મૂર્તિપૂજા છે. મસ્જિદ એ શું છે ? એ એક પ્રકારની મૂર્તિપૂજા છે. 'મૂર્તિ' શબ્દ કેવળ મનુષ્યાકૃતિને લાગુ નથી પડતો. આંખ જે કંઈ જોઈ શકે તે મૂર્તિ છે. અલ્લા મસ્જિદમાં વસે છે એ માન્યતા, અને નમાજ વખતે મક્કા તરફ મોં ફેરવવાનો રિવાજ, એ એક પ્રકારની મૂર્તિપૂજા છે. પણ મુસ્લિમો સામો જવાબ વાળશે: 'એ ભલે મૂર્તિપૂજા કે બૂતપરસ્તી છે, પણ તમારી બૂતપરસ્તી સાવ જુદી જ જાતની છે.' સાચી, ધરમૂળની વાત એ છે કે આપણે બધા જ મૂર્તિપૂજક છીએ.

સ૦—ખ્રિસ્તી ધર્મ અને હિંદુ ધર્મ વચ્ચે આદર્શ સંબંધ કેવો હોય એમ આપ માનો છો ?

જ૦—ઇસ્લામ અને હિંદુ ધર્મ વચ્ચે હોય એવો જ. સર્વ ધર્મોનો સાર એક જ છે; માત્ર ત્યાં પહોંચવા માટેના એમના રસ્તા જુદાજુદા છે.

સ૦—પશ્ચિમમાં કહેવાય છે કે 'ગાંધી તે ઈસુનો ઉપદેશ આચરણમાં ઊતર્યાનું એક અતિ ઉત્કૃષ્ટ ઉદાહરણ છે.'

જ૦—સત્યના પૂજારી તરીકે હું માનું છું કે મને મહમ્મદ કરતાં ઈસુ પાસેથી વધારે મળ્યું છે. હું ઘણીવાર, અગાઉથી ધારી રાખ્યા વિના જ, ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મોમાંથી સમાન વચનો ને વિચારો ટાંકી બતાવું છું. પણ હું એટલું કહું કે બાઇબલના નવા કરારમાંથી હું અહિંસા કાઢી શકું છું, પણ કુરાનમાંથી અહિંસા કાઢવી મને અઘરી લાગે છે. ઈસુના ગિરિપ્રવચને મારા મન પર ઊંડી છાપ પાડી છે. હું ગિરિપ્રવચન પર આવ્યો ત્યાંસુધી બાઇબલ મને શુષ્ક અને નીરસ લાગેલું. એ વખતે મારી જે મર્યાદિત બુદ્ધિ હતી અને સત્ય વિષેની જે મર્યાદિત કલ્પના હતી, તે અનુસાર મેં મારા મનને મનાવેલું કે મેં બાઇબલ વાંચ્યું. આજે હું બાઇબલનો જૂનો કરાર જ આદર્શથી વાંચું છું, ને તેમાંથી લાભ મેળવું છું. જૂના કરારની ઘણી વાતોમાં હવે મને ગૂઢ અર્થ ભરેલો લાગે તેમ દેખાય છે.

સ૦—ઇસ્લામની ખૂબી શામાં રહેલી આપને લાગે છે ?

જ૦—ભ્રાતૃત્વની ભાવના ઇસ્લામના જેટલી કોઈ પણ ધર્મમાં પ્રગટ થયેલી નથી. બેશક એ ભાવના મુસ્લિમો પૂરતી મર્યાદિત છે. પણ ઇસ્લામે સમાનતા સ્થાપવાનું કામ કર્યું છે તેટલું બીજા કોઈ ધર્મે કર્યું નથી. 'આખી દુનિયા એ એક બિરાદરી છે,' એમ જો ઇસ્લામના અનુયાયીઓ કહે, તો તે ઘણું બહેતર ગણાય.

☆

# નિદ્રાના પ્રકારો

*

શ્રી જ્યોતીન્દ્ર દવે

નિદ્રા મેળવતાં પહેલાં ને તે દરમિયાન માનવી વિવશ થઈ જાય છે એ સાચું છે. નિદ્રા લેનારાના પ્રકારો પણ ભિન્નભિન્ન છે. એના આરાધકોની ખાસિયતોનો પાર નથી. આ અજાગૃત અવસ્થામાં થતી કેટલીક ચેષ્ટાઓ માનસશાસ્ત્ર માટેનો અઘરો કોયડો બની રહે છે. આવા કેટલાક વિચિત્ર ને રહસ્યમય લાગતા કિસ્સાઓ લેખકે જીવનની કિતાબમાંથી ઉપાડી અહીં લાક્ષણિકતાથી રજૂ કર્યાં છે.

કેટલાક દેવો આશુતોષ એટલે તરત પ્રસન્ન થનારા હોય છે; કેટલાક દેવોને રીઝવવા માટે ભારે તપશ્ચર્યા કરવી પડે છે. નિદ્રાદેવીને એમાંથી કયા વર્ગમાં મૂકવી એ નક્કી કરવું મુશ્કેલ છે. એની કૃપા કોના પર ને ક્યારે ઊતરશે એ કલ્પવું કઠિન છે. મારા જેવા કેટલાકે એને પ્રસન્ન કરવા ખૂબ કષ્ટ વેઠે છે, તો યે એ તરત રિઝાતી નથી, ત્યારે કેટલાકને તો માત્ર સ્મરણ કરવાથી એની કૃપા સાંપડી જાય છે.

'પિકવિક પેપર્સ'માં એક જાડા છોકરાની વાત આવે છે. એ કામ કરતાંકરતાં ઊંઘી જતો. કોઈક એને કંઈ કામ કરવાનું સોંપે તો એ કામ કરવા જતાં વચ્ચે જ ઊંઘી જતો.. આ વર્ણન પહેલવહેલું મેં વાંચ્યું ત્યારે ખૂબ અતિશયોક્તિ ભરેલું લાગ્યું હતું; પણ કેટલાંક વર્ષ પર મારા નિકટના સગાના લગ્નપ્રસંગે બહારગામથી એક તરુણ આવ્યો હતો અને એક અઠવાડિયું અમારા ભેગો રહ્યો હતો. એને જોઈને ડિકન્સે જાડા છોકરાના વર્ણનમાં જરા ય અતિશયોક્તિ નથી કરી એમ મને લાગ્યું હતું.

પહેલે દિવસે અમે એને શહેરમાં ફરવા લઈ ગયા, પણ શહેરમાં એને કંઈ પણ જોવા જેવું ન લાગ્યું. એ તો ગાડીમાં બેઠો હોય તેટલી વાર ઊંઘતો, ગાડી ઊભી રહેતાં અમે એને જગાડતા, એ આંખો ચોળતો આળસ મરડીને ગાડીમાંથી નીચે ઊતરતો. અમે એને કોઈક જોવા જેવી જગા બતાવવા લઈ જતા, પણ રસ્તામાં એકાદ ઘરનો ખુલ્લો ઓટલો આવતો તો તેના પર એ લંબાવતો. 'તમે જોઈ આવો, હું અહીં સૂતો છું' એમ કહીને એ ત્યાં સૂઈ જતો. કદાચ આગલી રાતે મુસાફરીને કારણે ઉજાગરો થયો હશે એમ ધારી અમે આગળ જવાનું માંડી વાળી એને લઈને ઘેર પાછા ફર્યા. પણ આ તો એ જેટલા દિવસ રહ્યો તેટલા દિવસ આમ જ ચાલ્યું. વેવાઈને ઘેરથી જમવા માટેનું તેડું આવે ને અમે અબોટિયું બદલી તૈયાર થઈએ ત્યારે એ ભાઈ દેખાય નહિ. હમણાં અબોટિયું બદલીને આવશે એમ ધારી વાટ જોઈએ, પણ લાંબા વખત સુધી એમનાં દર્શન ન થાય. એટલે એમની શોધ કરવા નીકળીએ, અને ન ધારીએ એવે ઠેકાણે એક હાથમાં અબોટિયું ઝાલીને ઊંઘી ગયેલી એમની મૂર્તિ દેખાઈ આવે! એમને મહામહેનતે જગાડીને તૈયાર કરીએ ને વેવાઈને ઘેર પહોંચીએ ત્યાં પાછા એ ગૂમ થઈ ગયેલા દેખાય. 'એ ક્યાંક ભૂલા પડી ગયા હશે' એવી ચિંતા કરતા બેચાર જણ પાછા ફરી એમની શોધ કરે ત્યારે કોઈકના ઓટલા પર લસબસાટ ઊંઘતા એ જણાઈ આવે. જમવા બેઠા પછી પાણી લેવાનું રહી ગયું હોય ને કોઈ એમને કહેઃ 'જરા આ

લોટો નળ પરથી ભરતા આવોની' અને એ લોટો લઈને જ્યાં તે જમવાનું પૂરું થાય ત્યાંસુધી એમનાં દર્શન જ ન થાય. જમી રહ્યા પછી 'એ કેમ હજી આવ્યા નહિ' કહીને નળ આગળ જઈને કોઈએ તો લોટો નળની નીચે મૂકીને બાલુમાં જ ટુવાલ વાળીને એ પોઢી ગયેલા દેખાય!

'તમે અફીણબફીણ લો છો?' એકવાર મેં એમને પૂછ્યું.

'અફીણ? અફીણ શું કરવા લઉં?' એમણે સામો પ્રશ્ન પૂછ્યો.

'આ તમે જ્યારત્યારમાં ઝોકાં ખાતા હો, આખો દહાડો તમને ઊંઘ જ આવ્યા કરતી દેખાય છે એટલે કદાચ અફીણ લેતા હશો એમ મેં ધારી લીધું.' મેં જવાબ દીધો.

• 'હું અફીણ-બફીણ કંઈ લેતો નથી. પણ મને ઊંઘ બરાબર આવતી નથી, તેથી આમ લાગે છે.' એમણે જવાબ દીધો.

કુંભકર્ણની વાત આપણને કવિની કલ્પના જેવી લાગે છે. બાજુમાં ઢોલનગારાં વગાડે, નસોરામાં સર્પો ચલાવે, તોપણ ન જાગે એવા ઊંઘનાર કોઈ હોય જ નહિ; પરંતુ કુંભકર્ણની નાની આકૃતિ જેવા એક યુવાનનો અનુભવ મને થોડા જ વખત પર થયો હતો. અમારી સામેના 'બ્લોક'માં રહેતા એક સદ્‌ગૃહસ્થ પોતાના કુટુંબ સાથે નાટક જોવા ગયા હતા. કોલેજમાં અભ્યાસ કરતો એમનો જુવાન પુત્ર પરીક્ષાને કારણે એમની સાથે ન જતાં ઘેર જ રહ્યો હતો. માતાપિતા તથા ભાઈ-બહેનો નાટક જોવા ગયા પછી એ કોલેજિયને થોડીવાર ચોપડીમાં મોઢું ખોસી રાખ્યું, પણ પછી ચોપડી અને બારણાં બંધ કરી પથારીમાં જઈને એ પડ્યો ને પડ્યો તેવો જ ઊંઘી ગયો. સરસ્વતીની આરાધના કરવા જતાં નિદ્રાદેવી એના પર પ્રસન્ન થયાં. મોડી રાતે નાટક જોઈને એમના પિતા સહકુટુંબ પાછા ફર્યા ને બારણાં ધીમેથી ખખડાવ્યાં. થોડીવાર વાટ જોઈને પછી જવાબ ન મળ્યો એટલે જરા જોરમાં ખખડાવ્યાં. તો યે ઘરની અંદરની શાંતિમાં જરા ય ભંગ થવાનાં ચિહ્ન ન જણાયાં એટલે વધારે જોરથી બારણાં ઠોક્યાં. છતાં યે અંદરથી કંઈ અણસારો મળ્યો નહિ એટલે મોટે અવાજે બૂમ પાડી.

'તરવાડી બારણાં ખોલો,' (એ પોતાના પુત્રને લાડમાં તરવાડી કહીને બોલાવતા.) છતાં પરિણામ કંઈ ન આવ્યું એટલે નાટકમાં બધાં પાત્રો એકસાથે ગાતાં હોય એવી ઢબે ઘરનાં બધાં માણસોએ જોશ બળથી બૂમ મારી - 'એ તરવાડી! બારણાં ખોલો!' પણ તરવાડીની સમાધિમાં જરા ય ભંગ ન પડ્યો. આખરે બધાંએ મળીને બારણાં ધમધમાવી નાખ્યાં. અમે આ અવાજથી જાગી ઊઠીને બહાર શું થયું તેની તપાસ કરવા આવ્યાં. અમારી માફક નીચેના તેમ જ બાજુના બ્લોકમાં રહેનારાઓ પણ આ અવાજથી જાગી જઈને ત્યાં આવી પહોંચ્યા હતા.

'શું થયું?'

'ચોર ભરાયો છે?'

'ઊઠી જાતી નથી?' એમ વિવિધ પ્રશ્નો આવનારાઓ એકબીજાને પૂછતા હતા. પણ જવાબ મળતો ન હતો. આખરે સાચી વસ્તુસ્થિતિનો ખ્યાલ આવતાં દરેક જણે બંધબારણાં પર બને તેટલા બળથી પ્રહાર કરવા માંડ્યા અને સાથેસાથે 'તરવાડી! તરવાડી!' 'બારણાં ખોલો' એવી ટીપના સૂરે બૂમો પાડવી ચાલુ રાખી. પણ ધ્યાનસ્થ બુદ્ધના તપનો ભંગ કરાવવા આવેલી અપ્સરાઓની પેઠે અમારા સૌના પ્રયાસો વ્યર્થ નીવડ્યા. આખરે એક જણે ઘરમાંથી લોખંડનો મોટો ગજિયો લઈ આવી તે

વડે બારણું ઉઘાડવાનો પ્રયત્ન આરંભ્યો. ઉપરાછાપરી ગજિયાના દશબાર ઘા થયા પછી બારણું હાલી ઊઠ્યું ને થોડી જ વારમાં બારણું ઊઘડી ગયું. પણ એ ગજિયાના પ્રતાપે નહોતું ઊઘડ્યું; પરંતુ તરવાડીએ આખરે આવીને ઉઘાડ્યું હતું. એમને આવેલા જોઈ સૌ બોલી ઊઠ્યાં: 'અરે! આ તે તમારી ઊંઘ કેવી?' 'હું જરા પાણી પીવા ઊઠ્યો તેમાં આટલો ઘોંઘાટ કેમ કરી મૂક્યો?' એમ કહી તરવાડી આંખ ચોળતાચોળતા બારણાં ઉઘાડાં રાખીને ભેગા મળેલા લોકો તરફ જરાક નજર ફેરવી પાછા જઈને સૂઈ ગયા!

આમ કેટલાક માણસો ઊંઘી જાય ત્યારે જાણે એ મરી ગયા હોય કે બેભાન થઈ ગયા હોય એવી એમની સ્થિતિ થઈ જાય છે. બહારની દુનિયા સાથેનો બધો જ સંબંધ એમનો છૂટી ગયો હોય એમ લાગે છે. આથી ઊલટું, કેટલાક એવા પણ હોય છે કે એ ગાઢ નિદ્રામાં પડ્યા હોય તો યે બાહ્ય જગતનું એમને ભાન રહે છે. એકવાર અમે જાત્રાએ ગયા હતા ત્યારે અમારી સાથે એક મહેતાજી પણ આવ્યા હતા. બજારમાંથી બધી ખરીદી કરી લાવવાનું કામ એમણે ઉપાડી લીધું હતું. મહેતાજી કંઈક રવાલારગી કરે છે એવો અમારામાંના એક જણને વહેમ પડ્યો હતો. રાતે મહેતાજી વહેલા સૂઈ જતા. એ ઘસઘસાટ ઊંઘે છે એવું જોઈને એ ભાઈએ પોતાના વહેમની વાત અમને કરવા માંડી. 'કદાચ આ જાગતા હશે તો?' મહેતાજીને બતાવીને એક જણે એમને કહ્યું. 'અરે! એ તો ઘસઘસાટ ઊંઘે છે, જુઓ ની, એમનાં નસકોરાં પણ કેવાં બોલે છે!' એમણે કહ્યું ને છતાં સાવચેતી ખાતર બહુ જ ધીમે અવાજે મહેતાજી ખરીદી કરવા જાય છે તેમાંથી થોડાક પૈસા ઉચાપત કરતા હોય એમ પોતાને શા માટે લાગે છે તેનું વિગત-વાર વર્ણન કર્યું. બીજે દિવસે સવારે મહેતાજીએ કહ્યું:

'આજથી હું બજારમાં નહિ જાઉં!'

'કેમ?' મેં પૂછ્યું.

'હું રવાલારગી કરું છું એવો વહેમ તમને આવ્યો છે એટલે એ કામ હવે કોઈ બીજાને સોંપો.' એમણે જવાબ દીધો.

'પણ તમને કોણે એમ કહ્યું?' મેં પૂછ્યું.

'કહે કોણ? કાલે રાતે તમે વાત કરતા હતા તે બધી મેં સાંભળી છે.' એમણે કહ્યું. 'ત્યારે તો તમે ઊંઘતા નહોતા, જાગતા જ હતા!' મેં કહ્યું.

'ના, જાગતો તો નહોતો. હું તો ખરેખર જ ઊંઘી ગયેલો. પણ ઊંઘમાં હોઉં ત્યારે પણ બીજાઓ વાત કરતા હોય તો તે મને યાદ રહી જાય છે!' એમણે કહ્યું.

પથારીમાં પડતાં વાર જ ઊંઘ આવી જાય એ સારી તબિયતની નિશાની છે એમ આપણે માનીએ છીએ. પણ એ હમેશાં સાચું હોતું નથી. હું મેટ્રિકમાં અભ્યાસ કરતો હતો ત્યારે મારા એક વિદ્યાર્થીમિત્ર મારી સાથે વાંચવા આવતા. મોડી રાત સુધી રાતે વાંચીને આખરે પથારીમાં સૂઈ જતા. અને સૂતા પછી 'કાલે શું વાંચીશું' તેનો વિચાર કરતા. મારા મિત્ર પથારીમાં સૂતા કે તરત નિદ્રાદેવી એમનો કબજો લઈ લેતાં. હું પૂછું એનો જવાબ દેવાનો એ યત્ન કરતા; પણ એ યત્ન અધૂરો મૂકીને એ નિદ્રાના પાશમાં પડી જતા.

'કાલે આપણે સંસ્કૃત ને ઇતિહાસ વાંચીશું કે અંગ્રેજી ને ભૂગોળ કરવાં છે?' હું એમને પૂછતો.

'આવતી કાલે ઇંગ્લિશ ને ઇતિહાસ–' આટલું અર્ધું વાક્ય બોલ્યા પછી એમને મૂગા થઈ ગયેલા જોઈને હું પૂછતો, 'હા, ઇંગ્લિશ ને ઇતિહાસનું શું?' પણ કંઈ

જવાબ મળતો નહિ એટલે હું એમના સામું જોતો, તો એ ઊંઘી ગયેલા દેખાતા! શરૂઆતમાં તો એ ઢોંગ કરે છે એમ હું માનતો, પણ પછીથી મારી ખાતરી થઈ કે અર્ધું વાક્ય બોલતાબોલતામાં એ ખરેખર ઊંઘી જતા! આવી સુંદર એમની ઊંઘ હતી, છતાં તબિયત તો મારા કરતાં યે ખરાબ રહેતી. મેટ્રિકમાં ઉપરાછાપરી પ્રયત્નો કર્યા છતાં એ પાસ થઈ શક્યા નહિ. એક વરસે અંગ્રેજીમાં તો બીજે વરસે ગણિતમાં, ત્રીજે વરસે ઇતિહાસમાં તો ચોથે વરસે સંસ્કૃતમાં-એમ જુદાજુદા વિષયમાં એ નાપાસ થતા. તે જ પ્રમાણે એક દહાડો સળેખમ તો બીજે દિવસે અપચો, ત્રીજે દિવસે શિરોવેદના તો ચોથે દિવસે ઉધરસ આમ વિવિધ વ્યાધિઓનો હુમલો એમના પર ચાલુ જ રહેતો. એથી ઊલટું, મારા એક ઓળખીતા ગૃહસ્થ છે એમને અનિદ્રાની ચાલુ ફરિયાદ છે. પંદર દહાડે એકાદ વાર સારી ઊંઘ આવે છે, પણ એમનું શરીર અલમસ્ત જેવું છે. અનિદ્રાનું નિદાન કરાવવા માટે એમણે મોટામોટા ડૉક્ટરો પાસે શરીરની તપાસ કરાવી જોઈ છે, પણ કોઈ પણ જાતનો રોગ એમના શરીરમાં હોય એમ એક પણ ડૉક્ટરને જણાયું નથી.

ઊંઘ ને મૃત્યુ એ સર્વ મનુષ્યોને સમાન બનાવે છે એમ એક લેખકે કહ્યું છે. મૃત્યુ માટે એ કદાચ ખરું હશે, પણ ઊંઘમાં સૌ મનુષ્યોની સમાન સ્થિતિ હોતી નથી. પ્રથમ દર્શને ઊંઘતા માણસો બધા સરખા લાગે છે, પણ ખરી સ્થિતિ તેમ નથી. કોઈ સ્થળે જ્યાં ઘણા માણસો માટે એક જ ઓરડામાં સૂવાની વ્યવસ્થા કરવામાં આવી હોય ત્યાં રહેવાનો પ્રસંગ આપણને મળે ને બધાં ઊંઘી ગયાં હોય ને આપણને ઊંઘ ન આવતી હોય ત્યારે જુદાજુદા ઊંઘનારાઓનું અવલોકન કરવાથી ઘણું નવું જાણવાનું મળે છે. કેટલાક જાણે પથ્થરનું પૂતળું કે લાકડાનું ઢીમચું હોય તેમ ઊંઘમાં હાલ્યાચાલ્યા વિના પડી રહે છે એમનાં નસકોરાંમાંથી નીકળતો અવાજ એટલી જ એમના ચૈતનની નિશાની દેખાય છે. સામાન્ય રીતે ગાય આદિ પશુની પેઠે માણસ વાગોળવાની ક્રિયા કરી શકતો નથી, પરંતુ કેટલાક મનુષ્યો ઊંઘતા હોય ત્યારે એવી શક્તિ અચાનક પ્રાપ્ત કરી શકે છે. કલાકો પૂર્વે ખાધેલું અનાજ જાણે ઉદરમાંથી પાછું એ મુખમાં આણતા હોય તેમ લાગે છે. એને ફરીથી ચાવે છે-મોટો અવાજ કરીને સબડકા બોલાવે છે ને પછી ઘૂટડા ભરતા હોય તેમ તેને પાછું ગળે ઉતારે છે. આપણે એમને ઊંઘતા જોઈ શકતા ન હોત તો કદાચ એ જમવા બેઠા છે એમ જ ધારી લઈએ એ રીતે એ આખો વખત કંઈ ને કંઈ ચાવતા હોય ને તેનો રસ કરી ગળે ઉતારતા હોય એવો અવાજ કર્યા કરે છે

કેટલાક ઊંઘમાં તાવ ભરાતો હોય તેમ કાંસ્યા કરે છે. કદાચ આને તાવ તો નહિ આવતો હોય એમ ધારી આપણે એને શરીરે હાથ મૂકી જોઈએ તો ઠંડું લાગે, હજી તાવ ભરાયો નથી એમ આપણને થાય. થોડી વાર રહીને વળી પાછા એ કાંસવા માંડે. હવે તો તાવ જરૂર ભરાયો હશે એમ આપણને લાગે ને ફરી એમના શરીર પર હાથ મૂકી જોઈએ તો જણાય કે તાવબાવ જેવું કંઈ જ નથી. આમ ચારપાંચ વાર થયા પછી આપણી ખાતરી થાય કે આ તો એને ફક્ત કાંસવાની ટેવ છે, તાવ ભરાવાનું ચિહ્ન નથી.

ઊંઘમાં બબડવાની ટેવ તો ઘણાને હોય છે; પણ લાંબાંલાંબાં ને સંપૂર્ણ વાક્યો પણ કેટલાક નિદ્રાવસ્થામાં બોલે છે. કોઈ જોડે વાત કરતા હોય એમ જ આપણને લાગે. 'જો બાબુ, હું તને કહું છું મારો ભમરડો આપી દે, નહિ તો મારીશ' આમ લાંબાં વાક્યો

ઊંઘમાં બોલતા એક બાળકને મેં સાંભળ્યો હતો. પહેલાં તો મને થયું કે એ જાગતો હશે. પણ પછી એને પૂછ્યું: 'અલ્યા, શું છે?' ત્યારે એણે જવાબ ન દીધો ને મેં એના સામું જોયું તો એ નિરાંતે ઊંઘતો હતો. 'કંઈ સ્વપ્નું આવ્યું 'તું?' મેં એને જરા ઢંઢોળીને પૂછ્યું. ઊંઘમાં ને ઊંઘમાં એ ફરી બોલ્યો, 'સાચું કહું છું, જા અહીંથી ખસ!' કેટલાક જાણે શત્રુનો સમૂળ સંહાર કરવા તૈયારી કરતા હોય તેમ ઊંઘમાં ખૂબ જોરથી દાંત કચકચાવે છે.

એકવાર ટ્રેનમાં મારા જ ડબામાં એક બહુ જાણીતા સમાજસેવક મુસાફરી કરતા હતા. બારેક વાગ્યા સુધી અમારા બધા સાથે ગપ્પાં માર્યાં પછી એ સૂઈ ગયા. અમે બધાએ પણ દીવા હોલવી બેડિંગ પાથર્યાં હતાં, તે પર લંબાવ્યું. થોડીવાર થઈ ને એ સમાજસેવક સૂતા હતા ત્યાંથી કોઈક વિચિત્ર જંતુનો અવાજ આવતો અમે સંભળાયો; 'કચચચસ–કચચચચ–કચકચ કચકચ–' એવો કંઈક એ અવાજ હતો. હું ગભરાયો. કદાચ એ જંતુ સમાજસેવકને કરડે કે કંઈ ઈજા કરી બેસે તો? મેં સ્વીચ ઉઘાડી ને બત્તી કરી ને જોયું તો એ નિરાંતે સૂતા હતા ને ત્યાં કોઈ જંતુ કે જીવડું કશું નહોતું. કંઈ નથી, એ તો બહાર કોઈ જીવડું બોલતું હશે એમ ધારી બત્તી બંધ કરી હું સૂઈ ગયો. થોડીવાર થઈ ને પાછો એ અવાજ આવવા માંડ્યો. 'હશે જે હશે તે' કરીને હું પડી રહ્યો. થોડીવાર સુધી એ અવાજ ચાલુ રહ્યો ને પછી બધું શાંત થઈ ગયું. દશેક મિનિટ પછી વળી પાછો એ અવાજ શરૂ થયો. આ છે શું તે જાણવાનું કુતૂહલ મને થયું, પણ એ કુતૂહલવૃત્તિને દબાવીને હું પડી રહ્યો. થોડીવાર પછી એ અવાજ અટકી ગયો. હવે ઝાઝી પંચાત કર્યા વિના સૂઈ જાઉં એમ મન સાથે નક્કી કરી મેં ઊંઘી જવા માટે તૈયારી કરી. પાછો અવાજ આવ્યો. આ શેનો અવાજ આવે છે તે જાણ્યા વિના મારાથી ઊંઘી નહિ જ શકાય એમ મને લાગ્યું. મેં દીવો સળગાવ્યો. સમાજસેવક સૂતા હતા ત્યાં આગળ જઈ ને હું ઊભો રહ્યો. જંતુ જેવું કંઈ પણ જણાયું નહિ. છતાં થોડીવાર અહીં ઊભા રહેવું જોઈએ. અવાજ ક્યાંથી આવે છે એમ નક્કી કરી હું ત્યાં ઊભો રહ્યો. પાંચેક મિનિટ પછી પાછો અવાજ સંભળાયો, ને મારી નજર સમાજસેવકના મુખ તરફ ગઈ. એ જોરમાં દાંત પીસીને કચકચાવતા હતા ને તેનો એ અવાજ આવતો હતો. બીજે દિવસે સવારે એ ઊઠ્યા ત્યારે મેં એમને પૂછ્યું, 'આપ તો માનસશાસ્ત્રના સારા જાણકાર છો. એક ખુલાસો આપને પૂછવો છે.'

'બેશક, પૂછો.' એમણે કહ્યું.

'ઊંઘમાં કેટલાક માણસો દાંત પીસે છે ને કચકચ કચકચ એવો અવાજ કરે છે તેનું શું કારણ?' મેં પૂછ્યું.

'એ તો બહુ સહેલું છે. સમાજે પોતાને અન્યાય કર્યો છે એમ જેને લાગતું હોય ને બદલો લઈ શકાતો ન હોય તે ઊંઘમાં દાંત પીસીને સમાજ પરનું પોતાનું વેર બહાર કાઢે છે.' એમણે કહ્યું.

એમની વાત સાચી હોય તો જાગૃત અવસ્થામાં એ સમાજની સેવા કરતા હતા ને નિદ્રાવસ્થામાં સમાજ સામે વેર વ્યક્ત કરતા હતા!

પણ મુખ ને દાંત દ્વારા આવતા આ બધા અવાજ નસકોરાંમાંથી નીકળતા અવાજ આગળ ઝાંખા પડી જાય છે. ઘણા ઊંઘનારાઓ નાકથી ધમણ ચલાવતા હોય એવો અવાજ કાઢે છે. જાગ્રત દશામાં એવો અવાજ કાઢવાનો મેં ઘણો પ્રયત્ન કર્યો છે, પરંતુ મારાથી એવો અવાજ નીકળી જ શકતો નથી. ઊંઘમાં ઘોર બોલાવનારાઓ બીજાને કેટલા હેરાન કરી શકે છે તેની–એનો

જેને અનુભવ ન હોય તેને-કલ્પના પણ આવવી કઠિન છે. નાસિકાના અવાજ દ્વારા આરોહ-અવરોહ, તાન, ગમક, મીંડ એ બધાનો પ્રભાવ ઘોર બોલાવનારા આપી શકે છે. શરૂઆતમાં ધીમેધીમેથી શ્વાસ કોઈ પહાડ પર ચડતો હોય એમ ઊંચે ને ઊંચે ચડવા માંડે છે. પછી એની ગતિમાં વેગ આવે છે. ખૂબ જોરમાં એ ઊંચે ને ઊંચે ચડતો જાય છે. શિખરે આવીને એ જરાક થોભે છે, ને પછી અવરોહણ આરંભે છે. કોઈક વાર ભૂસકો મારીને એક સપાટે એ નીચે આવી જાય છે, તો કોઈક વાર ધીમેધીમે ગૌરવ-ભર્યાં ડગલાં ભરતાં હોય તેમ એક પછી એક પગથિયાં ઊતરતો ખીણ સુધી આવી પહોંચે છે. ત્યાં આવી જરાક આરામ લઈ એ ફરી આરોહણ કરવા માંડે છે.

આ વખતે એ પહેલે જ સપાટે શીઘ્ર ગતિથી ચડવા માંડે છે. અધવચ આવીને થાકી જવાથી થોડો આરામ લેવા થોભે છે. પછી ફરી મજલ શરૂ કરે છે, આ વખતે શિખરે પહોંચતાં એને જરા વિલંબ થાય છે; પરંતુ આ વિલંબનો બદલો એ શિખરે પહોંચી ગયા પછી નીચે ઊતરતી વેળા વાળી લે છે. પર્વત પરથી મોટો હાથી ગબડી પડતો હોય એમ ધસારાબંધ એ નીચે ઊતરી આવે છે. આટલા શ્રમ પછી ઊંઘનાર જરાક હાલીને 'ખુંક-ખુક' એવો અવાજ કરી પાસું ફેરવીને સૂઈ જાય છે ને થોડીવાર સુધી એની ઘોર બોલતી બંધ થાય છે.

અર્ધોએક કલાક શાંતિમાં પસાર થયા પછી ફરી એમની ઘોરનો અવાજ આવવા લાગે છે. આ વખતનું એનું સ્વરૂપ જુદું જ હોય છે. થોડો વખત આરામ મળવાથી એ અવાજ વધારે પરિપુષ્ટ થયો હોય એમ લાગે છે. પહેલાંનો ઘોરનો અવાજ જનાની ઢાળનો, જરા નાજુક પ્રકારનો હતો. આ વખતનો મર્દાની ઢાળનો, ઘેરો ને ગંભીર હોય છે. પહેલાંનો અવાજ ગળામાંથી આવતો હોય એવો લાગતો હતો તો આ અવાજ છેક ડૂંટીમાંથી આવતો હોય એવો લાગે છે. એકસામટા કાંજીભરેલા પાંચ-સાત કાપડના તાકા કોઈ ફાડતું હોય એમ એ સાંભળીને આપણને લાગે છે. જરાકવાર પછી બારેક કઠિયારાઓ એકસાથે લાકડાની મોટો કરવત વડે વહેરતા હોય એવો અવાજ આવવા માંડે છે. થોડીવાર એમ ચાલ્યા પછી અવાજનું સ્વરૂપ એકદમ મંદ થઈ જાય છે. નળમાંથી પાણી આવતું બંધ થતાં પહેલાં જેવો અવાજ આવે છે એવો ધ્વનિ નાસિકા-માંથી કાઢી પછી એકદમ મોં ઉઘાડી તે વડે રહેંસાઈ જતા બકરા જેવો દયામણો અવાજ કરી ઊંઘનાર વ્યક્તિ આંખો ખોલી નાખે છે ને ઘેનભરી નજર આસપાસ ફેરવી પાસું ફેરવી ફરી પાછી સૂઈ જાય છે.

ખૂબીની વાત એ છે કે જેની ઘોર બોલતી હોય તેને એ વાતની ખબર પડતી નથી. કોઈ કહે કે 'તમારી ઘોર બોલે છે' તો એને ખોટું લાગે છે, એટલું જ નહિ એ ઊંઘવા સૂતી હોય ને બીજા ઊંઘતા માણસની ઘોર બોલતી હોય તો તે સામે એ વાંધો પણ ઉઠાવે છે.

થોડા જ સમય પર ઇંગ્લેંડમાં બનેલા એક પ્રસંગનું વર્ણન વર્તમાનપત્રોમાં આવ્યું હતું. એક હોટલના માલિકની પુત્રી લગ્ન પછી ચાર જ દિવસમાં કંટાળી ગઈ. એના પતિ ઊંઘમાં એવી ઘોર બોલાવતા કે એનાથી ઊંઘી શકાતું નહિ. ત્રણેક રાતના ઉજાગરા થયા પછી કંટાળીને ચોથી રાતે એ પતિને સૂતો રહેવા દઈને પોતાના પિતાની હોટલમાં ગઈ. 'મારે માટે સૂવાની વ્યવસ્થા તમારે અહીં કરી આપવી પડશે' એમ કહીને એણે પોતાના પિતાને બધી હકીકત કહી. ઓરડા બધા રોકાઈ ગયેલા હતા; એટલે એના પિતાએ

એક ઓરડામાં ત્રણેક સન્નારીઓ સૂતી હતી ત્યાં બાજુમાં એને સારુ ખાટલો ઢાળી આપ્યો. દોઢેક કલાક પછી એની બાજુમાં જે ત્રણ સન્નારીઓ સૂતી હતી, તે નીચે આવીને એના પિતા કને ફરિયાદ કરવા લાગી:

'તમે આ નવો ખાટલો કોનો ઢાળ્યો છે? અમારાથી ઊંઘાતું નથી.'

'એ તો મારી પુત્રી અચાનક આવી ચડી. બીજે જગા નહોતી એટલે તમારી બાજુમાં એક ખાટલો મૂકી આપ્યો, પણ તમને એથી અડચણ નહીં આવે,' હોટલ માલિકે કહ્યું.

'અડચણ નહિ આવે શું ધૂળ? આ અમે અર્ધા કલાકથી જાગતાં બેઠાં છીએ. અમારાથી આંખ પણ મીંચી શકાતી નથી.' સન્નારીઓએ કહ્યું.

'પણ કંઈ કારણ?' હોટલ માલિકે પૂછ્યું.

'કારણ તમે આવીને જુઓ, તમારી દીકરી કેવી ઘોર બોલાવે છે તે! એ તે માણસ છે કે એન્જિન? અને એનાં નસકોરાં એ નસકોરાં નથી પણ ધમણ છે ધમણ. નાજુક ને પાતળું માણસ હોય તો ઊડી જાય એટલો તો પવન નાકમાંથી છોડે છે ને નાનું છોકરું હોય તો છળી મરે એટલો અવાજ કાઢે છે! એ સ્થિતિમાં અમારાથી ઊંઘાય શી રીતે?'

હોટલ માલિકે તે પછી પોતાની દીકરીને જગાડીને કહ્યું, 'તારે માટે મારે બીજે વ્યવસ્થા કરવી પડશે.'

'કેમ?' એણે પૂછ્યું.

'તારી ઘોર એટલી બધી બોલે છે કે આ સન્નારીઓથી ઊંઘી શકાતું નથી'!

'શું કહો છો? મારી ઘોર બોલે છે! કોઈ દહાડો બને નહિ. પતિની ઘોરથી તો કંટાળીને હું અહીં આવી ને શું મારી જ ઘોર બોલે છે?'

'હા, બીજાનામાં જે દોષ તું જુએ છે ને જેનો વિરોધ કરે છે તે દોષ તારામાં પણ સારા પ્રમાણમાં છે. પરંતુ ફેર એટલો જ છે કે તને એનું ભાન નથી.' એના પિતાએ કહ્યું.

આમ ઊંઘતાં પહેલાં તેમ જ નિદ્રાવસ્થા દરમિયાન જુદીજુદી વ્યક્તિઓની ભિન્નભિન્ન ખાસિયતો હોય છે.

☆

નોબેલ ઇનામ પ્રતિવર્ષ જુદીજુદી શાખાઓ વિષે અપાય છે એ ઘણાને માલૂમ હશે. હિંદમાં રવીન્દ્રનાથ ટાગોર તથા સર જગદીશચંદ્ર બોઝને આ ઇનામો મળ્યાં છે તેની પણ ઘણાને ખબર હશે; પરંતુ એક જ કુટુંબમાં ત્રણ વખત જગતભરનું આ બહુમાન પ્રાપ્ત કરવાનો યશ તો 'રેડિયમ'ની શોધ કરનાર ક્યુરી દંપતીને જ ફાળે જાય છે! ૧૯૦૪માં ક્યુરી દંપતી તથા એક વૈજ્ઞાનિક બેકરેલને આ ઇનામ અપાયું. ૧૯૧૧માં મેડમ ક્યુરીએ આ ઇનામ પુનઃ મેળવ્યું અને ૧૯૩૫માં એમની એક પુત્રીને 'રેડિયો એક્ટીવીટી'ના સંબંધમાં નોબેલ ઇનામ મળ્યું. લગભગ ત્રીસ વર્ષના ગાળામાં આમ એક જ કુટુંબમાં ત્રણ નોબેલ ઇનામો ને તે ય વિજ્ઞાનની શોધ માટે-ધન્ય છે આવા કુટુંબને!

•

કેસ પોતાના પક્ષમાં આવે તે માટે એક ન્યાયાધીશ પાસે એક અરજદારે પાઘડી આપવાની કહી. સામા પક્ષવાળાએ પોતાના પક્ષમાં ફેંસલો આવે તે માટે ભેંસ આપવાનું નક્કી કર્યું. બને જણ ચુકાદો પોતાની તરફેણમાં આવે એમ માનીને બેઠા. પણ ચુકાદો જ્યારે ભેંસ આપવાનું કરેલ માણસની તરફેણમાં આવ્યો ત્યારે, અધિકારી પાસે જઈને તે બોલ્યો: 'સાહેબ, પાઘડીની તો શરમ રાખવી હતી?'

તુરત જ સામો જવાબ મળ્યો: 'ભાઈ, પાઘડી તો ભેંસ ચાવી ગઈ!'

×

# એક ચિનગારી

### શ્રી ઈશ્વર પેટલીકર

આજની પરિસ્થિતિ એટલી બધી વિકટ ને લોહૂપતા ભરી છે કે અમે તેવા સાધુશક્તિવાળા કૃતનિશ્ચયીને પણ પોતાના સિદ્ધાંત પરથી લપસવા માટે પ્રેરે, ત્યાં સામાન્યનું તો શું ગજું? પતિ-પત્ની બંને જુદીજુદી બાજુએ ખેંચાતાં હોય તો લોભાવનારા કોઈ બનાવ પ્રત્યે તેમનું વલણ શું હોઈ શકે? બંનેમાંથી કોનો વિજય થાય? પારકાની લક્ષ્મી આપણે પોતાના ઘરમાં પૂરી રાખીએ તો...? જીવનમાં ડગલે ને પગલે અનુભવાતું એક સનાતન સત્ય રજૂ કરવા માટે લેખકે આ વાર્તામાં એક અત્યંત જોરદાર પ્રસંગની વરણી કરી છે.

સરલાબહેને પોતાનું કામ કઢાવી લેવા નમ્રતા આણીને પતિને કહ્યું: 'આ સારો મોકો છે આપણે કેટલાય વખતથી રેડિયો વસાવવો છે પણ બજેટમાં સગવડ મળતી નથી. મનુભાઈએ પચ્ચીસ રૂપિયામાં જ ફિલિપ્સનો રેડિયો લીધો. નટવરલાલે પણ પોતાને માટે લાવવા કહ્યું છે' સહેજ અટકીને ઉમેર્યું', 'આપણે પણ એક ખરીદી લઈએ તો?'

વિનુભાઈએ ખિન્ન સ્વરે કહ્યું: 'સરલા! આપણે શું થવા બેઠું છે? એક બાજુ નિર્દોષ પ્રજાની મિલકતો ભડકે બળે છે, થોડા ગુંડાઓ એનો લાભ લઈ લૂંટ ચલાવી રહ્યા છે, ત્યારે એ લૂંટનો માલ સંઘરવાને તું સારો મોકો કહે છે!'

સરલાબહેન સમજુ સ્ત્રી હતાં. વિનુભાઈ સાથે બાર વર્ષથી રહેતાં હતાં એટલે એમનામાં પતિની સુજનતા, નીતિ અને સાદાઈના સંસ્કારો સિંચાયા હતા. પરંતુ એમનામાં બુધ્ધેઅજાણ્યે પાડોશીના વૈભવની લાલસા જન્મ્યા કરતી હતી. એ અસંતોષ કોઈ કોઈ વખત પતિને ધંધો કરી પૈસા ન કમાવા બદલ ઠપકાના રૂપમાં દેખા દેતો હતો. વિનુભાઈ પોતે શિક્ષક હતા. એમનામાં કમાવા જેવી શક્તિ પણ હતી, છતાં સાદાઈને વરી શિક્ષણના વ્યવસાયને એમણે આદર્શ ધંધા તરીકે સ્વીકાર્યો હતો. વિદ્યાર્થીઓમાં આજે ગુરુભાવ ચાલ્યો ગયો છે એમ ફરિયાદ હોવા છતાં હાઈસ્કૂલના બધા વિદ્યાર્થીઓ એમને ગુરુભાવથી માન આપતા હતા જ્ઞાન આપવું અને લેવું એ બે જ વિષયમાં જેમને રસ છે તેવા વિનુભાઈ ન કમાવા બદલના પત્નીના ઠપકાને હસીને ઉડાવી દેતા.

સરલાબહેન બિચારાં પતિની આ ફકીરી ઉપર છાનાં આંસુ સારતાં મૂંગાં બની જતાં. એ પોતે લડાઈ પહેલાં શિક્ષકનું જીવન સુખી માનતાં હતાં, પરંતુ લડાઈની મોંઘવારીમાં જે તાણ અનુભવવી શરૂ થઈ હતી અને સામી બાજુ પાડોશીઓ બીજા ધંધામાં મોટી કમાણી કરી જે જીવનધોરણ ઊંચું લઈ રહ્યા હતા તેથી સરલાબહેન દિવસે-દિવસે વધુ અસંતોષ અનુભવતાં જતાં હતાં. છેલ્લા છ મહિનાથી ૨૦૦-૨૫૦નો એક હલકો રેડિયો વસાવવો છે એમ એ પતિ આગળ માગણી મૂકયે જતાં હતાં. હિસાબ તેમની પાસે રહેતો એટલે બજેટમાં એવડી રકમની સગવડ થવી મુશ્કેલ છે એમ એ જાણતાં હતાં.

એટલે જૂજ રકમમાં રેડિયો મળતો જોઈ એમણે પતિને દલીલ કરતાં કહ્યું: 'મુસલમાનોનાં ઘર બળે છે, લૂંટ ચાલે છે, તેથી હું કંઈ રાજી નથી થઈ, પણ એ રોકવું આપણા હાથની વાત નથી આપણે વસ્તુ નહિ ખરીદીએ તો લૂંટ કરનારા લૂંટ બંધ કરવાના નથી, બીજા કોઈને વેચશે એમ સમજીને મનુભાઈએ એક રેડિયો છે છતાં બીજો લીધો.

મોંઘીબહેને મને કહ્યું, જો તમારી ઇચ્છા હોય તો તમે લઈ જજો. એટલે આપણે લૂંટ કરનાર પાસેથી પણ લેવાનો નથી.'

વિનુભાઈએ તરત કહ્યું : 'લૂંટનો માલ મફત મળતો હોય તોપણ ન લેવાય.' સરલાબહેન મોં કટાણું કરી નાખી પતિ આગળ દલીલ ન કરતાં ચાલ્યાં ગયાં. પતિને એ સમજતાં હતાં એટલે એમને ઘડીભર થયું કે એ ધર્મરાજાનો અવતાર છે, ક્યારે ય નરો વા કુંજરો વા પણ એમને મોઢે નહિ કહેવાના. એમને પૂછ્યા વગર મોંઘીબહેન પાસેથી બધું શાંત પડી ગયા પછી ઘરમાં લાવીને મૂકી દઈશ.

રેડિયો, ઘડિયાળ, સાયકલ, પેન વગેરે જુદીજુદી ચીજો પાડોસીઓએ લૂંટનારાઓ પાસેથી પાણીને મૂલે ખરીદી લીધી. સરલાબહેન સાયકલની ખરીદી વખતે સંયમ ન રાખી શક્યાં. એમનો મોટો પુત્ર સુરેશ, બે વર્ષથી સાયકલ માટે ટળવળતો હતો. એના બધા મિત્રો પાસે સાયકલ હતી એટલે એ સરલાબહેન પાસે માગણી કર્યા કરતો હતો. વિનુભાઈ તો સાધુ પુરુષ જેવા હતા. પગાર આવે તે પત્નીના હાથમાં મૂકી દેતા. પછી એનું જે કરવું હોય તે પત્નીને છૂટ હતી; પરંતુ આજની મોંઘવારીમાં સરલાબહેન એ રકમમાંથી ઘરખરચ પરાણે પૂરું કરતાં ત્યાં પોતાના હાથમાં પગાર આવતો હોવા છતાં બીજી કોઈ વસ્તુ વસાવી શકતાં નહિ. વહીવટ એમની પાસે હતો એટલે બાળકો માગણી–હઠ પણ એમની આગળ જ કરતાં. પિતા હોવા છતાં વિનુભાઈનું બાળકો નામ ન દેતાં એટલે સરલાબહેનને માતા તરીકે બાળકોને પ્રેમભરી હૂંફ આપવાની અને પિતા તરીકે એમનાં સ્વપ્નાં પણ સંતોષવાનાં રહેતાં હતાં એ સંજોગોમાં દીકરા માટે સાયકલ ખરીદવાની વૃત્તિ એ ન રોકી શક્યાં. વીસ રૂપિયામાં એમણે સાયકલ ખરીદી.

વિનુભાઈએ એનો વિરોધ કરતાં કહ્યું : 'સરલા! આ તને શું થઈ ગયું છે? આમ લૂંટનો માલ લેતાં તારો જીવ કેમ ચાલ્યો?'

સરલાબહેને મનથી પતિના વિરોધને પહોંચી વળવાનો નિશ્ચય કરીને જ પગલું ભર્યું હતું એટલે એમણે જવાબ આપ્યો : 'હું ગાંડી થઈ ગઈ છું, તમારી સાથે રહેવા છતાં આટલી મોડી હું ગાંડી કેમ થઈ એ જ મને નવાઈ લાગે છે! તમે વૈરાગી થઈને બેસી ગયા છો, પણ મારાથી વૈરાગી થવાય એમ નથી. છોકરાં મારો જીવ ખાય છે. સુરેશને પૂછો, એ કેટલા વખતથી સાયકલ ઝંખે છે? અરે આ સાયકલ જોઈ એ કેટલો ખુશ થઈ ગયો તે તમારે ક્યાં જોવું છે? બસ, તમારે તો ધર્મને નામે ઊંચે હવામાં ઊડવું છે.'

ઊંડો નિસાસો નાખતાં વિનુભાઈએ કહ્યું: 'સરલા! આટલાં વર્ષ મારી સાથે રહીને તેં ધર્મની આટલી જ કિંમત કરી?'

સરલાબહેન : 'આમાં અધર્મ ક્યાં છે એ મને સમજાતું નથી. કોઈને નુકસાન થઈ રહ્યું છે તે સાચું, પણ એ આપણે કરતાં નથી. આપણે એ માલ ન લઈએ તેથી એ નુકસાન અટકાવાનું નથી, તો પછી સાયકલ મેં ખરીદી તેમાં અનીતિ ક્યાં?'

વિનુભાઈએ આગળ દલીલ ન કરતાં કહ્યું: 'સરલા, તું નીતિ–અનીતિ ન સમજે એવી અબુધ નથી તે હું જાણું છું. આ દલીલ કરીને કેવળ તું દિલમાં જાગેલી આસક્તિને છુપાવે છે એટલું જ.!'

સરલાબહેન : 'સંસારમાં બેઠાં એટલે આસક્તિ કેમ ના જન્મે? વ્યાવહારિક થવું એને જો તમે આસક્તિ કહેતા હો તો એવી આસક્તિ છોડવી નથી.'

વિનુભાઈ ઘડીભર અવાક થઈ ગયા.

લડાઈએ માણસનું અનેકગણું નૈતિક પતન આશ્ચર્ય હતું કે એમણે સગી આંખે જોયું હતું. પરંતુ પૈસાદાર માણસો પણ તોફાનનો લાભ લઈ જે લૂંટનો માલ સંઘરી રહ્યા હતા, તેથી વિનુભાઈ હતાશ થઈ ગયા હતા. છેવટ એ સળગતું પોતાના પગ નીચે આવી પહોંચ્યું !

વિનુભાઈ જીવન હારી ગયા હોય તેમ તદ્દન નિરાશ થઈ જતાં છેવટ બોલ્યા: 'સરલા ! આવી બેપાંચ ચીજો લેવાથી આપણી જિંદગીનો ઉદ્ધાર નથી થઈ જવાનો. ખાલી મોજશોખ જીવને કાદવમાં શું કામ રગદોળે છે ?'

સરલાબહેને કહ્યું: 'હવામાં બાચકા ભરવા જેવી તમારી વાતો સાંભળીસાંભળીને હું થાકી ગઈ છું. આખા માળાનાં એમાં કંઈ ખોટું જોતાં નથી પછી તમને શો વાંધો છે ? તમે એ ખરીદી નથી, મેં લીધી છે. પછી તો તમને પાપ નહિ લાગી જાય ને ?'

વિનુભાઈ: 'તું અને હું જુદાં છીએ શું !'

સરલાબહેન: 'આ વાત પૂરતાં જુદાં માની લ્યો !'

વિનુભાઈ ફરી અવાક બની ગયા. બાર વર્ષથી સાથે રહેતી જાણે આ સરલા જ ન હોય તેમ એમને લાગ્યું. સુશીલ, નમ્ર, શાંત અને દલીલમાં ન ઊતરવાના સ્વભાવવાળી સાત્ત્વિક સરલાને સ્થાને આજે જે સરલા જવાબો આપી રહી હતી ને રાજસ અને તામસના મિશ્રણની બનેલી મૂર્તિ દેખાતી હતી.

સરલાને શી રીતે સમજાવવી, કાદવમાં રગદોળાતી બચાવવી અને કઈ રીતે પોતાનો ધર્મ જાળવવો એની શોધમાં વિનુભાઈ પડી ગયા. સરલાબહેન એ સ્થિતિનો લાભ લઈ એમના મોં આગળથી ખસી ગયાં. અને એ વખતે બૂમ પડી કે બાજુમાં આવેલી લોટિયા-વાડામાં આગ ચંપાઈ ગઈ છે!

શહેરનું વાતાવરણ તંગ થયું ત્યારથી સાલસ અને પોચા લોટિયા લોકો પોતાનાં ભર્યાંભાદર્યાં મકાનોને એમ ને એમ મૂકીને પહેર્યે લૂગડે ચાલી નીકળ્યા હતા. લાખોપતિ લોકોના ઘરમાં શું ન હોય ? છેલ્લા બે દિવસથી શહેરનું એકતરફી જ વાતાવરણ હતું. મકાનોમાં આગ ચંપાતી જતી સામેથી કોઈ સામનો કરનાર ન હતું. લૂંટનારને કોઈ રોકનાર ન હતું. એટલે લોટિયાવાડ સળગી એમ જાણતાં વિનુભાઈ રહેતા એ માળાના સજ્જનો એ તરફ દોડ્યા. એક ખૂણે આગ લાગી હતી, ત્યારે બીજે ખૂણેથી બારણાં તોડી લૂંટ શરૂ થઈ હતી. મનુભાઈ અને નટવરલાલ જેવા સજ્જનોને લૂંટનો થોડી રકમોથી ખરીદેલો માલ સંઘરવાથી વધુ ભૂખ જાગ્રત થઈ હતી. આમાં સાહસ જેવું ન હતું એટલે શું કામ આવેલો મોકો જતો કરવો જોઈએ, માની એ સદ્ગૃહસ્થો સાચે જ પરાયા લોકોનાં મકાનોમાં ઘૂસ્યા.

વિનુભાઈની આંખમાં છેલ્લી પરિસ્થિતિ ઉપર વિચાર કરતાં પાણી આવી ગયું હતું. કંઠ રૂંધાઈ ગયો હતો. નાકમાં પણ પાણી આવી ગયું હતું. એટલે સ્વસ્થ થતાં એમણે બારીએ ડોકું કાઢી નાક સાફ કર્યું. એ સાથે એમણે નટવરલાલ અને મનુભાઈને માથે મોટી ટ્રંકો ઉપાડીને આવતા જોયા ! વિનુભાઈને ચક્કર આવ્યા. એ બારી પાસે જ ખુરસી હતી તેમાં બેસી ગયા. બજારમાંથી દસ શેર વસ્તુ ખરીદી હોય તો મજૂર પાસે ઉચકાવી લાવનાર સજ્જનો મોટી ટ્રંકો માથે મૂકીને આવતા હતા ! જેમ પરમાત્માના જ્ઞાનને ન પહોંચી શકનાર વેદ છેવટ 'નેતિ, નેતિ' કહીને આગળ અટકી ગયા છે, તેમ નૈતિક પતનની પરાકાષ્ઠા જોઈ વિનુભાઈના મોંમાંથી એક જ શબ્દ નીકળ્યો: 'પ્રભુ ! પ્રભુ !'

અને એ પેટીઓ ઘેર લાવીને ખોલી ત્યાં આખા માળાનાં સ્ત્રીપુરુષો જોવા ભરાઈ ગયાં. આંખને આંજી નાખે તેવાં રેશમી કપડાં એમાં ભરેલાં હતાં. એક ટ્રંકમાંથી સોનાના દાગીના પણ નીકળ્યા. એ ટ્રંક ભાગનાર કુટુંબે સાથે લઈ જવા તૈયાર કરી હોય તેમ એ ઘરેણાં જોતાં ચોખ્ખું લાગતું હતું. પરંતુ છેલ્લી ઘડીએ તે લઈ શકાઈ નહિ હોય એટલે રહી ગયેલી. બાકી ટ્રંકમાં કિંમતી ઘરેણાં તિજોરીઓ રાખનાર બંગલામાં હોય નહિ. જેના ટ્રંકમાં કેવળ રેશમી કપડાં નીકળ્યાં તેને એથી અસંતોષ થયો. એ તરત પોતાને ભાગ પણ ઘરેણાંની ટ્રંક હાથ લાગી જાય માની વિદાય થયો. જે પુરુષો મનમાં સંકોચ અનુભવી નહોતા જતા તે પણ આ વખતે પાછળપાછળ ચાલ્યા. એક ભાઈ મર્ફી રેડિયો ઉપાડી લાવ્યા. બીજા લૂંટનારના હાથમાં એક એવો રેડિયો હતો, તે વેચવા નીચે આવી પહોંચ્યો. મોઘીબહેને સરલાબહેનને બૂમ પાડી કહ્યું: 'તમે જો ફિલિપ્સ રેડિયો લઈ જવાનાં હો તો ચોક્કસ કહો, હું આ બીજો ખરીદી લઉં. મારો મનહર કહે છે કે મારે પોતાને આગવો એક રેડિયો જોઈશે.'

સરલાબહેને મર્ફી રેડિયો સામે જોયું. બહુ મઝાનો એનો દેખાવ હતો. લેવો હોય તો આજ શું કામ ન લેવો એમ વિચારી એમણે પૂછ્યું: 'કેટલે રૂપિયે આપવો છે?'

લુટારો: 'તમે આપો એટલા.'

સરલાબહેન: 'માલ તારો છે, તું કહે.'

મોઘીબહેનને થયું કે મેં વળી ભલાઈ બતાવી મારો રેડિયો આપવાની વાત કરી હતી ત્યારે આ તો મારો મર્ફી રેડિયો જ પચાવી પાડવા માગે છે! એમણે દેખાવે કહ્યું: 'સરલાબહેન, આ રેડિયો તમને નહિ પોષાય મોંઘો છે તમે ફિલિપ્સ લેજો ને. ઓછા અમારે તમારી પાસેથી વધારે રૂપિયા લેવા છે!'

સરલાબહેને પૂછ્યું: 'આ કેટલામાં બને એમ છે એ તો મને જોઈ લેવા દો. મોંઘો પડશે તો પછી એ લઈશ.'

મોઘીબહેને ભાવ પૂછ્યો: 'બોલ શું લેવું છે?'

પેલાએ કહ્યું: 'ત્રીસ રૂપિયા.'

સરલાબહેને કહ્યું: 'ત્યારે તો હું આ જ લઉં.' અને મોઘીબહેન તરાપ ન મારે એ બીકે એમણે પેલાના માથેથી રેડિયો ઉઠાવી લઈ ઘરમાં જઈને મૂકી દીધો અને રૂપિયા આપી દીધા.

મોઘીબહેને પાડોશણને કહ્યું: 'આપણે આ માસ્તરને ધરમરાજાનો અવતાર માનતાં હતાં, પણ કંચન દેખી મુનિવર ચળે તેમ એણે બાયડી પાસે લૂટનો માલ ખરીદાવીને સંઘરવા માંડ્યો છે!'

પાડોશણ કનકબહેન વિનુભાઈને વધુ ઓળખતાં હતાં એટલે એમણે કહ્યું: 'માસ્તર જાણતા નહિ હોય અને સરલાબહેન ભલાં હશે તો ખરીદતાં હશે.'

મોઘીબહેન: 'એવું અંધેર તે કંઈ કોઈના ઘરમાં હોતું હશે? ધણીની મરજી વગર કંઈ સ્ત્રીની મજાલ છે કે વસ્તુ ખરીદે? ને તેમાં ય લૂંટની!'

કનકબહેન: 'આપણા પુરુષો જાતે લૂંટ કરવા જાય છે પછી આપણે એમને શું કહેવાનું હોય?'

મોઘીબહેન: 'આપણે કે દહાડે ધર્મનો ઝંડો લઈને ફરીએ છીએ? કાળાબજારનો ધંધો કરી કમાઈએ છીએ એમ બધાંને ચોખ્ખું કહીએ છીએ. પણ એ માસ્તર ધરમરાજાનો ડોળ રાખે છે એટલે કહેવાનું.'

ત્યાં બંનેના ધણી માલ લૂંટીને આવ્યા એટલે વાત ત્યાં અટકી.

મર્ફી રેડિયો પોતાના ઘરમાં જોતાં વિનુભાઈની ધીરજનો અંત આવ્યો. એમના

સ્વભાવમાં નહોતો એ ગુસ્સો કરતા એમણે પત્નીને કહ્યું: 'હવે હદ થાય છે. મારાથી આ સહ્યું જતું નથી.'

સરલાબહેન બીજાના ઘરમાં લૂંટનો માલ ખડકાતો હતો તેથી બળી રહ્યાં હતાં એટલે એ પણ તપી જતાં બોલ્યાં: 'આમાં શાની હદ થાય છે! લોકોના ઘરમાં કેટલો માલ ખડકાયો છે તે તો જરા જુઓ.'

વિનુભાઈ: 'લોકો શું કરે છે તે જોઈને મારે શું કામ છે! હું તો મારી રીતે જીવવા માગું છું.'

સરલાબહેન: 'તે તમને તમારી રીતે જીવવાનું કોણ ના કહે છે! કંઈ તમારી જેમ ઘરનાં બધાંએ જીવવું એમ થોડું છે!'

વિનુભાઈ: 'એટલે તમે અધર્મ આચરો અને મારે જોઈ રહેવું?'

સરલાબહેન: 'ન જોવું હોય તો આંખો મીંચી જાઓ.'

સાચે જ વિનુભાઈ આંખો મીંચી ગયા. એમને સમજાતું નહોતું કે કયો ઝેરી પવન ઓચિંતો વાયો હતો કે બીજાં તો ઠીક, પણ ખુદ સરલા પણ બદલાઈ ગઈ હતી! એ ભલે બદલાઈ ગઈ પણ પોતાનાથી કેમ બદલાવાય! પોતે એ ચીજ ઘરમાં કેમ સંઘરી શકે! બીજો કોઈ રસ્તો ન હોય તો એ ચીજો બહાર ફેંકી દેવા એ ઊભા થયા ત્યાં બારીએથી લાઉડસ્પીકરથી બોલાતો અવાજ આવ્યો-માલમત્તાનું રક્ષણ કરવા નાગરિકોએ મદદે આવવું.

એક બાજુ આગને ઓલવવા બંબાઓ પ્રયત્ન કરતા હતા, પરંતુ રંગરોગાનવાળાં મકાનો ભડકે બળતાં હતાં. એને બચાવી શકાશે કે કેમ એ પણ શંકા હતી. એટલે સત્તાવાળાઓએ મિલકતને બચાવવા નાગરિકોની મદદ માગી. જે પુરુષો કંઈ સંકોચ રાખી રહ્યા હતા તે પણ આ હાકલથી દોડી ગયા. તેમાં વિનુભાઈ જેવા નિઃસ્વાર્થી પણ દોડી ગયા હતા. આગમાંથી બચવા છતાં લૂંટમાંથી કેટલું બચશે તે સવાલ હતો; છતાં કંઈક ફાયદો થશે માની સત્તાવાળાઓએ આ પ્રયોગ કર્યો હતો. જે ખૂણે આગનો ભય ન હતો તે બાજુએ પુરુષોની મદદમાં સ્ત્રીઓએ જવાની હિંમત બતાવી હતી. એ પાછળ મદદની ભાવના કરતાં સ્વાર્થ તાકવાની યુક્તિ હતી. કુદરતે એવી માયા શરૂ કરી હતી કે બધાં એમના નગ્ન સ્વરૂપમાં દેખાવા લાગ્યાં હતાં. વિનુભાઈ જેવા થોડા સ્થિર રહી શક્યા હતા, ત્યારે સરલાબહેન જેવાં એમને પણ રગદોળી રહ્યાં હતાં. પ્રભુ જાણે એમની કસોટી કરી રહ્યો હોય તેમ સરલાબહેનના હાથમાં હીરામોતીનો ડાબડો આવ્યો!

સરલાબહેન હવે કંઈ કાચાં ન હતાં કે એ વાત પતિને કહીને મુશ્કેલી ઊભી કરે. એમણે એ ડાબડો મળતાં ઘર તરફ પ્રયાણ કર્યું હતું. કોઈને જાણવા પણ ન દીધું. ઘેર આવીને એમણે ગોદડાંના કબાટના નીચેના ભાગમાં એને મૂકી દીધો.

રાત્રે કામમાંથી વિનુભાઈ આવી ગયા. સરલાબહેન તે વખતે સ્વપ્નમાં લવારો બોલતાં હતાં: 'એમાં મેં શું ખોટું કર્યું છે? એ ડાબડો મારા હાથમાં ન આવ્યો હોત તો બીજાના હાથમાં જાત. એમાં એટલાં પાણીદાર હીરામોતી છે કે એવી મિલકત આખા મહાલમાં કોઈની પાસે આવી નથી. પ્રભુને આપવું હોય તો અનેક રીતે આપે છે પ્રભુ! હવે તું એમને થોડા વ્યાવહારિક બનાવ. એ આજે નહિ તો ક્યારેય જાણ્યા વગર થોડા રહેવાના છે? ભગવાને સીધા ચાલવાના કાળજે આપ્યું છે તે સ્વીકારી લે એટલા આ વખત એ વ્યાવહારિક બને તો બસ!'

વિનુભાઈ પથારીમાં બેઠા થઈ મન સાથે વિચારી રહ્યા: 'પ્રભુએ મારી આ શું કસોટી

માંડી છે? સાયકલ અને રેડિયો તો એવી નજીવી ચીજો હતી કે હું કદાચ સરલાને એનો ત્યાગ કરવા સમજાવી શકત. પરંતુ હીરામોતી એના હાથમાં મૂક્યા પછી પ્રભુએ સાચે જ મારી કસોટી માંડી છે.' અને એ સાથે જ એમના મોંએથી ભજન નીકળી ગયું:

ત્યાગ ન ટકે રે વૈરાગ વિના,
કરીએ કોટિ ઉપાય જી,
અંતર ઊંડી ઇચ્છા રહે,
તે કેમ કરીને તજાય જી?
ઉષ્ણ રતે અવની વિષે,
બીજ નવ દીસે બહાર જી,
ઘન વરસે વન પાંગરે,
ઇંદ્રિય વિષય સંયોગ જી.

એ સ્થિતિનો આબેહૂબ ચિતાર છેલ્લા ત્રણ દિવસથી નગ્ન સ્વરૂપમાં વિનુભાઈ અનુભવી રહ્યા હતા. ઘન વરસે અને વન પાંગરે એ સ્થિતિ ખુદ એમના ઘરમાં થઈ રહી હતી. સરલાબહેનમાં દબાઈ રહેલી ઊંડી ઇચ્છા એવી પ્રબળ જાગ્રત થઈ હતી કે વિનુભાઈનું એમાં કેટલું ઊપજે તે એમને હવે શંકા થવા લાગી હતી. અનુકૂળ વાતાવરણની રાહ જોઈ પોતે એ વસ્તુનો ત્યાગ કરાવશે એમ હાલ પૂરતો એમણે સંતોષ માન્યો હતો.

બીજે દિવસે વિનુભાઈએ પોતે આણેલી ખાનગી વાત ન સંભારી, એટલું જ નહિ પણ સાયકલ કે રેડિયાની વાત પણ ન કાઢી એટલે સરલાબહેનને થયું કે જરૂર પ્રભુએ પોતાની વહારે ધાઈને પતિને વ્યાવહારિક બનાવ્યા ખરા!

સરલાબહેન આમ મનમાં મલકાતાં હતાં. બે દિવસ વહી ગયા હતા. મુસલમાન લત્તાઓમાં આગ બુઝાતી જતી હતી. આ અંધેર મુલક ફેર થોડા વખતમાં પકડો પડી જશે અને પોતાનું દળદર કાયમ નીકળી ગયું, એ પાછળ પતિની નિષ્ઠા પણ હોય તેમ એ ઊંડેઊંડે માનતાં થયાં હતાં.

પાંચમે દહાડે રાતે બધાં ઊંઘતાં હતાં અને એમના માળાથી આગ શરૂ થઈ. 'દોડો, ભાગો, નાસો'ની બૂમાબૂમ શરૂ થઈ. કોઈ કશું લેવા જેટલો વખત મેળવી શક્યાં નહિ. ઊંઘમાંથી જાગનાર ઓચિંતુ જીવ બચાવવાની લાલચમાં બહાર નીકળી જવા લાગ્યું. વિનુભાઈ પાસે એવું લેવા જેવું કિંમતી ઘરેણું ન હતું. સરસામાનમાંથી તો કોઈ વસ્તુ લેવાય તેવો અવકાશ જ ન હતો. બાળકો સાથે એ અને સરલાબહેન બહાર નીકળી ગયાં. માળામાંથી નટવરલાલ, મનુભાઈ, મોંઘીબહેન અને કનકબહેન નીકળી ગયાં હતાં.

કોઈ યાદ આવે તેમ તેમ કહેતું હતું. મારું અમુક રહી ગયું. કોઈ કહે, મારું અમુક રહી ગયું.

સરલાબહેનને એકાએક યાદ આવ્યું. બોલી જવાયું: 'મારો હીરામોતીનો દાબડો રહી ગયો!'

વિનુભાઈએ માળા ઉપર આગ સળગી રહી હતી તે તરફ આંગળી કરતાં ખિન્ન સ્વરે સરલાબહેનને ઉદ્દેશી ગાયું:

'ચાંદો સળગ્યો સૂરજ સળગ્યો,
સળગી આભ અટારી,
ના સળગી એક સગડી મારી,
વાત વિપતની ભારી.'

આ ભજન સરલાબહેન પણ કેટલી યે વખત ગાતાં હતાં. એટલે ખરે વખતે વિનુભાઈની એક ચિનગારીથી એમની હૈયાસગડી, સ્પિરિટમાં દીવાસળી ચંપાતાં ભડકો થાય તેમ, તરત સળગી ઊઠી. એમના મોં ઉપર લજ્જા આવીને વસી ગઈ. લજ્જાનાં માર્યાં એ નીચું જોઈ ગયાં!

*

# ગુજરાતીઓનું આરોગ્ય

શ્રી હરરાય અ. દેસાઈ
બી. એ., એસ. ટી. સી.

પૂરું છ ફૂટનું સ્નાયુબદ્ધ સુદૃઢ શરીર, વિશાળ વક્ષ સ્થળ, પ્રભાવશાળી મુખ, તેજસ્વી આંખો અને પ્રથમદર્શને જ આકર્ષક વ્યક્તિત્વની છાપ પાડતા આપણા આર્યો ભૂતકાળમાં હશે હશે; આજે ય અન્ય પ્રાંતોમાં ભલે મળી આવતા હશે; પણ એવા ગુજરાતીની તો કલ્પના જ કરવી રહી! આપણા ખોરાકમાં જ એવી વિકૃતિ પ્રવેશી ગઈ છે કે આપણું પેટ ભરાય છે ખરું, પણ શરીર તો ભૂખ્યું જ રહે છે—એને જરૂરી સારતત્ત્વો પૂરતા પ્રમાણમાં મળી શકતાં નથી. ખોરાકમાં હાલને તબક્કે કેવા ફેરફારો જરૂરી છે તેની યોગ્ય વિચારણા અહીં કરવામાં આવી છે. ગુજરાતના સમજુ વર્ગનું આ પરિસ્થિતિ તરફ ધ્યાન ખેંચાયું છે, પણ તેને પલટાવવાના પુરુષાર્થનો તો હજી અભાવ જ છે. આ લેખ એ દિશામાં કંઈક કરવાની પ્રેરણા આપે એમ ઇચ્છીએ.

હમણાં ગુજરાતી પ્રજાની નજર પોતાના નિર્માલ્ય થતા શરીર તરફ દોરાવા માંડી છે, પણ તેમનો મોટો ભાગ તેની જવાબદારી હાલના માપબંધીમાં મળતા અનાજ ઉપર ઢોળવા પ્રયત્ન કરે છે. ગુજરાતી પ્રજા ધીમેધીમે આપઘાતની અણી તરફ ધકેલાતી હોય તેમ લાગે છે. આજથી ચાલીસ-પિસ્તાલીસ વર્ષ પર પ્રજાજનોનાં શરીર તંદુરસ્ત, ઊંચાં, કદાવર અને સ્ફૂર્તિથી ભરેલાં હતાં. તેમનાં મુખ ઉપર સુંદર લાલી હતી. પણ ત્યારપછીનાં વર્ષોમાં તે બધું ઘણેભાગે નષ્ટ પામતું ગયું છે. આ બધાનો દોષ આપણી રાંધવાની રીત ઉપર જ મૂકીએ તો તેમાં લેશ પણ અતિશયોક્તિ નથી. ગુજરાતીઓ પોતાના સ્રીવર્ગ દ્વારા પ્રજાજીવન નષ્ટ થઈ રહ્યું છે તે જોઈ શકતા જ નથી. મધ્યમ ભાગના ગુજરાતીઓ નીચેના આહાર વર્ગની ચીજો ખાઈ શકે છે:

૧. દૂધ અને દૂધની વાનીઓ

૨. ઘઉં, ચોખા, બાજરી, જુવાર, મકાઈ વગેરે ધાન્યો જવ હમણાં ખવાય છે. કોદરી પહેલાં ખવાતી તે હવે ખવાતી બંધ થવા માંડી છે. બાવટો અને બંટી, જેમાં ઉત્તમ ક્ષારો છે, તે હલકી વર્ણને ખાવાનાં ધાન્યો ગણાય છે અને ચીણો કોઈક જ સ્થળે ખવાય છે.

૩ તુવેર, ચણા, મગ, મઠ, વાલ, વટાણા, અડદ વગેરે કઠોળો. મસૂરની દાળ ઘણા ગુજરાતી ખાતા નથી, કારણ કે તેને ખાવામાં બાધ ગણ્યો છે. તે દાળ ખાવામાં ઘણી સારી છે, તેમાં લોહના તત્ત્વો સારા પ્રમાણમાં છે તે તેમને ખબર નથી.

૪ કોચલાંવાળાં ફળોમાં ભોંયશિંગ તથા નાળિયેર, બદામ, કાજુ, અખરોટ તો પૈસાદાર જ ખાઈ શકે છે.

૫. ઘી અને માખણ જેવી પ્રાણિજ ચરબી, અને જુદીજુદી જાતનાં તેલો દ્વારા સારા વનસ્પતિની ચરબી

૬ ખાંડ અને ગોળ.

૭ જુદાંજુદાં શાકો:

(ક) બટાકા, સૂરણ, રતાળુ, શકરિયાં, ગાજર, અળવી, કાંદા, લસણ વગેરે કંદમૂળો

(ખ) વેંગણ અથવા વંતાક, ભીંડા, કારેલાં, દૂધી, ગિલોડાં, પરવળ, ટમેટાં, કાકડી, ચીભડાં, તુરિયાં, કોળું, ભૂરું કોળું, કાશીફળ,

પંડોળાં વગેરે ફળશાકો.

(ગ) મેથી, તાંદળજો, મઠ, મૂળાનાં પાન, કોબીજ, કોબી ફુલેવર, પાલક, લાલ સાગ, ખોરસ, લુણી, સરગવાનાં કૂણાં પાન, અળવીનાં પાન, કરડીની ભાજી, સરસવની ભાજી, કુંવાડિયાની ભાજી, પોઈનાં પાન વગેરે શાકો.

૮. કેળાં, બોર, જામફળ, સીતાફળ, કેરી, પીલુડાં, ટેટી, પપૈયાં, તડબૂચ, કાકું વગેરે ફળો.

૯. વઘારાની ચીજોમાં તેઓ સાબુચોખા, સિંગોડાનો લોટ, રાજગરાનો લોટ વગેરે ફરાળમાં વાપરે છે.

આપણે લઈએ છીએ તે ખોરાકના આ બધાય સત્વની આપણે એક કે બીજી રીતે શી દુર્દશા કરી છે તે હવે વિગતવાર જોઈએ:

'ગુજરાત કા ખાના ઘી શક્કરસે'ની કહેવત તદ્દન ખરી છે. ગુજરાતીઓને ઘી અને ખાંડ મળે તો તે ઘણા ખુશ રહે છે. આવી જ એક બીજી કહેવતમાં કહ્યું છે: '...પુરુષ ભોજન કયાં લગી જ્યાં ઘીએ પેટ ભરા.' આનો અર્થ એવો કરી શકાય કે ગુજરાતીઓ ઘીને જ પૌષ્ટિક ખોરાક ગણે છે. તેમના મનથી દૂધ એ કંઈ બહુ કામની ચીજ નથી. શહેરમાં દૂધ કોઈક ઘરોમાં સવારે અને સાંજે પિવાય છે, પણ તે બધાં ઘરોમાં નહિ. ગરીબાઈ તેમાં આડે નથી આવતી. પૈસાદાર લોકોનાં છોકરાંને પણ સાંજે વાળુ વખતે સહેજ દૂધ અપાય છે. ગુજરાતનાં શહેરો અને ગામડાંઓમાં છવ્વીસસત્તાવીસ વર્ષો સુધી ફર્યો છું અને ત્યાં કોઈક જ સ્થળે સવારે છોકરાં તથા મોટાં દૂધ પામે છે. કેટલેક ઠેકાણે પહેલાં સાંજના પાશેર-દોઢપાશેર દૂધ દરેકને મળતું. ઘણે ઠેકાણે ઘરના વડીલ પુરુષને સાંજે દૂધ મળતું અને બીજાં બધાં દાળ, કઢી કે શાકથી ચલાવી લેતાં. જ્યારે દૂધ સસ્તું હતું એટલે કે એક પૈસાનું પોણો રતલ દૂધ મળતું ત્યારે આમ થતું, તો પછી હાલની સ્થિતિમાં તો પૂછવું જ શું? તે વખતે પણ વારતહેવારે બધા દૂધપાક, શિખંડ, બાસુદી વગેરે ખાતા અને શિયાળામાં કદાચ પાક ઉપર દૂધ પીતા, પણ રોજ દૂધ પીનારાની સંખ્યા ઓછી હતી અને આજે પણ તેમ જ છે.

પહેલાં ગામડાંઓમાં અને શહેરોમાં અનેક ઘરે દૂઝાણાં હતાં અને છાશ થતી તે વખતે માખણ કાઢી લઈ સારી ઘટ્ટ છાશ ઘરનાં છોકરાં પીતાં અને કોઈક સ્થળે તો ફેદો અને રોટલો ખાતાં. ત્યાં પુરુષોને રોજ અચ્છેરેક દૂધ મળતું. છોકરાંને દૂધ દોવાય ત્યારે દૂધ મળતું. પણ જે સ્ત્રીઓ પ્રજાની માતાઓ થવાની હોય તે દૂધથી અળગી રહેતી. પોતાની જાતને માટે સ્ત્રીઓ જ કરકસર કરતી. પોતાની છોકરીઓ માટે પણ તેવી જ કરકસર તે કરતી. પણ હવે નાનાં શહેરોમાં તથા શહેરો કે સ્ટેશનો પાસેનાં ગામડાંમાં દૂધ પીવાનો ચાલ બંધ થતો જાય છે અને બધું દૂધ ભાટિયાને ત્યાં, સંચામાં કે માવાવાળા લૈયાને ત્યાં ભરાય છે. ગામડાંઓમાં હવે દૂધનું સ્થાન કડક ચાએ લીધું છે. દૂધ ને રોટલો કે ફેદો ને રોટલાને બદલે આવી ચા પી પેટની ભૂખને શાંત પડાય છે અને તેને દસઅગિયાર વાગ્યા સુધી રાહ જોવાની ટેવ પડાય છે.

ગુજરાતીઓ ઘણી જાતનાં ધાન્યો ખાય છે, પણ તેમનો મુખ્ય ખોરાક ઘઉં અને ચોખા છે. ચોખાને બદલે કોદરી ખાનારાઓની સંખ્યા ઘટતી ગઈ છે. સુરત, ભરૂચ જિલ્લામાં જુવાર વપરાય છે, તેમ જ ખેડા અને અમદાવાદ જિલ્લામાંનાં ગામડાંમાં અને કાઠિયાવાડમાં બાજરી કે બાજરો વપરાય છે. બાજરીનો વાપર ઓછો થતો જાય છે; કારણ કે રોજ

ચડે ખાનારની આબરૂ વધારે ગણાય છે!

આ ઘઉં અને ચોખાની શી સ્થિતિ આપણે કરી મૂકી છે તે જોઈએ પહેલાં ઘઉંને ઘરમાં હાથઘંટીએ દળતા અને તેને ચાળી વગરદળાયેલા ઘઉં કાઢી લેતા, પણ હવે તો ઘઉં સંચે દળાય છે અને તેને ઘણા ઝીણા વેહના હવાલે ચાળીને તેમાંથી બને તેટલું થૂલું કાઢી નાખવામાં આવે છે આ થૂલું બહાર રસ્તા ઉપર કે ઘેર ઢોર હોય તો તેને ખવડાવાય છે ઘઉંના પાછલા પોચા ભાગમાં તેનો બીજવિભાગ છે, જે આવી ઘંટીમાં દળાઈને ચપટો થઈ જાય છે અને થૂલા સાથે ચળાઈને બહાર નીકળી જાય છે ઘઉંનાં ઉપલાં પડોમાં તેનો નકામો ભાગ છે જે પચતો નથી, પણ જેને બહાર કાઢવા આંતરડાં પ્રયત્ન કરે ત્યારે તેની સાથે મળ પણ સાફ થાય છે, એટલે એ ભાગ આંતરડાંને સાફ રાખનાર ચીજ છે તેને તજીને ઘઉંમાંના થોડાક પ્રોટિનો, જુદા-જુદા ક્ષારો અને જીવનસત્ત્વ છે પેલા બીજવિભાગમાં પણ સારા પ્રમાણમાં ય જીવનસત્ત્વ છે તે પણ પેલાં છોડાંની સાથે થૂલામાં બહાર જાય છે એટલે જે લોટ ગુજરાતીઓ વાપરે છે તે લોટમાંથી ઘણે ભાગે ક્ષારો અને સત્ત્વ જતાં રહ્યાં હોય છે

ચોખાની તો તેથી યે વધારે ખરાબ દશા થાય છે તેને ભરડીને તેને પહેલાં કરડ કરતા અને તે કરડને એકવાર છડી તેના ઉપરથી થોડુંક પડ કાઢી નાખતા આથી તેમાં ઘણેભાગે પ્રોટિનો, ક્ષારો તથા ય જીવનસત્ત્વો રહેતાં પણ હવે તો ચોખા ઉપર લાલ છાંટ રહે તે પણ ખમાતી નથી સફેદ બાસ્તા જેવા ચોખા ગુજરાતીઓને પસંદ છે, તેથી તેઓ બેવડી છડના અને પોલિશ કરેલા ચોખા વાપરતા થયા છે. હાલ રેશનિંગમાં અપાતા ચોખા જે કરડ જેવા હોય તો તે તેઓ લેતા નથી અને તેઓ સાફ થયેલો માલ લે છે એ કરડ જેવા ચોખા મળે તો તેઓ તેને ઘેર લાવી ખુબ છડાવી તેની કુશકી અને તેની સાથે તેનાં નાકાં ફેંકી દે છે ચોખામાં પણ તેના ઉપલા પડની સાથે તેમાંના ક્ષારો અને ય જીવનસત્ત્વો ચોંટેલાં હોય છે તેના બીજવિભાગમાં પણ ય જીવન-સત્ત્વો છે આ ક્ષારો અને જીવનસત્ત્વો પૈકી ઘણાં તેની કુશકી તથા નાકાં સાથે બહાર જતા રહે છે તે બધાનો રસ્તે ઢગલો થાય છે તેને ઢોરઢાંખર ખાય છે પણ આટલેથી બસ નથી, આવા કસરહિત બનાવેલા ચોખાને પાણીમાં ઉકાળી તેનું ઓસામણ ખાળમાં ઢોળી દેવામાં આવે છે આ ઓસામણમાં તેના બાકીના ક્ષારો અને જીવનસત્ત્વો ચાલ્યાં જાય છે આમ નમાલો થયેલો ભાત ખાઈને શરીરે તંદુરસ્ત રહેવા ઇચ્છનાર ગુજરાતીઓ ખાલી સ્વપ્નાં વિના બીજું શું સેવે છે?

ગુજરાતીઓ પૈકી ભણેલાં સ્ત્રીપુરુષો, આર્કટના ઘેરાની વાત વાંચીને ભૂલી ગયાં હોય છે ત્યાં ચોખાના ઓસામણ ઉપર હિંદી સેના નભી શકી હતી તેનાં કારણો જાણવા અને સમજવા તેમણે પ્રયત્ન જ નથી કર્યો આ ઓસામણમાં ચોખામાંના ઓગળી શકે એ બધા ક્ષારો, જીવનસત્ત્વો અને કેટલાંક કાંજીનાં સત્ત્વો હોય છે અને તેથી જ હિંદી લશ્કર તે પીને લડાઈ કાઢી શક્યું

ગુજરાતીઓનાં દાળકઠોળની હીન દશાનો પણ વિચાર કરવા જેવો છે દાળ કરવાની બે રીતો છે. કઠોળને તડકે નાખી તેને ભરડવામાં આવે એટલે ચણા અને તુવેર જેવાં કઠોળનાં કેટલાંક ઉપલાં છોડાં ઊખડી જાય છે પછી તેને ફરીથી તડકો દઈ થોડા દહાડા પછી ભરડીએ છીએ એટલે બધાં છોડાં ઊખડી જાય અને તેની દાળ પડે છે. તે દાળને

વીણીને પૂંડાવાળી દાળ કાઢી લઈ તેને પછીથી સાફ કરવામાં આવતી; પણ હવે હાથઘંટીને બદલે દાળ ભરડવાના સંચા થયા છે, જેમાં તે કઠોળની દાળનાં છોડાં ન નીકળે તો તેમને છોલીને કાઢી નાખે છે. આમ છોલતી વખતે તેમના ઉપલા પડની અંદર રહેલા કેટલાક ક્ષારો અને જીવનસત્ત્વો ઝીણા ઢોરમાં જતાં રહે છે અને તે ઢોરના જ ઉપયોગમાં આવે છે. મગ, મઠ, અડદ વગેરેની દાળોને પહેલાં છોડાં સાથે ખાતા, પણ હવે તો બધી દાળો મોગર જ જોઈએ છે. તેવી મોગર દાળ કરતી વખતે તેમાંના ક્ષારો અને જીવનસત્ત્વો ઘણેભાગે જતાં રહે છે. ઘણે ઠેકાણે આખા કઠોળો ખવાય છે અને વારતહેવારે ફણગાવેલા કઠોળો પણ રંધાય છે, પણ તે દાળ કે કઠોળ એકદમ ચડીને સુંવાળાં થઈ જાય તે હેતુથી તેમાં ગુજરાતી સ્ત્રીઓ અને તે સ્ત્રીઓના હાથે કેળવાયેલા બ્રાહ્મણો ખારો અથવા ખાવાનો સોડા નાખે છે. આ ખારાને લીધે ઉગાડેલા કઠોળોનાં ક જીવનસત્ત્વો નાશ પામે છે. એ ખારો હોજરીમાં જાય છે ત્યારે તે ત્યાં ઝરતા પાચનરસમાંના મીઠાના તેજાબની સાથે મળે છે અને તેમાંના થોડાને નિરુપયોગી બનાવે છે. આથી પાચનક્રિયામાં ખલેલ પડે છે.

આ ઉપરાંત વળી ગુજરાતીઓ દાળકઠોળ ઓછાં ખાય છે. તેમને માંસલ તત્ત્વ એટલે પ્રોટિન અથવા નત્રલ તત્ત્વો ખાસ કરીને કઠોળમાંથી જ મળે એમ છે. ઈંડાં, માંસ કે મચ્છી તો ધર્મના બહાના હેઠળ આપણે ખાઈ શકતા નથી ને વળી દૂધથી હંમેશ દૂર જ રહીએ છીએ. શાકી ઓછી ભાવે છે અને લીવરિંગ અને કોપરું તો રોજિંદા ખોરાકમાં આવતાં જ નથી એટલે આ બધામાંથી મળતા પ્રોટિનો આપણે મેળવી શકતા નથી. પછી દાળકઠોળ ઓછાં ખાવાથી તેમનાં શરીર પ્રોટિનભૂખ્યાં રહે છે. આ પ્રોટિનો હાડકાં બાંધવાના કામમાં આવે છે તેમાં તેમનાં અને તેમનાં બાળકોનાં હાડકાંનો બરાબર વિકાસ નથી થતો. દરેક પુખ્ત ઉંમરના માણસે ૮ થી ૧૦ તોલા એટલે ત્રણથી ચાર અધોળ દાળકઠોળ રોજ ખાવાં જોઈએ; આ પ્રમાણે ગુજરાતીઓ નથી કરતા. જાડી દાળ તેમને ભાવતી બંધ થઈ છે. તેઓ ફક્ત તુવેરની જ દાળ ખાય છે ને ખીચડીમાં મગની દાળ અને કઢી-ભજિયાંમાં ક્યારેક થોડોક ચણાનો લોટ ખાય છે. અડદની દાળ તેમને સીકણી લાગવા માંડી છે. તેઓ ભૂલી જાય છે કે જુદાંજુદાં કઠોળોમાં જુદાંજુદાં તત્ત્વો છે, તેથી બધી જાતની દાળો અને કઠોળો ખાઈએ તો જ બધાં તત્ત્વોનો લાભ શરીરને મળે.

હવે શાકભાજી લઈએ. ધીમેધીમે ગુજરાતી પ્રજા સુગાળવી થતી જાય છે. સૂરણ, રતાળુ વગેરેનાં કંદનું અને નકામાં છોડાં કાઢી નાખવાં જોઈએ, પણ જેમની ચામડી સુંવાળી છે તેવાં વેંગણ કે પરવળ જેવાં શાકને છોલવાં ન જોઈએ, એ વાત ગુજરાતીઓને ઓછી માન્ય છે. તેમનાં છોડાંની તરત જ નીચે તે શાકોના ક્ષારો ને જીવનસત્ત્વો રહે છે, તે છોડાં કાઢી નાખવાથી તેનો લાભ તેઓ ગુમાવે છે. વેંગણને અને પરવળને છોલનારાઓની સંખ્યા દેખાદેખીથી વધતી ચાલી છે. દૂધીને સોરવાને બદલે તેની છાલનાં જાડાં ગાભડાં કાઢનારનો આંક પણ વધે છે. દૂધીને છીણી તેને નીચોવી પાણી કાઢનાર ઘણાં થયાં છે કારેલાંને છોલી તેમાં મીઠું ચોળી તેને નીચોવનાર તથા મોરસ, મેથી વગેરે ભાજીઓને પણ ચોળી નીચોવી તેમનાં પાણી કાઢી ફેંકી દેનારની સંખ્યા વધતી જાય છે. આ પાણીની સાથે તેમાંના ઉત્તમ ક્ષારો, જીવનસત્ત્વો વગેરે મોરીમાં જાય છે. બટાકાને ઉકાળી તેનું પાણી પણ મોરીમાં નખાય છે. ગમે તે શાક હોય તેને સુંવાળું કરવા તેમાં

ખારો નખાય છે. આ ખારાને લીધે તેમાંનાં ક જીવનસત્ત્વ બધાં નાશ પામે છે. ત્રિશોડાં, કારેલાં, ભીંડા વગેરે શાકોને ખરાં કરાય છે. તેમને ખરાં કરવાથી તેમના ઉપરનાં તત્ત્વો બળી જાય અને તે નકામાં જાય એ સાદી વાત છે. તેથી તેમાંની ખરી સોડમ અને સ્વાદ બધાં હવામાં ઊડી જાય છે કેળાનાં ખડખડિયાં જ્યારે થાય ત્યારે તેમાંની મીઠાશ ઊડી જાય ને તે મરોડી જેવાં લાગે. તેમાં મરીમસાલો નાખે તો તેનો સ્વાદ આવે.

ગુજરાતીઓને ભાજી પસંદ નથી. તેઓ પાલક, મેથીમોરસના મૂઠિયાં કરે, બીજી ભાજીઓ તેમને મન કૂચકા શાક છે, અને તે ઢોરને ખાવા લાયક ચીજો છે. કૃષ્ણ પરમાત્માએ વિદુરજીની ભાજીને પકવાનો કરતાં સારી ગણેલી તે તેઓ ભૂલી જાય છે તેમને ભાજીની કિંમત નથી તેમ ન હોય તો આપણે મૂળાના લીલાછમ જેવાં પાન અને કોબીજની ઉપરનાં લીલાં પાન કેમ ફેંકી દઈએ! કોબીજનાં ઉપરાં લીલાં પાનમાં અંદરના સફેદ પાન કરતાં ત્રણગણા ક્ષારો છે તે વાત જાણીએ તો આમ કરવાથી શું ગુમાવવું પડે છે તેનો ખ્યાલ આવી શકે. વળી ભાજીમાં ઉત્તમ પ્રોટિનો છે. તેમાં સારાં સારાં અ, બ ને ક જીવનસત્ત્વો પણ છે અને તેમાં વળી નકામો ન પચે એવો પદાર્થ છે, જેને બહાર કાઢવાનો પ્રયત્ન આંતરડાં કરે ત્યારે સાથે-સાથે આંતરડાંનો મળ પણ નીકળી જાય છે; એટલે ભાજી ખાવાથી બંધકોશ ટળે છે.

ફળોની બાબતમાં ઋતુનાં ફળો પૈકી બોર, સીતાફળ, કેળું જેવાંની સાથે તાવ અને ઉધરસ આપણે જોડ્યાં છે; તેથી તે ઓછાં ખવાય છે પપૈયાં ગરમ પડે છે. બાકીનાં ફળો ગુજરાતીઓ ઠીક પ્રમાણમાં ખાય છે અને તેથી તેમને કેટલાક ક્ષારો અને જીવનસત્ત્વો મળે છે.

દરેકના ખોરાકમાં શું જોઈએ તેની વાત કરીએ. શક્તિ અને ગરમી આપનાર કાર્બોદિત પદાર્થો તેમાં જોઈએ. તેમાં કાંજીનાં તત્ત્વો અને શર્કરા આવ્યાં. તેની સાથે હાડકાં અને માંસ બાંધનાર પ્રોટિનો એટલે માંસદ પદાર્થો સારું લોહી બનાવનાર અનેક ક્ષારો અને શરીરની તંદુરસ્તીનું રક્ષણ કરનાર જીવનસત્ત્વો જોઈએ. આ બધું શું ખાવાથી મળે?

આપણે લોટ, ચોખા, બટાકા વગેરે ખાઈએ છીએ. ભેગાભેગ ગોળ અને ખાંડ પણ લઈએ છીએ એટલે આપણા શરીરમાં ગરમી અને શક્તિ આપનાર ચીજો તો જાય છે જ. વધારાની ગરમી આપણને ઘી અને તેલથી મળે છે. પણ તે ઘીતેલ વધારે પ્રમાણમાં લેવાતાં હોવાથી લોટ વગેરે પૂરતા જથ્થામાં શરીરમાં જતા નથી. આ કારણથી ગુજરાતીઓનો આહાર ઓછો છે. આપણને ઉત્તમ પ્રોટિનો અથવા માંસદ પદાર્થો નથી મળતા; કારણકે આપણે દૂધ ઓછું લઈએ છીએ અને ધર્મને કારણે ઈંડાં, માંસ, મચ્છી ખાઈ શકતા નથી અને સમજને લીધે પાંદડાંવાળી ભાજી પસંદ નથી કરતા વળી જે ધૂસું અને ફુશકી ફેંકી દઈએ છીએ તેમાં પણ સારાં પ્રોટિનો ગુમાવીએ છીએ. સોયાબિન અને કોપરું ઓછાં ખાઈએ છીએ; એટલે તેમાંનાં ઉત્તમ પ્રોટિનો આપણને મળતાં નથી. જે થોડાંક પ્રોટિનો મળે છે તે દાળ અને કઠોળમાંથી જ મળે છે, પણ તે ચીજો ઘણી ઓછી ખાઈએ છીએ. પરિણામે ખોરાકમાં હાડકાં બાંધનાર તત્ત્વો ઓછાં જાય છે, જેથી આપણાં હાડકાં બરાબર ખીલી નથી શકતાં. આમ આપણા શરીરનો પાયો જ ઢીલો બંધાય છે.

સારી ચરબીનાં તત્ત્વો દૂધ, માખણ, ઘી, ઈંડાંની દાળ, જનાવરોની ચરબી અને માછલીના કલેજાનાં તેલમાંથી મળે છે આ પૈકી

ગુજરાતીઓ ફક્ત દૂધ, માખણ અને ઘી વાપરી શકે છે. દૂધ ઘણું ઓછું લે છે અને ઘી મોઘું થવાથી મધ્યમવર્ગ હવે વનસ્પતિનાં ઘી ખાય છે. ઉત્તમ ચરબીમાં એ અને ડ જીવનસત્ત્વો છે. આ જીવનસત્ત્વોની અસર આંતરડાં, આંખ અને હાડકાં પર થાય છે. એટલે ઘી જેવી ઉત્તમ ચરબી વગર આપણે હેરાન થવાના. વનસ્પતિનાં તેલોમાં જીવનસત્ત્વો બિલકુલ નથી એટલે ગરમી ભલે મળે પણ તેનાથી શરીરના ઉપર જણાવેલા અવયવોને કંઈજ લાભ નથી થતો

ક્ષારોમાંથી દરેક માણસને ચૂનો, ફૉસ્ફરસ, લોઢું, ક્લોરિન, આયોડાઈન, મેગ્નેશિયમ અને ત્રાંબુ મળવાં જોઈએ.

ચૂનાના ઉત્તમ ક્ષારો દૂધ અને દૂધની વાનીઓ, ઈંડાંની દાળ, લૉવરિંગ, કોપરું, લીલાં પાંદડાંવાળી ભાજી અને દાળકઠોળમાંથી મળે છે. ગુજરાતીઓ દાળકઠોળ થોડાં ખાય અને કદાચ દૂધ ઓછું લે અને કોઈક દહાડો લૉવરિંગ અને કોપરું ખાય તેથી તેમને આ ક્ષારો ઓછા મળે છે.

ઉત્તમ ફૉસ્ફરસના ક્ષારો ઉપલી ચીજો ઉપરાંત ઘઉં, જુવાર, બાવટો, બટી વગેરે ધાન્યોમાંથી મળે છે બાવટો અને બટી આ બાબતમાં ઘણાં સારાં છે, પણ તે ગરીબો જ ન છૂટકે ખાય છે. જુવાર ગુજરાતના થોડાક જ ભાગમાં ખવાય છે અને ઘઉં જે ઘણેભાગે ખવાય તેની દુર્દશા થાય ત્યારે તેમાંના ક્ષારો રસ્તામાં કાઢી નાખવામાં આવે છે; એટલે તેમાંનુ ફૉસ્ફરસ ગુજરાતીઓ ઓછા પ્રમાણમાં લે છે. આ બે ક્ષારો હાડકાં બાંધવામાં કામ લાગે જેથી તે ક્ષારોની ન્યૂનતાને લીધે ગુજરાતીઓનાં શરીર બરાબર ખીલતાં નથી.

લોખંડના ક્ષારો ધાન્યો દાળ અને કઠોળોમાંથી મળે છે પણ લીલી ભાજી, જનાવરનાં મકૃતો, ઈંડાં અને લીલા માંસમાં તે ખૂબ હોય છે. આ પ્રામિજ વસ્તુઓ આપણે ખાઈએ નહિ અને ભાજીને ઓછી વાપરીએ અને ધાન્યોની દુર્દશા કરીએ એટલે આપણને લોઢાના ક્ષારો થોડા જ મળે છે તે ક્ષારો ટમાટા, કાંદા, તડબૂચ, રેટી, ચીભડાં અને આરિયામાં પણ છે. આ બધી ચીજો ખાનારને થોડાક વધારે પ્રમાણમાં લોહક્ષાર મળે. આ લોહક્ષારને લીધે લોહીના લાલ કણ સારા બને અને તેને અભાવે માણસો ફિક્કા પડે છે.

ક્લોરિન આપણને ખાવાનું મીઠું, લીલી ભાજી, કેળાં, ખજૂર, અનનાસ, વટાણા વગેરેમાંથી મળે છે આ ચીજનો ક્ષાર આપણને પૂરતા પ્રમાણમાં મળી રહે છે.

આયોડાઈન લીલી ભાજી, મોગ્સ વગેરે દરિયાઈ ભાજી, દરિયામાં થતી મચ્છીઓ અને તે મચ્છીનાં તેમ જ લીવરનાં તેલોમાંથી મળે છે. પ્રાણિજ વસ્તુઓ ધર્મ પ્રમાણે ખવાય નહિ અને ભાજી ભાવે નહિ તેથી બીજી ચીજોમાંથી જે થોડાક મળે તેથી ગુજરાતીઓને સંતોષ માનવો પડે છે લસિંગ ખાનારાઓને તે સારા પ્રમાણમાં મળે છે.

થૂલા વગરનો લોટ, બેવડી છડના ચોખા, ખાંડ અને ઘી ખાવાથી ઉપરના બધા ક્ષારોની ખાધ શરીરને પડે છે. પણ ભાજીમાં ઉપલા બધા ક્ષારો અને ત્રાંબાના ક્ષારો છે. ગાજરમાં પણ તે ખૂબ છે. જો બધા ક્ષારો પૂરતા પ્રમાણમાં શરીરમાં લેવા હોય તો જે જે વનસ્પતિની ચીજો ઈશ્વરે બનાવી છે તે તે બધી ચીજો જ્યારેજ્યારે થાય ત્યારેત્યારે ખાવી જોઈએ. જે ઋતુમાં જે ફળ થાય તે પણ ખાવાં. બોર અને કોઠ.થી ઉધરસ થાય છે એ માન્યતા ખોટી છે. હું હજુ પુષ્કળ બોર ખાઉં છું અને પાકા કોઠાનો ગળ અને ગોળ ખાઉં છું પણ તેથી મને ઉધરસ થઈ નથી. મારો એવો અનુભવ છે કે સીતાફળથી માંદા

નથી પચાતુ, રેટી ખાઈને પાણી પીવાથી ઊનવા પણ નથી બળતો, પપૈયાં ગરમ નથી પડતાં. હા, તે ફળોના ઉપર વિક્રિયા કરે તો માંદા પડાય. દાખલા તરીકે કેળાંમાં ખૂબ ઘીખાંડ ચોળીને ખાવાથી જે માંદગી આવે તે કેળાની નહિ પણ પેલાં ખાંડઘીની છે.

હવે જીવનસત્ત્વોની વાત કરીએ. જીવનસત્ત્વો એ શરીરના રક્ષક કારીગરો છે તેમને લીધે જે ચીજો ખાઈએ તેનો પૂરો લાભ શરીરને મળે. તે ન હોય કે ઓછાં હોય તો પેટ ભરીને ખવાય, તોપણ તે ચીજોનો ઉપયોગ શરીર બરાબર કરી ન શકે. દાખલા તરીકે ફૉસ્ફરસ અને ચૂનાના ક્ષારો ભરપૂર પેટમાં જાય પણ ૪ જીવનસત્ત્વ ઓછું જાય તો તે ક્ષારો હાડકાં બાંધવાના કામમાં લઈ શકાય નહિ અને છતે ક્ષારે શરીરની ભૂખ ન ભાગે. આપણને અ, બ, ક અને ૪, મુખ્ય જીવનસત્ત્વો જોઈએ બ માં વ અને ગ સમાઈ જાય એ જીવનસત્ત્વોવાળી ચીજોમાંથી બીજાં બધાં જીવનસત્ત્વો મળી રહેશે એ બધી ખાવાની ચીજો કુદરતે આપી છે તેમ ખવાય કરે, રાંધેલી ચીજોને ઊની રાખવા દેવતા ઉપર લાંબો વખત રાખવામાં ન આવે. રાંધતી વખતે તેમનામાંથી ક્ષારો અને જીવનસત્ત્વો જતાં રહે કે નાશ પામે એમ કરવામાં ન આવે, ખોરાકમાં ખારો કે રાંધવાનો સોડા ન નંખાય અને સવારસાંજ ઉઘાડા શરીર ઉપર થોડોક તડકો પડે તો બધાં જીવનસત્ત્વો આપણને મળી રહે તેમ છે લીલોતરી શાકો, કોબા-કેલાં કોળેગો, ભાજીઓ, રાતા અને પીળા રંગનાં શાકો, લીંબુ અને લીંબુની જાતનાં ફળો, બીજાં ઋતુઋતુનાં ફળો, ટમેટાં, ચૂલાવાળો લોટ, એકવડી છડના ચોખા, ઘી, માખણ જેવી પ્રાણિજ ચરબી કે તેલી પદાર્થો જેમના ખોરાકમાં હોય તેમને જીવનસત્ત્વની ચિંતા કરવા જેવુ રહેતું નથી. આ માટે ગુજરાતી સ્ત્રીવર્ગને ખોરાક સંબંધી ખાસ યોગ્ય કેળવણી અપાવી જોઈએ; કારણકે નહીં તો પિતા, માતા, ભાઈબહેનો, પતિ અને બાળકોનાં પેટ કદાચ ભરાય પણ શરીર તો ભૂખ્યાં જ રહેવાનાં

હવે મુદ્દાની વાત પર આવીએ.

સર્વતત્ત્વી ખોરાક કેટલા પ્રમાણમાં સાધારણ કામ કરનાર સ્ત્રી અને પુરુષને જોઈએ તે જાણવામાં આવે, તો દરેક ઘરમાં કદાચ ખોરાકની યોજના એવી કરી શકાય કે સ્ત્રી-પુરુષ બધાંને યોગ્ય ખોરાક મળી રહે આ કામ ભરતત્ર ચલાવનાર સ્ત્રીના હાથમાં છે. તે એ વિચાર કરીને ખોરાકની યોજના કરે તો તે પોતે અને તેમનાં સ્વજનો સુખી રહે.

સાધારણ કામ કરનાર પુરુષને લગભગ ૩૦૦૦ ચોખ્ખી કેલોરી ગરમી ઉત્પન્ન કરે એટલો ખોરાક જોઈએ અને સ્ત્રીને લગભગ ૨૫૦૦ ચોખ્ખી કેલોરી ગરમી ઉત્પન્ન કરે એટલો ખોરાક જોઈએ. કેલોરી ગરમી કોને કહેવાય? એક ગ્રામ પાણીની ગરમી એક સેન્ટીગ્રેડનો વધારો કરી શકે એટલી ગરમીને કેલોરી ગરમી કહે છે માત્ર એટલી ગરમી આપે તેવો ખોરાક બસ નથી તે ખોરાકમાં ૯૦ ગ્રામ પ્રોટિન કે નત્રલ તત્ત્વો જોઈએ, ૮૦ થી ૯૦ ગ્રામ ચરબીનાં તત્ત્વો જોઈએ અને ૩૦૦ થી ૪૦૦ ગ્રામ કાર્બોદિત તત્ત્વો જોઈએ. એક અધોળ વજનની બરાબર ૨૮૩ ગ્રામ થાય. આ ખોરાક વળી જીવનસત્ત્વો અને ક્ષારોથી ભરપૂર જોઈએ નીચે આપેલા કોઠા પ્રમાણે ખોરાક લેવાય, તો સાધારણ કામ કરનાર પુરુષને યોગ્ય સમતત્ત્વી ખોરાક મળી રહે. તેમાં તેને પ્રોટિન કે માંસદમાંથી લગભગ ૪૦૦ કેલોરી મળવી જોઈએ; ઘી, તેલ, ચરબીમાંથી ૮૦૦ કેલોરી મળવી જોઈએ અને ૧૮૦૦ કેલોરી કાર્બોદિત પદાર્થોમાંથી મળવી જોઈએ. ક્ષારો, જીવનસત્ત્વો અને પાણીમાં ગરમી ઉત્પન્ન નથી થતી. શાકભાજીની ગરમી થોડીક જ થાય છે.

સામાન્ય પુરુષને નીચે પ્રમાણે ખોરાક મળે તો તેને બધાં તત્ત્વો મળી રહે:

| ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|
| ક્રમ | ખોરાકની ચીજો | કેલોરી ઉષ્ણતા | ક્યાં તત્ત્વો મળે છે? |
| ૧ | ચોખ્ખું દૂધ ૦॥ રતલ | ૨૪૦ | શરીરનો બાંધો બાંધનાર અને તેની વૃદ્ધિ કરનાર ઉત્તમ પ્રાણિજ પ્રોટિન અથવા નત્રલ ચૂનાના ક્ષારો અને વ જીવનસત્ત્વો. |
| ૨ | મલાઈ કાઢી લીધેલું દૂધ ૦॥ રતલ | ૧૧૦ | ઉપર પ્રમાણે. |
| ૩ | ચોખા. કણકી, ઘઉં વગેરે ધાન્યો ૧ રતલ | ૧૬૦૦ | ગરમી અને શક્તિ. થૂલા સાથેનો લોટ હોય અને ચોખા એકવડી છડના હોય કે કરડ હોય તો તેમાંથી બ જીવનસત્ત્વો મળે. તેમાંનો કાષ્ટવિભાગ શરીરમાંથી મળ સાફ કરવાના કામમાં આવે. |
| ૪ | મધ, ગોળ, ખાંડ ૧॥ અધોળ | ૧૫૦ | ગરમી અને શક્તિ. મધ અને ગોળમાં ક્ષારો છે પણ ખાંડમાં ક્ષારો નથી, તેથી તે બહુ ન ખાવી જોઈએ. |
| ૫ | જુદીજુદી દાળો (છડામણ વગરની) અને કઠોળો ચાર અધોળ (સાદાં અને શણગાવેલાં) ૪ અધોળ | ૪૦૦ | ગરમી અને શક્તિ. મધ્યમ પ્રકારનું પ્રોટિન કે નત્રલ તત્ત્વ, જુદાજુદા ક્ષારો અને વ જીવનસત્ત્વ ઉગાડેલાં કઠોળો ખવાય તો સારું. તેમાંથી ક જીવનસત્ત્વો મળે. જુદાંજુદાં બધાં કઠોળો અને દાળો વારાફરતી ખાવાં. દૂધ ઓછું મળે તો દાળ વધારે લેવી જોઈએ. |
| ૬ | ઘી, માખણ ૧ અધોળ | ૨૫૨ | ગરમી અને શક્તિ અ ને ઙ જીવનસત્ત્વો અને ઉત્તમ પ્રાણિજ ચરબી. |
| ૭ | વનસ્પતિનાં તેલ ૧॥ અધોળ | ૩૭૮ | ગરમી અને શક્તિ. ઘી-માખણ ઓછાં મળે અને તેલ વધારે ખાવું પડે તો થોડુંક માછલીના લીવરનું તેલ લેવું; કારણકે તેમાં ઙ જીવનસત્ત્વ ખૂબ છે અને અ જીવનસત્ત્વ પણ છે. |
| ૮ | સોયાબિન કે કોપરું ૨॥ તોલા અથવા અધોળ. | ૧૫૪ | ગરમી અને શક્તિ. પ્રોટિન કે નત્રલ તત્ત્વ. |
| ૯ | કંદમૂળ ને ફળ-ચારો ૬ અધોળ અથવા દોઢ પાશેર | ૧૯ | ક્ષારો, અ, બ ને ક જીવનસત્ત્વો. કચુંબરો ખાવાથી ક જીવનસત્ત્વ તેમાંથી મળે. |

| ૧ | ૨ | ૩ | ૪ |
|---|---|---|---|
| ૧૦ | લીલી ભાજી ફોદ પાશેર | ૭ | ઉપર પ્રમાણે-અને ફોલિક એસિડ (લોહી સુધારનાર) ક્રમ ૯ ને ૧૦ની વસ્તુઓ તાજી લેવી. લીલા, પીળા અને લાલ રંગના શાકમાં જીવનસત્વો બહુ હોય. લીલી ભાજીઓમા તે ખૂબ હોય જે જે ચીજો કાચી ખવાય તે કાચી કચુંબર તરીકે ખાવી અને જેમને રાધવામા આવે તેમા ખારો કે સનોરો ન નાખવો, કારણકે તેથી ક જીવનસત્ત્વ મરી જાય. |

| | |
|---|---|
| કુલ કેલેરી | ૩૩૧૦ |
| બગાડ ૧૦ ટકા | ૩૩૧ |
| ચોખ્ખી* કેલેરી | ૨૯૭૯ |

• નોંધ -માંસ, મચ્છી, ઈંડાં ખાય તેને ચોડાક કઠોળ અને દૂધ ઓછા કરવા જોઈએ.

આ માપમાં તેલને બદલે વધુ ઘી વાપરી શકાય સંચાનુ દૂધ ન લેતાં બધુ ચોખ્ખુ દૂધ લઈ શકાય ચોડાક વધારે પ્રમાણમા ધાન્યો લઈ શકાય.

## ઉપર પ્રમાણે ખોરાક ન મળે અને અપૂર્ણ ખોરાક મળે તો શરીર ઉપર શી માઠી અસર થાય તે દેખાડનારો કોઠો

| ક્રમ | શરીરના ભાગો | માઠી અસર | ખોરાકમાં શેની ખામી છ? |
|---|---|---|---|
| ૧ | સામાન્ય દેખાવ | થાક લાગે, ખભા ઢળી જાય, પેટ આમળ આવે, સ્નાયુઓ નાના અને પોચા પડે મદ અને નિસ્તેજ ચહેરો, કામમા આળસ, ચીડિયો સ્વભાવ અને કોઈક વખતે વધારે કામ કરવાની ધમશ અને પછી થાક | પ્રમાણમા અનાજ ઓછુ ખાતા હોય અને તેમાં પ્રે પ્રોટિન અથવા નત્રલ કે માસદ તત્ત્વો ઓછા હોય તો |
| ૨ | વાળ | સુકા, બરછટ, તૂટી જાય તેવા, ઝાંખા. | બ જીવનસત્વ. |
| ૩ | આંખ | ઝીણી, કેશવાહિનીઓ લોહીથી ભરાઈને તસતસે, જેથી આખના ખૂણા આગળથી તે કીકી સુધી લાલ લીટીઓ દેખાય. | બ ૨ અથવા ગ જીવનસત્ત્વની ખામી. બ જીવનસત્ત્વોવાળી ચીજોમાં તે સત્ત્વ હોય. |
| ૪ | પોપચાં | કોરેથી સૂઝેલા અને પોપડી ચોપડીવાળાં | ઉપર પ્રમાણે અને બ જીવન સત્ત્વની ખામી. |
| ૫ | દાતના પારા | સૂઝેલા, અકુદરતી રંગના, પોચા વાળી જેવા અને તેમાથી લોહી નીકળે | ક જીવનસત્ત્વની ખામી. |

| | | | |
|---|---|---|---|
| ૬ | જીભ | ઘણા ઘેરા લાલ રંગની. | બધી જાતનાં બ જીવનસત્ત્વોની ખામી. ફોલિક એસિડની ખામી. |
| ૭ | મે | હોઠના ખૂણા ફાટેલા કે ત્યાં ચાંદા કે ચાઠાં. | બ ૨ અથવા ગ જીવનસત્ત્વની ખામી. |
| ૮ | ચામડી | ભીંગડાં થાય. ઝીણી ફોડલીઓ થાય. | સ જીવનસત્ત્વની ખામી. |
| ૯ | છાતી, | વચ્ચેથી આગળ પડતી. | ચૂનાના ક્ષારો અને ૬ જીવનસત્ત્વની ખામી. |
| | ઘૂંટણ, | ચાલતાં અફળાય એવા. | |
| | પગ, | વાંકા વળેલા. | |
| | પાટલી. | વચ્ચેની કમાન વગરની ચપટી. | |

સૂચના: જે તત્ત્વોની ખામી લાગે તે તત્ત્વો ખોરાકમાં આવી રહે, એ પ્રમાણે પોતાના હમેશના ખોરાકમાં ફેરફાર કરવો જોઈએ.

ગુજરાતી પ્રજા આ પ્રમાણે આત્મનિરીક્ષણ કરી પોતાને શિરે ચોંટેલું કંગાળ શરીર-દેખાવનું મહેણું ટાળવા પ્રયત્ન નહિ જ કરે?



એક જંગલમાં એક શિયાળને ચાર મિત્રો હતા: વાઘ, વરુ, ઉંદર ને નોળિયો. એક હૃષ્ટપુષ્ટ હરણ રોજ નદીએ પાણી પીવા આવે. ચપળ હરણનો કેમ શિકાર કરવો તે માટે શિયાળે યુક્તિ લડાવી. રાત્રે સૂતેલા હરણના ઉંદરે ધીમેધીમે ફૂંક મારીને પગ કરડી ખાધા. સવારે અશક્ત હરણને વાઘે પૂરું કર્યું.

પછી શિયાળે કહ્યું:

'આપણે જ્યાફત ઉડાવીએ તે અગાઉ તમે બધા નાહવા-કરવા જવું હોય તો પતાવી આવો. હું ધ્યાન રાખતો બેઠો છું!'

નાહીને પહેલા આવનાર વાઘે શિયાળ સામે જોયું તો અચંબો થયો. પૂછ્યું:

'આવા શુભ અવસરે તારું મોઢું કેમ પડી ગયું છે?'

'બીજું કંઈ નહીં, મને ઉંદરે કહેલાં વચન દુઃખ આપે છે. તમારી પ્રતિષ્ઠાનો એમાં તો સવાલ છે. એ કહે આજ તો સહુ મારા પુરુષાર્થનું ફળ પામવાના છે, કારણ હરણ તો મારા બળથી મર્યું છે.'

'સાચી વાત?' ક્રોધમાં વાઘે પૂછ્યું: 'તો તો એ ઉંદરે મારેલા હરણને હું અડવાનોય નથી. ગમે ત્યાંથી બીજો શિકાર મળી રહેશે.'

વાઘના ગયા પછી વરુ આવ્યું કે ગભરાઈ ગભરાઈ શિયાળ બોલ્યું:

'રે, રે તમે ક્યાં અત્યારે અહીં આવ્યા? વાઘ તો તમારા પર પુષ્કળ ખીજે ભરાયો છે તે. બાયડી સાથે ડરાવવા જ આવે છે. નાસી જાઓ નહીં.. તો...' શબ્દો પૂરા સાંભળ્યા વિના જ વરુ ભાગ્યું.

પછી આવ્યો ઉંદર. તેને સમજ પાડવું હોય તે રીતે શિયાળ કહેવા લાગ્યું:

'મિત્ર! તું ખાવાનો છે તો તારા મારેલા હરણનું માંસ, પણ નોળિયો કહેતો હતો કે એને હરણના કરતા ઉંદરનું માંસ વધુ પ્રિય છે, વધુ ભાવે છે. માટે જીવવું હોય તો ઘરભેગો થઈ જજે.'

નોળિયો આવ્યો કે કરડાકી કરી શિયાળ ધૂરક્યું:

'ભલા ભૈ, હરણની આશા રાખી અહીં આવ્યો હોય તો નાસી જ છૂટજે. વાઘ, વરુ ને ઉંદરને મેં હાંકી મૂક્યા છે. તારે જીવતા રહેવું હોય તો નાસી છૂટજે હા...!'

આમ સામ, દામ, ભેદ ને દંડની યુક્તિ વાપરી શિયાળે આખુંય હરણ મિત્રો પાસેથી પડાવી લીધું.

પોતાની સંવેદનામાં ભાગ લેવડાવવા ઇચ્છે છે. સામો માણસ જો એવો જ સામો ભાવ પ્રગટ કરે તો એને એ ખૂબ જ ગમે છે. મેકડુગલ નામક માનસશાસ્ત્રી આવા માણસ માટે કહે છે, કે 'આવી વૃત્તિવાળા માણસને બે-ચાર જણાની વચ્ચે હોય ત્યારે જેટલો આનંદ પડે છે, તેટલો આનંદ એકલો હોય ત્યારે પડતો નથી. કદાચ એ પ્રકૃતિનો પરમ પ્રશંસક હોય, છતાં ય જો એ પ્રકૃતિની રમ્યતાઓ વચ્ચેથી એકલો જ પસાર થતો હશે તો તેનો આનંદ એ નહિ લઈ શકે!' કોઈ માણસમાં આ વૃત્તિ ન્યૂન છે કે અધિક એ જોવા માટે આ રીત પણ એક સરસ પારાશીશી સમાન છે.

અને આ સહવાસની ભૂખ તો ઈશ્વરના સર્જન જેટલી જૂની છે. ઉપનિષદમાં પણ કહ્યું છે, કે 'स ऐकाकी न रमते,' 'स द्वितीयं ऐच्छत।' ઈશ્વરને પણ એકલા ન ગમ્યું ને તેણે આ વિવિધરંગી સૃષ્ટિની ઉત્પત્તિ કરી. જ્યારે ઈશ્વરને પણ એકલતા સાલી તો આપણા જેવા સામાન્ય માનવનું તો પૂછવું જ શું? માનવને પણ ભાગ્યે જ એકલા ગમે છે, ને તેથી જ આપણે વારતહેવારે ભેગા મળીએ છીએ, મિજલસો ગોઠવીએ છીએ, વનભોજનો અને પર્યટનો કરીએ છીએ; સાથે જ સિનેમા, નાટક વગેરે જોવા જઈએ છીએ. અને ખરેખર એકલા કરેલ આનંદ કરતાં સહભોગનો આનંદ, 'इष्टैः सह भुज्यताम्'નો આનંદ અનેકગણો ચડિયાતો છે તેની કોણ ના પાડશે?

પણ ઘણીવાર માત્ર અમુક વ્યક્તિની હાજરીથી જ આ વૃત્તિ સંતોષ પામે છે. અલબત્ત, જ્યારે ઘણીવાર આપણે લાંબા સમયથી એકલા પડી ગયા હોઈએ એવું લાગતું હોય ત્યારે તો ગમે તે માણસનો સહવાસ આ સતત એકાંતમાં પ્રિયકર થઈ પડે છે. જ્યાં કેવળ અંગ્રેજી ભાષા જ બોલાતી હોય એવા વિદેશમાં ગયેલ કોઈ હિંદવાસી વરસને વચલે દી કોઈ પોતાના જ દેશબંધુને જોતાં કે તેને મુખે પોતાની જ માતૃભાષા સાંભળતાં કેટલો આનંદિત બની જાય છે? અથવા તો ચારેકોર મહારાષ્ટ્રી પહેરવેશ અને મરાઠી જ વાણી સંભળાતી હોય એવા મહારાષ્ટ્રના પ્રદેશમાં કોઈ 'ગુજરાતી'ની આંખ અને હૃદયને ગુજરાતી પહેરવેશમાં સજ્જ યુવતી—ગુજરાતીનું દર્શન, તે વ્યક્તિ ગમે તેટલી અજાણી હોય છતાં ય કેવી પ્રસન્નતા જન્માવે છે, અને જ્યારે ગુજરાતી વાણી સાંભળીએ છીએ, ત્યારે તો આપણા આનંદનો પાર જ નથી રહેતો!

છતાં ય સાધારણ રીતે ગમે તેના સહવાસથી આપણું મન સંપૂર્ણ રીતે સંતુષ્ટ નથી થતું. આપણને પણ 'સમાન શીલ અને વ્યસન'વાળું જ સખ્ય વધારે ગમે છે. બાકી તો ટોળાંની વચ્ચે પણ આપણે એકલા જ હોઈએ છીએ. અનંત જળરાશિની વચ્ચે પણ આપણે તૃષાર્ત રહીએ છીએ! ચોપાસ વિસ્તરેલ રસનિધિ પણ યોગ્ય સહવાસના અભાવે આપણે મન રણ, રેતી ને કાંકરા સમાન જ હોય છે; ખરેખર 'सहना ववतु, सहनौ भुनक्तु, सह वीर्यं करवावहै' વગેરેનાં ઉચ્ચારણો નિરર્થક નથી.

ઘણા માનસશાસ્ત્રીઓએ અનુકરણની વૃત્તિ સાથે સહવાસશીલ-વૃત્તિને પણ સમૂહવૃત્તિની જ એક અંગ તરીકે ગણી છે.

આપણને મનમાં એમ લાગે કે આપણે અમુક સમૂહ અથવા ટોળાના માણસો છીએ, તો તેને આપણે માનસશાસ્ત્રની દૃષ્ટિએ 'સમૂહ' કહી શકીએ—પછી એ રાષ્ટ્ર હોય, વર્ગ હોય, કોઈ મંડળ હોય, સંપ્રદાય હોય, સામાજિક વર્તુલ હોય, કુટુંબ કે પછી ગમે તે હોય.

આ 'સમૂહ'નું વ્યાવર્તક લક્ષણ જાણી લેવું જરૂરનું છે એ કોઈ સમૂહનું અંગ બન્યા વિના પણ માણસ કોઈ પણ મંડળ કે સંપ્રદાયનો સભ્ય હોઈ શકે આ બાબતની ખરી કસોટી માણસની પ્રતીતિ છે. પોતે અમુક સમૂહનું અંગ છે એમ તેને 'લાગે' તો જ તેને તે સમૂહનો ગણી શકાય. ખરેખર જ તેને એમ લાગે કે તેની સફળતા કે નિષ્ફળતા એ પોતાની જ સફળતા કે નિષ્ફળતા છે, તો જ એ તેનો 'સમૂહ' છે એમ કહી શકાય.

જો કોઈ પણ માણસને આપણે અમુક ટોળામાંથી છૂટો પાડવો હોય તો એને બીજા ટોળામાં જોડવાથી જ એમ બની શકશે કોઈ પણ ટોળીના ન હોવું એટલે માનવભાવની એક આદિવૃત્તિને અસંતુષ્ટ રાખવી તેનો અર્થ એ જ કે દુઃખી થવું. કોઈ પણ બાળક, માણસ કે વ્યક્તિને એની મંડળીમાંથી છૂટું પાડવાનું કાર્ય કઠિન છે, સિવાય કે બીજા ટોળામાં એને આસક્તિ ને પ્રતીતિ ઊભી કરાવી શકાય

અનુકરણવૃત્તિ: એમ કહેવામાં આવે છે કે માનવ-પ્રકૃતિ એ વધારેમાં વધારે અનુકરણશીલ પ્રાણી છે કદાચ આમાં અતિશયોક્તિ હોય પણ એ તો સાચું છે કે અનુકરણ એ પણ પ્રકૃતિની એક બળવાન વૃત્તિ છે આપણા પોતાના જ વિચાર અને લાગણી પાસે આપણાં વર્તન અને સ્વભાવની વિલક્ષણતાઓનું નિરીક્ષણ કરો આપણને પ્રતીતિ થશે કે વસ્તુત જેને આપણે આપણું પોતાનું કહીએ છીએ એમાનો મોટો ભાગ આપણે બીજામાંથી ઉદ્ધૃત કરેલો છે!

આપણા પ્રાથમિક જીવનની અંદર આ અનુકરણવૃત્તિએ કેવો મહત્ત્વનો ભાગ ભજવ્યો હોય છે, તેની આપણે સાવેસાવ ઉપેક્ષા કરી શકીએ એમ નથી. અલબત્ત, પ્રૌઢ વયમાં પણ આપણે આ વૃત્તિનો છેક ત્યાગ કરી દઈએ છીએ એવું પણ નથી પણ મોટી વયે આપણને એટલી બધી કાયમી ટેવ બંધાઈ જાય છે કે અનુકરણશીલતા તેની સાથે ઘર્ષણમાં આવતાં સંયમિત બને છે બાળકમાં તો એવી કશી ટેવો બંધાયેલી હોતી નથી, એ તો કાચી માટી જેવું હોય છે જેવો ઘાટ આપવો ધારીએ એવો આપી શકાય ને એટલે જ બાળકમાં અનુકરણશીલતા છે તે આટલા સ્પષ્ટ સ્વરૂપે જોઈ શકાય છે દાખલા તરીકે શરૂઆતમાં બાળક સામે આપણે સ્મિત કરીએ છીએ અને બાળક પણ આપણી સામે હસે છે બીજાના ઉચ્ચારોનું અનુકરણ કરતું-કરતું એ બોલતાં પણ કેવું શીખી જાય છે! એ ઘોડાને ઘોડો ને ગાયને ગાય તરીકે ઓળખી શકે છે, બોલાવે છે, એ પણ આપણા અનુકરણથી જ, ને પછી તેમાંથી ટેવ બંધાય છે પણ એ ટેવ સામાન્ય અનુકરણમાંથી જ આવેલ હોય છે, કારણકે જ્યારે અમુક વસ્તુ વારંવાર બોલાય ત્યારે એ ટેવનું રૂપ લે છે

ચતુર પિતા આમાંથી જ પોતાના પુત્ર કે પુત્રીનાં લક્ષણોનું મૂળસ્થાન શોધી કાઢશે. કેવી નાનીનાની વસ્તુઓ! વિચારશીલ મનોદશામાં નીચલો હોઠ કરડવાની ટેવ—કહો કે—એના પિતા પાસેથી બાળકે મેળવી હોય, ઉંદરથી ડરવાની ટેવ મા પાસેથી મળી હોય. જાતજાતથી ભડકવાની ટેવ સંગાથી-ગોઠિયાઓ પાસેથી પ્રાપ્ત કરી હોય ને ટેબલ ઉપરથી ચમચાથી સંગીત વગાડવા યત્ન કરવાની ટેવ ચા પીવા આવી ચડેલ મહેમાન પાસેથી મળી હોય. વાણીની બોલવાની ટેવો જેમ કે ભાર દઈને બોલવું, ચીપીચીપીને બોલવું, અમુક સ્વરમાં બોલવું, ધીમેથી કે તાણીને બોલવું, બબડવું વગેરે માબાપ, શિક્ષક કે કોઈ બાળસંગાથીના અનુકરણમાં સભાન કે અસભાનપણે આવી હોય છે.

કારણ શું છે ? વળી એક માણુસને મુનશી, રમણલાલ કે ગુણવંતરાય આચાર્યની નવલકથાઓ જ ગમે છે, જ્યારે બીજાને ધૂમકેતુ અને પ્રેમચંદજીની કરુણ નવલિકાઓ જ ગમે છે. એકને અમુક ચિત્ર તદ્દન ચેનલું, અશ્લીલ ને હીન લાગે, ત્યારે બીજાને તેમાં જ અનહદ આનંદ પડે-આ બધા વિરોધ માટે શું કારણ છે ?

ઘણી વખત આપણે કોઈ પણ વાચકને મુનશીના 'ગુજરાતનો નાથ'માં તલ્લીન થઈ ગયેલો જોઈએ છીએ, ને કાકનાં પરાક્રમોની સાથોસાથ જ પોતાનો કલ્પના-અશ્વ ઊડતો હોય એમ તેને જણાય છે. કાકનાં પરાક્રમોને એ પોતાનાં જ કાર્યો ગણી એમાં તદાકાર બને છે; જાણે પોતે જ તેમાં સજીવ ન બન્યો હોય!

—બસ, તેની તલ્લીનતાનું કારણ જ આ. તેને આનંદ આવે છે તે આને લીધે જ. કારણ પોતાનો જ આત્મા એમાં બિંબિત બન્યો હોય છે ને જાણે કે અજાણપણે એ રસપ્રવાહમાં અવશપણે તણાતો જ જાય છે!

ને આમ વાચકના વાસ્તવિક જીવનમાં ન સંતોષાયેલી પણ માનસિક જીવનમાં તો હજી યે સળગ્યા કરતી એ વૃત્તિ આ નવલકથાના વાંચન દ્વારા સંતોષાય છે. વાસ્તવિક સપાટ ઉપર તો એ વાચકનું મૂલ્ય કશું ન હોય પણ કલ્પનાની ભૂમિ ઉપર તો એ કાકના જેટલો જ સાહસવીર હોય છે.

આપણે બધા વિવિધ વાસનાઓથી ભરેલા માનવી છીએ ને તેથી વાસ્તવિક જીવનમાં ઘણીવાર આપણી આ સૌ નૈસર્ગિક વૃત્તિઓ વણસંતોષાયેલી રહી જાય છે. ઘણી વૃત્તિઓ પરસ્પર વિસંગત હોય છે કે તેથી એકને સંતોષવા જઈએ તો બીજી જરૂર અસંતુષ્ટ રહી જાય છે. આપણે બધા જ સલામતી અને વ્યવસ્થાપ્રિય માણસો છીએ પણ સાથેસાથ આપણને સાહસ અને વીરતા પણ જોઈએ છે. આ બન્ને વૃત્તિઓને કઈ રીતે પોષવી ? એ માટે સૌથી સરસ રસ્તો એ છે કે વ્યવસ્થા માટે વાસ્તવિક જીવનમાં રહેવું અને સાહસ માટે સાહસકથાઓ વાંચવી !

સરકસમાં 'ફારસિયા'ને જોઈ ને આપણે કેમ હસીએ છીએ ? કારણકે શિક્ષણ અને સમાજ આપણા વર્તનને એ પ્રમાણે રૂઢિબદ્ધ કરવામાં ફળીભૂત બન્યાં છે એટલે. એ જવાબ બરાબર છે. પણ એ સિવાય પણ આપણામાં ઊંડેઊંડે કેટલાક પુરાણા પ્રવાહો વહી રહ્યા છે ને એ આપણને પૂરેપૂરી કુદરતી રીતે વર્તવા દબાણ કરે છે. એ વહનથી આપણને ખૂબ જ હળવાશ મળે છે. સમાજે અમુક રૂઢિનિયમો વગેરે ઘડીને આપણને પાળેલાં, સુધરેલાં ને યાંત્રિક પ્રાણી બનાવી દીધાં છે. રૂઢિ અને સંસ્કૃતિના આપણે દાસ બન્યા છીએ ને અલબત્ત તેથી આપણી વૃત્તિનો ઉપલો થર સંતોષાય છે; પણ નીચે જે પરાજિત દબાયેલી વૃત્તિ રહેલી છે તેનું શું ? આપણામાં જે બાળવૃત્તિ, બેજવાબદાર જંગાલિયત ભરી છે તેનું શું ? એટલે જ્યારે સરકસ, સિનેમા કે નાટકમાં આપણે આવા 'ફારસિયા'ને જોઈએ છીએ ત્યારે એ નીચલી વૃત્તિને આવિષ્કાર મળે છે. એ હાસ્યરસિક નટ, જે આપણી વણસુધરી અણઘડ વૃત્તિ કરત—તે બધી જ વસ્તુ કરે છે. એ ડોળી ને ધનિક માણસોની રેવડી ઉડાવે છે. સારીસારી છોકરીઓ પાસે જઈ કંઈક ચેનચાળા કરે છે. ઉપરીઓને પણ ઉડાવે છે ને આમ એ આપણા સંસ્કાર ને સંસ્કૃતિને પરિણામે આપણામાં જે વૃત્તિ દબાઈ ગયેલી પડી છે, એ બધી જ વૃત્તિનો એ આવિષ્કાર કરે છે.

વાસ્તવિક જીવનની અપૂર્ણતાઓ નિવારવા લોકો નવલકથાઓ વાંચે છે અને સિનેમાઓ જુએ છે. જે વાસ્તવિક જીવનમાં વ્યક્તિની

શી શી તૃષ્ણા અસંતુષ્ટ છે એ બાબત કોઈ પણ વ્યક્તિની પ્રિય નવલ અને ચિત્રો સારો પ્રકાશ પાડી શકે.

સાહસ માટેની વૃત્તિ ઘણા પુરુષો અને સ્ત્રીઓમાં પ્રબળ હોય છે. નિત્યના નીરસ વ્યવહારુ જીવનથી માણસ કંટાળી જાય છે ને તેથી તે સિનેમા ને નવલકથા માગે છે. ઘણા માણસોને સમાજમાં ચમકવાની–જરા નામના મેળવવાના અભળખા હોય છે ને તેઓ જેમાં લાખોપતિઓ, મિલમાલિકો ને ધનિકો જેવા ઉચ્ચ થરના માણસોનું જીવન આલેખાયેલું હોય એવી નવલકથા પસંદ કરે છે. કેટલાં યે સ્ત્રીપુરુષો પ્રણય-સહચાર માટે ઝંખે છે પણ વાસ્તવમાં એ નથી મળતો એ સ્ત્રી હોય તો એને જેમાં નાયિકાને પોતાનો મનમાન્યો પ્રેમી સાંપડતો હોય એવી નવલકથા કે નાટક ગમે છે કદાચ વાસ્તવ જીવનમાં એ કોઈ સ્ત્રીને નીરસ, ચોખલિયો કે માંદલો પતિ મળ્યો હોય, પણ એનો સ્વભાવ તો શક્તિમંત નર–પુરુષ (હી–મેન) માટે ઝંખતો હોય છે...તેથી તેને જે વાસ્તવમાં નથી મળ્યું એ કલ્પનાસૃષ્ટિમાં મળી રહે એવી વાર્તાઓમાં આનંદ આવે છે એકવાર એક સફળ નવલકથાકારે વાર્તાઓની માળા ગૂંથી ને તેમાં ૪૦ કે ૫૦ વર્ષની સ્ત્રી સાથે ૨૦ કે ૨૨ વર્ષનો સુંદર યુવક પ્રણય કરતો હોય એવી વસ્તુ ચીતરી ત્યારે વરસ બેવરસ સન્માન્ય મધ્યમવર્ગની પ્રૌઢ સ્ત્રીઓમાં એ નવલકથા ખૂબ જ વંચાઈ!

જીવનમાં ન સંતોષી શકાતી હોય એવી વૃત્તિઓ ચાર છે:

(૧) પ્રેમમાં રોમાન્સ.

(૨) ધન અને સત્તા માટેની આકાંક્ષા.

(૩) 'કંઈક' થવાની ઇચ્છા, નામનો મોહ

(૪) સાહસ ને પરાક્રમ.

તમે જોશો કે મોટા ભાગની નવલકથા અને ચિત્રોમાં આ બધી ઝંખનાઓ પ્રતિબિંબિત થાય છે ને અમુક માણસને કઈ નવલકથા અને ચિત્ર વધારે ગમે છે, એ ઉપરથી તેની વાસનાઓ શોધી શકાય છે; આમ જીવનમાં આપણને જે ન મળ્યું તે આપણે કલ્પનાના પ્રદેશમાં શોધીએ છીએ.

આપણા આંતરિક સંઘર્ષો: આપણી વિવિધ ઇચ્છાઓ અને વાસનાઓ વચ્ચે ઘણી-વાર અંદર-અંદર સંઘર્ષ જાગે છે આપણને ઘણીવાર અમુક કાર્ય કરવાની પ્રેરણા થઈ આવે છે એ જ વખતે વળી એથી ભિન્ન સ્વભાવની ક્રિયા કરવાની પણ વૃત્તિ આગળ ધસી આવે છે આ બંને ક્રિયાઓ પરસ્પર વિસંવાદી હોય છે આપણે આમ ધસડાઈએ છીએ ને આપણને તેમથી ધક્કો મળે છે આમ બંને રસ્તે આપણે કૂચ કરી શકતા નથી. આનું નામ સંઘર્ષ. આવા સંઘર્ષો વ્યક્તિના અંતઃકરણમાં જગ્યા જ કરે છે ને એ આંદોલનો, મહિનો કે વર્ષો સુધી શમતા નથી અને આપણાં સુખ, આરોગ્ય ને ઐશ્વર્યનો નાશ કરી નાખે છે.

આપણે નિત્યજીવનના જ દૃષ્ટાંતો લઈએ. પ્રામાણિકતાની આપણી ટેવ ઘણીવાર અપ્રામાણિક રીતે પોષાતી અમુક વાસનાઓની આડે આવે છે. ઘણીવાર અમુક માણસોને અમુક વસ્તુ ચોખ્ખીચટ કહી દેવાની આપણને ઇચ્છા થાય છે ને વળી થાય છે: 'કોણ હવે દેખાવ કરે, જવા દોને' કહી આપણે વાત પડતી મૂકીએ છીએ.

પણ આ ઉપરાંત પણ કંઈક મહત્ત્વના સંઘર્ષો માનવજીવનમાં ઘણીવાર જાગે છે. ઘણીવાર લગ્નમાં વણપચ્છી સહચરી સાથે લગ્ન કરે તો જ પોતાની કારકિર્દી સુધારી શકાય એમ હોય છે, ને આમ ઘણીવાર કારકિર્દી ને પ્રેમ–એ બે વચ્ચે સંઘર્ષ આવીને ઊભો

રહે છે. કોઈના જીવનમાં બહેર્જીવન અને ગૃહજીવનનો સંઘર્ષ ઊભો થાય છે, તો બીજાના જીવનમાં સાંસ્કારિક ઉન્નતિ અને સંપત્તિ વચ્ચે સંઘર્ષ ઉપસ્થિત થાય છે.

આવા આંતરિક સંઘર્ષોનું એક દુષ્પરિણામ એ આવે છે કે આપણી ઘણી શક્તિઓ એમાં એળે જાય છે. વિચાર અને ક્રિયામાં જે શક્તિનો ઉપયોગ થવો જોઈએ તેને બદલે વિચાર અને ક્રિયાને હણી નાખવામાં એ શક્તિ ખર્ચાઈ જાય છે વિક્ષુબ્ધ મનોદશામાં આપણે નથી વિચારી શકતા કે નથી કામ કરી શકતા.

વિચાર અને ક્રિયા માટેની બધી જ શક્તિ આ આંતઃસંઘર્ષમાં ખપી જાય છે. એક વૃત્તિ બીજી વૃત્તિને હતપ્રભ કરી નાખે છે; અને તેથી બાહ્ય દુનિયાને આપણે નિર્જીવ ને લાગણીશૂન્ય લાગીએ છીએ.

ઘણી વખત મારામારી કરતી આ વૃત્તિઓ અજાગૃત પણ હોય છે ને તેથી કેટલીકવાર તો આપણને ખબર પણ નથી પડતી કે સંઘર્ષ છે કે નહીં! માત્ર આંતરિક અશાંતિ જ આપણે અનુભવીએ છીએ અને બીજા માણસોને એમ લાગે છે, કે 'આ માણસમાં શક્તિ કે પ્રાણ જ નથી.'

ત્યારે આનો ઉપાય શો? ઉપાય એક જ કે આપણે આ સંઘર્ષનો સ્વભાવ જાણી લઈ તેનું આકલન કરવું જોઈએ.

આ કરવામાં એક વસ્તુ ઘણીવાર આપણને મૂંઝવે છે, ને તે છે 'શરમ.' પણ આ ખોટી શરમ છે. આપણે એકવાર જોઈ ગયા છીએ કે આપણી વૃત્તિઓ સ્વતઃ સારી કે ખરાબ છે જ નહિ. તેમાં ય ઢરખાવા જેવું કે શરમાવા જેવું અંતરતત્ત્વે કશું છે જ નહિ. માત્ર એ વૃત્તિ ક્યા ચોક્કસ સ્વરૂપમાં પ્રગટ થાય છે, અને કઈ રીતે પોતાની તૃપ્તિ શોધે છે એ રીત અને રૂપમાં જ એની ઉત્તમતા કે અધમતા સમાયેલી છે.

પણ એ સંઘર્ષ કેમ ટાળવો?

આપણે આગળ જોઈ ગયા કે પ્રત્યેક પ્રાથમિક વૃત્તિ કોઈ ને કોઈ માર્ગે આવિષ્કાર શોધે છે. એટલે એ વૃત્તિ પ્રગટ થઈને તૃપ્તિ માણી શકે એવો સન્માર્ગ આપણે શોધીને એ માર્ગે આ વૃત્તિને વાળી આ સંઘર્ષ ટાળી શકાશે.

*

શકાય છે, નામવર!' પૃથ્વીસિંહેશંકા ઉઠાવી.

'કવિરાજ છો ને! તમે જેમ રજનું ગજ કરી શકો તેમ પાણીમાંથી પોરા પણ કાઢી શકો! વારુ, આ પત્રની સત્યતા વિષે તમારા મનનું સમાધાન શી રીતે થાય?'

'હું તેમને પત્ર લખી પુછાવી જોઉં. એ પત્રનો જે ઉત્તર આવે તેને સાચો સમજું!'

'રાણાને એટલી વાર વધુ રખડતા રાખવા હોય તો તમારી મરજી. તમારી હોંસ પૂરી કરી લો.' અકબરે વ્યંગભર્યાં વેણ ઉચ્ચાર્યાં.

પૃથ્વીસિંહે રાણા પ્રતાપને પત્ર લખ્યો ટૂંકો ને ટચ–માત્ર બે જ દુહામાં.

પાતલ જો પતસાહ, બોલે મુખહુંતા બયણ;
મિહર પચ્છમ દિસ માંહ, ઊગે કાસપ રાવઉત–૧
પટકું મૂછાં પાણ, કે પટકું નિજ તન કરદ
દિજે લિખ દીવાણ, ઈણ દો મહલી બાત ઈક–૨

મહારાણા પ્રતાપ જો પોતાને મોઢે અકબરને પાદશાહ કહે તો કશ્યપનો પુત્ર–સૂર્ય પશ્ચિમમાં ઊગી જાય (જે અસંભવ છે): હે દીવાણ (મહારાણા) હું મારી મૂછ ઉપર તાવ દઉં કે મારી તરવારનો મારા શરીર ઉપર પ્રહાર કરું? એ મને લખી જણાવજો.

મેવાડના મહારાણા શ્રીએકલિંગજીના ઉપાસક છે અને પોતાને એકલિંગજીના દીવાન તરીકે માને છે. કવિઓએ કાવ્યોમાં તેમને દીવાણ–દીવાન તરીકે સંબોધ્યા છે.

તેજીને ટુંકારા સમો આ પત્ર મહારાણાને મળ્યો અને તેની આંખ ઊઘડી એણે વિચાર્યું: 'ધન્ય એકલિંગજી! આપે મારી આબરૂની રક્ષા કરી, પૃથ્વીસિંહને નિમિત્ત બનાવીને આપે મને કલંકિત બનતાં બચાવ્યો. ક્ષણભરની નબળાઈ મારી ટેક છોડાવત જગતની નજરમાં મને હલકો પાડત અને મને સદાયને માટે પરતંત્રતાની બેડીમાં જકડી લેત નાક કપાવ્યા પછી મુખની શી શોભા! સ્વાધીનતા ગુમાવ્યા પછી સિંહાસનનું સુખ પણ શા કામનું!'

તેનું અંતર પોકારી ઊઠ્યું: 'ભલે આથી પણ વધારે ઘનઘોર વિપદવાદળો તૂટી પડે, પરંતુ અકબરની આધીનતા તો નહિ સ્વીકારું. તે નહિ જ સ્વીકારું.'

અને મહારાણાએ પૃથ્વીસિંહના પત્રનો ઉત્તર વાળ્યો:

તુરક કહાસી મુખ પતૌ, ઈણ તન સું ઈકલિંગ;
ઊગે જાહીં ઊગસી, પ્રાચી બીચ પતંગ–૧
ખુશી હુંત પીથલ કમધ, પટકો મૂછાં પાણ;
પછટણ હૈ જેતે પતો. કલમા સિર કેવાણ–૨
સાંગ મૂંડ સહસી સકો, સમજસ જહર સવાદ;
ભડ પીથલ જીતો ભલાં, વૈણ તુરક સું બાદ–૩

ભગવાન એકલિંગજી આ શરીરથી (પ્રતાપના મુખથી) તો બાદશાહને તુર્ક જ કહેવડાવશે, અને સૂર્યનો ઉદય તો જ્યાં થાય છે ત્યાંથી–પૂર્વમાંથી જ થશે: હે વીર રાઠોડ પૃથ્વીસિંહ! જ્યાંસુધી પ્રતાપસિંહની તરવાર યવનોનાં શિર ઉપર છે ત્યાં સુધી આપ આપની મૂછ ઉપર ખુશીથી તાવ દેતા રહો. પ્રતાપ શિર ઉપર સાંગનો પ્રહાર સહન કરશે, કારણકે પોતાના સમોવડિયા–પોતાના બરોબરિયા–નો યશ ઝેર સમાન કડવો થઈ પડે છે. હે વીર પૃથ્વીસિંહ! તુર્ક બાદશાહની સાથે વચનરૂપી વિવાદમાં આપ ભલી રીતે વિજયી છો.

રાણા પ્રતાપનો પત્ર વાંચતાં પૃથ્વીસિંહને પોરસ ચડ્યો: 'વાહ રાજપૂત! રંગ છે રાજપૂત!' તેણે રાણાને બિરદાવ્યો અને અકબરને એ પત્ર બતાવતાં મૂછે તાવ દીધો.

અકબરનો આનંદ ઓસરી ગયો પ્રતાપને પોતાને ચરણે નમાવવાનાં એનાં સ્વપ્નાં ઊડી ગયાં. એના મુખમાંથી અનાયાસે ઉદ્ગારો નીકળી પડ્યા: 'વાહ મર્દ કા બચ્ચા!'

અને તેજીને ટુંકારાએ રંગ રાખ્યો. પ્રતાપની ટેક–ટેક અખંડ રહેવા પામી. પૃથ્વીસિંહે રાણાને બિરદાવતું કાવ્ય લખી મોકલ્યું ભાટકવિઓએ પ્રશસ્તિ–કવિતા રચ્યાં. મેવાડીઓએ અનેક રીતે મહારાણાનાં ગુણગાન ગાયાં. 'મહારાણા યશપ્રકાશ,'

'મેવાડ કા ઇતિહાસ' વગેરે ગ્રંથોમાં આ પ્રસંગને અમર બનાવવામાં આવ્યો છે.

*

એ જ પ્રતાપી રાણા પ્રતાપનો પુત્ર અમરસિંહ, અને એ જ અકબરનો પુત્ર જહાંગીર! મોગલ બાદશાહોને રાજપૂતોની સ્વાધીનતા રુચતી નહોતી. અમરસિંહને નમાવવા માટે અઢાર વખત બાદશાહી ફોજ ચિતોડ ઉપર ચડી આવી હતી, પણ દરેક વેળા ફોજ પાછી જ પડી હતી હેરાનપરેશાન બનેલા અમરને પણ એક વખત વિચાર થઈ આવ્યો કે પાદશાહની સર્વોપરિતા સ્વીકારી લઉં પરંતુ તેમ કરતાં પહેલાં તેણે પોતાના મિત્ર–કવિ મિર્ઝાંખા અબ્દુર્રહીમને પુછાવી જોવાનો નિર્ધાર કર્યો.

માર્મિક ભાષામાં તેણે પુછાવ્યું:

ગોડ કછાંવા રાઠવડ, ગોખા જોખ કરન્ત,
કહજો ખાનાખાનને, વનચર હુઆ ફિરન્ત.

ચતુર ખાનખાનાન સમસ્યામાં સમજી ગયો કે રાણો અમર માર્યોમાર્યો ફરે છે તેથી હવે શું કરવું તેની સલાહ માગી રહ્યો છે.

કવિ મિર્ઝાંખાએ ઉત્તર વાળ્યો:

ધર રહસી રહસી ધરમ, ખપ જાસી ખુરસાણ,
અમર વિશંભર ઉપરાં, રાખો નહચો રાણ.

ધરતી અને ધર્મ અમર રહેશે, ખુરાન (ખુરસાણ) નાશ પામશે. ઈશ્વર ઉપર વિશ્વાસ રાખો, રાજ્ય તો આવે ને જાય

તેજીને ટુંકારા સમા પોતાના મિત્રનાં આ વચનોએ વચનબાણની ગરજ સારી તે સમજી ગયો કે વિશ્વંભરમાં અટલ વિશ્વાસ હોય તો તે જરૂર આપણી ટેક જાળવે. ક્ષણભર એણે આવેલી નિર્બળતાને ખંખેરી નાખી ને પુનઃ દઢતા ધારણ કરી લીધી.

તેજીને ટુંકારો આમ વેળાસર ચેતવણી આપીને કોઈને વિપરીત સંજોગોમાં વિચલિત બનતાં બચાવી લેવામાં કે ખોટો માર્ગ ગ્રહણ કરતાં અટકાવવામાં રામબાણ નીવડે છે.

*

સંત તુકારામને કીર્તન કરતી વખતે વિઠોબાનાં દર્શન થતાં એમ કહેવાતું. તે વખતે તેઓ એટલા બધા પ્રભુલીન થઈ જતા ને સમયભાન ભૂલી જતા કે ઘણી વખત રાત્રે શરૂ કરેલ કીર્તન ઠેઠ પ્રાતઃકાળ સુધી ચાલતું.

એવા એક સમયે રાત્ર આઠ વાગે કીર્તન શરૂ થયું જેમજેમ મોડું થતું ગયું તેમતેમ શ્રોતાજનો ઊઠીને જાવવા માંડ્યા. તુકારામે તો વિઠોબા સાથે ઠેઠ વહેલા પરોઢ સુધી નૃત્ય કર્યું ને પછી વિઠોબા અદૃશ્ય થઈ ગયા. તુકારામે આંખ ખોલી તો સામે ખૂણામાં એક માણસને બેઠેલો જોઈ કહ્યું:

'ભાઈ, કેટલા નસીબદાર છો તમે! પંઢરપુરના વિઠોબાને મારી સાથે ગાતા ને નૃત્ય કરતા શું ન દીઠા તમે?'

માણસે ચોખ્ખી વાત કરી દીધી:

'તમે પૂછ્યું છે તો સાચી વાત કહું છું કે હે સંત તુકારામ, મને તો આખી રાત ઝોકાં ખાવ્યાં કર્યાં છે. જે શેતરંજી ઉપર તમે નૃત્ય કરતા હતા તે મારી છે. મેં વિઠોબાને નથી જોયા કે નથી જોયું–સાંભળ્યું તમારું કીર્તન મનમાં મને એક જ વિચાર મૂંઝવ્યા કરતો હતો. આ તુકારામ ક્યારે આ બધું બંધ કરી દે ને ક્યારે હું શેતરંજી લઈને ઘેર જઈ સૂઉં?'

મનની ગતિ ગહન છે ને!

*

# ભીલ સંસ્કૃતિ

શ્રી રમણલાલ ધીરજલાલ શાહ

સ્વસ્થ ચિત્તે વિચારીએ છીએ ત્યારે લાગે છે કે આ દેશમાં વસતા અનાર્યો સાથે આર્યોએ સગવડ પ્રમાણે લગ્ન કરવાની છૂટછાટો લીધી પરંતુ સાચી રીતે એ જાતને અપનાવી નહિ. આપણે એ જાતિને અવગણી, એના પ્રત્યે બેદરકાર રહ્યા, પણ પૂ. બાપુએ આપણી દૃષ્ટિ ફેરવી. આદિવાસી પ્રજા પ્રત્યે આપણે જાગૃત બન્યા. હિંદભરની આ પ્રજાઓનાં નામ ભલે જુદાંજુદાં હોય પરંતુ એમની સંસ્કૃતિ તો એક જ છે. મુંબઈ ઇલાકામાં પણ એમની લગભગ ત્રીસ જાતો છે. આમાની એક તે ભીલ જાતિ. જે જાતિએ આદિ કવિ વાલ્મીકિ, રામચંદ્રજીને એઠાં બોર ખવડાવનાર શબરી, બાણાવલિ એકલવ્ય ને વનરાજ ચાવડાનો સાગરીત ચાંપો—તલાવળ જડી આવતાં આ શુભ નામોને જન્મ આપ્યો છે, તેની સંસ્કૃતિનાં વિવિધ પાસાનું અહીં દર્શન કરાવવામાં આવ્યું છે.

વર્તમાન જગતના માનવીઓ સુખ અને વૈભવ પાછળ મચ્યા છે. માનવી સુખ મેળવવા સર્વ શક્તિનો ઉપયોગ કરી રહ્યો છે. મોટા શા તે ઠેઠ સામાન્ય માણસ સુધીના માનવો વ્યક્તિગત સુખ મેળવવા બુદ્ધિપૂર્વકનું સ્વાર્થમય સંગઠન તથા અનેક યુક્તિ પ્રયુક્તિઓ અને પ્રપંચથી મહેનત કરે છે. અને એવી સિદ્ધિ અર્થે પોતાની દરેક પ્રવૃત્તિમાં મનુષ્યોના કલ્યાણની પોકળ વાતો બતાવીને એકબીજાને ઠગવાની પોતાની સ્વાર્થી જાળ જમાવી રહ્યો છે.

શક્તિશાળીઓ વધુ શક્તિ મેળવી, ધનવાનો વધુ ધન પ્રાપ્ત કરી, સત્તાધારીઓ વધુ સત્તા જમાવી, ભણેલાઓ વધુ ઝીણવટથી બુદ્ધિચાતુર્યનું જોર ફેલાવી અને વૈજ્ઞાનિકો પોતાના વિજ્ઞાનબળે દુનિયામાં જોર જમાવી જનતાને ભયભીત કરી રહ્યા છે. આમ ભિન્નભિન્ન શક્તિશાળી લોકો ભિન્નભિન્ન રીતે જનતા પર સત્તા જમાવવા પ્રયત્ન કરી રહ્યા છે. આવા સમયમાં બુદ્ધિમાન જનસમાજે જેને નિરુપયોગી માની ફેંકી દીધેલો છે તેવો એક માનવસમાજ અહર્નિશ પગતળે ખૂંદાતો નજરે પડે છે. આકૃતિ માનવોની હોવા છતાં જેને મનુષ્ય હોવાનું પણ ભાન નથી, જે હજી યે મોટાભાગે જંગલમાં જ વસે છે, સૈકાઓથી અજ્ઞાનના અંધકારમાં જે અથડાયા કરે છે તે દુખિયારી ભીલ કોમથી હિંદુ સમાજ હવે ભાગ્યે જ અજાણ હશે.

ભિખારી કે કૂતરાને જેમ, જમી રહ્યા પછી વધેલામાંથી ટુકડો નાખી ધર્મ અદા કર્યો માની સ્વર્ગેચ્છા સેવી માનવી આનંદ માણે છે; એરણની ચોરી કરી સોયનું દાન કરનાર સ્વર્ગમાં પહોંચવા સ્વર્ગના વિમાનની વાટ જુએ છે અને દાન કર્યાનો સંતોષ માને છે; તેમ હાલનો કેટલોક વર્ગ આવા દુખી વેતરિયા, મજૂરો, ખેડૂતો માટે બેચાર મીઠી વાતો કરી, મોટરમાં આવી લાંબુંલાંબું ભાષણ કરી, તેમનાં દુખનાં આંસુ લોહવાની વાતો કરે છે; એથી કાંઈ એ દરિદ્રનારાયણોનાં દુઃખ કમી થતાં નથી. આવી સેવા અને સુધારાઓથી હજી આવી દુખી જાતિઓમાં જીવન આવેલું દેખાતું નથી

જંગલમાં વસતી આવી જાતો ભીલ, વસાવા, નાયક, દુબળા, ગામેતી, ધોડિયા, ચોધરા, ધાણુકા, વારલા, તડવી તલાવિયા, રાઠવા, કોટડિયા, બાવચા, બાવગા, કોકણા, ગોંડ, કીતલ, સંતાલ વગેરે અનેક જુદાજુદી

નામોથી ઓળખાય છે, અને તે મુંબઈ ઇલાકામાં અને આખા દેશમાં વ્યાપક રૂપે વસેલી છે. જો કે આવી જાતિઓ અનેક નામથી વહેંચાઈ ગયેલી છે, છતાં તેમનાં માનસ જીવન, સ્વભાવ અને ગુણકર્મથી તે જાતિઓ એકસરખી જ છે.

નીચે બતાવેલા આવી જાતિના આંકડાઓ પરથી જણાશે કે દોઢ કરોડ જેટલી વસતીવાળા બીજા ઘણા મુલકો પોતાના નામથી ચાલે છે.

આ તો દોઢ કરોડ જેટલું હિંદુઓનું અજીત લશ્કર છે, જેના તરફ હિંદુઓ હજી બેદરકાર છે.

## વસતીના આંકડા (હિન્દના જુદાજુદા ભાગોમાં) [૧૯૩૧ ૩૨]

| | | |
|---|---|---|
| ગોંડ | (મધ્યપ્રાંત-મધ્યહિંદ, બિહાર, ઓરીસા) | ૨૯,૦૭,૫ ૨ |
| સંતાલ | (મધ્યહિંદ બિહાર, ઓરીસા, મદ્રાસ) | ૨૨,૬૫,૨૭૨ |
| ભીલ | (મુંબઈ ઇલાકો, મધ્યપ્રાંત, વડોદરા, રાજપૂતાના) | ૧૬,૫૫, ૯૮ |
| કોંધો | (કુર્ગ મદ્રાસ, મ્હૈસુર, હૈદ્રાબાદ) | ૮,૫૧,૨૯૯ |
| ઓરાંઓ | (બિહાર, ઓરીસા, આસામ, મધ્યપ્રાંત) | ૭,૬૫,૧૮૦ |
| વણઝારા | (મુંબઈ ઇલાકો મધ્યપ્રાંત પંજાબ હૈદ્રાબાદ, મ્હૈસુર) | ૬,૫૧,૯૭૨ |
| મુંડા | (બિહાર, ઓરીસા, બંગાળ આસામ) | ૫, ૩.૮૩૯ |
| શવર | (બિહાર ઓરીસા, મદ્રાસ, મધ્યહિંદ) | ૪,૦૨ ૮૬૮ |
| હો | (બિહાર, ઓરીસા) | ૪,૪૦,૧૬૮ |
| નાગ | (આસામ) | ૩,૨૦,૬૧૯ |
| કચારી | | ૨,૦૭,૯૬૬ |
| નાયક, ગામીત, બાવચા, આવળા, ચોધરા, રાઠવા, કોટાડિયા, તલાવિયા, દુબળા. | | ૫૦,૦૦,૦૦૦ |
| | | ૧,૬૧,૯૪,૩૬૨ |

### મુંબઈ ઇલાકો

| | | |
|---|---|---|
| ભીલ | | ૭,૨૭,૪૦૦ |
| વારલી | (મહારાષ્ટ્ર) | ૧,૯૬,૩ ૧ |
| ઠાકુર | ( ,, ) | ૧,૮૮,૪૯૧ |
| દુબળા તલાવિયા | (દક્ષિણ ગુજરાત, વડોદરા રાજ્ય) | ૧,૦૨,૫૦૯ |
| ધોડિયા | | ૧,૦૮,૯૬૬ |
| વાઘરી | (ખેડા, અમદાવાદ) | ૮૬,૧૧૮ |
| નાયકા | (દક્ષિણ ગુજરાત અને પંચમહાલ) | ૮૨,૯૬૯ |
| કાતકરી | (મહારાષ્ટ્ર) | ૮૦,૮૩૦ |
| કોકણા | ( ,, ) | ૬૧,૦૩૭ |
| ચોધરા | (વડોદરા રાજ્ય) | ૪૬,૨૯૭ |
| ગામીત | ( ,, ) | ૧૨,૫૯૯ |
| કોલઘા | ( ,, ) | ૧,૩૬૪ |
| | | ૧૬,૦૮,૦૧૭ |

સરખી પણ ધીકતું નથી; છતાં આ કલ્લાંને એ લોકો મહામૂલું ઘરેણું કેમ માની બેઠા છે એ વિચારવા જેવી વાત છે.

એ કલ્લા સંબંધી ભીલસ્ત્રીઓને પૂછતાં તેઓ કહે છે: 'અમે મરીએ ત્યારે અમારી સાથે કલ્લા સિવાય બીજું શું આવવાનું છે? કલ્લાં તો અમારાં મરતાંજીવતાંનાં છે.' આ મનોવૃત્તિ એ સ્ત્રીઓમાં ઘર કરી બેઠી લાગે છે. કલ્લાંનો નાશ થતાં દારૂ-હિંસાનો નાશ થાય-જો આ કલ્લાંનો નાશ થાય તો ભીલસ્ત્રીઓ તો શું પરંતુ આખી ભીલ જાતિમાંથી દારૂ, તાડી અને જીવહિંસા જેવા સૈકાઓથી ઘાણ જમાવી બેઠેલા દુર્ગુણોનો નાશ થાય તેમ છે એ માટે સામાન્ય અખતરો શરૂ કર્યો હતો એ પિત્તળનાં ભારે કલ્લાં કઢાવી નાખી નિકલનાં હલકાં કલ્લાં પહેરાવવામાં આવ્યાં. અને આ એક જ અતિ સામાન્ય પ્રયોગથી-એ લોકોમાંના નાચ અને દારૂના દૈત્યનો ઘણો નાશ થયેલો જણાયો.

મુંબઈની જીવદયા મંડળીએ પણ આ કામમાં સારો સાથ આપ્યાનું જાણવામાં છે.

**દારૂ:** ભાગ્યે જ એવું કોઈ વ્યસન હશે કે જે આ જાતિને ન સ્પર્શ્યું હોય કે એ જાતિમાં ન પ્રવેશ્યું હોય. રોજ દારૂ-તાડીમાં ચકચૂર રહેવું એ આ જાતિ માટે જાણે નિત્યના ધાર્મિક કર્તવ્ય જેવું થઈ પડ્યું છે.

આ વ્યસને જ આ વીર જાતિનો નાશ કર્યો. ઘર, જમીન-ખેતીવાડીનો નાશ કર્યો અને અંતે કાળમુખી ગુલામીનાં આ પ્રજા સપડાઈ.

**તંબાકુનું વ્યસન:** તંબાકુ અને બીડીના વ્યસને આ જાત ઉપર એટલા જોરથી હુમલો કર્યો છે આ જાતિ એટલી બધી તંબાકુનો ઉપયોગ કરે છે, કે દેશમાં ઉત્પન્ન થતી તંબાકુનો ૪૦% ટકા ભાગ આ જાતિ જ વાપરે છે. તંબાકુની જકાતમાં સરકારને મળતા કરોડો રૂપિયાનો-કુલ તંબાકુની જકાતનો ૪૫% ટકા હિસ્સો આ જાતિ જ ભરે છે.

દારૂ કરતાં આ વ્યસન ઓછું ખર્ચાળ છે, ત્યારે તે અનહદ પ્રમાણમાં છે. એટલે તે દારૂ કરતાં પણ વધારે ભયંકર છે-નાશકારક છે. ભીલકુટુંબમાં દરેક સ્ત્રી-પુરુષ-બાળક બધાં જ આ વ્યસનનાં ભોગ બનેલાં છે. જ્યાં જુઓ ત્યાં અને જ્યારે જુઓ ત્યારે દરેકના મોંમાં ચૂંગી (માટીની વસ્તુમાં તંબાકુ ભરી સ્ત્રીઓ પીએ છે તે) કે બીડી હોય જ. તેમાં સ્ત્રીઓ તો હદ જ કરે છે. સવારે પથારીમાંથી ઊઠતાં જ પથારીના ઓસીકેથી કે ઘઘરામાંથી કે કબજાના ગજવામાંથી લૂખિયું કાઢી પીવા માંડે છે. ઝાડે ફરવા જતાં પણ મોમાં લૂખિયું હોય જ. ઘરમાં વાળતાં-ચૂડતાં, સાફ કરતાં-પાણી ભરતાં કે છેવટે ખાવાનું કરતાં પણ મોમાં લૂખિયું (ચૂંગી) હોય જ. જ્યારે જુઓ ત્યારે ઊઠતાં-બેસતાં, વાત કરતાં કે કામ કરતાં લૂખિયું ખરું જ. નવીનવી જાતની તંબાકુ અને નવીનવી જાતનાં લૂખિયાં-ચૂંગીની જાણે પરિષદ જ. એક બીજાનાં થૂંકવાળાં-વારાફરતી પીએ છે. એથી રોગ વધે છે. બાળકો પણ પીએ છે. કેટલાક બાળકો તો રસ્તામાં પડેલાં બીડીઓનાં ઠૂંઠાં વીણીને પીએ છે.

મદ્રાસ સરકારે બાળકોમાંથી બીડીનું વ્યસન નાબૂદ કરવા કાયદો કર્યો છે. મુંબઈ સરકારનું પણ આ બાબતમાં ધ્યાન ખેંચવા જેવું ખરું.

બાપ બીડી પીતાંપીતાં છોકરાને બીડી પીવા આપે છે. મા લૂખિયું પીતાંપીતાં છોકરીને તે પીવા આપે છે.

ખોરાક કરતાં તંબાકુને આ જાતિએ વધુ મહત્ત્વ આપેલું છે એમ કહેવામાં લગીરે અતિશયોક્તિ નથી.

કોઈ મહેમાન આવે તો બીડી કે ચૂંગીથી જ પહેલું સ્વાગત કરાય છે રસ્તાનાં-જંગલો-માં, ઘરમાં કે સીમમાં જ્યાં એકબીજા મળે છે ત્યાં તમાકુથી જ સ્વાગત કરાય છે ભલેને સરિયામ રસ્તો હોય, અવરજવરની ભીડ હોય, તડકો હોય, વરસાદ વરસતો હોય પણ બીડી અને ચૂંગીથી જ સ્વાગત થવાનું! આટલી હદ સુધી આ જાતિમાં તમાકુનું વ્યસન વ્યાપેલું છે.

ભીલ સ્ત્રીઓમાં પણ તમાકુનું ભયંકર વ્યસન છે એથી જ તેમનાં શરીર, મોં, હોઠ કાળા, બેડોળ ને ગંધાતાં રહે છે ફેફસાં બગડે છે ગર્ભાશય ખરાબ થાય છે અને સંસ્કારની દૃષ્ટિએ પણ બાળક ગર્ભાશયમાંથી જ બીડીના સંસ્કાર પામે છે એટલે બેત્રણ વર્ષનું બાળક થતાં જ બીડીનાં ઠૂંઠાં ચૂસી પીએ છે એ જાતિમાં કદાચ આને જ લઈને મરણ-પ્રમાણ વધુ હશે.

ખોરાક: મુખ્યત્વે જુવારના રોટલા, છાશ, બંટી, બાવટો, માછલાં, મરઘાં, બકરાં, ઈ.

અને માંસ.

લગ્નપ્રસંગે, ઉજાણી વખતે ઘર અને મરણના વરામાં પાડા, બકરા તેઓ મારી ખાય છે, પરોણાગતમાં માંસ-દારૂ જ વાપરે છે ભીલ સ્ત્રીઓને ખોરાક રાંધતાં જ આવડતો નથી, તો સારી વાનીઓ બનાવવાની વાત જ ક્યાં રહી! એ શીખે પણ ક્યાંથી! શીખવે પણ કોણ! માંસ ખાવા સંબંધી ભીલોને પૂછતાં તેઓ કહે છે:

'તમે દૂધ ઘી ઘઉં ચોખા ખાઈ મજબૂત બનો છો તેમ અમે માંસ ખાઈ મજબૂત બનીએ છીએ!' કેવો વિચિત્ર જવાબ! આવી છે એમની માંસ ખાવાની ખોટી માન્યતા!

અનાજમાં જુવારના રોટલા ખાવાનો મુખ્ય રિવાજ છે ચોખા ઘણા જ થોડા પ્રમાણ-માં ખાય છે. પરંતુ ચોખાને ઊંચા પ્રકારના ભોજન તરીકે માને છે. લગ્નપ્રસંગે ચોખા ભોજનમાં વાપરે છે અને આનંદ માણે છે. રોજના ખોરાકમાં મુખ્યત્વે જુવાર અને મકાઈ હોય છે

છાશ પણ દુર્લભ છે ડાંગર, કોદરા, બંટી, બાવટો ને મકાઈ ભરડી રોટલા કે ભડકું (ભરડેલું પાણીમાં ઉકાળી ઘટ્ટ થવા દીધેલું) કરે છે અને તે મીઠું નાખી ખાય છે ઘી-દૂધ ખાવા મળતાં જ નથી છાશ પણ જવલ્લે જ મળે છે; કારણ કે એ લોકો પાસે પશુ તો હોતાં નથી ઉજળિયાત કોમને પૈસા આપીને કે એમને ત્યાં કામકાજ કરીને કે ઘાસ-બળ-તણ આપીને જ તેઓ છાશ મેળવી શકે છે. એટલે છૂટથી બધાને છાશ પણ મળતી નથી. છાશ એ ભીલો માટે અમૃત છે, પરંતુ એ અમૃત દુર્લભ થઈ પડ્યું છે

ચાનું વ્યસન: ચા લગભગ સર્વવ્યાપક છે. મજૂરો, ચાકરો, હાળીઓ વગેરેને સવારમાં રોટલાને બદલે ચાનો નાસ્તો આપવા-માં આવે છે ભલેને એક ટંક ખાવાનું ન મળે તો ચાલે, પરંતુ ચા વિના તો ન જ ચાલે, એવું માનનારા અને તે પ્રમાણે વર્ત-નારા એમનામાં છે ખાવાની વસ્તુ વેચીને પણ તેઓ ચા પીએ છે

એમના ઘરમાં જોઈએ તો ધાતુનું પાત્ર ન મળે! ખાવાનાં, પીવાનાં, વાપરવાનાં વાસણો માટીનાં જ હોય છે કદાચ કોઈ ધાતુનું ત્રાંબા-પિત્તળનું વાસણ લઈ આવે છે, તો તે પાછું દારૂ તાડીમાં વેચાઈ જાય છે

પાણીનાં વાસણ અને પીવાની રીત: પાણી પીવામાં તેઓ શુદ્ધ રહે છે બીજાનું પીધેલું પાણી પીતા નથી માટીનું વાસણ મોઢે લગાડી પાણી કદી પીતા નથી તેઓ ઊંચેથી જ પાણી પીએ છે.

ખાસ કરી પાણીનાં વાસણ-પાણીનાં માટલાં ખુલ્લાં જગ્યામાં માંચડા બાંધીને જ મૂકે છે.

ઘડા કે ગાગર વડે ઉંચેથી પાણી પીએ છે. લોટો કે બીજું વાસણ રાખવાનો રિવાજ નથી. વળી ઝાડે-જંગલ જાય ત્યારે ખાસ કરી પાણી સાથે લેતા જાય નહિ; પરંતુ નદી-તળાવ હોય ત્યાં જ જાય. એ લોકો ખાસ કરીને ખાડી હોય ત્યાં જ ગામ વસાવે હમણાંહમણાં ઝાડે-જંગલ જતાં માટીના ચડવામાં પાણી સાથે લઈ જાય છે. આ ઉપરાંત નાહવા-ધોવામાં તદ્દન બેદરકાર રહે છે. ચોખ્ખાઈનું જ્ઞાન નથી. ડાઘ શું તેનું ય ભાન નથી. કપડું નવું શરીર પર પહેરે તે ફાટે, તેનાં ચીંથરાં ઊડે ત્યારે જ શરીરપરથી તે અળગું થાય છે. અઠવાડિયે-દશપંદર દિવસે કદાચ નહાય તો ભાગ્ય!

**વહેમ :** ઘરમાં કોઈ માંદું પડે તો તેઓ દવા કરતા નથી. ભૂત, ચેટક, ડાકણ, કરતૂક માને છે. માતાને મરઘાં, બકરાં, પાડા વગેરે ચઢાવવાની બાધા રાખે છે. માંદો માણસ સારો થાય તો માનેલી વસ્તુ મારી ખાય છે. દારૂ પણ માતાને નૈવેદ્યમાં ધરાવીને પીએ છે!

આ અજ્ઞાનનો લાભ ઘણા હગારાઓ-ભૂવા-ભગતીઆઓ વગેરે લે છે અને દરદી કમોતે મરે છે.

આસો સુદિ આઠમને તેઓ માતાની આઠમ માને છે અને એ રાત્રે ભૂવા-ભગતીઆઓ માતાને અવશ્ય ભોગ આપે છે. બકરાં ને પાડા માતાને નામે વધેરી ખાય છે. એ દિવસની જીવહિંસાની જો ગણતરી કરવામાં આવે તો આંકડો લાખો ઉપર જાય.

**સ્ત્રીપુરુષનો પ્રેમ :** ભીલ સ્ત્રીપુરુષો બહુ જ પ્રેમપૂર્વક રહે છે આનંદથી દિવસો કાઢે છે. ગામપરગામ સાથે જ જાય છે. કામકાજે ખાસ કરીને સાથે જ જાય છે. ઘરકામમાં બન્ને સાથે જ કામ કરે છે. જેને ત્યાં પુરુષ ચાકર હોય તેને ત્યાં જ ચાકરની સ્ત્રી પરંતુ બીજું કામ કરવા રહે છે. એકબીજામાં-પતિ-પત્નીમાં પ્રેમ જોવામાં આવે છે.

**છૂટાછેડા :** ભીલોમાં છૂટાછેડાનો રિવાજ છે પરણ્યા પછી સ્ત્રીને પતિ સાથે અગર ધણીને સ્ત્રી સાથે ન બને તો અમુક રકમ આપીને છૂટાછેડા કરવામાં આવે છે પુરુષને સ્ત્રી ન ગમે તો તે બીજી પરણે-સ્ત્રીને પતિ ન ગમે તો તે છૂટાછેડા કરી બીજાને જાય. આમ છૂટાછેડાનો રિવાજ છે.

**લગ્ન :** લગ્નમાં ચોરી કરવાનો રિવાજ નથી. હાલમાં કેટલાક લોકો ચોરી કરે છે, તે પણ એમની જ્ઞાતિમાં આગેવાન ગણાતો હોય તેના હાથે. કાં'તો ગામના વસવાયાના હાથે ચોરી કરાવે છે અને તે જ બધી લગ્નવિધિ પણ કરાવે છે. લગ્નની ઢબ બધી જ હિંદુઓને મળતી છે. લગ્નનો દિવસ યાદ રાખવા માટે એક દોરડા ઉપર ગાંઠો પાડી રાખે છે અને દરરોજ એકએક ગાંઠ છોડે છે જ્યારે એક ગાંઠ બાકી રહે ત્યારે વર કન્યાને ત્યાં પરણવા આવે છે.

હિંદુઓમાં લગ્ન બેવડાવવા જવાનો ચાલ છે, તેવો જ આ ચાલ છે. પરંતુ એમની ભાષામાં એને-'ગાંઠો લેવા જઈએ છીએ' કહે છે.

લગ્ન ખાસ કરીને સવારમાં જ થાય છે. કન્યાપક્ષના માણસો વરને ખભા ઉપર લે છે અને વરપક્ષના માણસો કન્યાને ખભા ઉપર લે છે કન્યા વરના ઉપર ચોખા ફેંકે છે. વર કન્યા ઉપર ચોખા ફેંકે છે. અત્યારે પણ લગ્નવખતે વર તલવાર અને ઢાલ રાખે છે. બન્ને પક્ષના માણસો ઢોલ-પિપૂડીના તાલબદ્ધ સ્વર સાથે નાચે છે આખી રાત નાચ કર્યા પછી સવારમાં સૂર્યોદય સમયે લગ્ન થાય છે

(આવતે અંકે પૂરો થશે.)

☆

# અપહૃતા

## શ્રી ઊર્મિલ

દેશકાળની પરિસ્થિતિની અસર સમસ્ત પ્રજા ઉપર થાય છે. ભારતની હાલની સ્થિતિમાં વધુમાં વધુ કોઈને શોષવું પડ્યું હોય તો તે સ્થળાંતર ને કોમી હુલ્લડનો ભોગ બનેલાઓને. ગ્રીસ, બેલ્જિયમ, કે બાલ્કન દેશોમાં પૂર્વે થયેલા કોઈ પણ યુદ્ધમાં હિંદના ભાગલા પડ્યાથી થયેલા વિશાળ પાયાપરના અપહરણ જેવા કિસ્સાઓ નોંધાયા નથી. હિંદના ઇતિહાસમાં એક કલંકરૂપ રહેલા સંજોગોમાં આ બનાવને લખકે વાર્તામાં વણ્યો છે. સામાન્ય માનવીની લાગણીઓ લેખકે યથાર્થ રીતે વાર્તામાં ઉતારી છે ને ઉચ્ચ માનવતાનું પણ દર્શન કરાવ્યું છે.

પોતાના ઠાકોરજીને ચાંદીની કટોરીમાં મિસરીનો ભોગ ધરાવી માળા ફેરવવાનું શરૂ કરતાં મહાલક્ષ્મીએ કહ્યું. 'અલી કમળાવહુ! તારા સસરા હવે સ્નાન કરી રહ્યા હશે. જા, એમને પૂજાની સામગ્રી તૈયાર કરી આપ.' સસરાની પૂજા માટે સાસુની આજ્ઞા પ્રમાણે વચેટ વહુ કમળા ઓરસિયો લઈ ચંદન ઘસવા બેસી ગઈ. તેની નાની બારેક વર્ષની નણંદ શાંતા એટલામાં ત્યાં આવી અને તેને પૂછવા લાગી: 'ભાભી! હું તુલસીદલ લેતી આવું?'

'ના ના, બા વઢશે. તમને તે લેતાં ના આવડે.'

'કેમ ના આવડે? જુઓ, સાતવાર તુલસીજીની પરિક્રમા ફરીશ. સાત તાળીઓ બજાવી તુલસીમાને જગાડીશ. માંજરોને નહિ અડકું અને 'હરિ જૂઠી પ્યારી તુલસી' ગાતી જઈશ.'

કમળા ચૂપ રહી.

'બોલો ને ભાભી! ઉતારી લાવું ને?'

'ના! બા મને વઢે.'

'નહિ વઢે, એને શી ખબર પડવાની છે!'

કમળાને હજુ ચંદન ઘસવાનું હતું; દીવા તૈયાર કરવાના હતા; તરભાણું, આચમની આદિ ઊટકવાનાં હતાં એટલે અંતે તેણે કહ્યું: 'ભલે જાવ ઉતારી લાવો, પણ જુઓ, હાથ બરાબર ધોજો અને 'હરિ જૂઠી પ્યારી તુલસી' જોરથી ન ગાશો, નહિ તો બા...'

પણ પૂરું સાંભળવા ન રહેતાં રજા મળતાં જ શાંતા ઉત્સાહભરી ત્યાંથી દોડી ગઈ અને તુલસીદલ ઉતારવા લાગી. પરંતુ આ બાજુ કમળાએ ઓરસિયા પરથી ઘસેલું ચંદન આંગળીએ વતી કટોરીમાં ભેગું કરવા માંડ્યું, ત્યાં જ સાસુની કઠોર વાણી સંભળાઈ: 'અરે ભગવાન! સેવા-પૂજામાંય આટલાં આળસુ હાડકાં! ચાર તુલસીદલેય પોતાના હાથથી ન ઉતારાય. અને આમ આવ અલી શાંતા! આખા ગામમાં ભટકી આવીને તું શા માટે તુલસીજીને અડકી?'

કમળા હવે દૈવ જાણે શું શુંય સાંભળવું પડશે એ વિચારે વ્યથિત બની સાસુ સામે જોઈ રહી શાંતા પણ બીતીબીતી પોતાની માતા પાસે આવવા લાગી; પણ એવામાં નીચેથી કોઈએ તેના મોટાભાઈના નામની બૂમ પાડતાં જ તે બારીએ ગઈ અને નીચે જોતાં જ આનંદથી બૂમ પાડી બોલી ઊઠી: 'બા, બા! મોટાં ભાભી આવ્યાં!'

એ સાંભળતાં જ મહાલક્ષ્મીના આનંદની સીમા ન રહી. તેમની ડાહી, કહ્યાગરી તેમ ભક્તિભાવવાળી મોટા પુત્ર રાજેન્દ્રની વહુ યમુના ત્રણેક માસથી તેને પિયેર ગઈ હતી. પણ તેના પિયરને ગામે પંદરેક દિવસ પર થયેલા ઉગ્ર હુલ્લડમાં ખબર આવી હતી કે પોતાની વહુ સુદ્ધાં વેવાઈનો સઘળો પરિવાર

એ આશ્રમમાં સ્વાહા થઈ ગયો હતો. વજ્રનું હૈયું કરી બધાંએ દુર્ભાગ્યનો એ આઘાત સહી લીધો હતો. વેવાઈ બુદ્ધિમાન અને પ્રભાવશાળી હોવાથી શરૂઆતમાં બધાએ આશા રાખી હતી કે તેઓ કોઈ ને કોઈ રીતે એ ભીષણ દાવમાંથી બચી ગયા હશે. પણ ઘરનાં બધાંએ ના—ના કહ્યા છતાં બધાથી ઉપરવટ થઈને રાજેન્દ્ર સાસરે જઈને ત્યાંના અવશેષો જોઈ નિરાશ થઈ પાછો આવ્યો, ત્યારે તો તેમની આશા પૂર્ણતઃ નષ્ટ બની રહી હતી. રાજેન્દ્ર, તેના પિતા આદિ તો હજુ એ આઘાતની અસરમાં હતા જ; પરંતુ મહાલક્ષ્મીએ તો 'ગયું તે પાછું આવવાનું નથી' વિચારી એ આઘાતને ખંખેરી મૂક્યો હતો. એટલું જ નહિ પણ રાજેન્દ્ર માટે બીજી વહૂ લાવવાનાં ચક્રો પણ ગતિમાન કરી દીધાં હતાં!

આ પરિસ્થિતિમાં એ જ વહુના આગમનના સમાચારે તેઓ આનંદિત બની રહે એમાં શી નવાઈ? ઘરમાંનાં નાનામોટાં બધાંને બોલાવતાં તેઓ ઝડપથી નીચે દોડી ગયાં અને બહાર એક બાજુ ઊભેલી યમુનાને ભેટી પડ્યાં. રાજેન્દ્રના પિતા વગેરે પણ બહાર આવી ગયા.

યમુનાની સાથે બે અપરિચિત યુવકો પણ હતા. મહાલક્ષ્મીએ તેમને વહુના પિયરના સંબંધી માની લીધા. તેમાંના એકે મહાલક્ષ્મીને કહ્યું: 'માજી! મહામહેનતે આ બહેનને છોડાવી શક્યા છીએ.'

'એમ? અમારા વેવાઈ વગેરેના શા ખબર છે? તે બધાં પણ ક્ષેમકુશળ છે ને?'

'એની તો અમને શી ખબર? અમે જિલ્લા સમિતિના સભ્યો છીએ. છોડાવી જઈને મુસ્લિમ અડ્ડાઓમાં છુપાવી રાખેલ આપણી હિંદુ સ્ત્રીઓમાંથી જે કેટલીક બહેનોને અમે મહામહેનતે છોડાવી શક્યા છીએ, તેમાંનાં એક આ તમારાં સંબંધી બહેન પણ છે. તેમને અહીં સહીસલામત પહોંચાડવા જ અમે સાથે આવ્યા છીએ. હવે અમે રજા લઈશું.'

પરંતુ મહાલક્ષ્મીની તો એટલું સાંભળતાં જ આંખો ચડી ગઈ. ઝડપથી તે યમુનાથી છૂટી પડી ગઈ અને તેણે પૂછ્યું: 'મુસલમાનો તને ઉપાડી ગયા હતા અલી યમુના?'

'હા!' નતમસ્તકે યમુનાએ ઉત્તર વાળ્યો.

'કેટલા દિવસ તું એમની પાસે રહી?' તેમણે પુનઃ પૂછ્યું.

યમુના ઉત્તર ન વાળી શકી. ઊભું ન રહેવાતાં તે એકદમ નીચે બેસી પડી ધ્રુસકે ચડી ગઈ.

પ્રસંગ વિચારી જિલ્લા સમિતિના સભ્યો રાજેન્દ્રના પિતા જયસુખલાલની નિકટ જઈ તેમને સમજાવવા લાગ્યા:

'મુરબ્બી! હજારો કુલવધૂઓ પર આવી વિપત્તિ આવી પડી છે. આપણે એ સર્વને પાછાં પરિવારમાં સમાવી લેવાં જોઈએ. આપણા આચાર્યોએ પણ સમય પિછાની, શાસ્ત્રોનાં વચનો ટાંકી એમને અપનાવી લેવાનો આદેશ આપ્યો છે જે કંઈ થયું છે એમાં એમનો શો અપરાધ? એ તો બિચારી વિવશ અબળાઓ હતી.'

પણ મહાલક્ષ્મી તેમનાં આ બધાં બોધ-વચનો માટે જરાય તૈયાર ન હતી. તેણે કહ્યું: 'ભાઈ! તમારું કર્તવ્ય તમે બજાવી ચૂક્યા. હવે તમે જઈ શકો છો!'

સ્વયંસેવકોના વિદાય થયા પછી મહાલક્ષ્મીએ પતિને કહ્યું: 'હવે તમે શીદ અહીં ઊભા રહ્યા છો? અને, પેલા છોકરાં તમને અડક્યા છે એટલે ફરીથી નાહીને સેવાપૂજા પરવારી લો.'

'હા! પણ આ યમુના ને......' જયસુખલાલ બોલતા ગયા.

'મે તમને નાહવા જવાનું કહ્યું ને ?'

જમસુખલાલ ચૂપચાપ ઘરમાં પ્રવેશી ગયા.

મહાલક્ષ્મી બોલી. 'તું તો કોઈને અડકી નથી ને અરી કમળાવહુ ? જા તારા સસરાને પાણી કાઢી આપ અને મારે માટે ય ડોલમાં જુદું પાણી કાઢજે' એણે આમ કહી કમળાને ય ઘરમાં મોકલી દીધી અને શાંતાને 'અલી શાંતુડી ! તારી ભાભીને તેડી લાવ અંદર વાડામાં એક બાજુ એને બેસાડજે બહુ મોટું પરાક્રમ કરીને આવ્યાં છે તે બચ્ચાં એમને ! અને જોજે એને અડકતી ! માર્યા વિના નહિ મૂકું, જો એને ચોંટી તો !' કહી તે પોતે ય ઘરમાં જતી રહી

*

રાજેન્દ્ર ત્રીસેક વર્ષનો સોહામણો, સુંદર અને ભાવનાશાળી યુવાન હતો. પિતાની આર્થિક સ્થિતિ પ્રમાણમાં નબળી હોવાથી તે મેટ્રિકથી આગળ વધી શકયો ન હતો. હાલ તેણે ગામમાં જ એક મિત્રના ભાગમાં કાપડની દુકાન કાઢી છે એ દ્વારા થતી આવકે આ અસહ્ય મોંઘવારીમાં તે મહામહેનતે પોતાના કુટુંબને નિભાવી શકતો ન્યાતજાતમાં તેનુ ઘર પહેલાથી જ પંકાતુ, ખાનદાન ગણાતું. આર્થિક સ્થિતિ પણ પહેલાં તો સારી હતી, પણ તેના પિતા જમસુખલાલની નિષ્ક્રિયતા તેમ ભોળપણથી તેમાં નબળાઈ આવી ગઈ હતી તેની મા મહાલક્ષ્મી વાણિયણસુલભ ધર્મઘેલછાવાળી તથા કલહપ્રિય સ્વભાવવાળી તો હતી જ; પરંતુ સાથે જ ગજબની વ્યવહાર કુશળ હતી એનુ નાવ લગભગ સુખરૂપે ચાલતુ, તે તેની ઘર ચલાવવાની આવડતને જ આભારી હતું. રાજેન્દ્રના પગસેરાથી જ ઘર ટકી રહ્યું છે તે તે યથાર્થ સમજતી અને ઘરમાં અન્ય સર્વને તેના ભેદકમી સ્વભાવનો તાપ સહજ વેઠવો પડતો, પણ રાજેન્દ્રને તો ભૂલેચૂકે ય તે કટુ વચન કહેતી નહી.

રાજેન્દ્રનો વચેટ ભાઈ નરેન્દ્ર હાલ વડોદરા કોલેજમાં ભણે છે તે ઘણો હોશિયાર હતો. રાજેન્દ્ર પોતે તો નથી ભણી શકયો, પણ તેને તો તે બનતી તમામ રીતે આગળ લઈ જવા ધારે છે નરેન્દ્ર પણ પરણેલો હોઈ તેની પત્ની કમળા ઉંમરલાયક થયે સાસરે રહેવા આવી છે એ સિવાય કુટુંબમાં રાજેન્દ્રને પની નાનો ભાઈ મહેન્દ્ર તથા એકની એક બહેન બારેક વર્ષની શાંતા છે

પત્ની યમુનાને તો રાજેન્દ્ર પોતાનું એક સદ્‌ભાગ્ય માનતો. યમુના પણ લાવણ્યવતી હતી એવી જ ગુણવતી પણ હતી ઘરમાં સૌને–સાસુસસરાને તે પ્રિય થઈ પડી હતી.

પણ અરે ! એજ સાસુ આજ તો યમુનાનું મુખ જોવા પણ રાજી નથી ! ઘરમાં જઈ સ્નાનાદિથી શુદ્ધ થઈ જમસુખલાલ પણ દેવસેવામાં લાગી ગયા છે પરંતુ આજ તો તેમનાથી રોજની જેમ અષ્ટાક્ષર મંત્રનો જાપ ન થઈ શકયો એકવારની પરમપ્રિય યમુના વહુ આજ તો ભ્રષ્ટ બનીને મુસલમાનના ઘરમાં રહી આવીને તેના પરિવારમાં પુન ભળવા આવી પડી છે ! એને શી રીતે સ્વીકારી શકાય ? આડોશીપાડોશી, સગાંવહાલાં તેમ જ ન્યાતજાતમાં પછી મોઢું શી રીતે બતાવવું ! પોતાના ઘરની પ્રતિષ્ઠાનું પણ શું !

રાજેન્દ્રના દુકાનેથી ઘેર આવ્યા પછી સૌ થઈ રહેશે એમ વિચારી યમુનાને તેમણે ઘર સાથેના વાડામાં એક ખૂણે બેસાડી.

અગિયાર વાગતાં રાજેન્દ્ર દુકાનેથી ઘેર જમવા આવ્યો પેઢીની ઘરાકીનો ઘણોખરો આધાર તેના પર હતો. દિવસના તે ખાસ ઘેર રોકાઈ શકતો નહી તેમાં ય આજ તો કાપડના કંટ્રોલ અંગેનું કાપડ મહાજન એસોસિયેશનનું કેટલુંક કામ બનતી ઊતાવળે પતાવવા માટે પાટણ જવાનું હતું.

આવીને તે જમવા બેઠો, તે વખતે મહાલક્ષ્મીએ તેને યમુનાના આગમનની ખબર આપી. રાજેન્દ્રને તે ક્યાં છે એ પૂછવાની ઇચ્છા તો થઈ પણ સંકોચથી તે ન પૂછી શક્યો. તેમાં ય આજ તો વળી માતા ય કોણ જાણે કેમ સહેજ ચિડાયેલી લાગી! સાંજે આવીને નિરાંતે સૌ થઈ રહેશે વિચારી તેણે જમી લીધું.

જમી ઊઠી તેણે પોતાના ખંડમાં જઈ કપડાં પહેરવા માંડ્યાં, તે વખતે તેની બહેન શાંતા પાન આપવા માટે આવી. પાન લેતાંલેતાં તેણે શાંતાને પૂછ્યું: 'તારાં ભાભી આવ્યાં છે ખરું કે શાંતા?'

'હા!'

'ક્યાં છે?'

'સાથેના વાડામાં બેઠાં છે.'

'હજુ નાહ્યાં નથી?'

'ના!'

'બા આજે ચિડાયલાં કેમ લાગે છે? આને તેં પજવી હતી કે બાપા સાથે બોલવું થયું હતું?'

'એ તો મોટાભાઈ! એવું છે કે આ ભાભી આવ્યાં છે ને, તેમને મુસલમાનો ઉઠાવી ગયા હતા. તેમને...'

'શું કહે છે?'

'હા! તેમની પાસેથી છોડાવી જિલ્લા સમિતિવાળા આજે એમને આપણે ત્યાં મૂકી ગયા છે. આ રીતે એ અહીં આવ્યાથી બા ચિડાઈ છે.'

'પણ એમાં ચિડાયે શું વળે? ઠીક, પણ તેમણે તેનો સ્વીકાર તો કર્યો છે ને?'

'હા! બાએ મને જ ભાભીને ઘરમાં લાવવાનું કહ્યું હતું પણ...'

'બસ, એટલું બસ છે. બા પાછી એમ તો સમજે એવી છે. છતાં મનમાં કંઈક હશે તો સાંજે મારા આવ્યા પછી એનો સૌ ખુલાસો થઈ જશે.' કહી રાજેન્દ્ર મોડું થયું હોવાથી ઝડપથી દુકાનને પંથે પડી ગયો.

આ બાજુ વાડામાં બેઠેલી યમુના પતિને જમવા આવેલા જાણી તેને મળવા અધીરી બની રહી. પણ જ્યારે તેણે જાણ્યું કે પતિ તો જમીને દુકાને પણ જતા રહ્યા, ત્યારે તેની નિરાશાનો પાર ન રહ્યો તે માની જ બેઠી કે પોતાની પતિતાવસ્થાને કારણે પતિ પણ પોતાનું મોઢું જોવા નહિ ઇચ્છતા હોય. પોતે પતિતા હતી, દુર્ભાગિની હતી, શિયળભંગ પછી તે મૃત્યુ જ ઇચ્છતી હતી. પરંતુ તેણે તો જાણ્યું હતું કે પોતાના જેવી અનેક દુર્ભાગિનીઓ પોતાના પતિઓને ત્યાં પુનઃ સાદર સ્થાન પામી રહી છે, તે પ્રમાણે પોતાના પર અગાધ પ્રેમ ધરાવતા પોતાના પતિ પણ તેને સ્વીકારશે જ એવી શ્રદ્ધાથી જ પતિગૃહે પાછી આવવા તેણે હિંમત ધરી હતી. પણ પરિસ્થિતિની જાણ થતાં સાસુનું બદલાયેલું વર્તન તેમ જ પતિએ મળવા પણ ન રોકાઈને કરેલી અવગણનાથી તો તે જાણે નિષ્પ્રાણ બની રહી. જતા પતિને નિહાળવાની ઉત્કટ ઇચ્છા થતાં તે ઊઠીને બહાર જવા લાગી પણ ત્યાં જ સામેથી પડોશમાં રહેતી પોતાની બહેનપણી ચંપાને પોતાના ઘર તરફ આવતી જોઈ દૈન્ય અણે શોચ સંકોચ થતાં તે ઝડપથી સ્વસ્થાને જતી રહી.

ઘરમાં પ્રવેશેલી ચંપાએ મહાલક્ષ્મીને પૂછ્યું: 'લક્ષ્મીકાકી! યમુનાવહુ આવી કે શું? ક્યાં સંતાઈ ગઈ? મને તો મળી પણ નહિ!'

'હા! આવી તો છે, બહેન, પણ ખૂબ બીમાર પડી ગઈ છે, તેની તબિયત જરા સુધરશે કે જરૂર તને મળવા આવશે.'

'પણ હમણાં જરા જોઉં તો ખરી.'

'જેવાશે હવે, હમણાં જરા ઊંઘી ગઈ છે.

ઉપાડીને શું કામ છે?'

ઘરમાં પ્રવેશતાં વાડા તરફ ઝડપથી જતી સ્હેતી યમુનાને ચંપાએ જોઈ જ હતી. મહા લક્ષ્મીને જૂઠું બોલતી જોઈ તે સમજી ગઈ કે કાકી યમુનાને કોઈ મળે એમ ઇચ્છતાં નથી સાંભળેલી લોકવાયકાનો આ વાતથી તાગ બેસાડીને ચંપા ચાલી ગઈ

ચંપા પોતાને ઘેર પહાચી ન પહોંચી ત્યાં તો ફળિયામાંની, આસપાસની બેચાર પારોસણો તેને ઘેરી વળી

તેમાંની એક સુભદ્રાએ પૂછ્યું

'કેમ બહેનપણીને મળી આવ્યાં?'

'અરે બાપ! મને તો મળવા ય ન દીધી, મેં અતે તેને વાડામાં જતી જોઈ છતાં કહે છે કે બીમાર છે અને ઊંઘી ગઈ છે!'

'ત્યારે એમ વાત છે. જોજે ને ચૂપચાપ ઘરમાં રાખી લેશે. પણ એમ ઢાંકી રાખ્યે ઓછુ છૂપુ રહેવાનું છે? યમુનાને મુસલમાનો ઉપાડી ગયા હતા તે ન ઉપાડી ગયા થવાનું છે?'

'ત્યાં તો અલી બા! તે વટલાઈ પણ હશે ને? અને તેના પર ત્યાં શું શું નહિ વીત્યું હોય!'

'બધુંય વળી નહિ તો શું તેની પૂજા કરવા તેને ઉપાડી ગયા હશે? તુંય શું મારી બાઈ પૂછે છે!' સુભદ્રા બોલી.

—એ એક ભાલુવા જેવું છે કે વીરજનની એવી શ્રીકૃષ્ણની બહેનનું નામ સુભદ્રા હતું ધન્ય છે એ સુભદ્રાને, પણ આપણા હિંદુ સમાજમાં તો એવી સ્ત્રીઓને પણ 'સુભદ્રા' નામથી નવાજવામાં આવે છે કે જે સો ઊંદર મારીને પાટે બેઠેલ બિલાડી જેવી હોય-નારી માત્રના સર્વ અવગુણોથી પોતે સંપન્ન હોવા છતાં બહાર મોટી સિદ્ધ થઈને ફરતી હોય! એવી સ્ત્રીની પીઠ પાછળ લાંબા હાથ કરીને બેરહમ ડાળ જરૂર બોલવાનું જ કે 'આ સુભદ્રા તો જુઓ!'

ચંપાની પાડોશણ સુભદ્રા પણ એવી જ એક 'સુભદ્રા' હતી ચંપાથી તેના શબ્દ સખાયા નહિ તે બચાવ કરવા ગઈ 'સુભદ્રાબહેન! આમ શું બોલો છો? યમુનાને એ બધું શું સારું લાગ્યું હશે?' એ બિચારી અબળા જાત! શું કરી શકે? એની જગ્યાએ ધારો કે હું અગર તમે હોઈએ તોપણ આપણે બીજું શું કરી શકીએ?'

'જો, ચંપા! આ તો ધરમનો મામલો કહેવાય એ તો જે જેનાં કરમ તારા કે મારા શા ભોગ લાગ્યા હોય કે આપણને એવું થાય? આવું થયા પછી તો જિવાય જ કેમ? કૂવો-હવાડો ય તેને ન મળ્યો કે '

બિચારી ચંપા નક્કી ન કરી શકી કે પોતાનો મત તે યમુનાના પક્ષમાં આપે કે તેની વિરુદ્ધમાં!

આ બાજુ યમુનાએ ચંપા સાથેની સાસુની વાતચીત સાંભળી હતી પોતે બીમાર હોવાની વાતે તે લગભગ બીમાર જ બની ગઈ

અર્ધોએક કલાક પછી તેણે રસોડામાં સાસુને બોલતી સાંભળી 'અલી કમળાવહુ! લે આ ખાવાનું આપી આવ પેલીને વાડામાં. જોજે, થાળી-વાડકો મૂકી દેતી પતરાળા-પડિયામાં આપજે '

કમળા યમુનાને સાસુના કહ્યા પ્રમાણે પતરાળા-પડિયામાં ખાવાનું પીરસી ગઈ. અને પછી રસોડામાં જઈ સાસુને પૂછ્યું.

'પાણી માટે એમને પ્યાલો આપું કે લોટો?'

'શું કહ્યું? ભાનવગરની! મ્લેચ્છને તે વળી વાસણ અપાતું હશે? ધરમ-કરમ કાંઈ સમજે છે કે નહિ? તારી મા તો મરબદલ હતી, પત્રારામાં નાખતી હતી અને તું આવી ક્યાંથી નીકળી? મ્લેચ્છને આપેલું વાસણ

આપણા ઉપયોગમાં આવે ખરું કે? શી આજની પ્રજા થઈ ગઈ છે!'

કમળા બિચારી સાંભળી જ રહી. વાડામાં યમુનાએ પણ સાસુનાં એ વચન-બાણો સાંભળ્યાં. એટલે એના માટે સામે પડેલું પતરાળાનું અન્ન જાણે વિષમય બની રહ્યું. તેને ડૂમો ભરાઈ આવ્યો; પણ આ સ્થિતિમાં તે ખુલ્લે મોએ રડી પણ ન શકી. પરિણામે ગભરામણ વધતાં-વેદના અસહ્ય બની રહેતાં, અઢેલીને બેઠી હતી તે દીવાલ સાથે જોરથી તેણે માથું કૂટ્યું કે તુરત જ તેના મુખમાંથી ચીસ નીકળી ગઈ.

મહાલક્ષ્મી, જયસુખલાલ વગેરે દોડી આવ્યાં. વહુને એ સ્થિતિમાં જોઈને તો મહાલક્ષ્મીનો ક્રોધ ઊલટો વધી પડ્યો: 'આવું બધું કરવું હતું તો પછી અહીં શું કરવા આવી? અમે ય ધરમ તો ગુમાવ્યો જ છે તો પછી હતી ત્યાં જ શું ખોટી હતી? આવતાં એટલો તો વિચાર કરવો'તો કે પછી સાસરિયાંવાળાં નાતજાતમાં મોં શું બતાવશે? કશા ય ઢોંગ-ફિતૂર કર્યા વિના ખાઈ લે ખાવું હોય તે અને પડી રહે ચૂપચાપ એક બાજુ ખૂણામાં. સાંજે ગજેન્દ્રના આવ્યા પછી જે તે રસ્તો સંભાળી લેજો તમારો.'

'હા! પણ મને જરા સ્નાન તો કરાવો. સવારનું મેં તો મોઢું સરખું ય ધોયું નથી.'

'હા! એ બરાબર નાહીને જરા કપડાં બદલવાં હોય તો ભલે...' જયસુખલાલ બોલતા ગયા.

'લો પાછા બોલ્યા ખરું? મુસલમાનના ઘરમાં રહી હશે ત્યાં રોજ તે નાતીધોતી હશે ખરું ને? સમજ્યા કર્યા વિના વચ્ચે બોલી ઊઠવાની શી ટેવ! જાવ, ખાનામાના ઘરમાં.'

જયસુખલાલ જવાબની રાહ જોયા વિના જ ચૂપચાપ ઘરમાં જતા રહ્યા. અને પત્નીની સાંસારિક બુદ્ધિ પર અટલ શ્રદ્ધા ધરાવી તેમણે પોતાની માળા સંભાળી લીધી!

મહાલક્ષ્મી યમુના સામે જેમજેમ વધુ જોતી તેમતેમ તેનું લોહી વધુ ઊકળી આવતું. બબડતી-ફફડતી તે પણ યમુના સામે ભયંકર નજર નાખી ઘરમાં જતી રહી. વચેટ વહુ કમળાએ પણ સાસુની પાછળ જવામાં સાર જોયો.

નણંદ શાંતાએ ત્યાંથી જતાં જતાં ભાભીને કહ્યું: 'ખાઈ લો ને ભાભી.'

'ખાઈ લઈશ હો બહેન, જાવ ઘરમાં. બા પાછાં વઢશે તમને.'

યમુના ખાઈ શકે એમ તો હતું જ નહિ. શાંતાના ગયા પછી અન્ન તેણે વાડા બહાર નીકળી ફૂતરાંની ચાટમાં નાખી દીધું. ગઈ રાતનું તેણે પાણીનું ટીપું સરખું મોંમાં નાખ્યું ન હતું. તરસ ખૂબ જ લાગી હતી. કમળાએ મૂકેલા પવાલામાંનું જળ પીવા તેની ઇચ્છા થઈ; પણ તે માટે ય હૃદયે ના પાડી 'કશું નક્કી થયા વિના આ ઘરનું જળ પણ હવે શાને પીવું?' તે વિચારી રહી: 'અને નક્કી પણ બીજું શું થવાનું હતું? સાંજે એ આવીને પણ બીજું શું કરી શકવાના છે? માતાથી વિરુદ્ધ થવું જ હોત તો મળ્યા વિના દુકાને જતા રહ્યા એના કરતાં અત્યારે જ મને મળીને જરા સાંત્વન ન આપત? આ રીતે સ્થાનભ્રષ્ટ થઈ અપમાન સહેવું. મહેણાં-ટોણાં સાંભળવાં એના કરતાં તો બહેતર છે કે અહીં ન જ રહેવું. સાંજે આવીને તેઓ સ્વીકાર કરશે તો ઠીક છે, નહિ તો દુનિયા વિશાળ છે. અને દુનિયા પણ મેં ફરી લેશે તો પછી મા મહીસાગર ક્યાં દૂર છે!'

આવો મરણિયો નિશ્ચય કરનાર ભૂખેભૂખ રહેલી યમુનાનું અશક્ત શરીર તૂટી પડતું હતું. આથી ત્યાં આડી પડી અને વિવિધ વિચારો કરતાંકરતાં ત્રણચાર વાગ્યા ત્યાં

તો નિદ્રાદેવીએ પણ તેના પર કૃપા દર્શાવી પોતાને અંકે તેને પોઢાડી લીધી.

સાંજ પડી, રાજેન્દ્રને ઘેર આવવાનો સમય થયો. પણ આજ તો તે ય ન આવ્યો ઊલટું પેઢીનો ગુમાસ્તો ખબર આપી ગયો કે તાલુકા કાપડ એસોસિયેશનની મિટિંગ હોવાથી રાજેન્દ્ર રાતના ૧૧-૧૨ વાગે ઘેર આવશે. એને વાળુ કરવું નથી માટે એની રાહ ન જોતાં સર્વ પરવારી જાય.

થાકીપાકી યમુના તો હજુ ય ઊંઘતી હતી તેને જગાડવાની જરૂર મહાલક્ષ્મીને ન લાગી સર્વેને વાળુ કરાવી સાસુએ પણ વાળુ કરી લીધું.

નણંદ શાંતાએ ચૂપચાપ વાડામાં આવી ભાભીને જગાડી અંધારું થઈ ગયેલું જોઈ યમુના ચમકીને બેઠી થઈ ગઈ ને શાંતાને પૂછ્યું: 'કેટલા વાગ્યા બહેન?'

'નવ સાડા નવ થવા હશે ભાભી!'

'તમારા ભાઈ આવી ગયા?'

'ના! એ તો મોડા ૧૧-૧૨ વાગે આવવાના છે. તેમના વેપારીઓની કંઈ મિટિંગ છે'

એટલામાં તો કમળા પણ ત્યાં આવી અને બોલી કે 'હમણાં જાગ્યાં ભાભીજી?'

'હા! આ શાંતાબહેને જગાડી ત્યારે'

'મારા જેઠ તો મોડા આવવાના છે. ખાવાનું જમવા લાવું?'

'ના!'

યમુનાને ખાવું તો હતું જ નહિ પણ ગઈ રાતનું પાણી સરખું યે પીધું ન હોવાથી તેને ગળે ખૂબ શોષ પડવા માંડ્યો હતો. પાણી માગવું કે નહિ એનો વિચાર કરતી હતી ત્યાં ઘરમાં મહાલક્ષ્મીને ઉદ્દેશીને સસરાને બોલતાં તેણે સાંભળ્યા.

'એમાં રાજેન્દ્ર આવીને શું કરવાનો છે? જે કાંઈ વિચાર કરવાનો છે તે તો મારે ને તારે જ કરવાનો છે ને!'

સાસુ બોલતી સંભળાઈ: 'હા! એ તો છે જ, પણ ધર્મભ્રષ્ટ થયેલીનો સ્વીકાર થાય જ કેમ? વાણિયાનો-વૈષ્ણવનો અવતાર કાંઈ વારેવારે મળતો નથી અને ન્યાતજાતમાં પણ પછી મોઢું શું રહે?'

'બસ ત્યારે,' સસરા બોલ્યા 'થઈ ગયું મક્કમ.'

'હા! પણ રાજેન્દ્ર આડો થશે તો!'

'તો તો પછી થઈ જ રહ્યું. આપણાથી પછી કશું જ નહિ બોલાય.'

'તમારાથી તો શેનું બોલાય? જ્યાં ત્યાં મને જ પાડને મેડે પરણે ચાલો, સૂઈ જાવ હવે તે વખતની વાત તે વખતે. ક્યાં ગઈ શાંતા અને પેલી કમળા? ત્યાં જ ટળ્યાં હશે' તેમણે બૂમ પાડી: 'અરી શાંતા! ચાલો સૂઈ જાવ હવે'

વાડામાંથી શાંતા અને કમળા ઝડપથી ઘરમાં જતાં રહ્યાં.

સાસુ-સસરાની પૂરેપૂરી વાતચીત યમુનાએ સાંભળી હવે તો તેણે માની લીધું કે પોતાને હવે આ ઘરમાં સ્થાન નહિ જ મળે. ઘરમાંથી બહાર નીકળી જવાના વિચારે એકદમ તે ઊભી થઈ ગઈ પણ પાછો વળી વિચાર આવ્યો: 'જતાં પહેલાં એમને મળવું તો ખરું જ એમને ય મેળું બન્યું આજે જ ક્યાંથી મિટિંગમાં જવાનું થયું!'

તે મૂંઝાઈ રહી અને તેમાં ય લાગેલી તરસે તો હવે માઝા જ મૂકી વાડામાં એક બાજુ કૂવો હતો. તેના પરથાળે ડોલ-દોરડું તેમ જ લોટો પણ પડ્યાં હતાં તરસ ન સહેવાતાં તે કૂવાની નિકટ ગઈ પણ ત્યાં નિયતી અંકિત થયેલ ચગની જેમ સાસુના 'ધર્મભ્રષ્ટ થયેલીનો સ્વીકાર થાય જ કેમ!'

શબ્દો હૃદયમાં ખટક્યા. પાછી તે મક્કમ બની ગઈ: 'નહિ, પ્રાણ જાય તો ભલે જાય પરંતુ આ ઘરના કૂવાનું અપમાનિત જળ હવે મને ન જ ખપે.' ઝડપથી તે કૂવા પાસેથી ખસી ગઈ.

પણ તરસે તેનાથી રહેવાય એમ હતું જ નહિ. શ્વાસ લેતાં પણ તેને અડચણ થવા લાગી તેનો પ્રાણ પાણીપાણી ઝંખી રહ્યો. પોતે જો અહીં રહેશે તો કૂવામાંથી પાણી કાઢીને પી લેવાશે એમ થતાં જ તે દોડીને બારણું ઉઘાડી ઘર બહાર નીકળી નાઠી.

પણ તેને માટે હવે તો ચાલવું ય અશક્ય હતું. અંધારું તો હતું જ અને તેમાં આંખે ય અંધારાં આવ્યાં, ચકરી ચઢી. ટેકા માટે આમતેમ હાથ પ્રસાર્યા પણ કશો જ આધાર ન મળ્યો. અંતે ઘરથી સહેજ જ દૂર મૂળથી કપાયેલા વૃક્ષની જેમ ડગમગીને ધબ દઈને તે નીચે પડી અને બેભાન થઈ ગઈ.

*

બારેક વાગતાં રાજેન્દ્ર ઘર તરફ આવી રહ્યો છે. યમુના સિવાય અન્ય કશો જ વિચાર તેના દિલમાં નથી. ચાલતાંચાલતાં તે વિચારી રહ્યો હતોઃ 'બાએ તેનો સ્વીકાર કર્યો હશે કે નહિ? ઘણુંખરું તો તે સમજી હશે જ. જે કાંઈ થયું હોય એમાં બિચારી યમુનાનો શો વાંક? તે તો વિવશ અબળા જાત, તેને ભ્રષ્ટ મનાય જ કેમ? બહુ થશે તો પ્રાયશ્ચિત્ત કરી લેવાશે. અરે પ્રભુ! આ સમયે બિચારી યમુનાને શુંશું નહિ વીત્યું હોય? માતા ભારતીને નસીબે ક્યાંથી આ કોમવાદ પાક્યો કે દેશની આ દશા થઈ? થાકીપાકી બિચારી ઊંઘી ગઈ હશે, તેને જગાડવી તો ખરી જ. સવારે ય જરા મળી લેવા જેવું તો હતું. માના આશ્વાસનનો તો ફેર પડે જ. ઓહ! કેટલા દિવસે મળીશું...!'

આવા ને આવા વિચારોમાં મગ્ન થઈ ઝડપથી તે ચાલતો હતો પણ ઘરની નિકટ આવતાં જ કશી કોમળ વસ્તુથી તે ઠોકરાયો. ચમકીને તેણે નીચા નમીને જોયું તો કોઈ નારીનું શરીર હતું. નીચે બેસી જઈ તેણે તેની નાડી જોઈ તો તે ચાલતી હતી. કશાક કારણસર માત્ર બેશુદ્ધ થઈ ગઈ હશે. વિચારી તેણે તેને ઊંચકી લીધી અને બારણું ઉઘાડી વાડામાં લઈ જઈ કૂવા નજીક સુવાડી. પછી ઝડપથી ડોલને કૂવામાં નાખી પાણી કાઢ્યું અને લોટામાં લઈ તે સ્ત્રીની આંખો પર છાંટવા માંડ્યું. પરિણામે નારી જાગી; પણ ઓહ! તેણે તો ઝડપ મારી રાજેન્દ્રના હાથમાંથી લોટો લઈ લીધો અને મોઢે માંડી પાણી પીવા માંડ્યું!

રાજેન્દ્ર જોઈ જ રહ્યોઃ 'કેટલી બધી તરસ! જેને પાણી પણ નથી મળ્યું એવી આ અભાગિની કોણ હશે?'

પાણી પીને તે સ્ત્રી પાછી પાસું ફરી ગઈ, ધીરેધીરે તેના શરીરમાં ચેતન પ્રવેશતું હતું.

બેત્રણ મિનિટ પછી રાજેન્દ્રે કહ્યું: 'હવે કશી જ ચિંતા કરવા જેવું નથી. જરાક સ્વસ્થ થાવ એટલે હું આપને ઘરમાં લઈ જાઉં.'

યમુના હવે પૂરી હોશમાં આવી ગઈ હતી. ઝડપથી તે ઊઠીને ઊભી થઈ ગઈ અને પતિ સામે નિહાળી રહી. અંધકારમાં કશું સ્પષ્ટ દેખાય એમ તો હતું જ નહિ.

રાજેન્દ્રે પુનઃ પૂછ્યું: 'જો તમારે સારે ત્યાં ન રહેવું હોય તો તમારે ત્યાં હું તમને મૂકી આવું. તમારું ઘર ક્યાં છે?'

જવાબમાં યમુનાથી આછી ચીસ પડાઈ ગઈ: 'ઓ ભગવાન!'

અવાજ સાંભળતાં અને તેને ઓળખી

હોતાં જ રાજેન્દ્ર ચમકી ઊઠ્યો: 'અરે! કોણ યમુના! તું?'

'હા! હું જ છું. ગભરાશો નહિ કેવળ તમારાં દર્શન...હવે હું જઈશ.'

'અરે પણ ક્યાં? ક્યાં જાય છે તું?'

'જેમે ત્યાં, પ્રભુ લઈ જશે ત્યાં તમને ભારરૂપ નહિ થઈ પડું'

કહી યમુના જવા લાગી. પણ તેનાથી ચલાયું નહિ તે ડગમગીને નીચે પડી જ જાત, જો રાજેન્દ્રે ધસીને તેને ન સંભાળી લીધી હોત તો. રાજેન્દ્રે ફૂલની જેમ તેને હાથમાં લઈ લીધી તેનાથી છૂટા થવાની આછી ચેષ્ટા કરતાં યમુનાએ પૂછ્યું. 'તમે મને ઘરમાં સ્થાન આપશો? સ્પષ્ટ કહો માત્ર તમારા ઉત્તર માટે જ હું રોકાઈ રહી હતી.'

'એમાં પૂછવાનું જ શું હોય? શું આ ઘર તારું નથી? શું તું મને પરણીને આ ઘરમાં આવી નથી?'

'હા! પણ તમે બધી વાત જાણી? તમારી બા એથી મારો સ્વીકાર કરવા નથી ઇચ્છતાં'

'ભલે ન ઇચ્છે પણ યમુના! મારા પ્રેમ પ્રત્યે તારી આટલી જ શ્રદ્ધા કે? બા કદાચ આપણને આ ઘરમાં સ્થાન નહિ આપે તો આપણો ભારત બહુ મોટો દેશ છે. બધા જ ખોટા વિચારો મનમાંથી કાઢી નાખ અને નિશ્ચિંત બની રહે'

આશ્વાસનના આ શબ્દો સાંભળતાં જ ઝાડની જેમ યમુના પતિની કોટે વળગી પડી.

*

બીજે દિવસે સવારમાં યમુનાને રાજેન્દ્રના ખંડમાંથી નીકળતી જોઈ જયસુખલાલ અને મહાલક્ષ્મી પરસ્પર સામું જોઈ રહ્યાં. તેમની ચાર આંખોએ પરસ્પર કોણ જાણે શી ય વાતો કરી લીધી અને મહાલક્ષ્મી બોલી 'મારો રાજેન્દ્ર તો વીર બાળક છે.'

જયસુખલાલ. 'જરૂર પ્રવર્તમાન આઝાદ હિંદ રાજેન્દ્ર સરખા યુવાનોથી જ જ્વલંત બની રહેશે એના જેવા પુત્રના પિતા તરીકે હું ખૂબ ગૌરવ લઉં છું'

મહાલક્ષ્મી: 'પણ તેની જનેતા તો હું છું ને?'

જયસુખલાલે હસીને પત્નીનો એ દાવો સ્વીકારી લીધો.

*

ઠીક ઠીક સ્થિતિના એક માણસને બે દીકરી. એક માળીને ત્યાં પરણાવેલી ને એક કુંભારને ત્યાં. બંને જણ પોતાની જ ન્યાતના હતા, ધંધો જુદો કરતા હતા એટલું જ. બંને સુખી હતા

એક દિવસ તે માળીનું કામ કરતા જમાઈને ઘેર ગયો. પૂછેલી ખબરઅંતરના જવાબમાં પુત્રીએ કહ્યું:

'બાપુ, અમે તો તમારા આશીર્વાદથી સુખી છીએ પણ બને તો ભગવાનને પ્રાર્થના કરો કે વરસાદ ખૂબ આવે ને અમારા બાગમાંના છોડને સારું પાણી મળી જાય'

કુંભારને ત્યાં આપેલી પુત્રીએ પણ સુખી હોવાનું જણાવી ઉમેર્યું:

'બાપુ, પ્રભુને અમારાવતી અરજ ગુજારો કે વરસાદ ન મોકલે તો સારું જેથી સળગાવેલી ભઠ્ઠી તૈયાર થઈ જાય ને વરસીનું કામ આપી શકાય.'

આમ જોવા જતા બંને પ્રસંગો હતા તો નાના જ, પણ પિતાને સંપૂર્ણ જ્ઞાન થયું: 'દુનિયા કેટલી સ્વાર્થી છે!'

*

મતાંકથી સંપૂર્ણ

# પદાર્થનું બંધારણ


શ્રી શા. મ. સુથાર

બી. એ. બી. એસસી બી. ટી.


આજની આપણી પ્રગતિ મોટેભાગે વિજ્ઞાનને આભારી છે. નરી આંખથી કે સૂક્ષ્મદર્શક યંત્રોથી જે વસ્તુઓ દેખી શકાય એવી નથી હોતી તેને વિજ્ઞાને છતી કરી બતાવી છે. વિજ્ઞાન એટલે જાણે માનવબુદ્ધિની પારાશીશી. નહિ તો દુનિયાની ઉત્પત્તિનાં કારણભૂત બાણું કે કર્ન જ મૂળભૂત તત્ત્વો છે એની ખબર આપણને કેવી રીતે પડી શકત? જેમ કોઈ પણ વસ્તુના અસ્તિત્વ માટે તેની અમુક વિશિષ્ટ રચના-બંધારણ જરૂરી છે, તેમ આ મૂળભૂત તત્ત્વોને-પદાર્થોને પણ નિજનિજનાં અલગઅલગ બંધારણસ્વરૂપો છે. એ બધાંની લેખક આ છેલ્લા હપ્તામાં છણાવટ કરે છે. છતાં સરળતાથી કરેલી વિચારણા પરથી વિશ્વની રચના કેટલી ગહન છે, તેની પ્રતીતિ થશે અને જગન્નિયંતા પાસે મસ્તક નમી પડશે.

આમ આપણે જોયું કે પદાર્થના બંધારણમાં વપરાતી સૌથી નાની ઈંટ તે પરમાણુ. પરમાણુ કરતાં મોટી ઈંટ કે જે બેથી વધુ પરમાણુઓની બનેલી હોય છે તે અણુ. અત્યાર સુધી આપણે જોયું કે પરમાણુના કોઈ પણ સંજોગોમાં ભાગ પડી શકે નહીં. પરંતુ પહેલા વિશ્વયુદ્ધના અરસામાં વૈજ્ઞાનિકોને માલૂમ પડ્યું, કે આ માન્યતા ભૂલભરેલી છે. તેમણે જોયું કે પરમાણુના પણ ભાગ પડી શકે. પરમાણુ પણ પોતાનાથી નાના એવા અતિસૂક્ષ્મ કણોનું બનેલું છે. પરમાણુના પણ ભાગ પડી શકે છે એવું જ્ઞાન થતાં જ વૈજ્ઞાનિકો પરમાણુના બંધારણનો અભ્યાસ કરવા મંડી પડ્યા. તેમને તેમાંથી ઘણું જાણવાનું મળ્યું. તેમને માલૂમ પડ્યું, કે આ પરમાણુમાં તો અફાટ શક્તિ ભરી પડી છે. એ શક્તિને જો છૂટી કરી શકાય તો થોડાએક પદાર્થમાંથી ઘણી યાંત્રિક શક્તિ મેળવી શકાય. હાલમાં વૈજ્ઞાનિકોએ પરમાણુમાંની શક્તિ છૂટી પાડી છે પરંતુ મનુષ્યના સ્વભાવમાં રહેલા સેતાને એ શક્તિને અણુબોમ્બ બનાવવામાં વાપરી માનવજાતિનો વિનાશ નોતર્યો છે. હવે આપણે અણુબોમ્બ જેવા ભયંકર અસ્ત્રને જન્મ આપવા જેવી અફાટ શક્તિથી ભરેલા આ પરમાણુના બંધારણને તપાસીએ.

પહેલા વિશ્વયુદ્ધના સમય સુધી એમ માનવામાં આવતું હતું, કે પદાર્થના બંધારણમાં વપરાતી નાનામાં નાની ઈંટ તે પરમાણુ છે. પરંતુ પાછળથી એ માન્યતા વૈજ્ઞાનિકોને અધૂરી લાગી. પરમાણુ પણ પોતાનાથી અતિ ઘણા નાના કણોનું બનેલું છે એ માનવાને વૈજ્ઞાનિકોને કારણ મળ્યાં. આપણે જોયું કે પરમાણુનો આકાર એક ગોળ દડા જેવો છે. આ પરમાણુના મધ્યભાગમાં પરમાણુથી પણ સૂક્ષ્મ એવા કણો રહેલા છે અને એ મધ્યમાં રહેલા કણોની આસપાસ તેમનાથી લગભગ ૨૦૦૦ ગણા નાના બીજા કણો નિરંતર ફર્યા કરે છે. પરમાણુના મધ્યમાં રહેલા આ કણો તથા મધ્યમાં રહેલા તે કણોની આસપાસ ફરનારા તેથી નાના કણો એ જ પરમાણુના બંધારણમાં વપરાતી ઈંટો. આ ઈંટોને વૈજ્ઞાનિકોએ પ્રોટોન (Proton), ન્યૂટ્રોન (Neutron) અને ઈલેક્ટ્રોન (Electron) એવાં નામ આપ્યાં છે.

આ ત્રણમાંના એક ઈલેક્ટ્રોન પર ઋણ વિદ્યુતભાર હોય છે, પ્રોટોન પર ધન વિદ્યુતભાર હોય છે અને ન્યૂટ્રોન પર કોઈ પણ જાતનો વિદ્યુતભાર હોતો નથી. એક ન્યૂટ્રોન તે એક ઈલેક્ટ્રોન તથા એક પ્રોટોનનો બનેલો છે એમ કહી શકાય. પ્રોટોન અને ન્યૂટ્રોન એ પરમાણુના મધ્યમાં રહેલા કણ અને ઈલેક્ટ્રોન એ આ પ્રોટોન અને ન્યૂટ્રોનની આસપાસ ફરનારા કણ છે. આપણે આગળ જોઈ ગયા કે મૂળતત્ત્વો બાણું છે. તે દરેકના પરમાણુ પણ જુદીજુદી જાતના હોય છે. દરેક તત્ત્વના પરમાણુના ચણતરમાં આ ત્રણ પ્રકારની ઈંટો વપરાય છે. પરંતુ

જુદાંજુદાં પરમાણુઓના બંધારણમાં વપરાતા ઈલેક્ટ્રોન, પ્રોટોન અને ન્યૂટ્રોનની સંખ્યા જુદીજુદી હોય છે. ઈલેક્ટ્રોન એ કદમાં પ્રોટોન કરતાં ઘણું જ નાનું હોય છે–૧૮૪૮ ગણું નાનું. એ કે તેના પરનો વિદ્યુતભાર પ્રોટોન પરના વિદ્યુતભાર જેટલો જ હોય છે. ન્યૂટ્રોનનાં કદ અને વજન લગભગ પ્રોટોનના કદ અને વજન જેટલાં જ થાય અને કોઈ પણ પરમાણુનું વજન તેના બંધારણમાં વપરાતા ઈલેક્ટ્રોન, પ્રોટોન અને ન્યૂટ્રોનના વજન બરાબર થાય.

હવે પરમાણુઓની રચના સમજવા માટે આપણે હાઈડ્રોજન નામના મૂળતત્ત્વના પરમાણુની રચના તપાસીએ. આ તત્ત્વના પરમાણુના બંધારણમાં એક પ્રોટોન અને એક ઈલેક્ટ્રોન વપરાયા છે. પ્રોટોન પરમાણુની મધ્યમાં હોય છે અને ઈલેક્ટ્રોન તેની આસપાસ ફર્યા કરે છે. આ ઈલેક્ટ્રોન ઘાણીના બળદની માફક પ્રોટોનની આસપાસ ફર્યા જ કરે છે. તેનાથી છૂટા થઈ નાસી જવાતું નથી. પરમાણુમાં રહેલી શક્તિ તેને તેમ કરવા દેતી નથી.

પરમાણુના મધ્યભાગમાં પ્રોટોન હોય છે; અને તેની આસપાસ ઈલેક્ટ્રોન ફર્યા જ કરે છે તે આપણે જોયું. આ ઈલેક્ટ્રોન અને પ્રોટોનનાં કદ આખા પરમાણુના કદની સરખામણીમાં ઘણાં જ નાનાં હોય છે. એક ઈલેક્ટ્રોન તથા એક પ્રોટોન–એ બંને મળી આખા પરમાણુનો લગભગ એક લાખમો ભાગ રોકે. ધારો કે એક પરમાણુના કદને વધારીને તે એક મોટા ગોળ ઓરડા જેટલું કરવામાં આવે તો તેમાંના પ્રોટોનને ઓરડાની મધ્યમાં રહેલા એક પિંગપોંગના દડા વડે દર્શાવી શકાય. અને ઈલેક્ટ્રોનને એક સોયના માથા જેવડી નાની ગોળીથી દર્શાવી શકાય. જો આમ જ હોય તો પરમાણુનો ઘણો ભાગ ખાલી રહે. ત્યારે તે ખાલી જગ્યામાં શું હોય? તે બધી જગ્યા ખાલી જ છે આ પ્રમાણે બધાં જ તત્ત્વોનાં પરમાણુઓમાં ખાલી જગા છે આપણે આગળ ઉપર જોયું કે કોઈ પણ પદાર્થ અણુઓ તથા પરમાણુઓનો બનેલો હોય છે આપણે જોઈ ગયા કે અણુઓ પણ પરમાણુઓના બનેલા હોય છે તેથી એમ કહી શકાય કે કોઈ પણ પદાર્થ સંમિશ્રિત અથવા સંયોજિત અથવા સંયોજિત અને સંમિશ્રિત પરમાણુઓનો બનેલો હોય છે આપણે એ પણ જોયું કે દરેક પરમાણુમાં ઘણી જગ્યા ખાલી જ હોય છે. હવે ધારો કે કોઈ પણ પદાર્થમાંના પરમાણુઓમાંની ખાલી જગ્યાને તે પરમાણુઓનાં પ્રોટોન તથા ઈલેક્ટ્રોન ભેગાં લાવી આપણે પૂરી શકીએ તો? તો તે આપણી નરી આંખે ઘણા જ મોટા દેખાતા એવા કોઈ પણ પદાર્થનું કદ એકદમ નાનું થઈ જાય. આ રીતે તો એક મોટા મકાનમાંના બધા પદાર્થને આપણે એક સોયના માથા કરતાં પણ નાની જગામાં સમાવી શકીએ. અને સુરત શહેર જેવા કોઈ શહેરનાં બધાં મકાનોના પદાર્થને આપણે એક નાની સરખી ડાબડીમાં પૂરી શકીએ

હવે આપણે બીજાં તત્ત્વોનાં પરમાણુઓનાં બંધારણ તપાસીએ. નાઈટ્રોજનનું પરમાણુ લો. તેમાં મધ્યમાં ૭ પ્રોટોન, ૭ ન્યૂટ્રોન અને આજુબાજુ ફરતા ૭ ઈલેક્ટ્રોન હોય છે. સોનાનું પરમાણુ. મધ્યમાં ૭૯ પ્રોટોન, ૧૧૮ ન્યૂટ્રોન, અને ૭૯ ફરતા ઈલેક્ટ્રોનનું બનેલું છે. તે જ પ્રમાણે સીસાનું પરમાણુ ૮૨ પ્રોટોન, ૧૨૫ ન્યૂટ્રોન અને ૮૨ ઈલેક્ટ્રોનનું બનેલું હોય છે. આ જ પ્રમાણે યુરેનિયમ તત્ત્વનું પરમાણુ ૯૨ પ્રોટોન, ૧૪૬ ન્યૂટ્રોન તથા ૯૨ ઈલેક્ટ્રોનનું બનેલું છે.

આ આંકડાઓ જોઈને આપણને એક વિચાર સહજ આવે, કે એક તત્ત્વના

પરમાણુઓમાંથી બીજા તત્ત્વનાં પરમાણુઓ બનાવી ન શકાય? આખરે તો ગમે તે તત્ત્વનું પરમાણુ ઈલેક્ટ્રોન, પ્રોટોન અને ન્યૂટ્રોનનું જ બનેલું છે ને? એક તત્ત્વના પરમાણુમાં થોડાક ઈલેક્ટ્રોન, પ્રોટોન અને ન્યૂટ્રોન ઉમેરીએ તો તેમાંથી બીજા તત્ત્વનું પરમાણુ મળી જાય. આ રીતે જોતાં જો સીસાના પરમાણુમાંથી સોનાનું પરમાણુ મેળવવું હોય તો સીસાના પરમાણુમાંથી ૩ પ્રોટોન, ૭ ન્યૂટ્રોન અને ૩ ઈલેક્ટ્રોન કાઢી લઈએ તો સોનાનું પરમાણુ મળી જાય. આમ સીસામાંથી સોનું બનાવી શકાય. પરંતુ તે ક્યારે? જ્યારે આ ઈલેક્ટ્રોન, પ્રોટોન અને ન્યુટ્રોનને કોઈ પણ તત્ત્વના પરમાણુમાંથી કાઢી લેતાં અથવા તેમાં ઉમેરતાં આવડે ત્યારે. પરંતુ આ કંઈ સહેલી બાબત નથી.

સામાન્ય રીતે તો પરમાણુ અવિભાજ્ય છે. તેમાં અગાધ શક્તિ ભરેલી પડી છે એ વાત પણ ખરી. પરંતુ એને ભાંગી તેમાંથી એ શક્તિ છૂટી પાડવાનું કાર્ય સહેલ નથી. પણ કાર્ય અઘરું હોય તેથી વૈજ્ઞાનિકો હાથ જોડી બેસી રહે? રૂથરફોર્ડ (Rutherford) નામના એક વૈજ્ઞાનિકે પરમાણુને ભાંગી બતાવ્યું. એને ભાગવા માટે તેણે એક મોટા અને અતિશય શક્તિશાળી યંત્રનો ઉપયોગ કર્યો. એ યંત્રનું નામ છે સાઈક્લોટ્રોન. આ કેટલું વિચિત્ર કહેવાય! પરમાણુ નાનું સરખું અને તેને ભાંગવા કોઈએ આવું મોટું યંત્ર! આ તો મચ્છર મારવા માટે તોપ ફોડવા જેવું થયું; પરંતુ આ ઉપરથી એક વાત સમજી શકાય એમ છે. જો પરમાણુને ભાંગવા માટે આવા શક્તિશાળી યંત્રની જરૂર પડે તે પરમાણુમાં ઘણી જ શક્તિ ભરી પડેલી હોવી જોઈએ.

ધારો કે કોઈ, પરમાણુઓમાંથી એ શક્તિને છૂટી પાડવાની સસ્તી અને સહેલી રીત શોધે તો? તો તો એક ભારે ઔદ્યોગિક પરિવર્તન થઈ જાય. જ્યારે જ્યારે આપણને યાંત્રિક શક્તિની જરૂર પડે ત્યારે ત્યારે, પરમાણુઓમાંથી તે શક્તિ મેળવી શકીએ. પછી તો આપણે આપણાં કારખાનાં, મોટરો તથા ગાડીઓ ચલાવવા કોલસા કે પેટ્રોલની જરૂર ન પડે. પછી તો પેટ્રોલના કૂવા બંધ કરવા પડે અને કોલસાની ખાણોમાં કામ કરતા અને પશુ કરતાં પણ અધમ જીવન ગાળતા એ ખાણોના મજૂરો છૂટકારાનો દમ ખેંચે. આમ જો આપણને કોઈ પણ પદાર્થના પરમાણુઓમાંથી શક્તિ છૂટી પાડવાનો સહેલો અને સસ્તો ઉપાય હાથ લાગી જાય તો પછી યાંત્રિક શક્તિ ખૂબ સસ્તી બની જાય, આપણું ઉત્પાદન પણ ઘણું વધી જાય તથા બધી વસ્તુઓ પણ ઘણી સસ્તી થઈ જાય; અને દરેક માણસને પોતાને માટે જોઈતી વસ્તુઓ મળી રહે. પરંતુ એ સુખદ સ્વપ્ન સિદ્ધ થવાનાં હાલમાં તો કોઈ ચિહ્ન દેખાતાં નથી.

હવે ગમે તે પદાર્થના પરમાણુઓની શક્તિ છૂટી પાડવાની વાત બાજુ પર મૂકીએ. પરંતુ ધારો, કે સીસાના પરમાણુઓમાંથી પરમાણુશક્તિ છૂટી પાડી તેમાંથી સોનું બનાવવાની સસ્તી અને સહેલી રીત હાથ લાગી જાય તો? તો પછી પૂછવું જ શું? લોકો કંઈ થોડા જ નિર્લોભી છે? સીસામાંથી સોનું બનાવનારી મોટીમોટી કંપનીઓ ઊભી થાય. સીસાનો ભાવ ખૂબ વધી જાય અને સોનું એકદમ સસ્તું થઈ જાય. સીસાના પરમાણુઓને તેમાંથી સોનું બનાવવા માટે ભાંગે એટલે તેમાંથી પરમાણુશક્તિ મળે અને તે શક્તિનો ઉપયોગ કારખાનાં, મિલો વગેરે ચલાવવામાં થાય. આમ થાય તો સીસામાંથી સોનું બનાવવામાં જે ખર્ચ થયો હોય તેનો બદલો મળી રહે; અને સોનું એ તો એક

જાતનો માતમાં પેદા થતો પદાર્થ બની જાય. કોલસા બાળી નાખ્યા પછી જેમ રાખ મફતમાં મળે છે તેમ સોનું ઘણું જ સસ્તું થવાથી લોકો જ્યાંત્યાં સોનાનો જ ઉપયોગ કરે છે. બધાંયને ત્યાં સોનાની વાડકી અને સોનાની થાળીઓ જોવા મળે; બધાંય સોનાની થાળીઓમાં જમે. પરંતુ આ બને ક્યારે? જ્યારે સીસામાંથી સોનું બનાવવાની સસ્તી અને સહેલી રીત જડે ત્યારે એ કે સીસામાંથી સોનું બનાવવાની રીત માનવજાતિ નજીકના ભવિષ્યમાં મેળવશે એવી શક્યતાઓ હાલ ઊભી તો થઈ છે; પરંતુ એ રીત આપણને હજી પ્રાપ્ત થઈ નથી ત્યાંસુધી સોનાની થાળીઓમાં જમવાનાં સ્વપ્ન સેવવાં નકામાં. ઊલટાનું હાલ તો મોંઘવારી એટલી બધી વધતી જાય છે અને સોનાના ભાવ એવા આસમાને ચડતા જાય છે કે આપણને લાગ્યા વગર રહેતું નથી, કે આમ જો ચાલ્યા કરશે તો થોડાં વર્ષ પછી સામાન્ય માણસને ત્યાં તો સોનાનાં દર્શન પણ દુર્લભ થઈ પડશે

આ તો આપણે આડી વાત પર ઊતરી પડ્યા. સૌથી પહેલાં પરમાણુને ભાંગવાનું માન રધરફોર્ડને ફાળે જાય છે, એ આપણે જોયું. તેણે સીસાના પરમાણુને ભાંગી બતાવ્યું અને સીસામાંથી સોનું પેદા કરવાની શક્યતા પણ વિચારી જોઈ. પરંતુ સાઈક્લોટ્રોનની મદદથી સીસાના પરમાણુઓને ભાંગી તેમાંથી સોનું બનાવવાની રીત તો એટલી બધી ખર્ચાળ બને કે વૈજ્ઞાનિક રીતે સીસામાંથી બનાવેલું સોનું બજારુ સોના કરતાં અનેકગણું મોંઘું પડી જાય; અને તેથી આ રીતે સીસાના પરમાણુઓને ભાંગી ખાસ લાભ ઉઠાવી શકાય નહીં. આમ સીસામાંથી સોનું બનાવવાની વાત તો હાલ વિસારે પાડવી પડી છે. પરંતુ વૈજ્ઞાનિકો કાંઈ એમ હતાશ થાય એવા માનવીઓ નથી. પરમાણુશક્તિને છૂટી પાડવાની રીત શોધવા પાછળ કેટલાય દેશના વૈજ્ઞાનિકો મહેનત કર્યા જ કરે છે તેમાં તેમને કેટલે અંશે સફળતા પ્રાપ્ત થઈ હશે તે તો ચોક્કસ કહી શકાય નહીં; પરંતુ તાજેતરના બીજા વિશ્વયુદ્ધે એટલું તો બતાવી આપ્યું છે, કે પરમાણુશક્તિને છૂટી પાડવાની કોઈક ચાવી વૈજ્ઞાનિકોને હાથ લાગી છે તે શક્તિ તેમણે યુરેનિયમમાંથી છૂટી પાડી છે કે રેડિયમમાંથી કે પછી બીજા કોઈ તત્ત્વમાંથી તે ચોક્કસ રીતે કહી શકાય નહીં; અને તે શક્તિને તેમણે કેવી રીતે છૂટી પાડી છે તે પણ જાણી શકાય એમ નથી; કારણ કે એ બાબતો લશ્કરી રહસ્ય બની ગઈ છે. અમેરિકા કે જ્યાં પરમાણુશક્તિને છૂટી પાડવાની રીત શોધઈ છે તે આ રહસ્ય બહાર પાડવા તૈયાર નથી; કારણ કે તેથી તો તેનું મહત્ત્વ લશ્કરી બળની દૃષ્ટિએ ઘટી જાય

મિથ્યા દેશાભિમાને મદમસ્ત બનેલા અમેરિકાના વૈજ્ઞાનિકોએ અથાગ પરિશ્રમે પરમાણુશક્તિને છૂટી પાડવાનું રહસ્ય પ્રાપ્ત કર્યું. પરંતુ એ રીતે છૂટી પાડેલી પરમાણુશક્તિનો ઉપયોગ કેવી રીતે થયો? શું તે શક્તિનો ઉપયોગ માનવજાતિના કલ્યાણ માટે થયો ? ના, ના, માણસમાં રહેલો સેતાન હજી મરી પરવાર્યો નથી એ સેતાન તો માણસ જેમ વધુ ને વધુ સુધરતો ગયો તેમ વધુ ને વધુ બળવાન બનતો ગયો છે આવા પોતાની જાતને સંસ્કૃતિમાં ખૂબ આગળ વધેલા કહેવડાવનારા લોકોએ એ પરમાણુશક્તિનો ઉપયોગ પરમાણુબોમ્બ બનાવવામાં કર્યો; અને એ બોમ્બનો ઉપયોગ કોના પર થયો ? તેને કોઈ લશ્કરી થાણા પર નાખવામાં આવ્યો ? કોઈ નૌકાદળ પર તેનો ઉપયોગ થયો ? ના, ના તેને તો નાખવામાં આવ્યો

જાપાનના હિરોશીમા શહેર પર. લશ્કરના માણસો જ નહીં; પરંતુ નિર્દોષ પ્રજાજનો-સ્ત્રી, પુરુષ, બાળક સર્વની-ઉપર તેનો ઉપયોગ થયો. શહેર પરના એક જ બોમ્બે તેનું સત્યાનાશ વાળી નાખ્યું.

પરમાણુબોમ્બની એ વિનાશકતાએ આપણું વિચાર કરતા કરી મૂક્યા છે-માનવજાતિના શાંતિ માટે આપણને ચિંતાતુર બનાવી મૂક્યા છે. હવે પછી ત્રીજું વિશ્વયુદ્ધ નહીં થાય એમ કોણ કહી શકે એમ છે? અને એ વિશ્વયુદ્ધમાં આ પરમાણુબોમ્બનો ઉપયોગ શું નહીં થાય? જરૂર થવાનો. અરે! આથી પણ વધુ શક્તિશાળી બોમ્બની શોધ થવાની અને તેનો ઉપયોગ એ વિશ્વયુદ્ધમાં થવાનો; અને આ એક પરમાણુબોમ્બ આખા શહેરનો નાશ કરી શક્યો તો એથી અનેકગણો શક્તિશાળી બોમ્બ શું ન કરે? કદાચ એક જિલ્લા માટે એવો એક જ બોમ્બ બસ થઈ પડશે. આ હિસાબે લડાઈમાં સંડોવાયેલા દેશોમાં કેટલો માનવસંહાર થશે, અને કેટલો વિનાશ ઊભો થશે તેની કલ્પના જ આપણને કંપાવી મૂકે છે. હજુ પણ પ્રભુ માનવજાતિને સદ્‌બુદ્ધિ સમર્પે તો સારું. ન કરે નારાયણ અને જો ત્રીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળે તો તે યુદ્ધમાં હારેલા અને જીતેલા દેશોની સ્થિતિ પથારીમાં પડ્યા-પડ્યા તરફડિયાં મારતા, ઊઠવાને અશક્ત માણસ જેવી હશે; અને હારેલા દેશોની સ્થિતિ કદાચ પથારીમાં પડ્યાપડ્યા હાલવા-ચાલવાને પણ અશક્ત માણસ જેવી હશે.

માનવસ્વભાવમાંની સુબુદ્ધિ તદ્દન મરી પરવારી છે એમ માનવાને હજી આપણી પાસે ચોક્કસ કારણો નથી. ધારો કે ત્રીજું વિશ્વયુદ્ધ ન થાય, અથવા તો થાય તો તેમાં પરમાણુબોમ્બનો ઉપયોગ ન થાય; અને બધા દેશો યુદ્ધમાં એ શક્તિનો ઉપયોગ ન કરવામાં સંમત થાય, અને એ શક્તિનો બીજી રીતે ઉપયોગ કરવામાં સફળ નીવડે તો? ધારો કે એક એરોપ્લેન ચલાવવામાં આ શક્તિનો ઉપયોગ કરવાની ચાવી કોઈ વૈજ્ઞાનિક શોધી કાઢે તો? તો તે એરોપ્લેનને સહેજે કલાકના લાખ માઈલની ગતિએ ઊડતું કરી શકાય! તો તો પછી ચંદ્રમાં પહોંચવું એ સહેલી વાત બની જાય! ચંદ્ર આપણાથી આશરે બેલાખ ચાલીસહજાર માઈલ જેટલો દૂર છે. એટલે અઢીએક કલાકમાં ચંદ્રમાં પહોંચી જવાય. સવારે ઉજાણી માટે ચંદ્રમાં જઈને સાંજે તો પાછા સુગમતાથી આવી શકાય! મંગળ આપણાથી ત્રણેક કરોડ માઈલ દૂર ખરો; એટલે ત્યાં પહોંચતાં આપણા પરમાણુસંચાલિત વિમાનને થોડાક દિવસ લાગે.

કહે છે કે મંગળમાં માણસો રહે છે, તેમની પાસે સમૃદ્ધિ પણ હશે. એટલે એ સમૃદ્ધિની લાલચે હીટલર જેવો કોઈ પાકે તો મંગળ પર ચઢાઈ પણ કરે અને મંગળના પ્રદેશને જીતવા પૃથ્વી પરથી લશ્કર જાય. આમ દેશો દેશો વચ્ચે નહિ; પરંતુ ગ્રહો ગ્રહો વચ્ચે લડાઈ થાય. કદાચ લડાઈ ન થાય તો મંગળ સાથે વેપાર કરવા માટે તો જરૂર જુદાજુદા દેશો દરીફાઈમાં ઊતરે અને આપણી પૃથ્વીમાં મંગળ સાથે વેપાર કરનારી જુદીજુદી કંપનીઓ ઊભી થાય. પરંતુ આ બધાની શક્યતા વધી ક્યારે? જ્યારે પરમાણુશક્તિનો ધારેલી રીતે ઉપયોગ થઈ શકે ત્યારે. નજીકના ભવિષ્યમાં વધારે તો કંઈ નહીં પરંતુ આપણી પૃથ્વીનું પરમાણુ-સંચાલિત વિમાન, ચંદ્રમાં પહોંચ્યાના સમાચાર આપણે જાણીશું એવી આશા રાખવી હાલને તબક્કે તો વધુપડતી નહિ જ ગણાય.

✱

જાપાનના હિરોશીમા શહેર પર. લશ્કરના માણસો જ નહી; પરંતુ નિર્દોષ પ્રજાજનો-સ્ત્રી, પુરુષ, બાળક સર્વની-ઉપર તેનો ઉપયોગ થયો. શહેર પરના એક જ બોમ્બે તેનું સત્યાનાશ વાળી નાખ્યું.

પરમાણુબોમ્બની એ વિનાશકતાએ આપણુ-વિચાર કરતા કરી મૂક્યા છે-માનવજાતિના શાન્તિ માટે આપણને ચિંતાતુર બનાવી મૂક્યા છે. હવે પછી ત્રીજું વિશ્વયુદ્ધ નહીં થાય એમ કોણ કહી શકે એમ છે? અને એ વિશ્વયુદ્ધમાં આ પરમાણુબોમ્બનો ઉપયોગ શું નહીં થાય? જરૂર થવાનો. અરે! આથી પણ વધુ શક્તિશાળી બોમ્બની શોધ થવાની અને તેનો ઉપયોગ એ વિશ્વયુદ્ધમાં થવાનો; અને આ એક પરમાણુ-બોમ્બ આખા શહેરનો નાશ કરી શક્યો તો એથી અનેકગણો શક્તિશાળી બોમ્બ શું ન કરે? કદાચ એક જિલ્લા માટે એવો એક જ બોમ્બ બસ થઈ પડશે. આ હિસાબે લડાઈમાં સંડોવાયેલા દેશોમાં કેટલો માનવ-સંહાર થશે, અને કેટલો વિનાશ ઊભો થશે તેની કલ્પના જ આપણને કંપાવી મૂકે છે. હજુ પણ પ્રભુ માનવજાતિને સદ્‌બુદ્ધિ સમર્પે તો સારું. ન કરે નારાયણ અને જો ત્રીજું વિશ્વયુદ્ધ ફાટી નીકળે તો તે યુદ્ધમાં હારેલા અને જીતેલા દેશોની સ્થિતિ પથારીમા પડ્યા-પડ્યા તરફડિયાં મારતા, ઊઠવાને અશક્ત માણસ જેવી હશે; અને હારેલા દેશોની સ્થિતિ કદાચ પથારીમાં પડ્યાપડ્યા હાલવા-ચાલવાને પણ અશક્ત માણસ જેવી હશે.

માનવસ્વભાવમાંની સુબુદ્ધિ તદ્દન મરી પરવારી છે એમ માનવાને હજી આપણી પાસે ચોક્કસ કારણો નથી. ધારો કે ત્રીજું વિશ્વયુદ્ધ ન થાય, અથવા તો થાય તો તેમાં પરમાણુબોમ્બનો ઉપયોગ ન થાય; અને બધા દેશો યુદ્ધમાં એ શક્તિનો ઉપયોગ ન કરવામાં સહમત થાય, અને એ શક્તિનો બીજી રીતે ઉપયોગ કરવામાં સફળ નીવડે તો? ધારો કે એક એરોપ્લેન ચલાવવામાં આ શક્તિનો ઉપયોગ કરવાની ચાવી કોઈ વૈજ્ઞાનિક શોધી કાઢે તો? તો તે એરોપ્લેનને સહેજે કલાકના લાખ માઈલની ગતિએ ઊડતું કરી શકાય! તો તો પછી ચંદ્રમાં પહોંચવું એ સહેલી વાત બની જાય! ચંદ્ર આપણાથી આશરે બેલાખ ચાલીસહજાર માઈલ જેટલો દૂર છે. એટલે અઢીએક કલાકમાં ચંદ્રમાં પહોંચી જવાય. સવારે ઉજાણી માટે ચંદ્રમાં જઈને સાંજે તો પાછા સુગમતાથી આવી શકાય! મંગળ આપણાથી ત્રણેક કરોડ માઈલ દૂર ખરો; એટલે ત્યાં પહોંચતાં આપણા પરમાણુસંચાલિત વિમાનને થોડાક દિવસ લાગે.

કહે છે કે મંગળમાં માણસો રહે છે, તેમની પાસે સમૃદ્ધિ પણ હશે. એટલે એ સમૃદ્ધિની લાલચે હીટલર જેવો કોઈ પાકે તો મંગળ પર ચઢાઈ પણ કરે અને મંગળના પ્રદેશને જીતવા પૃથ્વી પરથી લશ્કર જાય. આમ દેશો દેશો વચ્ચે નહિ; પરંતુ ગ્રહો ગ્રહો વચ્ચે લડાઈ થાય. કદાચ લડાઈ ન થાય તો મંગળ સાથે વેપાર કરવા માટે તો જરૂર જુદાજુદા દેશો હરીફાઈમાં ઊતરે અને આપણી પૃથ્વીમાં મંગળ સાથે વેપાર કરનારી જુદીજુદી કંપનીઓ ઊભી થાય. પરંતુ આ બધાની શક્યતા વધે ક્યારે? જ્યારે પરમાણુશક્તિનો ધારેલી રીતે ઉપયોગ થઈ શકે ત્યારે. નજીકના ભવિષ્યમાં વધારે તો કઈ નહીં પરંતુ આપણી પૃથ્વીનું પરમાણુ-સંચાલિત વિમાન, ચંદ્રમાં પહોંચ્યાના સમાચાર આપણે જાણીશું એવી આશા રાખવી હાલને તબક્કે તો વધુપડતી નહિ જ ગણાય.

*

# હરિજન ગીતા

શ્રી ઇંદ્રવદન ન. દેસાઈ

ઢેડ, ભંગી વગેરે સમાજ-સ્વાસ્થ્યનું કાર્ય કરનાર અછૂતોને હરિજનનું બિરુદ આપ્યું તે તો ગાંધીજીએ. હિંદુસમાજમાં યુગોથી ભદ્રસમાજની કુરીતિનીતિનો ભોગ બનેલ આ કોમને થયેલા અન્યાયોનો ઇતિહાસ એ હિંદુધર્મના કલંકનો ઇતિહાસ છે. જન્મથી નહિ પણ કર્મથી માનવીનું પૌરુષ મપાય, એની પ્રતિજ્ઞા લેવાય. આ હરિજનો ગમે તેટલા શુદ્ધ થઈને આવે, ધર્મ પાળે, ગીતાપાઠ કરે, અન્ય કોઈ લોકોપયોગી કાર્ય કરે તોપણ તે અસ્પૃશ્ય જ રહેવાના—માત્ર જન્મસંજોગને જ કારણે! દુનિયાના કોઈ દેશમાં આવી આભડછેટ નથી, તો સર્વધર્મસમભાવની ઉત્કૃષ્ટ ભાવના સેવનાર હિંદુધર્મમાં શા માટે? હરિજનોને કેંદ્રમાં રાખી લેખકે અહીં આ પ્રશ્નનું મૂળ જોવા પ્રયત્ન કર્યો છે.

વેદકાળ પહેલાં વર્ણાશ્રમ ધર્મ કે વર્ણાશ્રમ વ્યવસ્થા નહોતી. વેદકાળમાં જ ભગવાન મનુ થયા. તેમણે ઉત્તમ બ્રાહ્મણોની સલાહ લઈ વેદની રચના કરાવી. અવ્યવસ્થિત રીતે જીવતી આર્યજાતિને પોતાના પ્રભાવથી એક નેજા નીચે આણી અને વર્ણવ્યવસ્થાનો આદેશ આપ્યો. લગભગ ઉત્તર હિન્દુસ્તાનમાં ફેલાવા આવેલા આર્યલોકો ભગવાન મનુના આદેશને આધીન થયા; અને તેમણે સ્થાપેલી વર્ણવ્યવસ્થામાં સામેલ થવાનું કબૂલ કર્યું. બ્રાહ્મણોએ ચાર વેદ રચ્યા ને પોતાની વિદ્વત્તાને આધારે તેઓ બ્રાહ્મણો કહેવાયા, તેમણે ઉપદેશ આપવાનું કામ માથે લીધું બળવાન અને લડાયક પ્રકૃતિના આર્યો ક્ષત્રિય કહેવાયા અને તેમણે રાજકારણ અને લશ્કરમાં જોડાઈ આર્યજાતિનું રક્ષણ કરવાનું માથે લીધું ખેતી તથા વહેવાર અને લેવડદેવડમાં પાવરધા માણસો વૈશ્યો કહેવાયા; ને જે આર્યો જરા ઓછી બુદ્ધિના, કમતાકાત અને બીજાની આજ્ઞામાં રહી શકે એવા હતા, તેમણે સેવાનો આદર્શ સ્વીકાર્યો અને તેઓ શૂદ્રો કહેવાયા.

આ ચારે ય વર્ણો આર્યધર્મ અને આર્યસંસ્કૃતિના મહત્ત્વનાં અંગો હતા અને આજે પણ અવ્યવસ્થિત રીતે તેમ જ કટાઈ ગયેલી રીતે પણ હજુ આ જમાનામાં જીવી રહ્યા છે. પહેલાં આર્યલોકો એકબીજા સાથે ખાતાપીતા તથા બેટીવહેવાર પણ રાખતા. વર્ણાશ્રમધર્મના સ્થાપન પછી પણ આ રોટીબેટીનો વ્યવહાર ચારે વર્ણમાં ક્યાંય સુધી કાયમ રહ્યો હતો. ક્ષત્રિયકુમાર કૌશિક, જે પાછળથી વિશ્વામિત્ર કહેવાયા, તેમણે બ્રાહ્મણ કન્યા રોહિણી સાથે લગ્ન કર્યાં હતાં. એ જ વિશ્વામિત્ર અનાર્ય રાજકુમારી ઉગ્રા સાથે લગ્ન કરવા તૈયાર થયા હતા. વિશ્વામિત્રે સૂર્યની આરાધના કરીને અનાર્ય ઉગ્રા સાથે પરણવાની આજ્ઞા મેળવી હતી. એ જ ઉગ્રાને બ્રાહ્મણોએ દગાથી મારી નાખી, છતાં બ્રાહ્મણો, ઊંચ બ્રાહ્મણો ગણાયા. આર્ય-અનાર્યને કૌશિકે જોડ્યા તેથી જ તેઓ વિશ્વામિત્રનું મહામૂલું બિરુદ પામ્યા હતા.

સત્યવાદી હરિશ્ચંદ્ર રાજા ભંગીને ત્યાં વેચાયા હતા, ને ભંગીનું કામ કરતા હતા. તથા સ્મશાનમાં મરેલાના કફન ઉઘરાવતા હતા. એ જ હકીકત બતાવે છે, કે ભંગીઓ આર્યધર્મનું અને જાતિનું ઉત્તમ અંગ હતાં, તથા તેમને બધા અડકી શકતા હતા. ભંગીઓ શૂદ્રમાં ખપતા હતા, તેથી બેટીવહેવાર કે ખાણાવહેવારથી અલગ નહોતા. જો ખાણાવહેવારથી અલગ હોત તો ક્ષત્રિય રાજા હરિશ્ચંદ્ર ભંગીને ઘેર કદાપિ રહેત નહિ, તથા તેનો ધંધો સ્વીકારત નહિ.

પુણ્યશ્લોક નળરાજા વનવાસ પછી રથ હાંકવાનું કામ કરતા હતા, ને અશ્વપાળની નોકરી ઋતુપર્ણ રાજાને ત્યાં સ્વીકારી હતી. એ બતાવે છે, કે ક્ષત્રિયો શૂદ્ર બની શકતા ને ફરીથી પાછા ક્ષત્રિય પણ બની શકતા.

બ્રાહ્મણો પણ શૂદ્ર જાતિ સાથે લગ્ન કરી શકતા હતા. મહામુનિ કશ્યપે માછીમારની પુત્રી મત્સ્યગંધા સાથે લગ્ન કર્યાં હતાં ને તેનાથી ભગવાન વેદવ્યાસનો જન્મ થયો. એ જ ભગવાન વ્યાસમુનિ મહાજ્ઞાની બ્રાહ્મણ ગણાયા. તે માછીની કન્યાથી ઉત્પન્ન થયેલા હતા. એ વેદવ્યાસ એટલા માટે કહેવાયા, કે એમણે વેદનો પુનરુદ્ધાર કર્યો, ને મહાભારત તથા બીજાં પુરાણો રચ્યાં. સંહિતાઓ અને ઉપનિષદો રચ્યાં ને આર્યધર્મને વ્યવસ્થિત કરવાનું કામ કર્યું.

એ જ માછીમારની પુત્રી મત્સ્યગંધા ક્ષત્રિય રાજા શાંતનુ સાથે પરણી, અને હસ્તિનાપુરની રાજગાદીએ બેઠી. મોહને વશ થયેલ વૃદ્ધ અને કામાંધ શાંતનુ રાજાને ત્યાં એનાથી બે પુત્રોનો જન્મ થયો. એ બે પુત્રો, રાજાની વૃદ્ધાવસ્થાનું ફળ હતા, તેથી નિર્વીર્ય પાક્યા અને તેથી જ ગંગાપુત્ર ભીષ્મને કાશીરાજાને ત્યાં સ્વયંવરમાં ભાઈઓ માટે કન્યા લેવા જવું પડ્યું. કન્યાઓ આવી પણ બન્ને રાજકુમારો અકાળે મૃત્યુ પામ્યા. આખરે હસ્તિનાપુરની ગાદીના વારસ માટે મત્સ્યગંધાને પહેલા લગ્નના પુત્ર વેદવ્યાસને બોલાવવા પડ્યા. વ્યાસમુનિએ આ રાજકુમારીઓથી ધૃતરાષ્ટ્ર, પાંડુ અને વિદુરને જન્માવ્યા.

શ્રીરામચંદ્રે ભીલકુમારી શબરીનાં એઠાં બોર ખાધાં શ્રીરામ ક્ષત્રિય હતા, શબરી શૂદ્ર હતી. એ પ્રેમનાં બોર ભલે હતાં; પણ ત્યાં વર્ણાશ્રમ ધર્મ હોવા છતાં રોટીવહેવાર ચાલુ હતો, પછી અડકવાની તો વાત જ શી?

રાવણ બ્રાહ્મણ હતો, છતાં ક્ષત્રિય બની લંકાનું રાજ્ય કરતો હતો. સુગ્રીવ અને હનુમાન વગેરે અનાર્યો હતા, છતાં ક્ષત્રિયનું કામ કરતા હતા માટે ક્ષત્રિય હતા. હનુમાન અનાર્ય હોવા છતાં આર્યોના પૂજનીય દેવ ગણાયા છે, મહાન રામભક્ત ગણાયા છે, અને આર્યોની વ્યાયામ પદ્ધતિના સંસ્થાપક અને ઉદ્ધારક પણ ગણાયા છે.

શ્રીકૃષ્ણ ક્ષત્રિય હતા, છતાં શૂદ્ર રાજા નંદને ત્યાં રહ્યા, ઊછર્યા અને જમ્યા. શૂદ્ર ગણાતા ગોવાળો ને ગોપીઓ સાથે જમ્યા; રમ્યા ને ભમ્યા, તેથી કંઈ ક્ષત્રિય મટી ગયા? શ્રીકૃષ્ણે કાલીનાગને નાથી સમસ્ત નાગપ્રજાને જીતી લીધી ને આર્યો સાથે ભેળવી દેવા પ્રયત્ન કર્યો. નાગપ્રજા મહાગાઢાં જંગલોમાં વસતી હતી, આર્યોને કનડતી હતી અને આર્યોનું વર્ચસ્ સ્વીકારતી નહોતી એવી મહાપ્રાચીન હિંદુસ્તાનની જંગલી જાતિને ઉદ્ધારવાનું કામ શ્રીકૃષ્ણે કર્યું. આખરે અર્જુન પાસે ખાંડવવન બળાવી શ્રીકૃષ્ણે બાકી રહેલા નાગોને આર્યો સાથે ભેળવી દીધા.

ઠેઠ શ્રીકૃષ્ણ અને પાંડવો સુધી આપણા હિંદુસ્તાનમાં અસ્પૃશ્યતા નહોતી, તો તે આવી ક્યાંથી?

અર્જુન અનાર્ય જાતિની નાગકન્યા ઉલૂપી અને ચિત્રાંગદાને પરણ્યો, ભીમ પણ નાગકન્યાને પાતાળમાં એટલે અમેરિકામાં જઈ પરણ્યો. વળી ભીમ તો શૂદ્ર જાતિની છતાં રાક્ષસવૃત્તિની જંગલી હેડંબાને પણ પરણ્યો. એ બધા ક્ષત્રિય મટી શું શૂદ્ર ગણાયા? શું આ બધો રોટી ને બેટી વહેવાર એક હતો એમ સૂચન નથી મળતું?

મહાભારતકાળ સુધી હિન્દુધર્મમાં અસ્પૃશ્યતા નહોતી. હિન્દુધર્મના કોઈ પણ શાસ્ત્રમાં અસ્પૃશ્યતાનું નામનિશાન નથી.

આજે હિન્દુસ્તાન સિવાય દુનિયાના કોઈ ભાગમાં કે કોઈ ધર્મમાં અસ્પૃશ્યતા નથી, તો આ ઝેરીલી અસ્પૃશ્યતા એકમાત્ર હિંદુધર્મમાં જ ક્યાંથી આવી? આવી અસ્પૃશ્યતા કયાં માણસો લાવ્યા?

ઢેડ-ભંગી આપણાં આંગણાં સાફ કરે, આપણા પગનાં પગરખાં બનાવે, આપણાં મંદિરના નગારાં બનાવે, આપણાં ભજર ને આંગણાં સાફ કરી આપણને નીરોગી ને સ્વચ્છ રાખે તે અસ્પૃશ્ય!

મહાભારત યુદ્ધ પછી અને પાંડવોના હિમાલયના મહાભિનિષ્ક્રમણ પછી એવો ત્રણ હજાર વર્ષનો અંધારપટ હિન્દુસ્તાનના કમનસીબે ઢોકાયો કે તેમાં આ વર્ણાશ્રમ ધર્મમાં અનેક ફાંગાઓ પડી ગયા અનેક જાતિઓ ને જ્ઞાતિઓ ઉત્પન્ન થઈ વાડાઓ બંધાયા માનસ વધુ ને વધુ સંકુચિત બનતું ગયું, વિશાળતાનો નાશ થયો સર્વધર્મ સેવાભાવ અદશ્ય થયો સંપ્રદાયો વધી પડ્યા, ધર્મનો નાશ થવા લાગ્યો, લોકો ગમે તેમ વર્તવા લાગ્યા, જેને જેમ ફાવે તેમ જુલમો કરવા લાગ્યા

અસ્પૃશ્યતાએ આ અંધકાર યુગમાં થોડેરત્તે અંશે પગપેસારો કર્યો હતો, અને પોતાનું ખર્ચ કાયમ રાખવા બ્રાહ્મણોએ અનેક પુરાણો રચી તેમાં મરજી ફાવે તેમ સ્વર્ગ અને નર્કની પાલમેલો કરી હતી ઠેરઠેર આ અંધકાર યુગમાં જ મંદિરોની સ્થાપના થઈ હતી તેમાં અનેક દેવદેવીઓ વધી ગયાં હતાં વહેમ અને ત્રાસે પોતાનું સામ્રાજ્ય જમાવી દીધું હતું અનેક બીકોને મહાભારત યુદ્ધે ભરખી લીધા હતા, એટલે હિંદુજાતિ પર વર્ચસ્વ જમાવનારા માત્ર સ્વાર્થી ધર્મગુરુઓનું જોર વધી ગયું હતું તેમણે પૂજા, મહાપૂજા, યજ્ઞયાગ, બલિ અને મહાબલિ વગેરેનું સ્થાપન કરવા માંડ્યું હતું બૌદ્ધ અને જૈનધર્મે તેમાં સાફસૂફી કરવા માંડી ત્યાં ભગવાન શંકરાચાર્યનો ઉદય થયો

શ્રીમદ્ શંકરાચાર્યે પોતાની આર્ષદૃષ્ટિ સારા હિંદુસ્તાન પર ફેંકી બ્રાહ્મણધર્મનો નાશ થતો જોયો સનાતન ધર્મનો નાશ તો કદી થતો જ નથી માત્ર બ્રાહ્મણધર્મનો નાશ થઈ રહ્યો હતો અને પ્રજા બૌદ્ધધર્મ અને જૈનધર્મનો સ્વીકાર કરતી હતી ઠેરઠેર બૌદ્ધ અને જૈન મંદિરોનું સ્થાપન થવા લાગ્યું હતું બન્ને સંપ્રદાયોએ દેશ અને પરદેશમાં પોતાની નવીન અહિંસક, પાવન અને કલ્યાણકારી સંસ્કૃતિ ફેલાવવા ચારેય દિશાઓમાં પોતાના પરિવ્રાજકો મોકલી દીધા હતા આર્યધર્મના સત્ય શિવ અને સુંદરમાં તેઓ માનતા હતા તેઓ આર્યધર્મના જ સુધરેલા અંગ હતા

શ્રીમદ્ શંકરાચાર્યની નજરમાં બધી સ્થિતિનો ખ્યાલ આવી ગયો બ્રાહ્મણો ઊંધે રસ્તે જતા હતા તેમને પડકારી વ્યવસ્થિત કરવાનું કામ તેમણે શરૂ કર્યું ઉપદેશો આપી વેદધર્મ નહિ છોડવા માટે પડકાર કર્યો એમની વાણીની અને પ્રતિભાની સારી અસર થઈ ધીમેધીમે બૌદ્ધધર્મ હિંદુસ્તાનમાંથી અલોપ થતો ગયો અને તિબેટ, બ્રહ્મદેશ, ચીન અને જાપાનમાં ફેલાયો જૈન ધર્મ બહુ જ થોડા પ્રમાણમાં હિંદુસ્તાનમાં રહ્યો બ્રાહ્મણો ફરી મહાયાગ નવીન રૂપે કરવા લાગ્યા, પણ તેમના માનસ પરથી અંધકારયુગની પ્રબળ અસર ગઈ નહોતી અંધકાર યુગમાં તેમણે ભોગવેલા એશઆરામ, નિર્બળતા અને નિર્વીર્યતા તેમની સાથે જ હતાં, એટલે શ્રીમદ્ શંકરાચાર્યે આદરેલો સુધારો બ્રાહ્મણોને બહુ પ્રમાણમાં ગમ્યો નહિ બહુ જ નાની વયમાં શંકરાચાર્યનું મૃત્યુ થયું

એક બાજુ મહાન તત્ત્વચિંતક સોક્રેટિસને

ઝેર દેવામાં આવ્યું હતું. ભગવાન ક્રિસ્તને ખીલા ઠોકવામાં આવ્યા હતા; ત્યારે હિંદુસ્તાનમાં ભગવાન શંકરાચાર્યને બત્રીસ વર્ષની વયે ઝેર આપી મારી નાખવામાં આવ્યાં હતા; ત્યારેય અસ્પૃશ્યતા નહોતી. અંધકાર યુગમાં બ્રાહ્મણોએ ફેલાવેલી અસ્પૃશ્યતાને બૌદ્ધધર્મે અને જૈનધર્મે દફનાવી દીધી હતી.

ભગવાન શંકરાચાર્યના મૃત્યુ પછી ચાર ધામોમાં શારદાપીઠોનું સ્થાપન થયું અને બ્રાહ્મણો એ પીઠના નેજા નીચે આવ્યા.

પછી શ્રીમદ્ રામાનુજાચાર્ય વગેરે થયા. તેમણે વૈષ્ણવધર્મનું સ્થાપન કર્યું ને શ્રીકૃષ્ણની ભક્તિને રૂપક આપી નવીન મંદિરોનું સ્થાપન કર્યું. વૈષ્ણવ ધર્મ ધીમેધીમે મરજાદી બનતો ગયો અને તેમાં આભડછેટે ઉગ્ર સ્વરૂપ પકડયું. સ્નાન કર્યા વગરના ખુદ વૈષ્ણવોને પણ મંદિરમાં આવવા દેવામાં નહોતા આવતા તો પછી શૂદ્રોની તો વાત જ શી? અહીં અસ્પૃશ્યતાએ જોરશોરથી પગપેસારો કર્યો લાગે છે. જે બ્રાહ્મણધર્મે નહોતું કર્યું, તે વૈષ્ણવધર્મે કરી બતાવ્યું. વધી પડેલી વર્ણાશ્રમની જાતોએ વધવામાં જ પોતાનું શ્રેયસ્ માન્યું હોય એમ લાગે છે. બ્રાહ્મણોમાં અનેક પેટા જ્ઞાતિઓ શરૂ થઈ. વૈશ્યોમાં પેટા જ્ઞાતિઓનો રાફડો ફાટ્યો. શૂદ્રો પોતે પોતાના જુદા વાડાઓ સ્થાપવા લાગ્યા. વૈષ્ણવ સંપ્રદાયે અડકવા બાબતમાં જબરી મર્યાદા મૂકી ધર્મને અને ધર્મના સ્વરૂપને સંકુચિત બનાવી દીધું. રોટીવ્યવહાર પણ બંધ કર્યો. ધીમેધીમે બેટીવ્યવહાર પણ બંધ થયો, ત્યાં હિંદુસ્તાનમાં મુસલમાનોનાં પગરણ શરૂ થયાં.

જુલમી મુસલમાનોના ત્રાસથી વટલાવાની બીકે, પોતાની દીકરીઓ ઉપાડી જવાની બીકે કન્યાઓનો આપલેવહેવાર બહુ સંકુચિત વર્તુળમાં આવી ગયો. પોતાનાં જ ગામોના એકડાને ગોળ બનાવી લોકો પોતાની જ્ઞાતિમાં અને પેટાજ્ઞાતિમાં જ કન્યા આપવા લાગ્યા. જ્યાં જે નાહી ને જ્યાં જ્યાં રહ્યા ત્યાં તેમણેતેમણે પોતપોતાનો વ્યવહાર શરૂ કર્યો. તેમાંથી અસ્પૃશ્યોની જમાત બાકી રહી શકી નહિ. અજ્ઞાને અને અભણતાએ બધાને આવરી લીધા હતા. મુસલમાનોના હુમલાથી શાસ્ત્રોના અભ્યાસ અને ભણવાગણવાનું બંધ થયું હતું. પોતપોતાની મરજી ફાવે તેમ વાડાઓ બાંધી સમાજ રહેવા લાગ્યો. શૂદ્રોમાંનો ઢેડ, ભંગી ખાલપા ને ચમારવર્ગ ભૂખે મરવા લાગ્યો. તેમણે ચામડાં ચૂંથવામાં શ્રેય માન્યું અને હિન્દુઓથી ત્રાસી જઈને પોતપોતાની અલગ જમાતો ભેગી કરી હિંદુઓનાં મંદિરોમાં જવાનું બંધ કરી દીધું.

આ તો વૈષ્ણવોને ભાવતું હતું, એટલે તેમણે ધીમેધીમે તેમના અસહકારને ઉગ્ર સ્વરૂપ આપ્યું. અભણ અને અજ્ઞાનાવસ્થામાં જીવતો, ભૂખે મરતો બ્રાહ્મણ, વાણિયાના એઠાજૂઠા પર જીવતો આ વર્ગ પોતે આદરેલો અસહકાર ભૂલી ગયો. ગામથી દૂરદૂર રહેવા લાગ્યો, અતડો બની રહેવા લાગ્યો. મંદિરોમાં જવાનું તો બંધ કર્યું હતું. હવે તેણે કૂવે પાણી લેવાનું પણ બંધ કર્યું, અને પોતે અસ્પૃશ્ય અને અંત્યજ બનીને જીવવા લાગ્યો, ગંદો રહેવા લાગ્યો. તેણે પોતાનું ભાન અને પોતાપણું પણ ખોયું.

ગીતગોવિંદના કવિ જયદેવે આ અસ્પૃશ્યોની દશા જોઈ આંખમાં આંસુ આણ્યાં. તેણે તેમને મંદિરોમાં આવવા અને હિંદુઓ સાથે ભળાવી દેવા પ્રયત્નો કર્યા, પણ અજ્ઞાની અસ્પૃશ્યો આ સમજ્યા નહિ; અને સમજ્યા તેમને ઉગ્ર બ્રાહ્મણો અને મરજાદી વૈષ્ણવોએ ધક્કા માર્યા.

આ અસ્પૃશ્યતાની આગ ઠેઠ કાશ્મીરથી કન્યાકુમારી સુધી ફેલાઈ ગઈ હતી. અસ્પૃશ્યોના છેટે અને છેટે રહેવાના ઈરાદાથી ગામના લોક છંછેડાઈ પડ્યા હતા; તેથી તેમને વધારે દમવા લાગ્યા; અને ગામમાં ઝાડુ કાઢવા આવે ત્યારે રસ્તામાં થૂંકવાની પણ મનાઈ કરી, તેથી આ અસ્પૃશ્યો ગાંજ્યા જાય એવા નહોતા. તેમણે મોઢા આગળ હાંડલા બાંધ્યા અને વધારામાં જો અમારાથી અભડાતા હો તો અમે ચાલીએ તે રસ્તો પણ સાફ કરી આપીએ એમ કહેવાતા ઉચ્ચ હિન્દુ લોકને પડકાર કર્યો.

આમ અસ્પૃશ્યોના વંશવારસોમાં આવી પ્રથાઓ ઘર કરી ગઈ. ઉચ્ચ હિન્દુઓને જોઈતું હતું ને વૈદે કહ્યા જેવું થયું.

અસ્પૃશ્યો પર પછી અમાનુષી જુલમોએ હદ કરી ત્યારે કેટલાક મહાનુભાવોએ તેમના પર અમીદૃષ્ટિ નાખવાનો પ્રયત્ન કર્યો. મહાત્મા એકનાથ, ભક્તકવિ નરસિંહ મહેતા, સ્વામી રામદાસ વગેરેએ તેમને અપનાવી લેવા સનાતની હિન્દુઓને વિનતિ કરી, પણ આ જડ એવી પેસી ગઈ હતી, કે તે એકદમ નીકળવી મુશ્કેલ હતી.

પણ ઈશ્વરને અન્યાય સામે ટકોર કહેવાનું હતું. હિન્દુસ્તાન અને હિન્દુ સંસ્કૃતિ ભયમાં હતા, ત્યારે મહાત્મા ગાંધીજી નક્કર સિદ્ધાંતો સાથે આ અવની પર પધાર્યા. તેમણે અન્યાય, અત્યાચાર, જુલમ અને અસત્ય સામે પોકાર પાડ્યો. ગાંધીજીએ બુદ્ધ, મહાવીર, ઈસુને સંભાર્યા. ભગવાન મનુ, શ્રીરામ, અને શ્રીકૃષ્ણને નમન કર્યું; જયદેવ, મહાત્મા એકનાથ અને નરસિંહ મહેતા તથા એવા અનેક અસ્પૃશ્યો અને દબાયેલી જાતિના હિતચિંતકોને યાદ કર્યા. અંત્યજોમાં થઈ ગયેલા અનેક ભક્તોને સાદ કર્યો. 'આ અન્યાય-આ જુલમ હવે નહિ સહન થાય. હું વૈષ્ણવ, ચુસ્ત સનાતની હિન્દુ અસ્પૃશ્ય બનીને પણ અસ્પૃશ્યોનો ઉદ્ધાર કરીશ. આ જાતિઓએ ઘણું સહન કર્યું છે. હિન્દુ ધર્મ અને હિન્દુ સંસ્કૃતિ ભયમાં છે. અસ્પૃશ્યતા સ્વરાજ લેવામાં અંતરાયરૂપ છે. દુનિયાની દૃષ્ટિએ, બીજા દેશોની દૃષ્ટિએ અસ્પૃશ્યતા પાપ છે, હિન્દુધર્મનું કલંક છે. એ ધોયે જ છૂટકો.' એમણે કહ્યું.

અસ્પૃશ્યોને મહાત્માજીએ હરિજનોનું વહાલસોયું નામ આપ્યું. તેમને ઉદ્ધારવાનું બીડું ઝડપ્યું. સૂતેલી, નિંદરના ઘેન અનુભવતી આર્યસંસ્કૃતિ જાગી ઊઠી. જો અસ્પૃશ્યોને અલગ મતાધિકાર મળે તો મુસલમાનોનું અને ખ્રિસ્તીઓનું જોર વધી પડે. હિંદુ મતગણતરીમાં ઓછા ટકા ઊતરે. ત્રાસથી અસ્પૃશ્યોએ ખ્રિસ્તી ધર્મનો અંગીકાર કરવા માંડ્યો હતો બ્રાહ્મણો ને વૈષ્ણવો આ સમજતા નહોતા. હિંદુઓ જાતે કરીને પોતાના પગ પર કુહાડો મારી હિંદુજાતિના ઉપયોગી અંગરૂપ અંત્યજોને ખ્રિસ્તી બનતા જોઈ રહ્યા હતા.

હિંદુજાતિનો ને હિંદુધર્મનો આ નાશ ગાંધીજીથી કેમ સહન થાય? મહાત્માજીએ હરિજનોને અપનાવી લેવા તેમની સાથે ફરીથી રોટી અને બેટી વહેવાર કરવા હિંદુ જનતાને વિનતિ કરી. આપણે અસલ આર્ય રીતિનીતિથી જેમ જીવતા હતા તેમ જીવવાનું પ્રજાને આહ્વાન કર્યું. અજ્ઞાનમાં ડૂબેલા અસ્પૃશ્યોને હરિના જન બનાવી તેમને મંદિરમાં દાખલ કરવા, ગામમાં રહેવા, કૂવે પાણી ભરવા સમજાવવામાં આવ્યા; પોતે શી રીતે અસ્પૃશ્ય બની ગયા છે તે ન સમજતા હરિજનો આશા બની આ સંસ્કૃતિનો સમન્વય જોઈ રહ્યા. બાપુએ નોંધ્યું:

'આસાઠેટ જમાનાં ધર્મમા ધર્મને નામે કે બહાને પી ધી નાખ્યા જ કરે છે અને ધર્મને કહ્વવિત

કરે છે. જો આત્મા એક જ છે, ઈશ્વર એક જ છે તો અસ્પૃશ્ય કોઈ જ નથી. જે રીતે ઢેડભંગીને અસ્પૃશ્ય ગણવામાં આવે છે પણ અસ્પૃશ્ય નથી તે રીતે મૃતદેહ પણ અસ્પૃશ્ય નથી. એ માન અને કરુણાને પાત્ર છે. .....પણ જે તિરસ્કારરૂપે ભંગી, ઢેડ, ચમાર ઇત્યાદિ નામે ઓળખાય છે એ તો જન્મે અસ્પૃશ્ય ગણાય છે. ભલે તેણે સેંકડો સાબુથી વર્ષો લગી શરીર ચોળ્યું હોય, ભલે તે વૈષ્ણવનો પોશાક પહેરે, માળા-કંઠી રાખે, ભલે તે ગીતાપાઠ રોજ કરે ને ધંધો લેખકનો કરે તો યે અસ્પૃશ્ય છે. આમ જે ધર્મમાં મનાય કે આચરાય તે ધર્મ નથી, અધર્મ છે ને નાશને યોગ્ય છે. આપણે અસ્પૃશ્યતાનિવારણને વ્રતનું સ્થાન આપીને એમ માનીએ છીએ, કે અસ્પૃશ્યતા હિંદુધર્મનું અંગ નથી, એટલું જ નહિ પણ એ હિંદુધર્મમાં પેસી ગયેલો સડો છે, વહેમ છે, પાપ છે, ને એનું નિવારણ કરવું. પ્રત્યેક હિંદુનો ધર્મ છે. તેનું પરમ કર્તવ્ય છે. તેથી જે તેને પાપ માને છે તેનું પ્રાયશ્ચિત્ત કરે અને કંઈ નહિ તો પ્રાયશ્ચિત્તરૂપે પણ ધર્મ સમજીને સમજદાર હિંદુ પ્રત્યેક અસ્પૃશ્ય ગણાતા ભાઈબહેનને અપનાવે. તેનો હેતે, સેવાભાવે સ્પર્શ કરે, સ્પર્શ કરી પોતાને પાવન થયેલ માને. અસ્પૃશ્યનાં દુઃખો દૂર કરે, વર્ષો થયાં તેમને કચડી નાખવામાં આવેલ છે તેથી તેમનામાં જે અજ્ઞાનાદિ દોષો પેસી ગયા છે તે ધીરજપૂર્વક દૂર કરવામાં તેમને મદદ કરે, અને આમ બીજા હિંદુઓને કરવા મનાવે-પ્રેરે.' મં. મ.

૧ અજ્ઞાનતાના કૂપમાં ગોથાં ખાતા બ્રાહ્મણો અને વૈષ્ણવોએ અસ્પૃશ્યતા સામે વિરોધ કરવાની જરૂર નથી. હિન્દુસ્તાન અને હિન્દુ-સંસ્કૃતિ, હિન્દુધર્મ અને વેદશાસ્ત્રો, કોઈ એકલાનાં નથી. એમાં આ હરિજનોનો ફાળો પણ નાનોસૂનો નથી. આ મંદિરો અને કૂવાઓની ઈંટો અને માટીચૂનામાં હરિજનોનાં રુધિર ને હાડમાંસ પુરાયાં છે. તે હિન્દુઓ ન ભૂલે. અસ્પૃશ્યતાના નિવારણ માટે જ મહાત્માજીનો અવતાર થયો હતો. જો અસ્પૃશ્યોનો ઉદ્ધાર થયો ન હોત તો આઝાદી મળત નહિ, અને હજુ પણ જો હરિજનોને અપનાવવામાં નહિ આવે તો આર્યસંસ્કૃતિ ને હિન્દુધર્મ બન્ને જોખમમાં જ અટવાયા કરશે.

આભડછેટ અને જુલમ શા માટે? દુનિયાના દરેક ભાગમાં ઝાડુ કાઢનારા અને ગટર સાફ કરનારા માણસો છે જ. તેઓ ખ્રિસ્તીધર્મ, મુસ્લિમધર્મ કે બૌદ્ધધર્મ પાળતા હશે તેને તે તે ધર્મમાં ગણવામાં આવે છે, સાથે ખાવાપીવામાં ત્યાં બિલકુલ બાધ નથી, તેઓ તેમનાં દેવળ અને મંદિરોમાં પ્રાર્થના માટે જઈ શકે છે, બધાને અડકી શકે છે, તો પછી આપણે ત્યાં આ ભેદ શા માટે?

✶

એક ખાં સાહેબ કોઈ સરદારને ત્યાં નોકરી પર રહ્યા. ખાં સાહેબ કૂવડ ઘણા. દરરોજ સવારે હાંડીમાં ખીચડી બનાવી નોકરી પર જાય. હાંડીમાં કંઈ વધ્યુંઘટ્યું હોય તે એક કાળી કૂતરી નખથી ખોતરી-ખોતરીને બરાબર સાફ કરી જાય. એટલે ચોખ્ખી થયેલી હાંડીમાં રાત્રે તે બીજી ખીચડી રાંધે. તે પણ વધીઘટી હોય તે કૂતરી ખાઈ જાય ને હાંડી સાફની સાફ!

વખત જતાં કૂતરી મરી ગઈ. હાંડીનું વધેલું સાફ કોણ કરે? ધોવાની તો ટેવ હતી નહિ. એટલે બે-ત્રણ દિવસ આમ ઉપરાઉપરી હાંડીમાં ખીચડી રંધાતાં એમાંથી દુર્ગંધ આવવા લાગી, ને ખીચડી બગડી ગઈ ત્યારે ખાં સાહેબે કહ્યું:

'દયા ખુદાકી કુદરત હૈ, સાલી કુતરી મરનેસે મેરી ખીચડીમેંસે ભી સ્વાદ ગયા!'

×

# કોંગ્રેસ અને મજૂરો

શ્રી 'અભ્યાસી'

કોઈ પણ રાષ્ટ્રની આર્થિક તાકાત તેના ઉદ્યોગકેન્દ્રો, ને તેની સાથે સંકળાયેલી સંસ્થાઓ પર નભે છે કારખાનામાં ને ઉદ્યોગકેન્દ્રોમાં કામ કરતા મજૂરો એ રાષ્ટ્રના હાથપગ છે હાથપગ જેટલા મજબૂત તેટલું જ શરીરનું સ્વાસ્થ્ય સારું આપણી રાષ્ટ્રીય કોંગ્રેસ ને એના સૂત્રધારોને આ વાતની પ્રતીતિ ક્યારની યે થઈ ગઈ છે એ બન્ને પરસ્પર કેવાં સંકળાયેલા છે તેનો આવશ્યક ખ્યાલ આપવાનો અહીં પ્રયત્ન કરવામાં આવ્યો છે

સને ૧૯૧૫-૧૬ના જમાનામાં શ્રી મોહનદાસ કરમચંદ ગાંધી હિંદમાં આવ્યા અને અહીં આવ્યા બાદ પોતાના રાજકીય ગુરુ શ્રી ગોપાળકૃષ્ણ ગોખલેની સલાહ મુજબ તેમણે દેશભરનો પ્રવાસ કરી બધી પરિસ્થિતિ જાતે નિહાળી, તેનો અભ્યાસ કર્યો; જનતાને નજરોનજર નિહાળી, એ પછી તેઓ અમદાવાદમાં આશ્રમ સ્થાપી વસ્યા

હિંદના કોંગ્રેસવાદી રાજકારણમાં તેઓ દાખલ થયા ત્યારે તેઓ સાવ અજાણ્યા માનવી ન હતા, તેઓ તો એક સફળ સરદાર અને કુશળ નેતા તરીકે ક્યારના યે જાણીતા થઈ ચૂક્યા હતા. હિંદમાંથી દક્ષિણ આફ્રિકામાં મજૂરો તરીકે ગયેલા ગીરમીટ મજૂરોના હક્કોની લડત ચલાવનાર અનુપમ સેનાની તરીકેની, ગોરા બગીચાવાળાઓ સામે ગરીબ ખેડૂતોની ચંપારણમાં સફળ લડત ચલાવનાર કિસાન-નેતા તરીકેની અને સને ૧૯૧૮માં સત્ય અને અહિંસાને માર્ગે હિંદુસ્તાનમાં સૌથી પ્રથમ ઔદ્યોગિક લડત ચલાવી અમદાવાદમાં મજૂર ચળવળનું સાચું મંડાણ કરનાર તરીકેની તેમની કીર્તિ દેશભરમાં ફેલાઈ ચૂકી હતી દેશનો સમજદાર વર્ગ તેમની તરફ આશા સાથે મીટ માંડી રહ્યો હતો અને જાણકાર માણસો સમજી ગયા હતા કે ગાંધીજી એ યુગપુરુષ છે અને દેશનું ભાવિ હવે તેઓ જ ઘડનાર છે

આવા ગાંધીજી રાષ્ટ્રીય મહાસભાના નેજા નીચે આવી ઊભા રહ્યા અને મહાસભાની નેતાગીરી તેમના હાથમાં સહેજે સરી પડી. અને તેમ થતાંની સાથે જ મહાસભા ચર્ચા-પરિષદ મટી ગઈ અને પરદેશી ગુલામી સામે લડતી બંડખોર સંસ્થા જ નહિ, પણ સર્વ પ્રકારના અન્યાયો-પછી ભલે તે આર્થિક હોય, સામાજિક હોય કે ગમે તે હોય-સામે અનુપમ રીતે લડનારી ક્રાંતિકારી સંસ્થા બની. જે સંસ્થા તે દિવસ સુધી વકીલો, દાક્તરો અને મોટા ચળવળખોરોની બની હતી તે હવે જનતાની બની

સને ૧૯૧૪ની મહાભારત લડાઈ પૂરી થઈ ત્યાંસુધી આજના અર્થમાં મજૂર ચળવળની કોઈ શરૂઆત હિંદભરમાં ક્યાંયે થઈ ન હતી કોઈકોઈ સ્થળે મજૂર મિત્ર-મંડળો કે એવી નાનીમોટી મંડળીઓ ઊભી થઈ મજૂરોનું દુઃખ હળવું કરવા કામ કરતી હતી

પણ લડાઈના જમાનામાં પગારો એના એ રહ્યા, નફાઓ વધ્યા, ચીજ-વસ્તુઓના ભાવોમાં વધારો થયો, જીવન મુશ્કેલ બન્યું અને તે સ્થિતિમાં મજૂરોમાં પણ અસંતોષ પેદા થવા માંડ્યો આ અસંતોષે દેશમાં સને ૧૯૧૯-૨૦માં હડતાળનો પવન ફેલાવ્યો હતો આ અરસામાં સને ૧૯૧૮માં અમદાવાદમાં ગાંધીજીની રાહબરી નીચે લડાયેલી

મજૂરોની લડત હિંદની મજૂર ચળવળના ઇતિહાસમાં એક સીમાસ્તંભ તરીકે કાયમ યાદ રહી જવાની છે. આ સફળ લડતને પરિણામેજ સને ૧૯૧૯માં અમૃતસરમાં ભરાયેલી રાષ્ટ્રીય મહાસભાની વાર્ષિક બેઠકમાં પહેલીજ વાર મજૂર વર્ગની સ્થિતિ સુધારવાનું કામ હાથ ધરવા, મજૂરોની આર્થિક અને રાજકીય સ્થિતિ સુધારવા અને મજૂરોને તેમનું સાચું સ્થાન મળે તે માટે મજૂરમંડળો સ્થાપવા અને તેને આગળ ધપાવવા મહાસભાવાદીઓને વિનતિ કરતો ઠરાવ કરવામાં આવ્યો હતો.

પ્રજામાં અને ખાસ કરીને મજૂર અને કિસાન વર્ગમાં જે જાગૃતિ આવી રહી હતી, તેને કચડી નાખવા સરકારે પણ દમનનો દોર છૂટો મૂક્યો હતો. તેનો મહાસભાએ સખત વિરોધ પોકાર્યો અને ખેડૂતો ને મજૂરોની વહાર મહાસભાએ કરવા માંડી.

પણ સૌથી પ્રથમ સક્રિય પગલું તો સને ૧૯૨૧ના જાન્યુઆરીમાં લેવાયું. તે મહિનામાં મહાસભા સમિતિએ મજૂરોને સંગઠિત કરવા અને તેમનું કામ વ્યવસ્થિત ધોરણે મૂકવા એક સમિતિ નીમી, તે સમિતિમાં દેશબંધુ ચિત્તરંજનદાસ, પંજાબકેસરી લાલા લજપતરાય વગેરે પીઢ નેતાઓને કામની સોંપણી કરવામાં આવી. આ સમિતિએ મજૂર ચળવળ આગળ ધપાવવાની દિશામાં ઠીકઠીક કામ કર્યું; પણ ટૂંક સમયમાં જ એ જણાઈ આવ્યું કે મહાસભા મજૂર ચળવળને ટેકો ભલે આપે પણ જે મજૂરોનું કામ સાચેસાચ આગળ ધપાવવું હોય તો તે માટે સ્વતંત્ર ને નોખી સંસ્થાઓ ઊભી કરવી જોઈએ.

આને પરિણામે જ સને ૧૯૨૦માં અખિલ હિંદ ટ્રેડ યુનિયન કોંગ્રેસની સ્થાપના થઈ. તેને મહાસભાએ વધાવી લીધી એટલું જ નહિ, પણ તેને પોતાનો સાથ અને સહકાર આપવા માટે ૭ પીઢ માણસોની એક સમિતિ પણ નીમી. સને ૧૯૨૨માં ગયા મુકામે મળેલી મહાસભાની બેઠકે તો દેશમાં ઔદ્યોગિક અને ખેડૂતમજૂરોને સંગઠિત કરવાના કામમાં અખિલ હિંદ ટ્રેડ યુનિયન કોંગ્રેસની કારોબારીને મદદ કરવા એક સમિતિ પણ નીમી. દિનબંધુ એન્ડ્રુઝ આ સમિતિના એક સભ્ય હતા.

આ અગાઉ ટ્રેડ યુનિયન કોંગ્રેસની સ્થાપનામાં અને તેના વિકાસમાં મહાસભાવાદીઓનો સાથ હતો. મહાસભાના કેટલાયે પ્રમુખો અને મંત્રીઓએ આ સંસ્થાના પ્રમુખ અને મંત્રીઓનું પદ સ્વીકારી એ સંસ્થાના કાર્યમાં સક્રિય સહકાર પૂર્યો હતો. એના પહેલા જ પ્રમુખ લાલા લજપતરાય હતા, જેઓ તે સમયે મહાસભાના પણ પ્રમુખ હતા. દેશબંધુ ચિત્તરંજનદાસ, પંડિત જવાહરલાલ નહેરુ અને શ્રી. સુભાષચંદ્ર બોઝે પણ આ સંસ્થાનું પ્રમુખપદ શોભાવ્યું હતું.

રાષ્ટ્રીય મહાસભા પરદેશી સરકાર સામે આઝાદી જંગ ખેલી રહી હતી અને તે અંગે મહાસભાવાદી આગેવાનો તથા સંસ્થાને અવારનવાર લડતો ખેલવી પડતી તેમ જ જેલવાસ પણ ભોગવવો પડતો. એ સતત કામગીરીને પરિણામે મજૂર ચળવળમાં તેમજ મજૂર-સંસ્થાના કામમાં મહાસભા જોઈએ એટલો રસ લઈ શકતી ન હતી, તેમ તેના કામમાં સક્રિય સહકાર તથા સાથ પણ આપી શકતી ન હતી.

આ અરસામાં જ્યારે દેશની મજૂર ચળવળ અને મજૂર સંગઠનો, જુદાજુદા વાદો અને બદલાતી નેતાગીરીના વમળોમાં આમથી તેમ અથડાતાં હતાં, ત્યારે અમદાવાદમાં પૂજ્ય ગાંધીજીની પ્રેરણા અને દોરવણી હેઠળ સ્થપાયેલ મજૂર મહાજન સંઘ વધુ ને વધુ શક્તિશાળી બનતો જતો હતો અને રોજ-બરોજ તેની

પ્રગતિ થયા કરતી હતી.

સને ૧૯૩૧માં કરાંચી અધિવેશનમાં મહાસભાએ મજૂરો અંગે સ્પષ્ટ કાર્યનીતિ અને કાર્યક્રમ અપનાવ્યો. તે વખતે પહેલી જ વખત મહાસભાએ ઔદ્યોગિક મજૂરોને જીવનનિર્વાહ પૂરતું વેતન જોઈએ. (અં લીવિંગ વેજીસ), કામના કલાકોમાં ઘટાડો થવો જોઈએ, કામગીરીની સ્થિતિ તંદુરસ્ત હોવી જોઈએ; ઘડપણ, માંદગી અને બેકારીમાં રક્ષણ મળે તે માટેની વ્યવસ્થા હોવી જોઈએ, સ્ત્રી કારીગરોને જરૂરી રક્ષણ મળવું જોઈએ, બાળમજૂરોને કામે રાખવા સામે નિયંત્રણો હોવાં જોઈએ, મજૂરોને સંગઠનો બાંધવાની તેમજ સમૂહગત કરારો કરવાની છૂટ હોવી જોઈએ વગેરે મતલબનો વિસ્તૃત ઠરાવ કરાંચી મહાસભામાં કરવામાં આવ્યો હતો.

મહાસભાએ મજૂરો માટે ઉપરનો કાર્યક્રમ તો ઘડી કાઢ્યો, તે અંગે પોતાની કાર્યનીતિ પણ નક્કી કરી; પરંતુ એ કાર્યને આગળ ધપાવવા અંગે, તેને અમલમાં મૂકવા અંગે કોઈ સક્રિય પગલું લેવામાં આવે તે પહેલાં મહાસભાને ગેરકાયદેસર સંસ્થા તરીકે જાહેર કરવામાં આવી; પણ જ્યાં ફરી સંજોગો અનુકૂળ થયા અને મહાસભા પોતાનું કામ કરતી થઈ ત્યારે —એટલે કે સને ૧૯૩૪માં—મહાસભાની કારોબારી સમિતિએ ઠરાવ કરી મહાસભાવાદીઓને મજૂર-સંગઠનો રચવા અને તેનું કામ કરવાની ભલામણ કરી હતી.

ગાંધીજીના સત્ય અને અહિંસાના સિદ્ધાંતો, જે અમદાવાદ મજૂર મહાજન સંઘ મારફત મજૂરકાર્યમાં અપનાવાઈ રહ્યા હતા તેને, દેશભરની મજૂર ચળવળમાં સ્થાન મળે અને મજૂરોનું કામ સાચા રાહે થાય તે માટે સને ૧૯૩૪માં 'ગાંધી સેવા સંઘે' એક મજૂર સમિતિની સ્થાપના કરી. આ સમિતિએ સને ૧૯૩૮માં 'હિંદુસ્તાન મજદૂર સેવક સંઘ' નામની સંસ્થા સ્થાપી. પૂજ્ય ગાંધીજીએ મજૂર-માલિકોના સંબંધમાં જે સત્ય અને અહિંસાના સિદ્ધાંતો યોજ્યા હતા તે સિદ્ધાંતો દેશભરની મજૂર ચળવળમાં અપનાવવા અને તેમ કરી ન્યાયી ઔદ્યોગિક સંબંધો સ્થાપવા અને દરેક પ્રકારનું શોષણ નાબૂદ કરવાનું કામ દેશભરમાં શરૂ થઈ આગળ વધે તેમ કરવાની જવાબદારી આ સંઘને સોંપાઈ.

આ સંઘ કંઈ કોઈ મધ્યસ્થ મજૂર સંસ્થા ન હતી. તેનું કામ તો સાચા સેવાભાવી અને તાલીમબદ્ધ મજૂરસેવકો ઊભા કરવાનું હતું અને તેણે અમદાવાદ મથકે જુદાજુદા પ્રાંતોના કાર્યકરોને મજૂરકાર્ય અંગે જરૂરી તાલીમ આપી તૈયાર કરવાનું કામ શરૂ કર્યું. આ રીતે તાલીમ પામેલા કાર્યકરો પોતપોતાના પ્રાંતમાં પાછા ફરી મજૂરકાર્યમાં જોડાતા હતા. આ સંઘને બીજી પણ એક જવાબદારી સોંપાઈ હતી, અને તે મજૂરકાર્યમાં જોડાયેલા મહાસભાવાદીઓને જરૂરી દોરવણી અને સલાહસૂચન આપવાની વખત જતાં સંઘનું કાર્યક્ષેત્ર વિસ્તારવામાં આવ્યું અને તેના સભ્યો માટે ગાંધીજીના સિદ્ધાંતોનું પાલન ફરજિયાત ગણવામાં આવ્યું.

સને ૧૯૩૭માં દેશના અગિયાર પ્રાંતોમાંથી આઠ પ્રાંતોમાં મહાસભાવાદી પ્રધાનમંડળો અસ્તિત્વમાં આવ્યાં. મહાસભાએ ચૂંટણીના ઢંઢેરામાં એ સ્પષ્ટપણે જણાવ્યું હતું કે મહાસભા મજૂરોનો સંગઠન કરવાનો હક્ક સ્વીકારે છે અને તેમનાં હિતો આગળ ધપાવવામાં તે બધી જ મદદ કરશે. મજૂરવર્ગ પર આ વખતે મહાસભાની ભારે અસર હતી અને આ અસર ૧૯૩૬–૩૭માં જ્યારે ધારાસભાઓની ચૂંટણી થઈ ત્યારે સ્પષ્ટપણે જણાઈ આવી હતી. મજૂર-બેઠકોમાંથી ૯૦ ટકા બેઠકો મહાસભાવાદીઓને મળી હતી.

મહાસભાવાદી પ્રધાનમંડળોની સત્તા

ખૂબ જ મર્યાદિત હતી. તેમની સામે અનેકવિધ દેશોન્નતિનાં કામો પડેલાં હતાં. તેમના માર્ગમાં અનેક ભારે અંતરાયો હતા, તેમ છતાં મજૂર વર્ગના હિત માટે જરૂરી પ્રવૃત્તિ હાથ ધરવામાં તેઓ અચકાયા ન હતા. સને ૧૯૩૭માં મહાસભાની કારોબારીએ શ્રી જયરામદાસ દોલતરામ, શ્રી એમ. આર. મસાણી, આચાર્ય કૃપાલાની, શ્રી. વી વી. ગીરી, (પાછળથી આ જગ્યાએ શ્રી. જયપ્રકાશ નારાયણને નીમવામાં આવ્યા હતા)ની એક મજૂરસમિતિ નીમી હતી. આ સમિતિએ ઠીકઠીક પ્રગતિ સાધી. આ સમિતિએ સને ૧૯૩૭ના ઑક્ટોબરમાં પ્રાંતોના મજૂરપ્રધાનો અને મજૂરમંત્રીઓની એક પરિષદ બોલાવી હતી અને તેમાં બધા પ્રાંતોમાં એકધારી મજૂરનીતિ, કાયદાઓ અને મજૂરકલ્યાણની પ્રવૃત્તિ હાથ ધરવા અંગે નિર્ણયો કરવામાં આવ્યા હતા.

આ પરિષદે કારખાનાંના કાયદામાં સુધારો કરવા; મજૂરકાયદાઓનો ચીવટાઈથી અમલ કરવા માટે પગાર, ભરતી, વસવાટ, દેવાદારી, વીમો વગેરે પ્રશ્નોની તપાસ વગેરેનો કાર્યક્રમ ઘડી કાઢ્યો. આ કાર્યક્રમમાં ખેતમજૂરો અને બગીચાના મજૂરોની સ્થિતિ સુધારવાના, નિરક્ષરતા-નાબૂદીના, ઔદ્યોગિક મથકોમાં દારૂબંધી કરવાના વગેરે કાર્યક્રમ અનુસાર મુંબઈ, સંયુક્ત પ્રાંત, બિહાર વગેરે પ્રાંતોમાં મજૂરોની સર્વદેશીય સ્થિતિની તપાસ માટે મજૂર-તપાસ સમિતિઓ નિમાઈ હતી અને આ સમિતિઓએ તલસ્પર્શી તપાસ કરી વિગતવાર ભલામણો સાથેના અહેવાલ તૈયાર કર્યા હતા.

આ મજૂર-તપાસસમિતિઓએ તૈયાર કરેલા અહેવાલોમાં કરવામાં આવેલી ભલામણો તે વખતે તો પોથીમાં જ રહી; કારણ મહાસભાવાદી પ્રધાનમંડળોએ કૉંગ્રેસના આદેશ મુજબ રાજીનામાં આપ્યાં. પણ એ તલસ્પર્શી તપાસમાં લીધેલો શ્રમ નકામો નથી ગયો. એ તપાસે જ ભવિષ્યમાં કરવાનાં કામો અંગેની ભૂમિકા તૈયાર કરવાનું મહત્ત્વનું કામ કર્યું.

મુંબઈના મહાસભાવાદી પ્રધાનમંડળે સને ૧૯૩૭માં ઔદ્યોગિક ઝઘડા અંગેનો કાયદો પસાર કર્યો હતો. આ કાયદામાં ઔદ્યોગિક ઝઘડાઓના શાંતિભર્યા ઉકેલ માટે સમાધાન અને લવાદીની જોગવાઈ કરવામાં આવી હતી. આ ઉપરાંત મજૂરોની સ્થિતિ સુધારવા અંગે મહાસભાવાદી પ્રાંતોમાં કાયદાથી અને વહીવટી હુકમોથી કેટલીક સરળતાઓ કરવામાં આવી હતી.

એટલું ખરું કે શરૂઆતના કૉંગ્રેસી પ્રધાનમંડળો સત્તાના સ્થાન ઉપર લાંબો સમય રહ્યાં નહિ, તેમ છતાં તેમણે જે સુંદર અને અસરકારક કાર્યક્રમ ઘડી કાઢ્યો તેને લીધે ભવિષ્યમાં કઈ દિશામાં, કઈ રીતે કામ કરવું તેનો સ્પષ્ટ ખ્યાલ મળી ગયો; અને આજે આપણે જોઈએ છીએ કે એ કાર્યક્રમો વધુ વિગતે અને ચોકસાઈથી અમલમાં મુકાઈ રહ્યા છે. ટૂંકમાં એ વખતમાં પ્રધાનમંડળોએ મજૂરોની પરિસ્થિતિ સુધારવામાં મૂળભૂત જરૂરી એવું તપાસનું અને વિગતવાર ભલામણોનું-પાયાનું કામ કર્યું હતું.

આ પછી આવી 'હિંદ છોડો'ની ઐતિહાસિક લડત. એ લડતમાં હિંદના મજૂરોએ અને તેમાંયે ખાસ કરીને અમદાવાદના મજૂરોએ ૧૦૫ દિવસની લાંબી સળંગ રાજકીય હડતાળ શાંતિથી અને સંપૂર્ણ શિસ્ત સાથે પાળી, ઔદ્યોગિક ઇતિહાસમાં એક અનોખું અને જ્વલંત ઉદાહરણ પૂરું પાડ્યું.

૧૯૪૨ની આ લડત પૂરી થઈ અને મહાસભાએ પોતાનું રોજબરોજનું કામ શરૂ

કર્યું ત્યારે તેણે સૌથી પ્રથમ દેશદ્રોહી પુરવાર થયેલા અને મહાસભાની વિચારસરણીથી જુદી વિચારસરણી, નીતિરીતિ અને સિદ્ધાંતો ધરાવતા સામ્યવાદીઓને પોતાની હરોળમાંથી બરતરફ કર્યા, બહાર કાઢ્યા; કારણ તેમની બધી જ કામગીરી મહાસભાના મૂળભૂત સિદ્ધાંતોથી વિરોધી હતી અને ૧૯૪૨ની આખી યે લડત દરમિયાન તેમણે સરકારના હાથા તરીકે પ્રજા અને દેશને દગો દેવાનું જ કામ કર્યું હતું.

આ પ્રસંગે એ વધુ સ્પષ્ટ બન્યું કે મહાસભાએ હવે મજૂરોનું કામ વધુ વેગથી હાથ ધરવું રહ્યું મજૂર વર્ગને તેણે જે વચનો આપ્યાં તે તેણે હવે પૂરાં કરી આપવાં જોઈએ, તેનો અમલ કરવો જોઈએ, આ તેની પ્રાથમિક ફરજ થઈ પડી હતી આ તકે દેશનાં બધાં મજૂરમંડળોને એક તાંતણે બાંધવા હિંદુસ્તાન મજદૂર સંઘ થઈ શકે તે બધા પ્રયાસો કર્યા.

પણ સામ્યવાદીઓનાં કરતૂકોને પરિણામે એ જણાઈ આવ્યું કે બધાને એક સંસ્થાના નેજા નીચે એકઠા કરવા અશક્ય છે, પરિણામે સંઘે ૧૯૪૭ના મે માસમાં દેશના આગેવાન મજૂર કાર્યકરોની એક સભા નવી દિલ્હી ખાતે બોલાવી હતી. બધી જ પ્રાંતિક સમિતિઓના અગ્રણીઓને પણ તેમાં આમંત્રણ આપવામાં આવ્યાં હતાં. સભાના પ્રમુખ સરદાર શ્રી વલ્લભભાઈએ આ પરિષદનું પ્રમુખસ્થાન લીધું આ પરિષદમાં સંપૂર્ણપણે ચર્ચા અને વિચારણા કર્યા બાદ એક પાકો નિર્ણય કરતો નીચેનો ઠરાવ કરવામાં આવ્યો હતો.

'શાંત અને અહિંસક માર્ગના વિરોધીઓ તરફથી દેશની મજૂર ચળવળ જે દિશા તરફ દોરાઈ રહી છે, તેથી દેશના મજૂરોના મજબૂત અને અસરકારક તંદુરસ્ત મહાજનો ઊભા થવા અશક્ય બન્યા છે, અને એ જાતની પ્રવૃત્તિને પરિણામે દેશની જનતાનું પારાવાર અહિત થઈ રહ્યું છે, અને મજૂર વર્ગનું હિત કરવાની જેમની જવાબદારી છે તેમની એ આવશ્યક પવિત્ર ફરજ થઈ પડે છે કે તેમણે બધાએ એકત્ર થઈ મજૂરોનાં હિતોના રક્ષણ માટે તેમ જ તેના વિકાસ માટે તુરત જ પૂરી દેવાથી પગલાં ભરવાં જોઈએ અને તેથી આ નિર્ણયને અમલમાં મૂકવા હિંદી રાષ્ટ્રીય મજદૂર કોંગ્રેસ નામની સંસ્થા સ્થાપવાનું ઠરાવવામાં આવે છે'

આમ બહુ જ સ્પષ્ટ ધ્યેય નજર સામે રાખી રાષ્ટ્રીય મજદૂર કોંગ્રેસની સ્થાપના થઈ. આ સ્થાપનાએ ઘણું મહાજનોનું કાર્ય સરળ બનાવ્યું છે, સેંકડો મહાજનો અખિલ હિંદ ટ્રેડ યુનિયન કોંગ્રેસથી અલગ પડી આ સાચા રાષ્ટ્રીય સંઘમાં આવી જોડાયાં. અનુભવે એ જણાયું છે કે થોડા જ સમયમાં દેશનાં સાતસો જેટલાં મજૂરમંડળો તેમની દશથી અગિયાર લાખની સભ્યસંખ્યા સાથે આ રાષ્ટ્રીય મજદૂર કોંગ્રેસમાં જોડાઈ ગયાં છે, આ વસ્તુએ પુરવાર કર્યું છે કે દેશમાં સ્પષ્ટ નીતિરીતિવાળી આવી મધ્યસ્થ રાષ્ટ્રીય સંસ્થાની ખૂબ જ આવશ્યકતા હતી.

આજે હિંદુસ્તાનભરના મજૂરોમાં આ સંસ્થા વધુમાં વધુ અસર ધરાવે છે અને તેની સભ્યસંખ્યા કોઈ પણ મંડળ કરતાં વધારે છે આ હકીકત મધ્યસ્થ અને પ્રાંતિક સરકારોની ઝીણવટભરી તપાસને અંતે પુરવાર થઈ છે; અને આ સંસ્થા જ દેશના ઔદ્યોગિક મજૂરોનું વધુમાં વધુ પ્રતિનિધિત્વ ધરાવતી હોઈ આંતરરાષ્ટ્રીય મજૂર પરિષદની બેઠકોમાં તેના જ પ્રતિનિધિઓને હિંદના મજૂરોવતી સ્થાન મળે છે

આજે હવે પૂજ્ય ગાંધીજીની તપશ્ચર્યા અને અનેક અનામીઓના ભોગ અને બલિદાનોને પરિણામે આપણો દેશ આઝાદ થયો છે. દેશના વહીવટની બાગડોર પ્રજાના માનીતા નેતાઓના હાથમાં આવી છે. હવે

એ સમય આવી પુગ્યો છે, જ્યારે દેશની કરોડોની જનતાને–કાળી મજૂરી કરી દેશને જિવાડનાર શ્રમજીવી વર્ગને આપવામાં આવેલાં વચનો કોંગ્રેસે ચરિતાર્થ કરી આપવાં જોઈએ. મજૂરોનું સમગ્રપણે હિત થાય અને તેમના યોગ્ય વિકાસ સાથે તેમનાં બધાં હિતોનું સંરક્ષણ થાય એવો કાર્યક્રમ હિંદી સરકારે તૈયાર કર્યો છે; એટલું જ નહિ પણ તેઓ ઉદ્યોગના સહભાગીદારો બને અને ઉદ્યોગના સંચાલનમાં તેઓ પૂરો હિસ્સો લઈ શકે એવી વ્યવસ્થા કાયદા મારફત તેણે કરવા માંડી છે–કરી છે. ઔદ્યોગિક લોકશાહીને માર્ગે સરકાર મજૂર વર્ગને વાળી રહી છે અને એ અંગે એક મહાન અખતરો સંયુક્ત સમિતિઓની સ્થાપના મારફત તે કરી રહી છે.

આજ સુધી માલિકો મજૂરો સાથે મરજી-મુજબ વર્તાવ કરી શકતા. તેમને બધી છૂટ હતી. તેમને માથે કશો અંકુશ–મર્યાદા કશું જ ન હતું. હવે એ વસ્તુ પુરાણી બની ચૂકી છે. એ સિદ્ધાંત સ્વીકારવામાં આવ્યો છે કે મજૂરોને પણ માલિકો જેટલા જ હક્કો અને જવાબદારી છે. તેઓ પણ માલિકોની જેમ સમાજના સેવકો છે અને આ સેવકોને કોઈની દયા પર છોડવા એ બિલકુલ વાજબી નથી; એટલું જ નહિ પણ આ સેવકોની પૂરી બાળસંભાળ રાખવી એ સરકારની ફરજ મનાઈ છે.

આજે દેશની સાચી સરકાર એ દેશની કરોડોની જનતા છે. તે પ્રસંગે દેશના મજૂરોનું શોષણ ચાલુ રહે એ સ્થિતિ ચાલી શકે નહિ, ચાલુ રાખી શકાય નહિ. સરકાર અને તેમાં યે કોંગ્રેસી સરકાર એ સ્થિતિ દૂર કરવા માટે તેનાં અનેક વચનોથી બંધાઈ ચૂકી છે. તેથી મજૂર વર્ગની સ્થિતિ સુધારવા માટેનો આખો યે કાર્યક્રમ વિચારાયો છે, અને તે મુજબ જરૂરી કાયદાઓ પણ ધારાસભાની એરણ પર ઘડાઈ ચૂક્યા છે, તેમ જ ઘડાઈ રહ્યા છે. આ કાર્યક્રમ જે વેગથી હાથ ધરાઈ રહ્યો છે અને છેલ્લા દોઢ વર્ષમાં તેણે જે પ્રગતિ કરી છે તેથી હિંદમાં જ નહિ પણ આંતરરાષ્ટ્રીય ક્ષેત્રોમાં પણ સૌ આશ્ચર્યચકિત થયા છે અને હિંદે મોડીમોડી પણ કરેલી પ્રગતિ પર પ્રશંસાનાં પુષ્પો વરસી રહ્યાં છે. આ રીતે કામ થાય એ જરૂરનું પણ હતું, કારણ આજ-સુધી મજૂર વર્ગની જરૂરિયાતો પર કશું જ ધ્યાન આપવામાં આવ્યું ન હતું. આ દૃષ્ટિથી હજુ જે થયું છે તે તો માત્ર શરૂઆત છે અને હજુ ઘણું કરવાનું બાકી છે. હિંદે તો આંતરરાષ્ટ્રીય ક્ષેત્રમાં આ કાર્ય અંગે પ્રથમ હરોળનું સ્થાન મેળવવાનું છે એટલું જ નહિ પણ પૂજ્ય ગાંધીજીના સર્વોદયને માર્ગે ચાલી જગતને ઔદ્યોગિક શાંતિનો જ નહિ પણ સંપૂર્ણ શાંતિનો માર્ગ બતાવી આપવાનો છે.

કોઈ પણ પ્રજાકીય સરકાર પ્રજાને, પ્રજાના મોટા વર્ગને આજસુધી કરવામાં આવેલો અન્યાય ચાલુ રાખી શકે નહિ, અને તે અનુસાર મજૂર વર્ગ તરફ આજ સુધી રાખવામાં આવેલી બેદરકારી દૂર કરી જે કાર્ય કરવું જોઈએ તે વેગથી પ્રજાકીય સરકારે હાથ ધર્યું છે. દેશના ઔદ્યોગિક ઇતિહાસમાં મજૂર ક્ષેત્રમાં આખો નવું પાનું ખૂલ્યું છે. આ કાર્યની સંતોષકારક રીતે પ્રગતિ થાય તે માટે જનતાનો તેને પૂરો સાથ મળે એ અત્યંત જરૂરી છે. આ માટે દેશભરના કોંગ્રેસ કાર્યકરોએ કમર કસી કામ કરવું જોઈએ.

રાષ્ટ્રીય મહાસભાએ જ્યારેજ્યારે મજૂર વર્ગની વાત કરી છે, મજૂર વર્ગની સ્થિતિ સુધારવા માટેનાં વચનો આપ્યાં છે ત્યારે તેણે મજૂર વર્ગમાં માત્ર ઉદ્યોગમાં કામ કરતા

મજૂરોનો જ નથી વિચાર કર્યો, તેણે તો દેશના અમાપ ખેતરોમાં કામ કરતા ખેત-મજૂરોનો પણ વિચાર કર્યો છે. તેણે તો બધા જ શ્રમજીવીઓને નજર સામે રાખી તેમની સ્થિતિ સુધારવાની પોતાની ફરજ અને જવાબદારીનો જાહેર રીતે સ્વીકાર કર્યો છે. પણ શરમ અને દુઃખ સાથે કહેવું રહ્યું કે મજૂર વર્ગનો જે મોટામાં મોટો ભાગ ખેત-મજૂર તે પ્રત્યે જેટલું ધ્યાન આપવું જોઈએ તે અપાયું નથી, એટલું જ નહિ, પણ તે પ્રત્યે મોટા ભાગે બેદરકારી સેવાઈ છે. એ સાચું છે કે તેમના કામમાં ભારે મુશ્કેલીઓ અને અંતરાયો પડેલા છે; પણ એ ભુલાવું ન જોઈએ કે એ વર્ગ તો 'જગતનો તાત' છે. દેશની કરોડોની જનતાને તે ખવડાવે છે, પોષે છે. ગમેતેટલી મુશ્કેલીઓ અને અડચણો હોવા છતાં કોંગ્રેસે અને સરકારે તેમની સ્થિતિ સુધારવા માટે–તેમનું શોષણ અટકાવવા માટે જરૂરી બધાં જ પગલાં લેવાં જોઈએ અને તે તુરત જ લેવાં જોઈએ. તેથી સૌથી પ્રથમ તો ગરીબોની સેવાને વરેલા બધા જ કોંગ્રેસીઓએ આ વર્ગની સેવા પાછળ તેમને સંગઠિત અને જાગૃત કરવા પાછળ મંડી પડવું જોઈએ. પોતાની બધી શક્તિ તેમાં રોકવી જોઈએ એ વાત ભુલાવી ન જોઈએ કે આવતી કાલ આ શ્રમજીવીઓની છે. એ નજર સામે રાખીને જ પૂ. ગાંધીજીએ દેશને-જગતને સર્વોદયનો માર્ગ ચીંધ્યો હતો. એ માર્ગે આગળ ધપવું હોય, સાચો સર્વોદય કરવો હોય તો લાખો અને કરોડોની ખેત-પ્રજાને અવગણે ચાલવાનું નથી, તેમ કર્યે કશી જ પ્રગતિ થઈ શકવાની નથી.

ઔદ્યોગિક મજૂરોની સ્થિતિ સુધારવા તરફ ધ્યાન અપાઈ રહ્યું છે. એ ધ્યાન આપવું જ જોઈએ અને તેમ થઈ રહ્યું છે. તેથી વધુ પણ એ દિશામાં કરવાનું છે, છતાં એ કાર્યને સફળ બનાવવું હોય, તેને અસરકારક બનાવવું હોય તો ખેતમજૂરોની સ્થિતિ પણ સુધારવી રહી અને બન્નેને એક હરોળમાં લાવવા રહ્યા. જ્યાંસુધી તેમ નહિ થાય ત્યાંસુધી એકદેશી પ્રગતિનું ધાર્યું પરિણામ કે લાભ થવાનો નથી.

આપણો ભારત દેશ હમણાં વર્ષ બાદ સાચા અર્થમાં આઝાદ અને એક થયો છે. એ સ્થિતિમાં મહાસભાવાદી ભાઈબહેનોની જવાબદારી અનેકગણી વધી છે. આપણે માથે રાષ્ટ્રપિતાએ આદેશેલા સ્વરાજની સ્થાપનાની જવાબદારી છે. સાચું સ્વરાજ દેશના એકેએક માનવીને શોષણમાંથી મુક્ત કરી, વર્ગવિહીન સમાજની સ્થાપના કરવામાં છે, ત્યારે જ સાચો સર્વોદય થશે. પરમકૃપાળુ પરમાત્માની અને પૂ. ગાંધીજીની યાદમાં આપણે સૌ એ કામમાં લાગી જઈએ અને જ્યાંસુધી આપણે આપણા એ ઉન્નત ધ્યેયે ન પહોંચીએ ત્યાંસુધી આરામ કરવાનો ને થાક ખાવાનો વિચાર માંડી વાળીએ. ગાંધી-સેવકોને, મહાસભાવાદીઓને સાચા સ્વરાજની સ્થાપના થયા પહેલાં થાક ખાવાનો કોઈ અધિકાર નથી થાક ખાવા બેસવામાં ભીષણ આદર્શનો દ્રોહ રહેલો છે. સૌ આટલું સમજી લઈ કર્તવ્યમાર્ગે આગળ વધે તે ઇષ્ટ છે.

★

• ઇંદ્રિયોનાં સુખ ક્ષણિક હોય છે, મનનાં સુખ બદલાઈને દુઃખ પણ બની જાય છે, પરંતુ ચિંતનપૂર્ણ સુખ જીવનભર સાથ આપે છે.

# વિદ્યાપતિનું પદલાલિત્ય

શ્રી ‘ભૂપેંદ્રનાથ’
બી. એસસી. ડી. એસ. ઈ.

થોડાંક વર્ષ પૂર્વે, ‘વિદ્યાપતિ’ નામના ચલચિત્રને લીધે, શહેરોમાં આ નામ ગવાતું હતું. વિદ્યાપતિ સાચે જ નામ પ્રમાણે વિદ્યા-પતિ ઉપરાંત પરમભક્ત પણ હતા. કૃષ્ણભક્તિનાં એમનાં ગીતોનું માધુર્ય અદ્‌ભુત હતું. વર્ણસગાઈ, ભાવોર્મિની ઉદાત્તતા ને નાજુકતા તથા ઈશ્વર પ્રાપ્ત કરવાની હૃદયની આર્જવતા એમને શ્રેષ્ઠ ભક્ત-કવિઓમાં સ્થાન અપાવે છે. અન્ય ભક્તકવિઓના પ્રસંગોમાં બન્યું છે તેમ વિદ્યાપતિની કવિતામાં પણ પરમાત્મૈક્યભાવથી રસેલો શૃંગાર મળે છે. નરસિંહ મહેતા ને દયારામમાં પણ એ ક્યાં નથી મળતો? સિંધના પ્રખ્યાત સૂફીવાદી કવિ શાહ અબ્દુલ લતીફને સિંધનાં ગામડાંઓનાં ને શહેરોનાં હજારો માનવીઓ આજે પણ જે તન્મયતાથી સાંભળે છે તે જ તન્મયતાથી આજે વિદ્યાપતિનાં ગીતો બંગાળમાં ને ઉત્તર-મધ્ય હિંદમાં જનતા સાંભળે છે. એવાં થોડાંક ગીતોના પદલાલિત્યની ફોરમ લેખક અહીં વેરી છે.

હિંદુ સંસ્કૃતિના આદ્ય સ્થાપક ઋષિઓની તેજસ્વી બુદ્ધિની પરાકાષ્ઠાનો આપણને વારંવાર પરિચય થાય છે. આપણે જોઈએ છીએ, કે કર્મકાંડની પ્રબળતા હતી ત્યારે ગોમેધ, અશ્વમેધ, નરમેધ આદિ યજ્ઞો થતા અને વૈદિક સાહિત્યની રચના થઈ. જ્યારે વૈરાગ્યની મહત્તા વધી ત્યારે જ્ઞાનકાંડની રચના થઈ. એ રચનામાં દર્શનશાસ્ત્રનો સમાવેશ થાય છે. દર્શનશાસ્ત્રના માનસિક શક્તિના દર્શને આપણું મસ્તક નમી પડે છે. જ્યારે ભક્તિ તરફ પ્રજા વળી ત્યારે ભક્તિમાર્ગમાં એક ગહન સાહિત્ય-સૃષ્ટિ ખડી થઈ ગઈ.

ભક્તિમાં નિશ્ચિત નિયમ કે સ્વરૂપ નક્કી કરવામાં આવ્યું નહોતું. પરબ્રહ્મ પરમાત્મા માતાપિતા, સખાબંધુ, સ્ત્રીપુરુષ આદિ કોઈ પણ સ્વરૂપમાં પૂજવામાં આવે તે તે સ્વરૂપે ભગવાનનાં દર્શન ભક્તને થતાં. ये यथा मां प्रपद्यन्ते तांस्तथैव भजाम्यहम् ॥–ગીતા.

ભક્તિસાહિત્યના ગ્રંથોમાં મહાભારત, રામાયણ, ભાગવત વગેરેનો સમાવેશ થાય છે. કૃષ્ણચરિત્રની, ભક્તિસાહિત્યમાં જે વાર્તા નજરે પડે છે તે ઉપરથી કૃષ્ણના ચારિત્ર્ય માટે પ્રથમ દૃષ્ટિએ આશંકા થાય; કારણકે કૃષ્ણભક્તોએ કૃષ્ણને પુરુષ અને પોતાને સ્ત્રી તરીકેની કલ્પના કરી. એ કલ્પના સાકાર કરવા જે સાહિત્યરચના થઈ તેથી ઉદાત્ત અને વીર ચરિત્રવાળા કૃષ્ણને હિંદબહારના સાહિત્યકારોની નજરોમાં લંપટ અને ચારિત્ર્ય-હીન તરીકે રજૂ કરાયો—એનું કારણ રાધા કૃષ્ણભક્તિ હતું. રાધાનો ઉલ્લેખ મહાભારતમાં કૃષ્ણની સાથે આવતો નથી, તેમ જ કૃષ્ણ-ચરિત્ર માટે લખાયેલા મહાભારતના પરિશિષ્ટ—૧૮ હજાર શ્લોકોવાળા હરિવંશમાં પણ રાધા નજરે પડતી નથી. ભાસના ‘બાલચરિત્ર’ નામના નાટકમાં પણ તે દેખાતી નથી. વિષ્ણુપુરાણ, વાયુપુરાણ અને બ્રહ્મપુરાણમાં પણ રાધા દૃષ્ટિગોચર થતી નથી. બ્રહ્મવૈવર્ત પુરાણ જ એક એવું છે, જેમાં રાધા પ્રથમવાર શ્રીકૃષ્ણની સાથે જોવામાં આવે છે, તેથી રાધા ભક્તકવિઓની કલ્પના લાગે છે.

જે યુગમાં જયદેવ વગેરે થયા તેમાં રાધાકૃષ્ણની ભક્તિનું જોર હતું. કવિ જયદેવ પ્રસ્તાવનામાં જ લખે છે કે ‘વિલાસ, કલા અને મધુર કોમલકાન્ત પદાવલિવાળાં મન-મનોહર હરિસ્મરણો સાંભળવા હોય, તો જયદેવની સરસ્વતી અર્થાત્ ગીતગોવિંદ સાંભળો.’

મિથિલાના રાજા કર્ણાકુળસંભવ ન્યાયદેવના મંત્રી કર્ણાદિત્ય પણ વિદ્યાપતિના જ કુળના હતા. કર્ણાદિત્યના પુત્ર શિવાદિત્ય અને શિવાદિત્યના સાત પુત્રોમાંના ૭ રોગ પદ્ધતિના રચનાર વિરેશ્વર ઠાકુરના વિદ્યાપતિ પૌત્ર હતા. આથી વિદ્યાપતિને બાળપણથી દર્શનશાસ્ત્ર, પુરાણ અને અન્ય ગ્રંથોનો અભ્યાસ થયો હતો. મિથિલામાં તે દિવસોમાં રાધાકૃષ્ણ ભક્તિ વ્યાપક હતી. એની અસર નીચે આવતાં તેમણે કાવ્યરચનાઓ કરી. એમનાં સો વર્ષના આયુષ્ય દરમિયાન અનેક રાજાઓ થઈ ગયા અને અનેક રાજાઓના તે રાજકવિ હતા. આ રાજાઓમાં વિશેષ પ્રેમ શિવસિંહજી અને તેમની રાણી લક્ષ્મણાદેવી ઉપર હતો. લક્ષ્મણાદેવીએ એમને કાવ્યરચનામાં વેગ પણ આપ્યો હતો.

અનેક વાર્તાકારોએ એમના સંબંધને વિકૃત સ્વરૂપ આપ્યું હતું પણ લક્ષ્મણાદેવી પતિવ્રતા અને વિદુષી સ્ત્રી હતી તેના પુરાવા રૂપે એક વાત જાણવા જેવી છે. એક સમયે વિદ્યાના ઘમંડવાળો બ્રહ્મચારી પંડિત નગરમાં આવ્યો. તેને વિશેની અનેક લોકવાયકાથી પ્રેરાઈ લક્ષ્મણાદેવી વેશપરિવર્તન કરી નદીકિનારે, જ્યાં તેનો વાસ હતો ત્યાં, પાણી ભરવા ગઈ. ઘડું ભરીને પાછા ફરતાં તે પંડિત તરફ એકીનજરે જોઈ રહી, ત્યાં પેલા પંડિતે કહ્યું:

किं मां निरीक्षसि घटेन कटिस्थितेन, वक्रेण चारुपरिमीलितलोचनेन । अन्यं निरीक्ष पुरुषं तव भाग्ययोग्य नाहं घटाङ्कितकटिप्रमदा भजामि ॥

હે સુંદરી! કમર પર ઘડો રાખી સુંદર અર્ધસ્ફુટ નેત્રોથી મને કેમ જોઈ રહી છો? તારા લાયક કોઈ બીજા પુરુષને જો. કમર પર ઘડો રાખવાવાળી (સ્ત્રી) મને પસંદ નથી.

લક્ષ્મણાદેવીએ ઉત્તર આપ્યો:

सत्यं ब्रवीमि मकरध्वजबाणपीड
नाहत्वदर्थिनइशापरिचिन्तयामि ।
योसोऽद्यमे विघटितस्तव तुल्यरूपी (प)
सोऽयम्मवेद्धि भवेदिति मे वितर्कः ॥

હે મકરધ્વજ! બાણપીડિત, હું સાચું કહું છું કે તારા તરફ જોવામાં મને તે કશો તેવો ભાવ નો'તો. આજે મારો ચાકર નાસી ગયો છે જે જોવામાં તારા જેવો હતો તેથી તને જોઈને વિચાર આવ્યો કે શું જ એ છે કે નહિ?

વિદ્યાપતિનો વિવાહ ચંચળાદેવી સાથે થયો હતો અને પુત્ર હરપતિ પ્રસિદ્ધ કવિ નીવડ્યો. તેમણે 'દૈવજ્ઞ બાન્ધવ' નામે ગ્રંથ લખ્યો છે.

કવિની રચનાઓનું કેન્દ્ર કેવળ એક જ દેવતા નથી. મૈથિલીસમાજમાં આ જ વિશિષ્ટતા છે. આજે પણ મૈથિલી પૂજા કરવા બેસે છે ત્યારે તેની સામે એક સિંહાસન હોય છે, જેના ઉપર શાલિગ્રામ, નર્મદેશ્વર, ગણેશ, લક્ષ્મી આદિની મૂર્તિઓ હોય છે. નર્મદેશ્વરની પૂજા માટે નજીકમાં માટીનો ગૌરપટ્ટ પડેલો હોય છે. માટીના પાર્થેશ્વર અને ગૌરી બનાવી સમાન શ્રદ્ધાથી પૂજા કરે છે એ મૈથિલીસમાજની ઉદાર ભાવના છે. કવિનાં કાવ્યોમાં આવી ભાવના નજરે પડે છે.

કવિએ પોતાની રચના અવહઠ્ઠ ભાષામાં કરી છે. 'કીર્તિલતા'માં કવિ કહે છે: 'સંસ્કૃત ભાષા બુદ્ધિમાનોને સારી લાગે, પ્રાકૃતમાં સરસ તાન આવે, જ્યારે દેશી બોલી સૌને મીઠી લાગે માટે મારી રચના અવહઠ્ઠ ભાષામાં કરું છું.' આથી કવિનો હેતુ સ્પષ્ટ લાગે છે કે જનતાના મનોરંજન માટે કવિત્વશક્તિ દ્વારા પોતે સમાજસેવા કરવા માગતા હતા.

પોતાની વિશુદ્ધ ભાષા, લોકપ્રિયતા અને ચતુર બુદ્ધિથી કવિની શૈલી કોઈ અનેરા

પ્રકારની હતી. તેથી જ કવિ કહે છે: 'બીજના ચંદ્ર અને વિદ્યાપતિની રચના પર દુર્જનો પણ હાસી ઉડાવતા નથી. ચંદ્રની શોભા પ્રથમ શિવના મસ્તક પર હોય છે, અને બીજી શિષ્ટજનોના મનને અવશ્ય મોહી લે છે.' આમ કવિ પોતાની આત્મશ્રદ્ધા વ્યક્ત કરે છે.

મિથિલામાં સંગીતનો વિશેષ પ્રચાર હતો. રાગરાગિની નહિ જાણનાર પણ કોઈ ને કોઈ સુખદુઃખનાં પદો ગાઈ લેતા. આ સંગીતપ્રિયતાને લીધે વિદ્યાપતિનાં પદોનો ખૂબ પ્રચાર થયો. કોઈ પણ સારામાઠા અવસરે પણ તેમનાં ગીતો સ્ત્રીપુરુષોમાં ગવાતાં. ગવૈયા અને 'બાઉલ' લોકો દ્વારા બંગાળમાં એટલે સુધી પ્રિય થયા કે વિદ્યાપતિની બંગાળી લોકો પોતાના આદિ કવિ તરીકે ગણના કરે છે. એમનાં ધાર્મિક પદો સાંભળીને ચૈતન્ય મહાપ્રભુ મૂર્છિત થઈ જતા, આથી વૈષ્ણવ સંપ્રદાયમાં તેમનાં ગીતો પ્રિય થઈ પડ્યાં.

જે પ્રમાણે ઈશ્વરનો માતામાં આકાર કલ્પી તેની સાથે કવિ જે પ્રમાણે બાળકની જેમ લાડ કરે, કદી રિસાય, કદી રડે, કદી તોફાન કરે અને કદી એમના ખોળામાં બેસી એમના ઘરેણાં સાથે રમત કરે અને એને સ્નેહમયી સમજી સાંસારિક વિઘ્નો અને અડચણો પર હસે, એ જ પ્રમાણે ઈશ્વરને પુરુષ વા સ્વામી કલ્પી કદી ભક્ત એવા જ પ્રકારે લાડ કરે છે. અલંકારો દ્વારા પ્રગાઢ ભક્તિની પ્રત્યેક માર્મિક અને ગંભીર અવસ્થાનું વર્ણન કરવામાં સ્ત્રીપુરુષની જે અવસ્થાઓમાં વર્ણન કરવામાં આવે તે સામાન્ય લૌકિક દૃષ્ટિએ અવશ્ય અશ્લીલ દેખાય. આ સંબંધે પ્રખર વિદ્વાન ગ્રીયર્સનની નીચેની ઉક્તિ વિચારવા જેવી છે:

'વિદ્યાપતિનાં કાવ્યો વૈષ્ણવમતનાં પદો યા ભજનોના સ્વરૂપમાં હોય છે. એ સાહિત્યના અંગ સાથે વિદ્યાર્થી આલમ પરિચિત છે. યુરોપની રુચિ અનુસાર આ ઉપર વિચારણા ન કરી શકાય અને એવો ઉતાવળિયો મત ન બાંધી દેવાય કે આત્મા અને પરમાત્માના પ્રેમનું વર્ણન કરવા લંપટની ભાષાનો એમાં પ્રયોગ કરવામાં આવ્યો છે. કાઉલ સાહેબના શાંડિલ્યસૂત્રનો અંગ્રેજી અનુવાદ થયા પછી એમ કોઈએ ન કહેવું જોઈએ, કે ભારતીય ભક્તિના સ્વરૂપને હું જાણતો નથી. 'ઈશ્વર જ પ્રેમસ્વરૂપ છે' એ પૂર્વ અને પશ્ચિમ સંસ્કૃતિનો સમાન સિદ્ધાંત છે, પણ તેનું સ્વરૂપ અલગ-અલગ છે. પશ્ચિમના ઠંડા પ્રદેશમાં ઈશ્વર-પ્રેમને પિતાપુત્રના આરોપણથી સંતોષ મળે છે. ગરમ પ્રદેશના સત્યાન્વેષીઓએ પૂજક અને પૂજ્યના સર્વશ્રેષ્ઠ પ્રેમને રાધા અને કૃષ્ણના સ્વરૂપમાં આલેખ્યો. એ સાચું છે, કે પશ્ચિમ સંસ્કૃતિથી રંગાયેલા આપણા મનમાં આ વાત ઠસવી મુશ્કેલ છે, એટલા જ માટે તેને વખોડવી ન જોઈએ. વિદ્યાપતિનાં ચમત્કારી પદોનું એક સાધુ એટલા જ ભાવથી કામવાસનાથી પર રહી અધ્યયન કરે છે જેટલા પ્રેમથી સોલોમનનાં ગીતો ઈસાઈ-પાદરી વાંચે છે.'

જો આમ ન હોત તો વિદ્યાપતિનાં પદો અને ગીતગોવિંદના શ્લોકો ગાઈને વૈષ્ણવો કદી ભજન કરત નહિ.

વિદ્યાપતિના સમયમાં રહસ્યવાદનું જોર હતું. તેમના પ્રભાવથી બચી પોતાના માર્ગે જવું ઇષ્ટ ન હતું અથવા ઇષ્ટ હોત તો તેમનામાં તુલસીદાસની જેમ પોતાના વાતાવરણથી વિરુદ્ધ જવાની શક્તિ નહોતી; એટલે સ્ત્રીપુરુષના જ રૂપમાં ઉપાસનાનો જે પ્રવાહ વહ્યો તેમાં પોતે વહી ગયા. પણ તેમના રહસ્યવાદમાં ફરક હતો. જે નિર્ગુણવાદી હોય છે તે જીવાત્મા અને પરમાત્માને સ્ત્રી-

પુરુષના રૂપમાં જુએ છે પણ એ સ્વરૂપ કોઈ વ્યક્તિવિશેષ અથવા રૂપવિશેષનું દ્યોતક હોતું નથી તેઓ આપુરુષના ભાવને કેવળ વર્ણાત્મક જ માને છે વિદ્યાપતિએ સિદ્ધાંત ગ્રહણ કર્યો હોવા છતાં પણ રૂપવિશેષ અને વ્યક્તિવિશેષને અવગણીને બ્રહ્મ અને જીવના સંબંધનો તેઓ સાક્ષાત્કાર કરતા હતા હિન્દુશાસ્ત્રના પંડિત હોવાથી અને એમાં વિશ્વાસ હોવાથી એમને રહસ્યવાદના સિદ્ધાંતને શિરધાર્યતી, સીતારામ, રાધા-કૃષ્ણ અથવા જીવાત્મા-પરમાત્માની પ્રીતિના વર્ણન દ્વારા અનુસરણ કરતાં કોઈ પણ પ્રકારની આશંકા તેમને નહોતી થતી એમના રહસ્યવાદની અન્યોન્ય રૂપોના ઉદાહરણો દ્વારા પ્રતીતિ કરીએ

કોન બન બસથિ મહેશ,
કેઓ નહિ કહથી ઉદેસ
તપોબન બનનિ મહેસ,
ભૈરવ કરથિ કલેશ
કાનકુંડલ હાથ ગોર,
તાહી બન પિયા મોડી ઓલ.
જાહિ બનનિ કિઓ ન ડોલે,
તાહી બન પિય હસિ બોલ
એહિ બચન બિચલેલ,
પહુ ઊઠિ પરદેશ ગેલ
ભનહિ વિદ્યાપતિ ગાવ,
રાધાકૃષ્ણ બનાવ

અર્થ: મહેશ ક્યા વનમાં રહે છે? કોઈ પતો બતાવતું નથી મહેશ તપોવનમાં રહે છે અને ભયંકર તપ કરે છે પિયાના કાનમાં પોચીઓના કુંડળ અને હાથમાં ભિક્ષાપાત્ર છે, એવા તે તપોવનમાં પ્રિય પોતાની જાત સાથે મધુર વાર્તાલાપ કરે છે એ વનમાં હાસ્યપુષ્પની માફક વૃક્ષ પણ હાલી શકે નહિ. ત્યાં પ્રાણેશ હસીને વાતો કરે છે, પરંતુ એ પ્રાણેશ સાથે એક વાતે અંતર પડી ગયું અને પ્રાણેશ પરદેશ ચાલ્યા ગયા એમને મેળવવા વિદ્યાપતિ કહે છે કે રાધાકૃષ્ણના પ્રસંગો ગાવ.

આ પદમાં મહેશનો અર્થ બ્રહ્મ છે મહેશ ક્યાં રહે છે? કોઈ એનો પત્તો બતાવતું નથી એ કોણ આપે? કોઈને માલૂમ હોય તો બતાવે ને? પરબ્રહ્મના નિવાસસ્થાન ક્યાં છે? તત્ત્વદર્શી કૃષ્ણ સિવાય આ કોણ બતાવી શકશે? ભક્તના વિહ્વળ હૃદયપ્રેમના આવેશમાં નમ્રતા અને કોમળતાથી હૃદય ભરાઈ જાય છે જગતથી પોતાને સર્વ વાતે હીન ગણે છે એ અન્ય કોઈની સામે હાથ ઓડરમાં પોતાના મનને રજ પણ દેતા નથી ભક્તહૃદયની આ વિનમ્રતા અને સાત્ત્વિકભાવની સૂચક ક્રિયા 'કહિથી' થી જણાય છે 'કેઓ નહિ કહથી ઉદેસ' કોઈ પણ પત્તો આપી શકતું નથી! જ્યારે કવિહૃદયમાં આ પ્રશ્ન ઊઠે છે ત્યારે પોતાના અંતરાત્મામાંથી ઉત્તર મળે છે 'તપોવન બસથિ મહેસ, ભૈરવ કરથિ કલેશ' મહેશ તપોવનમાં રહે છે અને ભયંકર તપ કરે છે એનો એ કે પરબ્રહ્મ તપોમય છે તપ એમનું બીજું સ્વરૂપ છે જે પ્રકારે જીવંત પ્રાણીનો સ્વભાવ શરીરની ઉત્પત્તિ છે તે જ પ્રમાણે પરમાત્માનો આ પણ એક સ્વભાવ છે આ સિદ્ધાંતનો ઉલ્લેખ કવિ કાલિદાસના 'કુમારસંભવ'ના પ્રથમ સર્ગમાં પણ મળે છે

तत्राग्निमाधाय समित्समिद्धं स्वमेवमूर्त्यन्तरमष्टमूर्तिः ।
स्वयं विधाता तपसः फलानां केनापि कामेन तपश्चचार ॥

દક્ષસુતા સતીનો દેહાન્ત થઈ ગયો મહાદેવ કૃતાર્ત્તા હિમાલય ઉપર જઈ પહોંચ્યા તેમણે જોયું કે ગંગા વહી રહી છે કિનારા ઉપર દેવદારનું વન છે ગંગાજળના ફુવારાથી શીતલ મંદ પવન વનમાં લહેરાતો હતો આવી એક સુંદર ભૂમિ જોઈ શંકરે પોતાનું નિવાસસ્થાન બનાવ્યું ત્યાં પોતાની આઠ મૂર્તિઓમાંથી એક મૂર્તિને અગ્નિને ઇંધનો દ્વારા પ્રજ્વલિત કરી તપનાં ફળ આપવાવાળા શંકર જ સ્વયં કોઈ અજ્ઞાત ઇચ્છા માટે તપ કરવા લાગ્યા તપના

બળનું વર્ણન તુલસીદાસ પણ કરે છે. तपबल-स्त्रै तवश्र विधाता तपबल विष्णु सकल जगत्राता। સારાંશ એ કે મહેશ જ તપનું સ્વરૂપ છે. અહીં કવિ રાધાકૃષ્ણ, મહેશ, કૃષ્ણ, રાધા કે પાર્વતીમાં કોઈ ભેદ જોતા નથી તે સ્પષ્ટ દેખાડે છે. મહેશનું વર્ણન કરતાં પોતે રાધા-કૃષ્ણ સન્નિવેશ કરે છે. બ્રહ્માનંદનું વર્ણન કરતા ભાવમાં કવિ એવા લીન થઈ જાય છે કે મહેશ સાથે ગૌરીનું નામ મૂકવાનું બિલકુલ ભૂલી જાય છે.

હમ સન હે સખિ રૂસલ મહેસ,
ગૌરી વિકલ મન કરથિ ઉદેસ:
તન આભરન બસન ભેલ ભાર,
નયન બહે જલ નિર્મલ ધાર.
પુછૈછિ પંથુક જન હમ તોહિ,
એહિ બાટે દેખલ બૂઢબટોહિ.
કવિ વિદ્યાપતિ ચહ પદ ભાન,
શિવજી પ્રગટ ભેલા ગૌરિક ધ્યાન.

ગૌરી (જીવાત્મા)ના મનમાં એવી આશંકા થઈ કે મારાથી શું કોઈ અપરાધ થયો છે એટલે મહેશ મારાથી રિસાઈને ચાલ્યા ગયા છે? વિકળતા અનુભવતી ગૌરી મહેશને ખોળવા ભટકે છે. વિયોગ અને ઉદ્વેગના કારણે શરીર પરનાં વસ્ત્રાભૂષણ ભારરૂપ લાગે છે. નિર્મળ જળની ધારા આંખોમાંથી વહી રહી છે. રસ્તાના જે તે પંથીને પૂછે છે, કે વૃદ્ધ જટાધારીને જોયા છે? વિદ્યાપતિ કહે છે કે શિવજી ગૌરીના ધ્યાનમાં પ્રગટ થયા.

માયાનું આવરણ દૂર કરતાં શરીરમાં આત્મદર્શન થાય છે. આ ભાવ માટે વિદ્યાપતિ કહે છેઃ

'તોહર બદન સમ ચાંદ, હો અથિ નહિ,
જૈસો જતન બિહદેલા.
કૈબેરિ કાટિ બનાઓલ નવકએ,
તૈઓ તુલિત નહિ ભેલા.'

ચંદ્ર તમારા મુખ સમાન ન હોઈ શકે. વિધિએ અનેકવાર પ્રયત્ન કર્યો, કેટલીયે વાર કાપકૂપ કરીને ઘાટ ઘડ્યો તોપણ તમારા મુખ સમાન ન બન્યો. ચંદ્ર આત્માના જેવો સુંદર કેવી રીતે થઈ શકે? આત્માના વિધિ નિર્માતા છે. એ આદર્શને પોતાના સમક્ષ રાખીને સંસારી સૌંદર્યના આદર્શ ચાંદને ન ઘડી શક્યો. ઊલટા નાના થવાના અને લુપ્ત થઈ જવાના અવગુણ તેનામાં મૂક્યા. આટલાઆટલા ઘાટ ઘડાવવા માટે હથોડી–છીણીનો માર ખાઈને પણ સુંદર ન થઈ શક્યો. તુચ્છ સંસારનો માયા–વૈભવ તેજપુંજ સમાન છે.

'લોચન તરુ કમ નહિ લઊ,
સકસે જગકે નહિ જાને,
સે ફેરી જાયતુ કૈલાહ જલ,
ભએ પંકજ નિજ અપમાને.'

સંસારમાં કોઈને ખબર નથી કે કમળ તમારા નેત્ર સમાન સુંદર ન હોઈ શકે, પણ એ તમારા નેત્રસૌંદર્યથી અપમાનિત થઈને પાણીમાં છુપાઈ ગયું છે!

'ભન હિ વિદ્યાપતિ સુનુ નર જૌવતિ,
ઇસમ લછમી સમાને,
રાજા શિવસિંહ રૂપનારાયન,
લખિમા દેઈ પ્રતિભાને.'

વિદ્યાપતિ કહે છે, કે 'હે સુંદરી, સર્વે લક્ષ્મી સમાન છે. ચંદ્રમુખ અને કમલનેત્ર, ધન–ઐશ્વર્ય બધાં સરખાં ચિત્તાકર્ષક હોવા છતાં નિઃસાર અને ચંચળ છે. હું આ શિવ-સિંહ અને લક્ષ્મણાદેવી સમક્ષ કહું છું.'

નાદાન્ત નૃત્યને નટરાજનું નૃત્ય કહેવામાં આવે છે, જે નૃત્ય બ્રહ્માંડને કેન્દ્ર, ચિતાંબરને કેન્દ્ર કરી તિલ્લાઈના સ્વર્ણમંડપની સભામાં કરવામાં આવે છે. તારકવનમાં ઋષિઓએ પ્રાર્થના કરી ત્યારે તેનું તેમને રહસ્ય ખોલવા મળ્યું. તારકવનમાં મીમાંસામાં માનવાવાળા નાસ્તિક ઋષિઓ રહેતા હતા. એમનો સિદ્ધાંત જુદો પાડવા વિષ્ણુને સ્ત્રીરૂપ અને બીજા

દેવતાઓને સહનૃત્યકારો બનાવી શિવ તેમને વનમાં લઈ ગયા. પ્રથમ તો નૃત્યદર્શનથી ઋષિઓ પરસ્પર વાદવિવાદ કરવા લાગ્યા શિવના વધુ ચલાયમાન નૃત્યપ્રયોગોથી શિવપર જ તેમનો ક્રોધ ઊતર્યો મંત્ર દ્વારા તેમનો નાશ કરવા યજ્ઞાગ્નિમાંથી વાઘ ઉત્પન્ન કરી શિવ પર છોડી મૂક્યો શંકરે તેને પકડી તેનું નખથી ચામડું ઉતારી રેશમી વસ્ત્ર માફક શરીરે ધારણ કરી લીધું આથી હતોત્સાહ થઈ ઋષિઓએ સર્પ ઉત્પન્ન કર્યો ત્યારે શંકરે તેને માળારૂપે ધારણ કરી લીધો છેવટે મયુલક નામનો દૈત્ય ઉત્પન્ન કર્યો તો તેને તેમણે પકડીને અંગૂઠા નીચે દાબી દીધો અને નૃત્ય કરવા લાગ્યા ત્યારે ઋષિઓ નમી પડ્યા અને રહસ્ય સમજાવવા પ્રાર્થના કરી. એ નટરાજની મૂર્તિમાં શંકરની ચાર ભુજાઓ, કેશપાશ બાંધતાં રત્નોના મુગટમાંથી જટા બહાર નીકળી આવી છે અને કપાળ પર વાળ વિખરાયેલા છે ગળામાં કૃષ્ણ સર્પ અને જટામાં ગંગા છે, અને ચંદ્રમા અને પાનાઓની માળા દષ્ટિમાન થાય છે. જમણા હાથમાં પુરુષ અને ડાબા હાથે સ્ત્રીના કંકણો ધારણ કર્યાં છે. હાર, કંકણ અને રત્નોરચિત કંદોરો અને વીંટીઓથી અલંકૃત થયેલા ભગવાન નટરાજની સૌમ્ય મૂર્તિ પર દષ્ટિ કરતાં કસીને બાંધેલું ઊંડુંતીકડું અંગ, વસ્ત્ર અને જનોઈ, જમણા હાથે ડમરુ અને બીજા હાથે અભય મુદ્રા, એક ડાબા હાથમાં અગ્નિ અને બીજો સંકેતથી નીચો નમેલો હાથ, તેમનો પગ દૈત્ય ઉપર અને ડાબો પગ હવામાં ઉચકાયેલા છે. આ મનોહર મૂર્તિ આંખને મધુર હાસ્યથી ભરી દે છે અને વિદ્યાપતિના હૃદયમાંથી કવિતા વહી આવે છે:

આશુનાથ એક બહી 'મહાસુખ લાગત હૈ,
અહાં શિવ ધરૂ નટ વેષ કિ ડમરૂ' બજાએબ હૈ.

પાર્વતી કહે છે: 'હે પ્રભો, આજે એક વ્રતનો આરંભ છે, એમાં મહાઆનંદ થશે. આપ નર્તકવેષ ધારણ કરો અને ડમરુ વગાડો તો.' ડમરુના શબ્દમાત્રથી સૃષ્ટિનો આરંભ થાય છે. પ્રકૃતિ નૃત્ય માટે નિમંત્રવાનો આ શુભ સંકેત છે. આ શબ્દથી આકૃષ્ટ થઈ પ્રકૃતિ પુરુષ સાથે નાચવા લાગે છે અને સૃષ્ટિનો આરંભ થાય છે પરંતુ આજે તે શંકર સાથે નૃત્ય કરવા નથી ઇચ્છતાં પણ શંકરના નૃત્યનું દર્શન ઇચ્છે છે. શંકર કહે છે:

અહીં જે કહાછી ગૌરી નાચથ હમ,
કોના નાચ બહે એક સોચ મોરા હોઈ પચાર હૈ
કોના બાજત હૈ.

'દેવી, આપ તો નાચવા કહો છો પણ આપ જાણો છો કે વિષ, અમૃત, શત્રુમિત્ર, ભલાબૂરા સર્વનો નિવાસ મારી સાથે છે. અગર હું નૃત્ય કરીશ તો આ બધાંમાં આંદોલન ઊભું થશે અને મહાવિપત્તિ થશે મને ચિંતા થાય છે, કે જે મને પરિવાર માફક વિંટળાયેલા છે તેનો બચાવ કેવી રીતે થાય? કારણકે

અમિઅ સુવિઅ ભૂમિ ખસત બઘંબર જાગત હૈ,
હોએ બઘંબર બાઘ બસહા ધરિ આએ તહે.

નાચતી વખતે (ચંદ્રમાંથી) અમૃત ઝરીને પૃથ્વી પર પડશે અને તેનો સ્પર્શ વાઘાંબરને થતાં વાઘ સજીવ થશે અને મારા નંદીને પકડીને ખાઈ જશે.

જટાસેં છિલકત ગંગધાર બહી જાએત હે,
હોએત સહસ્ર મૂશળધાર સંભેટલો ન જાબુ તહે

જટામાંથી છલકાઈને ગંગા વહી જતાં તેની સહસ્ર ધારાઓ ચારે બાજુ વહેવા લાગશે તો સંભાળવી મુશ્કેલ પડશે.

સિરસેં' ખસત્ત સાંપ ધરનિ મહે લોટત હે,
કાર્તિક પોસલ મયુર સે તા ધરી આએત હે.

મસ્તક પરથી સાપ નીચે પડતાં સળવળતો દેખાશે તો કાર્તિકનો પાળેલો મોર એને પકડીને ખાઈ જશે.

થતી' (ભારત સેવક સમાજ) પ્રતિ તેમને પૂરો ચાહ અને વલણ છતાં તે તેમાં રીતસર દાખલ થઈ જાય તેવી સ્થિતિ ન હતી. તો પણ માસિક અમુક રકમ બચાવીને તે સોસાયટીને ચરણે નિયમિત ધરે જ જતા. તેમના એક અંગત મિત્ર ડૉક્ટર દેવ પણ તે પ્રમાણે કરતા. આમ બેએક વર્ષ વીત્યા બાદ ૧૯૧૪માં બન્ને મિત્રોએ સારી આવક જતી કરીને સોસાયટીમાં જોડાવા નિશ્ચય કર્યો. તે માટે ઉમેદવાર તરીકે અરજી કરી. ઠક્કરબાપાની ઇચ્છા હતી કે નોકરીમાંથી અમુક મુદ્દતની રજા મેળવવી. સોસાયટીમાં ઉમેદવાર તરીકે જોડાવાથી તેમનો પગાર ચાલુ રહે, અને કદાચ ઉમેદવારીની મુદ્દત પૂરી થયા બાદ સોસાયટીના સભ્ય તરીકે તેમનો સ્વીકાર ન થાય તો કાયમની પેન્શનવાળી નોકરી ચાલુ રહે અને સોસાયટીને આર્થિક લાભ થાય.

ઠક્કરબાપાની આ દરખાસ્ત ગોખલેજીએ નામંજૂર કરી. તેમણે તો કહ્યું :

'પ્રથમ નોકરીમાંથી રાજીનામું આપી ત્યાંથી તદ્દન મુક્ત થાઓ અને સોસાયટીમાં જોડાવા માટે ઉમેદવાર તરીકે અરજી કરો.' એટલે કે જો ઉમેદવારીની મુદ્દત પૂરી થયે સભ્યપદ માટેની અરજીનો અસ્વીકાર થાય તો ઠક્કરબાપાની સ્થિતિ અતોભ્રષ્ટ તતોભ્રષ્ટ જેવી થઈ જાય! ભારત સેવક સમાજમાં પ્રવેશવા માટે આવી આકરી કસોટી હોય છે તેનો આથી સ્પષ્ટ ખ્યાલ આવે છે.

ઠક્કરબાપા સોસાયટીમાં જોડાવાથી મારા મનને એટલું સમાધાન થયું કે મારી સાથે બોલનારામાં એક જણ તો ગુજરાતી બોલનાર અને સમજનાર ભારત સેવક સમાજમાં છે. ગને તે વેળા 'જોડિયા' તરીકે સોસાયટીમાં લીધેલો, પછી સભ્ય થયો. આજે એને પાંત્રીસ વર્ષ વીતી ગયા છતાં એની એ જ સ્થિતિ છે. આજે પણ ગુજરાતી સભ્યોમાં વધારો થયો નથી.

અમૃતલાલભાઈના સોસાયટીમાં જોડાવા પછી પછાત વર્ગના હિતનું કામ આગળ ધપ્યું. મુંબઈના મોટા ભાગના સફાઈ કામ કરનાર ગુજરાત કાઠિયાવાડના ઢેડ ભંગી હતા. બધા દસ્તૂરી (અઢીસો-ત્રણસો રૂપિયાની લાંચ) દઈને પઠાણ કે મારવાડીના દેવાદાર બનીને ઝાડુ કાઢવાની અને સંડાસ સાફ કરવાની નોકરી મેળવી શકેલા. તેમને તે મોટા વ્યાજના દેવામાંથી મુક્ત કરવાનું કામ હાથ ધરવાનું હતું. સર લલ્લુભાઈ, સર પ્રભાશંકર પટ્ટણી અને સર વિઠ્ઠલદાસનો સાથ શોધી, સહાય મેળવી ઋણમુક્તિ માટેની સહકારી મંડળીઓ ભારતસેવા સમાજે સ્થાપી તે દિશામાં ખૂબ પ્રયત્ન કરેલો.

ડૉક્ટર દેવ અને ઠક્કરબાપા બંને જૂના મિત્રો—દેવ મહારાષ્ટ્રી અને ઠક્કરબાપા કાઠિયાવાડી. બંનેએ ગાંધીબાપુની જન્મભૂમિ પોરબંદરમાં પાંચ વર્ષ નોકરી કરેલી. તે દરમિયાન ડૉ. દેવે ગુજરાતી શીખી લીધું. સાંગલીમાં પણ બંને એક વર્ષ સાથે રહેલા—દરમિયાન ઠક્કર બાપા મરાઠી શીખ્યા. બંને સ્વભાવના દયાળુ અને માયાળુ. એકસાથે ગોખલેના સમાગમમાં આવ્યા અને બંનેએ ૧૯૧૪માં ભારત સેવક સમાજની સાથે દીક્ષા લીધી. ડૉ. દેવ સોસાયટીના મંત્રી નિમાયા અને ગોખલે જે પૂનામાં માંદગીને બિછાને હતા તેમની, કાળજીભરી સંભાળ લેતા.

આ જ સાલમાં અતિવૃષ્ટિ અને કરા પડવાથી યુ. પી. ની વ્રજભૂમિમાં—ગોકુળ, મથુરામાં—ઘાસચારાનો સખ્ત દુષ્કાળ હતો. હું આ કાર્યમાં જોડાયો હતો—મારે માટે આ કામ તદ્દન નવું હતું. બાપા માર્ગદર્શક બન્યા. તેમની કામ લેવાની આકરી રીતનો મીઠો અનુભવ લીધો. કામમાં વ્યવસ્થા, ચોખ્ખાઈ, નિયમિતતા, પૂરેપૂરી કરકસરના

પ્રત્યક્ષ પાઠ બાપા આપતા. મારી સુંવાળી રૈવાસે આ બધું આકરું લાગતું.

ગોખલેના આદેશ અનુસાર આફ્રિકાની લડતમાં જીત મેળવી ૧૯૧૪ની આખરમાં ગાંધીજી હિંદ આવ્યા. ગાંધીજીના નિમંત્રણને માન આપી ગોખલેએ દક્ષિણ આફ્રિકાની મુલાકાત લીધી હતી. તે દરમિયાન ગાંધીજી પાસેથી ગોખલેએ વચન લીધેલું કે એ લડત બાદ તેઓ હિંદમાં આવીને વસશે અને પોતાની સેવા હિંદને અર્પણ કરશે. એ વચનનું ગાંધીજીએ અક્ષરશઃ પાલન કર્યું. એમણે હિંદ આવી ગોખલેના છત્ર નીચે કામ કરવાનો નિર્ધાર કરેલો.

ગોખલે માંદગીને બિછાનેથી ઊઠીને ગાંધીજીને અત્યારના હિંદના દરવાજે (અં. ગેટ વે ઓફ ઇંડિયા)-એપોલો બંદર પર આવકાર આપવા પૂનાથી ખાસ મુંબઈ આવેલા. પેડર રોડ ઉપર શાંતિભુવનમાં નરોત્તમ શેઠને ત્યાં ઊતરેલા. ગાંધીજીનો ઉતારો પણ ત્યાં જ રાખેલો. ગાંધીજીને આવકાર આપવા પાલવા બંદર ઉપર માનવમેદની જામેલી. સરઘસની યોજના હતી. ઠામઠામ ફૂલહાર-તિલક થતાં, ઉતારે પહોંચતાં ત્રણેક કલાક થયા.

ગોખલેની સૂચના મુજબ અમારી સોસાયટીની મુંબઈની શાખાના સભ્યો શાન્તિભુવનમાં ગાંધીજીને મળવા એકત્ર થયેલા. તેમાં શ્રી દેવધર, શ્રી જોષી, ઠક્કરબાપા અને આ લેખક હતા. ઉપરાંત શેઠ પુરુષોત્તમદાસ અને ગોખલે તથા ગાંધીજીના યજમાન શેઠ નરોત્તમ મોરારજી પણ હતા.

ગાંધીજી પાલવા બંદરથી ત્રણ કલાકે ઉતારે પહોંચ્યા. તેમને આવકાર આપ્યો અને ઓળાકારે બધા ઊભા રહ્યા. ગાંધીજીનો વેશ તે વખતે કાઠિયાવાડી દરજીને મળતો હતો. 'ધોતિયું', 'અંગરખું' અને કાઠિયાવાડી ફેંટો, કપાળ ઉપર ચન્દન-કુમકુમનાં તિલક શોભતાં હતાં.

મેં ઠક્કરબાપાને ધીમેથી પૂછ્યું: 'પણ ગાંધીજી ક્યાં?' બાપાએ પોકારીને કહ્યું: 'ચીતલિયા પૂછે છે કે આમાં ગાંધી કેમ દેખાતા નથી!' ગાંધીજીએ કહ્યું: 'કેમ હું ગાંધી નથી લાગતો!' પછી ગોખલેએ ગાંધીજીને સૌનો, સૌના કામનો પરિચય આપ્યો. મારી ઓળખાણ આપતાં ગોખલેએ કહ્યું કે 'ડૉક્ટર મહેતાના એ પરમપ્રિય મિત્ર છે.' બાપુએ પૂછ્યું: 'રંગૂનવાળા ડૉ. પ્રાણજીવન મહેતાના?' ગોખલેજીએ કહ્યું, 'ના, ડૉ. જીવરાજ મહેતાના!'

ગાંધીજીના હિંદમાં આગમન પછી તુરત હિંદ સેવક સમાજના મુખ્ય મથક પૂનામાં ગોખલેના સાન્નિધ્યમાં સમાજના સભ્યોની ખાસ સભા મળી, જેમાં ઠક્કરબાપા પણ હાજર હતા. લગભગ એક સપ્તાહ લગી સોસાયટીના સભ્યો અને ગાંધીજી વચ્ચે વિચારવિનિમય ચાલ્યો. સોસાયટીમાં રહીને, સોસાયટીના થઈને, ગોખલેના છત્ર તળે, હિંદની સેવા સોસાયટીની કાર્યપ્રણાલિ પ્રમાણે કાર્ય કરવા સંબંધી વિચારવિનિમય ચાલતો હતો. ગાંધીજી પોતાની વિચારશ્રેણી અને કાર્યપદ્ધતિ સોસાયટીના સભ્યોને ગળે ઉતારવા મથતા હતા. અઠવાડિયા સુધી ખુલ્લા દિલે સતત વિચારોની આપ-લે થયા બાદ, ન ગાંધીજી પોતાના વિચારો સોસાયટીના સભ્યોને ગળે ઉતારી શક્યા, કે ન પોતે સોસાયટીની કાર્યપદ્ધતિ સર્વાંશે સ્વીકારી શક્યા. આ સમય દરમિયાન ગોખલે પોતે તદ્દન તટસ્થ-અલિપ્ત રહ્યા હતા. છેવટે આ બધી ચર્ચાનો સાર ગોખલે સમક્ષ રજૂ કરવામાં આવ્યો અને પૂનાથી વિદાય લેતી વેળાએ ગાંધીજીએ ગોખલેનો આદેશ માગ્યો. આદેશ મળ્યો: 'એક વર્ષ તમારે દેશસમસ્તમાં ફરી નિરીક્ષણ કરવું, પ્રત્યક્ષ

અનુભવ લેવો ને તે દરમિયાન રાજદ્વારી બાબત ઉપર અભિપ્રાય ન ઉચ્ચારવો.'

ગોખલેને ગાંધીજીએ પોતાના રાજદ્વારી ગુરુ માન્યા છે. ગોખલે સ્વર્ગવાસ પામ્યા—૧૯૧૫ના ફેબ્રુઆરીની ૧૯મી તારીખે. એને આજે ચોત્રીસ વર્ષ વીતી ગયાં છે. હિંદી સમાજનું, રાજ્યનું અજબ પરિવર્તન થયું છે. પૂર્ણ સ્વરાજ પ્રાપ્ત થયું છે. તે સમયે જે પોતાની સરકારનું રાજદ્વારી ધ્યેય હતું તે સિદ્ધ થયું છે, અને તે સિદ્ધિ ગાંધીજીની પ્રણાલિકા અનુસાર થઈ છે. છતાં ૧૯૨૭માં શ્રી જગદીશને પ્રકાશિત કરેલ ગ્રંથ-નામદાર શ્રીનિવાસ શાસ્ત્રી કૃત My Master Gokhale ( મારા ગુરુ ગોખલે ) પુસ્તકની પ્રસ્તાવનાના 'આમુખ'માં મહાત્મા ગાંધીજી આપણા આશ્ચર્ય વચ્ચે નીચે પ્રમાણે લખે છેઃ

જેમને હું 'સારા ગોખલે' કહું તેમના ઉપર માનનીય શ્રી શ્રીનિવાસ શાસ્ત્રીએ આપેલા પ્રવચનનું ને લેખોના આવકારદાયક સંગ્રહનું પ્રકાશન શ્રી જગદીશને કર્યું છે. તેની પ્રસ્તાવના કે આમુખ રૂપે બે શબ્દો લખવાના શ્રી જગદીશને આપેલા આમંત્રણની હું કદર કરું છું; છતા તેમ કરતા મને મુંઝવણ થાય છે. વાચકને મારો દાવો ગમે તેટલો વિચિત્ર લાગે તોપણ મેં તો ગોખલેને મારા રાજકીય ગુરુ કહ્યા છે, એટલે શ્રી શાસ્ત્રી મારા સહ-શિષ્ય થાય. અને ગોખલેના અનુગામી ગણવાનું માન મેળવનાર હું એમનો શિષ્ય ને છતા મમતાળુ સ્વભાવવાળો એમનું સ્થાન સાચવનાર તરીકે હતો ખરો; પણ મેં શ્રી શાસ્ત્રીમાં એ સ્થાન વધારે સારી રીતે શોભાવી શકે એવા શિષ્યનાં દર્શન કર્યાં છે. ને એટલે ગોખલેના શિષ્ય તરીકે મારો દાવો મેં રાજીખુશીથી જતો કર્યો છે. સોસાયટીના સુંદર રીતે ચુંટાઈ આવેલા થોડા સભ્યોને જરૂર હું સંતોષ ન જ આપી શક્યો હોત. જે અતિવિશાળ શક્તિ ગોખલે પાસે હતી અને શ્રી શાસ્ત્રી પાસે છે તે મારામાં હતી નહીં, છે નહીં.

મારે કબૂલવું જોઈએ કે તટસ્થ રહેવાનો ગમે તેટલો હું પ્રયત્ન કરું તો યે શાસ્ત્રીના ટીકાકારને સંતોષવામાં હું નિષ્ફળ જ નીવડવાનો. આથી પ્રશંસકોને મારા પ્રમાણપત્રની જરૂર રહેતી નથી મારે શેને માટે લખવાનું હતું? જેમજેમ હું શ્રી જગદીશનનો સંગ્રહ વાંચતો ગયો તેમતેમ મને ખબર પણ ન પડી કે ગોખલેમાં હું ધ્યાનમગ્ન થઈ ગયો કે શ્રી શાસ્ત્રીમાં.

એટલે આ ઉતાવળી ને રસળતી ટીકા બંધ કરીને બારીકાઈથી વાચનાર ભાઈ—બહેનને હું ચેતવણી આપી દઉં. આગળ આવતાં પાનાંઓમાં તમારાં પોતાનાં મંતવ્યોનો પડઘો શોધવાનું દુરારાધ્ય કાર્ય કરશો મા. એટલું પૂરતું થશે કે લેખક અથવા કહો કે જીવનચરિત્રકારની અને ગુરુની પરદર્શક સહૃદયતા અને દેશભક્તિ આ પાનાંઓ પર અંકિત થયેલી તમે જોઈ શકશો.

મદ્રાસના ટ્રેન માર્ગે
૨૦મી જાન્યુ. ૧૯૪૬ મો. ક. ગાંધી•

*' Whilst I appreciate Shri Jagdisan's invitation to contribute a few words, by way of preface or forword to his admirable collection of the Rt. Hon. Shastri's writings and speeches on Gokhale the Good, as I would call him, it embarasses me. However strange my claim may appear to the reader, I have called Gokhale my political Guru Therefore Shastriar is a fellow disciple. And what a disciple and yet an amiable usurper I was to have the honour of being Gokhale's successor but I found in Shastriar a worthy usurper to whom I made a willing surrender. I could have given no satisfaction to the few well chosen members of the Society. I had and have no gifts

આ અરસામાં (૧૯૧૫) મુંબઈમાં લતે-લતે સ્ત્રીશિક્ષણ વર્ગો સ્થપાતા. સેવાસદન દ્વારા દેવધરદાદાએ મહારાષ્ટ્રી સ્ત્રીશિક્ષણ વર્ગો શરૂ કરેલા. મેં તેમને પગલે ગુજરાતી સ્ત્રીઓ સારુ શિક્ષણ વર્ગો શરૂ કર્યા. તેમાં મને દેવધરદાદાનું તેમ જ ઠક્કરબાપાનું પ્રોત્સાહન હતું.

બાપાને મૂળથી જ પછાત વર્ગો પ્રતિ અનેરો પ્રેમ, એટલે સોસાયટીમાં જોડાઈને ત્રણેક વર્ષમાં એમણે પંચમહાલના ભીલ પ્રદેશને પોતાના કાર્યક્ષેત્ર તરીકે પસંદ કર્યો. દાહોદ મથક રાખ્યું. આસપાસનાં ગામડાંમાં ભીલ બાળકો–બાલિકાઓ માટે શાળાઓ-આશ્રમો સ્થાપ્યાં. સદ્ભાગ્યે શ્રીકાન્તભાઈ અને સુખદેવભાઈ જેવા સરસ કાર્યકરો સાંપડ્યા. પ્રતિદિન પ્રગતિ થતી ગઈ.

ભીલસેવા મંડળ સ્થપાયા પછી એક પ્રસંગે હું તેની પ્રગતિ જોવા દાહોદ ગયો. બાપા સાથે મકાઈના રોટલા ખાધા, આશ્રમ જોયો, શાળા જોઈ અને બીજે દિવસે ગામડાંના આશ્રમો, શાળાઓ જોવા નીકળ્યા. કેટલીક જગ્યાએ પ્રવાસ પગપાળો હતો. બપોરનો સમય હતો. બાપા અને હું એક ગામથી બીજે ગામ જતા હતા. રસ્તામાં મને તરસ લાગી. ગામ હજી ઠીકઠીક દૂર હતું. રસ્તામાં મોટા ખાબોચિયા જેવી તલાવડી આવી. ભેંસો વગેરે જનાવરો તેમાંથી પાણી પીને તૃપ્ત થતાં. બાપાએ મારી તરસ છિપાવવા મને તેમાંથી પાણી પીવા સૂચવ્યું. મને તેની સૂગ ચડી. મેં ના કહી. બાપાએ ખોબો ભરીને આનંદથી તે પીધું. આ શરીર પ્રતિ વૈરાગ્યની પરાકાષ્ઠા!

સને ૧૯૧૯માં કાઠિયાવાડમાં સખત દુષ્કાળ હતો. મુંબઈના ભગિનીસમાજની દસ બહેનો સૌરાષ્ટ્રનાં સ્ત્રી–બાળકોને દુષ્કાળ સંકટમાં સહાય કરવા સંગઠિત બનીને રાજકોટ આવ્યાં. હું તેમને મદદ કરવા તેમની સાથે હતો. તેમની બધી જ વ્યવસ્થા કરવાની જવાબદારી મારી હતી. મેં મારો પડાવ કવિ નાનાલાલને ત્યાં નાખ્યો. કવિ અમને સંપૂર્ણ સાથ આપતા. મેં માર્ગદર્શન માટે પૂ. ઠક્કરબાપાને બોલાવ્યા. તેઓએ આવી નકશો દોરી કામના વિભાગ પાડી પ્રાથમિક તૈયારી કરાવી આપી. પોલિટિકલ એજન્ટ કેનેડી, મદદનીશ પો. એજન્ટ શ્રી હરિલાલ

---

which Gokhale had and Shastriar has in luxurious abundance.

'I confess that however great may be my attempt at impartiality, I must fail to satisfy the critical reader. Fellow admirers need no passport from me. And of whom was I to write? As I began to read Jagdisan's selection, I did not know whether Gokhale absorbed my attention or Sastriar.

'Therefore I would close these hasty and rambling remarks by warning the critical reader against his or her trying the questionable task of discovering in these pages an echo of his or her own views. It should be enough to find in them the transparent sincerity and patriotism of the writer or, shall I say, the biographer and the master.'

On the train to Madras,
20th, January, 1946.
M. K. Gandhi

ગોસલિયા વગેરેએ તેમ જ રાજ્યોના તમામ અમલદારોએ અમને અમારા કામમાં દરેક પ્રકારે મદદ કરી ને સરળતા કરી આપી હતી. મુંબઈના મહેલ્લામાં મહાલતી આ સહૃદય બહેનોએ ગામડેગામડે ફરીને પરદાનશીન ગરીબ બહેનોનાં દુઃખ દૂર કરવામાં તત્પરતા દેખાડી હતી, જેમાં શ્રી અમૃતલાલ ઠક્કર તેમ જ સ્વ. અમૃતલાલ પઢિયાર પણ સામેલ હતા.

૧૯૨૭માં ગુજરાતમાં મહાપૂર આવેલું. વડોદરામાં રેલસંકટ નિવારણનું કામ કરવા હું ગયેલો. હરિજનનું કામ હાથ ધરતાં બાપા મદદે આવ્યા. પરીક્ષિતલાલ જેવા મને મદદનીશ મળ્યા. જાતે જઈને ૩૦ જેટલા હરિજનવાસની સરવે કરી, નુકસાનની નોંધ કરી, ખર્ચનો અંદાજ કાઢ્યો, રાજ્યનો સહકાર સાધ્યો. દીવાન શ્રી. કૃષ્ણમાચારીએ સંપૂર્ણ સાથ આપ્યો. પરિણામે હરિજનવાસ જે હમેશાં નીચાણવાળા ભાગોમાં જ વસેલા હોય છે તેનાં સ્થળો બદલીને ઉપરવાસમાં બાંધવામાં આવ્યાં. રેલ તેમને માટે આશીર્વાદરૂપ નીવડી!

અમારા એક સાક્ષર મિત્રનું કુલીન કુટુંબ દુઃખમાં આવી પડેલું. સ્ત્રીકેળવણીને સહાય કરવી એ ધર્મ હતો. બાપાને મેં તેની વાત કરી. બાપાનો ઉત્તર મળ્યો કે: '...તે મદદની જરૂર ખરી. જો આપવી પડે તો ત્રણ ભાગ તમારા અને એક ભાગ મારો. મારાથી વધારે આપી શકાય નહિ, કારણ મારી પાસે વધારો પડે તે બધો હરિજનો અને આદિનિવાસી માટે જ જવો જોઈએ એ મારો નિયમ છે. હું ઉચ્ચ કહેવાતી કોમો માટે ન આપી શકું.'

તોતેર વર્ષની વયે જ્યારે બાપા દિલ્હીમાં હતા ત્યારે તેમને હરસનું દર્દ ઊપડ્યું. સખત દુખાવો અને રક્ત પડે. જિંદગીમાં કોઈ દિવસ આવા દુઃખ-દર્દની કલ્પના પણ નહીં! તેમને બીતિ લાગી કે હવે પોતે બચશે નહિ. તેમના ભાઈ ડૉક્ટર કેશવલાલ ઠક્કરને મળી લેવાની વૃત્તિ થઈ. કેશવલાલ તે વેળા રાજદ્વારી કેદી તરીકે ભાવનગરની જેલમાં હતા. બાપાએ દીવાન સાહેબ પટ્ટણીને તાર કરી તેમના ભાઈને મુક્ત કરવા વિનવ્યા. ડૉક્ટર કુટુંબ સાથે દિલ્હી પહોંચ્યા.

બાપાએ મધરાતે ઊઠીને દીવો કરીને મારી પાસે એક લાંબો પત્ર લખાવ્યો. પત્રનો સાર એવો હતો કે: 'મેં તને તારી નાદુરસ્ત તબિયતમાં ઘણી વેળા અજ્ઞાનપણે હેરાન કર્યો છે. તેનું ભાન મને હવે મારા હરસના દર્દથી થાય છે. હું તે પાપ માટે દુખી થાઉં છું. ક્ષમા ચાહું છું. વગેરે...' કેવી ને કેટલી સરળતા અને નિર્દોષતા!

મારી જાણ મુજબ બાપાના જૂના મિત્રોમાં શ્રી મોતીભાઈ અમીન, સ્વામી અખંડાનંદ, ડૉ. સુમંત મહેતા અને પૂનાવાળા જે. પી. ત્રિવેદી વગેરે હતા. તેમના અનન્ય ભક્ત હરખચંદ મોતીચંદ શાહ (ચોરવાડવાળા શેઠ) અને લક્ષ્મીદાસ શ્રીકાન્ત કહી શકાય. શેઠ જીવણભાઈ, રામજીભાઈ, હરકીશનદાસ હોસ્પિતાલના પ્રાણ સમા મારા મિત્ર ગોરધનદાસ ભગવાનદાસ વગેરે સમય આવ્યે તેમના શબ્દને ઉપાડી લે છે.

મંગળવાર તા. ૨૯મી નવેંબર, ૧૯૪૯ને દિને ઠક્કરબાપા એક્યાસીમા વર્ષમાં પ્રવેશ કરશે. પૂજ્ય બાપુના પરમ મિત્ર અને સાથી ઠક્કરબાપાને આ અવસરે સમગ્ર ભારતના દીન, દુઃખી, દલિત લાખો લોકો, ભાષણો વગર, પ્રશંસા વગર, લેખો લખ્યા વગર, હારતોરા અને માનપત્રો વગર બાપા માટે પોતાના અંતરની દુવા મૂકપણે ગુજારશે અને આપણે સૌ પ્લેટફોર્મ ગજાવી, પ્રશંસાના પોકારો કરી, દૂરદૂરના દેશોના સંદેશા સંદે-

શાનું વાંચન કરી આપવાને કૃતકૃત્ય થયેલા માનીશું: પણ ગોખલેએ તો જગતમાંથી વિદાય લેતાં જે આખરી સંદેશો આપેલો તે આ છે: 'મારાં જીવનચરિત્રો લખવામાં કે સ્મારકો અને બાવલાં ઊભાં કરવામાં સમય ન ગાળશો, પણ હિંદની સેવામાં સમગ્ર જીવન રેડજો.'

ઠક્કરબાપાએ દેશની પરિસ્થિતિનો પૂરતો અભ્યાસ કરી, અનુભવ લઈ, પોતાની ખાસિયતને બંધબેસતું પોતાનું કાર્યક્ષેત્ર નક્કી કરી, તેમાં ધીમે પગલે ઝુકાવ્યું, કામ વિકસાવ્યું અને વિસ્તાર્યું. ૪૦ વર્ષથી ભારતના દીન, દુ:ખી, દલિત, વનવાસી અને પછાત ગણાતા તમામની સેવા એ એમના જીવનનો શ્વાસોચ્છ્વાસ છે, પ્રાણ છે એમાંથી એમને ખેંચી લો તો એ જીવી નહિ શકે એવા પોતાના કામમાં એ એકતાર છે. ભગવાં કપડાં નહીં પહેરવા છતાં એ સાધુ છે. સત્તા પાછળ તેઓ કદી પડ્યા નથી. પ્રશંસા તેમને પ્રિય નથી. પૈસાના એ પૂજારી નથી. કોઈ વેળા ચિડાઈ જઈ પાછો પ્રેમ વરસાવે છે. થયેલી ભૂલની ક્ષમા માગે છે. એ અત્યારે કોંગ્રેસ સભ્ય નથી એ બિનાથી ઘણા આશ્ચર્યમાં ગરકાવ થાય છે. ૧૯૨૮માં ભગિની સમાજને ઉદ્દેશીને બાપુએ કહેલું કે 'સ્વરાજના ઉચ્ચારણ વગર પણ સ્વરાજ્યની ભારે સેવા થઈ શકે, તેમ કોંગ્રેસમાં જોડાયા વગર પણ દેશની શુદ્ધ સેવા શક્ય છે.' એ હકીકત ઠક્કરબાપાના જીવનથી સ્પષ્ટ થાય છે.

આ શુભ અવસરે મારો આનંદ બેવડાય છે. કારણ ૨૯મી નવેંબર(૧૯૦૪)ના મંગળ પ્રભાતે મને પુનિત પુનર્જન્મ મળેલું. થોડીક ક્ષણમાં ગોખલેએ મારા સુષુપ્ત આત્માને જાગૃત કર્યો. મારા અંતરમાં જ્યોત જગાડી. એ પ્રસંગના ઉદ્ગાર આ હતા–'...Let me be what I am. I don't want to show myself better. હું જેવો છું તેવો મારે દેખાવું છે. વધારે સારા હોવાનો દેખાવ નથી કરવો.' એટલે કે ગાંધીજીના શબ્દોમાં –કૃત્રિમતાનો ત્યાગ–અને ૧૯૦૪માં દેશની પરિસ્થિતિનું દર્શન કરાવતાં તેમણે કહ્યું: 'જગતના પટ ઉપર ભરતખંડ મનુષ્યસંખ્યાના પ્રમાણમાં બીજે નંબર છે. પહેલો નંબર ચીનનો છે. આમ હોવા છતાં બીજા દેશના મૂઠીભર માણસો કરોડોની ઉપર રાજતંત્ર ચલાવે છે એમ કેમ? આનો ઉકેલ શોધવો જોઈએ. તેના સંશોધન માટે ઊંડો અભ્યાસ, બારીક અવલોકન અને ચિંતન આવશ્યક છે. તે વગરનું બધું વૃથા છે. હિંદના સરેરાશ પ્રજાજનની દુનિયાના દરેકોઈ પ્રગતિશીલ પ્રજાજનની સરખામણીમાં સ્થિતિ શી છે? સ્થાન શું છે? ચારિત્ર્યમાં, આરોગ્યમાં, હુન્નર-ઉદ્યોગમાં, વિદ્યાકળામાં, બુદ્ધિશક્તિમાં, નિયમનમાં, ત્યાગમાં કે તપશ્ચર્યામાં બધી બાબતમાં આપણું સ્થાન શોધી કાઢી, રોગોનું નિવારણ કરવાના પ્રયત્નો હાથ ધરવા માટે સંખ્યાબંધ બુદ્ધિશાળી, ચારિત્ર્યવાન યુવાન–યુવતીના સર્વસ્વ સમર્પણની દેશને જરૂર છે. પોતાપણાનો, અહંતાનો, કીર્તિનો લોભ તજવો જોઈએ. કેવળ કર્તવ્યમાં મચ્યા રહેવાની ધૂન જોઈએ અને આ બધું ઘડી બે ઘડી નહીં પરંતુ જીવન પર્યંત; અને છતાં યશની અપેક્ષા આ જગતમાં આપણે ન રાખી શકીએ, ન રાખવી જોઈએ.'

પૂજ્ય બાપા ગુરુજી ગોખલેના આદેશને અક્ષરશ: અનુસર્યા છે. એમના ઉપર ઈશ્વરના આશીર્વાદ ઊતરો. ગુજરાત આવા હાથ પર લીધેલા–એક કાર્યમાં એકનિષ્ઠાથી ઓતપ્રોત થનાર અનેક ઠક્કરબાપા ઉત્પન્ન કરો!

તા. ૪–૧૧–'૪૯

★

પ્રથમ બેસી જાય છે. મને લાગે છે કે આમ કરવામાં એકબીજાની એકતાનો સાદ છે. એકબીજાના સ્થાન ઉપર એ દરેકનો સરખો જ હક્ક છે. વરની પહેલાં બેસી જવાનું કન્યાનું લક્ષણ એવી કંઈક સૂચના કરે છે કે: 'સ્ત્રી જાત હમેશ નાજુક પ્રકૃતિની અને કોમલાંગી હોય છે. તેના હિસાબે પુરુષ બળવાન છે. માટે ભાવિ જિંદગીના હરકોઈ પ્રસંગમાં પ્રથમ અર્ધાંગના ધર્મપત્નીનું સ્થાન પતિએ નિર્માણ કરી તેને સન્માનવી જોઈએ! લૌકિક વા ધાર્મિક દરેક કાર્યમાં સ્ત્રીનું અગ્રસ્થાન એ શક્તિપૂજનું મંગલાચરણ છે. ને તેમ જો થાય તો જ કાર્યની સફળતા છે!'

સ્ત્રીજાત સ્વાભાવિક રીતે માનની અપેક્ષાવાળી હોય જ છે, તેથી તેને સાહિત્યસજ્ઞોએ 'માનિની' એવું ઉપનામ આપ્યું છે. આ ચેષ્ટામાં માનિની શબ્દને ખરેખરો ન્યાય આપવામાં આવ્યો છે.

(૧૬) વર અને કન્યાની છેડાછેડી બાંધવી: આ ચેષ્ટામાં આજથી બન્નેનાં શરીર અને મનની એક ગાંઠ છે, જે યાવત્ ચંદ્રદિવાકરૌ છૂટનાર નથી એવા ભાવિ જીવનનો સજ્જડ પુરાવો વ્યક્ત થાય છે. સંસારના અટપટા વિષમ સંયોગોમાં ય એકબીજાથી અલગ નહીં રહેતાં દૂધ અને પાણીની પેઠે એક જ બની રહી આ જીવનરથ હંકારીશું એવી પ્રેક્ષકોને ખાતરી આપે છે. તેમ જ અર્ધા શરીરે કોઈ પણ કાર્યની અકસીર સફળતા નથી તેથી અમે સર્વત્ર ઓતપ્રોત બનીને જ વિચરીશું એવો મૂગો કોલકરાર પણ જોઈ શકાય છે.

છેડાછેડી બાંધી પતિ–વરની પાછળ પત્ની–કન્યા ચાલે છે. પણ કયારેય પતિની આગળ પગલાં ભરી જતી નથી. આ ચારુ ચાલમાં ગુરુ અને શિષ્યાનો ભાવ છે, અથવા ભગવાન અને ભક્તની જોડી છે, અરે, રામ અને સચિનનું સુંદર ચિત્ર છે! આવાં તખલ્લુસ નામોમાં આગળ–પાછળ રહેવાની યોગ્યતા કોની હોય એ સ્પષ્ટ જણાય તેમ છે આ ચલનમાં જ શિષ્ટાચાર અને સભ્યતાનું સંપૂર્ણ દર્શન નથી થતું?

સ્ત્રીને અપનાવ્યાથી પુરુષ જમણા ડાબા અંગથી આખો બની જાય છે. મીણની પેઠે બન્ને પડખાં ચપોચપ મળી જઈ કશો ય આંતરો રહેતો નથી. છતાં સ્વાભાવિક રીતે જે કંઈ બને છે તે યથાર્થ જ હોય છે. સામાન્યપણે નિહાળતાં હમેશાં પુરુષશરીર પ્રથમ જમણો પગ ઉપાડીને ચાલે છે ને સ્ત્રી ડાબો પગ ઉપાડે છે. હવે જમણું અને ડાબું અંગ આજે ભલે કુદરતમાતાએ એક કરી આશીર્વાદ લીધો, પણ જમણા અંગવાળો પગ અર્થાત્ વર તે આગળ હોય અને ડાબા અંગવાળો પગ એટલે કન્યા પાછળ રહે એવો કોઈ ભાવ એમાંથી નીકળે છે. વળી પુરુષ અને પ્રકૃતિ(સ્ત્રી)ની ગતિમાં પુરુષે જ પ્રકૃતિને ચૈતન્ય આપ્યું છે. પ્રકૃતિ તો મૂળે જડ છે. એટલે ચૈતન્યદાતાનું સ્થાન આગળ હોય અર્થાત્ પુરુષ આગળ ચાલે અને પ્રકૃતિ–માયાની પ્રતિકૃતિ સ્ત્રી પાછળ રહે એ અધિકારની દૃષ્ટિએ અદલ છે.

સાથેસાથે ઉપવીત સંસ્કાર તરફ પણ કંઈક ઉપલક દૃષ્ટિ નાખી લઈએ.

(૧૭) જે બાળકને માથું મુંડાવી જનોઈ આપવા તૈયાર કરેલ હોય તેને બડવો કે બટુક તરીકે સંબોધાય છે, પણ જનોઈ પરિધાન થયા પછી તેને એ નામથી હરગીજ ન ઉચ્ચારાય! કારણકે સંસ્કાર પામ્યા પછી એ કુદરતમાતાની કૂખમાં ગેલ કરતું બાળક દ્વિજ અર્થાત્ બ્રાહ્મણ બનવાની ભૂમિકા ઉપર ચઢે છે.

(૧૮) ઉપવીત આપ્યા બાદ પુત્રને વિદ્યાર્જન માટે કાશી તરફ પ્રયાણ કરવાની

ચેષ્ટા કરવામાં આવે છે અને તરત જ સિને માના રૂપેરી પડદામાં નાચતા ચિત્રની માફક મામાના ખંધોલે બેસાડી વાજતેગાજતે સ્વગૃહે લઈ જવાય છે આ સંસ્કારને સમાવર્તન કહે છે તેનું રહસ્ય આધુનિક કેળવણીની સંસ્થાઓ પ્રચલિત થવાથી તદ્દન ઊડી ગયું છે

પ્રાચીન કાળમાં ગુરુકુળમાં વિદ્યા પ્રાપ્ત કરવા માટે કેટલું બધું ગૌરવ ગણાતું કેટલે દરજ્જે કઠિનતાને ઓળંગી આત્મજનોનો દીર્ઘકાળ વિરહ સહન કરવો પડતો, વગેરેનું દિગ્દર્શન થતું આર્યોના ભવ્ય સંસ્કારોનું કુમળી વયમાં કેવું સુંદર રીતે સીંચન થતું હતું તેનો અહીં કંઈક ખ્યાલ આવે છે જ્યારથી સૌ વિદેશી ઢબના વિદ્યાલયોમાં રસ લેતા થયા ત્યારથી જ ગુરુનું ગૌરવ અને શિષ્યનો સેવાભાવ નષ્ટ થયાં છે

આ પ્રસંગમાં મામાને સંપૂર્ણ આદર આપી સન્મુખ કરેલો છે તેનું કારણ એ જ છે કે, બહેનના સંતાન ઉપર મામાનું હૃદય પ્રેમ વા મમતાથી સદા ભરેલું હોય છે ખરેખર, આ ટાંકણે મામો જ ભાણેજના લાંબા કાળના જ્ઞાનવૈરાગ્યથી વિભૂષિત થયેલા માનસને અનેક પ્રલોભનો આપી સંસારમાં તેનાં માતપિતાના આધારાર્થે જોડે છે, ગૃહસ્થી બનાવવા બુનિયાદી તાલીમ પામેલી કન્યાને શોધી બહેનનું કુળ અજવાળે છે જેમ પિતા પુત્રને આદર્શ બનાવવા એષણા રાખે છે તેમ મામો પણ બહેનનું વંશવૃક્ષ ઓજસવંતુ જોવા માટે આતુર હોય છે એ અનુભવસિદ્ધ વાત છે

(૧૯) મુંજની કટીમેખળા:—ઉપવીત પરિધાન કરાવવા અગાઉ બટુકને મુંજનો કંદોરો પહેરાવાય છે જેનો હેતુ એ છે કે ઉપવીત અપનાવ્યા પછી બાળકે મન, વાણી ને કર્મથી સતત બ્રહ્મચર્ય પાળવાનું છે કેમકે આ વ્રત અખંડ પાળ્યા વિના યથેચ્છ જ્ઞાન અને સંગીન કાયા પ્રાપ્ત થતાં નથી બાળકના કાચા વીર્યનું ક્યારેય સ્ખલન થવા ન પામે ને ઓજસ દિન પર દિન વધતું રહે તે માટે કમરમાં મુંજની દોરી પહેરાવવાનો મહિમા છે મુંજમાં સ્વાભાવિક શીતળતા અને ધાતુસ્તંભનનો ગુણ હોવાથી બાળકની કામોત્તેજક સંસર્ગથી વા સ્વપ્નદોષથી રક્ષા કરે છે આજે પણ ત્યાગી-સંન્યાસીઓ તથા બ્રહ્મચારી લોકો એ મુંજને આગ્રહપૂર્વક અપનાવે છે, તેનું કારણ મુખ્યત્વે વીર્યરક્ષા જ છે

(૨૦) ફુલેકું:—આ રિવાજ જનોઈમાં લૌકિક દૃષ્ટિએ ખાસ પળાય છે બટુકનું મનરંજન કરવા તથા આત્મજનો વા સ્નેહી વર્ગના મીઠાભાવને અનુમોદન આપવા આ પ્રથા પ્રચલિત છે બટવો યા બટુક એ એક નિષ્કલંક નિર્દોષ રમણીય પુષ્પ છે, તેના જીવનનો અલૌકિક પરિમલ દરેકને એકસરખો મુગ્ધ કરે છે, તેથી આવા અનુપમ પણે મઘમઘતા ફૂલ-પુષ્પને ઠાઠમાઠથી શણગારી અશ્વારૂઢ બનાવી જાહેર જનતામાં ફેરવવું એ એક અનેરા આનંદ વા પ્રેમની પરાકાષ્ઠા જેવું દૃશ્ય છે આ પ્રબંધને સૌ ફૂલ ઉપરથી ફુલેકું કહે એ ખરેખર ભાવસૂચક છે જો આપણે ફુલેકાને 'બાળકરૂપી નવા ખીલતા પુષ્પનો મહોત્સવ' કહી હૃદયમાં સ્થાન આપીએ તો ખોટું શું ?

★

# કચડાયેલાં

•

## શ્રી અતુલ જોષી

વહેમ ને શંકાએ હિંદુ સંસારમાં એટલી બધી ઊંડી જડ ઘાલી છે કે એક વખત માન્યતા પ્રચલિત થઈ કે વહેમનું પોષણ મેળવતી એ ક્યાં જઈ અટકશે તેની કોઈને ખબર ન પડે! કોણ જાણે કેટકેટલાં સત્યોને આ જાળાંઓએ ઢાંકી દીધાં હશે! આ વાર્તા એક રીતે ગહન તત્ત્વ ઓઢીને બેઠી છે. દાખલાની બીજી બાજુ પણ જોવાની આપણે દરકાર કરીએ તો!

ગામથી થોડે દૂર આવેલી પડદાશિક્કની બેઠેલા ઘાટની ટેકરીઓની કંઈક પાસે મોટું તળાવ છે. ચોમાસા સિવાય ક્યારે ય તેમાં પાણી દેખાતું નથી. આખો પટવિસ્તાર બાવળ-બોરડીનાં ઝાંડોથી છવાયેલો છે. વર્ષાવખતે બાવળ પર આવતાં ઝુમ્મર જેવાં નાનાં-પીળાં ફૂલો સિવાય આખા પટમાં કાંટાની જ વસ્તી હોય છે. તળાવના ઢાળ-પડતા ભાગની મધ્યમાં આવેલ માટીના એક ટેકરાને ઘણા વખત પર પથ્થરોથી ગોળ ફરતો બાંધી લેવામાં આવ્યો હતો. હમણાં તો પથ્થરો બધા ઊખડી ગયા છે ને માટીનો એ ગોળમટોળ ટેકરો છોલાયેલી નારંગી જેવો જ લાગે છે. ઉપર ઊગેલાં ઝાડોનાં નીચે ગયેલાં મૂળિયાં હવે પથ્થરો ઊખડી જતાં સ્પષ્ટ દેખાય છે–જાણે છાલ ઊખડી ગયેલ નારંગી પરની સફેદ ઝીણી રેખાઓ! સ્પષ્ટ પણ એટલી જ!

પણ આ સૂનકારથેયો વેરાન સૂકા પ્રદેશ-ને વધુ સૂનું બનાવનાર તો મરી પરવારેલા રાજકુટુંબના નબીરાઓની જૂની છત્રીઓ, તેની છાયામાં ઊભેલી સતીની દહેરીઓ, કે અહીંતહીં નજરે પડતા ભૂતકાલીન શૌર્ય-પ્રસંગોની ઘીજી ગયેલી કીર્તિગાથા જેવા પાળિયાઓ જ છે. વાતાવરણના સપાટાઓ સહન કરી કાળી પડી ગયેલી મુસ્લિમ સંત-ફકીરોની ઘૂંટીછવાથી કબરો પણ શૂન્યતાની ભેંકાર ભવ્યતાને શોભાવવામાં સુંદર ફાળો આપી રહી છે. સાંજવેળા આ બધું જોતાં એવું જ લાગે કે નાનાં છોકરાંની કુતૂહલવૃત્તિને સંતોષવા કોઈ બુઢ્ઢાએ પોતાની ઝાંખી એવી સ્મરણસૃષ્ટિ પરથી જાણે પડદો સરવી દીધો છે!

પણ એ બધું જ તળાવના આખા વિસ્તારમાંથી મળી આવતાં જાળાં-ઝાંખરાં જેટલું જ ઝાંખું ને ખોખડધજ ખંડિયેર જેવું છે. તાજા જ કોઈ દેવલોક પામેલ રાજવીની છત્રડી અલબત્ત પીળા પથ્થરથી બાંધેલી સુંદર હાલતમાં જ છે, પણ બાકીના પર તો કાળ પોતાનાં કુદરતી શસ્ત્રોની સહાયવડે પૂરેપૂરા સપાટા લગાવી ચૂક્યો છે. અત્યંત જૂની છત્રડીઓના તૂટી પડેલા ઘુમ્મટો, કમાનના જુદા પડી આવતા વાંકા મોટા પથ્થરો ને અહીંતહીં ઢળી પડેલા હજી ય કંઈક જૂની કારીગરીનો ખ્યાલ આપતા થાંભલાઓ જાણે 'નિર્જીવ...નિર્જીવ'નો જ આર્તનાદ કરી રહ્યા છે. પ્રવેશદ્વારો પર ઊભેલા પહેરેગીરો પણ પોતાના માલિકોની જાહોજલાલીને નષ્ટ થતી જોઈને જ કદાચ સ્તબ્ધતાથી પથ્થરરૂપ બની ગયા છે!

આડાઅવળા પડેલા પાળિયાઓ અને સતીઓની શિલાઓ પર ઝાંખું પડેલું કોતર-કામ દેખાય છે. સૂર્યચંદ્રની ઝાંખી પડેલી છાપ સાથેના જુદા પડી આવતા પાળિયા, ને સતીના હાથની નિશાનીથી ઓળખાઈ આવતી શિલાઓના નીચેના અર્ધ ભાગમાં છપાયેલા–કોતરાયેલા અક્ષરો બો કે આશુરક

ટાંકણાંથી કંડારેલા હોઈ પહેલાં એ વળાંક-વાળા તો હશે જ. પણ તે પાછળથી પણ વાતાવરણે વચ્ચેવચ્ચેથી કાચી કાંકરી ખેરવી નાખી તેમને અનેરા વળાંક આપેલ છે. પીળા પથ્થરો સાથે ભળી જતાં ભમરીઓનાં પીળાં વાંકાં ઘરો ને તેથી ઊપજતા નવા વળાંકો તો ઇજીપ્તની જૂની લિપિ ઉકેલતા ભાષાવિદોને પણ ભ્રમમાં નાખી દે એવા અટપટા છે.

આ બધા પથરાયેલા સૂનકારના સામ્રાજ્યમાં બકરીઓનો બેં...બેં...અવાજ નિર્જીવ પથ્થરો પર કંઈ પણ અસર ઉપજાવ્યા વગર જ એ વિસ્તરેલા વાતાવરણમાં લય પામી જાય છે. સૂકાં ઝાંખરાંમાં પણ કંઈક શોધી કાઢવા, કો ધૂની પુરાતત્ત્વવેત્તાની અદાથી ગપેડાઓ પણ ત્યાં મેદાનમાં ફરતા નજરે પડે છે. ઊંચી ડોક સંભાવી ખારીમીઠી ઝારના પાંદડાં ચાવતાં ઊંટ પણ ક્યારેક નજરે પડે છે.

ધોમધખતા બપોરે એ વિસ્તારમાં મેલી જૂની સપાટોથી ખસરપસર ચાલતી છાણાં વાળીઓ પણ કમર પર સૂંડલા ઉપાડી ફરતી જોવામાં આવે છે. વદન નાની છોકરીઓથી માંડી યુવતીઓ ને ઉપરની દુનિયાની વસાહતના વધારામાં કામ લાગે એવી ડોસીઓ પણ ત્યાં મળી આવે છે. શરૂઆતમાં આવનારના માથા પર પાણીનું માટલું હોય છે. ઝાડને છાંયડે તે મૂકી, છાણની શોધમાં તે મેદાનમાં ભટકવા નીકળી પડે છે. સાંજ પડતાં એકઠું કરેલું છાણ જુદા રાખેલા ઢગલામાં નાખવામાં આવે છે. તેની વચ્ચે ખાડો કરી તેમાં પાણી રેડી બીજા દિવસ સુધી પડી રહેવા દઈ બધાં ચાલ્યાં જાય છે.

નમતા બપોરે ગામના ગાય-ભેંસોનાં ધણો સીમમાંથી પાછાં વળી થોડો સમય આ તળાવમાં ગાળે છે. ધીમી ચાલે ચાલતાં પશુઓની ડોકમાંની ટોકરીઓનો મીઠો તાલભર્યો રણકાર એ ભૂતકાળના શૂન્યતાભર્યા વાતાવરણમાં વર્તમાનની ચેતનાનો મીઠો સૂર સરકાવી જાય છે. છત્રીઓની છાંયમાં ઓટલે બેસી ગોવાળિયાઓ ક્યારેક એ વિષાદભર્યા ઘુમ્મટોમાં ઉલ્લાસગીતો ભરી જાય છે.

તે દિવસે ઇદગાહનો મેળો હતો. ગોવાળિયાઓએ રજા પાડી હતી. છાણાંવાળીઓએ પણ પોતાનું હમેશનું એકધારું કામ બંધ રાખ્યું હતું. આખા તળાવના પટમાં બપોરની આગ વરસતી હતી. વરસાદનો વખત પણ હવે બહુ દૂર ન હતો. ગયા વર્ષની વર્ષાનાં સ્મરણો પણ હવે ભુલાઈ ગયાં હોવાથી ધરતી હવે નવાં સીંચણ માગતી હતી.

નજર ફેરવતાં ક્યાંય કોઈ દેખાતું ન હતું. કાન સરવા કરતાં કોઈ પણ સપાટના ખસરપસર અવાજનો અણસારો સુધ્ધાં જણાતો ન હતો. પણ આ બાજુ પડુંપડું કરી, 'હવે તો આવતે વર્ષે' કરી રહી ગયેલી જૂની છત્રીઓના સ્થાન તરફ ફરતાં કંઈક ચેતનમય લાગતું હતું.

પડવાના જ આળસે જાણે ઊભી રહેલી એક છત્રીની છાંયમાં, પોતાના ઓઢણાને ગોળ વાળી ઓશીકું કરી, એક અઢારેક વર્ષની યુવતી બેધ્યાનપણે સૂતી હતી. ભૂતકાળનાં જડ અવશેષોમાં તેને કંઈ ભય જેવું લાગ્યું ન હતું. પાસે જ તળિયું તૂટેલી લોઢાની તગારી પડી હતી. એ તૂટેલા તળિયાને કરંડિયાના ઢાંકણાથી છાઈ દેવામાં આવ્યું હતું. આજે તેમાં છાણ ન હતું, આજે બીજું કોઈ સાથે કામ કરનાર ન હતું તેથી કે બીજાની મરજીથી ધકેલાઈ પોતે આવી હતી તેથી ગમે તેમ પણ આજે તે કામ ન કરતાં ધૂંધવાઈને જાણે સૂતી હતી, ઊડી ગયેલા રંગનો છાતી પગનો ઝાંખો કબજો પાછળથી બહુ કસકસાવીને બાંધેલ હશે, એમ ઉપરથી

જોતાં જ લાગતું હતું, વાળી લીધેલો ચણિયો કમરે ખોસેલો હતો. બાજુએ ઢળી ગયેલા એક પગમાંથી સપાટ નીકળી જઈ નીચે પડી હતી. બીજા પગમાં બીજી હજી પહેરેલી જ હતી.

માત્ર સ્તંભોથી આધારેલ ઘુંમટવાળી ખુલ્લી છત્રડીમાં પવનને મસ્તપણે વિહરવાની છૂટ હતી. ઘુંમટના ખૂણામાં ઊંચે લટકતાં ચામાચીડિયાં શાંત થઈ પડ્યાં હતાં.

સર્વત્ર ગરમીની દાહકતા હતી, પણ થોડી જ વારમાં વાતાવરણ પલટાઈ ગયું. એકદમ પવન ફુંકાવા લાગ્યો. જમીન પર વેરાયેલાં સૂકાં પાંદડાં ફરરરર... દઈને દૂરદૂર પવનની પાંખે રમવા નીકળી પડ્યાં. પહેલાં ઠૂંઠાં જેવાં અચેતન ને નંખાઈ ગયેલાં લાગતાં ઝાડો હવે ઓચિંતાં ડોલવા લાગ્યાં. કાગડાઓએ પણ પોતાનો ગોકીરો શરૂ કરી દીધો. તળાવની હદ પાસેથી પસાર થતા ગાડામાર્ગના ચીલામાંથી પિસાયેલી ધૂળ ગોળગોળ ફરતી ઊંચે ચડવા લાગી. અરીસા પર વરાળની છારી વળે ને તે ઝાંખો બને તેમ સૂર્ય પણ કંઈક ઝાંખો બનતો જતો લાગ્યો. ગગનને અંધારતી આંધી ચડતી હતી.

ભુલી પડેલી ગાય કોણ જાણે ક્યાંથી આવી ભાંભરવા લાગી. ઘડી પહેલાં ધરતી જેના માટે ઝંખતી હતી તે વરસાદનાં બધાં ચિહ્નો આમ ઓચિંતા એકીસાથે દેખાવા લાગ્યાં. તળાવના બીજા કાંઠા તરફથી જાણે પેલી ટેકરીઓમાંથી ઊતરી આવી હોય તેમ બે ત્રણ ભેંસો દેખાવા લાગી તેમની પાછળ જ ઉતાવળી ચાલે ચાલતો કોઈ ભરવાડ જેવો યુવાન મોટી ડાંગ હાથમાં લઈ આવતો જણાયો. સરસ રીતે બાંધેલા ફેંટા પર તેણે ભરત ભરેલ મોડિયું બાંધ્યું હતું. કમર સુધી આવતો ટૂંકો ઘેરદાર કેડીઓ, ગુલાબી દોરાની સિલાઈથી સુંદર લાગતો હતો. નીચે સળ પાડેલી ઘેરદાર ને પછી તદ્દન સાંકડી એવી ઈજાર પહેરેલી હતી. તેની નાડીનાં ગુલાબી રંગનાં ફૂમતાં ઉતાવળા ચાલતા પગો સાથે અટવાઈને રમતાં હતાં.

વરસાદ તૂટી પડશે એમ લાગતાં કદાચ તે ઉતાવળે ચાલતો હશે. પોતાનાં નવાં કપડાં ભિંજાય તેની બીક પણ કદાચ તેને હશે જ. સૂસવતા પવનના સપાટામાં, ચડી આવતી ધાડની ખબર દેતા બૂંગીયાના અવાજનો પયગામ હતો! ને ખરેખર વરસાદની ધાડ આવી જ પહોંચી! ઉપરથી સીધી ઊતરી આવતી પાણીની સેરોને પવન વાંકી કરી નાખતો હતો, તોપણ સેરો તો એ જ જોસથી વીંઝાયે જતી હતી.

પેલો ભેંસોવાળો યુવાન તો તરત જ દોડીને બાજુની છત્રડીમાં આશરા માટે ચડી ગયો, બહુ ઝડપ કર્યા છતાં તેના પર વર્ષાછાંટણાં તો થયાં જ હતાં, નાડીના ફૂમતાનો કાચો ગુલાબી રંગ તેની ઈજાર પર ગુલાબી ધાબાં કરી ગયો હતો.

તે યુવાન ઉપર ચડ્યો તો ખરો પણ અંદર ન જતાં ખચકાઈને કિનાર પર જ ઊભો રહ્યો. પેલી યુવતી પવનના પયગામથી ચમકીને જાગી જઈ ભયભીત બની ઊભી થઈ ગઈ હતી, ત્યાં આ યુવાન ઓચિંતો કૂદકો મારી ઉપર ચડી આવ્યો એટલે વધુ ડરી ગઈ. થોડીવાર તો કોઈ કંઈ બોલ્યું નહિ. બંને એકબીજાની મુશ્કેલી ને જરૂરિયાત સમજતાં હતાં. પવનથી તીરછસ થઈ જતી વર્ષાસેરો પેલા યુવાનને થોડો અંદર ધકેલવા મથતી હતી.

હમણાં જ શમી જશે આ વાયરો ને બંધ પડી જશે વરસાદ, એવી આશાએ ઊભેલાં બંનેની ઇચ્છાને ધૂળ મેળવતા વરસાદ ને વાયરો સંગઠિત થઈ વધુ મજબૂતીથી મારો ચલાવતા હતા. વીજળીએ પણ

ઝબકારો કરી પોતે આવી પહોંચવાની મશાલ-ચેતવણી આપી-ખરા બપોરે જાણે મધરાતનું વાતાવરણ બન્યું હતું!

વીજળીના ઝબકારા પેલી યુવતીને વધુ ભયભીત બનાવવા પૂરતા હતા શું કરવું તે તેને સૂઝતું ન હતું. ત્યાં એક વધુ ઝબકારો થયો ને તેણે ઊભેલા યુવાનને બરાબર જોયો. ને તેને થયેલો આનંદ તેના બોલાયેલા શબ્દો દ્વારા જ બહાર પડ્યો

તે બોલી 'જેસાભાઈ!' ને તરત જ પાસે આવી તેણે યુવાનના હાથ પકડી લીધા ઘડીભર હેબતાઈ ગયેલો યુવાન તરત જ સ્વસ્થ થઈ ગયો

'અરે ગલકીબેન, તું?' તરત જ તે આશ્ચર્યથી બોલી પડ્યો. તેની મુંઝવણ દૂર થઈ ગઈ.

જેસો પેલી ટેકરીઓની પાછળ થોડે જ દૂર વસેલા ગામનો યુવાન હતો બીજા ધંધા કરતાં તે લોકોની વેચસાટ ને ફેરબદલીમાં જ વધુ ફાવતો ને ફક્કડ થઈને ફરતો. ગલકી ને તેની મા પણ પહેલાં એ જ ગામમાં વસતાં પણ પાછળથી તેની માને અંગત કારણોને લીધે ગામ છોડવું પડેલું ગલકીને જેસો તો ખૂબ સાથે રમેલાં એટલે એક બીજાને ઓળખતાં

'તો તું અત્યારે ક્યાં કેમ ગલકી?' જેસાએ વળી પૂછ્યું

જવાબમાં ગલકીએ છાણની ટોપલી બતાવી.

થોડીવાર બન્ને શાંત રહ્યાં

'આજ તો વરસાદ અચિંત્યો તૂટી પડ્યો હો!' ગલકી કંઈક બોલવા ખાતર જ જાણે બોલી.

'હં, શરૂઆતનો વરસાદ આટલો આકરો તો હોય નહિ, પણ આજ તો જુદું લાગે છે' જેસો બહારનું તોફાન જોઈ બોલ્યો.

વળી થોડીવાર બન્ને શાંત રહ્યાં

વરસાદ તો ચાલુ જ હતો પવન પણ તેજ ચાલતો હતો. વીજળીનો ઝબક-વિસ્તાર વધ્યો હતો

'જેસાભાઈ, પેલો તમારો રૂપિયો તો હજી યે દાબડીમાં પડ્યો છે હો સાચવેલો!' ગલકી વળી કંઈક જૂની વાત યાદ કરતાં બોલી.

'સાચે જ ગલકી? કેટલોય વખત વહી ગયો, નહીં? બોલી રાખી પુનેમના આલ્યો' તો તને, તી હજી નથી વાપર્યો?' જેસો આશ્ચર્ય પામતાં બોલ્યો

પણ તેનો જવાબ ન આપતાં ગલકીએ તેના જમણા હાથના કાંડા પરની રક્ષા જોઈ કહ્યું 'હજી યે બાંધી છે ને આ રાખડી!'

'હા, એ તો દિવાળી પર છોડવી હતી પણ ભુલાઈ ગઈ એટલે હવે કોણ છોડે?' જેસો બોલ્યો

પણ પછી આગળ વાત ન ચાલી ક્યારે અહીંથી છૂટાશે એ વિષે જાણે બન્ને વિમાસતાં ઊભાં જેસો પોતાની લાકડીની મૂઠ બે હાથમાં પકડી, તે પર દાઢી ટેકવી, વર્ષા, વાયરો ને વીજની ત્રિવિધ રમત જોતો ઊભો હતો વરસાદ ન અટક્યો, ન ઓછો થયો વટોળિયાથી શરૂ થયેલો વાયરો એમ જલદી જાય તેમ ન હતું ને આકાશીવીજ તો અંધારાને વધુ ને વધુ અજવાળતી ડાકણ જેમ હાસ્ય કરતી હતી પાણીની છાંટથી બચવા જેસો ને ગલકી જરા અંદરની બાજુ ઊભાં

ત્યાં તો ઉપરથી કાંકરી ખરતી હોય એમ લાગ્યું ઓચિંતુ ચમકીને ઉપર જોતાં જેસાની આંખમાં ખરતો ચૂનો પડ્યો ને તે આંખ ચોળવા લાગ્યો અને ગલકી ને તે સમજે ને ચેતે તે પહેલાં તો આવા જ કોઈ સહકારની રાહ જોતા, પડવાની આળસે

ઊભેલ ઓખડખજ ખંડિયેરને ઘુંમટ નીચે તૂટી પડ્યો. ક્ષણ પહેલાં ચેતી ગયેલ ગલકીના હાથ જેલાના હાથ પર ચોંટ્યા, ને ચીસ નીકળી ત્યાં જ જાણે ઘુમ્મટના ઘોર અવાજમાં દબાઈ ગઈ!

વર્ષા એ જ મદમાં ઘેલી હતી. વાયરો મસ્તાન હતો. 'શું થયું જોઉં તો ખરી' કરતી વાતાવરણને વધુ અજવાળતી વીજળી ડોકિયું કરી ગઈ. કોઈને કંઈ પડી ન હતી. દૂર ઊભેલ ત્રણેક ભેંસો ઘડીક પહેલાં ઊભેલ ઈમારતને એકદમ જમીનદોસ્ત થયેલ જોઈ હેબતાઈને જોઈ રહી.

*

બીજે દિવસે સવાર થયું ત્યારે જ કાલ બપોરનું અંધારાયેલું વાતાવરણ કંઈક અજવાળાયું. કાલના સૂકા ખાવા ધાતા તળાવના ઢાળપડતા ભાગમાં આજે પાણી ભરાયું હતું, ને બધી જમીન ભીનીભીની લાગતી હતી. રાત વચ્ચે બીજાં યે કેટલાંક ખંડિયેર ગબડી પડ્યાં હતાં.

તડકો ચડવા લાગ્યો, ને આ ગામમાં રોજીએ કામ કરવા આવતા માણસો પેલી ટેકરીઓ પાછળના ગામથી આવતાં જણાયા. અહીં તળાવવિસ્તારમાં આવતાં હેબતાઈને સ્થિર ઊભેલી ભેંસો તેમણે જોઈ.

'અરે આ તો જેલાની ભેંસ!' કોઈક બોલ્યું:

'હેં? હા, હા. એ જ હીલાળય છે ને!' બીજાએ ટેકો આપ્યો.

ત્યાં બીજી ભેંસ તરફ નજર જતાં તેમણે જોયું કે એ હેબતાઈ ગઈ હોય તેમ એમ જ ઊભી રહી ને એકીટશે કંઈક જોઈ રહી હતી. કુતૂહલવૃત્તિથી એઓ ત્યાં ગયા. જોયું તો જરા ઊંચા એ પડથાર પર બે પગ પથ્થરો વચ્ચે દેખાતા હતા. ને પછી તો ઉપર ચડીને જોતાં ને ચોકું ઊખેડતાં પથ્થરચૂના નીચે દબાયેલાં, દટાયેલાં, કચડાયેલાં બે શરીર પણ દેખાયાં. એકબીજા સામે ક્ષણેક આશ્ચર્યથી જોઈ બધા જલદીજલદી પથ્થર ઊંચકવા લાગ્યા. પાછળ રહેલા બીજા માણસો પણ આવી લાગ્યા ને તેમણે પણ કામમાં સાથ આપ્યો.

'અરે આ તો જેલો!' ચેપાયેલો ચહેરો છતાં કપડાં ને કાઠમાઠ પરથી જ જેલાને ઓળખવો મુશ્કેલ ન હતો.

'પણ આ કોણ?' સાથેની યુવતીને જોતાં બીજાએ પૂછ્યું.

બધા એ જ પ્રશ્ન કરતા હતા, જવાબ ઇચ્છતા હતા, પણ કોઈ જાણતું ન હતું. થોડીવારે બધો પથ્થર ને ચૂનો ઉપડાઈ ગયો.

'અરે આને ના ઓળખી? એ તો પેલી 'ઉતરેલની દીકરી!' એક ઉંમરે પહોંચેલ વૃદ્ધે ઓચિંતી ઓળખાણ પડતાં બધાને જણાવ્યું.

'કોણ, ગલકી?' બીજાએ આશ્ચર્યથી પૂછ્યું.

'ત્યારે શું?' પ્રશ્નથી જ પોતાના પહેલા કથનને સમર્થન આપતાં પેલો વૃદ્ધ તાડૂક્યો.

થોડીવાર કોઈ બોલ્યું નહીં. તરેહતરેહની શંકાકુશંકા સૌના મનમાં રમવા લાગી.

'પણ આ જેલો ને...આમ...આ બધું કેમ?' કોઈ યુવાને સ્પષ્ટ નહીં છતાં બધાને સમજાઈ જાય એવા હાવભાવથી પૂછ્યું.

'એ તો યુવાની દીવાની સે ભૈ.' વળી પેલો વૃદ્ધ બોલ્યો ને બીજી તરફ જોતાં જરા ચમક્યો ને બાજુમાં ઊભેલાને કહ્યું, 'જરા જાતો અલ્યા, પેલી ડોસી ફરે છે તેને અહીં લાવતો.'

બધાના ચહેરા પર પ્રશ્ન ઝળાયો.

'એ તો ગલકીની મા છે.' વૃદ્ધે સમજી જઈ જવાબ આપ્યો.

ગઈ કાલથી ગલકી ઘેર ન દેખાઈ એટલે શોધવા તેની મા આજે નીકળી હતી. આવીને જેતાં તે હેબતાઈ ગઈ. બે શબો

સાથે જોતાં એ બધુ સમજી ગઈ 'મેર મુઈ, હજી ઓળુસાલ તો પરણાવી.સે ને :' તે બબડી ને પેલા વૃદ્ધ તરફ જોયુ તે બન્નેની દૃષ્ટિ કંઈ જુદી જ વાત કરી ગઈ

થોડીવારમાં વળી વધુ માણસો ભેગા થઈ ગયા, એમાં જેસાનો બાપ પણ હતો

'આ તમારો જેસો, જુઓ ! મોટી બાઈ હાંકતો હતો' ઝેરભર્યા અવાજે એક યુવાન બોલ્યો.

પણ પછી વધુ વખત ખોવામાં કોઈને સાર ન લાગ્યો માણસો પુષ્કળ હતા ડોળી કરીને જેસાને તેના ગામ ભણી ને ગલકીને બાજુના આ ગામના સ્મશાન તરફ લઈ ચાલ્યા—બેસોને પણ કોઈ કે પાછી વાળી

પેલો વૃદ્ધ અને ગલકીની મા સાથેસાથે ચાલતાં હતાં

'આખરે તારી છોડી પણ તારા જેવી જ..' વૃદ્ધ બોલ્યો ને બહુ હસ્યો, 'પણ આ જેસો કેમ . એ સમજાતું નથી '

'ઈ જેસાને તો હું પે'લેથી ઓળખુ સું. મોરો ,ફક્કડ થઈને ફરતો'તો'

'હેં ?'. ,

'હા,' ગલકીની મા કંઈક ગર્વથી બોલી, 'ઓલ્યા સરાવણમાં મેલકીને એણે રૂપિયો આલ્યો ત્યારે જ મેં તો જાણ્યું કે દાળમાં કંઈક કાળુ સે' કહીને તે હસી.

'હેં ! રૂપિયો ?'

'હા, હા, રૂપિયો ! ત્યારે હું શુ ખોટું કહું સું ?'

ધરતીની બીનાશને ચૂકવતા સૂરજની આડે તે વેળા એક વાદળી આવી ગઈ. પ્રકાશ પર અંધકાર છવાઈ ગયો

દૂર ઝાડ નીચે ઊભેલી ગાય આ વાત કરનારા તરફ આશ્ચર્યથી જોઈ રહી દઝાયેલાં, દાઝેલાંની વાત કરવા—સાચી કથા કહેવા કદાચ તે ઇચ્છતી હશે, પણ કોઈ તેને પૂછતું ન હતું. સહદેવ જોષીના હૃદયની મૂંગી વહેવાર તેના અંતરમાં તે અનુભવતી હોય તોપણ કોણ જાણે !

★

ગૌરાંગ પ્રભુ વિષે એક વાત છે

એ જ્યારે પુરીના મંદિરનાં દર્શન કરી પોતાની ઝૂંપડી તરફ પાછા ફરતા હતા, તે દરમિયાન એક રક્તપિત્તિયાને ગૌરાંગનાં દર્શન કરવાની ઉત્કટ ઇચ્છા થઈ એ મંદિરે આવ્યો ત્યારે ખબર પડી પ્રભુ તો ક્યારના ય નીકળી ગયા છે રક્તપિત્તિયો એમની પાછળપાછળ દોડ્યો ને હૈયાની આરજૂથી કરુણ સ્વરે કહેવા લાગ્યો.

'પ્રભો, શા માટે આપે મને તરછોડી દીધો છે ? મારા પર દયા કરો, દયા કરો ' ને આમ બોલતોબોલતો એ ધરણી પર ઢળી પડ્યો.

ગૌરાંગ તો ઘણે દૂર નીકળી ગયા હતા, ત્યાં એમણે અંતરનો સાદ સાંભળ્યો થોભ્યા, પાછા ફર્યા ને આવીને તુરત જ એને બાથમાં લઈ લીધો કહે છે કે આમ થવાની સાથે જ પેલો રોગમુક્ત થઈ ગયો, પણ તેના ઉત્તરરૂપે રક્તપિત્તિયાએ તો ઓછું જ કહ્યું.

'પ્રભો, હું તો આવ્યોતો તમારી પૂજા કરવા, સાજો થવા નહીં, મારા દરદે મને ઘણો લાભ પાડ્યો છે વિનમ્રતા ને કરુણા હું જાણી શક્યો છું, માયા અને અવિનાશી તત્ત્વ વચ્ચેનો ભેદ વર્તી શક્યો છુ પ્રભો, મને લાગે છે કે હું રોગમુક્ત થવાથી હું અભિમાની બની જઈશ ને તમને પણ યાદ નહિ કરી શકુ માટે મને તો દુખમાં જ રહેવા દો તમને સ્મરવાનો એ જ એક માર્ગ છે'

# યુગપ્રવાહ

શ્રી સોપાન

## અમેરિકાની યાત્રા

આ મહિને આખા દેશે આપણા વડા પ્રધાન પંડિત જવાહરલાલ નહેરુની ષષ્ટિપૂર્તિ ઊજવી. તા. ૧૪મી નવેંબરે તેઓએ એકસઠમા વર્ષમાં પ્રવેશ કર્યો અને તે જ દિવસે અમેરિકાની યાત્રા કરી તેઓ હિંદમાં આવ્યા. પૂજ્ય બાપુના ગયા પછી હિંદી પ્રજાના સૌથી માનીતા નેતા પંડિત જવાહરલાલ રહ્યા છે. દુનિયામાં પણ એમની ઘણી પ્રતિષ્ઠા છે. એમના વ્યક્તિત્વથી આપણા દેશને ઘણો લાભ થયો છે. સાઠ વરસની જિંદગી રાષ્ટ્રની સેવામાં ખર્ચાઈ છે એમ કહી શકાય. છેલ્લાં ત્રીશ વર્ષનો ઇતિહાસ તો પ્રજાની નજર સામે જ છે. નહેરુકુટુંબની કુરબાની તોલે કોઈ આવી શકે એમ નથી. જવાહરલાલજીએ આકરામાં આકરા ઘા સહન કરીને રાષ્ટ્રસેવાની જ્યોત જલતી રાખી છે. પિતા–માતા–પત્ની–સર્વસ્વ ગુમાવી એમણે રાષ્ટ્રસેવારૂપે સંન્યાસ ધારણ કર્યો છે. હૃદય ઉપર પડેલા જખ્મો દુનિયાને જણાવા દીધા નથી, એટલું જ નહીં, પણ એ દ્વારા પ્રેરણા મેળવીને એમણે વિશેષ ભોગો આપ્યા છે. જનતા એમના પ્રત્યે પ્રેમ અને આદરની નજરે જુએ છે તેનું આ રહસ્ય છે.

અમેરિકાની એમની યાત્રા ધાર્યા કરતાંયે વધુ સફળ થઈ છે. પ્રમુખ ટ્રુમેને એમને આમંત્રણ આપ્યું તેમાં કશી નવાઈ નહોતી. અમેરિકા દુનિયાનો સમૃદ્ધ અને શક્તિશાળી દેશ છે. એના તરફથી આપણા વડા પ્રધાનને આમંત્રણ મળે ત્યારે આપણે સહેજ ફુલાઈ જઈએ તે સ્વાભાવિક છે. કોઈના દિલમાં એવો ડર પણ પેસે કે અમેરિકાના સ્વાગતથી અંજાઈ જઈને આપણે એમના સ્વાર્થના પ્યાદા બની જઈશું. પંડિતજીનું ત્યાં ભવ્ય સન્માન થયું. અમેરિકાના મોટામોટા રાજપુરુષોએ એમને અમેરિકાના તારણહાર જ્યોર્જ વૉશિંગ્ટન અને અબ્રાહમ લિંકન સાથે સરખાવ્યા ત્યારે ઘડીભર એમ પણ થયું કે આ શબ્દોમાં અમેરિકાનું અંતઃકરણ નહીં બોલતું હોય, પણ કોઈ રાજદ્વારી ચાલ રમાતી હશે. પરંતુ પ્રવાસ જેમજેમ આગળ વધતો ગયો અને અમેરિકાનાં અન્ય નગરો, વિદ્યાપીઠો, ભિન્નભિન્ન વર્ગના મહાપુરુષો તથા સામાન્ય જનતા તરફથી જવાહરલાલને સ્નેહ અને ભક્તિભાવ મળતાં ગયાં તેમતેમ ખાતરી થતી ગઈ કે આ બધું સાચું છે અને હૃદયપૂર્વકનું છે.

આપણે બસો વર્ષ ગુલામીમાં રહ્યા તેથી એક પ્રકારની લઘુતાગ્રંથિ આપણામાં દાખલ થઈ ગઈ છે. દુનિયા આપણા જવાહરલાલને સન્માને તેનું આપણને આશ્ચર્ય થાય છે, પણ તટસ્થ બુદ્ધિએ અવલોકન કરીએ તો આપણને ખાતરી થાય કે આજની દુનિયામાં પંડિતજીની બરોબરી કરી શકે એવો એક પણ રાજપુરુષ નથી. પંડિતજીના જીવનમાં ત્યાગ, બલિદાન અને સિદ્ધાંતનિષ્ઠા તો છે જ, ઉપરાંત કુશાગ્ર બુદ્ધિ, આજના પ્રશ્નો સમજવાની વિવેકશક્તિ અને જગત જે પીડા ભોગવી રહ્યું છે તેમાંથી તેને ઉગારવાની તમન્ના, તથા સમજણ જેટલા પ્રમાણમાં એમની પાસે છે તેટલા પ્રમાણમાં બીજા કોઈ પાસે નથી. અમેરિકાના સન્માન સમારંભોમાં એમણે જે પ્રવચનો કર્યાં તે ઇતિહાસને ચોપડે નોંધાઈ રહે એટલાં મહત્ત્વપૂર્ણ છે. તેઓ સન્માનથી અંજાયા નથી તેનાં પુરાવા ડગલે ને પગલે મળે છે. અમેરિકાની પ્રજાના

પ્રેમને એમણે ઝીલ્યો છે ને વળતો પ્રેમ દાખવ્યો છે, પરંતુ જે નિશાન એમની સામે હતું તે તેઓ પળવાર પણ ચૂક્યા નથી દરેક પ્રસંગે એમણે આપણા રાષ્ટ્રપિતાને યાદ કર્યા છે અને પોતે તેના નમ્ર અનુયાયી છે એમ કહેવામાં ગૌરવ લીધું છે

વડા પ્રધાને હિંદની વિદેશનીતિની બહુ સ્પષ્ટતાથી અમેરિકામાં જાહેરાત કરી છે દુનિયા આજે રશિયા અને અમેરિકા એવી બે છાવણીઓમાં વહેંચાયેલી છે હિંદ આ બંને છાવણીથી દૂર રહેવા ઇચ્છે છે અને આજસુધી તે બાબતમાં એ સફળ રહ્યું છે અમેરિકાના પ્રવાસે રશિયાના દિલમાં શંકા પ્રેરી કે હિંદ અમેરિકાની છાવણીમાં દાખલ થઈ જશે આમ માની રશિયાએ હિંદ અને જવાહરલાલજી વિરુદ્ધ પ્રચાર પણ આરંભ્યો. પરંતુ જવાહરલાલજીએ તો અમેરિકાની ભૂમિ ઉપરથી જ હિંદની તટસ્થતા ખૂબ જોરપૂર્વક જાહેર કરી એમણે કહ્યું કે હિંદ શાંતિ ચાહે છે, તમામ દેશો વચ્ચે ભ્રાતૃભાવ ઇચ્છે છે હિંદના રાષ્ટ્રપિતાનો એ સંદેશ છે આજની હરીફાઈમાં હિંદ ઊતરવા માગતું નથી આજના 'ઠંડા યુદ્ધ'થી હિંદ દૂર રહેવા ઇચ્છે છે આમ છતાં હિંદની તટસ્થતા એટલે નિષ્ક્રિયતા નહી, એકલપેટાપણું નહી, હિંદ તો તટસ્થ રહીને બે છાવણીઓને એકત્ર કરવા ઇચ્છે છે યુદ્ધથી કોઈનું કશું ભલું થતું નથી એવી હિંદની દઢ માન્યતા છે અણુબોમ્બથી યુદ્ધ નિવારી શકાતું નથી, પણ યુદ્ધ નજીક આવે છે એમ હિંદ માને છે જવાહરલાલજીએ ફરીફરીને અમેરિકાની પ્રજાને કહ્યું કે વિશ્વશાંતિનો આદર્શ પાર પાડવા હિંદુસ્તાન અમેરિકાની દોસ્તી ચાહે છે અને યુદ્ધથી તો દૂર જ રહેવા ઇચ્છે છે

હિંદ વિષે અમેરિકામાં જે ગેરસમજો વ્યાપેલી હતી તે વડા પ્રધાને સારા પ્રમાણમાં દૂર કરી હિંદ અને પાકિસ્તાનના સંબંધો વિશે પરદેશોમાં જાતજાતનો પ્રચાર ચાલે છે આ બાબતમાં વડા પ્રધાનનો પ્રવાસ ઘણો ઉપયોગી થયો છે હિંદને પોતાના આર્થિક વિકાસ માટે અમેરિકાની મદદની જરૂર છે અને તે બાબત વડા પ્રધાને છુપાવી પણ નથી, પરંતુ સાફસાફ કહ્યું છે કે હિંદ ભિખારી નથી, એ દાન માગતું નથી, પરંતુ મિત્રભાવે બદલો આપીને મદદ લેવાની ઇચ્છા રાખે છે હિંદુસ્તાનની સ્વતંત્રતાને આંચ આવતી હોય એવી કોઈ સહાયની હિંદને અપેક્ષા નથી વડા પ્રધાનના આ પ્રવાસનું પરિણામ આજે નહી, આવતી કાલે વધુ સ્પષ્ટ રીતે દેખાશે આ પ્રવાસથી બે મહાન દેશો વચ્ચેની પ્રેમગાંઠ મજબૂત બની છે, વિશ્વાસ વધ્યો છે, પ્રાચીન અને અર્વાચીન દુનિયા એકમેકને ઓળખી શકી છે, પૂર્વ અને પશ્ચિમ વધુ નિકટ આવ્યા છે.

## ઇંડોનેશિયાની મુક્તિ

આંતરરાષ્ટ્રીય ક્ષેત્રે ગયા મહિનાનો સહુથી મોટો બનાવ ઇંડોનેશિયાની મુક્તિનો છે બીજા વિશ્વયુદ્ધ પછી એશિયાની પ્રજાઓ જાગી ઊઠી છે ચીનમાં અભૂતપૂર્વ ક્રાંતિ સર્જાઈ ગઈ હિંદ, પાકિસ્તાન બ્રહ્મદેશ અને સિલોન સ્વતંત્ર થયાં મલાયાના આદિવાસીઓએ મશાલ પેટાવી છે હિંદી ચીન હજી સ્વાતંત્ર્યયુદ્ધ ખેલે છે ઇંડોનેશિયા યુદ્ધ પછી સ્વતંત્ર થવાને બદલે વધુ મજબૂત બંધનમાં જકડાય એવો ભય ઊભો થયો હતો ડચશાહીવાદે પોતાની તમામ શક્તિ ત્યાં એકત્ર કરી હતી યુરોપના અન્ય દેશોનો છાનો ટેકો હતો, અમેરિકા પણ સહાનુભૂતિ દાખવતું હોય એમ લાગતું હતું આવા નિરાશાજનક વાતાવરણ વચ્ચે ઇંડોનેશિયાએ સ્વતંત્ર થવાનો મરણિયો નિર્ધાર કર્યો અને તત્કાળ તે અમલમાં મૂક્યો હિંદે ખરા અંત

# સંસ્થા-સમાચાર

## નવાં પ્રકાશનો

**ચાલુ માસમાં નીચે મુજબ નવાં પુસ્તકો પ્રસિદ્ધ થયાં છે:**

**દેશ અને કાળ:** લે૦ સ્વામી માધવતીર્થજી: વેદાંતના વિવર્તવાદ સાથે પ્રો. આઈન્સ્ટાઈનના સાપેક્ષવાદનું સામ્ય ધરાવતી તથા દેશ અને કાળ સંબંધી જે હકીકતો પ્રાચીન ગ્રંથોમાં જોવામાં આવતી નથી, તે સર્વનું વિસ્તૃત વર્ણન અને સમજૂતી આ પુસ્તકમાં આપવામાં આવ્યાં છે. પાન ૪૪૮: કિં. ૪-૦

**પાકશાસ્ત્ર:** (સુધારેલી નવી આવૃત્તિ) લેખિકા શ્રીમતી કાશીબહેન મ૦ દેસાઈ: ઉચ્ચ શિક્ષણ લેતી કન્યાઓને તથા સાધારણ અભ્યાસવાળી બહેનોને પણ વાંચવા-સમજવામાં સરળ પડે એ રીતે સાદી ભાષામાં લખાયું છે. આમાં જુદી વાનીઓ બનાવવાની રીત, પ્રમાણ, સમજ વગેરે વિગતવાર અપાયું છે. પાન ૨૦૦: કિં. ૧-૮: પાકું પૂઠું ૨-૦-૦

**આરોગ્યની કૂંચી:** લે૦ શ્રી વિજયશંકર ધ૦ મુનશી બી. એ. (ઓનર્સ): ખાનપાનના યોગ્ય ફેરફાર (પરેજી)થી રોગો પર વિજય મેળવવાની ચાવી બતાવતું પુસ્તક. આમાં રોગમાંથી છૂટવા માટે અને રોગ ન થવા દેવા માટેના શાસ્ત્રીય ઉપાયો સૌ કોઈ સહેલાઈથી સમજી શકે એવી સાદી ભાષામાં આપ્યાં છે.

આ જ લેખકનું અગાઉ પ્રસિદ્ધ થયેલું 'ઘરઘરનો વૈદ્ય'×ની પૂરવણી-રૂપે આ પુસ્તક હોઈ એ બંને પુસ્તકો મનનપૂર્વક વાંચનાર પોતાને ત્યાં આવતી નાનીમોટી માંદગી પાછળ થતા સેંકડો રૂપિયાનો બચાવ કરી શકે છે. દાક્તર-વૈદ્યો વધવાથી સમાજનું આરોગ્ય ઊંચું આવવાનું નથી, પણ આરોગ્યપ્રાપ્તિ માટે અને તેને ટકાવી રાખવા આહાર-વિહારનું જ્ઞાન સામાન્ય જનતામાં પ્રચાર પામે તો જ સમાજના આરોગ્યનું ધોરણ ઊંચે આવે. આ પુસ્તકો એવી જરૂરિયાત ઓછેવધતે

× ઘરઘરનો વૈદ્ય: પૃ. ૧૬૨. મૂલ્ય રૂ૦ ૧ાા: ટપાલ રવાનગી ૦ા૦

અંશે પૂરી પાડે છે. પ્રત્યેક ગ્રામસેવક તથા પ્રજાસેવકને આ પુસ્તકોનો અભ્યાસ કરવાની ભલામણ છે.

**ગોસ્વામી તુલસીદાસ :** તુલસી રામાયણના રચયિતાનું સદ્‌ગત ભિક્ષુ અખંડાનંદજીએ તૈયાર કરેલું આ ચરિત્ર પ્રેરક ને બોધક છે.
પાન ૧૨૮ : કિં. ૬ આના

## પુનરાવૃત્તિઓ

**તુલસીકૃત રામાયણ :** (બે ગ્રંથોમાં-સચિત્ર) **પ્રસિદ્ધ થઈ ગયું !** દોહા–ચોપાઈ ગુજરાતી લિપિમાં આપ્યાં છે. મૂળ રામાયણ ઉપરાંત ક્ષેપકકથાઓ, લવકુશકાંડ, હનુમાનચાલીસા, અષ્ટક, તિથિપત્ર, શલાકા પ્રશ્ન, માહાત્મ્ય, પારાયણવિધિ તથા બીજી પણ ઉપયોગી બાબતો અપાઈ છે. ચિત્રો ૩૪, પાકાં પૂઠાં, પાન ૧૨૧૬ : કિં. ૧૦–૦

**મારો ભારત દેશ :** (સચિત્ર) લે. કાંતિલાલ પરીખ: ભારતવર્ષનાં સૌંદર્ય અને વૈવિધ્યનો પરિચય. પાન ૧૨૮ : કિં. ૦–૧૦

**બે ડોસાની જાત્રા :** લે. કાઉન્ટ લિયો ટોલ્સ્ટોય. પ્રખ્યાત લેખકની બોધપ્રદ વાર્તા. પાન ૬૪ : કિં. ૦–૩

## છેલ્લા ત્રણ માસનાં પ્રકાશનો

**શ્રીશાંકરભાષ્ય સહિત ભગવદ્‌ગીતા :** અનુ૦ શ્રી વામનરાવ પ્રા. પટેલ બી. એ., એલએલ. બી.: ભગવાન શંકરાચાર્યે કરેલા ભાષ્યના સરળ ગુજરાતી અનુવાદ સાથેનો કેટલાંય વર્ષોથી અપ્રાપ્ય ગ્રંથ.
પાન ૪૪૮ : કિં. ૪–૦

**શામળના છપ્પા :** સં. શ્રી કે. કા. શાસ્ત્રી : શામળના ઉપલબ્ધ થતા લગભગ બધા ગ્રંથોમાંથી છપ્પા ઉપરાંત બીજી ચૂંટેલી બોધક કવિતાઓનો ઉપયોગી સંગ્રહ.
પાન ૧૬૦ : કિં. ૦–૧૦

**ઓળાનો ખૂંદનાર :** લે૦ શ્રી પીતામ્બર પટેલ: આપણા ગ્રામજીવનને સ્પર્શતી અને વહેમ તથા અજ્ઞાનનો ભોગ બનતી સ્ત્રીઓનો તાદૃશ ચિતાર રજૂ કરતી સામાજિક વાર્તાઓ. પાન ૧૨૮ : કિં. ૦–૧૦

## હવે પછી પ્રગટ થશે

**બૂકર ટી. વૉશિંગ્ટન (આત્મકથા):** અનુ. પ્રફુલ્લ પ્રા. ઠાકોર એમ. એ. છપાય છે.

**મનુસ્મૃતિ:** કુલ્લૂક ભટ્ટની ટીકાઓ સાથે નવી આવૃત્તિ છપાય છે.

**વનરાજ ચાવડો:** સ્વ. રા. સા. મહીપતરામ નીલકંઠ સી. આઈ. ઈ. : છપાય છે.

**ગિરધરકૃત રામાયણ:** મોટા અક્ષરમાં છપાય છે.

**ત્રિશલાનંદન મહાવીર:** (મહાવીર સ્વામીનું જીવનચરિત્ર) છપાય છે.

## 'અખંડ આનંદ'

ત્રિ. જે ગ્રાહકોનું લવાજમ નવેમ્બરની ૩૦મી તારીખે પૂરું થયું છે અને જેમણે લવાજમ હજુ સુધી મોકલ્યું નથી તેમને આ અંક તા. ૧-૧૨-૪૯થી વી. પી. થી મોકલાશે. આ વિષે નવેમ્બર માસના અંકમાં સૂચના આપી હતી. આશા છે કે તેઓ વી. પી. સ્વીકારી લેશે. પોસ્ટ ખાતા દ્વારા વી. પી. દરરોજ મર્યાદિત સંખ્યામાં રવાના થઈ શકતાં હોવાથી ક્રમશઃ મોકલાશે. પરંતુ જેમનાં લવાજમ નહિ આવ્યાં હોય તેમને ઘણેભાગે તા. ૧૦-૧૨-૪૯ સુધીમાં વી. પી. મોકલાઈ જશે.

## 'અખંડ આનંદ'ના આફ્રિકાના ગ્રાહક બંધુઓને

આફ્રિકા માટે 'અખંડ આનંદ'નું લવાજમ રૂા. ૧૦) અથવા (શિ. ૧૫) છે. 'અખંડ આનંદ'નું ત્રીજું વર્ષ ૧લી નવેમ્બરથી શરૂ થઈ ગયું છે. જે ભાઈઓનું લવાજમ પૂરું થઈ ગયું હોય, તેમને તે સત્વર મોકલી આપવા વિનંતિ છે. જેઓ લવાજમ સીધું ન મોકલી શકે, તેઓ નીચેનાં સ્થળોએ પોતાનું લવાજમ ભરીને પહોંચ મેળવી શકશે.

| | |
|---|---|
| શ્રી. હરમાનભાઈ ઝવેરભાઈ પટેલ<br>હીઝ મેજેસ્ટીઝ કસ્ટમ્સ, પો. બૉ. નં. ૬૧ | મોમ્બાસા (બ્રિટિશ ઈસ્ટ આફ્રિકા) |
| શ્રી. છોટુભાઈ એલ. પટેલ<br>પો. બૉ. નં. ૧૨ | લીરા (બ્રિટિશ ઈસ્ટ આફ્રિકા) |

# લેખકોને

★ 'અખંડ આનંદ' ની લેખ-પસંદગીનું ધોરણ પાછલાં બે વર્ષમાં લગભગ નિશ્ચિત થઈ ચૂક્યું છે. 'અખંડ આનંદ' કોઈ ચોક્કસ વિષય કે વર્ગનું માસિક નથી, એ સર્વદેશીય અને સર્વોપયોગી થાય એવા અમારા પ્રયત્નો છે.

★ સાહિત્યના કોઈ પણ પ્રકારને-વાર્તા, નાટક, જીવનચરિત્ર, ધર્મકથા, પ્રસંગકથા, રેખાચિત્ર, પત્ર, નિબંધ, પરિચય, પ્રવાસ-વર્ણન વગેરે કોઈ પણ રૂપમાં માનવજીવનને ઊંચે લાવનારા, પ્રેરણા આપનારા ઉપયોગી વિચારો ગૂંથ્યા હોય તેવાં તમામ પ્રકારનાં લખાણો 'અખંડ આનંદ' માટે સ્વીકારવામાં આવે છે. એ સાદી ભાષામાં ને સરળ શૈલીમાં આલેખાયેલાં હોવાં જોઈએ. ધર્મ, તત્ત્વજ્ઞાન, વિજ્ઞાન, સમાજશાસ્ત્ર, માનસશાસ્ત્ર, શિક્ષણ-શાસ્ત્ર, રાજકારણ, અર્થકારણ, સાંસારિક પ્રશ્ન, નિર્દોષ આનંદ કે જ્ઞાન આપતા પરિચયો વગેરેને સ્થાન છે.

★ 'અખંડ આનંદ' પ્રત્યે ગુજરાતના લેખકો, વિદ્વાનો, વિજ્ઞાનીઓ, કેળવણીકારો, અભ્યાસીઓ, લોકસેવકો, સાધકો અને ધર્મજ્ઞો મમતા રાખે છે અને તેથી લેખો પુષ્કળ પ્રમાણમાં આવે છે. તંત્રી તરફથી સામાન્ય રીતે લેખના સ્વીકાર-અસ્વીકારનો જવાબ એક અઠવાડિયામાં આપવામાં આવે છે; પરંતુ લેખ ચોક્કસ કયા માસમાં પ્રસિદ્ધ થશે તે કહેવાનું મુશ્કેલ હોય છે. લખાણોની પસંદગીમાં મૌલિક કૃતિને પ્રથમ સ્થાન આપવામાં આવે છે; પરંતુ સારી વસ્તુના સારા અનુવાદો પણ સ્વીકારાય છે: કોઈ પણ કૃતિની જવાબદારી તો લેખકની જ રહે છે.

★ લખાણ પ્રસિદ્ધ થતાં જ લેખકને અંક, યોગ્ય પુરસ્કાર અને લખાણની છૂટી પાંચ પ્રતો મોકલી આપવામાં આવે છે. આ બાબતમાં 'અખંડ આનંદ' ખૂબ નિયમિત છે.

★ અસ્વીકાર પામેલા લેખની સાથે તેનાં કારણો આપવાનું અતિ મુશ્કેલ છે. એથી ચર્ચામાં ઊતરવું પડે છે. કેટલાક લેખકોને માઠું પણ લાગે છે એટલે બે વર્ષના અનુભવ પછી 'અસ્વીકાર્ય' એવી નોંધ સાથે લખાણ પાછું મોકલવાનું નક્કી કરવું પડ્યું છે. લેખકો આ બાબતમાં ગેરસમજ ન કરે એવી વિનંતિ છે. લખાણના અસ્વીકારનાં અનેક કારણો હોઈ શકે છે.

★ લેખકની કૃતિ શાહીથી, કાગળની એક જ બાજુએ, સારા અક્ષરે લખેલી હોવી જરૂરી છે. અંગ્રેજી, સંસ્કૃત કે બીજી કોઈ ભાષાનાં અવતરણો મૂક્યાં હોય તો તેનું ગુજરાતી ભાષાંતર આવશ્યક છે. સ્વીકાર-અસ્વીકારના જવાબ માટે અને અસ્વીકાર પામેલું લખાણ પાછું મેળવવા માટે ટપાલ-ખર્ચ મોકલવું આવશ્યક છે જેનું ટપાલખર્ચ ન મળ્યું હોય તે લખાણને એકાદ માસ પછી રદ કરવામાં આવે છે.

★ તંત્રી સાથેનો તમામ પત્રવ્યવહાર કરવાનું, લખાણો મોકલવાનું, બદલાનાં પત્રો માટેનું સરનામું નીચે પ્રમાણે છે:

તંત્રી: 'અખંડ આનંદ'
ગુલબહાર, મેટ્રો પાછળ,
બેરેક રોડ, મુંબઈ-૧

સસ્તું સાહિત્ય વર્ધક કાર્યાલય તરફથી તંત્રી: સોપાન
મુદ્રક ને પ્રકાશક: ત્રિભુવનદાસ લ૦ ઠક્કર
મુદ્રણ અને પ્રકાશન સ્થાન: સસ્તું સાહિત્ય મુદ્રણાલય, રાયખડ-અમદાવાદ

: અનુક્રમ :

અખંડ આનંદ

વર્ષ ૩, અંક ૩]    તંત્રી : સોપાન    [ જાન્યુઆરી ૧૯૫૦

# હૈયાની ગાંઠ છોડી નાખો

કબૂલ કરું છું કે તમને બહુ બૂરા અનુભવો થયા હશે. કબૂલ કરું છું કે મનમાં ગાંઠ વાળતા પહેલાં તમે વિચારો કરવામાં જરી યે કચાશ નહિ રાખી હોય; છતાં યે કહું છું કે બંધુ! એ ગાંઠ છોડી નાખો. ઈશ્વરે જેને વિચારશક્તિ અને બુદ્ધિશક્તિ આપ્યાં છે તેને ગાંઠ વાળી લેવાની જરા યે જરૂર નથી

પાછલા અનુભવોને તમે ફેંકી દો એમ હું ક્યાં કહું છું? જેણે હજારવાર તમારો વિશ્વાસઘાત કર્યો છે, તેના વિશ્વાસે ગાફેલ રહો એમ પણ મેં તમને ક્યારે કહ્યું છે? હું તો કહું છું કે એ તમારા જેવો જ માણસ છે. તમારા જેવું જ એનું મગજ છે તમારા જેવું જ એનું દિલ છે.

તમે એમ કહી શકશો કે જીવનમાં સદાયે તમે સ્થિર રહ્યા છો? તમારા દિલમાં ભાવના કે વાસનાનાં ભરતીઓટ શું કદી યે નથી આવ્યાં? જડ પથ્થર જેવા કે મહાન હિમાલય જેવા તમે શું સદા સ્થિર અને અચળ જ રહ્યા છો?

તો કેમ માની બેસો છો કે એનામાં ફેર પડશે જ નહિ, પડી શકશે જ નહીં? ભલેને એની ક્રૂરતા કે નીચતાના લાખો પ્રસંગો તમે જોયા હોય, છતાં યે હું તો કહું છું કે એના દિલના અમાસ જેવા અંધારામાં પણ સત્ય અને દયાના તારલા ચમકી ગયા હશે. મારી તમને વિનંતિ છે કે એ તારલાના વિશ્વાસે ફરીને એના હૃદય ઉપર તમે આંખ માંડો.

એમ તો હું કહેતો જ નથી કે તમે બધું ભૂલી જાઓ, એને પરમ સંત માનીને એની સાથે વ્યવહાર કરો, એના શબ્દો અને વર્તનને સત્ય માની ચાલવા માંડો. હું તો કહું છું કે એ જે બોલે ને કહે તે ઉપર ફરીને વિચાર કરવાની છૂટ રાખો. દિલમાં ગાંઠ વાળી લીધી છે એ છોડી નવી વાત આવે ત્યારે નવી રીતે વિચારો. મારા ઉપર વિશ્વાસ હોય તો હું તમને ખાતરી આપું છું. કે તમારા અંતરનો પ્રકાશ તમને દગો નહિ દે તમને ખાડામાં નહિ ઉતારે. એની નવી વાતમાં જો અસત્યનું ઝેર હશે તો તમે પારખી જ જશો.

જરી વિચાર કરો. તમારા પોતાના જીવન ઉપરાંત તમે તમારા કુટુંબમાં, મિત્રોમાં,

પરિચિતોમાં પરિવર્તનો નથી જોયાં ? તમે શું એવું સાંભળ્યું કે વાંચ્યું નથી કે અધોગતિની ખીણમાં પડેલો આદમી ધીમેધીમે ઉન્નતિના શિખર ઉપર પહોંચ્યો હોય ? તો પછી આટલો અવિશ્વાસ શાને ? સંભવ છે કે એ તો જુઠ્ઠો હોય, ખરેખર જુઠ્ઠો હોય, મરતાં લગી એ જુઠ્ઠો જ સાબિત થાય; પરંતુ તમે એને સમજવાનો પ્રયત્ન કરશો, એમાંથી સત્ય તારવવાની વૃત્તિ રાખશો તો કયું નુકસાન થશે ? એક જ ને કે તમારે સદાયે જાગ્રત રહેવું પડશે ? તમારે સદાયે તમારા મનને વિચારોના દીવાથી પ્રકાશવંતું રાખવું જોઈશે ?

એ તો સારી વાત છે ભાઈ ! માનવીની વિશેષતા જ એ છે. અવિશ્વાસના અંધારામાં ભયભીત જીવન ગાળવા કરતાં વિશ્વાસના અજવાળામાં નીડર જીવન ગાળવાની મોજ કોઈ અનેરી છે; એ મોજ તમે લૂંટો એમ હું ઇચ્છું છું.

અને......અને કોઈક દહાડો તમારો પ્રકાશ સાચી વસ્તુ પારખી ન શકે, તમારી જાગ્રતિમાં થાકનું ઝોકું આવી જાય અને એ તમને નુકસાન પહોંચાડી દે તો શી ચિંતા છે ? તમે એમ માનો છો કે તમે અવિશ્વાસ રાખશો અને મનની ગાંઠ છોડશો જ નહિ તો તમને કોઈ ઠગી નહિ શકે ?

તો પછી શા માટે અંતરને ઉઘાડું નથી રાખતા ? શા માટે માની બેસો છો કે જેણે તમને દગો દીધો છે તે સદાકાળ દગો જ રમશે ? અને તમે એટલેથી જ ક્યાં અટકો છો ? એક માનવીના દગાનો ભોગ બન્યા પછી તો તમે અનેક પ્રત્યે અવિશ્વાસ ધરાવતા બનો છો. એક સ્થળે મૂકેલો વિશ્વાસ અને દાખવેલી ઉદારતા તમારામાં હજારગણા વિશ્વાસ અને ઉદારતાના ભાવો ન જગાડે, પરંતુ અવિશ્વાસ અને અનુદારતા તો તમારા આખા જીવનને વ્યાપી લેશે.

જરા વિચાર કરો. જ્યાં હાડમાંસનાં પામર માનવીઓ વસે છે, ત્યાં વિશ્વાસ અને અવિશ્વાસ બંને છે. ઇષ્ટ અને અનિષ્ટનાં મિશ્રણનું જ આ જગત રચાયેલું જણાય છે. સેતાન અને ઈશ્વરની કલ્પના જુઠ્ઠી નથી.

આવા જગતમાં જો વિશ્વાસ, પ્રેમ, ઉદારતા અને સત્યની સ્થાપના કરવી હોય તો અંતરને કદી એક જ વિચારમાં બાંધી રાખો નહીં, એને ઉઘાડું રાખો. એમાંથી વિશ્વાસ પ્રગટશે, સત્ય પ્રગટશે. જો એને બાંધી રાખશો તો કોઈ અજાણ્યાની વાત તમને સાચી લાગશે નહિ, કોઈ અજાણ્યાનો પ્રેમ તમે સાચો માનશો નહિ, કોઈ અજાણ્યાનો વિશ્વાસ કરશો નહિ અને પરિણામે અવિશ્વાસ, વિદ્વેષ અને અસત્યને તમે વહેતાં મૂકશો.

જીવનને સફળ કરવાનો અને જગતમાં મૈત્રી સ્થાપવાનો સાચો માર્ગ મનની ગાંઠ છોડી નાખવાનો છે. એથી પ્રકાશ મળશે, વિશ્વાસ મળશે, મૈત્રી મળશે. દુશ્મન અને દગાખોર પણ એથી અજવાળું પામશે. અજાણ્યાઓ તો એની અસરથી મુક્ત રહી શકશે જ નહિ અને પરિચિતોની દુનિયા પ્રેમમય બનશે.

માટે એ ગાંઠને છોડી નાખો.

શ્રી

# જંગજાનૂની ચમત્કારકથા

અધ્યા. બળવંતરાય ક. ઠાકોર

અન્યોક્તિ એટલે અન્યને ઉદ્દેશીને પણ ખુદ જ ભાવાર્થવાળી ઉક્તિ. આમાં શાબ્દિક અર્થરૂપે લક્ષ્ય એક હોય, પણ વ્યંગ્ય વિસ્તર કર્યાની સમન્વય બીજી વાત. રૂપકમાર્ગો અને આ અન્યોક્તિઓમાં ઝાઝો તફાવત નથી. શિયાળ, બિલાડો, વાંદરો, શેર, હાથી, સિંહ કે એવા જ ઇતર પ્રાણીઓનાં પાત્રવાળી આપણી પંચતંત્રની વાર્તાઓ, કે ઈસપની પ્રાણીકથાઓ બાળકોને ઉદ્દેશ તો મનુષ્યને જ લક્ષ્ય બનાવવાનો છે. અહીં એક જંગજાનૂની ચમત્કારકથામાં પંખીની અન્યોક્તિ દ્વારા લેખકે માનવભાવો સુંદર રીતે વ્યક્ત કર્યા છે. કાવ્યના નામે અપાયેલું એનું પોતાનું ચિત્રણ નિત્યજીવનના આપણા અનુભવને વ્યક્ત કરે છે.

શાર્દૂલવિક્રીડિત — સોનેટ

ડાળે એક ચકોર ચાતક બિજી ડાળે રહ્યા આરડે,
'રાકા, રેલ સુધા!' તણો જપ રટે છે એક ઘાટે વડે,
બીજો આર્ત્ત પુકારિ મેહ વિનવે, 'વર્ષાદ, વર્ષી પડો!'
આષાઢી ગગને જિહ્વા નવિકરો વીંઝી રહ્યા કોયડો!
મધ્યાહ્નને અતિકારમી પુલકનો અંગાર હેઠે ગયો,
ફાલ્યા ઉચ્ચ વિશાળ પાદપ તણા મૂળે કપટી નાગયો,
પર્ણમાં ઝાળ વિસર્પિ, લીલ ઝડપે, દગ્ધાઈ પંખી પડ્યા
લોચે, એક બિલાયિ દૂર, નવ કો ભાળે સુવા જીવતા!
પાછી મોસમ, વીજગાજભપકે ચોધાર વર્ષા પડી,
ઓખું ચાતકનું સજીવ થઈ ત્યાં ટિટવું ધરાઈ, અને
દેખી ઓખું ચકોરનું નજિકમાં જોયા ઉભું વાટડી.
આસોએ ખિલિ પૂર્ણિમા, નવ હતો રાહુ તણો યોગ, ને
ઊડ્યું ઊઠિ ચકોર ધાઈ–ત્યહિ એ બન્ને પુન આરડે:
'રાકા, રેલ સુધા!' 'પયોદ પડ ને!'–જૂના સુરે આકળે!

યોગમ શાખપ્રશાખિ તરુવર તે આ સચરાચર અતટાનપ રૂપ, વિરાટ અને અનાદ્યનંત. ચકોર, ચાતક આદિ એમાંના અતિક્ષુદ્ર અસંખ્ય જીવ, એની ઇને અસંખ્ય પરસ્પર વિરુદ્ધ માગણીઓ કર્યા જ કરનારા મળે નહીં તેમતેમ વધુ અકળાઈને માગનારા. સૃષ્ટિપ્રવાહ કશું ગણકારતો જ નથી અને પોતાની રીતે વહે જાય છે. લૂ વર્ષે છે અમુક સારામાઠાં પરિણામ ઊપજે છે, વરસાદ વર્ષે છે, વળી સારાંમાઠાં બીજાં પરિણામો પાકે છે શરદ બેસે છે, ત્રીજી પરંપરા શરૂ થાય છે. સૌ પોતપોતાનું ભરણા કરે; એ દિગ્દિગંત કોલાહલમાં વિરાટ સૃષ્ટિ, બહેરી, નિર્દય, બેઅક્કલ જેવી અણો તેવી, પોતાના જ ચાસ પાડ્યા કરે. આવો, ન ઇતર, છે આ, અનવરત નિયતિક્રમ. સમજાય છે? તો સમજીને સાત્ત્વિક શાંતિની હદે કર્તવ્યકર્મ જોઈ-જાણી તેને વળગી શકો છો. સામી બાજુ, અણસમજે આરડ્યા કરશે, અત્રતત્ર ફાંફાં માર્યા કરશો, ગોથાં ખાયા કરશો, તેનું કશું જ નહિ વળે, અને નકામા દુખીદુખી થઈ જશો, તેને માટે જવાબદાર પણ બીજું કોઈ નથી જ વળી.

# જીવનનું લક્ષ્ય

## સ્વામીશ્રી અદ્વૈતાનંદજી

મનુષ્યે પોતાનું જીવનધ્યેય નક્કી કરી લીધા પછી પણ વાસનાના વધતા જતા વિસ્તારને લીધે તેના અંતિમ લક્ષ્યમાં બાધા આવે છે. સર્જન અને સંહાર એ બંને આપણી બાહ્ય તેમ જ આંતરિક પ્રગતિ માટે આવશ્યક છે. ઇચ્છાએ કે અનિચ્છાએ સર્વની ગતિ 'મુક્તિ' તરફ જ હોય છે, પણ એ સાચી મુક્તિ કોને માટે છે? સંવાદની સ્થાપના જેનો ઉદ્દેશ છે, એવા જગતના સર્વ પ્રશ્નોના ઉકેલમાં મગ્ન રહેલ માનવીએ વિશ્વ પાછળ રહેલ પરિપૂર્ણ તત્ત્વની ઉપાસના કઈ રીતે કરવી જોઈએ, તેનું ઊંડાણથી અહીં વિવરણ થયું છે. ગુજરાતના ગણ્યાગાંઠ્યા આગેવાન વિદ્વાન સંન્યાસીઓમાં સાધુસંમેલનના પ્રમુખ સ્વામીશ્રી અદ્વૈતાનંદજીનું આગવું સ્થાન છે.

આપણા સર્વ પ્રકારના જ્ઞાનનું મૂળ પ્રત્યક્ષ અનુભવ છે. ઇન્દ્રિયો દ્વારા મન ઉપર સંસ્કારો પડે છે, તેથી પદાર્થોનું જ્ઞાન થાય છે. અનુમાનથી બુદ્ધિનો નિર્ણય થયા પછી પણ તેના તથ્યાતથ્યની કસોટી અનુભવ ઉપરથી જ કરવી પડે છે. સંસાર તરફ દૃષ્ટિપાત કરતાં આપણને જણાય છે કે આ જગતમાં સર્વ વસ્તુઓ પરિવર્તનશીલ છે, નાશવંત છે. બીજમાંથી છોડ, છોડમાંથી વૃક્ષ અને વૃક્ષમાંથી પાછી બીજની ઉત્પત્તિ થાય છે. સમુદ્રમાંથી જળ આકાશમાં જઈ પાછું વૃષ્ટિ દ્વારા તેમાં જ પ્રવેશ કરે છે. સાગરના તરંગો તેમાંથી ઉત્પન્ન થઈ આખરે તેમાં જ લીન થઈ જાય છે. અનેક બ્રહ્માંડો આદિ કારણમાંથી સૂક્ષ્મ-સ્થૂળ રૂપો ધારણ કરી, વળી પાછાં ઓસરતાં-ઓસરતાં મૂળ સ્વરૂપમાં જ પ્રવેશ કરે છે. આ ક્રિયા સર્વત્ર ચાલતી નજરે પડે છે અને આ અચળ નિયમનું ઉલ્લંઘન કોઈ પણ ઠેકાણે જોવામાં આવતું નથી.

આ ઉપરથી આપણને જણાય છે કે કાર્ય અને કારણ વચ્ચે ખાસ ભેદ હોતો નથી. અલ્પ સમય માટે પરિમિત થયેલા અને અન્યરૂપ ધારણ કરનારા કારણને આપણે કાર્ય કહીએ છીએ. વાસ્તવિક દૃષ્ટિએ જગતમાં કોઈ પણ દ્રવ્યનો કે શક્તિનો સદંતર વિનાશ થતો નથી: માત્ર તેમનાં નામ અને રૂપમાં સતત ફેરફાર થયા કરે છે.

આ અનુભૂતિ ઉપરથી કેટલાક એવું અનુમાન કરે છે કે આ સંસાર પરિવર્તન પામતા અણુપરમાણુઓનો સમૂહ છે. તેની પાછળ અધિષ્ઠાન તરીકે કોઈ પણ સ્થાયી તત્ત્વ નથી. જીવનના મૂળ પ્રશ્નને ઉડાવી દેવાનો પ્રયત્ન આ પ્રમાણે માનવ-ઇતિહાસમાં ઘણીવાર કરવામાં આવ્યો છે, પણ મનુષ્યબુદ્ધિમાં અદમ્ય રીતે રહેલી અમૃતત્વની ભાવનાએ આ વિચારને અંતિમ સત્ય તરીકે સ્વીકાર્યો નથી. આપણા મનનું ઘડતર જ એવું છે કે બંધન અને સ્વાધીનતા, જ્ઞાન અને અજ્ઞાન, પાપ અને પુણ્ય, સુખ અને દુઃખ, માન અને અપમાન—આ સર્વ વિરોધી દેખાતી કલ્પનાઓ સાથેસાથે જ રહે છે. આ ઉભય ધારણાઓ પૈકી જેટલા પ્રમાણમાં એકનું અસ્તિત્વ છે તેટલા જ પ્રમાણમાં બીજીનું પણ છે. આપણા પોતાના અથવા જગતના વિનાશનો વિચાર કરવા માટે આપણે તટસ્થપણે સાક્ષી તરીકે ઊભા રહેવાની જરૂર પડે છે. આ 'સ્વાધીનતા'-ની—સ્વતંત્રતાની ભાવના જ આપણા જીવનપંથને પ્રકાશ આપે છે, આપણી પ્રત્યેક ક્રિયામાં વેગ આપે છે, ઉત્સાહ પૂરે છે. જડવાદના સિદ્ધાંતો કાર્યકારણની સાંકળમાં આપણા જીવનને કાયમ માટે બાંધી રાખવાનો ભલે તેવો પ્રયત્ન કરે, તોપણ તેમાં...

તેમને સફળતા મળતી નથી: તેનું કારણ પણ એ જ છે કે શાશ્વતપણાની અને સ્વતંત્રતાની ભાવના આપણા સ્વભાવમાં જ ઓતપ્રોત થયેલી છે અને તેને કોઈ પણ કાળે નાબૂદ કરી શકાય તેમ નથી જગતના સ્વરૂપનો અને આપણા પોતાના સ્વરૂપનો તર્કયુક્ત ખ્યાલ બાંધવા માટે આપણે આ બન્ને વિચારોનો અંગીકાર કરીને જ અનુમાન ઉપર આવવાનો પ્રયત્ન કરવો જોઈએ.

જગતની શરૂઆતથી તે અદ્યતન સમય સુધી મનુષ્યોમાં અતૃપ્તિનું અસ્તિત્વ આપણને જણાયા જ કર્યું છે અમુક વસ્તુની પ્રાપ્તિથી આપણને સુખ મળશે એવી માન્યતાથી તે મેળવવા માટે મનુષ્યો પ્રયત્ન કરે છે અર્ધે માર્ગે પહોંચે છે ત્યાં તો બીજી જ વાસનાનો ફણગો મનમાં ફૂટે છે અને પ્રથમ ઇચ્છેલી વસ્તુ નિ:સત્ત્વ લાગે છે સત્તાધીશને પોતાની પાસે જેટલી સત્તા હોય છે તેનાથી સંતોષ થતો નથી. તેમાં વૃદ્ધિ કરવાની તીવ્ર અભિલાષા તેના મનમાં રહ્યા જ કરે છે દ્રવ્ય સંપાદન કરવાની વૃત્તિને પણ આ જ નિયમ લાગુ પડે છે. કોઈવાર આ અસંતોષની ભાવના ગુપ્ત રીતે વ્યક્તિ અને સમાજના મનમાં સંચાર કરતી માલૂમ પડે છે અને કોઈવાર વિશેષરૂપ ધારણ કરી સમાજના બંધારણમાં ઊથલપાથલ કરી મૂકે છે આ સર્વવ્યાપી અસંતોષનું કારણ એ જ છે કે આ અશાશ્વત સંસારના પદાર્થો મનુષ્યને કાયમ: માટે સંતોષ આપવા સમર્થ નથી પદાર્થો પોતે જ વિનાશી હોવાથી નિત્યસુખ આપવા માટે અશક્તિમાન હોવા જ જોઈએ એ તો નિર્વિવાદ છે સંસાર બંધનરૂપ હોય તો તેનાથી શ્રેષ્ઠ અધિકતાવાળી, એવી વસ્તુ હોવી જોઈએ કે જે તેના નિયમોને આધીન ન હોઈ, તેના ઉપર આધિપત્ય ભોગવતી હોય ને જે સર્વથા સંતુષ્ટ હોય. આ અનિવાર્ય વિચારપ્રક્રિયામાંથી જ પરમાત્માની હસ્તીની કલ્પનાનો ઉદય થયો છે અને તેના સ્વરૂપ વિષે નિર્ણય કરવામાં આવ્યા છે

આર્ય તત્ત્વજ્ઞાન પ્રમાણે પરમ તત્ત્વવિષયક સર્વ ભાવનાઓનો સત્-ચિત્-આનંદમાં સમાવેશ કરવામાં આવ્યો છે. આનાથી આગળ માનવબુદ્ધિ જઈ શકે તેમ નથી. જ્યાં-સુધી પ્રત્યેક નામરૂપાત્મક જીવંત પ્રાણી આ સચ્ચિદાનંદરૂપી અંતિમ ધ્યેય પ્રાપ્ત કરતું નથી, ત્યાંસુધી તે અસ્થિર અને અશાંત અવસ્થાને તથા આધિ અને વ્યાધિને આધીન રહે છે.

મનુષ્યનો વિકાસ આંતરિક અને બાહ્ય ક્ષેત્રોમાં રહેલા વિરોધી તત્ત્વોનો સામનો કરવાથી જ થાય છે વિશ્વમાં સંહાર અને સર્જન હમેશ સાથેસાથે જ રહે છે. આ ઉભય ક્રિયાઓ દ્વારા પરમાત્મા વિશ્વને ધારણ કરવાનું અને વિશ્વ દ્વારા પોતાની અતુલ શક્તિ અને શાશ્વત આનંદનો આવિર્ભાવ કરવાનું કાર્ય કરે જાય છે. નૂતન સર્જનની પ્રાથમિક અને આવશ્યક ભૂમિકા સંહાર જ છે. વ્યક્તિના ઉત્કર્ષમાં જ્યાંસુધી મનુષ્ય પોતાની હલકી પ્રકૃતિનો વિનાશ કરી, તેને જડમૂળથી ઉખેડી નાખતો નથી, ત્યાંસુધી તે પોતાના જીવનનું સાર્થક કરી શકતો નથી બાહ્ય પ્રદેશમાં પણ આપણે જોઈએ છીએ કે જે પ્રજા અથવા જાતિ સમયાનુસાર નવીન સર્જન કરવાની તૈયારી બતાવતી નથી, પણ પરંપરાથી ચાલ્યા આવેલા આચારવિચારોને વળગી રહે છે, તે ક્રમશઃ તમસમાં પ્રવેશ કરે છે, સ્થિતિચુસ્ત બની જાય છે, તેમાં સડો પેસે છે, તેનો નાશ થાય છે અને તેનાં ખંડિયેરોમાંથી નૂતન પ્રજાઓ અને જાતિઓ નિર્માણ થાય છે.

આપણી આસપાસ સર્વત્ર વ્યાપી રહેલા બ્રહ્માંડનું અવલોકન કરતાં આપણને જણાય છે, કે સર્વ પ્રાણીઓ એક યા બીજી રીતે પરમાત્માના પૂજનમાં જ નિમગ્ન છે, કારણકે જ્યાંજ્યાં કોઈ પણ ક્રિયા જોવામાં આવે છે

તેનો ઉદ્દેશ મુક્તિ જ છે, અને એ હેતુથી પ્રેરિત સર્વ કર્મો ઈશ્વરપૂજન જ કહી શકાય. આપણે એક મર્યાદિત વ્યક્તિ નહિ પણ સર્વસ્વ છીએ. સમગ્ર પ્રકૃતિ ઉપર આપણું વર્ચસ્વ ખરી રીતે છે જ, આપણે સૌમાં છીએ અને આપણામાં સર્વ છે. આવી અનુભૂતિ(કેવળ માનસિક કલ્પના નહિ)ને જ મુક્તિનું નામ આપી શકાય.

આ પૂર્ણતાની પ્રાપ્તિ માટે જ સર્વ પ્રાણીઓ પ્રયત્ન કરી રહ્યાં છે, પણ બુદ્ધિના ઓછા વિકાસને લીધે અથવા વાસના અને આસક્તિના પ્રાબલ્યને લીધે આપણે સીધો રસ્તો લઈ શકતા નથી. કીર્તિ, ધન અને સર્વ પ્રકારના વિષયોપભોગની એષણાઓ આપણા મનને આમતેમ ઘસડી જાય છે, લક્ષ્યથી વિમુખ કરે છે. આપણે જે સ્થિતિમાં હોઈએ તેમાંથી આપણા આખરના ધ્યેય તરફ એક ડગલું આગળ લઈ જાય તે પુણ્ય અને જે પાછળ ધકેલે તે પાપ. પાપ અને પુણ્ય સાપેક્ષ છે. સંસારમાં ભિન્નભિન્ન જીવાત્માઓ પૃથક્ પૃથક્ ભૂમિકાઓ ઉપર સ્થિત થયેલા છે, તેથી સર્વને માટે એક જ નિયમ લાગુ પાડી શકાય નહિ. પ્રત્યેક કર્મ–માનસિક, વાચિક શારીરિક –ના સંસ્કાર ચિત્ત ઉપર પડે છે અને આવા સર્વ પ્રકારના સંસ્કારોથી મનુષ્યના ચારિત્ર્યનું ઘડતર થાય છે. તેથી વ્યાપક દષ્ટિથી જોતાં સર્વ કર્મો તથા સુખ અને દુઃખનાં સંવેદનો પરમાત્માની ઉપાસનાનાં અંગો છે.

મુક્તિ વીર પુરુષો માટે છે. આત્મજ્ઞાન બળહીન મનુષ્યો માટે નથી. પદાર્થોમાં મમતા ઉપરાંત દેહાધ્યાસના સંપૂર્ણ ત્યાગની પણ આવશ્યક્તા અનિવાર્ય છે. દેહમાં સ્થૂળ, સૂક્ષ્મ અને કારણજન્ય અહંભાવ હોય ત્યાંસુધી સ્વરૂપાનુભવનો સંભવ નથી. આપણા પિંડનું અન્વેષણ કરતાં આત્મા અને અનાત્મા, દ્રષ્ટા અને દૃશ્ય, જ્ઞાતા અને જ્ઞેય, આવા બે વિભાગોનું આપણને પ્રત્યક્ષ જ્ઞાન થાય છે. આવા વિરોધી ધર્મવાળા પદાર્થો તદ્દન નિરાળા હોવા જોઈએ. જાણનાર ને જાણવાનો પદાર્થ એક હોઈ શકે નહિ. 'હું' પદાર્થ તે 'આ' પદાર્થ હોઈ શકે નહિ એ આપણે સમજી શકીએ છીએ; તે છતાં સામાન્ય વ્યવહારમાં તો ચૈતન્યમાં જડના ધર્મોનું અને જડમાં ચૈતન્યના ધર્મોનું આરોપણ કરીને જ આપણે સર્વ ક્રિયાઓ કરીએ છીએ અને શરીર અને મનનાં સુખદુઃખો સચ્ચિદાનંદસ્વરૂપ આત્મા ઉપર આરોપીએ છીએ. આવો અજ્ઞાનજન્ય વ્યવહાર અનાદિકાળથી ચાલ્યો આવે છે. દ્રષ્ટા નિત્ય છે, ત્રિકાલાબાધિત છે તેથી તે નિરાકાર–નિર્વિકાર હોવો જ જોઈએ, પરિપૂર્ણ હોવો જ જોઈએ આવો પ્રથમ શુદ્ધ બુદ્ધિથી વિવેક કરી પછી તેનો સાક્ષાત્કાર કરવો; અને છેવટે દૃશ્યને દ્રષ્ટાની અંદર સમાવી લઈ દ્રષ્ટાની શક્તિ તરીકે તેને અનુભવવું, એ પરમ સાધ્ય છે. વિવેક અને સાક્ષાત્કાર વચ્ચે ઘણો ફરક છે. વિવેક કરવો તે બુદ્ધિનું કામ છે. અનુભૂતિ એ બુદ્ધિની પરની અવસ્થા છે. બુદ્ધિ લક્ષ્યનો નિર્ણય કરી આપે, તેનું સ્વરૂપ દૃઢ કરે અને તેની પ્રાપ્તિના ઉપાયો બતાવે; તેનાથી આગળ જવાની તેનામાં શક્તિ નથી. બૌદ્ધિક જ્ઞાન સ્વરૂપજ્ઞાનનું પ્રતિબિંબ છે. પ્રતિબિંબ પોતાના અલગ અસ્તિત્વનો ત્યાગ કરે તો જ બિંબની સાથે એકત્વનો આનંદ કરી શકે.

વાસ્તવિક દૃષ્ટિએ જોતાં જગતના સર્વ પ્રશ્નોનો ઉદ્દેશ સંવાદની સ્થાપના છે. જીવન પ્રથમ વિસંવાદથી શરૂ થાય છે, પણ તેની સાથે જ ઊંડાણમાં, મનુષ્યના ચિત્તની અંદર આવી પરિસ્થિતિનો સંતોષકારક ઉકેલ પણ હોવો જોઈએ એવી ભાવના પણ રહેલી હોય છે. જેમજેમ અવ્યવસ્થા અને વિષમતાનું પ્રમાણ વધતું જાય છે, તેમતેમ સુમેળ ઉપજાવવાના પુરુષપ્રયત્નોમાં પણ વેગ આવતો

જાય છે. જડ તત્ત્વમાંથી પ્રાણતત્ત્વનો વિકાસ અને પ્રાણતત્ત્વમાંથી મનનો વિકાસ આપણે અનુભવીએ છીએ. પ્રાણતત્ત્વ પહેલેથી જ જડતત્ત્વમાં અંતર્હિત રહેલું ન હોય તો આ પ્રમાણે વિકાસ શક્ય નથી. તે જ પ્રમાણે પ્રાણતત્ત્વની અંદર મન પણ પહેલેથી જ રહેલું છે. આ વિચારશ્રેણી આપણે અપનાવીએ તો, મન પણ એનાથી વધારે ઉચ્ચ પ્રકારના જ્ઞાનનું આવરણ છે, તેની અંદર પણ ઊર્ધ્વ ચેતના રહેલી છે, એવા અનુમાન તરફ આપણે કુદરતી રીતે જ દોરવાઈએ છીએ અને મનુષ્યજાતિમાં પ્રભુપ્રાપ્તિ માટે, અનંત શક્તિ માટે, શાશ્વત આનંદ માટે જે તીવ્ર ઇચ્છા સતત રહેલી છે તેનું સયુક્તિક કારણ આપણને મળી રહે છે.

એક અચિંત્ય પરમશક્તિ વિશ્વરૂપ બનવાનો સંકલ્પ કરીને પોતાનો આવિર્ભાવ ભિન્નભિન્ન ચઢતી શ્રેણીઓમાં કરતી રહી છે, જડમાંથી પ્રાણતત્ત્વમાં, પ્રાણમાંથી મનમાં, તેવી જ રીતે મનનો પણ સંપૂર્ણ વિકાસ સાધીને તેની અંદર રહેલી ગુપ્ત અને સુપ્ત શક્તિઓનો પણ આવિષ્કાર અવશ્ય થવાનો છે જ. પશુરૂપી જીવંત પ્રયોગશાળામાંથી મનુષ્યની ઉત્પત્તિ થઈ છે, તેવી જ રીતે મનુષ્યરૂપી જીવની અને વિચાર કરતી પ્રયોગશાળામાંથી જીવન્મુક્તનો, પરમ માનવનો, દિવ્ય મનુષ્યનો ઉદય થવો જ જોઈએ એ વાત નિ:શંક છે. પશુઓમાં અને બુદ્ધિમાન મનુષ્યોમાં ફરક એટલો જ છે કે પશુયોનિ સુધી પ્રકૃતિની ઇચ્છાનુસાર ઉન્નતિ થયા કરે છે. મનુષ્યમાં વિવેકની હસ્તી હોવાથી, વિશ્વના અસ્તિત્વના પ્રયોજનનું અને કુદરતના નિયમોનું જ્ઞાન પોતે મેળવી શકે છે અને સમાન સહકાર આપી લક્ષ્યસિદ્ધિનું કાર્ય સરળ અને ત્વરિત બનાવી શકે છે.

આ દશ્યમાન વિશ્વની પાછળ એક શાશ્વત પરિપૂર્ણ તત્ત્વ રહેલું છે. આ જગત તેનું જ મૂર્તસ્વરૂપ છે, આ અનુભૂતિ મેળવી, આ સ્થિતિમાં સતત નિષ્ઠા રાખી, સૂક્ષ્મ અને સ્થૂલ કરણોને વિશુદ્ધ બનાવી, આ પરમ સત્યનો વ્યક્તિગત અને સામુદાયિક જીવનમાં પ્રાદુર્ભાવ કરવો એ જ માનવજીવનનો ઉદ્દેશ છે, આ વિચાર આપણે મનમાં દૃઢ કરવો જોઈએ.

★

પત્તાની બ્રીજ નામની રમત જાણનારાઓને હીટલરના જીવનમાં બનેલો કહેવાતો એક બનાવ જાણવો ઠીક થઈ પડશે.

હીટલરના મકાનમાં વખત પસાર કરવા માટે ચારે ય નાઝી માથાવાળાઓ બ્રીજ રમી રહ્યા હતા. હીટલર, ગોરિંગ, ગોબ્બેલ્સ અને રીબનટ્રોપ. રીબનટ્રોપ અને ગોબ્બેલ્સ સાથી હતા

શરૂઆત રીબનટ્રોપે કરી, કહ્યું:

'ત્રણ ચોકડી.'

'ચાર લાલ' પોતાના પત્તાનો બરાબર અભ્યાસ કરીને ગોરિંગ બોલ્યો

'પાંચ ચોકડી' ગોબ્બેલ્સે સાથીને ટેકો આપ્યો

હીટલરે ત્યારે બોલ્યો: 'એક ફુલ્લી!'

બાકી ત્રણેયના ઉત્તરો આવ્યા:

'પાસ!'

'પાસ!'

'પાસ!'

બાપુના અપ્રસિદ્ધ વાર્તાલાપો

# પ્રાર્થના, દ્વન્દ્વ અને અદ્વૈત

શ્રી ચંદ્રશંકર પ્રા. શુકલ

જાન્યુઆરીની ૩૦મી તારીખ હિંદુસ્તાન તો શું, જગત નહિ ભૂલે. સત્ય અને અહિંસાની પ્રતિષ્ઠા અર્થે આ દિવસે ભવ્ય આહુતિ અપાઈ. એ દિવસે પૂ. બાપુ અમર બન્યા. આપણે ક્ષુદ્ર ને પામર દેખાયા. બલિદાનનો એ સમય હતો પ્રાર્થનાનો. અહીં આ વાર્તાલાપ પણ પ્રાર્થના તથા દ્વન્દ્વ અને અદ્વૈતની ચર્ચા કરે છે. આજ સુધી અપ્રસિદ્ધ રહેલા પૂ. બાપુના વાર્તાલાપો શ્રી ચંદ્રશંકર શુકલ 'અખંડ આનંદ'ના વાચકો સમક્ષ રજૂ કરે છે. આપણે એ વાંચી પાવન થઈએ ને પ્રકાશ મેળવીએ.

[૧]

[તા. ૨૦–૧૦–૧૯૩૩. સ્થળ: વર્ધા. એક હરિ-
...ક જોડેનો વાર્તાલાપ. હરિજનસેવા વિષેની
...ત થઈ ગયા પછી તેમણે પ્રાર્થના વિષે પ્રશ્ન
...ો.]

૦: હું પ્રાર્થના કરવા બેસું છું, ત્યાં બીજા જ વિચારો હુમલો કરે છે, તેનું શું કરવું?

ગાંધીજી: મને તો અનુભવે એવું લાગે છે કે પ્રાર્થના વખતે બીજા વિચારો આવે છે એનો ખ્યાલ જ ન કરવો, એનું દુઃખ ન માનવું. વિચાર ન કરવાના વિચાર કરવા જતાં તેનો હુમલો વધારે જોરથી થાય છે. બીધેલો બીક દેખે છે એ પ્રમાણે અપ્રાસંગિક વિચારોનું છે. વિચારો કેમ આવે છે એની ચિંતા રાખવી એ વિચારોને વેરભાવે પૂજ્યા જેવું છે. ન જોઈતા વિચાર આવે તો જાણી લઈએ કે શત્રુ આવ્યા છે; પણ આપણે એનું આવાહન ન કરીએ. વગરનોતરેલો પરોણો ઘરમાં આવી જાય તેને આવકાર નથી મળતો, તેથી તે કોચવાઈ જાય છે, તેમ વગરબોલાવેલા વિચારો આવે તેની દરકાર ન કરવાથી તે જશે; પણ જેમ વણનોતરેલ પરોણો ઘૂસી જાય તેથી નોતરેલાને આપણે ભૂલતા નથી, તેમ નહિ ઇચ્છેલા વિચારોના હુમલાથી આપણે ઇચ્છેલી પ્રાર્થના બંધ ન કરીએ, ને પેલા હુમલાથી અકળાઈએ નહિ. જેમજેમ તેની અવગણના થતી જશે તેમતેમ તે મોળા પડતા જશે, ને પ્રાર્થના આપણું ધ્યાન વધારે ને વધારે રોકતી જશે. બીજા વિચાર આવે છે માટે પ્રાર્થના ન કરવી, એ બરાબર ત્યારે હોય જ્યારે આપણે વિચારોને બોલાવતા હોઈએ. પ્રાર્થના કરવા બેસવું ને બીજા વિચારોને બોલાવવા એ દંભ થાય. કુવિચારો સાથે માનસિક અસહકાર થવો જોઈએ.

[૨]

[તા. ૨૧–૧૦–૧૯૩૩. સ્થળ: વર્ધા. ગઈ કાલની પ્રાર્થના વિષેની ચર્ચા વખતે શ્રી. મહાવીરપ્રસાદ પોદ્દાર હાજર હતા. એના અનુસંધાનમાં તેમણે આજની ચર્ચા ઉપાડી, અને તેમને ગાંધીજી જોડે નીચેનો વાર્તાલાપ થયો.]

મહાવીરપ્રસાદ: વિચારો સારાબૂરા તો આપણે માની લીધા છે કે આ સારા ને આ બૂરા. એ આવે જાય એથી ગભરાવું શું?

ગાંધીજી: સારા ને બૂરા એ ભેદનું મહત્ત્વ નથી એમ નહિ. એ વિચારો ગમેતેમ આવે છે એમ પણ નથી. તે અમુક નિયમ અનુસાર આવે છે. એ નિયમ શો છે તે સમજાવવાની કોશિશ નીતિશાસ્ત્રે કરી છે. ગણિતશાસ્ત્રમાં કેંક કોયડા એવા હોય છે. જે છોડવા માટે કેટલાક કાલ્પનિક વ્યવહાર કરવા પડે છે. તે કોયડા છોડવામાં મદદગાર થાય છે, છતાં તે કેવળ કાલ્પનિક છે; એ સિવાય એનો બીજો ઉપયોગ નથી. તે જ પ્રમાણે માનસશાસ્ત્રીઓએ એક કલ્પના રચી દીધી છે કે જગતમાં

બધે દ્વંદ્વ કામ કરી રહ્યાં છે–એક દૈવી છે ને બીજું આસુરી. એક અંગ્રેજ લેખકે– એક નવલકથા લખી છે, તેમાં મોટી આધ્યાત્મિક વસ્તુ બતાવી છે એ નવલકથાનું નામ છે 'જેકિલ એન્ડ હાઈડ' મિલ્ટને ઈશ્વર અને શેતાનનું દ્વંદ્વ કલ્પ્યું છે, ને જરથોસ્તે અહુર મઝ્દ અને અહ્રિમાનનું એવું બધાં ધર્મ શાસ્ત્રોમાં છે, પણ હું કહું છું કે એ દ્વંદ્વ કાલ્પનિક છે બાકી ઈશ્વર તો એક જ છે, ને તે અનિર્વચનીય છે વસ્તુત એ એવો કોઈ ઈશ્વર છે જ નહિ, જે શેતાનની જોડે યુદ્ધ કરતો હોય પણ ઈશ્વર શેતાનની સામે યુદ્ધ ચલાવી રહ્યો છે એવી કલ્પના આપણે કરી મહાભારતકારે પાંડવ કૌરવનું દ્વંદ્વ આપ્યું ને બતાવ્યું કે કૌરવ જોડે અસહકાર કરવો જોઈએ

મહાવીરપ્રસાદ: આપે તો કહ્યું છે કે અસહકાર કરીને ઝઝટમાં પડીએ છીએ!

ગાંધીજી: મે અસહકારનું શસ્ત્ર કાઢ્યું ને પછી તેને મર્યાદિત કર્યું એટલું જ બાકી અસહકાર તો ચાલુ જ છે એનાથી માનસિક પરિવર્તન થવા પામ્યું પહેલા આપણે સરકારી શાળાઓ બધી સારી માનતા હતા, હવે બધી બૂરી માનવા લાગ્યા છીએ એનો અસહકાર આપણે પૂરો કરી નથી શકતા તોયે આ મોટું માનસિક પરિવર્તન તો થયું જ છે એક માણસ વ્યભિચારને ધર્મ માનતો હોય ને બીજો તેને અધર્મ માનતો હોય એ બેમાં કેટલો બધો ફેર પડે? વિકાર આપણા મનમા અતિથિ બનીને નથી આવતા, ચોર બનીને આવે છે ચોરને આપણે પસંદ નથી કરતા, પણ આ ભેદ સાચો હોવો જોઈએ જે માણસ કહે છે કે 'હું આવા વિચારોને નાપસંદ કરુ છુ' છતાં મનમાં તો એ વિચારો કર્યા કરે છે તેને માટે મારી આ વાત નથી આપણે તો એમ માનવુ જોઈએ કે કુવિચારરૂપી આ દુશ્મને આપણા ઘરને ઘેરો ઘાલ્યો છે એનાથી ડરીએ કેમ? પરાસ્ત કેમ થઈએ? પણ મનથી એનો વિરોધ કરવો છોડી દઈએ તો આપણે હાર્યાં આપણો તો એવો નિશ્ચય હોવો જોઈએ કે જ્યાંસુધી થઈ શકશે ત્યાંસુધી એનો વિરોધ જ કરીશુ તુલસીદાસનું એક ભજન છે, તેમાં કુવિચારો ને 'તસ્કર' કહ્યા છે* એ શુદ્ધ વસ્તુ છે તસ્કર ઘરમાં આવી ગયા છે, પણ માણસ એનો આદરસત્કાર કરતો જ નથી, છતાં ઘૂસી જાય છે એની પરવા નથી કરતો–આવી આપણી વૃત્તિ હોવી જોઈએ

મહાવીરપ્રસાદ: અમુક વિચારો 'ખરાબ' છે, એવી કલ્પના તો આપણે કરી છે માણસ હમેશાં પવિત્ર વાતાવરણમાં રહેતો હોય, તો એવા વિચાર આવે જ કેમ?

ગાધીજી: આવો વિચાર કરનાર પણ આપણે જ છીએ બીજી તરફથી એ પણ સાચી વાત છે કે વિચારને હઠાવનાર પણ આપણે જ છીએ તેથી કહ્યું છે કે માણસના મનમાં દ્વંદ્વ ચાલે છે એ યોજના કાલ્પનિક છે સાચી નથી છતા કલ્પના વડે દ્વંદ્વનો સ્વીકાર કરવાથી જ જગતમાં આપણો બચાવ થઈ શકે છે

મહાવીરપ્રસાદ: પણ એ કલ્પનાનો અસ્વીકાર કરીએ તો?

ગાધીજી: એનો અસ્વીકાર કરવાથી આપણો બચાવ થઈ શકતો હોય તો એ કલ્પના વિના ચલાવીએ હું તો મારા અનુભવની વાત કરુ છુ કેવળ શાસ્ત્રની જ વાત નથી કરતો હું તો આ કલ્પનાનો આધાર લઈને જ શાંતિ મેળવું છું હું માનું છુ કે મારા મનમાં દ્વંદ્વ છે એક ઈશ્વરી ને બીજું આસુરી. તેમાંથી હું

રાબર્ટ લૂઈ સ્ટિવનસને —ચ

* કહ તુલસીદાસ સુન રામા, લૂટત તસ્કર નવ ધામા

ઈશ્વરીને રાખીશ, આસુરી વિચારો આવે તો છે પણ હું માનું છું કે એ લૂંટારા છે. એમ માનું છું ત્યાંસુધી હું સુરક્ષિત છું. એ વિચારોને હું અન્નદાતા માનું તો હું મૂઓ પડ્યો છું.

મહાવીરપ્રસાદ: આપ દ્વંદ્વ માનો છો, ત્યારે આપ પોતે પણ પરમાત્માથી સ્વતંત્ર છો એવી કલ્પના કરો છો ને?

ગાંધીજી: જ્યાંસુધી દ્વંદ્વ ચાલે છે, ત્યાંસુધી પરમાત્મા આપણાથી ભિન્ન શક્તિ છે એમ માનવું પડે છે. એથી ઊલટું એમ માનનારા પડ્યા છે કે પરમાત્મા તે હું જ છું. એ પણ કલ્પનાની જ વાત છે. કેટલાક કહે છે કે 'અહં બ્રહ્માસ્મિ' જેને એવો અનુભવ હોય તેને હું નમસ્કાર કરું; મારો એ અનુભવ નથી.

મહાવીરપ્રસાદ: એ બે કલ્પનામાં સુરક્ષિત કઈ?

ગાંધીજી: મેં કહી તે. પેલી બીજી કલ્પનામાં ગેરસમજ આવી જવાનો સંભવ છે, આમાં નથી.

મહાવીરપ્રસાદ: મને તો પેલી બીજી કલ્પના ગમે છે.

ગાંધીજી: તો એને વળગી રહેજો. તમારામાં એવી શક્તિ આવતી જશે ને વધશે, તો તે એની મેળે દેખાઈ આવશે. કોઈ માણસની આંખમાંથી મલિનતા ચાલી જાય, તો તેની ખબર તરત પડે છે. એને માટે પરીક્ષકની જરૂર નથી પડતી. એનો પ્રભાવ આપોઆપ પડે છે.

મહાવીરપ્રસાદ: આપ કહો છો એ રસ્તો ગીતાએ માન્ય રાખ્યો છે ખરો?

ગાંધીજી: માન્ય રાખ્યો છે, એવો મારો ખ્યાલ છે. આખી ગીતાનું એક ચિત્ર બનાવીને જુએ તો આ કલ્પના મળે છે, આપણી ને કરોડોની પાસે તો આ ચીજ હોઈ શકે. અવ્યક્તની ઉપાસના દેહધારીને માટે અશક્ય જેવી છે, એમ ગીતામાં કહ્યું છે; જે સાર્વજનિક અનુભવ છે તેને તે કેમ બાતલ કરી શકે? સાર્વજનિક અનુભવ તો દ્વન્દ્વનો જ છે. પ્રત્યક્ષ જગતમાં તો દ્વન્દ્વ જ દેખાય છે. અપ્રત્યક્ષ જગતની ઝંઝટમાં પડવું તે ગીતાકારની દૃષ્ટિએ સારું નથી. આપણે ચોવીસે કલાક પ્રત્યક્ષ જગત પર નિર્ભર રહીએ છીએ. એ જગત જોડે મારે કશો સંબંધ છે જ નહિ, એમ કહેવું એ દંભ છે. હિંદુ ધર્મમાં જેટલો દંભ ઘૂસી ગયો છે તેટલો ભાગ્યે જ બીજે ક્યાંય ઘૂસ્યો હશે.

મહાવીરપ્રસાદ: હું જ બ્રહ્મ છું એમ માનવાથી અહંકાર પણ વધવાનો ભય રહે છે.

ગાંધીજી: કેટલો બધો! 'અહં બ્રહ્માસ્મિ' કહીને શંકરે બુદ્ધિચાતુર્યનો પ્રયોગ તો કરી લીધો; પણ તેઓ કેટલા નમ્ર ને જ્ઞાની પુરુષ હતા! એ વાતની ખબર એમના આ વાક્ય પરથી નથી પડતી.

મહાવીરપ્રસાદ: શંકર સિવાય પણ આ ફિલસૂફીને સ્થાન છે.

ગાંધીજી: એ વાત મારી પાસે કબૂલ કરાવ્યે કશું નહિ વળે. મારો અનુભવ તો એવો નથી.

★

એક સભામાં વક્તવ્ય પૂરું થઈ ગયા પછી એટલા બધા સવાલો પુછાયા કે વાત જ ન કરો. થાકેલા વક્તાએ અંતે પ્રશ્ન કર્યો:

'હજી કોઈને સવાલ પૂછવો છે?'

એક યુવાને આંગળી ઊંચી કરીને પૂછ્યું:

'સાહેબ, કેટલા વાગ્યા?'

×

# બાપુ સાથેના પ્રસંગો

•

### શ્રી હરિભાઉ ઉપાધ્યાય

બાપુએ રાષ્ટ્રને ચરણે ધરેલા સેવાના લગભગ અર્ધા સદી જેટલા વર્ષો દરમિયાન કેટકેટલી પ્રકૃતિના ને કેટકેટલી વિવિધતાવાળા લોકો એમના સંપર્કમાં આવ્યા હશે! એ સર્વેને પારસમણિનો સ્પર્શ લાગ્યો છે માનવતાની માવજતની ઊંડી સમજશક્તિ અને દરિયાવ દિલની એમની મહત્તાનું સાચું માપ તો કદાચ ભાવિનો ઇતિહાસ જ કાઢી શકશે. 'वज्रादपि कठोराणि मृदूनि कुसुमादपि। વજ્રથી યે કઠોર અને કુસુમથી યે મૃદુ' એવા માનવતાના વિરલ પુષ્પની ફોરમ અહીં અપાયેલા પ્રસંગોમાં પણ સહેજે જણાય છે બાપુના આ આત્મપ્રકાશમાં, એમના જીવનપ્રસંગો પાછળનું રહસ્ય સમજાશે શ્રી હરિભાઉ મોટા વિચારક અને પ્રતિષ્ઠિત લેખક છે.

•

જોધપુરના એક કાર્યકર્તા હતા. એ ઘણા સાચાબોલા, નેકદિલ અને વ્રતસંયમ પર શ્રદ્ધા રાખનાર હતા. એમને બ્રહ્મચર્યની સાધના કરવાની ઘણી જ ઉત્કંઠા હતી. પરણેલા હતા. લગ્ન થયે બેચાર વર્ષ થયાં હશે, પરંતુ એમણે બ્રહ્મચર્ય પાળીને રહેવાનો નિયમ કર્યો તેઓ વફાદારીપૂર્વક એનું પાલન કરવાની કોશિશ પણ કરતા હતા—પરંતુ એક વાતને લીધે એ ઘણા જ દુઃખી રહેતા હતા—એમની પત્નીનો સહકાર મળ્યો નહોતો.' એમને બાપુનું એક વચન યાદ હતું કે દંપતીમાંથી જો એક પણ પક્ષ ઇચ્છે, તો સામાની રાહ જોયા વિના બ્રહ્મચર્યવ્રત લઈ શકે છે. એ અનુસાર એ ચાલી રહ્યા હતા, પરંતુ એમની પત્નીની બિચારીની ઘણી જ બૂરી દશા હતી. જબરદસ્તીથી પળાવેલા આ સંયમમાં ને સંયમમાં જ એનું મન કુંઠિત થવા લાગ્યું. અંતે એ ગાંડા જેવી બની ગઈ કદાચ હિસ્ટિરિયા પણ થઈ ગયો હશે એનો ચહેરો જોઈને જ દયા આવતી હતી. એનો ચહેરો ઉદાસ ને આંખો શૂન્યમાં વિહ્વળતા જેવી લાગતી હતી એ ભાઈ મોટી મુશ્કેલીમાં પડી ગયા. મારી પાસે સલાહ લેવા માટે આવ્યા મેં તો સીધીસાદી રીતે વ્યવહારુ સલાહ આપી કે તમારે ગૃહસ્થી જીવન જ વ્યતીત કરવુ જોઈએ. આ બ્રહ્મચર્ય તમને ફળશે નહિ. થોડુંક સમજાવ્યા પણ ખરા, પરંતુ એમને ગળે વાત ઊતરી નહિ એટલે મેં બતાવ્યું—ઠીક બાપુજીને પૂછી લો.

આ પ્રસંગ બાદ થોડા જ દિવસોમાં બાપુ અજમેર સ્ટેશનેથી રવાના થયા. મોટેભાગે અમદાવાદ જઈ રહ્યા હતા. અજમેરથી બિયાવર સ્ટેશન સુધી એ દંપતીને બાપુ સાથે વાતચીત કરવાનો અવસર મેં અપાવ્યો. હું પણ તે વખતે હાજર જ હતો. મને મારી સલાહની યોગ્યતા પર વિશ્વાસ હતો, પણ હું ઉત્સુક હતો બાપુની સલાહ જાણવા માટે. જ્યારે મેં જોયું કે બાપુએ પણ મેં આપી'તી એવી જ સલાહ બરાબર એમને આપી છે ત્યારે મને ઘણો આનંદ થયો પરંતુ બાપુની એક દલીલ ખૂબખૂબ સચોટ હતી, એ જ દલીલ અહીં કામ કરી ગઈ. એમણે કહ્યું:

'મને તમારું બ્રહ્મચર્ય કાચું માલૂમ પડે છે.'

પતિપત્ની બંને બોલ્યાં:

'જી નહિ જ્યારથી એ વ્રત લીધું છે ત્યારથી બિલકુલ એનો ભંગ થયો નથી.'

બાપુએ કહ્યું:

'ભલે, પરંતુ એની અ[illegible] બહેનના

મન પર હજી સુધી વરતાઈ નથી. સાચા બ્રહ્મચર્યનું અવશ્ય એવું પરિણામ આવવું જોઈએ કે જે કોઈ એના સંપર્કમાં આવે તેનું મન વિકારોની દિશામાંથી બિલકુલ પાછું હઠી જાય. પત્ની તો ચોવીસે કલાક તમારી સાથે રહે છે, તોપણ આકુળવ્યાકુળ થઈને એ ગૃહસ્થીજીવન વાંછે છે, એટલે તમારા બ્રહ્મચર્યમાં જરૂર કેંક ખામી છે અને તમારે પોતાનો આગ્રહ છોડીને પત્નીને સંતોષ આપવો જોઈએ.'

પત્નીનો ચહેરો ખીલી ઊઠ્યો. એ ભાઈને પણ એવું લાગ્યું કે જાણે કોઈ મુસ્કેલીમાંથી છૂટ્યા.

બાપુ આગ્રહી તો હતા જ, પરંતુ એકાંગી નહોતા. એક વૈજ્ઞાનિકની રીતે એ પોતાના કે બીજાના પ્રયોગોને ખૂબ બારીકાઈથી જોતા હતા અને એનાં પરિણામો પરથી એની ઊંડી છણાવટ કરતા હતા. એમ કરવાથી મોટામોટા અને કેટલાક ભયંકર ગણાતા પ્રયોગોમાંથી એમને હમેશ બળ, સ્ફૂર્તિ અને પ્રગતિ મળ્યાં છે. ગાડી ક્યાં અટકી રહી છે એ એ તુરત જ માપી લેતા હતા અને અધિકારી જોઈને એવી સલાહ એને આપતા હતા.

*

સામાવાળા વિરોધીને તરત જ જીતી લેવાનો બાપુમાં અદ્ભુત જાદુ હતો. અજમેરના મારા એક આર્યસમાજી મિત્ર બાપુના મોટા ટીકાકાર હતા. બાપુ પ્રત્યે એમને શ્રદ્ધા તો ઓછી નહોતી, પરંતુ એમના વિચારો–ખાસ કરીને અહિંસા સંબંધી વિચારો–ને એ હાનિકારક માનતા હતા. એ ઘણા સ્પષ્ટવક્તા અને આખાબોલા હતા. હરેક વખતે કહ્યા કરતા હતા કે મહાત્માજી સાથે મારી મુલાકાત કરાવી દો તો હું એમને મોઢેમોઢ ખરેખરી સંભળાવું. હું એમને 'હા હા' તો કર્યા કરતો હતો, પણ મારા મનમાં ડર પણ હતો. સંજોગવશાત્ એક દિવસ બાપુ અજમેર થઈને ગયા અને અમે લોકો એમનાં દર્શન માટે ગયા. પેલા મિત્ર પણ આવી પહોંચ્યા. મને બાપુની સામે જ કહ્યું: 'મારો પરિચય કરાવી દો!' હવે તો મારે બાપુને કહેવું જ પડ્યું:

'બાપુ! આ મારા આર્યસમાજી મિત્ર છે. ઘણા જ નીડર છે ને તમારા વિચારોના કડક પરીક્ષક છે. આપને મળવા માટે ઘણીવાર એમણે મને કહ્યું છે.'

બાપુએ હસતાંહસતાં કહ્યું:

'હા, હા, જરૂર, એમની વાતો તો હું જરૂર સાંભળીશ.' મિત્ર ટ્રેનના ડબ્બાની અંદર દાખલ થયા અને ઊભાઊભા જ એમણે પોતાનો વરસાદ વરસાવવો શરૂ કરી દીધો. બાપુ સાંભળી રહ્યા. એમને કશુંય વળતું કહેવાનો પ્રસંગ જ નહોતો મળ્યો, ત્યાં ગાડીએ સીટી મારી. મિત્રની વાત પણ અધૂરી રહી ગઈ. એ સ્ટેશન પર ઊતરી પડ્યા. હું બાપુની સાથે ટ્રેનમાં આગળ ગયો. મિત્રના અક્કડપણા પર મનમાં હું દુઃખી થઈ રહ્યો હતો. મારું દુઃખ મટાડવા માટે મેં અપરાધીની રીતે કહ્યું:

'બાપુ, હું જાણતો હતો કે એ આપને ખરીખોટી સંભળાવશે પ...ણ...'

વચમાં જ બાપુ, જાણે મારી શરમને છુપાવતા હોય તેમ બોલ્યા:

'પરંતુ મને તો અફસોસ છે કે વધારે વખત નહોતો, નહિ તો એમની હજી પણ વધુ વાતો હું સાંભળત, એમને પૂરો સમય આપત.'

હું તો શરમાઈ જ ગયો. બાપુને મેં કેટલા નાના માની લીધા હતા!

*

બાપુ ઘણી જ મીઠી ચીમટી આપી શકતા હતા. શીખ આપવા માટે એ નકામી નીવડતી નહોતી. સામી વ્યક્તિને જાગ્રત કરવાનો એ અહિંસાત્મક પ્રકાર છે. હું આશ્રમમાં

રહ્યો હતો બાપુના જ આદેશથી રાજસ્થાનમાં કામ કરવા માટે આવ્યો હતો આશ્રમ જીવનને અનુકૂળ જ મારા જીવનને જોવાની એમની અપેક્ષા હતી હુ પણ પ્રયત્ન તો એવો જ કરતો હતો પરંતુ એકવાર મારે પણ નીચુ જોવા જેવુ થયુ સદ્ભાગ્યે હુ પુષ્કર ગયો હતો તે વખતે મારે એક જ સતાન હતુ શકુતલા ચારપાંચ વર્ષની હશે મારા અજાણતાં એની માએ એને કાનનાં લટકણિયા લાવી આપ્યા હશે એ દિવસોમાં એ નવેનવા હતાં પુષ્કરથી શકુતલા મારી પાસે આવી અને બાપુની ગોદમાં પહોંચી ગઈ બાપુએ લટકણિયાં પકડીને હસતાં હસતાં કહ્યુ

'ઠીક ત્યારે હરિભાઉની દીકરી પણ આ પહેરે છે એમ ને?' મને તો કાપો તો લોહી યે ન નીકળે ત્યારે હુ એમ કહુ કે એની માએ મારાથી છૂપી રીતે એને લાવી આપ્યાં હતાં તો મારી મોગાઈને લીધે હુ એની માને બાપુની સામે નીચી પાડુ છું મને લજ્જિત થયેલો જોઈને કદાચ બાપુ પરિસ્થિતિ પામી ગયા શકુતલાને એમણે પૂછ્યુ

'કેમ માતાએ લાવી આપ્યાં છે ને?'

શકુતલાએ મારી તરફ જોઈને ડોકુ હલાવી હા નો ભાવ પ્રદર્શિત કર્યો

બાપુ બોલ્યા

'ઠીક, ઠીક, હજી યે તમારે આશ્રમમાં વધુ રહેવુ જોઈએ '

*

એકવાર અજમેર સ્ટેશનથી ટ્રેનમાં જતાં જતાં બાપુ મારા કેટલાક પ્રશ્નોના ઉત્તર આપી રહ્યા હતા ઘણી જ સૂક્ષ્મતાથી મને સમજાવી રહ્યા હતા. કોઈ એક મુદ્દાનો હુ વિચાર કરવા લાગ્યો હવે ધ્યાન તો એ મુદ્દા પર ચોંટયુ હતુ ને બીજી બાજુ બાપુ કહે જતા હતા અને હુ 'હા-હા' કહે જતો હતો મારી આંખો દ્વારા બાપુએ જોઈ લીધુ કે હુ બીજી કોઈ દુનિયામાં છુ

તરત જ પ્રશ્ન કર્યો

'સમજ્યા?'

એ વખતે મારા મુખમાંથી બળપૂર્વક શબ્દ નીકળ્યો

'હા '

વળી હસીને એમણે પૂછ્યુ 'શુ સમજ્યા?'

હવે હુ શુદ્ધિમાં આવ્યો શુ જવાબ દઉ? સમજ્યો તો હુ ધૂળ પણ નહોતો! એમનુ મુખ જોઈને હુ ગભરાઈ ગયો શરમાઈને બોલ્યો

'બાપુ હુ તો કોઈ બીજા જ વિચારમાં પડી ગયો હતો અમસ્તો જ 'હા હા' કર્યા કરતો હતો '

બાપુ બોલ્યા 'એ તો મે જોયું એટલે તો તમને પૂછ્યુ હુ વાત કરતી વખતે સામી વ્યક્તિની આંખો અને મુખ જોયા કરુ છુ જ્યારે એમ માલૂમ પડે છે કે એ આદમી સાંભળ્યુ ન સાંભળ્યુ કરે છે ત્યારે કાં તો વાતચીત બધ કરી દઉ છુ અથવા તો વિષય બદલુ છુ '

*

શ્રી. ક્ષેમાનદ રાહતે મને એમનો એક પ્રસગ કહ્યો હતો બાપુ આગ્રા આવ્યા હતા શ્રી રાહત એમને મળવા ગયા બાપુએ દક્ષિણ ભારતમાં હિંદીપ્રચારનુ કાર્ય જ્યારે શરૂ કર્યું, ત્યારે જે હિંદીપ્રચારક ત્યાં પહેલ વહેલા પહોંચ્યા હતા એમાં ભાઈશ્રી ક્ષેમાનદ પણ હતા. એ હિંદીના અગ્રજ લેખક કવિ તથા મોટા હાસ્યકાર હતા બાપુને એમની સાથે ત્યારથી સબધ હતો એ દિવસોમાં એ મારી સાથે 'ત્યાગભૂમિ'નુ સપાદન કરી રહ્યા હતા 'ત્યાગભૂમિ'નો 'પ્રતાપ અક નીક

# મૃત્યુનો મહિમા

*

શ્રી કેદારનાથજી

જીવન અને મૃત્યુ: આત્માનું આ જગતમાં અવતરણ અને પ્રસ્થાન: એક ક્રિયા માટે આનંદ અને બીજી માટે શોક શા માટે?, ભગવાનનું જ જે એક સ્વરૂપ છે, જેને નજરમાં રાખી મનુષ્ય દૈનિક કાર્યોનો હિસાબ રાખે, તો દુનિયા છોડતી વખતે માનવીને મૃત્યુમિલનનો લેશમાત્ર યે પસ્તાવો ન થાય એવું એ ગૌરવવંતુ છે, મહિમાવંતું છે. તેને કોઈ પણ સ્વરૂપે ગમે તે સંજોગોમાં આવકારવા કાજે આપણે તૈયાર રહેવું જોઈએ. એક સ્વજનને ત્યાં આવેલા આવા પ્રસંગે પૂ. નાથજીએ મૃત્યુનો મહિમા બતાવ્યો છે. આ પ્રવચન પૂ. બાપુના અંતેવાસી શ્રી. કનુ ગાંધીએ નોંધી લઈ પૂ. નાથજીને વંચાવી 'અખંડ આનંદ'ના વાચકો માટે અહીં આપ્યું છે.

આવા પ્રસંગો આવે છે ત્યારે થાય છે કે હું શું કહું? કંઈ જ સૂઝતું નથી. પ્રસંગની સર્વ લોકોના મન ઉપર શી અસર થઈ હશે તેની કલ્પના તો હતી, પણ હવે વિશેષરૂપમાં જોઈ શકું છું.

હું તો ગઈ કાલે સવારે આવનાર હતો. આવીને પ્રારંભમાં જ નાથુભાઈને કહેવાનો હતો. 'જયંતી ચાલ્યો ગયો એટલા માટે તમને મળવા આવવાની ફરજ હતી.' હું તો વર્તમાનપત્રો વાંચતો નથી. કિશોરલાલભાઈનો પત્ર આવ્યો. કાંતિ મળ્યો. આટલા દિવસ હું આવી શક્યો નહિ એ માટે એમની પાસે માફી માગવાનો હતો. એ માફી માગવાની તો હવે રહી ગઈ, હવે આપની પાસે માગી રહ્યો છું. વહેલા આવવાની ફરજ હતી છતાં નહિ આવી શક્યો માટે મને દુઃખ થાય છે.'

પ્રિયજનો, વડીલ કે પૂજ્ય વ્યક્તિ જાય છે, ત્યારે દુઃખ સર્વને થાય છે, વિવિધ પ્રકારનાં દુઃખ થાય છે. માનવીએ સમજવું જોઈએ કે દુઃખ થવું સ્વાભાવિક છે. એ દુઃખમાંથી બોધપાઠ લઈને આગળ ભવિષ્યમાં શું કરવું જોઈએ એ વિચારવાનું વિચારશીલ મનુષ્યનું કર્તવ્ય છે. એવા બીજા બનાવ માટે સાવધ રહેવું જોઈએ. દુઃખ વિચારવંત મનુષ્યને બોધ આપે છે. જે ભજન હમણાં ગવાયું તે બોધદાયક હતું.

શું રાય ને રંક, બધા જ દુનિયા છોડી જાય છે. માનવીનું કર્તવ્ય છે કે પોતાની જિંદગી સાર્થક કરે. જે અસલ વસ્તુ કમાવાની છે તે કમાઈ લઈએ તો જીવન સાર્થક બને. એ અસલ વસ્તુ રહે તો સાર્થક થવાય. જે પ્રમાણે

---

જવાનો હતો. કદાચ એ માટે જ એ બાપુને મળવા માટે ગયા હશે. આગ્રામાં બાપુના નિવાસસ્થાને જ એ પણ રહ્યા હતા. બાપુને કશે જવાનું હતું. શ્રી. રાહત પણ સાથે જનાર હતા.

બાપુ આગળ ચાલવા માંડ્યા. શ્રી. રાહત પાછળ રહી ગયા. પંડિત માલવિયજીની માફક શ્રી. રાહત ગળામાં દુપટ્ટો નાખતા હતા. દુપટ્ટો શોધવામાં ને ગળે નાખવામાં વાર લાગી ગઈ. બાપુ થોભી ગયા. જઈને જ પૂછ્યું:

'કેમ, પાછળ કેમ પડી ગયા?'

'દુપટ્ટો નાખવામાં રહી ગયો!'

'દુપટ્ટાની શી જરૂર છે? જુઓ મારે તો નથી.'

'દુપટ્ટાથી શોભા વધે છે.'

'હા, પણ કિંમત ઘટી જાય છે!'

નરેન્દ્ર ગાંધી

★

કોઈ પૈસા લઈને દુકાને જાય અને પૈસાથી યોગ્ય વસ્તુ મળે તો એને તૃપ્તિ થાય અને એને લાગે કે 'પૈસા ગયા નથી, બીજી ચીજના રૂપમાં હાજર જ છે' તેવું જ છે જિંદગીનું જીવનમાં મૂળ વસ્તુ મેળવી લીધા પછી તૃપ્તિ રહે છે

સમર્થ રામદાસે કહ્યું છે કે 'આ જગત ખુદ એક ચાલતા ઘોડેસવાર જેવું છે—કામ કરો કે સૂઈ રહો દુનિયા ચાલતી જ રહે છે જિંદગી હમણાં છે, હમણાં ખલાસ થઈ જશે માખી પોતાની પાંખ હલાવે એટલા સમયમાં મનુષ્ય ચાલ્યો જાય છે જીવનમાં માનવી કશું કરે તોપણ જવાનો છે, ન કરે તોપણ જવાનો છે આપણે ભાવિ જાણતા નથી ભૂતકાળ જાણીએ છીએ એમાંથી બોધપાઠ લઈએ

જેનું જીવન જેટલું સારું, એટલું વધારે કલ્યાણકારી બનશે જન્મ સાર્થક થશે લાખો લોકો ચાલ્યા જાય છે મહાત્માજી પણ ચાલ્યા ગયા એમનું કાર્ય રહ્યું જીવન સાર્થક કેટલું થયું તેની એ નિશાની છે જે ખુદ પોતાને જ માટે મથે છે ને કાર્ય કરે છે, એને મૃત્યુ વખતે કશું પ્રાપ્ત થતું નથી

બજારમાં ગયા પછી યોગ્ય ચીજ મળે તો દુઃખ લાગતું નથી જિંદગી જતી રહે છે તોપણ આપણી પાસે એવી ચીજ છે કે કશું જ ગયું હોય એમ લાગતું નથી

લોકો પ્રવાસ દરમ્યાન પોટલાં બાંધીને સ્ટેશન પર બેસે છે ગાડી આવી કે બેસી ગયા, એ રીતે જે માણસ પોતાની જિંદગીમાં વધુ પ્રાપ્ત કરે છે, તેને જતી વખતે ઉદ્વેગ કે દુઃખ થતું નથી

મહાન સમ્રાટ સિકંદર બીમાર પડ્યો મૃત્યુ નજીક આવ્યું સેનાપતિ, પ્રધાન મોટા મોટા વૈદરાજોને બોલાવવામાં આવ્યા પૂછ્યું

'કોઈ મને બચાવી શકશે? લાખોનું ખર્ચ કરવા તૈયાર છું' મૃત્યુ વધુ નજીક આવ્યું મૃત્યુને એણે કહ્યું

'લાખો-કરોડો આપું મને બચાવી લે!'

પણ ના, જવું જ પડ્યું ત્યારે આખરે એણે કહ્યું

'મારા બને હાથ કફનની બહાર રાખજો, કારણ કે મે આગલી મોટી દુનિયા જીતી દોલત મેળવી, તોપણ ખાલી હાથે જાઉં છું દુનિયાને એ જોવા દો! આદમી આવે છે ને જાય છે, હાથમાં કશું જ રહેતું નથી'

દ્રવ્ય વગેરે પર ભરોસો રાખવો વ્યર્થ છે, સાથે કશું નથી આવતું જેણે ભક્તિ, ચારિત્ર્ય અને શીલ પ્રાપ્ત કર્યાં, તે તેની પાસે જ રહેનાર છે બહારની વસ્તુ અલગ—બહાર જ રહી જવાની છે અંદરની વસ્તુ જ્યાં આત્મા જશે ત્યાં તેની સાથે જશે, એવું ભાન રહેવું જોઈએ. ધ્યાનમાં રાખવું જોઈએ કે આપણી સાથે કઈકઈ વસ્તુ આવનાર છે

આપણે માનીએ છીએ કે બીજાઓનો ભાર આપણે સંભાળીએ છીએ, ઉઠાવીએ છીએ, પણ એક દિન સર્વ સોંપવું જ પડશે પંચતત્ત્વનો આ પિંડ ઉછીનો છે ગીતાજીએ કહ્યા પ્રમાણે 'જે વસ્તુ કપાતી નથી, બળતી નથી ભિંજાતી નથી જે દરેક જડ વસ્તુને ચેતન્યને પ્રેરણા આપવાવાળી છે' એની કેટલી મોટી શક્તિ હશે? અને એને ઓળખીને એની સાથોસાથ ચારિત્ર્ય અને શીલનો વધારો કરીએ તો જિંદગી કેટલી કિંમતી બની જાય છે? આ જેણે પ્રાપ્ત કર્યું તે સાર્થક નીવડ્યો—ભલે પછી એ મોટો હોય કે નાનો

જીવનમાં શું કરવાનું છે, એનું ભાન કે ધ્યાન રહેવું જોઈએ નહીં તો પછી જેમ કોઈ મોટી વસ્તુ બજારમાં લેવા માટે ગયા હોઈએ અને ભાન ન રહે તો બધી યે દુકાને ફરીફરીને ખાલી હાથે આવીએ અને પછી બજાર બંધ થઈ જાય એવું થાય. જો ધ્યાન રાખીને જાય તો બધું પ્રાપ્ત કરવા

આવે. નાનપણમાં જે આ વસ્તુ સમજી ગયો તેણે પ્રાપ્ત કર્યું છે—ભલે પછી જિંદગી રહે કે ન રહે.

આજે સારાયે કુટુંબને હું જોઉં છું. છોકરાંઓ સાથે વિશેષ પરિચય રહ્યો છે. કાંતિને લીધે જયંતીનો પરિચય થયો. એ નાનો હતો તોપણ ગયો—ગયો નહિ, કમાઈને ગયો, નામના મેળવીને ગયો. પિતાજીની ઇચ્છા પ્રમાણે ગયો. પિતાજીએ મહાત્માજીને દેશ માટે સમર્પણ કર્યો હતો. તેણે દેશ માટે—સમાજ માટે પોતાની જાત અર્પણ કરી હતી. એને હું ધન્ય સમજું છું. કાંતિએ આઝાદીનાં આંદોલનમાં શું શું કર્યું,—માર ખાધો વગેરે તો આપ જાણતા હશો, પરંતુ જયંતીએ તો પ્રાણાર્પણ કર્યું—સાચું દાન દીધું. એના અવસાનના સમાચાર સાંભળી નાથુભાઈએ અફસોસ નહોતો કર્યો. 'થવાનું હતું તે થઈ ગયું, દેશ ને સમાજ માટે જયંતી ગયો' એમ એ કહેતા હતા.

મારું શરીર ભોગ કે સુખ માટે નથી. પણ ગરીબો માટે છે એમ માનીને એણે એ અર્પણ કર્યું અને અર્પણને સમયે પણ કેટલો આનંદ! આ કેટલું સુંદર કહેવાય! માતપિતા પણ રાજી હતાં. આને તો સાચું દાન—દિવ્ય દાન માનવું જોઈએ. આ પ્રકારનાં દાન જગતમાં બહુ મળતાં નથી હોતાં.

મહાભારતની એક કથા છે: યુધિષ્ઠિરે રાજસૂય યજ્ઞ કર્યો—મોટો યજ્ઞ કર્યો, ઘણી ધામ-[illegible] કરી, અનેકોને ભોજન આપ્યું. શ્રીકૃષ્ણ [illegible] હતા. ભોજનાદિ બધું પૂરું થઈ ગયા [illegible]ંમાં ઘંટારવ બજતો હતો. યુધિ-[illegible] થયો—સાથે ગર્વ પણ. [illegible]આવ્યો. અર્ધું શરીર સુવર્ણનું હતું, યજ્ઞના પડેલા અન્નકણ [illegible]નકણ શરીરે લગાડ્યા [illegible]ચું અન્નદાન નથી થયું" એમ એણે કહ્યું. કૃષ્ણે પૂછ્યું: 'અર્ધું અંગ આવું કેમ થયું?' નોળિયાએ કહ્યું:

'દુકાળને સમયે એક બ્રાહ્મણકુટુંબ દિવસોથી ભૂખ્યું હતું. કુટુંબમાં પતિપત્ની અને એમનો એક છોકરો ને પુત્રવધૂ એમ ચાર જણ હતાં. એક દિવસ કંઈ ખાવાનું મળ્યું. તૈયાર કર્યું એટલામાં એક અતિથિ આવ્યો. એ જમાનામાં અતિથિને ભોજન જમાડ્યા વિના ભોજન કરવામાં આવતું નહોતું. પુત્ર અને પુત્રવધૂએ પ્રથમ પોતાનો હિસ્સો આપવાની ઇચ્છા બતાવી. પિતાએ કહ્યું: 'નહિ પહેલો અધિકાર મારો છે.' એણે પોતાનો હિસ્સો આપ્યો. અતિથિની ક્ષુધા શાંત થઈ નહિ. માતાએ પોતાનો હિસ્સો આપ્યો તોપણ તૃપ્તિ થઈ નહિ. અંતે પુત્રે તથા પુત્રવધૂએ પોતાનો હિસ્સો આપી દીધો. આમ સાચું દાન દીધું. રાજીખુશી થઈને અતિથિ આશીર્વાદ આપી ચાલ્યો ગયો. અન્ન ન મળવાથી અંતમાં આ કુટુંબઆખાયના પ્રાણ પણ ગયા, છતાં એમને શાંતિ હતી, મનની તૃપ્તિ હતી.'

નોળિયાએ આગળ કહ્યું: 'ત્યાં જે અન્નકણ પડેલા હતા ત્યાં હું ગયો. મને કહેવામાં આવ્યું કે અર્ધામાં સાચા દાનનો અન્નકણ જો લાગશે તો તે ભાગ પણ સુવર્ણનો થઈ જશે. આખું શરીર આમ પૂરું થઈ જશે. આકાશમાં થયેલો ઘંટારવ સાંભળીને હું આવ્યો; પણ અહીં તો અડધો ભાગ સુવર્ણનો થયો નહિ.'

યુધિષ્ઠિરનો ગર્વ ગળી ગયો. આ તો કથા છે—સાચી હોય કે ન હોય; પણ આપણે તો એનું તાત્પર્ય ગ્રહણ કરવાનું છે. સાચું દાન તો માનવધર્મ માટે સ્વાર્પણ કરવામાં છે. એમાં સંતોષ હોવો જોઈએ. દાનના અનેક પ્રકાર છે. કોઈ કીર્તિ મેળવવા માટે દાન કરે છે તો કોઈ બીજી ઇચ્છાથી. દાન આપવામાં આનંદ આવવો જોઈએ અને

સાથોસાથ મનની તૃપ્તિ પણ હોવી જોઈએ દાનનો આ ઉમદા પ્રકાર છે

મહાત્માજીએ અનેક આંદોલનો કર્યાં, તેમાં બન્ને પુત્રોએ ભાગ લીધો આવા પુત્રોને જન્મ આપનાર પિતાને પણ ધન્ય છે આવા પુરુષો આપણામાં બહુ ઓછા જન્મે છે લોકો તો ખુદનો-પોતાનો સ્વાર્થ જુએ છે અને આપણે અન્ય સર્વેના ઋણી છીએ એ પ્રકારની ભાવના રાખતા નથી એ જ કારણે દેશનું પતન થઈ રહ્યું છે મહાત્મા ગાંધીએ શિખવાડ્યું કે આખોય દેશ આપણું કુટુંબ છે એમણે પોતાનું કુટુંબ લુપ્ત કરી દીધું-આખા યે દેશને એમણે પોતાનું કુટુંબ માન્યું એવું માનવાવાળાઓમાંના એક નાથુભાઈ હતા એમના સંતાન મારા પુત્ર સમાન છે

નાથુભાઈએ પોતાની જિંદગીમાં જે દ્રવ્ય કમાઈને પ્રાપ્ત કર્યું, એથી અધિક પોતે શું પ્રાપ્ત કરી શકત? એનાથી જીવનનું શું સાર્થક થાત? ઉદારતાથી દાન દેવામાં અને ભક્તિ, શીલ, ચારિત્ર્ય વગેરેથી મનુષ્યજીવન સાર્થક થાય છે પ્રાણીઓનાં મરણ પછી એમની દરેક ચીજનો ઉપયોગ થાય છે, એની કિંમત અંકાય છે, પરંતુ મનુષ્ય માટે એવી વ્યવસ્થા રખાઈ નથી અવસાન બાદ એને બાળી નાખવામાં આવે છે માનવી કોઈ એવી ચીજ પ્રાપ્ત કરીને ન જાય તો કશાય કામનો નહિ જો કંઈ પ્રાપ્ત કર્યું હોય તો કામ આવશે એટલે આપણે દરેકે સમજવું જોઈએ કે આપણે અહીં કંઈક મેળવવા માટે આવ્યા છીએ

જે સત્યવાદી છે, જે સત છે, તે મૃત્યુથી ડરતો નથી જેણે જિંદગી સાર્થક કરી તે જ મહાપુરુષ સોક્રેટિસનો પ્રસંગ જુઓ, બુદ્ધનો જુઓ, ઈશુખ્રિસ્તનો જુઓ, મહાત્માજીનો જુઓ. જીવન ને મૃત્યુ સામે હતાં બન્નેમાંથી પસંદગી કરવાની હતી એ પસંદગી માત્ર એમણે કરી નહિ, ખુદ મૃત્યુને ભેટ્યા દુઃખ સ્વાભાવિક છે જે વિવેકી છે તે દુઃખમાંથી પણ કંઈક મેળવે છે, સદ્‌ભાવ પ્રાપ્ત કરે છે, વસ્તુ મેળવે છે ભાગ સાથી-શ્રી નાથાભાઈ પારેખનું જીવન જુઓ એમ લાગે છે કે એમણે સાર્થક કર્યું, જીવન ધન્ય કર્યું.

ત્યારે હવે આપણે વિચારવું રહ્યું કે જેમ એ માનવી હતા તેમ જ આપણે યે માનવી છીએ આપણે પણ પ્રયત્ન કરીએ તો જીવન સાર્થક ને ધન્ય બનાવી શકીએ એમ છીએ આપણે એક હતા. એમની જિંદગી ખલાસ થઈ ગઈ આપણે હજી પણ છીએ બોધ લઈને આપણે એ માર્ગે ચાલીએ ભૂલનો માર્ગ લીધો હોય તો સુધારીએ સુધારણા વસ્તુ એવી છે કે એનો યોગ્ય માર્ગ લીધે તો એક ક્ષણનો પણ વિલંબ લાગતો નથી આપણે પણ એક દિવસ જવું પડશે જેનાથી ચારિત્ર્ય અને શીલ પ્રાપ્ત થાય છે, તે દરેક વસ્તુ દ્વારા વિવેકી માનવી જ્ઞાન પ્રાપ્ત કરી લે છે,

આ લોકોના મૃત્યુએ પણ આપણને જગાડ્યા છે, જ્ઞાન દીધું છે દુઃખ વસ્તુ એવી છે કે એમાં જેટલા લોકો વધુ તેટલું વધુ સારું; જેટલી સહાનુભૂતિ વિશેષ તેટલું વિશેષ વધુ સારું, કારણ કે દુઃખ સર્વમાં વહેંચાઈ જાય છે વ્યાપકતાથી સુખ વૃદ્ધિ પામે છે, ઘટતું નથી. વ્યાપકતાથી દુઃખ વૃદ્ધિ પામતું નથી, ઘટે છે, ઓછું થાય છે

જે વ્યક્તિ ગઈ છે તે ભાગ્યશાળી હતી. આપણું પણ અહોભાગ્ય ગણાવું જોઈએ. કેટલા યે તાર, પત્રો આવશે, કેટલાય માણસો મળીને ચાલ્યા ગયા હશે આ સર્વ ભાગ્યશાળીને માટે બને છે એટલા માટે આપણું પણ સદ્‌ભાગ્ય ગણાવું જોઈએ

તમે સહુ દુઃખ માનશો નહિ એક મહિનામાં બે વ્યક્તિનું દાન! આવી વસ્તુ સાધારણ રીતે પ્રાપ્ત થતી નથી-જેનામાં કંઈક વિભૂષતા હોય એને જ મળે છે આ સહન કરવા

# યહૂદી ધર્મ

## મુનિશ્રી સંતબાલજી

ધર્મ એકાંગી કદી રહ્યો નથી, રહી શકે નહિ. દુનિયામાં પ્રવર્તતા જુદાજુદા ધર્મોના ચોક્કસ દૃષ્ટિથી કરવામાં આવેલાં અભ્યાસ ને તુલના રસિક નીવડવાનાં. હિંદમાંના પ્રચલિત ધર્મો ઉપરાંત અન્ય ધર્મો વિષે પણ સમભાવથી, સમાનતા શોધવાની દૃષ્ટિથી, પરધર્મસહિષ્ણુતાથી જાણીએ તો ધર્મતત્ત્વોના એક મૂળ વિશે સારો પ્રકાશ પડે. સેમેટિક જાતિના ધર્મોમાં યહૂદી ધર્મ વિશેની આછી રૂપરેખા અહીં જોવા મળે છે.

આજ સુધી આપણે આર્યજાતિના ધર્મો અંગે વિચાર કર્યો. હવે આપણી પૃથ્વી પરની ચાર જાતોમાંની બીજી સેમેટિક જાતિના ધર્મો અંગે વિચારીએ.

આગળ વિચારાઈ ગયેલા ધર્મો અને હવે આપણે વિચારીશું તે ધર્મોમાં એક મોટું અંતર દેખાશે. આરંભકાળમાં મનુષ્યે જે વિચારો કર્યા છે તેમાં મુખ્યત્વે સ્વર્ગની કલ્પના-જ પ્રધાનપદે છે. માનવી સ્વર્ગ પ્રાપ્ત કરવું એને જ પોતાના જીવનનું ધ્યેય માનતો. ઋગ્વેદની ઋચાઓમાં પણ આપણને આવી ઇચ્છાઓની ઝાંખી થાય છે, અને એટલે સ્વર્ગ-પ્રાપ્તિ માટે યજ્ઞોની વાતો વારંવાર આવે છે. જ્યાંસુધી માણસના દિલમાં સ્વર્ગના સુખની જ વાતો રમતી હોય ત્યાંસુધી તેના અંતરમાં ઊંચી ધર્મભાવના પ્રગટ ન થઈ શકે. તેની બુદ્ધિ તત્ત્વજ્ઞાનનાં ઊંડાં રહસ્યોને ઝડપી ન શકે. તે હમેશાં એવું જ ઇચ્છે કે અહીં બેઠાબેઠા બધું મળી જાય તો કેવું સારું!

આપણે આપણી સ્વર્ગની કલ્પનાઓ તપાસીશું તો આવી જ વાતોનો અનુભવ થશે; સ્વર્ગમાં એક વૃક્ષ છે–કલ્પવૃક્ષ. એની નીચે બેસી માણસ જે કાંઈ કલ્પના યા ઇચ્છા કરે તે તરત જ મળી જાય એમ કહેવાય છે; એટલે કે માણસ આ જગતમાં રહેલાં દુઃખમાંથી સુખ સર્જવા કરતાં પરલોકમાં રહેલા આવા સુખની કલ્પનામાં રચ્યોપચ્યો રહે અને એ માટે યજ્ઞ વગેરે ધાર્મિક ક્રિયાઓ કરે. સુખના વિચારની સાથે જ સંકળાયેલો બીજો વિચાર છે સુખના ઉપભોગનો સમય. ગમે તેટલી

---

પરમાત્મા આપણને ધૈર્ય, શાંતિ અને શક્તિ આપો.

જે વ્યક્તિઓ ગઈ છે એની સાથેનો જૂનો સંબંધ નવે સ્વરૂપે પ્રગટ થાય છે. તમારો અને મારો સબંધ એ કારણે વૃદ્ધિ પામ્યો. જિંદગી સુધી એ કાયમ રહે એવી પ્રાર્થના કરું છું આટલું કહેવાનું મન નહોતું, હૃદયમાંથી આપોઆપ આ ઉદ્‌ગારો નીકળી પડ્યા.

થોડુંક મારે વિશે કહી લઉં. હું કોઈ પણ લગ્નપ્રસંગમાં ગયો નથી, જતો નથી. મારી શક્તિ મર્યાદિત છે. સુખદ પ્રસંગોમાં નહિ ગયો હોઉં તો વાંધો નહિ, પણ દુઃખ, અડચણ કે બીમારી વખતે બધું યે છોડીને પહેલાં જવું જોઈએ. દુઃખનો વખત આવે ત્યારે ત્યાં જવાનું માનવકર્તવ્ય બની રહે છે.

જ્યારે પણ જરૂર લાગે ત્યારે મારી સહાય લેવામાં સંકોચ ન કરશો. મને તમારો જ માનજો, એ રીતે ઉપયોગ કરશો.

ઈશ્વર શાંતિ ને ધૈર્ય આપો. બોધ લેવાની શક્તિ આપો.

★

સાધનસામગ્રી હોય પણ તેને અનુકૂળ શરીર-સંપત્તિ ન હોય તો ? એટલે વર્ણન આવે છે કે સ્વર્ગમાં હમેશાં યૌવન જ હોય છે આમ માણસની કલ્પનાનાં બધાં સુખો છે, પણ છેવટે તો તે નાશ પામવાનાં જ આ કરતાં ય વધુ આગળની વાત અને ધર્મનો નવો અનુભવ હવે પછીના ધર્મોમાં આવે છે.

સુખ એની જાતે મળી જાય એને ઉપભોગવામાં શો આનંદ ? આપણો પણ અનુભવ છે કે જે વસ્તુ વિનાપ્રયત્ને મળે છે તે મહેનતથી મળેલી વસ્તુ જેટલી મીઠી લાગતી નથી એટલે સુખ વસ્તુના ઉપભોગમાં નથી, પણ પુરુષાર્થ પછીના ઉપભોગમાં છે આથી ધર્મમાં પુરુષાર્થને સ્થાન મળ્યું, અને સ્વર્ગની કલ્પનાઓનાં જાળાંમાંથી ધર્મની નવી વ્યાખ્યા આવી આથી ઉપરની અવસ્થામાં બ્રહ્મવિજ્ઞાનના વિચારો મળે છે, જ્યાં નિરપેક્ષ સુખનું વિવરણ આવે છે આ વિકસતી જતી વ્યાખ્યાના ક્રમની દૃષ્ટિએ આપણે યહૂદી ધર્મનો વિચાર કરીએ.

યહૂદી ધર્મ : આ ધર્મ મૂળ તો પેલેસ્ટાઇનની આજુબાજુના પ્રદેશમાં વસનારા લોકોનો ધર્મ છે ઇસ્લામ અને ખ્રિસ્તી ધર્મના મૂળમાં પણ આ ધર્મ જ છે આ લોકોનો મુખ્ય દેવ 'યહોવાહ' છે, જેને અંગ્રેજીમાં જેહોવાહ કહે છે આ દેવના નામ ઉપરથી આ ધર્મનું નામ યહૂદી ધર્મ પડયું આપણે ત્યાં ઇંદ્રદેવની જે કલ્પના છે તે લગભગ આ દેવને મળતી છે યહોવાહનું સ્થાન સિનોઈ પર્વત ઉપર છે સિનનો અર્થ ચંદ્ર થાય છે એટલે ચંદ્રદેવ પણ કહેવાય છે ઇંદ્રની જેમ આ દેવ પણ વીજળીના ઝબકારા પ્રગટાવે છે અને તે હમેશાં સૈન્યની મોખરે ચાલે છે ભાગવતમાં વાસુદેવના જીવનનો એક પ્રસંગ આ રીતનો છે "શ્રીકૃષ્ણ જ્યારે નેસડામાં રહેતા ત્યારે તે લોકો ઇંદ્રની ઉપાસના કરતા શ્રીકૃષ્ણે આમાં ક્રાંતિ કરી તેથી ઇંદ્રદેવ કોપ્યા અને અતિવૃષ્ટિ થઈ લોકો પોતાનાં ઢોર લઈ ગોવર્ધન પર્વતની ગુફામાં ભરાઈ ગયા શ્રીકૃષ્ણે ગોપાલોને કહ્યું 'આપણે ઇંદ્રની શા માટે પૂજા કરીએ ? આપણા સાચા દેવ તો આપણી ગાયો છે, આપણાં ઢોર છે એમની પૂજા કરો, એમની સેવા કરો'' આમ શ્રીકૃષ્ણે એ સમાજને ઇ. ઉપાસનાથી છોડાવ્યો—ઇંદ્રના ભયથી જે ઉપાસના થતી તેમાંથી મુક્ત કર્યો

યહૂદી લોકોમાં એક રિવાજ એવો છે કે જ્યારે કંઈ પણ મહાન કાર્ય કરવાનું હોય કે લડાઈ કરવી હોય ત્યારે તેઓ મોખરે એક પેટી લઈને ચાલે છે તેઓ એમ માને છે કે જેહોવાહ દેવ અગ્નિને પ્રસંગે આ પેટીમાં આવી તેમને મદદ કરે છે આપણે ત્યાંની ઇંદ્રની બધી કલ્પનાઓ લગભગ આને મળતી જ લાગે છે જ્યારેજ્યારે દૈત્યોનું જોર વધી જતું ત્યારે દેવો ઇંદ્રને શરણે જતા અને ઇંદ્રરાજ યુદ્ધમાં ઊતરી દેવોનો સંહાર કરતા

મોઝીઝ અથવા મૂસા એ યહૂદી ધર્મના પહેલા આચાર્ય ગણાય છે. તેઓ એવું માને છે કે મૂસાને સાક્ષાત્કાર થયેલો અને યહૂદી પ્રજા સાથેનો યહોવાહ દેવે પહેલો કરાર સિનોઈ પર્વત ઉપર કરેલો યહૂદી લોકો માને છે કે પરમેશ્વર સાથેનો સૌથી જૂનામાં જૂનો કરાર એમનો છે. એમના ધર્મપુસ્તકને 'જૂનો કરાર' કહેવામાં આવે છે આ પુસ્તકમાં એક વિશિષ્ટ વાત આવે છે, કે 'આપણે જેમ પ્રભુ સાથે કરાર કર્યો છે તેમ પ્રભુ પણ કરારથી આપણી સાથે બંધાયેલ છે આપણે જેમ કરારનું પાલન કરીએ છીએ 'તેમ તે પણ પાલન કરવાને બંધાયેલો છે'

મોઝીઝ: મોઝીઝનો જન્મ ઇજિપ્તમાં થયો હતો એના જન્મ સમયે રાજાએ એવો ઢંઢેરો પિટાવ્યો કે જેટલી છોકરીઓ જન્મે એટલીને જ જીવતી રાખવી અને છોકરાઓને

નદીમાં નાખી દેવા. મોઝીઝની માતાએ ત્રણ માસ તો એમને સંતાડી રાખ્યા. છેવટે એક દિવસ રાજાના ત્રાસથી બીને એક પેટીમાં એમને મૂકી પેટી નદીમાં તરતી મૂકી દીધી. સંજોગવશાત્ આ પેટી રાજાની દીકરીના જ હાથમાં આવી. રાજકુંવરીને બાળક ઉપર દયા આવી અને બાળક યહૂદી હોઈ એને યહૂદી છાવણીમાં મોકલી આપવા વિચાર્યું. મોઝીઝની બહેન જ એમને ત્યાં દાસી હતી. તે સમજી ગઈ કે આ પોતાનો જ ભાઈ છે; એટલે એણે મોઝીઝની માતાને જ ધાવ તરીકે રખાવી. આમ મોઝીઝ પોતાની માતાના દૂધથી જ ઊછર્યા હતા. આ પ્રસંગ આપણને કૃષ્ણના જીવનનો કંઈક ખ્યાલ આપે છે. જગતના મોટાભાગના મહાપુરુષો આવી કસોટીમાં જ ઊછર્યા હોય છે. સમાજમાં અધર્મ જ્યારે હદ વટાવી જાય છે, ત્યારે મહાપુરુષો જન્મે છે અને સમાજમાં ફરીથી ધર્મની અને ધાર્મિક પુરુષોની પ્રતિષ્ઠા કરે છે; અથવા તો મુશ્કેલીઓ જ મહાપુરુષોને સર્જે છે અને મુશ્કેલીનો સામનો કરતાંકરતાં જ મહાન જીવન સર્જાય છે.

મોઝીઝ જેમજેમ મોટા થવા લાગ્યા તેમતેમ તેઓ ખૂબ વિચારમાં પડી જવા લાગ્યા. એક દિવસ સિનોઈ પર્વત ઉપર એમને યહોવાહનું દર્શન થયું અને યહોવાહે તેમને એક સુંદર પુસ્તક આપ્યું. આ પુસ્તક યહૂદી ધર્મનું મુખ્ય પુસ્તક છે.

યહૂદી ધર્મની માન્યતા : યહૂદી ધર્મ ઈશ્વરને માને છે. પ્રભુએ પહેલાં આકાશ અને પૃથ્વી બનાવ્યાં; પછી પ્રભુએ જ પાણી અને અગ્નિ બનાવ્યાં. ત્યારબાદ જીવજંતુ, પ્રાણી વગેરે પેદા કર્યાં. પછી માટીમાંથી મનુષ્યનું સર્જન કર્યું અને એનાં નસકોરાં વાટે પ્રાણ પૂર્યો. આ જગતનો પહેલામાં પહેલો મનુષ્ય તે આદમ. પણ એકલા મનુષ્યથી કાંઈ સૃષ્ટિ થોડી ચાલે? એટલે તેણે બેડકાં બનાવવા માંડ્યાં. મનુષ્યની પાંસળીમાંથી તેણે સ્ત્રી બનાવી. આ સ્ત્રી તે ઇવ. આમ આદમ અને ઇવ એ જગતનાં પહેલાં સ્ત્રી–પુરુષ. તે વખતે તેઓ નગ્ન રહેતાં. એમને શરમ ન હતી. તેમને માટે બધું જ હતું. ફક્ત જંગલમાં એક વૃક્ષ હતું અને એ વૃક્ષનું ફળ ખાવાની એમને મનાઈ હતી. એક દિવસ શેતાને આવી ઇવના કાન ભંભેર્યા. અને તેમણે એ ફળ ખાધું, તે દિવસથી તેમને પરસ્પરની શરમ આવી. તેમને વરદાન મળ્યું કે કે 'જાવ, તમે તમારો રોટલો તમારા પરસેવાથી ખાજો, આગળ વધજો અને સુખી થજો!' ગીતામાં પણ આવી જ જાતનું આવે છે :

'देवान्भावयतानेन ते देवा भावयन्तु वः ।'

તમે દેવોને આપો અને દેવો તમોને આપશે.

જે દેવને આપ્યા વિના આરોગે છે તે ચોર છે. લગભગ આવી જ માન્યતા જૂના કરારની કહી શકાય. દેવનો અર્થ હું સમાજ લઉં છું. જો તમે સમાજ માટે જીવશો તો સમાજ તમારે માટે જીવશે. આવો જ શ્રમમહેનતનો સિદ્ધાંત ઋષભદેવે પણ સમાજને આપ્યો છે.

યહૂદી ધર્મના દસ સિદ્ધાંતો :

(૧) ઈશ્વર એક છે.

(૨) મૂર્તિપૂજાનો વિરોધ. (હજરત મહમ્મદે પાછળથી આ જ તત્ત્વને વિકસાવ્યું. યહૂદી ધર્મમાં પણ અનેક પ્રકારના દેવોને પૂજવાની મનાઈ છે. આકારોને ન પૂજો પણ ભાવને પૂજો એ દૃષ્ટિ છે.)

(૩) ઈશ્વરનું નામ ફોગટ ન લો.

(આ એક અગત્યનો સિદ્ધાંત છે. જ્યારે જરૂર પડે ત્યારે જ પ્રભુનું નામ લેવું. જો કે આ કથનમાં સ્વાર્થને સ્થાન છે. છતાં વધુ ઊંડા અર્થમાં વિચારીએ તો ઈશ્વરનું નામ જવાબદારીપૂર્વક લેવું જોઈએ એવું પણ એમાંથી ફલિત થાય છે. ઈશ્વરનું નામ લઈએ

પણ એની આજ્ઞા જો ન માનીએ તો એ નામ લેવાનો અર્થ ન સરે )

(૪) વિશ્રામ : યહૂદી ધર્મમાંથી નીકળેલા દરેક ધર્મમાં આવા દિવસો છે. યહૂદીઓ શનિવારને આરામનો દિવસ માને છે. ખ્રિસ્તીઓ રવિવારને અને મુસ્લિમો શુક્રવારને રજાનો દિવસ માને છે તેનો હેતુ તો પોતાની સાથે કામ કરતા આશ્રિતોને અને પ્રાણીઓને આરામ આપવાનો છે જગતની પ્રવૃત્તિમાંથી થોડી નિવૃત્તિ મેળવી આત્મચિંતન કરવાનો છે આ ધર્મમાં સાત વર્ષમાં એક વર્ષ નિવૃત્તિ માટે રાખવામાં આવ્યું છે

(૫) મુરબ્બીને માન આપો.

બાકીના પાંચ તો આપણાં મહાવ્રતો જ છે પણ હિંદુ ધર્મની વ્રતોની વ્યાખ્યાની અપેક્ષાએ ખૂબ મર્યાદિત છે. જેમ અહિંસા ધર્મના તત્ત્વને સ્વીકારે છે; પણ કહેશે 'તું કારણ વિના કોઈને હણીશ નહિ.' આનું પણ કારણ છે તે વખતનો સમાજ આટલી જ અહિંસાને પચાવી શકે તેમ હતું.

હણવાની ઇચ્છા હોય તો કારણ તો મળી જ રહે; પણ એ કારણને દૂર કરવું એમાં જ સાચી અહિંસાની સાધના રહેલી છે ગમે તેવું અગત્યનું કારણ હોય, આપણો પોતાનો જીવ જોખમમાં હોય છતાં પણ હિંસા ન કરવી એ ઊંચો ભાવ છે. ઇશુ ખ્રિસ્તના સિદ્ધાંતો આ બાબતની પૂર્તિ કરવામાં મદદગાર થાય છે.

આ બધા કરતાં એક અગત્યની વાત એ છે કે તેઓની દૃઢ માન્યતા છે કે ઈશ્વરે સૌથી પ્રથમ કરાર અમારી સાથે કર્યો છે અને એ જ સાચો છે એ સંદેશો જગતને પહોંચાડવાનું કામ ઈશ્વરે યહૂદીઓને સોંપ્યું છે.

દરેક ધર્મમાં ઉત્સવને સ્થાન હોય છે યહૂદી ધર્મના ત્રણ મોટા ઉત્સવો નીચે પ્રમાણે છે :

(૧) પેસેઑર ઘરમાં ઊજવવાનો ઉત્સવ છે.

(૨) પેન્ટીકોસ્ટ : મંદિરમાં ઉજવાય છે મંદિરે ફૂલ વગેરેથી શણગારી એમાં શાસ્ત્રશ્રવણ થાય છે.

(૩) ટેબર્નેકલ : આ સાંસ્કૃતિક ઉત્સવ છે. લોકો ઝૂંપડીઓમાં જઈને વસે છે અને ઉજાણી કરે છે.

આ ધર્મમાં પણ મહાન સંતો પેદા થયા છે અને એમણે ચાબખા મારીમારીને સમાજને જાગૃત કર્યો છે યહોવાહ માત્ર ઇસ્રાઈલીઓનો જ દેવ નથી પણ બધાનો છે એવી ભાવના જેમણે ફેલાવી, તે સંતોમાં એમોસ, હોસીઆ વગેરે પ્રસિદ્ધ સંતો છે. તે સૌની ઉપદેશપ્રણાલિ જુદીજુદી હતી અને તે બધાના પ્રયત્નથી કેટલાક મહત્ત્વના સિદ્ધાંતો યહૂદી ધર્મમાં દાખલ થયા.

(૧) યહોવાહ માત્ર ઇસ્રાયેલનો જ દેવ નથી પણ સર્વ પ્રજાનો છે.

(૨) ઇસ્રાયેલ પણ આડે માર્ગે ચાલે તો તેને યહોવાહ સજા કરે છે.

(૩) ધર્મ પાળે તેનો છે. દરેકે પોતાની જવાબદારી સમજવી જોઈએ.

(૪) કર્મકાંડ કરતાં સદાચાર મહાન છે.

(૫) પ્રભુને સાચા દિલની ભક્તિ વહાલી છે ઇશુ ખ્રિસ્તે 'સોયના નાકામાંથી ઊંટનું પસાર થવું સહેલું છે પણ ધનિકને સ્વર્ગપ્રાપ્તિ એથી દોહ્યલી છે' તેમ કહ્યું હતું. અને હજરત મહમ્મદે 'ગુલામીની પ્રથા નાબૂદ કરવા જેવું બીજું એકે ઊંચું કૃત્ય નથી' એમ કહ્યું હતું તે ઉપરથી યહૂદી અને ઇસ્રાયેલ પ્રજા ધન અને ગુલામો રાખવાની જે પદ્ધતિ પર ચઢી ગઈ છે, ત્યાંથી પાછા વાળવા થયેલા પ્રયત્નોનો અને દુનિયા પર પથરાયેલી એ કોમની સંસ્કૃતિનો આપણને સ્પષ્ટ ખ્યાલ આવશે.

☆

# વશીકરણનો મંત્ર

શ્રી દેસાઈ વાલજી ગોવિંદજી

પોતાનો સ્વભાવ છોડીને સામો માણસ આપણો થઈ જાય, ને આપણું કહ્યું કરે એ વિદ્યા જાણવી, માનીએ છીએ તેટલી અઘરી નથી. સહુ કોઈ એ પ્રાપ્ત કરી શકે એમ છે. માત્ર નિશ્ચયબળ જોઈએ. એ મંત્રને આચરણમાં મૂકવાનો દૃઢ સંકલ્પ કરી આ પ્રસંગ વાંચવાથી એ મંત્ર સહેલાઈથી હાથ લાગશે.

મગધરાષ્ટ્રના એક ગામડામાં કોઈ સજ્જનને ઘેર પુત્ર અવતર્યો. એના નામકરણસંસ્કારને દિવસે એનું નામ મઘકુમાર પાડ્યું, કુમાર મોટો થયો એટલે માતાપિતાએ સમાન જાતિના સારા કુળની કન્યા વેરે એને પરણાવ્યો. મઘને ઘેર દીકરાદીકરીની આડીવાડી થઈ, અને એ એવો દાનશૂર બન્યો કે એને સૌ દાનપતિ-દાનેશ્વર કહેતા, અને એ સત્ય, અહિંસા આદિ પાંચ શીલ રાખતો.

ગામમાં ત્રીશ કુળ (ઘર) હતાં, એના પ્રધાનપુરુષો એક દિવસ ગામના મધ્યમાં ઊભા ઊભા ગામકામ કરતા હતા, ત્યાં મઘકુમાર જ્યાં ઊભો હતો ત્યાંથી ધૂળ આઘી કરીને એણે તે પ્રદેશને રમણીય બનાવ્યો, પણ એ ઠેકાણે બીજો જણ આવીને ઊભો રહ્યો. મઘકુમારે બીજું સ્થાન રમણીય કર્યું, ત્યાંયે બીજો આવી ગયો. આમ કરતાં કરતાં એણે બધાયની જગ્યા ચોખ્ખી કરી. પછી એણે તે ઠેકાણે મંડપ કરાવ્યો, અને થોડાક સમય પછી મંડપને ઠેકાણે શાળા (હૉલ) ચણાવી, ત્યાં બેસવા પાટ તથા પાણી પીવાનાં માટલાં મૂકાવ્યાં.

જતે દિવસે તે ત્રીશ જણ મઘકુમાર હારે એકઠ્ઠા થઈ ગયા. તે સૌને પણ એણે પંચશીલધારી બનાવ્યા. પછી તો સૌ સાથે મળીને પુણ્યનાં કામ કરતા વિચરવા મંડ્યા. પ્રભાતના પહોરમાં ઊઠે, હાથમાં વાંસલો, કુહાડી, તથા મુસલ (સાંબેલું) રાખે, મોટા મારગ વચ્ચે પાણા પડ્યા હોય તેને ખસેડે, રથની ધરીને આડાં આવે એવાં ઝાડ કાઢી નાખે, વસમી ભોંયને સમી કરે, સેતુ (પૂલ) બાંધે, પુષ્કરિણી (તળાવ) ખોદે, શાળા બંધાવે, દાન દિએ, શીલ પાળે, આમ સકલગ્રામવાસી મઘકુમારનું કહ્યું કરતા થઈ ગયા.

આથી એ ગામનો ભોજક (મુખી) ચિન્તામાં પડી ગયો: 'પૂર્વે આ લોકો સુરા (દારૂ) પીતા, પ્રાણાતિપાત (હત્યા) કરતા, એટલે સુરાના વેચાણ તથા અપરાધીને કરેલા દંડમાંથી મને ઠીક ઠીક ધનનો લાભ હતો. પણ હવે તો મઘકુમાર એમને મારામારી કરતા રોકે છે, ઠીક છે, જોઉં છું કે મઘડો એને કેમ કરીને વ્રતધારી બનાવે છે?'

કોપાયમાન થયેલો ભોજક તો મગધરાજ આગળ પહોંચ્યો, ને કહ્યું:

'દેવ, ચોર બહુ વધ્યા છે તે ગામ ભાંગતા ફરે છે,' રાજા કહે:

'તો જા, એમને મારી આગળ આણ.'

ભોજક તો ત્રીશે જણને બાંધીને રાજા આગળ લઈ ગયો. રાજા અંધેરી નગરીના ગંડુ રાજા જેવો હતો; સાચાખોટાની શોધ કર્યા વિના એણે આજ્ઞા કરી:

'ચોરને હાથીપગે કરો.'

મઘ તથા એના સહચારીને રાજઘરના આંગણામાં સૂવરાવ્યા ને હાથી મગાવ્યો. મઘ એના ભાઈબંધોને કહે છે:

'તમે તમારાં વ્રત ધ્યાનમાં રાખજો.

ચાડિયો ભોજક, મૂર્ખ રાજા ને અશુભ હાથી આ સૌના ઉપર આપણા શરીર ઉપર આપણને મૈત્રીની ભાવના છે એવી જ ભાવના રાખજો ’

ભાઈબંધો કહે ‘ઠીક ’

એ સૌને છૂંદી નાખવા હાથી આણ્યો, પણ હાથી કેમે કરીને મઘ તથા એના મિત્રો આગળ જાય નહિ ને મોટી રાડ નાખીને ભાગી જાય. એટલે મર્દન અર્થે વળી બીજો હાથી આણ્યો, એણે પણ તેજ પ્રમાણે પલાયન કર્યું રાજાએ વિચાર કર્યો કે, ‘આ લોકો આગળ કાંઈક ઓસડિયું કે જડીબુટ્ટી હશે,’ ને રાજપુરુષોને જડતી લેવા કહ્યું, પણ કાંઈ નીકળ્યું નહિ પછી રાજાને થયું કે ‘આ લોકો કાંઈક મંત્ર જપતા હશે,’ અને એણે પોતાના માણસોને કહ્યું, ‘ચોરને પૂછો, કાંઈ મંત્ર બોલતા હોય તો ’

રાજપુરુષ પૂછે છે ‘તમારી આગળ કાંઈ મંત્ર છે કે?’ મઘ કહે, ‘હા, છે ’

એટલે રાજાએ એ સૌને પોતા આગળ બોલાવ્યા ને કહ્યું, ‘તમારો મંત્ર મને કહો ’

મઘ બોલ્યો ‘દેવ અમારી આગળ બીજો કાંઈ મંત્ર નથી, અમે ત્રીશ જણ કોઈના પ્રાણ હણતા નથી, અણદીધેલું લેતા નથી, પરસ્ત્રીને માબહેન સમાન ગણિએ છિએ, જૂઠું બોલતા નથી, મદ્યપાન કરતા નથી, જીવમાત્ર ઉપર મૈત્રી રાખિએ છિએ, દાન દઈએ છિએ, મહાવધ સમા કરિએ છિએ, પુષ્કરિણી ખોદિએ છિએ, શાળા કરાવિએ છિએ આ અમારો મંત્ર, રાખડી, કવચ જે કહો તે છે ’

રાજા મઘ ઉપર પ્રસન્ન થઈ ગયો, ચાડિયા ભોજકને એનો દાસ બનાવ્યો તથા હાથી તેમજ આખુ ગામ એને આપ્યાં*

* એકનિપાત, ૪ કુલાવકવગ્ગ, કુલાવક જાતક (૩૧) ઉપરથી

★

પોતાના જાસૂસો દ્વારા હીટલરને બાતમી મળી કે એના થોડાક પરાક્રમ પછી પણ જર્મન પ્રજાજનો એને માને છે પણ કેમે કર્યું એનું મન માન્યું નહિ એટલે હિમના જૂના વખતમાં પણ તેમ છૂપાવેશે હીટલર જાતે જ સિનેમાગૃહમાં ગયો. ફિલ્મની શરૂઆતમાં હવે શું આવવાનું છે તે જાણતા લોકો ઊભા થવાની તૈયારી કરવા લાગ્યા. તુરત જ પડદા ઉપર એક ભામો દેખાયો એ હીટલર પોતે હતો. એકદમ પ્રેક્ષકો પોતાના પગ પર ઊભા થઈ ગયા, જમણો હાથ પડદા તરફ ધર્યો ને મોટેથી ગર્જના કરી ‘હીટલર ઝીંદાબાદ!’

આ દરમ્યાન પાટલી પર બેઠેલો હીટલર એટલો બધો રંગમાં આવી ગયો કે એ ઊભા થવાનું ભૂલી ગયો એટલે પાછળના એક અજાણ્યા માણસે હીટલરનો ખભો હલાવી કહ્યું

‘આ બધા ઢોંગ અને દંભની મગજ પર શી અસર થતી હશે તે હું સમજી શકું છું, પણ મહેરબાન ઊભા થઈ જાઓ, નહીં તો ગેસ્ટાપો (જાસૂસીખાતું) તમને પકડી જશે!’

નવલકથાકારે એની પત્નીને પૂછ્યું

‘જો, હું આજથી પંદર વર્ષ પહેલાના વાતાવરણ પર રચાયેલી એક સુંદર નવલકથા લખું છું એક પ્રકરણમાં નાયક નાયિકાનું મજાનું વર્ણન કરાવું છે ગમે ક્હેશે, ત્યારે સ્ત્રીઓ કેવા કપડાં પહેરતી હતી?’

જરાક ચિડાઈને પત્ની બોલી

‘આજે હું પહેરું છું તેવા!’

# ઊંઘનું તત્ત્વજ્ઞાન

શ્રી જ્યોતીંદ્ર દવે

ઘડીભર કલ્પી લઈએ: શું નિદ્રા વિના માનવીને ન ચાલે? કેવળ નિદ્રામાં જ ખરચાતો વખત કામ કરવા માટે મળતો હોત તો માનવી કેટલી વધુ પ્રગતિ સાધી શકત? પણ કામના જેટલું જ મહત્ત્વ આરામનું યે છે, એ આપણા સૌનો રોજિંદો અનુભવ છે, છતાં આરામ લેવા માટે ઊંઘવું જ જોઈએ એમ શા માટે હશે? નિદ્રા આપણને સમજાવે છે કે આ જગત સાથેનો સંબંધ થોડા કાળ માટે પણ છોડ્યા વિના શાંતિ, સ્વસ્થતા ને સ્ફૂર્તિ મળી શકતાં નથી. નિદ્રા પાછળના આ ગૂઢ રહસ્યને સમજવા માટે જન્મથી મૃત્યુ પર્યંત જેમને નિદ્રા સાથે સંબંધ છે, તે સહુએ આ લેખ વાંચવો જ પડશે.

'હવે ઊંઘવું છે કે નહિ? બહુ મોડું થઈ ગયું છે.'

'દોઢ થઈ ગયો. હજી તમે સૂતા નથી?'

'આમ ને આમ તમે ઊંઘને ઉડાડી મૂકો છો. જરા ઘડિયાળમાં જુઓ. કેટલા વાગ્યા? પછી સવારે ઉઠાશે નહિ.'

'હવે તો ચોપડી બંધ કરીને સૂઈ જાઓ. અઢી થઈ ગયા!'

'આઠ થઈ ગયા. ઊઠવું છે કે નહિ?'

'સાડા આઠ વાગી ગયા. પછી ઑફિસે જતાં મોડું થઈ જશે.'

'હજી તમે ઊઠ્યા નથી? ચા ટાઢી પડી જાય છે.'

'બારણે નવ થવા આવ્યા. હજી તમે ઊઠ્યા નથી? આ ચા ફરી ગરમ કરી છે તે પણ ટાઢી પડી જશે.'

રાત્રે ને સવારે સૂતાં ને જાગતાં પહેલાં શ્રીમતીને મુખેથી આ જાતનાં વચનો સાંભળવાં એ મારો લગભગ નિત્યનો કાર્યક્રમ થઈ પડ્યો છે.

કોઈક સુંદર પુસ્તક વાંચતો હોઉં તે છોડીને ઊંઘવા જવું એ મને જરા ય ગમતું નથી. અને મોડી રાતે જેમતેમ કરી નિદ્રાદેવીને પ્રસન્ન કર્યાં પછી સવારે એમની સંગતિનો ત્યાગ કરવો પણ મનને રુચતો નથી. ઊંઘવું ને ઊઠવું એ બંને ક્રિયાઓ મારે આમ પરાણે કરવી પડે છે.

पुनरपि जननं पुनरपि मरणं
पुनरपि जननीजठरे शयनम् ।

એમ શ્રીશંકરાચાર્યે કહ્યું છે તેનો પ્રત્યક્ષ અનુભવ આ રોજ ને રોજ ઊંઘવું ને જાગવું, જાગવું ને ઊંઘવું એ ક્રિયા દ્વારા મળી રહે છે. આ દુનિયાના વ્યવહારથી વિમુખ બનીને જનતાના જઠરમાં નહિ પણ પલંગ પર પથારીમાં શયન કરવું ને બીજે દિવસે પાછા જાગીને વ્યવહારના કાર્યમાં લાગી જવું એ મૃત્યુ ને જન્મ સરખું છે. મૃત્યુથી આપણે આટલા બધા ડરીએ છીએ છતાં ખરી રીતે જોઈએ તો રોજ નિદ્રા દ્વારા આપણે એનો કંઈક અનુભવ કરીએ છીએ. ઊંઘમાંથી પાછા ઊઠવાના છીએ એવી આપણને ખાતરી હોય છે, પણ મૃત્યુ પછી શું થશે તે જાણી શકાતું નથી એટલે નિદ્રાને ખોળે આપણી જાતને સ્વેચ્છાથી આનંદપૂર્વક મૂકી દઈએ છીએ ને મૃત્યુનું નામ સાંભળતાં પણ કંપારી અનુભવીએ છીએ. છતાં એકવાર ઊંઘી ગયા પછી પાછા જાગીશું જ એની સોએ સો ટકા ખાતરી શી રીતે આપી શકાય? ઊંઘમાં ને ઊંઘમાં જ કંઈ થયું નથી? ઘણુંખરું સ્વપ્નાં આવવા સિવાય બીજું કશું જ થતું નથી, પણ તેથી કોઈ દહાડો પણ કંઈક અવનવું નહિ જ બને

એમ કહી ન શકાય. એક રીતે જોઈએ તો ઊંઘવા જતાં પહેલાં માણસે બહુ સંભાળ ને સાવચેતી રાખવાની જરૂર છે. એકવાર ઊંઘ આવી ગઈ પછી આપણી કેવી સ્થિતિ થશે, કોણ આપણને શું કરશે ક્યારે કયો અકસ્માત થશે તેની કશી ખબર આપણને પડતી નથી. નિદ્રાવસ્થા દરમિયાન આપણી સ્થિતિ લગભગ મુડદા સરખી લાચાર થઈ જાય છે. ઊંઘ એ બહુ ભયંકર વસ્તુ છે. ગમે તેવા બળવાન ને સાવધાન મનુષ્યને એ તદ્દન નિર્બળ ને બેધ્યાન, ભાન ને સાનવિનાનો બનાવી મૂકે છે. આમ છતાં નિત્યના પરિચયને લીધે નિદ્રા આપણને ભયપ્રદ લાગતી નથી. નિદ્રા એ મહાનિદ્રાનું ટૂંકું સ્વરૂપ છે. અંતિમ નિદ્રા માટેનું એ રોજનું 'રિહર્સલ' છે એમ ગણીએ તો કદાચ એ મોટી નિદ્રાનો એટલો ભય રહે નહિ. આ છોટી નિદ્રામાંથી ફરી જાગવાનું હોય છે ને મોટી નિદ્રામાંથી જાગવાનું હોતું જ નથી એમ પણ કેમ કહી શકાય? મોટી કે છોટી કોઈ પણ નિદ્રાવસ્થા પછી જાગ્રત અવસ્થા આવવી જ જોઈએ એમ મનુષ્યનો અંતરાત્મા કહે છે. તે તદ્દન ખોટું જ હશે એમ કહેવું મુશ્કેલ છે.

નિદ્રાવસ્થા દરમ્યાન ઇંદ્રિયોના વ્યાપાર બંધ થઈ જાય છે. આમ છતાં બાહ્ય જગત સાથેનો સંબંધ છેક તૂટી જતો નથી. કોઈક અદીઠ સાંકળ દ્વારા જગત સાથેનું અનુસંધાન ચાલુ રહે છે. જાગ્રત અવસ્થામાં સ્થૂલ ઇંદ્રિયો દ્વારા જે જે અનુભવો મનુષ્ય કરી શકે છે તે સર્વ અનુભવો નિદ્રાવસ્થામાં પણ એ કરી શકે છે. ફેર એટલો રહે છે કે જાગ્રત સ્થિતિમાં ઇંદ્રિય ને બાહ્ય વિષયના જોડાણ દ્વારા એ અનુભવ કરે છે. ઊંઘમાં ઇંદ્રિય ને બાહ્ય વિષય એ બેમાંથી એકેય પર પણ આધાર રાખવો પડતો નથી. જેમ લડાઈને વખતે, કટોકટીને પ્રસંગે ગવર્નર જનરલ બધી સત્તા પોતાના હાથમાં લઈ લે છે તેમ નિદ્રાવસ્થા દરમ્યાન મન બધી ઇંદ્રિયોની સત્તા પોતાને હસ્તક લઈ લે છે. આંખ બંધ હોય છે છતાં એ જોઈ શકે છે, કાનનો વ્યાપાર અટકી ગયો હોય છે, છતાં એ સાંભળી શકે છે, હાથપગ તદ્દન નિશ્ચેષ્ટ થઈને પડ્યા હોય છે, છતાં એ પ્રવાસ ખેડે છે ને મારામારી પણ કરી શકે છે!

નિદ્રાવસ્થામાં માણસનું મન દેહના બંધનથી મુક્ત થઈને ફરવા નીકળી પડે છે. કાળ ને દિશાનાં બંધન તે વેળા લુપ્ત થઈ જાય છે. કવિની સૃષ્ટિ જેવી જ 'नियतिकृतनियमरहिता' (કુદરતે કરેલા નિયમોથી પર એવી) કોઈ અનન્ય સૃષ્ટિ એ રચે છે. ઊંઘમાં માણસ પહાડની ટોચ પરથી ભૂસકો મારે છે ને એને વાગતું નથી, સમુદ્રના અગાધ જળમાં એ ઝંપલાવે છે ને એ ડૂબી જતો નથી. તર્યા વગર પણ એ સામે કિનારે આવીને ઊભો રહે છે.

અને સૌથી અદ્ભુત તો જાગ્રત અવસ્થામાં એ જે કદી કરી શકતો નથી તે કાર્ય અહીં કરી શકે છે, એ છે પોતે પોતાનો દ્રષ્ટા બને છે. ચિત્રવિચિત્ર સ્વપ્નોની દુનિયામાં એ નાયક તરીકે ફરે છે, જાતજાતની લીલાઓ આદરે છે અને એ બધું કરતો એ પોતાને જોઈ શકે છે. જાણે પોતાની જાતને બહાર કાઢીને એ કોઈ નવી દુનિયામાં મૂકી દે છે અને એ નવસૃષ્ટિમાં વિહાર કરતા પોતાના શરીરને આઘે રહીને નિહાળે છે.

નિદ્રાવસ્થાનો ખરેખરો લાભ ચોર, માનસશાસ્ત્રી ને તત્ત્વવેત્તાઓએ લીધો છે. આપણે માત્ર ઊંઘીએ છીએ ત્યારે એ લોકો જાગીને ઊંઘતાઓના અભ્યાસ પરથી પોતાની સમૃદ્ધિમાં—પહેલો ધનની ને બીજા બે જ્ઞાનની સમૃદ્ધિમાં—વધારો કરે છે. લોકો જો ઊંઘતા ન હોત તો ચોર પોતાનું કાર્ય સરળતાથી કરી ન શકત. ઊંઘમાં જે સ્વપ્નમાં આવે છે તેના અભ્યાસ પરથી કેટલાક એવા નવીન

માનસશાસ્ત્રના ઘણા સિદ્ધાંતો શોધી કાઢ્યા છે. અને ભરનિદ્રા તેમ જ સ્વપ્નાવસ્થાના અનુભવ પરથી વેદાંતીઓ ઉદાહરણો આપી બ્રહ્મ, જગત ને માયાનું સ્વરૂપ સમજાવે છે.

અને ઘણીવાર થાય છે કે ઊંઘ્યા વિના માણસને ન ચાલે? આપણી ત્રીજા ભાગની જિંદગી ફક્ત ઊંઘવામાં જ જાય છે. એને બદલે એટલો વખત કામ કરવા માટે મળતો હોત તો આપણે કેટલા બધા આગળ વધી શક્યા હોત?·પણ જીવન ફક્ત કામ કરવા માટે નથી, આરામ કરવા માટે પણ છે. કામ ને આરામનું જોડકું એ સુખ ને દુઃખના જેવું જ અવિભાજ્ય છે. બંનેને એકબીજાથી છૂટાં કરી શકાય એમ નથી.

આખો દિવસ કામ કરીને કે બીજાઓને કામ કરતાં જોઈને, થાકી ગયેલા મનુષ્યને આરામની જરૂર પડે છે. નિદ્રા વિના એથી આરામ મળી શકતો નથી અને એ આરામ ન મળે તો શરીર કામ કરતું અટકી જાય.

નિદ્રાથી આરામ મળે છે એ સાચી વાત છે; પણ આરામ લેવા માટે ઊંઘી જ જવું શા માટે જોઈએ તે સમજાતું નથી. છેક નિરાધાર જેવા થઈને ખાટલા કે જમીન સરસા લંબાવીને પડીએ તો જ નિદ્રા-આરામ મળે એવું શા માટે હશે? ટ્રેનમાં રાતના મુસાફરી કરતી વેળા કેટલીક વાર ભીડ બહુ હોય છે, ત્યારે કોક બેઠાંબેઠાં ઊંઘ લઈ લે છે. પણ સામાન્ય રીતે એ પ્રમાણે ઊંઘ લઈ શકાતી નથી. ઊભાંઊભાં ઊંઘનાર પણ એક વ્યક્તિને મેં જોઈ છે. અમારા પાડોશીનો ઘાટી અગાસી પર ચડવા માટે ગોઠવેલી સીડીનાં ઉપલાં પગથિયાં હાથ વડે પકડી રાખીને તે નીચેના પગથિયામાં પગ નાખી ઊભોઊભો બપોરની વેળા ઊંઘ લેતો, મેં તેમ જ એ માળાના રહેવાસીઓએ ઘણી વખત જોયો હતો. પણ આવી સિદ્ધિ બહુ વિરલ મનુષ્યોને જ મળી શકે છે. આપણા જેવાઓ માટે તો લગભગ બેભાન થઈને પડ્યા હોઈએ તેવી સ્થિતિમાં શરીરને મૂક્યા વિના ઊંઘ આવી શકતી નથી.

થાકેલા અવયવોને આરામ મળે એટલું જ નિદ્રાનું પ્રયોજન નથી. આરામ તો આપણે જે અવયવને થાક લાગ્યો હોય તેની પાસે કામ ન લઈએ એટલે મળી રહે છે. પણ એટલાથી જ સ્ફૂર્તિ આવતી નથી. આંખ મીંચીને લાંબા થઈને આપણે પડી રહીએ, હાથપગ હલાવીએ નહિ અને બીજી કોઈ પણ ચેષ્ટા ન કરીએ તો શરીરને આરામ જરૂર મળી રહે. પણ એકલો આરામ પૂરતો નથી, એથી કંઈક વધારેની જરૂર પડે છે. આંખ મીંચી રાખીને આખી રાત પડી રહીએ તો આંખને આરામ મળે છે. પણ ઊંઘ ન આવી હોય તો ઉજાગરાને લીધે બીજે દહાડે આંખ લાલ થઈ જાય છે. બે-ત્રણ એવા ઉજાગરા થાય તો, હાથપગને નિષ્ક્રિય રાખીને પૂરેપૂરો આરામ આપ્યો હોય તે છતાં એ દુખવા લાગે છે અને આખું શરીર, દિવસે કામ કરવા છતાં જેટલું થાકી નથી જતું, તેટલું બિલકુલ કામ કર્યા વગર ફક્ત ઊંઘ ન આવવાને લીધે થાકી જાય છે. અને ગમે તેવો થાક લાગ્યો હોય તોપણ ઊંઘ સરસ આવી જાય તો એ બધો થાક ઊતરી જાય છે અને શરીરમાં કોઈ નવી જ સ્ફૂર્તિ આવે છે. ઊંઘમાં એવું તે શું છે કે એ તદ્દન ઢીલા થઈ ગયેલા મનુષ્યમાં નવચેતનનો સંચાર કરે છે? એ ચેતન આવે છે ક્યાંથી? માત્ર આરામને લીધે તો નહિ જ. બહારથી પણ એ મળી શકતું નથી; કારણ કે નિદ્રાવસ્થા દરમ્યાન બહારના જગત સાથેનો સંબંધ મનુષ્ય ઘણોખરો ઓછો કરી નાખે છે.

કેવળ અંતરવ્યાંતર કરવાથી-સ્થિતિમાં ફેર કરવાથી-થોડો ઘણો આરામ મળી શકે, પણ જે અપૂર્વ સ્ફૂર્તિ નિદ્રા દ્વારા મળે છે

તે મળી શકે નહિ એ માટે દુનિયા બદલવી પડે છે આ જગત સાથેનો સબંધ, ભલે થોડા કાળ માટે પણ છોડ્યા વિના શાંતિ, સ્વસ્થતા કે સ્ફૂર્તિ મળી શકતાં નથી એમ નિદ્રા આપણને સમજાવે છે થોડો વખત આ જગતને છોડીને વિશ્વચૈતન્ય સાથે એકરૂપ થઈને દિશા ને કાળથી પર એવી કોઈક નવી જ દુનિયામાં ગયા વિના, આ દુનિયા માટેના વ્યવહારપૂરતી શક્તિ પણ મળવી શકાતી નથી માંદા શરીરને હવાફેરથી તાજગી મળે છે, તેમ થાકેલા મનુષ્યને દુનિયા ફેરથી નવચેતન સાંપડે છે આત્માની મુક્તિ માટે સન્યાસીઓ સંસારનાં કર્મોનો ત્યાગ કરે છે, તેમ આપણે બધાએ રોજ રાત્રે સન્યાસી થઈને આ સંસારનાં કર્મોનો પરિત્યાગ કરવો પડે છે–થોડા કલાક માટે આ દુનિયાની માયા અળગી કરવી પડે છે આપણે નિદ્રાવસ્થા દરમ્યાન સંસારનો અશંત ત્યાગ કરીને પછી ફરી સારી રીતે સંસારનાં સુખો માણવા તૈયાર થઈ શકીએ છીએ અને એમ જાણ્યે–અજાણ્યે 'तेन त्यक्तेन भुञ्जीथा । એનો ત્યાગ કરીને ભોગવ' એ ઉપનિષદના વચનને સાર્થક કરીએ છીએ

તન ને મનની પૂરેપૂરી સ્વસ્થતા વિના ઊંઘ આવી શકતી નથી વધારે ખવાઈ ગયું હોય ત્યારે કે સૂખ્યેપેટે અથવા કંઈક દુઃખ થયું હોય ત્યારે પણ સારી ઊંઘ આવી શકતી નથી સ્વસ્થતા વિના ઊંઘ નથી મળતી ને ઊંઘ વિના સ્વસ્થતા નથી મળતી એ સ્વસ્થતાનો આપણે અનુભવ કરી શકીએ છીએ· પણ એ છે શું તે સમજી શકતા નથી 'સ્વસ્થ' એટલે પોતાનામાં રહેવાપણું કાચબો જ્યારે અંગો સંકોરીને પોતે પોતાનામાં ભરાઈ જાય છે ત્યારે એ ભયમુક્તિ અનુભવે છે આપણે જ્યારે પોતાનામાં જતા રહીએ છીએ–'સ્વ-સ્થ' બનીએ છીએ ત્યારે જ શાંતિ અનુભવી શકીએ છીએ અને ગાઢ નિદ્રા દરમ્યાન માણસ આવી સ્વસ્થતાનો અનુભવ થોડેઘણે અંશે કરી શકે છે માટે કેટલાકે એને બ્રાહ્મી સ્થિતિ અથવા સમાધિ સાથે સરખાવી છે

ડાહ્યા મનુષ્યો કાવ્યશાસ્ત્ર આદિની ચર્ચા કરીને વખત પસાર કરે છે અને મૂર્ખાઓ વ્યસન, કલહ અથવા નિદ્રામાં કાળક્ષેપ કરે છે એમ એક ડાહ્યા કવિએ કહ્યું છે કલહ ને વ્યસનનું તો ઠીક જાણે પણ નિદ્રામાં કાળક્ષેપ કરવો એ મૂર્ખાનું લક્ષણ હોય તો એ જાતના મૂર્ખા બનવાનું કોને મન નહિ થાય? અને કોને થાલી શકે એમ પણ છે!

★

ત્રણ સ્ત્રીઓ પોતાના પતિઓની સ્મરણશક્તિ ઉપર વાતો કરતી હતી એક હતી પ્રોફેસરની પત્ની, બીજી હતી ડાક્તરની ને ત્રીજી હતી ટ્રેનમાં મુસાફરી કરતા સેલ્સમેન'ની પત્ની.

'મને લાગે છે કે મારા પતિ જેવો ભુલકણો તો કોઈ જ આદમી નહિ હોય' પ્રોફેસરની પત્ની બોલી 'પોતે વ્યાખ્યાન માટે તૈયાર કરેલી નોંધો હંમેશા ઘેર ભૂલી જાય છે ને પછી કૉલેજના વિદ્યાર્થીઓ આગળ ગોટાળા કરવા પડે છે'

'તમે ભૂલો છો યાદ તો મારા પતિને બિલકુલ રહેતું જ નથી' ડાક્તરની પત્નીએ કહ્યું 'વિઝિટે જાય છે ત્યારે મારા પતિ કદી ય દવાની બેગ લઈ જવા નથી, ને પછી જ્યારે કંઈ જોઈએ ત્યારે આખો રસ્તો વગાડીને પાછા આવવું પડે છે!'

ત્યારે સેલ્સમેનની પત્નીએ કહ્યું

'તે દિવસે મારા પતિ ઘેર આવ્યા, હાથમાંની થેલી ધીમેથી મને આપી ને કહે આ પહેલાં મેં તમને ક્યારેક જોયા હોય એવું લાગે છે!'

×

ભરતે શાપ દીધો હતો, એવો ઉલ્લેખ મત્સ્યપુરાણમાં મળે છે. આટલા પરથી એટલું અનુમાન નીકળે છે, કે મહર્ષિ ભરત પણ વૈદિક કાળના કોઈ બ્રહ્મર્ષિ હશે. ઋગ્વેદમાં ઉર્વશીનું નામ ઘણે ઠેકાણે આવેલું છે; અને કેટલેક સ્થળે તો તે વ્યક્તિવાચક પણ છે. તે સિવાય પુરુરવા સાથેનો તેનો સંબંધ તથા વિચ્છેદ, એ બધી વેદોક્ત અને પુરાણોક્ત ગાથાઓથી હિંદુ પ્રજા અજ્ઞાત નથી. જો ઉર્વશીનો કાળ શોધાય, તો એને કદાચ ગુરુપદે શોભે એવા અને ઉર્વશી જેવીને નૃત્યાભિનયની ભૂલને લીધે શાપ દેનારા મહર્ષિ ભરતનો કાળ શોધવામાં અડચણ ન આવે.

અર્વાચીન દૃષ્ટિ સામાન્ય રીતે મહર્ષિ ભરતને ઈ. સ. પૂર્વે ૨૦૦ થી ઈ. સ ૨૦૦ સુધીના ગાળામાં ક્યારેક થઈ ગયા હોવાનું ધારે છે. કીથ (Keith), હેગ (Haigh), લ્યુડર્સ (Luders) વગેરે પાશ્ચાત્ય ગ્રંથકારોએ પોતપોતાની દૃષ્ટિએ આપણા એ જૂના ગ્રંથોનો અભ્યાસ કરી પોતાનાં મંતવ્યો રજૂ કર્યાં છે. એમની દૃષ્ટિથી જોનારા હિંદીઓ એમની માન્યતામાં તણાયા છે. અર્વાચીન અને પ્રાચીન બંને દૃષ્ટિઓ અને મંતવ્યોનો સાંગોપાંગ અભ્યાસ કરીને એના મંથનથી જે નિષ્કર્ષ નીકળે, એ જ સત્ય, એવું હું નમ્રપણે માનું છું. અન્ય સંસ્કૃતિમાં જન્મેલા, ઊછરેલા, અન્ય ભાષાભાષીઓ, સંસ્કૃતનો દીર્ઘ અભ્યાસ છતાં શબ્દોના અભ્યાસાર્થ, પ્રયોગાર્થ, સ્થાનપરત્વે સંયોગાર્થ અને એવી રીતે વાચ્યાર્થ, ધ્વન્યાર્થ, શ્લેષાર્થ વગેરે સૂક્ષ્મ અર્થ સમજવાને, સંપૂર્ણપણે શક્તિમાન નથી બની શકતા. અને તેથી જ કદાચ કીથ જેવા અભ્યાસીજને પણ તૈત્તિરીય બ્રાહ્મણમાં ઉલ્લેખાયેલા 'શૈલૂષ' જેવો 'નટ' માટેનો સર્વસામાન્ય શબ્દ 'નટ' તરીકે ન સમજતાં, 'શૈલૂષ' એટલે 'નર્તક' એવો અર્થ કર્યો છે. તેવી જ રીતે 'नटस्य भुक्तम्' એ શબ્દોનો વાસ્તવિક અર્થ ન સમજતાં કીથ 'નટવર્ગની ભૂખ' એવો અર્થ કરે છે. કીથ કહે છે: 'We find, that in the days of Mahabhasya, the Nata's hunger is as proverbial as the dancing of the peacock.'

પાણિનિના 'क्तस्य च वर्तमाने' એ સૂત્ર પર 'क्तस्य च वर्तमाने नपुंसके भाव उपसंख्यानम्,' એ વાર્તિક લખતાં, પતંજલિએ 'क्तस्य च वर्तमाने नपुंसके भाव उपसंख्यानं कर्तव्यम् । छात्रस्य हसितं, मयुरस्य नृत्तम्, नटस्य भुक्तम्, कोकिलस्य व्याहृतमिति ॥' આ પ્રમાણે લખ્યું છે. તાત્પર્ય એ છે કે ભૂતકાળ વાચક ધાતુસાધિત વિશેષણના વર્તમાનકાળ વાચક અર્થ પ્રમાણે, જો નપુંસકલિંગી ભાવવાચક નામ જેવો ઉપયોગ થયો હોય, તો તેવે વખતે ષષ્ઠી વિભક્તિનો ઉપયોગ કરવો અને એ ભાવવાચક નામના ઉદાહરણ તરીકે 'छात्रस्य हसितम्' 'नटस्य भुक्तम्' 'मयुरस्य नृत्तम्' ઇત્યાદિ પ્રકારો ઉલ્લેખવામાં આવ્યા છે. અને એ રીતે 'વિદ્યાર્થીઓનું હસવું,' 'નટોનો ઉપભોગ,' 'મોરનો નાચ,' એ જ અર્થો અહીં અભિપ્રેત છે, એ સ્પષ્ટ રીતે સમજાશે એટલે 'नटस्य भुक्तम्'નો અર્થ 'નટનો ઉપભોગ,' નહિ કે 'નટની ભૂખ.' અર્થના આવા જ અનર્થો થાય અને એ અનર્થોને સત્ય સાબિત કરવા માટે નવા અનર્થો ઉપજાવાય આવું આપણાં ઘણાં પ્રાચીનશાસ્ત્રો માટે થતું આવ્યું છે. કાયદાથી એ રોકી શકાતું નથી એ દુઃખ છે, અને આવા પાશ્ચાત્ય લેખકોના હિંદી અનુયાયીઓ આપણા જ્ઞાન, શાસ્ત્ર અને ઇતિહાસ વિશે કેટલું અસત્ય-તિમિર ફેલાવે છે, કે જેથી સત્યને શોધવામાં, મહા પરિશ્રમ પડે છે.

ઉપલબ્ધ વૈદિક વાઙ્મયમાં 'शैलूष'

'निचरूप' 'वशनर्ती', વગેરે શબ્દો પ્રાચીન નાટ્ય-સંસ્થાને ધ્વનિત કરે છે.

આપણે ત્યાં ઘણીવાર આપણા પુરોહિતો અને શુક્લ યજુર્વેદના રુદ્રાધ્યાયનો અનુવાક બોલી જાય છે, ત્યારે આપણને ખ્યાલ સરખો ય નથી આવતો, કે એમાં પણ નાટ્યનો બીજો રહેલાં છે. યજુર્વેદ માધ્યન્દિની શાખાના રુદ્રાધ્યાયના ૨૨મા મંત્રથી આરંભાતા ૐ અનુવાકમાં આવેલા ૨૫ ૨૬ અને ૨૭મા મંત્રમાં, 'विरूपेभ्यो विश्वरूपेभ्यश्च' ઈનાથી, આખી નટ સંસ્થા-નવાનનાં રૂપ ધારણ કરનારી એક પ્રજાનો ઉલ્લેખ થતો હોય, એવું સ્પષ્ટ દેખાય છે. એ મંત્રો આ રહ્યા:

नमो गणेभ्यो गणपतिभ्यश्च वो नमो नमो व्रातेभ्यो व्रातपतिभ्यश्च वो नमो नमो गृत्सेभ्यो गृत्सपतिभ्यश्च वो नमो नमो विरूपेभ्यो विश्वरूपेभ्यश्च वो नम. ॥ २५ ॥

नमः सेनाभ्य सेनानिभ्यश्च वो नमो नमो रथिभ्यो अरथेभ्यश्च वो नमो नम. क्षत्तृभ्य. सङ्ग्रहीतृभ्यश्च वो नमो नमो महद्भ्यो अर्भकेभ्यश्च वो नम ॥ २६ ॥

नमस्तक्षभ्यो रथकारेभ्यश्च वो नमो नमः कुलालेभ्यः कर्मारेभ्यश्च वो नमो नमो निषादेभ्यः पुञ्जिष्ठेभ्यश्च वो नमो नम. श्वनिभ्यो मृगयुभ्यश्च वो नम. ॥ २७ ॥

ગણરૂપ અને ગણોના અધિપતિનું રૂપ ધારણ કરનાર હે રુદ્ર! આપને નમસ્કાર. વ્રાતગણ અને વ્રાતગણના પતિ એવા રુદ્રને પ્રણામ. મેધાવિન્ અને એના અધિપતિ એવા રુદ્રને વંદન. વિરૂપરૂપ, વિકૃતરૂપ, વિગતરૂપ તથા વિશ્વના અનેકવિધ સ્વરૂપ ધારણ કરનાર એવા રુદ્રને નમસ્કાર!

સેનારૂપ અને સેનાપતિરૂપ એવા રુદ્રને પ્રણામ. રથવાળા અને રથ વગરના, રથમાં બેઠેલા અને રથના અધિષ્ઠાતા તથા સારથિરૂપ એવા રુદ્રને નમસ્કાર. વિદ્યાદિ ઉત્કૃષ્ટરૂપ અને પ્રાણાદિ વડે અલ્પરૂપ એવા રુદ્રને નમસ્કાર.

શિલ્પી, રથકાર, કુંભાર, લુહાર, ભિલ વગેરેનાં રૂપ ધારણ કરનાર હે રુદ્ર! આપને પ્રણામ; તથા પુલ્કસાદિરૂપ રુદ્રને નમસ્કાર. શ્વાનોને નમન કરનાર એવા રુદ્રને પ્રણામ; અને મૃગોની કામના કરનાર એવા શિકારીરૂપ રુદ્રને નમસ્કાર.

એ અનુવાકમાં આવેલો 'नमो विरूपेभ्यो विश्वरूपेभ्यश्च नमो' માંનો વિશ્વરૂપ શબ્દ જે સામાન્ય અર્થમાં એ અનુવાકમાં વપરાયો છે એ જોતાં 'विश्वरूप' એ શબ્દ 'નટ' ને માટે જ પ્રયુક્ત થયો હોવો જોઈએ એમ નિ:સંશય લાગે છે. रूप અને विश्वरूप એ બન્ને શબ્દોને વિચારતાં એને નટ અને નાટ્યની સાથે સંબંધ હોવો જ જોઈએ એમ સહજ કલ્પી શકાય છે પોતે જે હોય એનાથી જુદું રૂપ લેવું, જુદો વેશ ભજવવો, જુદો સ્વાંગ રચવો, એ અર્થમાં જ विश्वरूप શબ્દ પ્રયુક્ત થયો છે તેવી જ રીતે 'તૈત્તિરીય બ્રાહ્મણ'માં પણ અગાઉ જણાવેલો શૈલૂષ શબ્દ કે જે સંપૂર્ણપણે નટવાચી જ છે, એનો ઉલ્લેખ મળે છે. પુરુષમેધની બલિવિધાનની યાદીમાં શૈલૂષ શબ્દ આવે છે. યજુર્વેદાન્તર્ગત જે विश्वरूप નામના લોકો હતા, તે જ પાછળથી શૈલૂષ કહેવાયા હશે. વ્યાકરણાચાર્ય પાણિનિના 'छंदोगौक्थि-कयाज्ञिक बह्वृचनटाञ्ञ्यः' એ સૂત્રથી નટ વગેરેનો કોઈ आम्नाय ગ્રંથ પણ હશે, એવું ञ्यः પ્રત્યયમાં દેખાઈ આવે છે. ઉપરાંત 'पाराशर्यशिलालिभ्यां भिक्षुनटसूत्रयोः' આ સૂત્રથી પારાશર્ય અને શિલાલિએ લખેલાં भिक्षुसूत्र અને नटसूत्र પણ એ કાળમાં પ્રચારમાં હતાં. તે જ પ્રમાણે 'कर्मन्दकृशाश्वादिनिः' એ સૂત્રથી કૃશાશ્વિન્ એટલે કૃશાશ્વએ લખેલા नटसूत्रनो વિદ્યાર્થી એવું પ્રતિપાદન થાય કૃશાશ્વિન્ પ્રમાણે જ पाराशरिन् અને शिलालिन् એવા શબ્દો પારાશર અને શિલાલિનાં ગ્રંથોના વિદ્યાર્થીઓ માટે વપરાતા. એના પરથી એટલું નક્કી થાય છે, કે નટોનો आम्नाय ગ્રંથ તથા नटसूत्र જેવા ગ્રંથો પાણિનિ પૂર્વે વિદ્યમાન હતા.

કીથ આદિ પાશ્ચાત્ય પંડિતો નટ શબ્દનો

કોઈ નિશ્ચિત અર્થ માનતા નથી; પરંતુ નટ એ સંસ્કૃતના નૃત્‌નું પ્રાકૃતરૂપ માને છે. પાણિની नमति इति नटः એવું રૂપ આપે છે. અને એનો અર્થ नटः शैलूषः એવો વ્યાકરણ સંપ્રદાયમાં આપવામાં આવ્યો છે. शैलूषः એટલે 'અભિનય કરનારો નટ' એ અર્થ વૈદિક-કાળથી ચાલતો આવ્યો છે, એ આપણે જોયું છે. આ બધા ઉલ્લેખોથી એટલું તો સિદ્ધ થાય છે જ, કે પાશ્ચાત્ય પંડિતોના કથન મુજબ 'ભારતીય નાટ્ય' અને 'ભરત નાટ્યશાસ્ત્ર,' બહુ પ્રાચીન નહિ, છતાં ખ્રિસ્તાબ્દની ઘણી પૂર્વે થઈ ગયા હોવા જોઈએ, એ સમજી શકાશે.

હવે એક બીજી દૃષ્ટિ. આપણી પાસે ઉપલબ્ધ વાઙ્મયમાં જૂનામાં જૂનાં નાટકો ક્યારે લખાયાં, કયા કાળમાં ભજવાયાં, એના લેખકો કોણ એ જો સંશોધાય, તો એના પરથી પણ આપણે એટલું અનુમાન તો કરી શકીશું, કે એ નાટ્યકાળ પૂર્વે, ભરતમુનિનું ઉપલબ્ધ નાટ્યશાસ્ત્ર સંપાદન થઈ ગયું હોવું જોઈએ. સામાન્ય રીતે પ્રાચીન નાટકોમાં તરત ધ્યાન ખેંચે એવાં 'અભિજ્ઞાન શાકુંતલ,' 'માલવિકાગ્નિમિત્ર,' 'વિક્રમોર્વશીય' વગેરે કાળિદાસનાં નાટકો તેમ 'ઉત્તરરામચરિત્ર,' 'માલતી—માધવ,' 'અજાતશત્રુ,' 'પ્રતિજ્ઞાચાણક્ય', 'સ્વપ્નવાસવદત્તા', 'પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ', તથા 'મૃચ્છકટિક', 'મુદ્રારાક્ષસ' વગેરે જુદાજુદા કવિઓનાં લખેલાં નાટકો અત્યારે ઉપલબ્ધ છે. તે સિવાય, 'નાટ્યશાસ્ત્ર'ના ભાષ્યકર્તા અભિનવગુપ્તે પોતાની 'અભિનવભારતી ટીકા'માં લખ્યું છે: 'नाट्यायितयोदाहरणं महाकविसुबन्धुनिबद्धो वासवदत्ता नाट्यधाराख्यः समस्त एव प्रयोगः तत्र हि बिन्दुसारः प्रयोज्यवस्तुक उदयनचरिते सामाजिकी कृतः' અર્થાત્ મહાકવિ સુબંધુએ 'ઉદયનચરિત' નામનું નાટક રચ્યું હતું. ધ્વન્યાલોકની 'લોચન ટીકા'માં 'વત્સરાજચરિત' નામના નાટકનો પણ ઉલ્લેખ છે. કદાચ આ બંને નામ એક જ નાટકનાં પણ હોય.

આ બધાં નાટકોના કર્તાઓ કાળિદાસાદિ કવિઓ ક્યારે થઈ ગયા, એનો કાળનિર્ણય શોધવાને અત્યાર સુધી ઘણા પંડિતોએ મહાપ્રયાસો કર્યા છે; પરંતુ એ ક્ષેત્રના અનેક પ્રયાસો એકમતી નિર્ણય પર આવી શક્યા નથી. વિક્રમાબ્દનો આરંભ કરનાર શકારિ વિક્રમાદિત્ય, કે જે એક પ્રસિદ્ધ સમ્રાટ હશે, ત્રિખંડભૂમિનો શાસક હશે, છતાં એ વિક્રમાદિત્યનું પણ નિર્ણયાત્મક ચરિત્ર, ઐતિહાસિક રાજ્યકાળ વગેરે મતાંતરરહિતરૂપે નિર્ણી શકાયું નથી. એક ઐતિહાસિક ભૂપતિનો રાજ્યકાળ ન નિર્ણાય તો કવિઓનો નાટ્યકાળ અને એમનો જીવનકાળ ક્યાંથી શોધાય? શી રીતે શોધાય?

ઇતિહાસના અનેક ગ્રંથોનાં સેંકડો પાનાં ઉથલાવીને આનો આપણે નિર્ણય શોધવો રહ્યો.

વત્સરાજ ઉદયન સંસ્કૃત સાહિત્યની એક પ્રસિદ્ધ વ્યક્તિ છે. બાણ, કાળિદાસ, ગુણાઢ્ય, ભાસ, વિષ્ણુગુપ્ત કૌટિલ્ય તેમ જ શ્રી હર્ષ આદિ મહાન કવિઓએ એની વિશદ કીર્તિગાથા ગાઈ છે. 'સ્વપ્નનાટક'માં ઉદયનને વૈદેહીપુત્ર લખ્યો છે અને પુરાણોની રાજ્યવંશાવલિ અનુસાર વત્સરાજ ઉદયનને શતાનીકનો પુત્ર વર્ણવ્યો છે. 'મંજુશ્રીમૂલકલ્પ'માં પણ એવો જ ઉલ્લેખ છે. તેમ 'પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ'માં પણ એની પુષ્ટિ મળે છે. મહાભારતાનુસાર વત્સરાજ ઉદયનના પિતા શતાનીક ભારતયુદ્ધ પછીના પૌરવ કુળના દ્વિતીય શતાનીક હતા.

બૌદ્ધ ગ્રંથો જોતાં તથાગત બુદ્ધ અને ઉદયન બંને સમકાલીન લખ્યા છે. હ્યુ-એન-સંગ પણ 'કૌશામ્બીના રાજા ઉદયને ભગવાન બુદ્ધની તેમના મૃત્યુ પૂર્વે, એક વિશાળ મૂર્તિ બનાવી હતી.' એવો ઉલ્લેખ કરે છે.

ઉદયન ગજવિદ્યામાં અત્યંત પ્રવીણ હતા.

એવો ઉલ્લેખ મળે છે કે ઘોષવતી વીણાના વાદન વડે એ ભરત હાથીઓને મંત્રમુગ્ધ કરતા અને પકડી લેતા. એ જ ઉદયનના જીવનપ્રસંગ ઉપરથી, મહાકવિ ભાસે 'સ્વપ્ન-નાટક' લખ્યું હોવાનું પ્રસિદ્ધ છે એના પરથી એટલું કલ્પી શકાય છે, કે મહાકવિ ભાસ ઉદયન પછી થયા હોવા જોઈએ; અથવા એમ પણ કહી શકાય, કે મહાકવિ ભાસ વત્સરાજ ઉદયનના અનુવર્તી હશે. કેટલાક મહાકવિ ભાસને મહાપદ્મ નંદના સમકાલીન ગણે છે. જો એ નંદના સમકાલીન હોય, તો કૌટિલ્ય વિષ્ણુગુપ્ત અને ભાસ પણ સમકાલીન જ ગણાય મહાકવિ ભાસનાં અનેક નાટકો પ્રસિદ્ધ છે. એ જ ભાસ કવિના ચારુદત્તના રૂપાંતરરૂપે સમ્રાટ શૂદ્રકરચિત 'મૃચ્છકટિક' રચાયું હોય, એવું આપણે ખાતરીથી અનુમાન કરી શકીએ છીએ. અને શૂદ્રક, પ્રચલિત વિક્રમ સંવતથી ઘણે પૂર્વે આંધ્રયુગમાં થઈ ગયાના પુરાવાઓ સાંપડે છે વિષ્ણુગુપ્ત કૌટિલ્યના અર્થશાસ્ત્રમાં, મહાકવિ ભાસના બે શ્લોકો ઉદ્ધૃત થયેલા દેખાય છે. ભાસકૃત 'પ્રતિજ્ઞાયૌગન્ધરાયણ' નામના નાટકમાં એ મળી આવે છે. એના પરથી એવું પણ અનુમાન નીકળે છે, કે મહાકવિ ભાસ ચાણક્યની પૂર્વે થઈ ગયા હોવા જોઈએ. ભાસ પોતાનાં નાટકોને અંતે, જે ભરતવાક્ય લખતા, તેમાં પણ એ એવું લખતા, કે 'હિમાલય અને વિંધ્યસાગર પર્યંત અમારો રાજસિંહ એક છત્ર રાજ્ય કરો.' વત્સરાજ ઉદયન પછી અને કૌટિલ્યની પૂર્વે, ભૂમિનો એકછત્ર શાસક, એ મહાપદ્મ નંદ જ હતો. નંદને માટે પુરાણોએ પણ 'એકછત્ર શાસક' એ જ વિશેષણનો ઉપયોગ કર્યો છે. વિશાખદત્ત રચિત 'મુદ્રારાક્ષસ' નાટકમાં નંદને नवनवतिशतद्रव्यकोटीश्वर તથા 'કથા-સરિત્સાગર'માં પણ, એને નવ્વાણું કરોડનો અધિષ્ઠાતા ગણ્યો છે. 'કામન્દકીય નીતિસાર' અને અન્ય ગ્રંથોમાં નંદની વિપુલ સંપત્તિને કારણે એને 'સર્વાર્થસિદ્ધિ' કહેતા. પુરાણો-માં તો મહાપદ્મનો બીજા ભાર્ગવ પરશુરામ તરીકે ઉલ્લેખ કર્યો છે; કારણકે મહાપદ્મે પરશુરામની માફક, ઘણાં ક્ષત્રિય રાજ્યોનો નાશ કર્યો હતો; અને પાંચાલ, શૂરસેન, કલિંગ વગેરે રાજ્યોનો નાશ કરીને, તે એકછત્ર અતિબલ અનુલંઘિત શાસનસામ્રાટ તરીકે પ્રસિદ્ધિ પામ્યો હતો.

આ બધા ઉલ્લેખો જોતાં મહાકવિ ભાસ નંદકાળમાં થઈ ગયા હોય એવું કેટલાક અનુ-માને છે. પરંતુ મહાકવિ ભાસ ઉદયનના ઉત્તરવર્તી હોવા વિશે ખાતરી થવી જાય છે. અગાઉ જણાવ્યું તેમ ભાસે લખેલું 'સ્વપ્ન-નાટક' ઉદયન સંબંધી જ છે; અને ઉદયનની કેટલીક ઘટનાઓ ઉપરથી જ એ લખાયું હોવું જોઈએ. વળી 'મૃચ્છકટિક' નાટકના કર્તા શૂદ્રકની પૂર્વે જ ભાસ કવિ થઈ ગયા હોવા જોઈએ, એમાં સંશયને સ્થાન નથી જ, કારણ શૂદ્રકનું 'મૃચ્છકટિક' એ ભાસના 'ચારુદત્ત'નું રૂપાંતર જ છે, એ વિદ્વાનોથી અજાણ્યું નથી. અને શૂદ્રક વર્તમાન વિક્રમ સંવતની ઘણી પૂર્વે આંધ્રકાળમાં થઈ ગયા હોવાના ઘણા પુરાવા લભ્ય થતા જાય છે, તદુપરાંત ભગવાન કૌટિલ્યે પોતાના અર્થશાસ્ત્રમાં જે ભાસના શ્લોકો ઉદ્ધૃત કર્યાં છે, એના પરથી પણ એ અનુમાનને પુષ્ટિ મળે છે, કે ભાસ ચાણક્ય કૌટિલ્યની પૂર્વે જ થઈ ગયા હોવા જોઈએ. એ ભાસ કવિ પણ 'ભરતનાટ્ય'ના નિયમોને અનુસરતા અને તદનુસાર નાન્દી સૂત્રધારથી આરંભીને ભરતવાક્યથી પૂર્ણાહુતિ કરતા. આ રીતે વિચારતાં અને ભારતયુદ્ધ પછી પુરાણોની ગણતરી પ્રમાણે કૌંતેય અર્જુનના પૌત્ર પરીક્ષિતના જન્મથી માંડીને મહાપદ્મના અભિષેક પર્યંત ૧૫૦૦ વર્ષનો કાળ વીત્યો હોવાની ગણના, ગણિતશાસ્ત્રની દૃષ્ટિએ પુરવાર

થઈ શકી છે. એટલે આ બધાની ઘણી પૂર્વે મહર્ષિ ભરતનો કાળ મૂક્યા વગર છૂટકો નથી.

આ સિવાય બીજા કેટલાક પુરાવાઓ જોઈએ. મુનિ વરરુચિ સંવતપ્રવર્તક વિક્રમાદિત્યના પુરોહિત હતા; અને સુબંધુ સાહસાંક વિક્રમના પુરોહિત વરરુચિના ભાણેજ હતા. 'કથાસરિતસાગર' તથા 'કલ્પદ્રુકોષ'ના કથન મુજબ–

'विक्रमादित्यपर्यायो महेन्द्रादित्यसंभवः ॥ ६२ ॥
असौ विषमशीलोऽपि साहसांकः शकोत्तरः ॥ ६३ ॥

આના પરથી એવું લાગે છે કે શકારિ વિક્રમનું નામ 'હર્ષ'પણ હતું.

श्रीहर्षविक्रमनराधिपमातृगुप्त–
गर्गाश्मकुट्टनखकुट्टकबादराणाम् ।
एषां मतेन भरतस्य मतम् विगाह्य
घुष्टं मया समनुगच्छत रत्नकोशम् ॥

આના પરથી આપણે બળવાન અનુમાન કરી શકીએ કે નરાધિપ શ્રીહર્ષ વિક્રમે તથા માતૃગુપ્તે નાટ્યમહર્ષિ ભરતમુનિના નાટ્યશાસ્ત્ર ઉપર કોઈ ભાષ્યગ્રંથ કે ટીકાગ્રંથ યા બૃહત વાર્તિકગ્રંથ લખ્યો હશે. અહીં એટલું ભૂલવું ન જોઈએ કે સમુદ્રગુપ્ત વિક્રમાંક, ચંદ્રગુપ્ત વિક્રમ, સ્કંદગુપ્ત વિક્રમ–એ બધા હર્ષનામધારી નહોતા. તેથી સહજ અનુમાન થઈ શકે છે, કે શકારિ હર્ષવિક્રમ અને ઉપર્યુક્ત માતૃગુપ્ત, બંને સમકાલીન હતા. અને આ બધું વિચારતાં વિક્રમાબ્દ તથા શૂદ્રકાબ્દની વચ્ચે ૬૯૮ વર્ષનું અંતર હોવું જોઈએ એમ લાગે છે. બ્રાહ્મણ-સમ્રાટ શૂદ્રક વર્તમાન વિક્રમ સંવતની પૂર્વે થઈ ગયા; અને એમણે 'ભરતનાટ્ય' ઉપર ભાષ્યગ્રંથ રચ્યો હતો. કલ્હણ પણ વિક્રમાદિત્ય અને શૂદ્રક એ બંનેને પૃથક્ માનતો હતો.

પ્રસિદ્ધ અરબી યાત્રી અલ-બે-રૂનીના કથન મુજબ શ્રીહર્ષ અને વિક્રમાદિત્ય, એ બેની વચ્ચે ૪૦૦ વર્ષનું અંતર હતું એવું ઉલ્લેખાયું છે. આ બધાનો નિષ્કર્ષ કાઢતાં :

ટૂંકાણમાં–(૧) કાશ્મીરના આનંદવર્ધન, કવિ ભવભૂતિ, નિરુક્ત વ્યાખ્યાકાર દુર્ગ, ભદંત અશ્વઘોષ, મહાકવિ ભાસ વગેરે બધાની પૂર્વે ભરતમુનિ થઈ ગયા હતા, એમાં સંશયને સ્થાન નથી. (૨) આખ્યાન, કથા–વાર્તા, નાટકો વગેરે કવિઓની એ બધી કૃતિઓ જનતા સામે આવી, તે પૂર્વે ભરત થઈ ગયા એ સિદ્ધ વાત છે. (૩) આચાર્ય અભિનવગુપ્તે 'ભરતનાટ્યશાસ્ત્ર' પર ટીકા રચી છે. (૪) તિરહુત નરેશ શ્રી નાન્યદેવે પણ ભરતમુનિના એ મહાન ગ્રંથ પર 'ભરતભાષ્ય' નામનો ગ્રંથ રચ્યો છે. (૫) સ્થાણીશ્વર મહારાજ શ્રી હર્ષવર્ધનના રાજ્યકવિ શ્રી બાણભટ્ટ પણ ભરતમુનિનું ઋણ સ્વીકારે છે. (૬) નિરુક્તકાર યાસ્ક, જે મહાભારતના કાળથી લગભગ ૩૦૦ વર્ષના અરસામાં થઈ ગયાનું મનાય છે, તે પણ ભરતમુનિનું પૂર્વાચાર્ય તરીકે સ્મરણ કરે છે. (૭) શ્રી શંકુક, શ્રી લોલ્લટ તથા શ્રી ઉદ્‌ભટ આદિ મહાનુભાવોએ પણ ઉક્ત શાસ્ત્રગ્રંથ પર ભાષ્યો લખ્યાં છે. (૮) શુંગ વંશના પ્રવર્તક સમ્રાટ પુષ્યમિત્રના પુરોહિત આચાર્ય પતંજલિ પોતાના વ્યાકરણ–મહાભાષ્યમાં, જે પુરાતન નાટકનો ઉલ્લેખ કરે છે, એ પુરાતન નાટકની પૂર્વે, ભરતમુનિ થઈ ગયાની સાબિતી મળે છે. (૯) મહાભારતના કર્તા, ભગવાન વેદવ્યાસ જેવા પણ, જેમના રાજ્યાભિષેકનું વર્ણન, માત્ર કાને આવેલી કથા પરથી જ જાણતા, એ પૃથ્વીના આદ્યરાજા વેનપુત્ર પૃથુએ ગાયકો, માગધ, સૂત, ભાટ તથા ચારણોને, મગધ અને આનૂપ ભૂમિ દક્ષિણામાં આપી હતી. આ ઉલ્લેખથી એવું અનુમાન નીકળે છે કે મહર્ષિ ભરતે સ્થાપેલી આ નાટ્ય-સંસ્થા ક્રમશઃ ધંધાદારી લોકોના હાથમાં જતાં, એની એક સ્વતંત્ર જાતિ નિર્માણ થઈ હશે; જે જાતિને મહારાજ પૃથુવૈન્યે-આનૂપ ભૂમિઓ

દક્ષિણામાં આપી હશે આના પરથી પણ એટલું યોગ્ય અનુમાન નીકળે છે કે મહારાજા પૃથુ-વૈન્યની પૂર્વે મહર્ષિ ભરત થઈ ગયા હશે (૧૦) યજુર્વેદનો અનુવાક, વેદોક્ત ઇંદ્રની પ્રસિદ્ધ અપ્સરા ઉર્વશીની નૃત્યાભિનયમાં થયેલી ભૂલને લીધે, ભરત મહર્ષિએ તેને આપેલો શાપ, પૃથ્વીના આદ્ય મહારાજા પૃથુ વૈન્યે માગધ સૂતાદિકને આપેલી દક્ષિણા, ઋગ્વેદોક્ત કથાનકોમાં આવેલી ભરતોની કથા, ' मनुर्भरत उच्यते ' એ કથન, એ બધાં પ્રમાણોનો વિચાર કરતાં મહર્ષિ ભરત વૈદિક કાળના અથવા લગભગ તે જ કાળમાં થઈ ગયેલા કોઈ બ્રહ્મર્ષિ હોવા જોઈએ

હવે પુનઃ ' નાટ્યશાસ્ત્ર 'માં દૃષ્ટિ નાખતાં જે પ્રત્યક્ષ ઉપલબ્ધિ થાય છે તેનો સાર પણ આપણે જોઈ જઈએ

નાટ્યવેદની ઉત્પત્તિના સબંધમાં મહર્ષિ ભરતમુનિ કહે છે

श्रूयतां नाट्यवेदस्य संभवो ब्रह्मनिर्मित ।

' હે શ્રોતાઓ ! સાંભળો નાટ્યવેદનો ઉદ્ભવ બ્રહ્માના નિર્માણ પ્રમાણે થયો છે '

વળી કહે છે

पूर्वं कृतयुगे विप्रा वृत्तेस्वायम्भुवेऽन्तर ।
त्रेतायुगेऽथ सम्प्राप्ते मनोर्वैवस्वतस्य च ॥
ग्राम्यधर्मप्रवृत्ते तु कामलोभवशंगत ।
ईर्ष्या क्रोधाभिसमूढे लोके सुखितदु खिते ।

જ્યારે ત્રેતાયુગને આરંભે, વૈવસ્વત મન્વન્તરમાં લોકો ગ્રામ્યધર્મમાં રચ્યા પચ્યા રહેવા લાગ્યા, કામ લોભાદિકને વશ બનીને ઈર્ષ્યા અને ક્રોધથી સંમૂઢ બનેલા લોકો દુઃખ પામવા લાગ્યા, અને જ્યારે વેદાદિક જ્ઞાન સામાન્ય જનતાને દુર્લભ પડયુ—ત્યારે નાટ્યશાસ્ત્રના કથન મુજબ—

न वेदव्यवहारोऽयं संश्राव्य शूद्रजातिषु ।
तस्मात् सृजापरं वेद पञ्चमं सार्ववर्णिकम् ॥

વેદાદિ જ્ઞાન શૂદ્ર જાતિને સાંભળવા સરખુ પણ ગણાય, ત્યારે તમામ વર્ણો માટેનો નવો પંચમ વેદ ભરતમુનિએ નિર્માણ કર્યો

એટલે તમામ વર્ણોને પોતપોતાનાં કર્તવ્ય કર્મમાં યોજવા અને વેદનું સમ્યક્ જ્ઞાન તમામ વર્ણોને સુલભ રીતે મળે, એવો ચારે વેદોમાંથી સાર ગ્રહીને ભરત મુનિએ ' નાટ્યવેદ ' નામનો પાંચમો વેદ નિર્માણ કર્યો

जग्राह पाठ्यमृग्वेदात् सामभ्यो गीतमेव च ।
यजुर्वेदादभिनयान् रसानाथर्वणादपि ॥

ઋગ્વેદમાંથી પાઠ, સામવેદમાંથી ગીત, યજુર્વેદમાંથી અભિનય અને અથર્વવેદમાંથી રસ ખેંચીને, નાટ્યવેદનું ભરતમુનિએ નિર્માણ કર્યું.

આ બધાં વચનો પરથી એટલું સહજ પુરવાર થાય છે, કે સામાન્ય ઇતિહાસના અતીત કાલમાં જનકલ્યાણ અને લોકશિક્ષણને અર્થે, મહર્ષિ ભરતમુનિએ બ્રહ્માની પાસેથી આ જ્ઞાન સંપાદન કરીને, અને ચારે વેદોમાંથી સાર ખેંચીને, આ નવા નાટ્યવેદ અથવા ગંધર્વવેદ અથવા પંચમ વેદનું સર્જન કર્યું હશે

વળી મહર્ષિ ભરતે પોતાની નૂતન નાટ્યસંસ્થા માટે ભિન્નભિન્ન દેવો પાસેથી, ભિન્નભિન્ન વસ્તુઓ પ્રાપ્ત કરી હતી એ એમના જ શબ્દોમાં આપણે જોઈએ

प्रीतस्तु प्रथमं शक्रो दत्तवान् स्वध्वजं शुभम् ।
ब्रह्मा कमण्डलुं चैव भृंगारम् वरुणस्तथा ॥
सूर्यच्छत्रं शिव सिद्धिं वायुर्व्यजनमेव च ।
विष्णु सिंहासनं चैव कुबेरो मुकुटं तथा ॥
श्राव्यत्वं प्रेक्षणीयस्य ददौ देवी सरस्वती ।

અને છેલ્લે—

शेषा ये देवगंधर्वा यक्षराक्षसपन्नगा ॥

નાટ્યસંસ્થાની સ્થાપના માટે મહર્ષિ ભરત મુનિને સર્વપ્રથમ ઇંદ્રે પોતાનો ધ્વજ આપ્યો, બ્રહ્માએ કમંડલુ આપ્યુ, વરુણે ભૃંગાર, સૂર્યે છત્ર, શિવે સિદ્ધિ, વાયુએ વ્યજન, વિષ્ણુએ સિંહાસન, કુબેરે મુકુટ, દેવી સરસ્વતીએ શ્રવણની શક્તિ અને શેષ રહ્યાં તે સર્વ દેવ, ગંધર્વ, યક્ષ, રાક્ષસ અને

નાગોએ અર્પણ કર્યું.

આના પરથી આપણે કલ્પી શકીશું, કે ભરતમુનિનું સ્વાયત્ત વ્યક્તિત્વ કેટલું બલવત્તર હશે કે જેમને ઇંદ્ર, વરુણ, સૂર્ય, શિવ, વિષ્ણુ, કુબેર, સરસ્વતી, દેવગંધર્વ આદિ સર્વેએ પોતાની વિશેષ વસ્તુઓ, આ નૂતન વેદની પ્રતિષ્ઠાપના માટે અર્પણ કરી.

ભરતમુનિ પોતે રચેલા આ નાટ્યવેદમાં શું શું હશે એનો ઉલ્લેખ કરતાં જણાવે છે, કે—

त्रैलोक्यस्यास्य सर्वस्य नाट्यं भावानुकीर्तनम् ।
क्वचिद्धर्मः क्वचित्क्रीडा क्वचिदर्थः क्वचिच्छ्रमः ॥
क्वचिद्धास्यं क्वचिद्युद्धं क्वचित्कामः क्वचिद्वधः ।
धर्मो धर्मप्रवृत्तानां कामः कामोपसेविनाम् ॥
निग्रहो दुर्विनीतानां विनीतानां दमक्रिया ।
क्लीवानां धार्ष्टयकरणमुत्साहः शूरमानीनाम् ॥
अबुधानां विबोधश्च वैदुष्यं विदुषामपि ।
ईश्वराणां विलासश्च स्थैर्यं दुःखार्दितस्य च ॥
अर्थोपजीविनामर्थो वृत्तिरुद्विग्नचेतसाम् ।
नानाभावोपसंपन्नं नानावस्थान्तरात्मकम् ॥
लोकवृत्तानुकरणं नाट्यमेतन्मया कृतम् ।
उत्तमाधममध्यानां नराणां कर्मसंश्रयम् ॥
हितोपदेशजननं नाट्यमेतद्भविष्यति ।
एतद् रसेषु भावेषु सर्वकर्मक्रियासु च ॥
सर्वोपदेशजननं नाट्यमेतद्भविष्यति ।
दुःखार्तानां श्रमार्तानां शोकार्तानां तपस्विनाम् ॥
विश्रामजननं लोके नाट्यमेतद्भविष्यति ।
धर्म्यं यशस्यमायुष्यं हितं बुद्धिविवर्धनम् ॥
लोकोपदेशजननं नाट्यमेतद्भविष्यति ।
न तज्ज्ञानं न तच्छिल्पं न सा विद्या न सा कला ॥
न स योगो न तत्कर्म नाट्येऽस्मिन् यन्न दृश्यते ।
सर्वशास्त्राणि शिल्पानि कर्माणि विविधानि च ॥
अस्मिन्नाट्ये समेतानि तस्मादेतन्मया कृतम् ।

નાટ્ય એ ત્રણે લોકનું ભાવાનુકીર્તન છે. આ નાટ્યમાં ક્વચિત્ ધર્મ, ક્વચિત્ ક્રીડા, ક્વચિત્ અર્થ, ક્વચિત્ શ્રમ, ક્વચિત્ હાસ્ય, ક્વચિત્ યુદ્ધ, ક્વચિત્ કામ, ક્વચિત્ વધ, ધર્મપ્રવૃત્તો માટે ધર્મ, કામસેવીઓ માટે કામ, દુર્વિનીતો માટે નિગ્રહ, વિનીતો માટે દમ, ષંઢો માટે ધાર્ષ્ટ્ય, શૂરોને માટે ઉત્સાહ, અબુધજનો માટે પ્રબોધ, જ્ઞાનીઓ માટે જ્ઞાન, ઐશ્વર્યવાળાઓ માટે વિલાસ, દુઃખિતો માટે સ્થૈર્ય, અર્થોપજીવી જીવો માટે અર્થ તથા ઉદ્વિગ્ન આત્માઓ માટે વૃત્તિ હશે. વિવિધ ભાવોથી ભરેલું, વિવિધ અવસ્થાઓવાળું અને લોકવૃત્તનું જેમાં અનુકરણ છે, એવું આ નાટ્ય મેં રચ્યું છે.

આ નાટ્ય ઉત્તમ, મધ્યમ અને અધમ નરોને કર્મનો આશ્રય આપનારું, અને મનુષ્યોને હિતનો ઉપદેશ આપનારું નીવડશે.

તમામ રસો, ભાવો અને કર્મક્રિયાઓમાં, સર્વને સર્વોપદેશ દેનારું આ નાટ્ય નીવડશે.

આ નાટ્ય દુઃખિતોને, શ્રમાર્તોને, શોકાર્તોને, તપસ્વીઓને અને તમામ લોકોને વિશ્રામ આપનારું બનશે.

લોકોને ઉપદેશ દેનારું આ નાટ્ય ધર્મનું, યશનું, આયુનું, હિત અને બુદ્ધિનું વર્ધન કરનારું નીવડશે.

એવું કોઈ જ્ઞાન, કોઈ શિલ્પ, કોઈ વિદ્યા, કોઈ કલા, કોઈ યોગ યા કોઈ કર્મ બાકી નથી રહ્યું, જે આ નાટ્યમાં નહિ દેખાય.

સર્વ શાસ્ત્ર, શિલ્પ, વિવિધ કર્મ વગેરે સર્વ મેં રચેલા આ નાટ્યમાં સમાયેલાં છે.

ભરતમુનિનું નાટ્યશાસ્ત્ર એટલે ત્રૈલોક્યનો સાર, સર્વસંગ્રાહ્ય સર્વવિત્ અને સર્વદેશીય એવું જનકલ્યાણાર્થે નિરુપાયેલું જ્ઞાન, જનહિતાર્થે પ્રયોગમાં ઉતારેલું દર્શન, સર્વમાનવ અને સર્વદાનવ પોતાને, પોતાની જાતને અને પોતાના અંતરને પ્રત્યક્ષરૂપે જોઈ શકે એવું ઉજ્જવળ દર્પણ, ભૂતકાળમાં નિર્માયેલું એ દર્પણ, આજે પણ અખંડ અને અભંગરૂપે એ વાતની પ્રતીતિ કરાવે છે, અને સત્ય સિદ્ધ કરે છે, કે આજે પણ નાટક કે સિનેમામાં જે જોવા-સાંભળવા મળે છે, એ લોકોનો, જાતિઓનો, માનવસ્વભાવનો, એના અંતરના ઉદ્રેકનો પ્રત્યક્ષ પડઘો છે, ચોખ્ખું દેખાતું પ્રતિબિંબ છે. સદીઓ પૂર્વે લખાયું હોવા છતાં એ આજે પણ એટલું જ અગત્યનું છે. પ્રાચીન પૂર્વાચાર્યોની એ આર્ષદૃષ્ટિને.

# પુનર્લગ્ન

શ્રી પીતાંબર પટેલ
એમ એ

લગ્ન! જીવનનો અતિ પવિત્ર ને મહામૂલો પ્રસંગ લગ્નજીવન એટલે તપોભૂમિ, પૂર્ણતા પ્રાપ્ત કરવાનું વિરલ સાધન. એ માટે સ્નેહ ને સમભાવથી અન્યોન્યને પૂરક બની રહે તેવા દંપતીનું જીવન સુખી થાય. બેમાંથી એકનું મૃત્યુ નીપજે ત્યારે અધૂરી રહેલી સાધનાને પૂર્ણ કરવા સીહૃદય કેટલો ભોગ આપી શકે છે તે લેખકે અહીં દર્શાવ્યું છે.

મહેશ ઑફિસમાંથી ઘેર આવતો ત્યારે તેની નજર સૌથી પહેલાં ટેબલ પર પડતી. કંઈ ટપાલ આવી છે કે નહિ એ જોવા તેનો જીવ હમેશાં ઉત્સુક રહેતો, અને કપડાં પણ બદલ્યા વગર તે એકવાર તો ટપાલ જ વાંચી નાખતો પણ રોજ તો ઓછી ટપાલ આવે છે? તેમાંય તેની પત્ની કલા તેની સાથે હોય ત્યારે તો અઠવાડિયામાં ભાગ્યે જ એકબે પત્રો આવતા. તો ય તેની ટેવાઈ ગયેલી આંખો આવતાં જ ટેબલ પર ફરી વળતી.

બીજે દિવસે રજા હતી એટલે તે ઑફિસમાંથી છૂટીને ખરીદી કરવા ગયો હતો, એથી રોજ કરતાં મોડું થઈ ગયું હતું કલાને અગાઉથી કહ્યું ન હતું એટલે તે પણ ચિંતા કરતી ઘડીકમાં બારણાં આગળ, તો ઘડીકમાં ઝરૂખામાં આંટા મારતી હતી તે આવ્યો ત્યારે સહજ રીતે જ કલાએ પ્રશ્ન કર્યો:

'કેમ મોડું થયું!'

પણ એનો જવાબ આપવાને બદલે ટેબલ પર આંખ ફેરવી તેણે સામેથી પ્રશ્ન કર્યો

'કોઈનો કાગળ નથી?'

---

આપણે કરબદ્ધ અંજલિએ, કોટાનુકોટિ વાર, ક્ષણેક્ષણે અને મુહુર્મુહુ પ્રણમીએ તો યે એમનો ઉપકાર–એમનું ઋણ વાળી શકાય એમ નથી. શો એમનો ત્યાગ! પોતે ક્યારે થયા! કોણ માબાપ? કોના એ પુત્ર? કોના એ શિષ્ય? ગ્રંથમાં, એનો કશો ઉલ્લેખ નહિ એ તો સર્વકાળના હોવાથી, એમને પોતાના કાળનું વિસ્મરણ થાય, એમાં શી નવાઈ? આપણે જીવનની પ્રત્યેક ક્ષણે, 'હું, હું' કરતા જીવીએ છીએ અને 'હું, હું' કરતા મરીએ છીએ. એ 'હું' અને 'હુંકાર'નો કરનાર કોઈ જીવતું નથી, જીવ્યું નથી. 'હું'ને ગળી ગયો છે, તે જ સર્વદા જીવે છે હજારો વર્ષો વીતી ગયા છતાં આજે આપણે ભરતમુનિને સ્મરીએ છીએ; કારણકે એ અક્ષરદેહે સદૈવ અમર છે. ભરતના એ અમર આત્માને, એમણે લખેલા નાટ્યશાસ્ત્રના શાશ્વત સત્યને, વિશ્વ–વ્યાસપીઠના આપણે સહુ નરો મળીને, આજે પ્રેમાશ્રુપૂરિત અંજલિથી તર્પણ કરીએ, કૃતજ્ઞતાનાં પુષ્પોથી એમને અભિવદીએ; સ્વર અને શબ્દ, સ્વર અને રાગ, સ્વર અને લય, સ્વર અને અભિનય, ગીત, વાદ્ય તથા નૃત્ય, એ બધાં વ્યંજનોથી એમને અભિષેકીએ; અને એ રીતે સંગીતના સ્વર, લય અને અભિનયના એ આદિદેવને આજે પૂજી, વંદી, અભિષેકીને કૃતકૃત્ય થઈએ અને પ્રાર્થીએ—

ॐ आप्यायन्तु ममाङ्गानि वाक्प्राणश्चक्षुः श्रोत्रमथो बलमिन्द्रियाणि च सर्वाणि। सर्वं ब्रह्मोपनिषदम्। माऽहं ब्रह्म निराकुर्यां मा मा ब्रह्मनिराकरोदनिराकरणमस्त्वनिराकरणं मेऽस्तु तदात्मनि निरते य उपनिषत्सु धर्मास्ते मयि सन्तु ते मयि सन्तु॥

॥ ॐ शान्तिः शान्तिः शान्तिः ॥

★

અને ચમક ક્યારેક તો મહેશને પણ આંજી દેતી. એથી તો મહેશ પોતે ગ્રેજ્યુએટ હતો તોય જ્ઞાનની બાબતમાં તો મેટ્રિક થયેલા મોહનભાઈને જ ચડિયાતા માનતો.

મોહનભાઈનો સ્વભાવ નમ્ર, વિનમ્ર કહી શકાય એવો હતો. એથી તો સૌની સાથે તેમને મેળ ખાતો; અને તેમના મોં પર જે સંસ્કારિતાની ઝલક પથરાયેલી રહેતી તે તેમના વ્યક્તિત્વમાં વધારો કરતી. એથી કેટલાક તેમને તેમની ઉંમરના પ્રમાણમાં વધારે માન આપતા. તેમની સાથે બેસવા આવનારા ઘણા હતા પણ તેમને મૈત્રી જેવું તો એક મહેશ સાથે જ લાગતું હતું. મોહનભાઈ જેવા મિત્ર મળ્યા એથી મહેશ પોતાની જાતને બડભાગી માનતો હતો. એમની સાથે રહ્યો એને લીધે તેનામાં પણ સંયમ, સત્યપ્રિયતા અને નિખાલસતાના ગુણો ખીલ્યા હતા. તેમનું લગ્નજીવન પણ પ્રેમાળ અને સુખમય બન્યું હતું.

એ વખતે ગંગાબહેનની ઉંમર નાની સત્તર-અઢાર વર્ષની હશે; પણ મોહનભાઈના સંસ્કારને તેમણે એવી સાહજિકતાથી ઝીલ્યા હતા કે તે તેમની છાયા જેવાં બની ગયાં હતાં. બંને વચ્ચે જેવી સંવાદિતા દેખાતી હતી, તેવી તો બીજે દંપતીજીવનમાં ભાગ્યે જ જોવા મળતી. એ ઘરમાં પગ મૂકતાં કંઈક જુદી જ છાપ પડે. ઘરની સુઘડતા, નિર્મળતા અને સાદાઈમાં રહેલી સુંદરતા એકવાર તો આવનારનું મન આકર્ષી જ લે.

ગંગાબહેન પ્રેમાળ એવાં હતાં. જોતજોતામાં તો તેમણે કલાને અને મહેશને જૂનાં, વર્ષોજૂનાં મિત્રો હોય એવાં આત્મીય બનાવી દીધાં. તે દેખાવમાં રૂપાળાં, સુંદર કહી શકાય એવાં હતાં. પણ એ રૂપ આંજી નાખે તેવું - ભભકવાળું ન હતું પણ ચંદ્રિકા જેવું નિર્મળ અને શીળું હતું. તેમાં મોહનભાઈની આધ્યાત્મિકતાનો સ્પર્શ લાગતાં પવિત્રતાનું તેજ ભળ્યું હતું. એમની વાણીમાં પણ એમના સંસ્કારનું પ્રતિબિંબ પડતું. સ્વર પણ એવો મીઠો કે જાણે સાંભળ્યા જ કરીએ! એ વાત કરે ને આપણે બસ નિરંતર સાંભળ્યા જ કરીએ. સાંભળીએ તોય ન ધરાઈએ એવી તેમના કંઠની મધુરપ હતી. મહેશ ગંગાબહેનને જોઈ જ રહેતો. તેને પ્રશ્ન થતો:

'એમનામાં શું ખૂટે છે? રૂપ છે, ગુણ છે, સંસ્કાર છે, પવિત્રતાની સુગંધ છે... એક આદર્શ નારીનો કયો ગુણ એમનામાં ખૂટે છે?'

એ આદર્શ દંપતીને મહેશ મૂંગા નમસ્કાર કરતો. કલા પણ ગુણપારખુ હતી. તેની જગ્યાએ બીજી કોઈ સ્ત્રી હોત તો મહેશના મોંએ ગંગાબહેનનાં વખાણ સાંભળી ઈર્ષાની આગ સળગાવત. પણ તે ય ગંગાબહેનના ગુણો પોતાનામાં ઉતારવા પ્રયત્ન કરતી હતી. એથી તો એ ચારે જીવ એક જેવા થઈ ગયા હતા. રોજ મળે, રોજ સાથે બેસે-ઊઠે...રોજ વાતો કરે તોય વારંવાર મળવાનું મન થાય એવું એમનું ખેંચાણ રહેતું.

એકવાર મહેશ અને મોહનભાઈ એકલા બેઠા હતા. કલા અને ગંગાબહેન કંઈક ખરીદવા ગયાં હતાં. મોહનભાઈએ ગંભીરતાથી કહ્યું:

'મહેશભાઈ! ઘણા વખતથી એક વાત કહુંકહું થયા કરે છે; પણ તક નહોતી મળતી એટલે નહોતો કહી શકતો. પણ આજે તો કહી જ દઉં.'

મહેશ ઉત્સુકતાથી મોહનભાઈ સામે જોઈ રહ્યો.

'કંઈક વિચિત્ર લાગે એવું છે. એને ચમત્કાર કહેવો હોય તોય કહી શકાય. હું જ્યોતિષમાં ખાસ માનતો નથી, પણ આ બાબતમાં તો માનવું પડે એવું છે.' થોડીવાર અટકી પાછા મોહનભાઈ બોલ્યા: 'એવામાં

હું અપરિણીત હતો. લગ્ન ન કરવું એવી ધૂન પણ હતી. ધર્મના વિચારો મનમાં ઘોળાયા કરતા હતા. હું કોણ? ઈશ્વર ક્યાં છે? હોય તો કેમ દેખાતો નથી? ઈશ્વર હોય તો જગતમાં પાપ કેમ ચાલી શકે? જગત સત્ય છે કે મિથ્યા? આવાઆવા પ્રશ્નો મારા મનમાં થયા જ કરે. હું ધાર્મિક પુસ્તકો લાવું અને વાંચું. કેટલુંક સમજાય અને કેટલુંક ન સમજાય, એથી તો ઊલટા મારા મનના પ્રશ્નો વધતા જાય. મનનું સમાધાન ન થાય એટલે હું અકળાતો જાઉં. એથી બેચેની રહે. હું સત્યની શોધમાં નીકળ્યો હોઉં એમ જો કોઈ સાધુમહાત્મા મળે તેની પાસે દોડી જાઉં, તેમની પાસે જઈ મારા પ્રશ્નોનું સમાધાન માગું. આમ કરતાંકરતાં હું આધ્યાત્મિકતામાં ઊંડે ને ઊંડે ઊતરતો ગયો. અને એમ હું અલ્પાત્મા દેખાવા લાગ્યો. મારું જ્ઞાન પરિમિત દેખાવા લાગ્યું. એ જ ધૂનમાં હું વળગી રહ્યો.

મારા પિતાને મારી ધૂન ગમતી નહોતી. તે મને ઠપકો આપતા, વઢતા, ઝઘડતા. તેમને પૈસાની, માત્ર પૈસાની જરૂર હતી. હું આજે છું એ મિલમાં નોકરીએ રહ્યો. એવામાં મને એક સંન્યાસીનો ભેટો થયો. તેમણે વગર પૂછે, મને જોઈને કહ્યું:

'તું સંસારથી દૂર ભાગવા માગે છે પણ તું નહિ ભાગી શકે. એક વર્ષમાં તારું લગ્ન થશે. એ લગ્નજીવન સુખી નીવડશે. પણ એ પછી ત્રણ વર્ષમાં તારો દેહ પડશે. તારું આયુષ્ય ટૂંકું છે માટે તારે જે ભાથું બાંધવું હોય તે બાંધી લેજે. તને ચેતવવા માટે જ આ કહું છું.'

અને મહેશભાઈ! એ સંન્યાસીનું કહેવું ખરું પડ્યું. એમણે તો કહેલું કે તારા ગામથી ઊગમણી દિશામાંથી, નદીકિનારાના ગામમાંથી તને કન્યા મળશે. અને એ જ પ્રમાણે એક જ વર્ષમાં મારું લગ્ન થઈ ગયું. એવા સંજોગો ઊભા થયા કે હું ના પણ ન પાડી શક્યો.

એ પછી મને થયું કે મારે સંસારની માયામાં પડીને આત્મા પર કર્મનાં પડ નથી ચડાવવાં. સંસાર માંડ્યો તોય હું તો એ જ રીતે પ્રભુના ધ્યાનમાં જ મગ્ન રહું છું. મને તો એમાંથી આનંદ મળી રહે છે. પણ ગંગાનું શું? એણે તો સંસાર માંડીને શું સુખ માણ્યું? એ મને ખુશ કરવા બધું કરી છૂટે છે. મારી સાથે પરોઢિયે ઊઠીને પ્રભુનું ધ્યાન ધરે છે. પણ એને એમાંથી મારા જેવો નિજાનંદ ક્યાંથી મળે! એને હું પરાણે ખેંચતો હોઉં એમ લાગે છે. એ તો એની ઉદારતા છે કે કંઈ જણાવા દેતી નથી. તે મારામાં ઓતપ્રોત બની ગઈ હોય, એમ તેનું વ્યક્તિત્વ પણ ભૂંસી ગઈ છે. તે મારી છાયા બની ગઈ છે, પણ એ મને નથી ગમતું. હું જાણું છું કે મારો ને એનો માર્ગ ભિન્ન છે. એને બિચારીને ખબર પણ નથી કે હું તો સંન્યાસી સંસારી બની બેઠો છું. અને ત્રણ વર્ષમાં તો આ જિંદગીનો અંત આવવાનો છે, એટલે હું મારા માર્ગમાંથી ચ્યુત થવા માગતો નથી. મેં લગ્ન કર્યું એ ખોટું કર્યું છે એમ તો એ દિવસેય લાગતું હતું, પણ જે કર્મ કરવાનું લખ્યું હોય તે મિથ્યા થઈ શકતું નથી. એટલું સાચું કે માણસે સતત રીતે માયામાંથી બહાર નીકળવાનો પુરુષાર્થ કરવો જોઈએ.

હવે ત્રણ વર્ષ પૂરાં થવામાં ત્રણેક મહિના બાકી છે. મને તો ખાતરી છે કે એ સંન્યાસીનું વચન મિથ્યા નહિ થાય. જરૂર મારું મોત થશે.'

'એમ તો હોતું હશે!' મહેશ એકાએક બોલી ગયો.

'હું ખરું કહું છું. કોઈના ગળામાં ન ઊતરે એવી આ વાત છે એટલે તો હું એને ચમત્કાર કહું છું ને!'

'તમે આ વાત ગંગાબહેનને કહી છે?'

'હા, મેં ચારેક માસ પહેલાં વાત કરી હતી; પણ એ ય તમારી પેઠે હસી કાઢે છે. એ તો કહે છે, કે તમારા જેવા મહાત્માને તો કંઈ ન થાય. હું અખંડ સૌભાગ્યવતીનો આશીર્વાદ લઈને આવી છું.'

'હું પણ એમ માનું છું. તમારા જેવા સમજુ માણસ પણ એવી વાતમાં વિશ્વાસ મૂકે એ તો હસવા જેવું લાગે છે.'

'ના, એવું નથી. મને એની અનુભૂતિ થઈ ગઈ છે. જીવાત્માને તેના કર્મનો ક્ષય થાય ત્યાંસુધી સંસારમાં રહેવું પડે છે. પણ એની ચર્ચા કરવી નકામી છે. કેટલીક વાતો શ્રદ્ધાની હોય છે. તમારામાં ઈશ્વર વિશેની શ્રદ્ધા ન હોય તો હું કેમે કરી અમુક વાત તો તમારા ગળામાં ન ઉતારી શકું. પણ મારે તો તમને બીજી જ વાત કરવી છે.'

અને ગળું ખૂંખારી મોહનભાઈ બોલ્યા:

'ધારો કે ત્રણ મહિના પછી મારું મોત થાય, તો તમને એકબે કામ સોંપતો જાઉં છું. તમે મારા વિશ્વાસુ મિત્ર છો એથી જ તમને આ વાત કહું છું.'

મહેશ ભારે હૈયે વાત સાંભળી રહ્યો હતો.

'એક તો મારો બે હજારનો વીમો છે. મેં એ ગંગાના નામ પર કર્યો છે. એના પૈસા એને મળે એવી વ્યવસ્થા કરજો. તમે તો જાણો છો ને કે મારા પિતા અને ભાઈઓ પૈસાના ગુલામ છે. પૈસા ખાતર ઘરમાં કલેશ થાય છે. એથી તો અમે ત્રણે ભાઈઓ જુદા રહીએ છીએ ને માગ પિતા ય જુદા રહે છે. મારા મોટાભાઈ પણ તેમના કરતાં સવાયા લાલચુ છે. પાછા જબરા ખટપટી છે. ગંગાને પૈસા ન મળે એ માટે એ થાય તેટલું કરી છૂટશે. માટે એ કામ તમને સોંપું છું.' મોહનભાઈ સાચે જ આ દુનિયામાંથી જતા હોય તે રીતે કહી રહ્યા હતા.

'અને એના કરતાં ય એક બીજું મોટું કામ તમને સુપરત કરું છું. મારા મૃત્યુ પછી ગંગાનું પુનર્લગ્ન કરાવી દેજો.'

સાંભળીને મહેશને આંચકો લાગ્યો હોય તેમ થઈ ગયું.

'હું ખરું કહું છું. ગંગાએ સંસારનું કંઈ સુખ ભોગવ્યું નથી. એની ઉંમર જ હવે પરણવા જેવી થાય છે. એને આખી જિંદગીભર શાને વિધવા રાખવી? તો કોઈક યોગ્ય પાત્ર સાથે તેનું પુનર્લગ્ન કરાવી દેશો તો મારા આત્માને પરમ શાંતિ મળશે. હું મારાં ઘરવાળાંને ઓળખું છું માટે તમને આમ કહું છું. એ લોકો એને પીંખી ખાશે. તેની પાસેથી પૈસા અને દાગીના ઝૂંટવી લેશે. એને કલંકિની કહી દુનિયામાં સુખેથી જીવે એવી જગ્યા ય નહિ રહેવા દે. મારા પિતા અને ભાઈ જેવા કોઈ લોભિયા માણસો મેં જોયા નથી. એમના સ્વાર્થ ખાતર, કોઈનું ગળું કાપી નાખતાં પણ વિચાર કરે તેવા નથી. માટે તો હું તમને આ વાત ભારપૂર્વક કહું છું. ગંગાને સમજાવી સારે ઠેકાણે પાડજો.'

મહેશ તો અવાક બની ગયો હતો.

'માયામાં આ રીતે જીવ લપટાવવો તે સારું નથી, પણ સંસારમાં છું ત્યાંસુધી તો શરીર પર કપડાં રહે એવી માયા તો રહેવાની જ. બાકી તો ઈશ્વરનો આધાર મોટો છે. ગંગાને એને સોંપીને જઈશ. ન સોંપું તો ય એને એની ખબર લીધા વગર ઓછો છૂટકો થવાનો છે!'

થોડીવાર બંને જણા ચૂપ રહ્યા. મોહનભાઈ કંઈક ઊંડા વિચારમાં ડૂબી ગયા હતા. મહેશ હજુ ય મોહનભાઈએ કરેલી વાતની અસર નીચે હતો. બંને જણા આગળ કંઈક વાત કરે તે પહેલાં તો ગંગાબહેન અને કલા આવી પહોંચ્યાં. એમના આવતાં જ ગંભીરતા ઓસરી ગઈ અને ઘર પાછું કિલ્લોલથી

ઊભરાઈ રહ્યું

મોહનભાઈએ તેમના મોતની વાત ખૂબ જ ગંભીરતાથી કરી હતી પણ મહેશ એ સાચી માનતો ન હતો આવો જુવાનજોધ નીરોગી માણસ તે વળી એમ મરી જતો હશે! બીજુ કંઈ નહિ તો ગંગાબહેનના પુણ્યપ્રતાપે પણ એ બચી જશે અને ગંગાબહેન સતી સાવિત્રીની પેઠે યમની પાસેથી પણ તેમના પતિને પાછા લઈ આવશે!

પોતે આ વાત સાચી માનતો ન હતો તેથી અને કલાને કહે તો બૈરાં રજનું ગજ કરી રોકકળ કરી મૂકે એ બીકે તેણે એ વાત કલાને પણ કરી ન હતી તેમ એ પછી મોહનભાઈ સાથે એની ચર્ચા પણ થઈ ન હતી તે પછી એ મોહનભાઈનું બારીકાઈથી અવલોકન કરી રહ્યો હતો મોહનભાઈ સાચે જ બીજી દુનિયામાં જવાના હોય એ રીતે પૂર્વ તૈયારીઓ કરી રહ્યા હતા નિત્યના ક્રમ પ્રમાણે હરિ ૐ નો જપ કરતા તે ઉપરાંત જે પુસ્તકો અધૂરાં હતાં તે ઝટપટ પૂરાં કરવા મંડી પડ્યા હતા

મહેશને ઑફિસના કામે બહારગામ જવાનું થયું એક અઠવાડિયું ત્યાં રોકાવું પડ્યું તે આવ્યો ત્યારે કલાએ જે સમાચાર આપ્યા તે સાંભળીને તો તે ડઘાઈ જ ગયો મોહનભાઈને એકાએક કંઈક થઈ ગયું છે અને હવે તો જીભ પણ ઝલાઈ ગઈ છે કંઈ બોલાતું પણ નથી

મહેશ કપડાં ય બદલ્યા વગર આવ્યો હતો તેવો મોહનભાઈને ત્યાં ગયો ગંગાબહેન માથા પર બરફનાં પોતાં મૂકી રહ્યાં હતાં તેમને મોહનભાઈનું મોત હાથવેંતમાં દેખાતું હોય તેમ તે રડી રહ્યાં હતાં એક અઠવાડિયામાં શું બની ગયું! મોહનભાઈ ઓળખાય એવા ય રહ્યા ન હતા ગંગાબહેને પણ ઝૂરીઝૂરીને આંખો ફુલાવી દીધી હતી કંઈ ખાતાં ન હતાં એટલે મોં પણ ઊતરી ગયું હતું

મહેશ મોહનભાઈ સામે તાકી રહ્યો મોહનભાઈ કોઈને ઓળખતા હોય એવું ન લાગ્યું જીભ ટૂંકી થઈ ગઈ હતી એટલે અવાજ નીકળતો ન હતો તે કંઈક કહેતા હતા કે કહેવા માગતા હોય એમ તેમના હોઠ ફફડી જતા હતા

થોડીકવાર થઈ અને ડૉક્ટર આવ્યા તેમણે મોહનભાઈને તપાસી જોયા એક ઇન્જેક્શન આપ્યું અને દવા લઈ જવાનું કહી ચાલતા થયા મહેશે બહાર જઈને ડૉક્ટરને પૂછી જોયું 'ડૉક્ટર! એકાએક આ શું થઈ ગયું છે?'

ટાઈફોઇડ થઈ ગયો છે કેસ ગંભીર બનતો જાય છે ટેમ્પરેચર ઊતરે તો સારું થઈ જાય બરફ મૂક્યા કરજો હું હમણાં દવા તૈયાર કરી રાખું છું તે લઈ જજો.'

તેને મોહનભાઈની વાત યાદ આવી એ સાથે આખું શરીર કંપી ઊઠ્યું હવે તેનું મન કુશંકાઓ કરવા માંડ્યું હવે શે સારું થાય? આવી નિરાશામાં તે ય ગમગીન બની ગયો

ગંગાબહેનને આરામ કરવાનું કહી તે બરફનાં પોતાં મૂકવા બેઠો મોહનભાઈએ આંખો ખોલી મહેશને ઓળખવા પ્રયત્ન કરતા હોય એમ ધારીધારીને તેની સામે જોઈ રહ્યા હતા અને મહેશને ઓળખ્યો હોય એમ તેની સામે નજર માંડી હોઠ ફફડાવવા લાગ્યા સામે ગંગાબહેન ઊભાં હતાં તેમની સામે નજર કરી પાછા હોઠ ફફડાવ્યા જાણે એ કહી રહ્યા હતા 'હું તો હવે જાઉં છું પણ આની તમે દેખભાળ કરજો અને મેં તમને કહ્યું હતું તેમ તેનું કોઈક સારા ઠેકાણે પુનર્લગ્ન કરજો '

અને મહેશ એમની વાત કબૂલ રાખતો હોય તેમ ઇશારતથી કહેવા લાગ્યો

તમારી ઇચ્છા પ્રમાણે બધું કરીશ '.

મોહનભાઈની મનોકામના પૂરી થઈ હોય

તેમ તેમણે સામે ભરાવેલી હરિઃૐની છબી તરફ ધ્યાન લગાવ્યું. પછી તો તેમણે બીજી કશી જ્ણેજ્ણામાં લક્ષ પણ ન આપ્યું અને મોત આવ્યું ત્યાંસુધી ધ્યાનમાં જ મગ્ન હતા. જાણે પ્રભુનું દર્શન કરતા હોય એમ લીન થઈ ગયા હતા. એમનો જીવ ઊડી ગયો ત્યારે પણ તેમના મો પર ભક્તહૃદયની પ્રસન્નતા છવાઈ ગયેલી હતી.

પાછળ ગંગાબહેને માથાં કૂટ્યાં. જોયું ન જાય અને સાંભળ્યું ન જાય તેવું એ આક્રંદ કરતાં હતાં. આડોશીપાડોશી બધાં રડતાં હતાં. આવો જુવાનજોધ, સૌનો પ્રિય ભક્તજન ચાલ્યો જાય પછી કોની આંખો ભીની ન થાય!

મહેશ અને કલા પણ હૈયાફાટ રડતાં હતાં. ગંગાબહેન તો એવી રીતે માથાં પછાડતાં હતાં કે જોઈને એમ જ થાય કે આ બાઈ હમણાં જ ફાટી પડશે.

એ પછીના બનાવો પણ મોહનભાઈએ કહ્યા હતા તે પ્રમાણે જ બનવા માંડ્યા. તેમના ભાઈઓ અને પિતા આવી ચઢ્યા. મોહનભાઈના ઘરનો કબજો નાનાભાઈએ લીધો. વીમાના પૈસા લેવા માટે તેમના પિતા ઘાલમેલ કરવા માંડ્યા. પણ મહેશને લીધે તેમાં તો ફાવ્યા નહિ. પણ એ પૈસા ક્યાં મૂકવા? ગંગાબહેને એ પૈસા અને ઘરેણાં તેમના કુટુંબી અને મોહનભાઈના મિત્ર ને વેપારી હતા તેમને ત્યાં મૂક્યાં.

ગંગાબહેન નાના દિયરની સાથે રહે છે. ક્યારેક પિયર જાય છે. સમય જાય છે એમ તેમના ઘરનાં બધાં ગંગાબહેનથી અતડાં થતાં જાય છે. પેલો મોહનભાઈનો મિત્ર પણ ફરી જાય છે અને ગંગાબહેનને જરૂર પ્રસંગે પણ પૈસા આપતો નથી. ઓશિયાળી જિંદગી એમને જીવવી પડે છે.

મહેશની બદલી મુંબઈ થઈ. જતા પહેલાં તે ગંગાબહેન સામે પુનર્લગ્નની વાત કરી લેવા માગતો હતો. હવે વર્ષ પણ વીતી ગયું હતું; ગંગાબહેનને એમનાં સાસરિયાંનો પણ અનુભવ થઈ ગયો હતો. એટલે તે તટસ્થતાથી વિચાર પણ કરી શકે એમ હતાં. ગંગાબહેન ઘર મૂકીને ક્યાંય જતાં નહિ. હવે મહેશ ત્યાં જઈ શકતો નહિ. એટલે કંઈક બહાનું કાઢી કલા બોલાવી લાવી. ગંગાબહેનની દેરાણી શંકાશીલ હતી એટલે એકલાં તો કોઈની પાસે જવા દેતી નહિ. એ વખતે તે ઘરમાં નહોતી એટલે ગંગાબહેનને વાત કરવાની તક મળી.

મહેશે માંડીને બધી વાત કરી, પણ ગંગાબહેને જે જવાબ આપ્યો એ સાંભળીને તો તે ઠરી જ ગયો.

'મહેશભાઈ! મનેય એ ઠામ બેસી જવાનું કહી ગયા છે. પણ હવે મારે એક ભવમાં બે ભવ નથી કરવા. એમણે મારામાં જે ભક્તિના સંસ્કાર મૂક્યા છે એના આધારે હું જિંદગીના દા'ડા કાપી નાખીશ. તમે મારા ભલામાં રાજી રહો એવા છો. પણ કૃપા કરી આવી વાત મને તો શું પણ કોઈને ય કરશો નહિ.' એ વખતે ગંગાબહેનના મો પર પહેલાનાં જેવી ઝલક દેખાતી હતી.

'પણ તમારા સ્વાર્થી સસરા, દિયર... એ સુખશાંતિથી નહિ રહેવા દે. અને તમારી ઉંમરનો તો કંઈક વિચાર કરો? આમ ને આમ કેમ રહેવાશે?'

'મેં એ બધાનો વિચાર કર્યો છે. મહેશભાઈ, હવે એ વાત પડતી મૂકો. બીજું કંઈ કહેવાનું છે?'

મહેશ કંઈક ગુનો કર્યો હોય તેમ છોભીલો પડી ગયો.

'હવે મારે મુંબઈ રહેવાનું થશે. મારા જોગ કંઈ કામકાજ હોય તો જણાવજો. ગંગાબહેન, મને તમારો ભાઈ માનજો અને

ક્યારેક રાતે જરૂર પડે તોય બોલાવજો.'

મહેશ ક્ષોભમાં ને ક્ષોભમાં એકી અવાજે બોલી ગયો.'

તે પછી એ મુંબઈ આવ્યો. પછીથી ગંગાબહેનને મળાયું તો નહોતું પણ ખબર તો મળી હતી કે તે હવે તેમના દિયર રહે છે. દિયરની સાથે મેળ ન ખાધો અને એ લોકોએ પેલા પૈસા ય પડાવી લીધા.

મહેશને એ સાંભળી ઘણું ય લાગી આવ્યું પણ શું કરે! ગંગાબહેને પુનર્લગ્ન કરવાની ઘસીને ના પાડી. પછી એ કઈ રીતે મદદ કરી શકે? એમની ઇચ્છા વિરુદ્ધ એ પુનર્લગ્નની વાત પણ કઈ રીતે ઉપાડી શકે?

પથારીમાં પડેલા મહેશની સામે ભૂતકાળ આવીને પસાર થઈ ગયો. ગંગાબહેનની મુખમુદ્રા નજર સામે દેખાવા લાગી. એ ભલે હજી ય કહી રહ્યાં હતાં: 'મારે એક ભવમાં બે ભવ નથી કરવા.'

આવી મક્કમતાથી બોલતાં હતાં તે ગંગાબહેન કેમ પરણી ગયાં?

ફરીફરીને એને એ પ્રશ્ન મહેશના મનમાં સળવળ્યો.

ઊંઘ આવી ત્યાંસુધી મહેશને એના એ જ વિચાર આવ્યા. ગંગાબહેનને ન મળાય ત્યાંસુધી આનો ખુલાસો પણ કઈ રીતે થાય? અને હવે ગંગાબહેનને ક્યારે મળાય?

ચારેક માસ પછી ઑફિસના કામે મહેશને અમદાવાદ જવાનું થયું ત્યારે તે શંકરને ત્યાં જ ઊતર્યો. તેની પાસેથી તેણે ગંગાબહેનનું સરનામું જાણી લીધું. ગંગાબહેન અમદાવાદમાં જ હતાં. તે શોધતોશોધતો તેમના નવા ઘેર ગયો.

ગંગાબહેન રસોઈ કરી રહ્યાં હતાં. મહેશ તેમને ધારીધારીને જોઈ રહ્યો હતો. તેમના મોં પર આનંદ ન હતો. આંખમાં ઉત્સાહ ન હતો. ચહેરો નિસ્તેજ દેખાતો હતો. શરીર પણ ઓગળી ગયું હતું. હમણાં જ માંદગીમાંથી ઊઠ્યાં હોય એવી ફિકાશ પણ આવી ગઈ હતી. પુનર્લગ્ન કરીને ગંગાબહેન સુખી થયાં હોય એવું તો ન લાગ્યું.

અને ગંગાબહેનના પતિ! એ હીંચકા પર બેઠાબેઠા પાન બનાવી રહ્યા હતા. તેમના માથાના વાળ ધોળા થઈ ગયા હતા. તેમના મોં પરની કરચલીઓ તેમની ઉંમરની ચાડી ખાતી હતી. વારંવાર ઉધરસ અને ગળફા આવતા હતા એટલે થૂંકદાની હીંચકા નીચે જ રાખી હતી.

એમના છોકરાની વહુની ઉંમર ગંગાબહેનથી મોટી હતી અને તેના ખોળામાં છોકરાં રમતાં હતાં. તો આ કાકા, આટલી ઉંમરે શીદને પરણ્યા હશે! એ તો પરણવા તૈયાર થાય પણ ગંગાબહેને શા માટે હા પાડી?

એનો ખુલાસો જાણવા તો તે આવ્યો હતો પછી શાને ગડમથલ કરવી?

ગંગાબહેને મહેશને 'આવો ભાઈ' કહી આવકાર તો આપ્યો પણ તેમાં ઉત્સાહ ન હતો. મહેશને પણ ઘડીભર તો થઈ ગયું કે તે અણગમતો મહેમાન છે પણ તેને તો પેલું રહસ્ય જાણવું હતું એટલે અપમાન થયું હોત તો ય એકવાર તો તે ગળી જાત.

તેમના વૃદ્ધ પતિને કંઈ શંકા ન પડે એટલા માટે ગંગાબહેને વગરપૂછે જ કહી દીધું:

'આ મારા ભાઈ છે. એ મુંબઈમાં રહે છે.'

અને મોંમાં પાન ગોઠવી તમાકુમાં ચૂનો મેળવતાંમેળવતાં તેમણે 'હે...' કહી કંઈક ગણતરી કરીને પૂછ્યું:

'તારા સગા ભાઈ તો...'

'આ તો મારા કુટુંબી થાય. ઘણા વખતથી મુંબઈ રહે છે.'

'તે ભાઈ આવ્યો છે તો ચાપાણી પાઈશ કે પછી..' અને ઉધરસ આવતાં બાકીના શબ્દો મોંમાંથી ન નીકળ્યા.

મહેશ ખુરશીમાં બેઠોબેઠો ઘરની રોનક જોઈ રહ્યો હતો. એ માળનું મોટું ઘર હતું. ઘરમાં રાચરચીલું પણ સારું હતું. ડોસા પૈસાદાર છે એમાં તો મહેશને શંકા ન રહી પણ આવડા મોટા ઘરમાં માત્ર બે જ જીવ રહે છે? ડોસાનાં છૈયાંછોકરાં કેમ દેખાતાં નથી?

મહેશના મોં પર તરી રહેલા પ્રશ્નો ગંગાબહેન ન પામી જાય એવાં મૂર્ખ ન હતાં, પણ પતિની હાજરીમાં તે કેવી રીતે વાત કરે? અને પતિને પણ કેમ કહે કે તમે બહાર જાઓ? મહેશની પણ એ જ મૂંઝવણ હતી.

મૂંગાં રહે તો ડોસા વળી કંઈની કંઈ શંકાઓ કરે એટલે આ મૂકી ગંગાબહેન કલાના સમાચાર પૂછવા મંડ્યાં

'ત્યારે હું જરા ચકલામાં જઈ આવું.' કહી ડોસા હાથમાં થેલી લઈ બહાર નીકળ્યા.

મહેશે નિરાંતનો શ્વાસ મૂકયો. ડોસાએ માંડ પગ ઘર બહાર મૂકયો હશે અને મહેશે પ્રશ્ન કર્યો:

'ગંગાબહેન, કેમ આમ સાવ ડોસી જેવાં થઈ ગયાં છો?'

'ડોસા સાથે પરણી એટલે?' અને તે હસી પડ્યાં, પણ તેમના હાસ્યમાં ભારોભાર કરુણતા ભરી હતી. 'તમે એ જ પૂછવા આવ્યા છો ને?'

'તમને વાંધો હોય તો મારે કંઈ નથી પૂછવું.'

'મહેશભાઈ! તમને હું કયાં નથી ઓળખતી? તમે તો મારા સગાભાઈ કરતાં ય અધિક છો. તમારાથી શું છુપાવવાનું હોય!'

ગંગાબહેને ચા કાઢી.

'ગંગાબહેન! આવું કરવું હતું તો આ તમારા ભાઈને તો પૂછવું હતું? હું કયાંય સારી...'

'મારી વાત સાંભળશો કે એ પહેલાં ઊભરો ઠાલવશો?' ગંગાબહેન વચ્ચેથી બોલી ઊઠ્યાં: 'મેં આ પુનર્લગ્ન રાજીખુશીથી કર્યું છે, એનો મને હર્ષ નથી તેમ તેનું દુ:ખ પણ નથી. હું તો હજી ય પહેલાંના જેવી વિધવા જ છું. મેં તમને અગાઉ કહ્યું હતું તેમ તેમણે જે માર્ગ દેખાડ્યો છે એ માર્ગે આગળ વધી રહી છું. આ ભવ તો બગડ્યો પણ આવતો ભવ તો સુધારું.'

મહેશ મૂંગોમૂંગો ચા પી રહ્યો હતો.

'મહેશભાઈ! તમે ત્યાં હતા ત્યારે જ જોયું તો હતું કે મારા સસરાપક્ષના બધાય માણસો પૈસા અને ઘરેણાં પચાવી પાડવા માટે કાવાદાવા રમતા હતા. મારા દિયરને પણ હું ભારે પડી. પહેલાં તો લાલચ હતી કે પૈસા છે તે મળશે. પણ જ્યારે પેલો મારા સસરા સાથે મળી ગયો અને ઘરેણાં ને પૈસા બંને જણાએ વહેંચી લીધાં ત્યારે દિયરને હું ન ખમાણી. એ તો કહે કે મજૂરી કરો ને તમારું પેટ ભરો. હું કયાંસુધી નભાવું? એટલે હું મારા પિયેર ગઈ. ત્યાં પણ મારી ભાભીઓ ચણભણ કરવા માંડી: 'આમ આખી જિંદગી તે કુણ નભાવે! હજી તો જુવાની છે કયાંક ઠેકાણે પડી જાઓને!'

મારા બાપાને પણ એમ લાગવા માંડયું કે આ સાપના ભારાને કયાં ઘરમાં રાખવો! કાલ ઊઠીને કયાંક કાળું કરે તો...એના કરતાં બીજે ઠામ બેસાડવી કેવી સારી! અને તેમણે મને વગરપૂછે જે તેની સાથે વાતો ચલાવી. જ્યારે મારા કાને આ વાત આવી ત્યારે મેં સાફ સંભળાવી દીધું કે 'હું બીજે કયાંય જવાની નથી. તમને ભારે પડતી હોઉં તો કહી દો એટલે હું મારો રસ્તો લઈ લઉં.'

મારી બા હતી ત્યાંસુધી તો કોઈ કંઈ ન બોલ્યું. પણ એના મરી ગયા પછી તો ભાભીઓ મેંણાંટોણાં મારવા લાગી. મને બિલ્લીભગત બિલ્લીભગત કહી ગામમાં નિંદવા

માંડી. હું એ ય ન ગણકારત. પણ મારા બાપા-ના મનમાં પાપ પેઠું. તેમને મને ઠેકાણે પાડીને પૈસા લેવા હતા એટલે હું મનાવું તેમ તે માને તેવા ન હતા.

આંતરા દા'ડે ને આંતરા દા'ડે કોઈને કોઈ મને જોવા આવે! આ બધાથી હું તંગ આવી ગઈ હતી. મારાથી ભક્તિ પણ થઈ શકતી ન હતી. મને કૂવામાં પડી આપઘાત કરવાનું મન થયું, પણ એ રાત્રે મને તમારા ભાઈ સ્વપ્નમાં દેખાણા. એમણે મને ખૂબ ઠપકો આપ્યો. 'આપઘાત કરવો એ તો કાયરતા છે. એમ કરવાથી દુઃખનો અંત આવતો નથી. પ્રભુમાં શ્રદ્ધા હોય તે આવો વિચાર કદી ન કરે. ઈશ્વરને આશરે તારી જાત સોંપી દે એ તને સાચો માર્ગ દેખાડશે '

સાચું કહું છું મહેશભાઈ! તમારા ભાઈએ આ શબ્દો કહ્યા. એમનાં દર્શન કરી હું પાવન થઈ. ત્યારથી મેં આપઘાતનો વિચાર પડતો મૂકી પ્રભુભક્તિમાં લીન થવા માંડ્યું.

પણ લોભ કંઈ થોભે છે! મારા બાપાને પૈસા જોઈતા હતા હું એમની સાથે રહું ત્યાં સુધી એ મને સુખે રહેવા દે એમ ન લાગ્યું અને આગળ પર ભાભીઓ પણ શેં નિરાંતે જીવવા દે? સાસરામાં તો પગ મૂક્યા જેટલી ય જગ્યા ન હતી હવે ક્યાં જવું?

મારે સુખ-સાહ્યબી નહોતાં જોઈતાં. મારે તો નિરાંતે ભક્તિ કરી શકું એવું સ્થળ જોઈતું હતું. એવામાં આ વાત આવી પૈસા-દાર છે. બાપાને મોંમાગ્યા પૈસા આપવા તૈયાર હતા.

મારે હવે કંઈ સંસાર તો માંડવો ન હતો. સંસારનું સુખ પણ જોઈતું ન હતું. એટલે મેં હા પાડી. એમના છોકરાને છોકરાં છે. એમણે આ ઉંમરે લગ્ન કર્યું એથી એ બધાં બીજે રહેવા ચાલ્યાં ગયાં છે.

મને અહીં નિરાંત છે. હું બાકીનો સમય પ્રભુભક્તિમાં વિતાવું છું. હજુ ય મારા મનથી તો હું વિધવા જ છું. આ રીતે પ્રભુ-ભક્તિમાં જ જીવનનો અંત આવે એમ ઇચ્છું છું હું તેમના માર્ગે જાઉં તો ય તેમના જીવને શાંતિ મળે! એવા મહાત્માનાં પડખાં સેવ્યા પછી એક ભવમાં બે ભવ કેમ કરાય?'

ગંગાબહેનની આ વાત સાંભળ્યા પછી મહેશે એક પ્રશ્ન ન કર્યો. ગંગાબહેનની સામે તે પહેલાંની પેઠે માનથી જોઈ રહ્યો.

'ગંગાબહેન! તમે તો અદ્ભુત છો. તમને હું ઓળખી ન શક્યો અને શું નું શું ધારી બેઠો હતો.'

'મહેશભાઈ! એમાં તમારો વાંક નથી. આ એવું બન્યું છે કે ગમે તે વિચારમાં પડી જાય' અને થોડીવાર રહી તે બોલ્યાં: 'એ મને સુખી જોવા માગતા હતા ને! હું પુનર્લગ્ન કરી સુખી થાઉં એવી તમને ભલામણ કરી હતી ને! હવે મેં પુનર્લગ્ન કર્યાં અને સુખી થઈ...એમનો આત્મા ય સુખી થતો હશે ને!'

ઇલાબહેન આંખો ન. મોહનભાઈને જોઈ, જોઈ રહ્યાં હતાં. અને તેમની સામે મોહન-ભાઈ ઊભા હોય તેમ તેમને નમન કરવા લાગ્યાં.

અને મહેશ ગંગાબહેનને નમન કરી રહ્યો

*

નાની શારદીએ દાદીને પ્રશ્ન કર્યો: 'મા, મા, સુરેશ કહેતો હતો કે માણસો કરતાં સ્ત્રીઓનાં મન વધુ ચોખ્ખાં હોય છે. એનું શું કારણ હશે?'

'કારણકે તેઓ તેને વારંવાર બદલ્યા કરે છે' જવાબ મળ્યો

# રાષ્ટ્રમુદ્રા

*

અધ્યા. ભોગીલાલ જ. સાંડેસરા

ધાર્મિક ક્રિયાકાંડોમાં જેમ માનવી પ્રતીકોનો ઉપયોગ કરે છે તેમ રાષ્ટ્ર પણ પોતાનાં ધ્વજ, ગીત કે મુદ્રા માટે આકાંક્ષાસૂચક ભાવ-પ્રતીકોની વરણી કરે છે. એની પાછળ ઇતિહાસ હોય છે, પૂર્ણ થવા ઇચ્છતી ભાવના હોય છે. હિંદની રાષ્ટ્ર-મુદ્રા—અશોક સ્તંભનું સિંહશિખર—કોઈ સંકુચિત ધાર્મિક પ્રતીક નથી. એના દર્શને ભગવાન બુદ્ધ ને એના ધર્મપ્રવર્તક અશોક યાદ આવે છે; ઉત્તમકળા કારીગરીરૂપ ભૂતકાળ તાજો થાય છે; વિશ્વ-વ્યવસ્થાનું ધ્યેય રજૂ થાય છે. એવી આપણી રાષ્ટ્રમુદ્રાની ઐતિહાસિક, ધાર્મિક તથા સાંસ્કારિક માહિતી આ લેખમાં મળી આવે છે. પ્રજાસત્તાક રાષ્ટ્ર તરીકે ઉન્નતશિર રહેવાનું માન હિંદને જાન્યુઆરી માસની ૨૬મીએ મળે છે, ત્યારે રાષ્ટ્ર સાથે સંકળાયેલી આ મુદ્રા વિશે જાણવું જરૂરી થઈ પડશે. ભાષાશાસ્ત્ર ને સંશોધન જેવા કઠિન વિષયોમાં મહત્ત્વનું સ્થાન પ્રાપ્ત કરનાર અધ્યા૦ સાંડેસરા પાસે ગુજરાત મોટી આશા રાખે છે. 'અખંડ આનંદ'ના વાચકોને એમના અભ્યાસની પ્રસાદી અવારનવાર મળ્યા કરે એમ ઇચ્છીએ.

આપણા રાષ્ટ્રની મુદ્રા અથવા 'સીલ' એટલે સારનાથના અશોક સ્તંભનું સિંહશિખર. લગભગ બાવીસસો વર્ષ પર થઈ ગયેલા સમ્રાટના કલાપ્રેમ, ધર્મપ્રેમ બલકે માનવપ્રેમના પ્રતીકરૂપ આ અત્યુત્તમ શિલ્પાકૃતિને રાષ્ટ્રમુદ્રા તરીકે સ્વીકારીને આપણા રાષ્ટ્રવિધાયકોએ સાચે જ એક અતિ-યોગ્ય પગલું ભર્યું છે.

પ્રાચીનકાળમાં રાજાઓની અને રાજ્યોની મુદ્રાઓ હતી, અને રાજ્યવહીવટમાં મુદ્રા એક અતિ અગત્યની વસ્તુ હતી, પરંતુ જે અર્થ આજે આપણે 'રાષ્ટ્રમુદ્રા'નો કરીએ છીએ એ અર્થમાં આખા રાષ્ટ્રની અથવા દેશની કોઈ પ્રતીકરૂપ મુદ્રા એ કાળે હોય એમ જણાતું નથી; કેમકે 'રાષ્ટ્ર'નો આ અર્થ તો પશ્ચિમની અસરથી આપણે નવો વિકસાવેલો છે. પ્રાચીન સંસ્કૃત સાહિત્યમાં તો 'રાષ્ટ્ર' એટલે 'રાજ્ય' અને 'રાષ્ટ્રપતિ' એટલે રાજા. મહાભારતમાં અનેક સ્થળે રાજા યુધિષ્ઠિરને 'રાષ્ટ્રપતિ' કહ્યા છે અને ઋગ્વેદના 'વાગાંભૃણિસૂક્ત'માં વાગ્દેવી પોતાને 'રાષ્ટ્રી' એટલે કે રાણી તરીકે ઓળખાવે છે.

લાંબા પરદેશી રાજ્યઅમલમાંથી સ્વતંત્ર થઈને હિંદ જ્યારે સર્વ દિશાઓમાં પોતાની મુક્ત પાંખો ફફડાવી રહ્યું છે ત્યારે—જ્યારે હિંદ સદીઓ પછી પહેલી જ વાર, બહારથી નહિ લદાયેલી એવી, રાજકીય એકતા અનુભવી રહ્યું છે ત્યારે, એની આશા અને આકાંક્ષાઓના સૂચક જ રાષ્ટ્રપ્રતીકો યોજવામાં આવ્યાં છે તે વસ્તુતઃ જૂનાં હોવા છતાં એની યોજનામાં નવાં છે. એવું જ એક પ્રતીક આપણી રાષ્ટ્રમુદ્રા છે.

અશોકનું જે સિંહશિખર આપણી રાષ્ટ્ર-મુદ્રા બન્યું છે તે હિંદી સરકારના પુરાતત્ત્વ ખાતાએ બનારસ પાસેના સારનાથમાં સને ૧૯૦૫માં કરાવેલાં ખોદકામોમાં મળ્યું હતું. ભગવાન બુદ્ધના પ્રથમ ધર્મોપદેશનું સ્થાન હોવાથી સારનાથ એકવાર બૌદ્ધોનું મોટું તીર્થધામ હતું અને હવે સૈકાઓની વિસ્મૃતિ પછી ફરી પાછું એ જગતભરના બૌદ્ધો અને બુદ્ધપ્રેમીઓને આકર્ષી રહ્યું છે. આ સ્થાનમાં પૂર્વે 'મૃગદાવ' એટલે કે મૃગવન નામે એક ઉદ્યાન આવેલું હતું. એ વિષે એવી એક જાતકકથા છે કે બુદ્ધ પોતાના એક પૂર્વ-

જન્મમાં એ વનમાં હરણોના રાજા હતા. વારાણસીનો રાજા આ વનમાંથી ઘણાં હરણોનો શિકાર કરી જતો હતો તે અટકાવવા તેમણે રાજાને દરરોજ એક હરણ આપવાનું કબૂલ કર્યું. પછી એકવાર એક સગર્ભા હરણીનો વારો આવ્યો ત્યારે હરણીની સાથે તેના નિર્દોષ ગર્ભનો પણ નાશ ન થાય એ માટે બોધિસત્ત્વ પોતે રાજા પાસે જવાને તૈયાર થયા, પણ તેમનો આ આત્મભોગ જોઈને રાજાએ પોતે જ હરણોની હિંસા બંધ કરી. સારંગ અથવા હરણનું નિવાસસ્થાન હોવાથી આ જગ્યાનું નામ સારંગનાથ-સારનાથ પડ્યું હશે એવું કેટલાકનું માનવું છે એ વનમાં ઋષિઓ તપશ્ચર્યા કરતા હોવાને કારણે તે ઋષિપત્તન-ઋષિઓનું નગર પણ કહેવાતું. બુદ્ધગયામાં બોધિ પ્રાપ્ત થયા પછી ગોતમ બુદ્ધ પર્યટન કરતા આ મૃગદાવમાં આવ્યા અગાઉ જે પાંચ અનુયાયીઓ તેમનાથી છૂટા પડી ગયા હતા તે અહીં એમને મળ્યા અને એમના શિષ્ય બન્યા ભગવાન બુદ્ધે પોતાનું પહેલું ધાર્મિક પ્રવચન અહીં જ કર્યું અને એ રીતે તેમના ધર્મચક્રપ્રવર્તનનો આરંભ થયો. આ રીતે સારનાથ બૌદ્ધ ધર્મનાં પવિત્રતમ સ્થાનો પૈકીનું એક ગણાયું

ગૌતમ બુદ્ધ પછી આશરે ત્રણસો વર્ષે થયેલા સમ્રાટ અશોકે પોતાના કલિંગવિજય પછી લોહિયાળ યુદ્ધોથી ત્રાસીને વિજયયાત્રા બંધ કરીને ધર્મયાત્રાનો પ્રારંભ કર્યો બૌદ્ધ ધર્મની ગાઢ અસર નીચે આવેલા એ શાસકે દેશ અને પરદેશમાં બૌદ્ધ ધર્મનો પ્રચાર કર્યો પોતાના વિશાળ સામ્રાજ્યના દૂરદૂરના પ્રદેશો-માં શિલાલેખો કોતરાવીને સર્વ પ્રજાજનોને પરમતસહિષ્ણુ, દયાળુ અને પ્રામાણિક બનવા સમજાવ્યાં અને એ જ આદેશ પોતાના અમલદારોને પણ આપ્યો. અશોકનાં આ શાસનો તેની ધર્મલિપિઓ તરીકે ઓળખાય છે.

પણ બહુજનસમાજના માનસ ઉપર ધર્મરાજ્યની દૃઢ અસર નિપજાવવા માટે અશોકે બીજો એક વધુ મૌલિક માર્ગ લીધો એ માર્ગ તે પોતાના રાજ્યમાં, બુદ્ધના ચરણ-સ્પર્શથી પાવન થયેલાં સ્થળોમાં, જાણે કે તેમના ધર્મરાજ્યના પ્રતીક હોય એવા ઊંચા સ્તંભો ઊભા કરવાનો. પોતાના રાજકાળમાં અશોકે અનેક સ્તૂપો બાંધ્યા હતા; એમાંનો એક સ્તૂપ સારનાથમાં પણ હતો. પણ ધર્મ-લિપિ અથવા સ્તૂપ કરતાં યે બુદ્ધના ધર્મ-રાજ્યનું વધુ સબળ પ્રતીક તેણે સ્તંભને ગણ્યું હોય એમ જણાય છે

અશોકની પૂર્વે પણ કોઈ પ્રકારના ધર્મ-સ્તંભો હિંદમાં બનતા હશે જ. યજ્ઞનો યૂપ, ઇન્દ્રમહોત્સવનો ઇન્દ્રકીલ અથવા ઇન્દ્રધ્વજ વગેરે ધાર્મિક વિધિઓના પ્રતીકરૂપ સ્તંભો હતા; પરંતુ એ બધા તો લાકડાના બનતા હતા. એ જ કારણથી અશોકની પહેલાંના કોઈ સ્તંભ બચ્યા નથી, કદાચ અશોકે જ લાકડાના સ્તંભોને સ્થાને પથ્થરના સ્તંભો પહેલવહેલા દાખલ કર્યા હોય ગમે તેમ હોય, પણ એટલું તો નિશ્ચિત છે કે હિંદની સ્થાપત્યકલાના પ્રાપ્ત નમૂનાઓમાં અશોકના સ્તંભો જેમ સર્વ-શ્રેષ્ઠ છે તેમ સર્વપ્રથમ પણ છે

અશોકે પોતાના રાજ્યમાં ઓછામાં ઓછાં ત્રીસ સ્થળોએ આવા સ્તંભો ઊભા કર્યા હતા એમાંના કેટલાક તો આજે પણ તદ્દન અખંડ દશામાં જળવાયેલા છે, એ પૈકી દસ સ્તંભો ઉપર એ સમયની બ્રાહ્મી લિપિમાં કોતરેલા લેખો પણ છે એમાંનો પ્રત્યેક સ્તંભ એક જ પથ્થરમાંથી ઊભો કરવામાં આવેલો છે અને એ પૈકી સર્વથી મોટા સ્તંભનું વજન લગભગ પચાસ ટન થાય છે આ સર્વ સ્તંભો ચુનારગઢ પાસેની એક જ ખાણમાંથી કાઢ-વામાં આવેલા ભૂખરા રંગના ખાસ પથ્થર-માંથી બનાવેલા છે આ બૃહત્ સ્તંભોને ઘા-

વાનું અને અશોકના વિશાળ સામ્રાજ્યના જુદાજુદા ભાગોમાં વહી જઈને સબળ રીતે ઊભા કરવાનું કાર્ય જે રીતે થયું છે એ બતાવે છે કે અશોકના યુગના શિલ્પીઓ અને સ્થપતિઓ જગતના કોઈ પણ પ્રદેશના અથવા કોઈ પણ સમયના કારીગરો કરતાં ઊતરતા નહોતા.

આ સર્વ સ્તંભોના શિખર ઉપર ઘણુંખરું કોઈ પ્રાણીનું શિલ્પ હોય છે; તેમ જ વિવિધ ધાર્મિક પ્રતીકો તે ઉપર કોતરેલાં હોય છે. કેટલાક વિદ્વાનો આ પ્રકારના સ્તંભોમાં ઈરાની અને ગ્રીક કલાની અસર જુએ છે. મૌર્ય રાજ્યકાળમાં પાટનગર પાટલીપુત્રમાં જ માત્ર નહિ, પરંતુ પ્રાંતિક પાટનગરોમાં યે ઈરાન વગેરે એશિયાઈ દેશોના વતની બનેલા ગ્રીકો અને ઈરાનીઓની ઠીકઠીક વસ્તી હતી. અશોકના સ્તંભો સાથે રચના અને કારીગરીની બાબતમાં સરખાવી શકાય એવા સ્તંભો ઈરાનમાંથી મળેલા છે અને મૌર્યયુગ પૂર્વેનું આવું એક પણ નોંધપાત્ર પાષાણમય ભારતીય સ્મારક મળતું નથી, એ બધી વસ્તુઓ આ માન્યતાની પોષક છે.

પણ અશોકના સ્તંભોની કદાચ સૌથી વધુ નોંધપાત્ર લાક્ષણિકતા તો એ ઉપરની અદ્‌ભુત પોલિશ છે. ઉત્તમ બાંધકામ કરનારા પ્રાચીન જગતના બે દેશો ગ્રીસ અને મિસરની કલામાં બાંધકામની 'કાચ જેવી ચળકતી સપાટી'ને ખૂબ મહત્ત્વ અપાયું છે, છતાં એ મહાન દેશોનાં સ્થાપત્યસર્જનો પૈકી એકે ય, મૌર્યયુગના કારીગરોએ શિલ્પરચનામાં સાધેલી લગભગ મીનાકારી જેવી સફાઈની તોલે ભાગ્યે જ આવી શકે એમ છે. ઈસ્વીસન પૂર્વે ત્રીજા સૈકામાં પથ્થર ઉપર થયેલી આ પોલિશ આઠસો વર્ષ પછી પણ એટલી બધી આકર્ષક હતી કે પાંચમા સૈકામાં હિંદમાં આવેલો ચીની યાત્રાળુ ફાહ્યાન વર્ણવે છે કે 'એ કાચની જેમ ચળકતી હતી' આજે બાવીસસો વર્ષ પછી પણ આ ભારતીય કૃતિઓની ચમક કંઈ બહુ ઝાંખી પડી નથી. સાધારણ કોટિના પથ્થરોમાંથી બનેલા એ સ્તંભો મુખ્યત્વે એ પોલિશને કારણે જ સચવાઈ રહેલા છે. ઈસ્વી સન પૂર્વે પહેલી સદીથી આ કલા હિંદમાંથી લુપ્ત થઈ ગયેલી છે અને ત્યારપછીની કોઈ શિલ્પરચનામાં હજુ સુધી તે જોવામાં આવતી નથી.

સારનાથનો સ્તંભ એ અશોકના સ્તંભો પૈકી કલાદૃષ્ટિએ સર્વોત્તમ છે. અગિયારમા સૈકામાં મહમ્મૂદ ગઝનવીએ અને બારમા સૈકામાં શાહબુદ્દીન ઘોરીએ સારનાથ જીત્યું અને લૂંટ્યું, ત્યારે ત્યાંના કેટલા યે વિહારો, સ્તૂપો, મંદિરો અને મૂર્તિઓનો નાશ થયો હતો. એ સમયે આ ભવ્ય સ્તંભને પણ ખંડિત કરવામાં આવ્યો હશે એમ જણાય છે. અત્યારે એ સ્તંભ ખંડિત દશામાં તેના મૂળ સ્થાન ઉપર ઊભેલો છે. અસલ સ્તંભ આશરે ૫૫ ફીટ ઊંચો હતો. આ સ્તંભનો અગ્રભાગ—એનું સિંહશિખર એના દંડથી છૂટું પડી ગયેલું હોઈ સારનાથના સંગ્રહસ્થાનમાં રાખવામાં આવેલું છે. સિંહશિખરની ઊંચાઈ પણ સાત ફીટની છે. એમાં સૌથી નીચે ઉલટાવેલી પાંખડીવાળા એક સુંદર પદ્મની આકૃતિ કોતરેલી છે. પદ્મની ઉપરના ગોળાકાર ફલક ઉપર ચાર દિશાઓમાં હાથી, વૃષભ, અશ્વ અને સિંહ—એ ચાર બળવાન પશુઓની ગતિદર્શક આકૃતિઓ છે અને તેમની વચમાં એકાંતરે ચોવીસ આરાવાળાં ચાર ધર્મચક્ર કોતરેલાં છે. એની ઉપર ચાર દિશામાં મુખ રાખીને ચાર સિંહ ઊભેલા છે. અગાઉ આ સિંહોની પણ ઉપર—સમગ્ર સ્તંભના શિરોભાગમાં લગભગ ૨॥ ફીટ વ્યાસનું એક વિશાળ ધર્મચક્ર રહેતું હતું. અત્યારે તો એના કેટલાક ટુકડા જ સચવાઈ રહેલા છે.

આ સ્તંભની રચનામાં ભાવપ્રતીકોનો અદ્ભુત કુશળતાથી ઉપયોગ કરવામાં આવેલો છે. પહેલી વસ્તુ તો એ કે સારનાથમાં બુદ્ધે કરેલા પોતાના પ્રથમ ધર્મોપદેશનું એ સ્મારક છે. શિખર ઉપરના સિંહને કેટલાક વિદ્વાનો શાક્યસિંહ તરીકે ઓળખાતા બુદ્ધના પ્રતીકરૂપ ગણે છે. ફલક ઉપરનું ધર્મચક્ર તથા ગતિમાન પશુ-આકૃતિઓ એ ચક્રનું પ્રવર્તન ચારે દિશામાં થયું હોવાનું સૂચવે છે. આ પ્રતીકો સાથે સંયોજિત થયેલી ઉત્તમ કારીગરી પરત્વે હિંદી સરકારના પુરાતત્ત્વ ખાતાના એક વારના વડા જ્હોન માર્શલ લખે છે. ‘ આ આકૃતિઓ અદ્ભુત ચેતનભરી અને સ્વાભાવિક છે અને શિલ્પકલાની સર્વ મહાન કૃતિઓના પ્રમાણરૂપ સાદાઈ અને સંયમથી તેની રચના થયેલી છે. સાચે જ આની તોલે આવે એવું બીજું એકે શિલ્પ હિંદે પેદા કર્યું નથી.’ સુપ્રસિદ્ધ ઇતિહાસકાર અને કલાવિવેચક વિન્સેન્ટ સ્મિથ એ વિષે જણાવે છે: ‘આ સુંદર કલાકૃતિ કરતાં ચઢિયાતો —અરે, એની તોલે આવે એવો પ્રાણીશિલ્પનો પ્રાચીન નમૂનો કોઈ પણ દેશમાંથી શોધી કાઢવો મુશ્કેલ પડશે, જેમાં વાસ્તવદર્શી રચના અને ભાવનાત્મક ગાંભીર્યનું આટલી સફળતાથી સંયોજન થયું હોય અને પ્રત્યેક વિગતમાં આટલી નખશિખ કુશળતાથી જેનું આલેખન થયું હોય.’

આ ઉપરથી તો એમ જ કહેવું પ્રાપ્ત થાય કે જેમ પ્રતિભાશાળી કવિને કોઈ ધન્ય પળે અદ્ભુત કલ્પના સ્ફુરે તેમ આપણા રાષ્ટ્રવિધાયકોને સારનાથનું સિંહશિખર આપણી રાષ્ટ્રમુદ્રા તરીકે સ્વીકારવાનો વિચાર સ્ફુર્યો. એ ઉપરનું ચક્ર કોઈ સંકુચિત ધાર્મિક પ્રતીક નથી. વિશ્વવ્યવસ્થાની ભાવનાને ચક્રનું રૂપક આપવાની કલ્પના બુદ્ધ કરતાં યે ઘણી પ્રાચીન છે. મૂળે તો ચક્ર એ સૂર્યનું પ્રતીક હતું. વિષ્ણુ એ પ્રાચીનતર સૂર્યદેવનું રૂપાંતર છે અને તેમના હાથમાંનું સુદર્શનચક્ર પણ સૂર્યનું જ પ્રતીક હોય એ સંભવિત છે. ઋગ્વેદમાં ત્રણ ઋતુ, બાર માસ ને ત્રણસો સાઠ દિવસના વર્ષને ત્રણ ધરી, ત્રણ પૂઠિયાં અને ત્રણસો સાઠ આગવાળા એક ચક્રનું રૂપક આપવામાં આવ્યું છે. કાળની અનંતતાના પ્રતીકરૂપ આપણી યુગોની કલ્પના પણ એક ચક્રરૂપે જ વિકસી છે પ્રાચીનતમ ભારતીય સંસ્કૃતિ વિકસિત સ્વરૂપમાં પ્રથમવાર જ્યાં જોવા મળે છે ત્યાં-મોહેં-જો-દડો અને હરાપ્પાના હજારો વર્ષ જૂના અવશેષોમાં પણ ચક્ર અને ત્રિભની આકૃતિઓ છે. આમ ચક્ર એ તો ભારતીય ધર્મોનું માત્ર નહિ પણ ભારતીય ચિંતન-સૃષ્ટિનું એક વિશિષ્ટ પ્રતીક છે.

સારનાથના સિંહશિખરનું આપણું રાષ્ટ્રપ્રતીક તરીકેનું ઔચિત્ય બીજી રીતે પણ છે. પ્રાચીન ભારતીય શિલ્પકલાનો એ સર્વોત્તમ નમૂનો છે. સેંકડો વર્ષ પૂર્વે, વ્યાપક માનવહિતની ભાવનાથી વિજયયાત્રાને બદલે ધર્મયાત્રામાં ચિત્ત જોડનાર, સુરાજ્યપ્રવર્તક તત્ત્વજ્ઞાની સમ્રાટ અશોકે સ્થાપેલાં સ્મારકો પૈકીનું તે એક છે, અને સૌથી વધારે તો, અઢી હજાર વર્ષ પૂર્વે માનવપ્રેમની ઘોષણા કરીને, ‘ વેરથી વેર શમતાં નથી; પ્રેમથી જ વેર શમે છે ’ એમ પોકારનાર જગજ્જ્યોતિ શાક્યસિંહની ધર્મદેશનાનું એ પ્રતીક છે, જેનું પુનરાવર્તન આપણને એવા જ મહાન જગજ્જ્યોતિ મહાત્મા ગાંધીજીના અદ્ભુત જીવન અને એથી યે અદ્ભુત મરણમાં જોવા મળ્યું.

આમ આપણી રાષ્ટ્રમુદ્રા એ આપણા દેશ અને સંસ્કૃતિનાં સર્વોત્તમ તત્ત્વોનું સૂચન કરે છે. વ્યક્તિગત તેમ જ સામાજિક જીવનમાં એને અનુરૂપ આચરણ કરવાનું પ્રભુ આપણને સામર્થ્ય આપો.

★

# અણસાવધ કિલ્લો

શ્રી નટવર મૂ. વીમાવાળા

માનસશાસ્ત્રનો ઉદ્ભવ જગતના ઇતિહાસમાં થયો મોડો, પણ છેલ્લા સૈકામાં એણે પશ્ચિમના દેશોમાં ઝળકતી પ્રગતિ સાધી છે. જીવનને સાચી રીતે સમજવામાં એણે આગેવાની નોંધાવી છે. બાળહઠ નિવારવાના કઠિન કાર્યમાં આ શાસ્ત્ર કેવી સરસ રીતે ઉપયોગી થઈ શકે એમ છે તે અહીં સુંદર રીતે એક પ્રસંગકથામાં ગૂંથાયું છે.

લેખક 'પ્રભાકર' તથા 'ગાંડીવ'ના તંત્રી અને ગાંડીવ સાહિત્ય મંદિરના સંચાલક છે.

'ઓં એં એં...મને બાપુ સાથે જવા દે ને...એં એં એં એં એં......'

'તારા બાપુ તો ક્યારના બસમાં બેસી કચેરી પહોંચી ગયા હશે. જો શ્યામુ, હવે છાનો રહી જા. કાલે તને એમની સાથે મોકલીશ, હં......' બા–લીલા બોલી.

'હં અ...અ...એ...એ...તું ખોટું બોલે છે. રોજરોજ એમ જ કહે છે, પણ બાપુ મને કોઈ દિવસ લઈ જતા નથી...એ એ એ... તું મને પટાવે છે...એં એં એં...'

લીલાએ ચાર વરસના શ્યામુને સમજાવવા ખૂબ પ્રયત્ન કર્યો, પણ શ્યામુએ તો ભેંકડો શરૂ કર્યો અને છાનો રહે જ નહિ. એણે તો જમીન પર આળોટવા માંડ્યું ને બરાડા પાડવા માંડ્યા.

થોડીવાર સુધી લીલાએ તે ચાલવા દીધું, પણ પછી તે કંટાળી. પુષ્કળ ઘરકામ હતું અને આવા બરાડાથી તેને ત્રાસ થતો હતો. તે પાછી બહાર આવી અને બોલી :

'હું તો હવે શ્યામુ, તારાથી છેક જ કંટાળી. બાપા, હવે છાનો રહે છે કે લઉં સોટી...?'

'કેમ લીલી ? સોટી કેમ લેવાની થઈ ગઈ ?' બોલતીબોલતી લીલાની સખી સુવર્ણા ત્યાં આવી પહોંચી. તે તે જ મહોલ્લામાં રહેતી હતી અને અવારનવાર આવતીજતી. લીલા કરતાં તે પાંચસાત વર્ષે મોટી હતી અને ત્રણચાર બાળકોની માતા હતી. મોટી હોવા છતાં તે સખીભાવે જ લીલા સાથે વર્તતી અને લીલાને પણ તેના તરફ માન-ભાવ હતો.

'અને આ શ્યામુ કેમ આટલો બધો આળોટીને બરાડી રહ્યો છે ? આ બધું છે શું ?' સુવર્ણા આવે વખતે–સાડાદસ–અગિયાર વાગે લીલાને ત્યાં કદી આવી ન હતી, આજે જ આવી. એ સમયે મધ્યમ વર્ગની સ્ત્રી ભાગ્યે જ ઘરકામમાંથી નવરી પડે કે બહાર નીકળે. ખાસ જરૂરી કામ સિવાય નીકળી ન જ શકે એટલે સુવર્ણાએ આ દૃશ્ય આજે પહેલી જ વાર જોયું.

'અરે, ઓરો, સુવર્ણાબહેન ! આવો, ભઈશાબ ! આ તો મારે રોજનું જ લાગ્યું છે. શ્યામુના બાપુ કચેરી જવા નીકળે ત્યારે રોજ એ સાથે કચેરી જવાની જિદ્દ કરે, રોજ એમને વળગી પડે, રોજ છૂટો પાડવો પડે. એને કેટલુંય સમજાવીએ છીએ કે ત્યાં ચારપાંચ કલાક બેસી રહેવું પડે, રમવાનું નહિ મળે ને ભૂખ લાગશે; પણ એની જિદ્દથી તોબા પરમેશ્વર કોઈનું કહ્યું માનતો જ નથી. હવે કલાક સુધી એનું રડવું ચાલશે. કંઈ રસ્તો બતાવો તો મોટો પાડ, સુવર્ણાબહેન !' લીલાએ પોતાની મુશ્કેલી રજૂ કરી.

'એમ !' સુવર્ણા જરા વિચારમાં પડતાં અને શ્યામુ સામે જોઈ રહેતાં બોલી, 'પણ લીલીબહેન, મને લાગે છે કે એમાં તારી જ ભૂલ છે–તમારી જ ભૂલ છે.'

'મારી ભૂલ ? અમારી ભૂલ ? શી ?' લીલા વિચારમાં પડી ગઈ.

'એ તને એકદમ નહિ સમજાય. ચાલ, પહેલાં તારું કામ પતાવ. પછી નિરાંતે બેસીને કહું...' સુવર્ણાએ કહ્યું.

'ઠીક, થોડીવાર બેસો ત્યારે. હું હમણાં આવી ' કહી લીલા રસોડા તરફ ગઈ. દરમ્યાન સ્વામુ રડતો બંધ પડ્યો હતો.

ઓરડામાં મેજ પર એક બંધૂક પડેલી હતી તે હાથમાં લઈ સુવર્ણાએ સ્વામુને પૂછ્યું : 'સ્વામુ, ઓહો, તારી પાસે તો આવી ફક્કડ બંધૂક છે. તને એ ફોડતાં આવડે છે?'

સ્વામુ બંધૂક તરફ જોઈ રહ્યો એના મનમાંથી કચેરી અને બાપુ સરકી ગયાં અને તેમનું સ્થાન તરત જ બંધૂકે અને તે ફોડવાની આવડતના ખ્યાલે લીધું. એ આવડતનું સ્વગૌરવ ફૂંફાડ, જિદ્દ અને રડકણાપણા પર ફરી વળ્યું, અને તે બંને એ રેલમાં તણાઈ ગયાં. એ પટ દઈને ઊભો થઈ ગયો અને બોલ્યો · 'મને ફોડતાં આવડે છે...જુઓ ..' એમ કહી એણે બેત્રણ ભડાકા કર્યા. 'જુઓ, જુઓ, આમ ટીકડી મૂકવાની, આમ ઘોડો દાબવાનો, એટલે આ આમ ફટ... હું હું નવી ટીકડી લઈ આવું...' કરતો એ બીજા ઓરડામાં ગયો

થોડીવારે લીલા દીવાનખાનામાં આવી ને પૂછવા લાગી: 'સ્વામુ ક્યાં ગયો!'

'હમણાં જ બંધૂક સાથે રમતોરમતો આમતેમ ગયો છે ' સુવર્ણાએ જવાબ આપ્યો.

'સુવર્ણાબહેન, આજે તો તમે આવીને મારો ઉદ્ધાર કર્યો, છુટકારો કર્યો; નહિ તો હજુ એનો તોપમારો કલાકેક સુધી ચાલત. કહો શા કામે આવ્યાં છો?'

'અરે બહેન, મારે ત્યાં એક વાગે આજે મહેમાન આવવાના છે ને ઘરમાં ચા તદ્દન ખલાસ થઈ ગઈ છે ને અત્યારે લેવા કોણ જાય? એટલે થોડીક ચા લેવા આવી છું. પણ ઉતાવળ નથી. તું પરવારીને આપશે તો ચાલશે. દશપંદર મિનિટ આમતેમનો મને વાંધો નથી.'

'હું તો પરવારી જેવી છું, પણ તમે પેલી વાત કહેતાં હતાં તે કહો અમારી ભૂલ છે એવું તમે કહેતાં હતાં તે મને સમજાવો. ચા તો મારે ત્યાં કાઢી જ આવી છે, એટલે તમને જોઈશે તેટલી આપીશ, પણ પેલી વાત મને કહીને જ જાઓ તો કૃપા.'

'તારે સ્વામુ પર સૂચનશક્તિનો પ્રયોગ કરવો જોઈએ એ કર્યાથી જ એની હઠ છૂટી જશે. મેં એ વિષયમાં થોડું વાંચ્યું છે અને એના પ્રયોગોનાં બ્યાનો વાંચ્યાં છે, તેમ જાતે પણ પ્રયોગ કરી જોયા છે એથી મને એ વિશે ખાતરી થઈ છે ' સુવર્ણાએ ચશ્માં ઉતારી લૂગડા વતી તેના કાચ લૂછતાં જણાવ્યું.

'સૂચનશક્તિ? તે વળી શું? મેં તો એવું કંઈ સાંભળ્યું જ નથી તમે સમજાવો તો જ ખબર પડે ' લીલાએ અજ્ઞાન દર્શાવતાં પૂછ્યું.

'એ તો એકાદબે શબ્દોમાં સમજાવાય તેવું નથી એની વ્યાખ્યા આપવાનું કામ તો કઠણ છે. પણ બાળકનો સ્વભાવ કેળવવા માટે એ સારામાં સારી પદ્ધતિ છે, ને એનો ઉપયોગ પણ વળી આનંદ આપનારો, રસિ-યામણો થઈ પડે છે '

'પણ એમ કહ્યામાં મને શી સમજ પડે? આ સ્વામુના પર એ પ્રયોગ કેમ ને કેવી રીતે કરવો તે સમજાવોને બહેન! જેટલી સમજ પડે એટલું મારું કામ થાય. બીજી બધી વાત પછી.' લીલાએ આતુરતાથી પ્રશ્ન કર્યો.

'હું સમજાવું. બાળક હઠે ભરાય, જિદ્દ લે ત્યારે એની એ વખતની મન સ્થિતિનું આપણે જરા બારીકાઈથી નિરીક્ષણ કરવું જોઈએ બાપુ બહાર જવાની તૈયારી કરે કે તરત જ સ્વામુના મનમાં એમની સાથે જવાના વિચારો જાગે છે–પ્રબળ રીતે જાગે છે. એ વખતે એ પ્રબળ ઇચ્છા એટલું જોર કરે છે કે બીજો કોઈ પણ વિચાર ત્યાં દાખલ થઈ શકતો નથી. બલ્કે વિચાર કરવાની એની શક્તિ જ નષ્ટ થયેલી હોય છે. આ વાત ખાસ ધ્યાનમાં

લેવાની છે.

બાકી એનાથી કંઈ અગિયારથી પાંચ વાગ્યા સુધી એના બાપુની કચેરીમાં બેસી રહી શકાય જ નહિ. કંટાળો આવે. રડવું આવે. ભૂખ પણ લાગે જ. પણ આ બધી બાબતો એની મગજમાં તે વખતે પ્રવેશી શકતી નથી. એ વખતે એના વિચારો એક જ દિશામાં વળેલા હોય છે. એના મનનો કબજો જ તેણે લીધેલો હોય છે. તે સમયે આપણે ગમે તેટલું સમજાવીએ, મનાવીએ, પટાવીએ પણ બાળકના મન પર એ શિખામણ કશી અસર કરતી નથી, કરી શકે પણ નહિ.' સુવર્ણાએ લંબાણપૂર્વક વિષય સમજાવવા માંડ્યો.

'પણ તે પ્રસંગે સૂચનશક્તિ શા કામમાં આવે ? એનું કરવું શું ?' લીલાએ અધીરાઈથી પ્રશ્ન કર્યો.

'તે વખતે સૂચનશક્તિ વાપરવાની જ નથી. તે વખતે એનો કશો ઉપયોગ નથી. એને સમજાવવાનો યત્ન તે વખતે કરવો તદ્દન મિથ્યા છે. કિલ્લામાં જ્યાંસુધી શત્રુનું લશ્કર સાવધ બનીને ખડી બંધૂકે બેઠું હોય ત્યારે એને સર કરવાનો પ્રયત્ન ફળવાનો સંભવ ઓછો જ. ડાહ્યો સેનાપતિ એવો વિચાર પણ ન કરે. પણ શત્રુદળ અવ્યવસ્થિત, નબળું, અસાવધ અને લડવા બાબતમાં બેધ્યાન હોય ત્યારે તેના પર કરેલો હલ્લો જરૂર સફળ નીવડે, તેવું જ આમાં છે.'

'સુવર્ણાબહેન, બળ્યું, મને તો આ તમારી વાતમાં કશી સમજ પડતી નથી. કિલ્લો શું ને લશ્કર શું, સેનાપતિ કોણ, ને હલ્લો શાના પર ?–એ તો બધી લડાઈની વાતો છે. બાળકની હઠ સાથે એને શી રીતે સરખાવાય ? બાળક કંઈ આપણું દુશ્મન છે ? આપણા સાત લાડનું ઓધું બન્યું હોય તેના પર વળી હુમલો શાનો ?' લીલાએ અકળાતાં કહ્યું.

'એ તો બધી ભાષાનાં ઘરેણાં જેવી વાતો છે. અહીં જોવા જાય તો નથી કોઈ કિલ્લો કે નથી કોઈ શત્રુ, પણ બાપુ સાથે કચેરી જવાની જિદ્દ એ બાળકના મનરૂપી કિલ્લામાં બેઠેલા સાવધ શત્રુ સમી છે. સૂચનશક્તિ એ હોશિયાર સેનાપતિ છે. ચતુર ને હોશિયાર સેનાપતિ, શત્રુ સાવધ બેઠા હોય ત્યારે લડાઈ નથી જગાડતો. તેમ બાળક જ્યારે જિદ્દે ચડ્યું હોય, એના મનનો સંપૂર્ણ કબજો એ જિદ્દે લીધો હોય તે વખતે તેની સાથે ખટપટ ન કરતાં સૂચનશક્તિરૂપી સેનાપતિ યોગ્ય તકની રાહ જોઈ રહે છે.' સુવર્ણાએ લગભગ ભાષણ જ આપ્યું. 'શ્યામુના બાપુ કચેરીએ જવા નીકળે ત્યારે શ્યામુને સાથે જવાની ઇચ્છા પ્રબળ હોય છે પણ તે પછી થોડે વખતે એ ઇચ્છા નિર્બળ બને છે. બીજે સમયે તો એ તદ્દન નિદ્રાવસ્થામાં હોય છે, એ ઇચ્છા ઊંઘતી જ હોય છે, અને એ ઊંઘતી હોય ત્યારે જ એ ઇચ્છા વિરુદ્ધના વિચારો એના મગજમાં ભરવાનો યત્ન કરવો જોઈએ. તે વખતે જ બાળકના મન પર એની અસર થવાનો પૂરેપૂરો અવકાશ રહે છે. સાથે જવાની ઇચ્છા જાગ્રત થઈ એના મનનો કબજો લે તે પહેલાં, વેળાસર, એના પર ઊંધા જ વિચારોનાં સૂચનો કર્યે જવાં જોઈએ, અને છાપ પાડી દેવી જોઈએ. એ છાપ બરાબર પડી હોય તો સાથે જવાની જિદ્દ તો શું, પણ વિચાર સરખો યે કરે નહિ. મારા કહ્યા પ્રમાણે હું સૂચનશક્તિનો ઉપયોગ કરીશ, તો ત્રણ દહાડામાં જ શ્યામુ બદલાઈ જશે.'

'સુવર્ણાબહેન, તમે તો બડાં હોશિયાર છો. પણ મને જરા વિગતવાર સમજાવો, અને મારે પોતે શું કરવું તેટલું જ ચોક્કસ રૂપે દર્શાવો, તો સારો પાડ થશે.' લીલાએ સમજ માગી.

પછી સુવર્ણાએ એ વાત અતિ વિગતે

લીલાને સમજાવી, અને કચેરીને કાળે નહિ પણ ઘતર વખતે સ્વામુના મન પર કચેરીએ જવાથી થતા ગેરલાભની છાપ અવારનવાર પાડ્યા કરવી એ કરામત સમજાવી પછી તે ચા લઈને ગઈ

*

તે જ સાંજે લીલા સ્વામુને લઈ બગીચે ફરવા ગઈ એક બાંકડા પર બેસી એણે સ્વામુ સાથે વાતો કરવા માંડી

'સ્વામુ તું બહુ ડાહ્યો છોકરો છે તું મને કેવો વહાલોવહાલો લાગે છે! તું બધાનું કહ્યુ કેવુ માની જાય છે! તેથી તો મે તને પેલી આગગાડી રમવા માટે આણી આપી છે '

'પણ મને એક ફૂટબૉલ નહિ અપાવે, બા!' સ્વામુએ વહાલથી લીલાનો હાથ ખેચતાં કહ્યું 'આપણી પડોશમા પેલો સુરેશ છે ને, તેની બાએ એને કેવો સરસ ફૂટબૉલ આણી આપ્યો છે! મને તું એવો ફૂટબૉલ નહિ લાવી આપે?'

'વાહ, કેમ નહિ!' લીલાએ એને ખોળામાં લઈ બચ્ચી ભરતાં કહ્યું 'અરે, એના કરતાં ય સરસ ફૂટબૉલ લાવી આપીશ '

સ્વામુના મોં પર આનંદઆનંદ પ્રસરી રહ્યો, પોતાના નવા ફૂટબૉલ સાથે રમી જ રહ્યો હોય એવી ઉજ્જ્વળતા તેના મોં પર છવાઈ રહી

એટલામાં લીલાએ શરૂઆત કરી 'સ્વામુ, હું તને રોજ સાંજે અહીં ફરવા લાવું છુ ને?'

'હા, બા તું સારી છે '

'પણ તુ ક્યાં મારુ કહેવુ સાભળે છે?'

'કેમ વળી! સાંભળુ જ છુ ને! ક્યારે નહિ સાંભળ્યુ?'

'પણ હુ કહુ છુ તે માનતો નથી ને '

'માનુ તો છુ વળી બધુ જ માનું છુ ' સ્વામુએ કહ્યુ 'તુ કહે તે કરુ, બોલ, શુ કામ છે?'

'કામ તો એક છે તે કરજે જોઈએ, તારા બાપુ જમીને કચેરી જાય છે ત્યારે તુ રોજ રડે છે ને? હવેથી નહિ રડે એમ બોલ!'

ફૂટબૉલ મળવાનું જાણ્યાથી સ્વામુનું મન આનંદમાં હતુ તે બોલી ઊઠ્યો 'નહિ રડુ, બા હવેથી નહિ રડુ '

'ને સાથે જવાનુ પણ નહિ બોલે? સાચ્ચે?'

'સાથે જવાનું પણ નહિ કહુ, સાચ્ચે '

'જોને ભાઈ, કચેરીમા તો બધા મોટા મોટા માણસ હોય તે કઈ તારી સાથે રમે? બધા કામમાં હોય કલમ લઈને લખતા હોય કોઈને ફુરસદ હોય નહિ તુ ત્યાં જઈને કોની સાથે રમે? તારા બાપુ પણ કામમાં જ હોય, ખરુ કેની?'

સ્વામુ જરી વિચારમાં પડી જતો ધીમો ધીમો બોલ્યો 'હાસ્તો વળી '

'ત્યાં તને ખાવાનું કોણ આપે? રમકડાં ક્યાંથી લાવે?'

સ્વામુ ફરી વિચારમાં પડી જતાં બોલ્યો 'હાસ્તો વળી '

સુવર્ણાની ભાષામાં 'સ્વામુનુ મન આ વખતે કચેરી જવાના વિચારો સબધી 'નિદ્રા વસ્થામાં' હતુ એ વિચારો સબળ નહોતા, ચચળ નહોતા એનો એના મન પર કબજો નહોતો એટલે એ એ વિષય પર વધુ સ્વસ્થ, શાંત, નિરાંતભર્યા વિચાર કરી શકતું હતુ તેથી સ્વામુએ બરાબર ડાહ્યા જવાબો આપ્યા.

'ત્યારે તુ હવે બાપુ સાથે કચેરી જવાનું માગશે?'

સ્વામુએ કહ્યું 'પણ તુ મને ફૂટબૉલ અપાવશે ને?'

'હા, તે તો અપાવીશ જ, પણ તુ કચેરી જવાની વાત કરશે?'

'નહિ કરુ, નહિ રડુ ' સ્વામુએ કબૂલાત આપી

'ત્યારે હુ કહુ તેમ બોલી જશે?'

'શું ઉં ઉં?' તે હસતોહસતો સામે

પ્રાણીમાત્રનો નાશ થઈ જાય.

આ બધું થતાં તો મહિનાઓ થાય, પણ ગુરુત્વાકર્ષણ ચાલી જાય તો એની તરત અસર કેવી થાય?

આનો વિચાર કરવા એક ઓરડો ૧૦૦ ફૂટ × ૧૦૦ ફૂટ × ૨૫ ફૂટ જેટલો મોટો કલ્પીએ. તેની બહાર એક એવું બટન રાખીએ કે જે દબાવીએ તો ઓરડામાંથી ગુરુત્વાકર્ષણ ચાલી જાય, અને ઊંચું કરીએ એટલે ગુરુત્વાકર્ષણ પાછું આવે.

આ ઓરડામાં ચાલવું અશક્ય થઈ જાય; કારણકે ચાલવા માટે પગ અને જમીન વચ્ચે ઘર્ષણનું બળ જોઈએ, અને ઘર્ષણનું બળ વજન પર આધાર રાખે છે. એટલે વજન શૂન્ય થઈ જાય તો ઘર્ષણ શૂન્ય થાય એટલે ચલાય નહિ. તરતાં ન આવડતું હોય ને દરિયામાં ચાલવું જેમ અશક્ય થાય છે તેના જેવી કંઈક સ્થિતિ થાય. ઘર્ષણ ન હોવાને લીધે આવા ઓરડામાં સાઈકલ કે ગાડી ચલાવી શકાય નહિ.

વળી વજન ચાલી જવાથી કેટલીક વિસ્મયજનક ઘટનાઓ બને. લોલકવાળી ઘડિયાળ આ ઓરડામાં લઈ જઈએ તો લોલક એક બાજુ જઈને હાલતું બંધ થઈ જાય અને ઘડિયાળ અટકી પડે.

પાણીની પિચકારીની ધારા સામાન્ય રીતે વળાંકમાં પડે છે. પણ આ ઓરડામાં જુદી જ રીતે પડશે. ઓરડાની દીવાલનાં કાણામાંથી એક પાણીની પિચકારી છોડી હોય તો તે સીધી લીટીમાં સામી દીવાલને અથડાશે ને તેમાંના કેટલાક છાંટા અથડાઈને પાછા એ જ કાણામાં આવે તો નવાઈ નહિ.

આ ઓરડામાં હાથી, રેલવેનું એન્જિન કે કોઈ પણ અતિશય ભારે વસ્તુ દાખલ કરી હોય તો તેનું વજન રબરના ફુગ્ગા કરતાં પણ હલકું થઈ જાય. એને જો સહેજ ઉપર વેગ આપવામાં આવે તો તે સિલિંગ સુધી પહોંચી જાય.

હવાનું દબાણ એના વજન પર આધાર રાખે છે, એટલે જો વજન શૂન્ય થઈ જાય તો દબાણ પણ શૂન્ય થઈ જાય. એટલે ગુરુત્વાકર્ષણ વિનાના ઓરડામાં કોઈ પણ જાતનો પંપ નકામો થઈ જાય. ત્યાં પેન ભરવાની નળી કે આંખમાં ટીપાં નાખવાની નળી કામ કરી શકે નહિ. ત્યાં સ્ટ્રોમાંથી લેમોનેડ કે સોડા પી શકાય નહિ.

આવા ઓરડામાં જીવી શકાય ખરું? ખાવામાં પુષ્કળ મુશ્કેલી આવે. ખોરાક તદ્દન વજનવિનાનો થઈ જાય એટલે પેટમાં કેવી રીતે ઊતરે?

વળી શ્વાસ પણ ન લઈ શકાય. શ્વાસ લેવાની ક્રિયા આ પ્રમાણે થાય છે: પાંસળી વચ્ચેના કેટલાક સ્નાયુઓની હાલચાલથી છાતીનું કદ મોટું થાય છે ને તેથી છાતીમાં રહેલી હવાનું દબાણ ઓછું થાય છે. બહારની હવાનું દબાણ વધારે હોવાથી નાકવાટે બહારની હવા ફેફસાંમાં દાખલ થાય છે. હવે જો હવાનું દબાણ જ ન હોય, તો બહારની હવા અંદર કેવી રીતે આવી શકે? એટલે જો ગુરુત્વાકર્ષણ ન હોય તો શ્વાસ લીધા વિના થોડી જ ક્ષણમાં આપણું મૃત્યુ થાય. પ્રાણીમાત્રને શ્વાસ લેવો પડે છે એટલે ગુરુત્વાકર્ષણ વિના એ બધાંનું પણ મૃત્યુ જ થાય. એટલે ઉપર કહ્યો તે હાથીનો પ્રયોગ જ ન થઈ શકે!

પણ આ ગુરુત્વાકર્ષણ ક્યારે છૂટે? અને કેવી રીતે? હજી સુધી કોઈ વૈજ્ઞાનિકે ગુરુત્વાકર્ષણ છૂટવાની કલ્પના જ કરી નથી. જેનો આદિ છે તેનો અંત હોવો જોઈએ એવું પૃથ્વી વિષે કલ્પી શકાય. પૃથ્વીની ઉંમર ૧-૨ અબજ વર્ષની ગણાય છે, સૂર્યની

# માનવતાની સુગંધ

અધ્યા. શશિન્ ઓઝા
એમ. એ.

માનવીના જીવનવ્યવહારમા મુશ્કેલીઓ ઊભી થાય છે ત્યારે જાણે માનવતા પણ પરવારી ગઈ હોય એવું સામાન્ય રીતે દેખાય છે. વિપત્તિના સમયમા માનવતા જીવતી હોય છે, ત્યારે તેનુ તેજ અનેક લાગે છે, પણ એ માનવતા સાવ સહજ રીતે પ્રગટે છે, ત્યારે તો ઈશ્વરનો સાક્ષાત્કાર કરતા હોઈએ એવો આનંદ આપણે અનુભવીએ છીએ આ વાર્તા એવી માનવતાનુ સહજ દર્શન અહી કરાવે છે

જાણે બધુ સ્વપ્નમાં જ બનતું હોય એમ મને લાગ્યું હજી બે દિવસ પહેલાં જ ખાંડનો ભાવ ચૌદ આના હતો એ પછી બપોરે રૂપિયો થયો, સાંજે સવા રૂપિયો અને રાત્રે તો પડોશી પાસેથી સાંભળ્યું કે બજાર માંથી ખાંડ અદૃશ્ય થઈ ગઈ છે! કોઈ કરતાં કોઈ પણ સ્થળે ખાંડની એક કણી સુદ્ધાં દેખાતી નથી બહુ લાગવગ અને ઓળખાણુ વેપારી સાથે હોય તો વળી ત્રણ કે ચાર રૂપિયાના ભાવે તમને મળે! એ ય શેર તો નહિ જ 'હમણાં પાશેર લઈ જાવ. પછી વળી જોયુ જશે' કહી પાશેર કે અચ્છેર જ આપણી ઉપર મહેરબાની થતી હોય એ ભાવે આપણને મળે!

વિચાર કરતોકરતો હું ઘરે આવ્યો આવતાંવેત જ કુસુમને પૂછ્યુ, 'કેમ આપણાં ઘરમાં ખાંડ તો છે ને?'

'કેમ?' આશ્ચર્ય પામી કુસુમે પૂછ્યુ

---

ઉંમર ૫૦૦૦ અબજ વર્ષની મનાય છે, એટલે એ બધાનો એક દિવસે અંત આવશે એમ માનવુ સ્વાભાવિક છે પણ તે માટે આપણે અત્યારથી ચિંતા કરવાની જરૂર નથી એક પ્રોફેસરે પોતાના ભાષણમાં સમજાવ્યુ કે અમુક કારણોસર પૃથ્વીનો અંત પાંચ અબજ વર્ષો પછી આવશે ભાષણને અંતે એક ભાઈ ચિંતાતુર વદને ઊભા થયા ને તેણે વક્તાને પૂછ્યુ 'કેટલાં વર્ષો પછી પૃથ્વીનો નાશ થશે એમ તમે કહ્યું?' પ્રોફેસરે કહ્યુ 'પાંચ અબજ વર્ષ પછી' એ ભાઈની ચિંતા અદૃશ્ય થઈ ગઈ અને તેણે નિવૃત્તિથી કહ્યુ 'હાશ! હવે મને નિરાંત થઈ મે તો ધાર્યું કે તમે પચાસ લાખ વર્ષ જ કહ્યાં હતાં' જાણે પચાસ લાખ વર્ષ એ પોતે જીવવાનો હોય તેમ! માનવજાતિનો નાશ અણુબૉંબથી થાય, અથવા પૃથ્વી ઠંડી થઈ જવાથી થાય અથવા ચંદ્ર ધીમેધીમે પાસે આવીને પૃથ્વી સાથે અથડાય તેથી થાય આ બધી કલ્પનાઓ શક્ય છે પણ ગુરુત્વાકર્ષણ છૂટે એ કલ્પના અશક્ય છે ગુરુત્વાકર્ષણ કુદરતનો અચલ સિદ્ધાંત છે હમણાં આઇન્સ્ટાઇને એને જુદુ સ્વરૂપ આપ્યું છે એડિંગ્ટનના શબ્દોમાં કહીએ તો આઇન્સ્ટાઇને ગુરુત્વાકર્ષણ નામના 'ભૂત'ને ભગાડ્યો છે પણ એનો અર્થ એટલો જ છે કે એની એ હકીકત જુદા રૂપમાં મુકાઈ છે એટલે આપણને ડરવાનુ કશું કારણ નથી જાડા અને પાતળા મનુષ્યોનુ વજન એકસરખુ થઈ જવાનું નથી, હાથી કે રેલવેના એન્જિનને આપણે ફુગ્ગાની માફક ઉછાળી શકવાના નથી, આપણી પાચનક્રિયા ને શ્વાસોચ્છ્વાસ અટકવાનાં નથી, અને માનવજાતિએ 'રખે ગુરુત્વાકર્ષણ છૂટશે તો?' એ જાતનો ભય રાખવાનું જરા યે કારણ નથી

★

ઘરે ગયો.

કાંતાબહેન મને જોઈ બહાર આવ્યાં. મેં ધીમેથી ઓશિયાળા મુખે થોડીક જ ઊછીની ખાંડ માટે માગણી કરી. એ સાંભળતાં જ કાંતાબહેને માર્મિક રીતે હસીને કહ્યું, 'અરે, તમારી ભેળી એ મારી જ એખી છે ને ! પણ અમારા ઘરમાં મુદ્દલ ખાંડ નથી. પૂછી જુઓ મા'રાજને. આજ બધાએ ગોળની ચા પીધી. નહિ તો વળી ખાંડના વસ્તારમાં શું હતું ?'

અને ખાલી ડબો લઈ હું ત્યાંથી પાછો વળ્યો.' હે પ્રભુ !' કહી રસ્તાને નાકે થાંભલાને ટેકો દઈ વિચારમાં ઊભો રહ્યો.

માનવીની પામરતા ઉપર શાપ વરસાવતા હોય તેમ આકાશમાં તારકો સળગી રહ્યા હતા. ક્યાંસુધી હું આકાશ તરફ જોઈ રહ્યો હઈશ તેનું મને ભાન ન રહ્યું, ત્યાં ઓચિંતો મારે કાને અવાજ પડ્યો:

'સા'બ, આમ અહીં ઊભા સો ?'

એ અવાજે હું ચોંકી ભાનમાં આવ્યો. સામી દૃષ્ટિ કરી તો લખમી ઊભી હતી.

'અરે !' મેં એકદમ સ્વસ્થ થવાનો પ્રયત્ન કરી કહ્યું, 'આ જોને ખાંડની મોંકાણ ! પેલી નાની બેબલી મોળું દૂધ નથી પીતી. તેથી ખાંડ લેવા નીકળ્યો, પણ કોઈ ચપટી ખાંડે ય આપે એમ નથી.'

'અરે એવું તે હોતું હોસે સેટ, બેબલીબેન સારું હું આલી દઉં નાના બચ્ચાવનું તો એવું જ હોય સેટ. લ્યો. ખમજો જરા' કહી એ વીજળીની છટાથી સરકી ગઈ.

હું તો આશ્ચર્યથી આભો જ બની ગયો.

આ લખમી અમારે ત્યાં દાતણ નાખવા આવતી. જાતની કોળણ હતી. પૈસા કંઈ ન લેતી; પણ બદલામાં ટાઢુંકારું જે હોય તે વાળુ સારુ લઈ જતી.

થોડીવારમાં તો એણે આવીને મારા હાથમાં પડીકું મૂક્યું.

મારું અંતર આભારની લાગણીથી તરબોળ બની ગયું. મેં કહ્યું: 'તારે નહિ જોઈએ ?' મને ખબર હતી કે એને યે એક ધાવણું છોકરું હતું.

'નારે સેટ, અમારા સોકરાવને હોય તો ય ઠીક, ના હોય તો ય ઠીક.'

મારા હૈયામાં આ નીચલા વર્ણના માણસની ઉદારતા ને દિલની દિલાવરી જોઈ હર્ષનો પાર ન રહ્યો. મેં ખીસામાં હાથ નાખી પાંચની નોટ કાઢી કહ્યું, 'લે.'

'નારે, સેટ ઈ શું? ઈ તો હું ને બેન હમજશું. તમે ઝટ ઘેર જાવ. બેબલીબેન રોતાં હશે.' ને સિફતથી મારો હાથ પાછો ઠેલી 'દાતણ લેવા રે...' નો મીઠો હલકભર્યો અવાજ ફેલાવતી એ ચાલી ગઈ. હું કંઈજ બોલી શક્યો નહિ. આ માનવતાની મીઠી સુગંધથી પ્રસન્નતા અનુભવતો હું ઘર તરફ વળ્યો.

★

એક માણસને ઘડિયાળ ચોરવા માટે ન્યાયાધીશ આગળ ખડો કરવામાં આવ્યો. પૂરતા પુરાવાને અભાવે ન્યાયાધીશને તેને છોડી મૂકવો પડ્યો. પણ પેલો તો સમજે જ નહિ. જજે પોતાનો ચુકાદો ફરીથી સંભળાવતાં કહ્યું:

'પૂરતા પુરાવાના અભાવે તને છોડી મૂકવામાં આવે છે. હવે તું સ્વતંત્ર છે. તને નિર્દોષ ઠરાવવામાં આવે છે, જા.'

પણ આ માણસને વિશ્વાસ બેસતો નહોતો. એણે ચોખવટ કરી લીધી:

'એનો અર્થ નામદાર, એવો ખરો કે હું ઘડિયાળ મારી પાસે રાખી શકું ?'

×

# લોકશાહી

શ્રી રમાકાંત નટવરલાલ પરીખ

એમ. એ. એલએલ. બી.

માનવી જ્યારથી સાથે રહેવાનું શીખ્યો ત્યારથી જ એને કોઈ તંત્રવ્યવસ્થાની જરૂર પડી. આમાંથી અનુક્રમે સર્જાયા રાજાશાહી, અમીરશાહી અને લોકશાહી પોતાના હક્ક વિશે, પોતાની રાજ્ય-વ્યવસ્થા વિશે દુનિયાના દરેક દેશમાં માનવી કદાચ આજ જેટલો ક્યારે ય જાગૃત નહોતો. ઇંગ્લેંડ, અમેરિકામાં જરા જુદી રીતે પ્રવર્તતી લોકશાહીના ઉત્તમ તત્ત્વોને આવરી લઈ આપણી બંધારણ સભાએ નૂતન હિંદના તંત્રની વ્યવસ્થા કરી છે. જાન્યુઆરીની ૨૬મીએ સ્વતંત્ર સાર્વભૌમ હિંદનું બંધારણ અમલમાં આવે છે અને હિંદ પ્રજાસત્તાક બને છે, ત્યારે લોકશાહી વિશે વિવિધ માહિતી આપતો આ લેખ ઉપયોગી થશે.

કોઈ પણ રાજતંત્રને ત્રણ વિભાગમાં વહેંચી શકાય : રાજાશાહી, અમીરશાહી અને લોકશાહી જે રાજતંત્રમાં જેનું વર્ચસ્વ અને સત્તા હોય તે પ્રકારનું તે રાજતંત્ર કહેવાય રાજાશાહીમાં રાજા સર્વોપરી હોય છે અને સઘળી સત્તા તેને હસ્તક હોય છે. એ ધારે તે કરી શકે છે અને એને કોઈ પ્રકારનાં બંધન હોતાં નથી. અમીરશાહીમાં થોડી ગણીગાંઠી વ્યક્તિઓ—જે મોટે ભાગે અમીર, ઉમરાવ કે એવા જ ધનાઢ્ય વર્ગની હોય છે તેનું વર્ચસ્વ ચાલે છે અને રાજની સત્તાનું સુકાન એના હાથમાં હોય છે. ત્રીજો પ્રકાર તે લોકશાહીનો છે; એમાં રાજ્યનું શાસન લોકોના પોતાના હાથમાં હોય છે. રાજવહીવટ લોકો પોતે ચલાવે છે. એટલે જ અબ્રાહમ લીંકને લોકશાહીની એવી વ્યાખ્યા આપી છે કે 'લોકશાહી એટલે એવું રાજતંત્ર કે જે લોકોનું હોય, લોકો માટે હોય અને લોકોના પોતાનાથી ચાલતું હોય.'

એ તો દેખીતું છે કે લોકો પોતે જાતે થઈને રાજની ધૂરા સંભાળી શકે નહિ અસલના વખતમાં ગ્રીસ જેવા કોઈક દેશમાં લોકશાહી અસલ સ્વરૂપે જોવા મળતી હતી. ત્યાં કાયદા—કાનૂન લોકોની પોતાની ઇચ્છા મુજબ ઘડાતા હતા. તેમ જ રાજ્યની સર્વ મોટી બાબતો અને રાજ્યનીતિ સંબંધી સર્વે લોકો એકઠા મળી, જે તે નિર્ણય કરતા હતા. ત્યાં લોકો પોતાના પ્રતિનિધિઓ પસંદ કરતા નહિ, પરંતુ જાતે જ રાજ્યવહીવટ ચલાવતા હતા પરંતુ તેમ કરવું આજના દરેક દેશમાં શક્ય નથી, કેમકે ઘણાખરા દેશો હાલ એટલા મોટા છે અને વસ્તીનું પ્રમાણ પણ એટલું મોટું છે કે ગ્રીસના લોકોની જેમ બધા એકઠા મળીને કાયદા ઘડી શકે નહિ કે રાજ્યવહીવટના અટપટા પ્રશ્નો ઉકેલી શકે નહિ આપણા દેશનો જ દાખલો લઈએ તો સમજાશે કે આટલા મોટા દેશમાં ત્રીસ—ચાળીસ કરોડ જેટલા માનવીઓ એકત્રિત મળે ને કાયદો ઘડે એ અસંભવિત વસ્તુ છે. એટલે આજે આપણે જોઈએ છીએ કે દરેક દેશમાં, જ્યાં જ્યાં લોકશાહી પ્રવર્તે છે ત્યાં, લોકો એક અથવા બીજી પદ્ધતિ દ્વારા પોતાના પ્રતિનિધિઓ ચૂંટી કાઢે છે. એ પ્રતિનિધિઓ સમગ્ર પ્રજા માટે કાયદા ઘડે છે, રાજનીતિ નક્કી કરે છે અને રાજવહીવટ ચલાવે છે. એટલે હાલની લોકશાહી મૂળ સ્વરૂપની એટલે કે ગ્રીસના જેવી નથી, પરંતુ પ્રતિનિધિત્વવાળી લોકશાહી છે.

સૌથી સારામાં સારા અને ઉત્તમ રાજતંત્રના પ્રકાર તરીકે લોકશાહી સર્વમાન્ય થયેલ છે; કેમકે એમાં રાજ્યકર્તા વર્ગ અને પ્રજા વચ્ચે ઘણું જ સામ્ય—એકાત્મભાવ હોય છે. રાજસત્તા જેમના હાથમાં હોય છે એ

લોકોના પ્રતિનિધિઓ હોય છે. લોકોએ એમને એ સ્થાને નિયુક્ત કર્યા છે માટે તેઓ રાજતંત્ર સંભાળે છે અને નહિ કે તેઓ અમુક રાજવંશી કુટુંબમાં જન્મ્યા હોય છે અગર તો અત્યંત ધનિક છે માટે. એટલે રાજ્યકર્તા અને પ્રજા વચ્ચે ખરું જોતાં કંઈ જ ફેર રહેતો નથી. જ્યાંસુધી જનતાનો વિશ્વાસ હોય ત્યાંસુધી જ એ સત્તા રાખી શકે છે; જે ઘડીએ જનતાનો વિશ્વાસ ઊઠી જાય એ ઘડીએ એમને રાજતંત્રનું સુકાન બીજા માનવીઓને—જેમનામાં જનતાએ શ્રદ્ધા વ્યક્ત કરી છે એમને—સોંપવું પડે છે. જનતાનો વિશ્વાસ હોય ત્યાંસુધી જ અને જેનામાં વિશ્વાસ હોય તે જ વ્યક્તિ રાજતંત્ર ચલાવી શકે એને લોકશાહીનું એક મુખ્ય લક્ષણ કહી શકાય.

જુદાજુદા દેશોની લોકશાહીમાં કેટલોક ફેરફાર રહેલો હોય છે જેમકે ઇંગ્લેંડમાં પ્રજાના પ્રતિનિધિઓની બનેલી પાર્લામેન્ટ સરકારી દરખાસ્ત ન સ્વીકારે તો કાં તો પ્રધાનમંડળને રાજીનામું આપવું પડે અગર તો જનતાનો મત જાણવા માટે પાર્લામેન્ટ બરખાસ્ત કરી, નવેસરથી ચૂંટણીઓ કરવી પડે એટલે કે પ્રજાનો જેમ મત હોય તેમ જ વર્તવું પડે. અમેરિકામાં વસ્તુસ્થિતિ જરા જુદા પ્રકારની છે. ત્યાં રાષ્ટ્રપ્રમુખ (અં. પ્રેસિડેન્ટ) —જે વહીવટી વડો છે તે ચાર વરસની ચોક્કસ મુદત માટે ચૂંટાયેલો હોય છે. તેને હોદ્દા ઉપરથી દૂર કરી શકાતો નથી. પરંતુ ત્યાં પણ લોકમત જાણવાનું એક સારું સાધન છે. અમેરિકાની ધારાસભા, જે કોંગ્રેસને નામે ઓળખાય છે, તેમાં ઉપલા સભાગૃહ(અં સેનેટ)માં દર બે વરસે એક તૃતીયાંશ સભ્યોની ચૂંટણી થાય છે. એટલે એક વખત રાષ્ટ્રપ્રમુખ ચૂંટાય પછી તેના અમલ દરમિયાન જ્યારે જ્યારે આ ચૂંટણી થાય ત્યારે લોકમત જાણવાની પૂરેપૂરી તક સાંપડે છે.

આનો અર્થ એ કે અમેરિકામાં લોકશાહી પ્રવર્તે છે, પરંતુ ત્યાં જવાબદાર રાજતંત્ર નથી. જ્યારે ઇંગ્લેંડમાં જવાબદાર રાજતંત્ર છે, ને એ લોકશાહીનું સાચું સ્વરૂપ છે એમ કહી શકાય. આપણા નવા બંધારણમાં આ બન્ને પદ્ધતિઓનો સમન્વય કરીને એક નવી જ પદ્ધતિ દાખલ કરવામાં આવી છે. આપણા નવા બંધારણ પ્રમાણે રાષ્ટ્રપ્રમુખ પાંચ વરસની ચોક્કસ મુદત માટે ચૂંટાયેલો હશે, પરંતુ તેને આપણી મધ્યસ્થ ધારાસભાને જવાબદાર એવા પ્રધાનમંડળની સલાહ-સૂચના અનુસાર વહીવટ ચલાવવાનો રહેશે. મધ્યસ્થ ધારાસભા જનતાના પ્રતિનિધિઓની બનેલી હશે આમ આપણે ત્યાં રાજતંત્ર જનતાને એટલે કે તેમના પ્રતિનિધિઓને જવાબદાર રહેશે.

લોકશાહીની બીજી એક નોંધપાત્ર બાબત એ છે, કે એમાં દરેક વ્યક્તિ સર્વોપરી સત્તા પ્રાપ્ત કરવા માટે અને રાજ્યતંત્રનું સુકાન સંભાળવા માટે લાયક ગણાય છે. રાજકર્તા અમુક જ કુટુંબ, કોમ, વર્ગ, ધર્મ કે જાતિમાંથી આવવા જોઈએ એવું બંધન હોતું નથી. જે મનુષ્ય પોતાની શક્તિ દાખવી શકે અને પ્રજાનો વિશ્વાસ મેળવી શકે તે રાજ્યધુરા વહન કરવા માટે શક્તિશાળી બને છે આ જ કારણથી આપણે ઇતિહાસમાં કેટલાક દાખલાઓમાં જોઈએ છીએ, કે તદ્દન ગરીબ અને સામાન્ય કુટુંબના કે તદ્દન નાની વયના માનવીઓ પણ સર્વોચ્ચ સ્થાને આરૂઢ થાય છે. નાનો પીટ માત્ર એકવીસ વર્ષની ઉંમરે ઇંગ્લેંડનો વડોપ્રધાન બન્યો હતો અને કટોકટીભર્યા સંજોગોમાં, દેશના નાવનું સુકાન સંભાળ્યું હતું. અમેરિકાનો ઇતિહાસ તપાસીએ તોપણ ઘણાં દૃષ્ટાંત મળે તેમ છે જ્યોર્જ વૉશિંગ્ટન અને અબ્રાહમ લિંકન તદ્દન ગરીબ સ્થિતિમાંથી રાષ્ટ્રપ્રમુખનું પદ પ્રાપ્ત કરવા સમર્થ બન્યા હતા. વર્તમાન રાષ્ટ્રપ્રમુખ ટ્રુમેન પણ નાના સરખા ખેડૂત કુટુંબમાં જન્મેલા

છે. એટલે લોકશાહીમાં દરેક વ્યક્તિ રાજ્ય ચલાવવા માટે અને રાજ્યધુરા સંભાળવા માટે લાયક ગણાય છે. આ વસ્તુસ્થિતિને પરિણામે દરેક વ્યક્તિને પોતાનું વ્યક્તિત્વ સંપૂર્ણ રીતે ખીલવવા માટે અને ઉચ્ચતમ કક્ષા પ્રાપ્ત કરવા માટે પૂરતી તક રહે છે અને દરેક સાચી લોકશાહીમાં એવી તક રહેવી જ જોઈએ

લોકશાસનમાં દરેક વ્યક્તિ પોતાનું વ્યક્તિત્વ સંપૂર્ણ રીતે ખીલવી શકે એમ છે, એનું કારણ એ છે કે એને વાણી, લખાણ ને ચર્ચાની સ્વતંત્રતા હોય છે. બીજાના કાયદેસરના હક્ક કે હિત ઉપર તરાપ માર્યા સિવાય એ પોતાને ફાવે તે બોલી શકે છે, લખી શકે છે અને ચર્ચી શકે છે. એકબીજાની સાથે એકઠા મળી શકાય છે અને દરેક પ્રકારની ચર્ચા કરી શકાય છે. વાણી, લેખન કે ચર્ચાનું આ સ્વાતંત્ર્ય ન હોય ત્યાં કદી પણ લોકશાહી પ્રવર્તે છે એમ કહી શકાય નહિ વ્યક્તિગત સ્વતંત્રતા એ તો લોકશાહીનો પ્રાણ છે; એ જો ન હોય તો પછી લોકશાહી કદી સજીવન રહી શકે નહિ. આની સાથેસાથે એટલું સમજવું જરૂરી છે કે સ્વાતંત્ર્ય એટલે સ્વચ્છંદતા નહિ. બંને વચ્ચે ઘણો ફરક છે. કોઈ પણ બાબતમાં સ્વતંત્રતા હોય તો એનો અર્થ એ કે બીજાના કાયદેસરના હક્કને–હિતને નુકસાન થવું જોઈએ નહિ સમાજમાં દરેકના કાયદેસરના હક્ક અને હિતો જળવાવાં જોઈએ. નહિતર તો અંધાધૂંધી અને ત્રાસનું સામ્રાજ્ય સ્થપાઈ જાય. વાણીસ્વાતંત્ર્યનો અર્થ એમ નહિ કે બીજાને ગાળ દઈ શકાય અગર તો બીજાની આબરૂ હલકી પાડી શકાય. વાણી-સ્વાતંત્ર્ય એટલે તમને ફાવે તે, તમને ગમે તે રીતે તમે કહી શકો છો, પણ તે એવી રીતે કે બીજા કોઈના કાયદેસરનાં હિત કે હક્કને નુકસાન થવું જોઈએ નહિ એટલા જરૂરી અને ઇચ્છનીય અંકુશોની મર્યાદામાં રહીને દરેક વ્યક્તિ પોતાનું વ્યક્તિગત સ્વાતંત્ર્ય ભોગવવા હક્કદાર છે. લોકશાહીમાં વાણીસ્વાતંત્ર્ય એક મુખ્ય અને અનિવાર્ય વસ્તુ છે. એટલે જ એક અંગ્રેજ લેખકે કહ્યું છે તેમ લોકશાહીમાં આપણે લોકશાહી વિરુદ્ધ કે સરમુખત્યારશાહીના ફાયદાઓ ચર્ચી શકીએ છીએ, જ્યારે સર-મુખત્યારશાહીમાં આપણે લોકશાહી સંબંધી એક હરફ પણ ઉચ્ચારી શકતા નથી લોક શાસન અને આપખુદ શાસન વચ્ચે આ એક મોટો તફાવત છે અને તે મૂળભૂત તફાવત છે.

સરમુખત્યારશાહીમાં કે આપખુદશાસન નીચે નાગરિક સ્વાતંત્ર્ય જેવી કોઈ વસ્તુ જ હોતી નથી ત્યાં તો જે સરમુખત્યાર હોય પછી તે વંશપરંપરાથી ઊતરી આવેલો કોઈ રાજા હોય કે કોઈ નાના વર્ગ તરફથી પસંદ કરાયેલી વ્યક્તિ હોય–તેની ઇચ્છા એ જ કાયદો ગણાય છે અને તેથી સાધારણ વિરોધ જનાર-ને આકરામાં આકરી શિક્ષા કરવામાં આવે છે એવા રાજતંત્રમાં સઘળી સત્તા એક વ્યક્તિના હાથમાં કેન્દ્રિત થયેલી હોય છે. સત્તા એક જાતનું વ્યસન છે એ વ્યસનમાં જે ફસાય તેનાથી તે જલદી મૂકી શકાતું નથી. લૉર્ડ એક્ટને કહ્યું છે તેમ દરેક પ્રકારની સત્તા સડો ઉત્પન્ન કરે છે અને નિરંકુશ સત્તા અમ-ર્યાદિત સડો ઉત્પન્ન કરે છે, કેમકે એક વખત સત્તા ભોગવ્યા પછી તે મૂકવાનું મન થતું નથી અને સત્તાને જોરે જે થઈ શકે તે બધું જ કરવાને સત્તાશાળી પ્રેરાય છે. લોકશાહીમાં એ નભી શકે નહિ, કેમકે જ્યાં સત્તાનો દુરુ-પયોગ થવા માંડે એટલે તરત જ જેણે, એ સત્તા બક્ષી હોય છે તે જનતા દુરુપયોગ કરનાર અધિકારીની સાન ઠેકાણે લાવી શકે છે

એટલે લોકશાહીનો મોટામાં મોટો ગુણ એ છે કે એમાં નાગરિક સ્વાતંત્ર્ય સ્વીકાર-વામાં આવેલું હોય છે અને તેથી દરેક વ્યક્તિ-ને પોતાની શક્તિઓ ખીલવવા માટે અને

સંપૂર્ણ વ્યક્તિત્વ વિકસાવવા માટે પૂરતી તક મળે છે. આ નાગરિકસ્વાતંત્ર્ય અમેરિકા જેવા દેશમાં બંધારણમાં ચોક્કસ જોગવાઈ કરીને ઝડપવામાં આવેલું હોય છે, જ્યારે ઇંગ્લેંડમાં ન્યાયની અદાલત દ્વારા વ્યક્તિગત ફેંસલાઓ દ્વારા સ્થાપિત થયું હોય છે. આપણે ત્યાં પણ નવા ઘડાતા બંધારણમાં મૂળભૂત હક્કોની જોગવાઈ કરવામાં આવેલી છે. આ મૂળભૂત હક્કો દરેક હિંદી નાગરિકને ધર્મ, જાતિ, વર્ગ કે કોમના ભેદભાવ સિવાય સરકારી નોકરીઓ માટે અને રાજકીય હોદ્દાઓ માટે સમાનતા બક્ષે છે. અસ્પૃશ્યતાની બંધી કરવામાં આવી છે. દરેકને વાણીસ્વાતંત્ર્ય અને સભાસ્વાતંત્ર્ય બક્ષવામાં આવેલું છે. આ મૂળભૂત હક્કો અમુક ખાસ અસાધારણ સંજોગો સિવાય કોઈ પણ રીતે કોઈ સત્તાથી નકારી શકાય નહિ. એટલે આપણું નવું બંધારણ પણ લોકશાહી બંધારણોની હરોળમાં મોખરે સ્થાન પ્રાપ્ત કરે એવું છે. કોઈ પણ લોકશાહીની કસોટી, નાગરિક સ્વાતંત્ર્ય કેટલે અંશે સ્વીકારવામાં આવ્યું છે અને દરેક વ્યક્તિને પોતાનું વ્યક્તિત્વ સંપૂર્ણ રીતે ખીલવવા માટે કેટલી સવડ અને તક છે એ બે વસ્તુ ઉપર આધાર રાખે છે.

લોકશાહીમાં ચૂંટણી મહત્ત્વની બિના છે; કેમકે ચૂંટણી દ્વારા જનતા પોતાની પસંદગીના પ્રતિનિધિઓને રાજ્યતંત્ર સોંપી શકે છે. તેમ જ જેમને રાજ્યવ્યવસ્થા ચલાવવાની ઇચ્છા કે શક્તિ હોય તેઓ ચૂંટણી દ્વારા જનતાની મંજૂરી મેળવી શકે છે; પરંતુ આપણે ઘણી વખત જોઈએ છીએ તેમ ચૂંટણીમાં કેટલાંક અનિષ્ટો રહેલાં છે. એક તો આજના યુગમાં, કોઈ પણ ચૂંટણી સીધીસાદી હોતી નથી. પરંતુ ગહન હોય છે. ચૂંટણીમાં પ્રચાર અને લોકસંપર્ક મુખ્ય ભાગ ભજવે છે. એને માટે પ્રચુર નાણાંની જરૂર પડે છે. એટલું જ નહિ પરંતુ શાસ્ત્રીય ઢબથી પ્રચાર કરવાની આવડત અને લોકસંપર્ક સાધવાની કળા હસ્તગત કરવી પડે છે. વળી કોઈ એક વ્યક્તિ અગર બેચાર વ્યક્તિઓ આ ભગીરથ કાર્ય આસાનીપૂર્વક કરી શકતી નથી. એટલે જેટલું વધુ સમૂહબળ હોય તેટલી વધુ સફળતા મળવાનો સંભવ રહે છે. આથી જ લોકશાહીમાં પક્ષીય રાજકારણ ઉદ્‌ભવે છે. એક વ્યવસ્થાપૂર્વક સ્થપાયેલો પક્ષ હોય તો તે ચૂંટણી વખતે ઉમેદવારોને પસંદ કરી શકે છે અને પોતાનો કાર્યક્રમ જનતા સમક્ષ રજૂ કરી શકે છે. પ્રજા પણ સમજી શકે છે કે જો અમુક પક્ષ સત્તા ઉપર આવશે તો તેણે બહાર પાડેલા કાર્યક્રમમાંથી બધી જ નહિ તો થોડીઘણી બાબતો અમલી બનાવવાનો પ્રયાસ કરવામાં આવશે. જ્યારે એક માનવી તે ગમે તેટલો પ્રતિભાશાળી હોય, તોપણ તેણે બહાર પાડેલી નીતિ અથવા કાર્યક્રમને મૂર્તિમંત સ્વરૂપ આપવામાં સફળ થઈ શકતો નથી. વળી કોઈ માનવી સ્વતંત્ર રીતે ચૂંટણીજંગ ખેડે એના કરતાં એક પક્ષ દ્વારા પ્રયાસ કરે તો તેને ઓછી મુશ્કેલીઓ નડે છે; કેમકે એ જે પક્ષ તરફથી ચૂંટણીમાં ઊભો રહે છે તે પક્ષ એને માટે પ્રચારનું કામકાજ સામુદાયિક રીતે ઉપાડી લે છે, એટલે વ્યક્તિગત પ્રચાર કરવાનો ભાગ્યે જ રહે છે.

આજની ચૂંટણીઓ એવા પ્રકારની હોય છે કે તેમાં થોડા સાધનવાળો માનવી ભાગ્યે જ ફાવી શકે. આ તો જાહેરાતનો-પ્રચારનો જમાનો છે. આ સંજોગોમાં જ્યાંસુધી વિષમ પ્રકારની આર્થિક અસમાનતા પ્રવર્તે ત્યાંસુધી સૌથી વધુ લાયક જ વ્યક્તિ ચૂંટાઈ આવે એમ કહી શકાય નહિ; કેમકે એક માનવી સર્વ રીતે લાયક હોવા છતાં એ તેનો પ્રતિસ્પર્ધી તેના કરતાં અનેકગણો વધારે સાધનસંપન્ન હોય તો ચૂંટણીમાં તે પાછો પડી જવાનો સંભવ છે. વળી પક્ષો પણ

સાધન-સંપત્તિવાળા માણસોને પસંદ કરવા તરફ વલણ ધરાવે છે, કેમકે એથી પક્ષ ઉપર આર્થિક ભાર હળવો થઈ જાય છે પક્ષને જે કંઈ પણ આર્થિક સહાય આપી ન શકે એમ હોય એવા માનવીને પસંદ કરતા પહેલાં કોઈ પણ પક્ષ અનેક વિચાર કરશે અને ન છૂટકે તેવા માનવીને પોતાના તરફથી ઉમેદવાર તરીકે ઊભો રાખશે ટૂંકમાં આર્થિક અસમાનતા લોકશાહીને સંપૂર્ણ સફળ થવા દેતી નથી

જો કે લોકશાહીમાં પક્ષીય રાજકારણ સર્વસામાન્ય બનતું છે, તોપણ સંપૂર્ણ રીતે સારી પદ્ધતિ છે એમ તો ન જ કહી શકાય પક્ષીય રાજકારણમાં કેટલાંક દૂષણો આવી જાય છે વ્યક્તિની સ્વતંત્રતા ઓછી થઈ જાય છે એક વખત એક મનુષ્ય કોઈ પક્ષના ઉમેદવાર તરીકે ચૂંટાયા પછી, તે પક્ષ જેમ કહે તેમ જ એને વર્તવું પડે છે એ એનો સ્વતંત્ર વિચાર પક્ષ સમજી રજૂ કરી શકે છે, પરંતુ તે જો પક્ષને માન્ય ન હોય તો પક્ષના આદેશ અનુસાર એને કામ કરવું પડે છે વળી પક્ષના કેટલાક મોવડીઓ સરકાર ઉપર અઘટિત લાગવગ વાપરે છે અમેરિકામાં આ દૂષણ વધુ પ્રમાણમાં દષ્ટિગોચર થાય છે ત્યાં જે પક્ષની સરકાર હોય તે પક્ષના મોવડીઓ એક પ્રકારની દાદાગીરી કરે છે એમ કહેવામાં આવે છે અમેરિકામાં તો આ સંબંધી બીજાં કેટલાંક દૂષણો પણ જોવા મળે છે અને તેમાં ખાસ કરીને રાષ્ટ્રપ્રમુખને પોતાની ચૂંટણી બદલ પોતાના પક્ષના કાર્યકરોને એક અથવા બીજી રીતે પ્રસન્ન રાખવા પડે છે એમાં કેટલીક વખત અઘટિત આચરણ અને સરસિફારસના દાખલા પણ બન્યા કરે છે આ બધાં દૂષણો ટાળી શકાય એવાં છે, કારણકે લોકશાહીના હાર્દમાં એ દૂષણો નથી પરંતુ તેના વહેવારમાંથી જન્મેલાં છે

એટલે જેવી આપણી ભાવના હોય, જેવી આપણી સિદ્ધાંતપાલનની તૈયારી હોય, ન્યાય માટેની ધગશ હોય અને નિષ્પક્ષપાતી વલણ હોય તેટલી સુંદર, તેટલી સુદૃઢ અને આદર્શ લોકશાહી બની શકે કોઈ પણ રાજતંત્રમાં લોકશાહી કેટલે અંશે રહેલી છે એનું માપ કાઢવું હોય તો વ્યક્તિત્વ પ્રદર્શિત કરવા, વિકસાવવા ને પૂર્ણતાએ લઈ જવાની તક કેટલી છે એ ઉપરથી સહેજે નીકળી શકે

એ તો દેખીતું છે કે દરેક માનવી પોતે કાયદા ઘડી શકે નહિ, કે કાયદાનો અર્થ પોતાને ફાવે તેમ કરી શકે નહિ જો તેમ થાય તો અવ્યવસ્થા અને અંધાધૂંધી ફેલાઈ જાય, એટલા માટે જ પ્રજા બહુમતિથી જેને પસંદ કરે તે જ લોકો કાયદા ઘડવાનું, કાયદાનો અમલ કરાવવાનું અને કાયદાનો અર્થ કરવાનું કાર્ય કરે છે

કેટલીક વખત આપણને કાયદાનું જે નિયંત્રણ કે અંકુશ જેવું લાગે છે તે નિયંત્રણ નથી પરંતુ આપણી સ્વતંત્રતા જાળવવાનું સાધન છે કાયદા ને કાનૂન કોઈક વખત આપણી સ્વતંત્રતા ઉપર તરાપ મારે છે એ વાત ખરી છે, પરંતુ મોટેભાગે તો કાયદા ને કાનૂન આપણું રક્ષણ કરે છે, આપણી સ્વતંત્રતા જાળવે છે, આપણને સહીસલામત બનાવે છે, એટલે કાયદાને માન આપવું એ સૌ કોઈની ફરજ છે

અસંસ્કારી-જંગલી દશામાં ખાસ કાયદા-કાનૂન, ધારાધોરણ હોતાં નથી અને પોતાને ફાવે તેમ સૌ વર્તે છે એમાં બળિયાના બે ભાગ જેવી પરિસ્થિતિ પ્રવર્તે એ દેખીતી વાત છે જે સૌથી વધુ બળવાન હોય તે નબળાને દબાવી શકે છે, પરંતુ જ્યાં કાયદા મુજબ રાજ્ય ચાલતું હોય ત્યાં એ પ્રમાણે થતું નથી જે રાષ્ટ્રમાં કાયદાને માન અપાતું

# દર્શનોનો કાળક્રમ

શ્રી રામલાલ નવનીતલાલ

સાંખ્ય, યોગ, વૈશેષિક, ન્યાય, પૂર્વમીમાંસા ને ઉત્તરમીમાંસા અગર વેદાંત–આ છ દર્શનો છે આર્યસંસ્કૃતિ ને તત્ત્વજ્ઞાનના આકરગ્રંથો. આત્મા, પરમાત્મા અને જડચેતન તત્ત્વોની એમાંઇ હલૌકિક તથા પારલૌકિક દૃષ્ટિએ સમીક્ષા કરવામાં આવી છે. આ દર્શનોની તાત્ત્વિક ચર્ચાનો ઉત્તરોત્તર કઈ રીતે વિકાસ થતો ગયો તેની લેખકે આછી રૂપરેખા અહીં આપી છે. ભારતની ફિલસૂફીની ગહનતાનો પરિચય કરવા માટે તો માનવીને યોગ્ય જીવનદર્શન આપનારા એ સર્વ ગ્રંથો મૂળસ્વરૂપે જોવા જોઈએ. આ રૂપરેખા એ સાગરમાં ડૂબકી મારવાની પ્રેરણા આપો.

વેદના કાળક્રમાનુસાર ત્રણ વિભાગ પાડી શકાય: ૧ સંહિતા, ૨ બ્રાહ્મણ અને ૩ ઉપનિષદ.

ઉપાસના અથવા ભક્તિપ્રધાન સાહિત્ય તે સંહિતા. બ્રાહ્મણ કર્મપ્રધાન છે, ત્યારે ઉપનિષદ જ્ઞાનપ્રધાન છે.

પરમાત્મા એ જ ખરું તત્ત્વ છે એ જાણવું શી રીતે? શ્રુતિએ કહ્યું અને આપણે સાંભળ્યું (શ્રુતિ). પણ તે નજરે જોવું (દૃશ્ય) શી રીતે?

આ પ્રશ્નનો ઉત્તર આપવામાંથી આપણાં દર્શનોની ઉત્પત્તિ થઈ.

આદ્ય દર્શન તે કપિલમુનિનું સાંખ્ય દર્શન છે. સાંખ્ય કહે છે કે આપણે બ્રહ્મને જાણતા નથી, તેનું કારણ પ્રકૃતિ અને પુરુષનો અવિવેક છે. આપણે પ્રકૃતિ અને પુરુષને એટલે દેહ અને આત્માને ભેળસેળ કરી નાખીએ છીએ તેથી પરમાત્મા ઢંકાયેલો રહે છે. સાંખ્યે આ પ્રકૃતિ અને પુરુષ ઉપર જ ભાર મૂક્યો છે. પરમાત્મા વિષે કાંઈ કહ્યું નથી એટલે એ મૌન નિષેધના અર્થમાં લેવાય છે. એ નિયમને અનુસરીને પરમાત્મા નથી એવું સાંખ્ય દર્શનનું તત્ત્વ સમજાયું અને તેથી સાંખ્ય દર્શન અનીશ્વરવાદી હતું. દર્શનના તે પછીના કાળના ગ્રંથોમાં એ અનીશ્વરવાદનું સમર્થન કરવામાં આવ્યું છે, પરંતુ કદાચ કપિલમુનિનો એ આશય ન પણ હોય.

બુદ્ધ ભગવાને પણ મૂળ બ્રહ્મનો નિષેધ કર્યો નથી. એઓ વેદનું ખંડન પણ કરતા નહોતા; પરંતુ વેદાનુસારી કેટલાક આચારાદિનું ખંડન કરવાનો જ એમનો હેતુ હતો. એમનો ઉપદેશ મોક્ષ પામવાનાં સાધન

---

હોય ત્યાં કોઈ લખપતિ ગરીબમાં ગરીબ માનવી ઉપર ગુનો ગુજારે તો તેને કાયદા પ્રમાણે શિક્ષા થાય છે. એટલે કાયદા–કાનૂન લોકશાહીમાં લોકો ઉપર નિયંત્રણ–અંકુશ મૂકવા માટે નથી; પરંતુ જીવનવ્યવહાર સુવ્યવસ્થિત બનાવવા માટે હોય છે. એ કાયદા લોકોએ–લોકોના પ્રતિનિધિઓએ ઘડેલા હોય છે એટલે લોકોની ઇચ્છાનું પ્રતિબિંબ પાડે છે એમ કહી શકાય.

આ પ્રમાણે લોકશાહી એ જ સર્વોત્તમ રાજતંત્ર છે. એમાં દરેક માનવીને પોતાનું વ્યક્તિત્વ ખીલવવાની અને પૂર્ણ કક્ષાએ પહોંચવા માટે સારામાં સારી તક રહેલી છે. ગરીબમાં ગરીબ માનવી રાષ્ટ્રનું સુકાન સંભાળી શકે એવી જો શક્યતા કોઈ પણ રાજતંત્રમાં હોય તો તે લોકશાહીમાં જ છે.

★

આચરવાનો જ હતો, પરતુ આ સાધન માટેનો એમનો આગ્રહ સાખ્યના એટલે બ્રહ્મના નિષેધના જ અર્થમા લેવાયો છે

પ્રકૃતિ–પુરષના અવિવેકથી વસ્તુસ્વરૂપ–મૂળતત્ત્વ ઢકાયેલુ રહે છે ખરુ પણ ત્યારે એ અવિવેક ટાળવો શી રીતે? અને વિવેક ઉપજાવવો શી રીતે? એ માટે કાંઈક સાધનની યોજના કરવી જોઈએ આ વિચારસરણીમાંથી યોગની ઉત્પત્તિ થઈ

પ્રકૃતિથી પુરુષને જુદો પાડવા 'યોગ' એટલે 'ચિત્તવૃત્તિનિરોધ' કરવો જોઈએ અને એ નિરોધ ઈશ્વરમાં પ્રણિધાન કરવાથી થઈ શકે ઇત્યાદિ સાધનસરણી યોગે–યોગદર્શને બતાવી

કપિલમુનિનુ સાખ્ય તે તાત્ત્વિક સાખ્ય કહી શકાય ત્યારે પતજલિના યોગને વ્યવહારુ સાખ્ય કહી શકાય.

આપણા ગ્રથોમાં ઉભય 'નિરીશ્વર સાખ્ય' અને 'સેશ્વર સાખ્ય' એ નામો એક જ દર્શનના બે ભાગરૂપે ઓળખાય છે

પણ પ્રકૃતિ–પુરુષના વિવેકની અને તે માટે જોઈતા ચિત્તવૃત્તિનિરોધની શી જરૂર? આત્મા, પરમાત્મા એવા જ પદાર્થ ક્યાં છે?

તર્કપ્રધાન યુગની આ શકાઓના ઉત્તરરૂપે વૈશેષિક અને ન્યાયદર્શનો ઉત્પન્ન થયાં

આત્મા અને અનાત્માના વિશેષ ધર્મો નક્કી કરનાર દર્શન તે વૈશેષિક

અને તે માટે જોઈતાં અનુમાનાદિ પ્રમાણોની યોગ્ય ઘટના કરનાર દર્શન તે ન્યાય છે

આમ પૂર્વે કહેલાં સાખ્ય અને યોગ ઉપરાંત બીજા બે દર્શનો વૈશેષિક અને ન્યાય થયાં

પરતુ આ દર્શનોમાં એક ખામી ઉઘાડી હતી એ દર્શનોમાં પ્રમાણો લૌકિક છે લૌકિક પ્રમાણો વડે અલૌકિક પદાર્થનો નિર્ણય કરવા આ દર્શનો પ્રવૃત્ત થયાં હતાં

'પર્વતો વહ્નિમાન્ ધૂમાત્' એ અનુમાનપદ્ધતિ ધૂમ અને અગ્નિ માટે ભલે યથાર્થ હોય, પણ આપણે જે વિષય વિચારવા બેઠા છીએ તે તો ધૂમ અને વહ્નિ કરતાં ઘણો ઊંડો છે એમાં સામાન્ય અનુમાન પદ્ધતિ નિશ્ચય ઉપજાવી શકતી નથી

એટલે આ રીતે વૈશેષિક અને ન્યાય દર્શનો અસતોષકારક પ્રતીત થયાં

મનુષ્યબુદ્ધિએ થાકીને ફરી શ્રુતિનું શરણ લીધુ પૂર્વમીમાંસાએ બ્રાહ્મણનો અને ઉત્તરમીમાંસાએ ઉપનિષદનો આશ્રય લીધો

બ્રાહ્મણની કર્મકાંડની ભૂખ પૂર્વમીમાંસાએ બરાબર જોડવી

પરતુ એ બળ વિચારકોને–તત્ત્વચિંતકોને મુક્તિને અનુકૂળ ન દેખાઈ

તેઓના આત્માને બ્રહ્મજ્ઞાનની તૃષા લાગી હતી ને એ તૃષા ઉત્તરમીમાંસાએ છિપાવી

દર્શનોની ઉત્પત્તિ આ રીતે ઘટાવી શકાય છે *

---

* દ્વારકાની શારદાપીઠની ગાદી પર અધિરૂઢ રહેલા ને હાલ [illegible] સ્વામીશ્રી [illegible] સરસ્વતી પીઠ વિચારક હતા આપણાં દર્શનો કાળક્રમે કેમ ગોઠવાયાં તે વિષે એઓએ પ્રસાદીરૂપે જે વિચારો સૂચવેલા તે આ લેખમાં ટૂકમાં જણાવ્યા છે —લેખક

★

ભૂતપ્રેતની વાતો સાંભળી એક જણને જરા આશ્ચર્ય થયું 'શું ભૂત ચુડેલ જેવું લાગતુ હશે? હું તો માનતો નથી તમે સ્પષ્ટ ને ચોક્કસ રીતે કહી શકો ખરા કે એ તમારો પોતાનો જ પડછાયો નહોતો?'

×

# પ્રભુ પધાર્યા

શ્રી ભાનુકુમાર સુ. નાયક

માત્ર માનવી પર જ નહિ, પશુ–પક્ષી ને સમગ્ર જીવસૃષ્ટિ ઉપર પણ સમાન દૃષ્ટિ રાખી વર્તે તે સાચો ભક્ત અને જ્ઞાની એમ લગભગ દરેક ધર્મમાં કહેવાયું છે. આ સત્યને જે જીવનવ્યવહારમાં ઉતારે તેનું જીવન ધન્ય બની જાય. 'સહ નૌ ભુનક્તુ– આપણે બધા સાથે મળી ભોગવીએ' એવી ભાવનાથી સામું પાત્ર ગમે તે હોય પણ તેને જો વિશેષ જરૂર હોય તો વહાલામાં વહાલી ને મોંઘામાં મોંઘી વસ્તુનો પણ ત્યાગ કરતાં આપણે આંચકો ન અનુભવીએ તે સાચી માનવતા, તે જ સાચું જ્ઞાન અને તે જ સાચી ભક્તિની. આ વાર્તાના ધના ભગત એની પ્રતીતિ આપશે.

ગામને છેવાડે એક ઓરડું ઊભેલું છે. પડું-પડું થતી દીવાલો, આંડમાંડ સડેલ વળીઓને થોડાંક તૂટેલ નળિયાંનો ભાર ઝીલી રહી છે. ચારેકોર સાફસફાઈને અભાવે જાળાં બાઝી રહ્યાં છે. છાપરાનાં બાકોરામાંથી સૂરજનો તડકો ચંદરવા પાડતો હોય ત્યારે પરસાળમાં ધના ભગત લાકડાની વર્ષોજૂની ઘોડી પર રામાયણ વાંચતા નજરે પડતા.

મોચી ભગતની વાત ઘણી રસિક છે. લોકો કહે છે કે તેમની પાસે પહેલાં ઠીકઠીક પૂંજી હતી. ઘેર ખેતીવાડી હતી. જુવાનજોધ દીકરા હતા. ઘેર દૂઝણાં ઢોર હતાં અને નિત સવારના ઘંટીનાં મીઠાં ગાણાં અને વલોણાના ધમકારા ગાજી રહેતાં.

કોઈ પણ મુસાફર ગામપાદરેથી તેમનો મહેમાન થયા સિવાય જઈ શકતો નહિ. તેમને હિંદુ, મુસલમાન, શીખ કે ખ્રિસ્તી જેવો ભેદ ન હતો. તેઓ સંન્યાસીબાવાને બોલાવતા, તો સાંઈબાવાને પણ સત્કારતા. તેમને ત્યાં ગુરુ નાનકના પંથના સાધુઓ યે ઊતરતા અને ક્યારેક અંગ્રેજી મિશનરીઓ આવી ચડે તો તે યે આશરો પામતા. મોચીનો ધંધો કરતાંકરતાં ભગતને ભક્તિનો નાદ લાગ્યો. તેઓ દરેક ધર્મની વાતો સાંભળતા અને સૌમાં સારું કયું તે સમજવાની કોશિશ કરતા.

એ વખત પણ ચાલ્યો ગયો. કાળના સપાટે તેમની ખેતીવાડી, દીકરા, દીકરીઓ, બધું ય ક્યાંક ઊપડી ગયું અને ભુલાઈ પણ ગયું. આજે જિંદગીની આખરી ઘડીની રાહ જોતા તે જીવી રહ્યા હતા.

*

ધનારામે એક વખત જ્યારથી કથામાં એવું સાંભળ્યું, કે 'ભક્તને મળવા માટે ભગવાન એક દિવસ જરૂર આવે છે' ત્યારથી તેમનું જીવન પલટાઈ ગયું. ઓસરીમાં બેઠાં-બેઠાં ચંપલોને ટાંકા મારતાંમારતાં તેમની નજર રાહદારીઓનાં પગલાં પારખતી રહેતી. દરરોજ મગનભાઈ ખેડ કરવા જાય. અમીચંદ દુકાને જાય કે ગોપાલ ટપાલી કાગળો વહેંચવા જાય. એ સૌની પગરવટ એમને કોઠે થઈ ગયેલી. આખા દિવસમાં એમને જંપવારો વળતો નહિ. થોડીવાર કામ કરે, વળી બેસે. ઘડીમાં રામાયણ વાંચે, તો ઘડીમાં તેમની તૂટીફૂટી સાદડી પર આડા થાય. એમ આખો દિવસ પસાર થઈ જતો. તે આતુરતાપૂર્વક દરરોજ કોઈની રાહ જોતા. તેમની નજર ચૂકવી કોઈ પણ રાહદારીનાં પગરખાં પસાર થતાં નહિ.

વૈશાખનો ઘામ બળી રહ્યો હતો. ચારે તરફ લૂ વાઈ રહી હતી. મોચી ભગત ઓસરીમાં બેઠાબેઠા સોયા વડે ચંપલમાં દોરા

નાખી રહ્યા હતા.

એવામાં કંઈક ધૂન જાગી. જોડા સીવવાનું એક બાજુ મૂકી દીધું અને રામાયણ ઉઘાડયું. ભગવાન રામ વર્ષોથી રાહ જોઈ રહેલ શબરીને મળવા જઈ રહ્યા હતા તે વિગત પર જ નજર પડી. વાંચવું શરૂ કર્યું; પણ હવે તો આંખે અંધારાં આવતાં હતાં. ઘડપણને લઈને જરાજરામાં મોતી જેવાં પાણીનાં ટીપાં નીતરતાં. ઘરડું મગજ પણ કામ નહોતું કરતું. થોડીક વારમાં જ ભગત થાકી ગયા અને ત્યાં જ એમની વર્ષોની સોબતી સાદડી પર આડા પડ્યા.

ભગતને સ્વપ્નું આવ્યું. તેમાં જાણે કે તેમના ઓરડામાં ભગવાન પ્રકટ્યા, જાણે કે બધે અજવાળું ફેલાયું. ભગવાને ભગતને કહ્યુ: 'તારે ઓરડે હું આવીશ, તું જાગતો રહેજે.' આટલું બોલી ભગવાન અલોપ થઈ ગયા...

...અને ભગતનું સ્વપ્નું પૂરું થયું ઊઠતાં વેંત જ તેમને ઘણું દુ:ખ થયું, કેવું મીઠું સ્વપ્નું હતું ? શું ખરેખર ભગવાન આ ઓરડું પવિત્ર કરશે ? એમની શ્રદ્ધા વધુ દૃઢ બની.

સાંજ નમી ન નમી ત્યાં એક બાઈ આવી. બારણે ઊભી રહીને ભગતને કહ્યું: 'પાણી પાશો કે ભગત ?'

ભગતને ત્યાં એકવાર દૂધની પરબ હતી. જમાનાના પલટાએ દૂધને બદલે ચાને જગા આપી, પણ આજે તો તે ય ક્યાંથી મળે ?

આજુબાજુ ચોતરફ દુષ્કાળનો ઘેરો હતો. કૂવા અને વાવ સુકાઈ ગયાં હતાં. એ પાણી-વિનાના દેશમાં લોકો 'પાણી, પાણી' કરતા તરફડી રહ્યાં હતાં. લોકોને ખાવા ધાન નહોતું ને પીવા પાણી નહોતું દરરોજ સવારે પાણી ભરીને જિલ્લામાંથી ખટારો આવતો. ગામ-લોકોને માથાદીઠ એક માપિયું ભરીને પાણી અપાતું. તે પછી પાછું બીજે દિવસે સવારે. એમાંથી જ આખો દિવસ ચલાવવાનું હતું. કપરો કાળ આવ્યો હતો.

ઘરડેઘડપણ આવા દહાડા જોવા ભગવાન પોતાને શા માટે જીવતો રાખતો હશે ? એવું વિચારતા ધના ભગત લાકડીને ટેકે એક માપિયું પાણી રોજ લઈ આવતા. એકલે પડે નકરું પાણી ય કેટલું પિવાય? થોડું બાકી રહે એ તરસ્યાને પિવડાવી દેતા. ધના ભગતે પેલી બાઈનો અવાજ સાંભળીને માટલીમાં થોડુંઘણું પાણી હતું તેમાંથી તેને આપ્યું. અને પાછા મંડી પડ્યા ચંપલને ટાંકા મારવા.

પણ આજે કોણ જાણે તેમને જંપીને બેસવા ન દેતા હોય તેમ એક કૂતરું ક્યાંકથી તરફડતું આંગણામાં આવી પડ્યું અને દયામણે ચહેરે ભગત તરફ જોઈ રહ્યું. ભગતે તેને તરસ્યું જાણ્યું અને બાકીના પાણીમાંથી થોડું તેના મોઢામાં રેડ્યું. એમ કરતાં કેટલોક દહાડો વીતી ગયો.

એવે ક્યાંકથી ચીં ચીં કરતી થોડી ચકલીઓ ઓરડાની વળી પર બેઠી. આજુબાજુ ઊડી અને ફરી પાછી વળી પર બેઠી. વારેઘડીએ ચક્કર લગાવે અને પાછી વળી પર બેસે. આવું જોઈને ભગતને કંઈક સૂઝ્યું. તેમણે તેમના જોડા પલાળવાના ડબલામાં થોડું પાણી નાખી ચકલીઓ આગળ મૂક્યું. પાણી પીને ચકલીઓ ઊડી ગઈ, એવે સાંજ પડી.

તૂટેલ માટલીના ઠીકરામાં ક્યાંકથી માગી આણેલ તેલ વડે દીવો કરીને ભગત ઝાંખે અજવાળે રામાયણ વાંચવા બેઠા પણ કેમે કર્યું મન ચોંટે નહિ, બપોરના સ્વપ્ના પર જ વિચાર કર્યા કરે. 'ભગવાન કહ્યા પ્રમાણે આવ્યા કેમ નહિ?' અને એ વિચારતા જ ભગત ઊંઘી ગયા.

*

તે રાત ભગતના જીવનની મોંઘામાં મોંઘી

પિતાજીનાં રંગીન ચિત્રોવાળાં વર્તમાનપત્રોમાં એક ગાંધીની તસવીર જોઈ હતી. એણે સોનાનો તાજ અને ગળામાં મોતીઓની માળા પહેરી હતી. આથી મેં વિચાર્યું કે અમે બધા મુસલમાન રાજા બની જઈશું અને માથા પર સોનાના તાજ અને ગળામાં મોતીઓની માળા હશે.

પાણીપતમાં મુસલમાન ઘણા વધારે રહે છે અને હિંદુ થોડા છે. આથી અમે હિંદુઓની સામે અકડાઈને ચાલતા હતા અને વાણિયાઓના છોકરાઓની સામે 'પાકિસ્તાન ઝીંદાબાદ'ની જોરજોરથી બૂમો મારતા, અને જો એ કોંગ્રેસ અથવા આપનું નામ લેતા તો એને મારતા પણ હતા; પરંતુ જ્યારે પાકિસ્તાન બની ગયું ત્યારે અમે સાંભળ્યું કે પાણીપત પાકિસ્તાનમાં નથી આવ્યું, અને અહીં મુસલમાન રાજા નહિ બને. પાછું સાંભળ્યું કે આખા દેશમાં મારામારી થવા માંડી. પિતાજી જ્યારે દિલ્હીથી પાણીપત આવતા ત્યારે એ કહેતા કે હિંદુઓ મુસલમાનોને મારી રહ્યા છે; આથી હું હિંદુઓની વધારે નફરત કરવા લાગ્યો. પણ એક વાત મારી સમજમાં ન આવી કે જ્યાં મુસલમાન વધારે અને હિંદુઓ ઓછા હતા એવા પાકિસ્તાનમાં મુસલમાનોને હિંદુ કેમ મારી શકે? અને અમે મુસલમાનો તો બાદશાહોના વંશજ છીએ અને મારફાડમાં આગળ રહીએ છીએ. પંજાબ અને સરહદમાં જ્યાં મુસલમાન જ મુસલમાન રહે છે. ત્યાં અમે હિંદુઓને મારી શકતા હતા અને કદાચ માર્યા પણ હશે. પરંતુ હું તો બાળક રહ્યો, મેં કદાચ સમજવામાં ભૂલ કરી હોય અને પિતાજી ભણેલાગણેલા રહ્યા એટલે હું ચૂપ જ રહ્યો. પણ આ વાત દિલમાં ખટકતી રહી!

પછી દિલ્હીમાં મારામારી શરૂ થઈ ગઈ! પાણીપતના મુસલમાન પાકિસ્તાન ભાગવાની તૈયારી કરવા લાગ્યા; પણ મારા પિતાજી જવા તૈયાર નહોતા. વાત એમ છે કે મારા પિતાજી જરા કંજૂસ છે અને પોતાની મિલકત, ઘરબાર અને ખેતરોને છોડીને જવા નહોતા ઇચ્છતા. એમણે કહ્યું: 'આસ્તેઆસ્તે બધી ચીજોને સારા ભાવે વેચીને જઈશું.' પણ એટલામાં પાણીપતમાં પંજાબના ભાગેલા ઘણા હિંદુઓ અને શીખો આવી પહોંચ્યા. હજારો ને લાખો લોકો! એ સૌને રહેવા માટે મકાન જોઈતાં હતાં. એ બધાનાં ઘર પંજાબના મુસલમાનોએ લૂંટી લીધાં હતાં—પશ્ચિમ પંજાબના મુસલમાનોએ હં ! અને એમનાં બાલબચ્ચાંને માર્યાં પણ હતાં. આથી આ બધા લોકો દરેક મુસલમાન પ્રત્યે નફરત કરતા હતા, એટલે પાણીપતમાં મુસલમાનોનું રહેવું મુશ્કેલ બની ગયું. કેટલાક પોલીસના હાથે માર્યા પણ ગયા. રોજ રાહ જોતા કે પાકિસ્તાનથી મોટરલોરીઓ આવશે—પણ એ ન આવી. પછી જ્યારે જોખમ વધી ગયું ત્યારે બાએ પિતાજીને દિલ્હીમાં લખ્યું—અને એ ત્યાંથી લશ્કરીલોરી લઈ આવ્યા, અને અમે થોડાથોડા સામાન સાથે એ લોરીમાં દિલ્હી ગયા.

હવે હું આપને મારી બંધૂક વિષે જણાવવા ઇચ્છું છું. આ બંધૂક બહુ સુંદર છે. ચમકતી નળી, લાકડીનો કુંદો અને ફોડો તો ફટાક અવાજ આવે છે. આ મારા પાંચમા જન્મદિવસે પિતાજીએ લાવી દીધી હતી. અને કહ્યું હતું કે અત્યારથી બંધૂકનો શોખ રાખો તો મોટા થઈને વીર સિપાહી બનશો, અને કાફરોની વિરુદ્ધ જેહાદ ઉઠાવી શકશો. મૂળ તો આ રમવાની જ બંધૂક છે, પણ એને ખભા ઉપર રાખીને હું આખી ગલીના છોકરાઓને પરેડ કરાવતો હતો. આ અમારી પાકિસ્તાની ફોજ હતી!

હં—તો જ્યારે અમે પાણીપતથી આવ્યા

ત્યારે ઘરનો બધો ઘરસામાન છોડી દેવો પડ્યો સિતારજીનાં પુસ્તકો, બાનાં કપડાં વાસણો, પેટીઓ અને ગાદલાંઓ બધું રહી ગયું બસ, બેચાર પહેરવાનાં કપડાં સાથે લઈ શક્યા, પણ મેં આ તકલીફ ખુશીમાની સહન કરી લીધી; કેમકે આનાથી તો હું જેમાંથી અમને પાણીપાથી કાઢ્યા હતા તે કારણે તો બદલો લેવાનો હતો।

દિલ્હીમાં અમે વસમાં દિવસ એક ઓરડામાં બંધ રહ્યા, કેમકે ત્યાં મુસલમાનોને મારવામાં આવતા હતા. ત્યાં અમારી મોટી ફિકર પડી ગઈ। પછી અમે સાંભળ્યું કે આપ કલકત્તાથી આવ્યા છો અને મુસલમાનોને બચાવવાની કોશિશ કરી રહ્યા છો પહેલાં તો પિતાજી કહેતા હતા કે આ પણ ગાંધીની કોઈ ચાલ હશે, પણ પાછળથી માની ગયા કે આપ ખરેખર મુસલમાનોના જાન બચાવી રહ્યા છો। દિલ્હીમાં થોડી શાંતિ થઈ ગઈ, પણ રસ્તામાં ભરતપુરની રિયાસતમાં સાંભળ્યું કે રેલવેમાં મુસલમાનોને મારી રહ્યા છે, એટલા માટે જ્યારે પિતાજીની બદલી મુંબઈ થઈ ત્યારે અમે હવાઈજહાજ દ્વારા અહીં આવી ગયા

મેં સાંભળ્યું છે કે આપ હવાઈજહાજમાં બેસતા જ નથી! વાહ, બાપુ! લાગે છે કે આપ ડરો છો હું તો બિલકુલ ડરી નહિ આખે રસ્તે બારીની પાસે બેઠી રહી, એટલે સુધી કે સુફિયા પણ ન ડરી—ચાલતાંચાલતાં હવાઈજહાજમાં બેઠાંબેઠાં 'દસ્તાથી' પાન ફૂંકતી રહી એ પણ આપની જેમ જ તદ્દન બોખી છે ને! પણ એ તો પહેલાં લખી ચૂકી છું

મુંબઈમાં અમને રહેવા માટે બે ઓરડા મળી ગયા—શિવાજીપાર્કના રસ્તા પર જ્યાં ચારે તરફ હિંદુઓ અને હિંદુઓ જ રહે છે અમે બધા પહેલાં તો બહુ જ ડર્યાં કે કોઈ મારી ન દે, પણ સુફિયા જરા પણ ન ડરી એ તો બુરખો ઓઢીને સમુદ્રને કિનારે દૂર સુધી જઈ આવતી અને કહેતી હિંદુ-શીખ પણ અલ્લાહના બંદા છે અને સુફીને કોણ મારે?

અમારા ઘરની પાસે સમુદ્ર છે મેં સમુદ્રની વાતો નિશાળમાં વાંચી હતી, પણ જોયો ન હતો એ તો બહુ મોટો નીકળ્યો, પાણીપતની નહેર અને દિલ્હીની જમનાનદી અને દસ સરોવરો અને દસ તળાવને ભેગાં કરીએ એનાથી પણ મોટો! બસ, પાણી જ પાણી છે! સુફિયા કહેવા લાગી, એ પાણીપત તો ખાલી જ કહેવાય છે, ખરું પાણીપત તો આ છે

અમારા પડોશના મકાનમાં હિંદુ રહે છે કે પાળના માબાપ ને ગોપાળના કાકા, બહુ ચુસ્ત હિંદુ છે, અને સંઘવાળા સાથે પરેડ કરે છે એમણે પોતાના ઘરનાં બાળકોને શીખવી રાખ્યું હતું કે મુસલમાન બહુ ખરાબ હોય છે, એમને મારવા જોઈએ એટલે ગોપાળે પોતાના ઘરમાં એક હિંદુ સેના બનાવી રાખી હતી, અને લાકડાની તલવારો, એક ટીનની પિસ્તોલ અને વાંસનાં તીરકમાન લઈને તેઓ રોજ પરેડ કરતા હતા, અને બૂમો મારતા—'હિંદુ રાજ બનાવીશું મુસલમાનોને મારી ભગાવીશું હરહર મહાદેવ' આવી તો બીજી ઘણીયે બૂમો હતી જે બનતા સુધી મરાઠીભાષામાં હતી એની બરોબરી કરવા માટે મેં અમારી પાકિસ્તાની ફોજ બનાવી લીધી ગોપાળની ફોજમાં દસથી બાર બાળકો હતા અને અમે ચાર જ હતા, પણ અમે ડરતા નહોતા એક તો જેમ પિતાજી કહેતા હતા તેમ એક મુસલમાન ચારપાંચ હિંદુઓની બરાબર હોય છે અને બીજું મારી પાસે બંદૂક હતી અને એમની પાસે લાકડાની તલવારો અને તીરકમાન હતાં એટલે બરાબર સામનો કરાતો જ્યારે એ બૂમો મારતા—'હરહર મહાદેવ' ત્યારે અમે રાડો પાડતા—'અલ્લાહુ અકબર' જ્યારે એ કહેતા—'હિંદુ રાજ બનાવીશું' તો અમે કહેતા 'ખુશીથી લીધું પાકિસ્તાન, લડીને લઈશું હિંદુસ્તાન' પિતાજી મનાઈ પણ કરતા કે ચારે

બાજુ હિંદુ રહે છે, આવી વાતો ન કરો અને બુઠ્ઠીમા પણ વઢ્યાં; પરંતુ અમે થોડા માનવાના હતા ? એક દિવસ બૂમો મારતામારતા ગોપાળ અને એની ફોજે અમારા ઘર પર હુમલો કરી દીધો. બુન્દુને પણ વાગ્યું, પણ મેં પોતાની બંધૂકથી બધાને ડરાવીને મારી ભગાડ્યા.

જ્યારે હિંદુ સેના અને પાકિસ્તાની ફોજમાં લડાઈનું ઘમસાણ મચી રહ્યું હતું, ત્યારે મેં મોહનને પહેલીવાર જોયો. એ અમારી લડાઈને એવી ફાટીફાટી આંખોથી જોઈ રહ્યો હતો, જાણે એણે આવી લડાઈ પહેલાં પણ ક્યારેક જોઈ હોય ! એ બોલ્યો નહિ, પણ એની આંખોમાંથી ટપટપ આંસુ પડી રહ્યાં હતાં. ગોપાળની ફોજને ભગાડીને ખમીસ અને સુરવાલ પહેરીને ઘરની વચ્ચેની દીવાલ ઉપર બેસી છાનામાના રડી રહેલા મોહનને મેં પૂછ્યું: 'કેમ ભાઈ, તું કોણ છે ? હિંદુ યા મુસલમાન ?' કેમકે સુરવાલથી હું સમજ્યો કે કદાચ એ મુસલમાન હશે, પરંતુ એણે કશો ય જવાબ આપ્યો નહિ. બસ, ફાટીફાટી આંખોથી જોઈ જ રહ્યો ! એની આંખોને જોવાથી બીક જેવું લાગતું હતું. કલંદર સાહેબની દરગાહ ઉપર આવેલો ફકીર બેઠો રહે છે એવું એની આંખમાં લાગતું હતું. મેં પણ વિચાર્યું કે આ પણ બાવલો હશે અથવા કદાચ ગૂંગો હશે ! પરંતુ એટલામાં ગોપાળ આવી ગયો ને કહેવા લાગ્યો : 'આ બિચારાને કેમ મારો છો ? આ તો પંજાબથી આવ્યો છે. એનાં માબાપ ત્યાં માર્યાં ગયાં છે અને એ અહીં પોતાના સંબંધીઓને ત્યાં રહે છે.' આ સાંભળીને મને બહુ દયા આવી અને બંધૂકની રમતમાં જીવ ન લાગ્યો. રાતના સ્વપ્નમાં મોહનની બિહામણી ફાટીફાટી આંખો નજર સામે આવતી રહી. હું બીકનો માર્યો ઊંઘમાં રોવા લાગ્યો.

એ દિવસથી મોહન ઘણીવાર દીવાલ ઉપર બેસી જતો અને અમારી રમત ફાટીફાટી આંખોથી જોઈ રહેતો, એ પોતે ન મારી સાથે રમતો ન ગોપાળની સાથે. બસ અલગ ચૂપચાપ બેઠો રહેતો અને કોણ જાણે શું ય વિચાર કરતો ! કોણ જાણે એની આંખો શું કહેતી ! કોણ જાણે એ આંખોએ શું જોયું હતું જેથી એ ચૂપ થઈ ગઈ હતી !

તે પછી અમે રેડિયો પર સાંભળ્યું કે આપ ઉપવાસ કરો છો અને જ્યાંસુધી દિલ્હીના હિંદુઓ મુસલમાનોને મારવું બંધ ન કરે ત્યાંસુધી આપ ખાશો નહિ. આ સાંભળીને બુઠ્ઠીમાની આંખોમાં આંસુ આવી ગયાં અને એકબે વખત ભોજન પણ ન લીધું. ત્યારે તો પિતાજી પણ કહેવા લાગ્યા કે હિંદુઓમાં સારા માણસ હોય તો તે ગાંધી જ છે. મેં બુઠ્ઠીમાની સાથે એક દિવસ દૂધ ન પીધું અને બપોરના ખાધું પણ નહિ. સાંજ થતાંથતાં તો બૂરા હાલ થઈ ગયા. અને ન રમતમાં જીવ લાગ્યો, ન ભણવામાં. બસ, આંખો સામે ભોજનની થાળીઓ આવતી રહી અને વિચારતો રહ્યો કે આપ ખાધાપીધા વિના કેમ રહી શકો છો !

જ્યારે આપના ઉપવાસને કેટલાક દિવસ થયા અને અમે સાંભળ્યું કે આખા દેશમાં બધા હિંદુ–મુસલમાન કાન પકડી રહ્યા છે કે અમે હવે નહિ લડીએ ત્યારે અમે પણ હિંદુસેના અને પાકિસ્તાની ફોજની રમત બંધ કરી દીધી. બાદ એક દિવસ સવારે જ્યારે મેં મોહનને દીવાલ ઉપર ચૂપચાપ બેઠેલો જોયો, ત્યારે હું એની પાસે ગયો, ત્યાં બીજી બાજુથી ગોપાળ આવી ગયો.

ગોપાળ કહેવા લાગ્યો : 'અન્નુ !'

મેં કહ્યું : 'ગોપાળ, શું વાત છે ?'

તે બોલ્યો : 'બાપુજી...'

અને બસ આટલું કહીને એ રડવા લાગ્યો.

એ દિવસે વર્તમાનપત્રમાં છપાયું હતું કે આપની તબિયત ઘણી નબળી પડી ગઈ છે બોલવું પણ મુશ્કેલ થઈ ગયું છે. આ વિચારીને

હું પણ રડી પડ્યો

ગોપાળે મારી તરફ આશ્ચર્યથી જોયું અને બોલ્યો. 'તું પણ રડી રહ્યો છે?'

મેં કહ્યું. 'હા એ મુસલમાનને માટે તો આ બધું કરી રહ્યા છે'

ગોપાળે કહ્યું 'આજથી હિંદુ-મુસલમાનની લડાઈની રમત બંધ'

મેં કહ્યું 'બિલકુલ બંધ કરી દઈશું. જ્યારે બધા કાન પકડી રહ્યા છે, ત્યારે આપણે પણ કાન પકડીએ છીએ!'

અમે બંનેએ નિશ્ચય કર્યો કે બંધૂક, પિસ્તોલ, તલવારો તોડીને સમુદ્રમાં ફેંકી દઈશું.

કોણ જાણે કેમ મારી નજર મોહન તરફ ગઈ અને આટલા દિવસોમાં પહેલી જ વાર મેં એની આંખોમાં થોડો આનંદ જોયો—મને એવું લાગ્યું કે જાણે કોઈએ જાદુ કરી દીધું ન હોય!

પિતાજી પણ બીજે દિવસે કહેવા લાગ્યા કે દિલ્હીમાં જાદુ થઈ ગયું હિંદુ-શીખ અને મુસલમાન નેતાઓએ ગાંધીજીની સામે કાન પકડ્યા છે કે પોતે હવે કદી નહિ લડે! મુસલમાનોની મસ્જિદ એમને પાછી મળી ગઈ અને દિલ્હીની બજારોમાં મુસલમાનો ખુશીથી ફરવા લાગ્યા અને આપે ઉપવાસ તોડ્યા અને ખ્વાજા કુતુબુદ્દિનની દરગાહ પર પણ આપ ગયા.

હા—તો એક દિવસ પહેલાં તો અમારો ઇરાદો હતો કે હું મારી બંધૂક અને ગોપાળ એના તીરકમાન તોડી નાખે, પણ જ્યારે મેં ચમકતી બંધૂકને જોઈ ત્યારે મારો જીવ એને તોડવાનો ન ચાલ્યો. મે વિચાર્યું: શી ખબર ગોપાળે એની પિસ્તોલ અને તીરકમાન ન પણ તોડ્યાં હોય! હું પણ બંધૂક કેમ ન રાખી લઉં! અને હું કઈ થોડો બંધૂકનો ઉપયોગ કરી રહ્યો હતો! બસ જરૂરિયાતને માટે મેં એ રાખી મૂકી હતી

ત્યાં ગોપાળે પણ વિચાર્યું કે અન્નુ પોતાની બંધૂક કદાચ ન તોડે તેથી હું મારી પિસ્તોલ અને તીરકમાન શા માટે ખોઈ દઉં? આપના ઉપવાસ પૂરા થઈ ગયા અને અમે વિશ્વાસનો શ્વાસ લીધો. કોણ જાણે કેમ, પછી આપની બીમારી અને નબળાઈની ખબરથી દિલ ગભરાતું હતું, જેમ પિતાજી યા બાની તબિયત ખરાબ હોય ને ગભરાય તેમ મારું અને ગોપાળનું નહિ પણ આખા મહોલ્લાવાળાનું દિલ ગભરાતું હતું. આથી તો બધા આપને 'બાપુ'—'બાપુ' કહે છે!

પછી અમે એ સાંભળી સડક થઈ ગયા કે આપ પર બૉમ્બ ફેંકાયો ખુદાની મહેરબાની કે આપ તદ્દન સહીસલામત રીતે બચી ગયા અને બૉમ્બ ફેંકવાવાળો પકડાઈ ગયો.

મેં ગોપાળને કહ્યું. 'ગોપાળ, આ તો ઘણું ખરાબ કહેવાય! બૂરા લોકો ગાંધીજીને મારવા ચાહે છે'

ગોપાળે કહ્યું: 'આપણે ગાંધીજીની રક્ષા કરવી જોઈએ'

મેં કહ્યું. 'કેવી રીતે?'

તે બોલ્યો! 'આપણે દિલ્હી જઈને ગાંધીજીને ઘરે પહેરો દઈશું'

મે કહ્યું: 'તું કેમ પહેરો ભરીશ? ન બંધૂક, ન તલવાર..'

તે જલદીથી બોલ્યો: 'પિસ્તોલ અને તીરકમાન તો છે' પછી તે ચૂપ થઈ ગયો, જાણે ભૂલથી કહી ગયો હોય તેમ.

હું પણ વગરવિચાર્યે જ બોલી પડ્યો: 'પિસ્તોલની ગોળી તો બેચાર ગજ જ પહોચે, હું તો બંધૂક લઈને પહેરો ભરીશ.'

એ મારી તરફ ઘૂરકીને કહેવા લાગ્યો:

ગોપાળે કહ્યું 'બાપુ આપણા બનેથી રૂઠીને ચાલ્યા ગયા છે!'

પછી અમે બને મળીને રડવા લાગ્યા મોહન પાછો જોરથી રડવા લાગ્યો અને અમે એ જોઈને દંગ થઈ ગયા કે આ રોવાથી એનો અવાજ ફૂટી ગયો હતો હવે તે બોલી શકતો હતો

*

૧૩મી ફેબ્રુઆરી

કાલે કેટલાય દરિયા અને નદીઓમાં આપની ચિતાની રાખ નાખવામાં આવી ચોપાટી પર અમે પણ અમારી આંખોથી જોયુ કેટલાય લાખનુ સરઘસ હતુ એમા ઘણા મુસલમાનો પણ હતા આપના મૃત્યુને તેર દિવસ થયા છે આ દિવસોમાં અમારી સરકારે હિંદુ-મુસલમાનોને લડાવનારા અને આપને મારવા ઇચ્છનારા ઘણા બૂરા માણસોને પકડ્યા છે હિંદુસ્તાન-પાકિસ્તાન બનેમાં હિંદુ-મુસલમાન કાન પકડી રહ્યા છે કે હવે મારફાડ નહિ કરે આપ એમને માફ કરી દો ને પાછા આવો

હા, આજ સાંજના જ્યારે બધા માણસો સમુદ્રને કિનારેથી ચાલ્યા ગયા ત્યારે મે છાનામાના મારી બંધૂકને તોડીને પાણીમાં ફેંકી દીધી જ્યાં મે મારી બંદૂકના ટુકડા ફેંક્યા હતા ત્યા મે જોયુ તો ગોપાળની તૂટેલી પિસ્તોલ અને તૂટેલાં તીરકમાન પણ પડ્યાં છે!

અને હવે હુ ને ગોપાળ ગુડુ અને જેનબ સકીના અને સીતા બધાય કાન પકડી રહ્યાં છીએ કે ફરીથી અંદરઅંદર નહિ લડીએ હવે અમને માફ કરી દો ને પાછા આવો.

આપ પાછા આવશો ને બાપુ?+

+ અનુવાદક શ્રી કિરીટકુમાર ભીમજીયાણી

★

કહે છે કે એક વખત ભરતકવિ તરીકે જાણીતા બાળાશંકર ઉલ્લાસરામ કંથારિયા અને ગુજરાતી સાહિત્યના પ્રથમ ધીરવિવેચક નવલરામ લક્ષ્મીરામ પંડ્યાને કોઈ જાહેર ચર્ચા અંગે મતભેદ પડેલો એ દરમિયાન બાળાશંકરનું નવું જ પ્રસિદ્ધ થયેલું એક પુસ્તક જેના અવલોકનો નવલરામભાઈ લખતા હતા તે શાળાપત્રમા અભિપ્રાયાર્થે આવ્યું કર્તાએ એ પુસ્તક પોતાની પત્નીને અર્પણ કરી નીચે સહી આમ કરી હતી 'તારો બાળ

નવલરામે એક મિત્રને આની ટકોર કરતા કહ્યું

આ અર્પણની ઠેકડી ઉડાવી હોય તો? 'આ પુસ્તક લેખકે પોતાની માતાને અર્પણ કર્યુ હોય એમ લાગે છે એવી રીતે અવલોકનની શરૂઆત કરી હોય તો? આસપાસ બેઠેલી બધી મંડળી હસી પડી પણ શાણા નવલરામે તો વાતને એટલેથી જ અટકાવી

×

પરીક્ષાના દિવસો હતા હોસ્ટેલમા રહેતા બે જિગરજાન મિત્રોમાથી એકે બનેના કપડા ધોબીને આપી દીધા

'પેલું ત્યા લટકાવેલુ ખમીસ પણ આપી દીધુ કે?'

'હા હા બધુ જ દઈ દીધુ એ ખમીસ તો કેટલુ બધુ મેલુ હતું!

ખમીસ આપવાથી એકદમ ગુસ્સે થતો મિત્ર બોલ્યો

' અરે મૂરખ, એની બાંય પર તો રોમન સમયનો આખો ઇતિહાસ લખેલો હતો!'

×

# સાધુતાની પગદંડીએ

શ્રી સુરેશ ગાંધી

કાંચન અને કામિનીના મોહગર્તમાં ઊંડા ને ઊંડા ખૂંપી ગયા પછી કુદરત સાનુકૂળ હોય તો જ પુનરુદ્ધાર થઈ શકે. ઈશ્વરકૃપાની એક જ ચિનગારી એવાઓને માટે પૂરતી થઈ રહે છે. અંધકાર...પછી ઓચિંતો જ ઝબકારો ને પછી પૂર્ણપ્રકાશ! મોહની ઘોર નિદ્રામાંથી ઉત્થાન કાજે જાગેલા અંતરાત્માની આસપાસ આ એકાંકી નાટિકાના દોર વણાયા છે.

દૃશ્ય પહેલું

ધનદત્ત : અરે ગણુદાસ !

ગણુદાસ : જી શેઠજી. મને બોલાવ્યો ?

ધનદત્ત : જુઓ સાંજ પડવા આવી છે. ગણુદાસ, મંદિરોના દીપકો સળગી ઊઠ્યા છે. આપણી હવેલીના દીવા સળગાવો. બારણે ચોકીદાર બેસાડી દો, જો જો કોઈ બહારથી અંદર પ્રવેશવા ન પામે. આજકાલ ચોર-ડાકુઓનો ભારે ત્રાસ છે. રાતના અંધારાનો લાગ જોઈ તેઓ હવેલીમાં ઘૂસી જાય છે અને લૂંટ કરી નાસી જાય છે.

ગણુદાસ : હું પણ એ જ વિચાર કરું છું. શેઠજી, પણ–

ધનદત્ત : કેમ શું છે ? શું વિચારમાં પડ્યો ગણુદાસ !

ગણુદાસ : હવેલીનાં દ્વાર કેમ કરીને વાસવાં ? ઇલાચીકુમાર હજી ઘેર નથી આવ્યા.

ધનદત્ત : હેં ! ઇલાચી નથી આવ્યો ? રાત્રિના ઓળા ઊતરવા લાગ્યા અને મંદિરોમાં દીવા થયા તોય ઇલાચી નથી આવ્યો ? ક્યાં ગયો છે એની ખબર છે, ગણુદાસ ?

ગણુદાસ : હા, અન્નદાતા, પણ કહેતાં જીભ અચકાય છે.

ધનદત્ત : કેમ કાંઈ વિપરીત બન્યું છે ?

ગણુદાસ : તમે પેઢીએ હતા એ અરસામાં એક નટમંડળીએ આવીને ચોગાનમાં નાટારંભ માંડ્યો હતો. ઇલાચીકુમાર નટલોકોનો એ ખેલ જોઈ રહ્યા હતા, નાટારંભ બંધ પડ્યો અને નટલોકો એમનો સરંજામ ઉપાડીને ચાલ્યા ગયા. ઇલાચીકુમાર પણ તેમની વાંસેવાંસે ગયા. મેં એમને પાછા વળવા ઘણું સમજાવ્યા પણ માન્યા જ નહિ.

ધનદત્ત : નટલોકોએ ક્યાં પડાવ નાખ્યો છે ?

ગણુદાસ : ગામની ભાગોળે તંબૂ તાણીને એ લોકો પડ્યા છે. ઇલાચીકુમારને શોધવા હું ત્યાં ગયો હતો.

ધનદત્ત : એ ત્યાં હતો ?

ગણુદાસ : હા, અન્નદાતા. એક તંબૂની બહાર ઢાળેલા ખાટલા પર એ બેઠા હતા. સામે બેઠી હતી એક રૂપાળી નટકન્યા. એનાં રૂપને એ એકાગ્ર દૃષ્ટિએ પી રહ્યા હતા.

ધનદત્ત : હેં ! ઇલાવર્ધન નગરીના કુબેરપતિ ધનદત્તના પાટવીપુત્રનું આ અધઃપતન ?

ગણુદાસ : નટકન્યાના મોહક રૂપમાં સાનભાન ખોઈને, સર્વસ્વ ભૂલીને ઇલાચીકુમાર બેઠા હતા. એના મોઢા ઉપર નહોતો ભય કે નહોતી લજ્જા. જ્યારે મેં એમને એ મોહસ્વપ્નમાંથી જગાડ્યા ત્યારે માત્ર થોડું સ્મિત વેર્યું.

ધનદત્ત : પછી ? કહે, જલદી કહે, મારી અધીરાઈ વધે છે.

ગણુદાસ : મેં એમને પગે પડીને વીનવ્યા, ઘેર પાછા વળવા કહ્યું, પણ એમણે ના પાડી.

ધનદત્ત : મારો પુત્ર આટલો મોહાંધ ?

ગણુદાસ : એમણે કહ્યું કે મારું સ્થાન આ નટલોકોની વચ્ચે છે. હું અહીં જ રહીશ. નટકન્યા મલ્લિકા વિનાનું મારું જીવન શૂન્ય છે.

ધનદત્ત : શું ઇલાચીએ એમ કહ્યું ? મારા

કીર્તિમંદિરના કાંગરા આજે હું ખરતા દેખું છું આકાશનાં અંધારાં અવની પર ઊતરતાં લાગે છે અને આખું મારા સમગ્ર જીવનને અંધકારથી ભરી દેતાં હોય એવું લાગે છે. હાય દૈવ! આ શું થવા બેઠું છે?

ગણુદાસ : વિનાશકાળે વિપરીત બુદ્ધિ!

ધનદત્ત : પણ કહે ગણુદાસ, એ નટકન્યા શું એટલી બધી રૂપરમણી છે કે ઇલાચી એમાં ભાન ભૂલીને બેઠો છે!

ગણુદાસ : આકાશની ચંદ્રકલાએ મલ્લિકાને રૂપનાં આમંત્રણો આપ્યાં છે

ધનદત્ત : આપણી નાતમાં કન્યાઓનો ક્યાં તોટો છે?

ગણુદાસ : પણ ઇલાચીકુમારને મન નટકન્યા મલ્લિકા જ સર્વસુંદર છે.

ધનદત્ત : એ કોઈ રીતે પાછો ફરશે ગણુદાસ? મારું ઘર, જીવન-બધું એના વગર શૂન્ય છે.

ગણુદાસ : અશક્ય, મલ્લિકાએ એને મોહના આંજણ આંજ્યાં છે. કામાતુર એ કુમાર નટકન્યાને લીધા વગર પાછા ફરવા માગતા નથી. એના આ લગ્નલગ્નમાં એ આપની સંમતિ માગે છે, આપશો!

ધનદત્ત : કેવી અસંબદ્ધ વાતો! દીકરાને કાદવ-કીચડમાં જ રહેવું ગમે છે. નટકન્યાને પુત્રવધૂ તરીકે કેમ સ્વીકારી શકાય!

ગણુદાસ : તો પુત્રને ગુમાવશો!

ધનદત્ત : જેને પોતાના કુળનું, જાતિનું કે ધર્મનું અભિમાન નથી એવા કલંકિત પુત્ર કરતાં એ ન હોય એ જ હું ઇચ્છું છું. એણે મારી આબરૂ પર પાણી ફેરવ્યું છે, ગણુદાસ!

ગણુદાસ : શેઠજી, આટલો બધો પ્રકોપ!

ધનદત્ત : હવેલીના દરવાજા બંધ કરો ગણુદાસ, બારણે હથિયારબંધ ચોકી બેસાડી દો. કોઈ પણ પાપી કલંકિત માનવીને અંદર પ્રવેશવાનો હક નથી. ખુદ ઇલાચી આવે તોપણ દ્વાર ન ખોલશો, એને કહેજો કે તારું સ્થાન અહીં નથી એ બદામનાં નટનટીઓ જ્યાં ગામેગામ ખેલ કરી ભીખ માગીને ખાય છે, તેમની વચ્ચે રહેજે

[ધનદત્ત ચાલ્યો જાય છે. ગણુદાસ મૂઢ બની જોઈ રહે છે.]

## દર્શન બીજું

[નટકન્યા મલ્લિકાએ આપેલા મોહના કામણથી ભાન ભૂલેલો ઇલાચીકુમાર નટમંડળી સાથે ગામેગામ ફરતો, તેમની સાથે નાચતો અને ખેલ ભજવતો એક ગામમાં આવ્યો છે નટોએ નાખેલા પડાવ સામે એક તંબૂમાં મલ્લિકા સાથે એ બેઠો છે ]

મલ્લિકા : મારી સામે આમ રસની મીટ માંડીને શું જોઈ રહ્યા છો?

ઇલાચી : તારું રૂપ, મલ્લિકા!

મલ્લિકા : આ રૂપ જોતાં ધરાતા જ નથી?

ઇલાચી : ના.

મલ્લિકા : કારણ?

ઇલાચી : એ રૂપે મને આકર્ષણ કર્યું. આપણી વચ્ચે પ્રીતિની ગાંઠ બંધાઈ; સ્નેહના એ બંધનમાં બંધાઈને મેં મારું સર્વસ્વ છોડ્યું ઘરબાર, માબાપ, લક્ષ્મી, હવેલીઓ, મહેલાતો-બધું જ.

મલ્લિકા : અને બીજું કાંઈ?

ઇલાચી : સંસારનું રાજ્ય તો ઠીક પણ ઇંદ્રનું ઇંદ્રાસન હોત તો એ પણ ઠોકરે મારીને તારી સાથે ચાલી નીકળ્યો હોત.

મલ્લિકા : પ્રીતિનાં આ ઘેન કોણે પાયાં હશે?

ઇલાચી : રૂપ અને યૌવને

મલ્લિકા : કેટલીક વાર એવું થાય છે કુમાર, કે આ નટમંડળીનો સાથ છોડીને આ રખડપટ્ટી છોડી તમારી સાથે નીકળું અને જીવતરને તમારા ચરણમાં ઢોળી દઉં! પણ...

ઇલાચી : કેમ અટકી?

મલ્લિકા : બાપુજીને તમે આપેલો કોલ

વચ્ચે આવે છે. જ્યાંસુધી એ પૂરા થાય નહિ ત્યાંસુધી આમ જ રહેવાનું–હૃદયથી નિકટ છતાં જાણે દૂરનાં દૂર.

ઇલાચી: હું પણ ઇચ્છું છું કે તારા બાપુજીને આપેલું વચન પૂરું કરી તારી સાથે લગ્નગ્રંથિથી જોડાઈ જાઉં! પણ એ કેમ બનશે?

મલ્લિકા: બનશે જ, એમ હિંમત કેમ ગુમાવો છો? બાપુના વચન પ્રમાણે તો તમે કર્યું જ છે. હવે માત્ર એક જ શરત બાકી છે.

ઇલાચી: હા, મલ્લિકા, તારા બાપુએ કહ્યું કે નટની કન્યા મેળવવી એમ સહેલી નથી. તું આટલી દુર્લભ છે મલ્લિકા? એમણે કહ્યું કે નાતજાત છોડી નટ બનો અને મેં એમ કર્યું, કુટુંબકબીલો છોડી હું તમારી સાથે જોડાયો. નટવિદ્યા શીખ્યો, દોરડા પર ચઢીને હાથમાં વાંસ લઈ નાચતાં શીખ્યો. હજુ કેટલોક નચવવો છે?

મલ્લિકા: એક જ શરત પૂરી કરવાની છે–તમારી નટકલાથી રાજાને રીઝવવાની. જો એ રિઝાય તો બાપુ આપણા લગ્નની સંમતિ આપે.

ઇલાચી: એ મધુર પળ માટે હું જીવી રહ્યો છું.

મલ્લિકા: હું પણ એ જ ઇચ્છું છું કુમાર. આપણો હસ્તમેળાપ થાય, લગ્નની ચોરી રચાય, સ્ત્રીઓ મંગળગીતો ગાય. એ સ્વપ્નને હું ઝંખું છું.

ઇલાચી: પણ પ્રીતિનાં બંધને બંધાયેલાં પ્રેમીઓને લગ્નની ચોરી અને માંયરાના દેખાવ શા માટે? મારું કહ્યું માનીશ મલ્લિકા?

મલ્લિકા: શું?

ઇલાચી: આ બધું છોડીને કોઈ અજાણ્યા સ્થળે ચાલ્યા જઈએ. આ નટ થેકડો ભેરે નાચીનાચીને હવે તો હું થાક્યો છું.

મલ્લિકા: પણ બાપુને આપેલું વચન મારે મન પવિત્ર વસ્તુ છે અને હવે ક્યાં વધારે વખત નાચવાનું છે? કાલ સવારે જ અહીંના રાજા સામે આપણે નાચવાનું છે. એ ખુશ થાય પછી આપણને લગ્ન કરતાં કોણ અટકાવવાનું છે?

ઇલાચી: એ આવતી કાલ પણ મને તો આપણી વચ્ચે અંતરાયના એક યુગ જેવડી લાગે છે.

[બીજે દિવસે ગામના રાજવી સમક્ષ નાટારંભ થાય છે. ઇલાચીકુમાર અને મલ્લિકા બાંધેલા દોરડા પર વાંસના આધારે નાચે છે. ખરેખરી કલા દેખાડે છે; પણ રાજાને ઇલાચીની કલાની કે નટની વિદ્યાની પડી નથી. એ તો રૂપસુંદરી મલ્લિકાનું યૌવન, શ્રમ તેમ જ લજ્જાથી ગૌર બનેલું એ મુખારવિંદ જ જોયા કરે છે. જ્યારે કુમાર દોરડા પર રમત કરતાં બાજુના એક મકાનમાં જુદું જ દશ્ય નિહાળે છે. ત્યારપછી ત્રીજે દિવસે.]

મલ્લિકા: બાપુ, બાપુ, હું તમારે પગે પડું છું. મારી વિનતિ સાંભળો.

બાપુ: એ નહિ બની શકે મલ્લિકા! તારો વિવાહ ઇલાચી સાથે નહિ થઈ શકે.

મલ્લિકા: કારણ?

બાપુ: એની શરત મુજબ એ પોતાની નટકલાથી રાજાને રીઝવી શક્યો નથી.

મલ્લિકા: રાજા પ્રસન્ન ન થાય એમાં ઇલાચીકુમારનો શો વાંક? કેટલું સુંદર એ નાચતો હતો! દેહના તો એ કટકે કટકા કરી નાખતો હતો, છતાં રાજા તો એના સામે નજર કર્યા વગર મારા રૂપ સામે જ મીટ માંડીને બેઠા હતા.

બાપુ: એમાં મને ઇલાચીનો જ પરાજય દેખાય છે. તારા રૂપ આગળ એની કલા કંઈ પણ વિસાતમાં નથી. રાજાએ એનો ચુકાદો આપ્યો છે. દુનિયાને ડોલાવે એવું આ રૂપ એવા નાચીઝ માનવીને સોંપાશે? અને તેનાથી એ તો શરતમાં હાર્યો છે.

મલ્લિકા : પણ હું એને ચાહું છું, બાપુ ! મેં એની જોડે પરણવાનું વચન આપ્યું છે.

બાપુ : એ નહિ બને મલ્લિકા, મારી સાફ ના છે.

મલ્લિકા : પણ હું એને પરણવાની ના પાડીશ તો એના દિલને આંચકો લાગશે; કદાચ એથી એનું મોત—

બાપુ : ભલે મરતું, ઇલાચી કરતાં રાજા શું ખોટો છે ? એ તને પટરાણી બનાવવા માગે છે. આજ સવારે જ રાજાનો માણસ આવીને મને કહી ગયો કે—

મલ્લિકા : શું !

બાપુ : રાજાએ મને રાજમહેલમાં બોલાવ્યો છે. એ તારા રૂપ ઉપર મોહિત થયા છે. તારું કિસ્મત બદલાશે મલ્લિકા. તું રાજાની રાણી થઈશ.

મલ્લિકા : એ નહિ બને બાપુ, રાજાને હું ધિક્કારું છું. ઇલાચી સાથે વરવા સરજાયેલો આ દેહ અન્યનો પડછાયો પણ નહિ લે.

બાપુ : જોઉં છું કે મારી આજ્ઞાને તું કેમ ઉથાપી શકે છે ! ઇલાચી ભિખારી છે, એણે સર્વસ્વ ગુમાવ્યું છે.

[ ઇલાચીકુમાર આવે છે. ]

ઇલાચી : કોણે એમ કહ્યું ? હજી સર્વસ્વ મારી પાસે જ છે.

બાપુ : શું છે ભિખારી ? બાપનું ઘર, વાડી, માલમિલકત બધું તો ગુમાવી બેઠો છે.

ઇલાચી : કારણકે તમારી રૂપાળી કન્યાએ મને એના રૂપમાં અંધ બનાવ્યો હતો, પણ આજે મારી આંખો ઊઘડી છે. મારો આત્મા જાગ્યો છે. મને લાગે છે કે મેં બધું ગુમાવ્યું નથી. સંયમ અને ચારિત્ર્ય હજુ અખંડ છે, એ જ મારી મૂડીને આધારે અહીંથી ચાલ્યો જઈશ.

મલ્લિકા : કુમાર, મારા કુમાર, ક્યાં જશો ?

ઇલાચી : જેણે મારાં ચક્ષુ ખોલી નાખ્યાં એ સાધુપ્રવર સાથે. એમણે મને દીક્ષા આપવા-નું વચન આપ્યું છે.

મલ્લિકા : કેવી ઢંગવગરની વાતો કરો છો ! તમે તો અમારી વચ્ચે જ છો. મુનિ-મહારાજને ક્યારે મળ્યા હતા ?

ઇલાચી : ગઈ કાલે રાજા સમક્ષ આપણે દોરડા પર ચડીને નાચતાં હતાં. ત્યારે મેં કેવું સુંદર દૃશ્ય જોયું ! કેવો અપૂર્વ એ સમય હતો !

મલ્લિકા : શું જોયું, કુમાર ?

ઇલાચી : મેં જોયું તો એક સાધુ મહા-રાજે ભિક્ષા લેવા ડેલીમાં પ્રવેશ કર્યો અને એક અત્યંત રૂપવાળી સ્ત્રીએ આવીને એમને ભિક્ષા આપી. કેવો અપૂર્વ સમય હતો ! બન્ને યુવાન હતાં, અનુકૂળ એકાંત હતી, બાજુમાં રંભા જેવી યુવાન સ્ત્રી હતી, છતાં સાધુના નયનમાં અપાર લજ્જા અને કરુણા હતી. સંયમથી પાછા ફરતા સાધુને જોઈને મારું આત્મભાન જાગી ઊઠ્યું.

બાપુ : કેવી ગાંડી વાત કરે છે ?

મલ્લિકા : તમારા હૃદયમાં શેનો આંચકો લાગ્યો, કુમાર ? મને જણાવશો ?

ઇલાચી : મને મારી જાત પર ઘૃણા આવી. હું કેટલો પામર છું અને સાધુ કેટલા મહાન છે ! એને રંભાનું રૂપ પણ ડગાવી શક્યું નહિ અને હું એક નટકન્યાને જોઈ પ્રથમ દૃષ્ટિએ જ મોહમાં પડ્યો. મને થયું કે સંયમ અને તપ એ જ જીવનનું સર્વશ્રેષ્ઠ મૂલ્ય છે; બીજું બધું વ્યર્થ છે. રૂપની લાલસા એ તો માત્ર સંમોહ છે. સંમોહના ત્યાગમાં જ મુક્તિ છે-આજે સવારે એ સાધુ મહારાજને શોધી કાઢી હું તેમના પગમાં પડ્યો અને દીક્ષા આપવા વિનતિ કરી. હું જાઉં છું મલ્લિકા—સાધુતાની પગદંડીએ.

મલ્લિકા : રહો મારા કુમાર, હું પણ આવું છું. તમારા વગર એકલી રહી આ સંસારમાં હું શું કરીશ ? સાધુ મહારાજને કહેજો કે મને પણ શ્વેત ચીવર ઓઢાડે ! [ પડદો ]

★

# પતંજલિ ને યોગદર્શન

શ્રી શાંતિલાલ લા. જોષી

એમ. એ.; એસ. ટી. સી; વિદ્યાલંકાર

હિંદુ તત્ત્વજ્ઞાનના અર્ક સમાં આપણાં ષડ્દર્શનશાસ્ત્રોમાં વ્યવહારુ, સામાન્ય જનને પણ આચરણક્ષમ યોગદર્શન છે. ભારતની વણલખી પ્રણાલી પ્રમાણે આછામાં ઓછા પ્રમાણભૂત ઇતિહાસ યોગદર્શનના પ્રણેતા પતંજલિ માટે મળી આવે છે. એ આપણું કમભાગ્ય છે. યોગ વિષે તદ્દન આછો પરિચય ગીતામાં પ્રાપ્ત થાય છે ખરો, પણ એની સંપૂર્ણ વિગતો તો યોગદર્શનમાં જ મળી શકે છે. અનેક દંતકથાઓના ધુમ્રગોટથી ભલે મહર્ષિ પતંજલિની જીવનરેખા કદાચ વીંટળાયેલી હશે, પણ જીવનકાર્ય સમાં અમનાં મહાભાષ્ય, ચરકશાસ્ત્ર તથા યોગદર્શન તો સૂર્યતેજ સમાં પ્રકાશવંતાં જ છે. લેખકે અહીં યોગદર્શનના કર્તાના જીવનની ઉપલબ્ધ રૂપરેખા તથા યોગ વિશે સામાન્ય જ્ઞાન આપ્યું છે.

હિંદુઓ સ્થૂલ, સૂક્ષ્મ અને સૂક્ષ્મતર જગતનો વિચાર દર્શનશાસ્ત્રો દ્વારા કરે છે. દર્શન એટલે સંશય-વિપર્યયરહિત ચોખ્ખું અપરોક્ષ જ્ઞાન. કેવળ તર્કથી નિષ્પન્ન થયેલ અનુમાનો હિંદુદર્શનકારોને અધૂરાં લાગે છે. જે દર્શન ન્યાયયુક્ત, તર્કસુસંગત, શ્રુતિને અનુસરતું અને અનુભવગમ્ય હોય તે જ દર્શન અબાધિત અને સંપૂર્ણ છે. દર્શનકારો બુદ્ધિના કાર્યપ્રદેશને મર્યાદિત ગણે છે. જે વિષયમાં બુદ્ધિ-તર્કશક્તિથી કામ લઈ શકાતું હોય ત્યાં જરૂર દર્શનશાસ્ત્ર બુદ્ધિ-તર્ક-અનુમાનાદિ પ્રમાણનો છૂટથી ઉપયોગ કરી જાણે છે; પરંતુ જ્યાં બુદ્ધિ કુંઠિત થઈ પરિવર્તન કરી પાછી ફરે છે, ત્યાં આપ્તપ્રમાણ અને શ્રદ્ધાથી કામ લેવામાં આવે છે. એટલે હિંદુદર્શનકારો શરૂઆતમાં બુદ્ધિથી જેટલું કામ લઈ શકાય તેટલું લઈને સહજજ્ઞાન-(અં. ઇન્ટ્યુશન)થી સત્યોને આત્મસાત્ કરે છે. એક આધુનિક સુપ્રસિદ્ધ તત્ત્વજ્ઞ કહે છે કે 'જ્યાં બુદ્ધિ કુંઠિત થાય છે ત્યાંથી સહજ જ્ઞાન શરૂ થાય છે.' શાંતિપર્વમાં ભીષ્મ યુધિષ્ઠિરને કહે છે કે 'अचिन्त्याः खलु ये भावाः न तान् तर्केण योजयेत्।' ખરેખર જે વસ્તુઓ અચિંત્ય છે તેની વિચારણામાં તર્કનો વિનિયોગ ન કરવો જોઈએ.' આ રીતે આર્ય તત્ત્વજ્ઞો માત્ર તર્કને અનુસરતા નથી; પરંતુ શ્રુતિ, તર્ક અને સ્વાનુભવ—એ ત્રણેનો સુભગ સમન્વય કરીને જીવનનાં સૂક્ષ્મ તત્ત્વોનો વિચાર કરે છે.

આવા આર્યદર્શનકારોમાંના એક મહર્ષિ પતંજલિ છે. આ પતંજલિ ક્યારે થયા ક્યાં થયા અને તેમણે કયાકયા ગ્રંથોની રચના કરી વગેરે સંપૂર્ણ માહિતી હજુ સુધી આપણને મળી નથી.

પુરાણોમાં તેમનું નામ ઘણીવાર મળી આવે છે. ત્યાં કહેવામાં આવ્યું છે કે ભરતવર્ષ ખંડમાં બ્રહ્માંના દ્વિતીયપરાર્ધના શ્વેતવરાહ કલ્પના વૈવસ્ત મન્વન્તરના અઠ્ઠાવીસમા દ્વાપરયુગના અંતમાં તે જન્મ્યા હતા. પરંતુ આ માહિતી ઉપરથી તેમના સમયનો ચોક્કસ ખ્યાલ આપણને મળતો નથી. તેમના પિતાનું નામ અંગી અને માતાનું નામ ગોણિકા હતું. ગોણિકાને પુત્ર ન હતો એટલે પુત્રપ્રાપ્તિ માટે તે સૂર્યનારાયણની ઉપાસના કરતાં હતાં. નિત્ય સૂર્યભગવાનને અર્ઘ્ય આપી ભક્તિભાવપૂર્વક તેની પૂજા કરતાં હતાં. સૂર્યભગવાનના વરદાનથી પ્રાપ્ત થયેલ પુત્રનું નામ પતંજલિ રાખવામાં આવ્યું. તે બાળક જ્યારે મોટો થયો ત્યારે

તેણે માતાને કહ્યું: 'માતાજી હું તપ કરવા જાઉં છું. જ્યારે તમે મારું સ્મરણ કરશો ત્યારે હું તમારી પાસે આવીશ.' એમ કહી તે શંકરની આરાધના કરવા ગયો. આશુતોષ શંકર પ્રસન્ન થયા અને તેને ભગવાન પાણિનિના વ્યાકરણ ઉપર મહાભાષ્ય રચવાનું સામર્થ્ય આપ્યું. આ એક પરાપૂર્વથી ચાલી આવેલી દંતકથા છે. આ ઉપરથી આપણે એવું અનુમાન તારવી શકીએ કે પાણિનિનાં સૂત્રો ઉપર મહાભાષ્ય રચનાર પતંજલિ અને યોગસૂત્રના રચયિતા પતંજલિ કદાચ એક અને અભિન્ન હોય.

આ ઉપરાંત વિદ્વાનોમાં એક બીજી વાત પણ સારી રીતે પ્રસિદ્ધ છે, કે પતંજલિએ ચરક નામના વૈદકશાસ્ત્રની રચના કરી તેનો ભારતવર્ષમાં પ્રચાર કર્યો હતો. મહાભાષ્યમાં 'वातिक पैत्तिक श्लैष्मिकम्' વગેરે શબ્દો છે. આથી કેટલાક વિદ્વાનો એવા નિર્ણય ઉપર આવે છે કે ચરક નામના વૈદકશાસ્ત્રના રચયિતા અને મહાભાષ્યના કર્તા પતંજલિ એક હોવા જોઈએ. મહાભાષ્યમાં યોગનો ઉલ્લેખ નથી, પરંતુ એ ઉપરથી એમ કહિત થતું નથી કે મહાભાષ્ય અને યોગસૂત્રોના પ્રણેતા જુદા હોવા જોઈએ; કારણકે મહાભાષ્યમાં યોગનો ઉલ્લેખ કરવો પ્રાસંગિક જણાયો નહિ હોય. યોગસૂત્રના ચોથા પાદના પ્રથમ સૂત્ર 'जन्मौषधिमन्त्रतपःसमाधिजाः सिद्धयः'માં ઔષધિનો ઉલ્લેખ છે. આ ઉપરથી એમ સૂચિત થાય છે કે ચરકશાસ્ત્રના કર્તા અને યોગશાસ્ત્રના પુરસ્કર્તા એક અને અભિન્ન હોવા જોઈએ.

એક બીજી લોકોક્તિ પણ આ સંબંધમાં પ્રચલિત છે. એકવાર ગોનર્દ દેશમાં મહામુનિ પાણિનિ તપશ્ચર્યા કરતા હતા. સૂર્યદેવને અર્ઘ્ય આપતી વેળા તેમની અંજલિમાંથી સર્પનું બચ્ચું નીચે પડ્યું અને તરત જ બાળકરૂપે થઈ ગયું! આથી પાણિનિ સહેજ વિસ્મિત અને ભયભીત થયા એટલે સંભ્રમથી બાળકને 'को भवान्' ને બદલે 'गोभवान्?' પૂછ્યું. ચતુર બાળકે પ્રત્યુત્તર આપ્યો: 'सर्पोऽहम्।' પાણિનિએ પૂછ્યું. 'कुत्र गतस्ते रेफ' (તારો ર ક્યાં ગયો?) જવાબ મળ્યો 'त्वया हृ' (તમે હરી લીધો)! પ્રત્યુત્પન્નમતિ બાળકના આ જવાબથી પાણિનિ પ્રસન્ન થયા અને વ્યાકરણ વિષયમાં તેનું પ્રાવીણ્ય જોઈને પોતાનાં સૂત્રો ઉપર મહાભાષ્ય રચવાનું કહ્યું. આ રીતે પતંજલિને આર્ષદૃષ્ટિ સાંપડી.

ઉપરોક્ત દંતકથાઓથી નક્કી થાય છે કે ચરકશાસ્ત્રપ્રયોજક, મહાભાષ્યના રચયિતા અને સુપ્રસિદ્ધ યોગસૂત્રોના પુરસ્કર્તા એક અને અભિન્ન હોવા જોઈએ. એકબીજાથી અત્યંત જુદા વિષયો જાણવાનું કેટલું અગાધ સામર્થ્ય તેમનામાં હશે, તેની કલ્પના કરવી પણ મુશ્કેલ છે. ઉપરની બધી દંતકથાઓને જાણે કે સંકલિત કરી દેતો હોય તેવો એક અતિપ્રાચીન શ્લોક પણ સુપ્રસિદ્ધ છે:

योगेन चित्तस्य पदेन वाचां
मलं शरीरस्य च वैद्यकेन।
योऽपाकरोत्तं प्रवरं मुनीनाम्
पतञ्जलिं प्राञ्जलिरानतोऽस्मि ॥

યોગસૂત્રો રચીને જેણે મનુષ્યના મનના મેલને દૂર કર્યો, વ્યાકરણશાસ્ત્રની રચના કરી મનુષ્યનું પદ સંબંધી જ્ઞાન વ્યવસ્થિત અને શુદ્ધ કર્યું અને વૈદક ઉપર ગ્રંથ રચીને જેણે શરીરના મેલને દૂર કર્યો તે મુનિશ્રેષ્ઠ પતંજલિને હું હાથ જોડી નમું છું.

ઉપરોક્ત દંતકથાઓ સિવાય પતંજલિના જીવન ઉપર પ્રકાશ પાડનાર કોઈ પણ વસ્તુ હાલમાં આપણી પાસે નથી; એટલે આ સમયે યોગીરાજ સંબંધી માત્ર આટલું જ જાણી આપણે આપણી જિજ્ઞાસા પૂરી કરવી પડશે.

યોગદર્શનની ઘણી બાબતો કઠ, શ્વેતાશ્વતર ઉપનિષદોમાં તેમ જ શ્રીમદ્ ભાગવદ્-

ગીતામાં છૂટીછૂટી વેરાયેલી નજરે પડે છે, પરંતુ કોઈ ઠેકાણે તેનું શાસ્ત્રીય ઢબે વર્ણન નજરે પડતું નથી. આથી પતંજલિએ યોગવિષયક સઘળું જ્ઞાન સાંગોપાંગ એકત્રિત કરી મુમુક્ષુઓના ઉદ્ધાર માટે ચાર પદોમાં વિભક્ત કર્યું છે. આ દર્શનને પાતંજલ યોગદર્શન કહેવામાં આવે છે.

પ્રથમ પાદમાં ઉત્તમાધિકારી માટે સમાધિનું નિરૂપણ કરવામાં આવ્યું છે માટે તે પાદને સમાધિપાદ કહે છે. બીજું પાદ મધ્યમ તથા કનિષ્ઠ અધિકારીઓ માટે છે. તેમાં ક્રિયાયોગ અને અષ્ટાંગયોગનું બહુ જ માહિતીપૂર્ણ જ્ઞાન આપવામાં આવ્યું છે. ખાસ કરીને આ પાદમાં સાધનનું વર્ણન કરવામાં આવ્યું છે એટલે તેનું નામ સાધનપાદ છે. ત્રીજા પાદમાં યોગ વિષે જિજ્ઞાસુના હૃદયમાં શ્રદ્ધા સ્થાપવા માટે સંયમશક્તિથી પ્રાપ્ત થતી અનેકાનેક વિભૂતિઓનું રસપ્રદ વર્ણન કરવામાં આવ્યું છે, તેથી તેનું નામ વિભૂતિપાદ છે. અને ચોથા પાદમાં યોગના મુખ્ય ફળ કૈવલ્યનું વર્ણન કરવામાં આવ્યું છે, તેથી તે પાદનું નામ કૈવલ્યપાદ રાખવામાં આવ્યું છે. આ તો માત્ર બધાં સૂત્રોનો અનુક્રમણિકારૂપે સાર જ આપવામાં આવ્યો છે.

યોગશાસ્ત્રનો પ્રધાન ઉદ્દેશ એ છે કે મનમાં ઉત્પન્ન થતી ચંચળ વૃત્તિઓ, રાગ, દ્વેષ, અહંતા, અભિનિવેશ વગેરે ચિત્તના વિક્ષેપોને ધારણા, ધ્યાન અને સમાધિ દ્વારા દૂર કરી મનુષ્યની અંદર રહેલ તેનું વાસ્તવિક સ્વરૂપ જાણી આત્માની અગાધ શક્તિ અને અગાધ જ્ઞાન પ્રાપ્ત કરવાં અને સ્વસ્વરૂપમાં સ્થિર રહેવું; જેથી સંસારના ઝંઝાવાતો, દ્વંદ્વો વગેરે મનની સ્થિરતાનો ભંગ ન કરે અને મનુષ્ય પોતાની જાતને સંપૂર્ણપણે ઓળખે.

'યોગશ્ચિત્તવૃત્તિનિરોધઃ' એ પાતંજલયોગનું પ્રસિદ્ધ સૂત્ર છે. ચિત્તની વૃત્તિઓનો નિરોધ કરવો તેનું નામ યોગ.' આ ચિત્ત શું અને વૃત્તિઓ શું છે તે સમજવાની ખાસ જરૂર છે. આપણને આંખો છે, પરંતુ તે માત્ર આંખો કંઈ પદાર્થને જોઈ શકતી નથી. આંખો સાજી અને સારી હોય છતાં આંખ પદાર્થને જોઈ શકતી નથી. ઘણા માણસો ઊંઘતા હોય છતાં આંખ ઉઘાડી રાખે છે, પરંતુ તે વખતે કોઈ પદાર્થને જોઈ શકતા નથી. આપણા મગજની અંદર જે નેત્રેન્દ્રિય રહેલી છે, તેનો જો નાશ કરવામાં આવે તો એકલી આંખ કશું જોઈ શકતી નથી. આ નેત્રેન્દ્રિય સાથે મનનો સંયોગ પણ આવશ્યક છે. એટલે પદાર્થના દર્શન માટે ત્રણ વસ્તુઓ જરૂરી છે. તે એ કે નેત્રેન્દ્રિયનું બાહ્ય ગોલક, નેત્રેન્દ્રિય અને મન. આ રીતે ત્રણેનો સંયોગ થતાં દર્શનની ક્રિયા શરૂ થાય છે; અને બાહ્ય પદાર્થ આપણા મનમાં એક જાતની પ્રતિક્રિયા ઉત્પન્ન કરે છે.

આ પ્રતિક્રિયાને પરિણામે મનમાં વૃત્તિઓ ઉદ્ભવે છે. આ રીતે આપણા દૈનિક જીવનમાં આપણે ઘણી વસ્તુઓ જોઈએ છીએ, સાંભળીએ છીએ, સૂંઘીએ છીએ, અડીએ છીએ. આ બધી ક્રિયાઓની સામી પ્રતિક્રિયાઓ જન્મે છે. અને તે મનમાં એક પ્રકારની વૃત્તિઓ જન્માવે છે. આને લઈને મન શુદ્ધ રહેતું નથી. મન કેવળ 'મન'ની અવસ્થામાં નહિ રહેતાં 'વૃત્તિઓ'-ની જ અવસ્થામાં રહે છે. મન પોતે જ વૃત્તિઓનું સ્વરૂપ ધારણ કરે છે. મનની આ જાતની આદત સ્વાભાવિક છે. ઉપનિષદકાર કહે છે કે 'पराञ्चि खानि व्यतृणत् स्वयंभूः । બ્રહ્માએ ઇન્દ્રિયોને બહિર્ગામી કરી છે' એટલે ઇન્દ્રિયો સ્વાભાવિક રીતે બાહ્ય વિષયોને જ સ્વીકારે છે અને તેની પ્રતિક્રિયારૂપે મનમાં અનેક પ્રકારની વૃત્તિઓ જન્મે છે.

આ વસ્તુ આપણે એક ઉદાહરણ લઈ સમજીએ. એક શાંત, સ્વચ્છ જળવાળા જળા-

શયની કલ્પના કરો તેમાં એક નાનો એવો પથ્થર નાખો, તો પાણીમાં અનેક વર્તુળો થશે અને લઈને જળની સપાટીની શાંતિનો ભંગ થશે અહીં પદાર્થો પથ્થરને સ્થાને છે શાંત જળાશય વૃત્તિરહિત મનને સ્થાને છે અને જળાશયમાં ઉત્પન્ન થતાં વર્તુળો મનમાં ઉદ્‌ભવતી વૃત્તિઓને સ્થાને છે ભગવાન પતંજલિ કહે છે કે જો આ વૃત્તિઓનો નિરોધ કરવામાં આવે તો યોગ પ્રાપ્ત થાય મૂળ મનમાં કેટલી શાંતિ હોવી જોઈએ તેની કલ્પના આપણે વૃત્તિયુક્ત મન વાળા માણસો કેવી રીતે કરી શકીએ? જો આપણું મન વૃત્તિઓથી તદ્દન રહિત થાય તો તે શુદ્ધ સ્ફટિક સમાન નિર્મળ થાય છે અને તેમાં આપણા શુદ્ધ સ્વભાવનું દર્શન થાય છે આ શુદ્ધ સ્વભાવનું દર્શન તે જ યોગ આપણા શુદ્ધ મળરહિત સ્વત્વનું દર્શન અને જ્ઞાન તે જ યોગ છે ‘યોગ’ શબ્દ ‘युज्’ ધાતુ ઉપરથી વ્યુત્પન્ન થયેલો છે તેનો અર્થ ‘જોડવું’ થાય છે કોનું કોની સાથે જોડાણ કરવું? આપણા સ્વત્વનું શુદ્ધ સ્વત્વ સાથેનું જોડાણ તે યોગ

‘तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम्।’ ત્યારે એટલે કે જ્યારે મન બધી વૃત્તિઓથી મુક્ત થાય છે ત્યારે જોનારનું સ્વસ્વરૂપમાં અવસ્થાન થાય છે જ્યારે મન નિર્મળ, શુદ્ધ અને તરંગરહિત બને છે, ત્યારે આપણે આપણા સ્વરૂપને જોઈ શકીએ છીએ ‘वृत्तिसारूप्यमितरत्र’। પરંતુ જ્યારે મન વૃત્તિરહિત થતું નથી ત્યારે તો દ્રષ્ટા વૃત્તિ સાથે તદાકાર થાય છે અને વૃત્તિઓને જ સ્વસ્વરૂપ માની બેસે છે એટલે સુખદુઃખ, લાભહાનિ, શીતઉષ્ણ વગેરે દ્વન્દ્વોથી પર થઈ શકતો નથી

ત્યારપછી ભગવાન પતંજલિ આ યોગ સિદ્ધ કરવા માટે સાધનમાર્ગ બતાવે છે આ સાધનમાર્ગનો અંગીકાર દરેક જણ કરી શકે છે તેમણે બતાવેલ માર્ગ અતિવ્યાપક અને બુદ્ધિગ્રાહ્ય છે આ યોગશાસ્ત્રની રચના સાંખ્ય શાસ્ત્રની રચના ઉપર થયેલી છે આ સર્વ અંતરબાહ્ય જગતની ઉત્પત્તિ વિષે સાંખ્યશાસ્ત્રની કરેલી મીમાંસા અત્યંત ન્યાયયુક્ત અને વૈજ્ઞાનિક છે, કશું શ્રદ્ધા ઉપર છોડવામાં આવ્યું નથી ભગવાન પતંજલિએ સૂચવેલા સાધન માર્ગોમાં ક્રિયાયોગ અને અષ્ટાંગયોગ એ મુખ્ય માર્ગો છે આ અષ્ટાંગયોગને રાજયોગ પણ કહેવામાં આવે છે રાજયોગના પ્રધાન પુરસ્કર્તા શ્રી ભગવાન પતંજલિ છે પતંજલિના યોગ દર્શનનાં સૂત્રો ઉપરના ટીકાકારો રાજયોગને જરા ગૂઢ કરી મૂકે છે દાખલા તરીકે, ભગવાન પતંજલિ પ્રાણાયામ વિષે ખાસ ઊંડી ચર્ચામાં નહિ ઊતરતાં માત્ર એટલું જ કહે છે કે પ્રાણનો સંયમ કરવાથી મન ચાંચલ્યરહિત થાય છે, પરંતુ ત્યારપછીના યોગાચાર્યોએ પ્રાણાયામને રાજયોગમાં મુખ્ય સ્થાન આપી દીધું છે

આમ આપણે જાણી લઈએ કે મનનો સંયમ કરવામાં રાજયોગનું શિક્ષણ। અતિમહત્ત્વનું છે પ્રભુને પ્રાપ્ત કરવાના મુખ્ય ત્રણ માર્ગો જ્ઞાનયોગ, ભક્તિયોગ અને કર્મયોગ છે આ ત્રણ માર્ગો પૈકી કોઈ એક માર્ગમાં વૈજ્ઞાનિક રીતે પ્રગતિ સાધનારને આ રાજયોગ અતિમહત્ત્વનો છે એમાં બતાવેલી ક્રિયાઓનું અનુષ્ઠાન જો મનુષ્ય શરૂઆતમાં કોઈ ગુરુના ઉપદેશ અનુસાર કરે અથવા તો જો પોતે સંસ્કારી જીવ હોય તો પોતાના હૃદયમાં ઉદ્‌ભવતી પ્રેરણા અનુસાર કરે, તો પોતાના કેન્દ્ર તરફ પ્રવાસ કરનાર પાન્થને આ પાતંજલ યોગનું શિક્ષણ અને અનુષ્ઠાન સત્વર સિદ્ધિ આપશે તે નિઃસંદેહ છે મનની એકાગ્રતા પ્રાપ્ત કરવામાં યોગ એ એકમાત્ર ઉપાય છે મનુષ્યને વ્યાવહારિક તેમ જ પારમાર્થિક ક્ષેત્રમાં આ એકાગ્રતાની આવશ્યકતા રહે છે વ્યગ્રચિત્તવાળો માણસ વ્યવહારમાં પણ નકામો ઠરે છે

પછી આપણી મોટાઈ ક્યાં રહી ? બીજાના કરતાં આપણે મોટા છીએ એમ શી રીતે કહી શકાય ? બીજાને ભોગે, કોઈકને નાના બનાવીને જ મોટા થઈ શકાય છે અને તેથી મોટાઈ માટેની અતૃપ્ત રહેલી વાંછના બીજાને પોતાના જેવા જ સ્થાને પહોંચતો જોઈને અકળાઈ ઊઠે છે. આથી 'તને મૂકીને હું ભોગવું, હું મોટો થાઉં ને તું નાનો થા' એમ માણસ બીજાને ઉદ્દેશીને પ્રગટ રીતે નહીં તો પોતાના મનમાં કહે છે. સરખામણી હમેશાં જે પાસે-પાસે હોય તેની જ થઈ શકે છે. એટલે આ વૃત્તિ નિકટના મનુષ્યો તરફ જ વધારે સેવાતી હોય છે. પાડોશી કરતાં પોતાના મકાનનું છાપરું ઊંચું કરાવવામાં, અથવા તો પરિચિત ને સગાંસંબંધીઓના વચલા વર્ગ કરતાં પોતાની સ્ત્રી કપડાંલત્તાં 'હમેશ વધારે સારાં પહેરે' એવી કાળજી રાખવામાં આ જ વૃત્તિ પ્રધાનપણે કામ કરી રહી હોય છે. સમાનતાની બૂમો પાડવા છતાં આપણને બીજાની સમાન થવું રુચતું નથી. આપણા સિવાય બીજાઓ વચ્ચે ભલે સમાનતા રહે, આપણે તો સૌથી ઊંચા—अत्यतिष्ठद्दशांगुलम्—દસ આંગળ સૌથી ઊંચા રહીએ એમ ઇચ્છીએ છીએ.



ગેસ્ટાપોના સફળ એજન્ટ બનવા માટે કાન તીવ્ર જોઈએ. આવા સફળ ગેસ્ટાપોને નોર્વે મોકલવામાં આવતા હતા. ત્યાં તેઓ નોર્વેની પ્રજાની બધી ચાંપતી હિલચાલ રાખતા. એક દિવસ આવા એક ગેસ્ટાપોએ કોઈ એક અજાણ્યા સાથે વાત કરતા એક વૃદ્ધને સાંભળ્યો.

વૃદ્ધ બોલતો હતો :

'નાઝીઓની વિરુદ્ધ તમારે કહેવું હોય તે કહો, પણ વ્યક્તિગત રીતે તો હું એક નોર્વેવાસીનું કામ ન કરું, પણ દસ જર્મનોનું કરું.'

નવા આવેલા ગેસ્ટાપોને પોતે કરેલી શોધ માટે આનંદ થયો. તેને થયું કે નક્કી આ ભાઈ મારી જમાતના રાજદ્રોહી જ છે. આનંદથી એણે પેલા વૃદ્ધને અભિનંદન આપતાં પૂછ્યું :

'પણ તમે એવું કયું કામ કરો ?'

'ઘોર ખોદવાનું !' જવાબ મળ્યો.

×

ભાગવત પરની ટીકાના રચયિતા એકનાથ મહારાષ્ટ્રના વિખ્યાત સંત થઈ ગયા. એમના ગુરુ જનાર્દન સ્વામી હતા. એકનાથ ગુરુને વારંવાર પૂછે:

'ઈશ્વરનો સાક્ષાત્કાર કઈ રીતે થઈ શકે ?'

ગુરુ દરેક વખતે એમને ચોખ્ખો ઉત્તર આપતા નહીં.

એક વખત ગુરુનો હિસાબ રાખતા હતા, તેમાં આવેલી એક પાઈની ભૂલ શોધવાનું એકનાથને એમને કહેવામાં આવ્યું. રાત્રે આઠ વાગ્યે એ બેઠા. જમાઉધારનાં પાસાં વારંવાર ઉથલાવ્યાં. ભૂલ જડે જ નહીં. ઉપરે ત્રણના ટકોરા પડ્યા. એકનાથને થયું :

'એક વખત પણ મારે ગુરુની લાગણી દુભાય એવું શા માટે કરવું ? ફરજમાંથી ચલિત કેમ થવાય ?'

પંદર મિનિટનો વિશ્રામ લઈને પુનઃ બેઠા. મહામહેનતે ભૂલ શોધાઈ, ત્યારે એમના ઉત્સાહનો પાર નહોતો. આનંદમાં આવી જઈ એ ગાવા લાગ્યા. પાછું જુએ છે તો ગુરુ ઊભેલા હતા. એકનાથ એમને પગે પડ્યા. ગુરુએ કહ્યું:

'વત્સ, સાક્ષાત્કાર શું છે તે હવે તું જાણી શક્યો છે. આટલી જ એકાગ્રતાથી આંતરિક દૃષ્ટિ કર. હૃદયમાં બેઠેલા સચરાચરનાં તને અચૂક દર્શન થશે.'

તે પછીથી કહેવાય છે કે એકનાથને સાચી આંતરદૃષ્ટિ પ્રાપ્ત થઈ.

×

# ગજબ છે!

## શ્રી ગુલાબદાસ બ્રોકર

સંયુક્ત કુટુંબજીવનની મીઠાશ આજે ભાગ્યે જ અદૃશ્ય થતી જણાય છે. પિતાપુત્ર અને ભાઈભાઈ વચ્ચેના સંબંધોમાં અમી નથી, સુવાસ નથી. કેટલાક કિસ્સાઓમાં લોહીસંબંધે સંકળાયેલી બે વ્યક્તિઓ અન્યોન્યને દુશ્મન પેઠે નીરખે છે. ભાગ્ગી લોઈને અન્યના માર્ગમાં વિટંબણા ઊભી કરાય છે. પણ એ શાહ શું સાચો છે? પેટને માટે બાબને પાઠ મારવાની વૃત્તિ યોગ્ય છે? સંજોગોના માર્યા બેકાર બનેલ બે ભાઈઓ ને એક નોકરી—આ પરિસ્થિતિનું કલાત્મક ચિત્રણ લેખકે આ નાટિકા દ્વારા રજૂ કર્યું છે.

**પાત્રો:**

**પન્નાલાલ:** મધ્યમ વર્ગનો માણસ
**ચંપા:** પન્નાલાલની સ્ત્રી
**મોહન:** પન્નાલાલનો પુત્ર
**ધનુ:** પન્નાલાલનો ભાઈ

***સ્થળ:*** કાઠિયાવાડમાં હોય છે એવું એક, ઘણા સામાન્ય સ્થિતિના માણસના ઘરનું દીવાનખાનું. ઓરડામાં રાચરચીલું એ સ્થિતિને યોગ્ય હોય છે. એ ઓરડામાં અંદરના રસોડામાં જવાના ઓરડાનું બારણું પડે છે.

**સમય:** સાંજના સાડા છ

[ પડદો ઊપડે છે ત્યારે પન્નાલાલ હાથમાં તારનું પતાકડું લઈને આનંદમાં એ વારંવાર વાંચતો હોય છે. તેની ઉંમર પાંત્રીસેક વર્ષની છે. મો બેસી ગયું છે. શરીર નબળું છે. સ્થિતિની સામાન્યતા સ્પષ્ટ દેખાઈ આવે છે ]

**પન્નાલાલ:** (અવાજમાં ઉત્સાહ અને આનંદપૂર્વક) ચાલો, જલદી ભાતુખાતુ કરવા મંડી જાવ. મારે આજે ને આજે જ જવાનું છે હોં!

[ તેની પત્ની ચંપા ત્રીસેક વર્ષની, નમણી કહી શકાય એવી, પણ તવાઈ ગયેલી દેહસ્થિતિવાળી રસોડામાંથી ઉતાવળી આવે છે.]

**ચંપા:** (દોડી આવતાં) શેઠનો તાર આવ્યો?

**પન્નાલાલ:** નહીં ત્યારે? આ હમણાં તારવાળો ગ્યો ઈ ન જોયો?

**ચંપા:** ન જોયો ઈ જ સારું થ્યું. નહીં તો મારી છાતી એવી ધડકત!

**પન્નાલાલ:** એમાં છાતી શેની ધડકે? ખબર હતી તોય?

**ચંપા:** રખેને ના આવી તો?

**પન્નાલાલ:** ના શેની આવે? એમ ના કહેવા કંઈ શેઠિયાઓ તારના પૈસા ખરચે?

**ચંપા:** મને એવી બધી શી ખબર પડે? (વહાલથી) ઈ બધું તમે હુંશિયાર માણસો જાણો. સારું થ્યું લો. મારી માનતા ફળી. તારમાં શું લખ્યું છે?

**પન્નાલાલ:** (હર્ષથી) દીવા જેવું ચોખ્ખું છે: જોઈન સર્વિસ ઈમિડિયેટલી. લે વાંચ.

**ચંપા:** (હસતી-હસતી) હું તી મૂઈ શું વાચું? મેં કંઈ કાળા અક્ષર કૂટી માર્યા છે તી ઈ વાચું, કે તમે આમ ઝોટપીટ ગેટ-પીટ કરી ગ્યા એમાં સમજું? ફોડ પાડીને કહો તો ખબર પડે?

**પન્નાલાલ:** (હસતા) તી આંહી મને ય કયાં ઝાઝું આવડે છે? આ તો મહાવરાથી માંડ આટલું સમજાય. (સમજાવતાં) ઈ તો એમ કહે છે કે જલદી નોકરીમાં જોડાઈ જાઓ.

**ચંપા:** (હર્ષથી) તી જોડાઈ જ જઈશું. અહીં કોની ના છે? એની જ વાટ જોતાં બેઠાં'તાં.

**પન્નાલાલ:** અલી, આજ આટલો પોગ્સ ને સફાઈ કરે છે પણ અઠ દી પહેલાં 'વિચાર કરીએ છીએ' એવો શેઠનો કાગળ આવ્યો ત્યારે તો તારું ડાચું જોવા જેવું થઈ ગ્યું'તું.

**ચંપા :** ન થાય તયે? કૈં આપણો યે વાંક છે? આ દોઢ સાલમાં બિચારા મોહનાને કેટલી ય વાર બે ટંક ખાવાનું ય...... (ગળગળી થઈ જાય છે.)

**પન્નાલાલ :** (વહાલથી) લે, રહેવા દે હવે, ઘેલડી, આવા સારા સમાચારને ટાણે અપશુકન ન થાય.

**ચંપા :** (વિષાદયુક્ત) ઈ તો હું ય જાણું છું, પણ મૂવું મન છે ના? કેવાકેવા દા કાઢ્યા...... (ફરી ગળગળી થઈ જાય છે.)

**પન્નાલાલ :** ફરી ગાંડી થઈ ના? જા, જરી મીઠું મોઢું કરાવ જોઉં.

**ચંપા :** (ઉત્સાહથી) રસોઈ તો બધી તૈયાર છે. જમવા બેસો એટલી જ વાર છે. હમણાં જરા લોટ શેકી નાખું એટલે શીરો તૈયાર.

**પન્નાલાલ :** જા તો જલદી કર જોઉં.

**ચંપા :** આ ચાલી.... હાં, પણ ટપ્પાવાળાને કહેવડાવ્યું?

**પન્નાલાલ :** ઠીક યાદ દેવડાવ્યું. ઈ તો આનંદમાં ને આનંદમાં રહી જ જાત.

**ચંપા :** હું કંઈ ન ભૂલું ના પણ!

**પન્નાલાલ :** (હેતથી) બહુ જ ડાહી છે તું તો, ડાહલી....પણ ઓલ્યો મોહનો ક્યાં ગયો? (બૂમ પાડતાં) મોહના, એ મોહન, અલ્યા મોહનિયા? (જવાબ ન આવતાં) ક્યાં મરી ગ્યો ઈ મૂરખો? ખબર સાંભળીને રાજીરાજી થઈ જશે.

**ચંપા :** તમારો દીકરો છે તી રાજી તો થાય જ ના? આંહીં શેરીમાં જ ક્યાંક રમતો હશે. (બૂમ પાડતાં) મોહન...

**પન્નાલાલ :** (મોટેથી) મોહન...

[ચૌદેક વર્ષનો મોહન આવે છે. એ ગમી જાય એવો તરવરિયો ને સોહામણો છોકરો છે.]

**મોહન :** (દૂરથી દોડતો આવતો હોય તેમ) મને બોલાવ્યો બા? (શ્વાસ લેતાં) શું કામ છે? કેવી રમત જામી'તી!

**પન્નાલાલ :** રાખ હવે રમતવાળા, જા જલદી ટપ્પાવાળાને કહી આવ કે રાતના ગાડીએ જવા માટે મને બોલાવી લ્યે. ભૂલે નહીં, હોં!

**મોહન :** (આતુરતાથી) બાપુ, હુકમ આવી ગ્યો?

**પન્નાલાલ :** આ હમણાં જ તાર આવ્યો ના? વાંચ જોઉં, કેવુંક શીખ્યો છે તું?

**મોહન :** (ધીમેધીમે અક્ષર બેસાડતાં) પન્નાલાલ દલીચંદ, મહુવા જો.... જૉ–ઈન સરવિસ...ઈમિ...ઈમિ...બાપુ, આ ઊકલતું નથી.

**પન્નાલાલ :** કંઈ નહીં ને ઊકલે તો. જા ભાઈ, જલદી ટપ્પાવાળાને કહી આવ હોં!

**મોહન :** આ હમણાં પહોંચું, જરા ટોપી ઘાલી લઉં.

**ચંપા :** ને જરા મોં પણ ધોઈ લેજે હોં, ભાઈ, કેવો રઝળીરઝળીને કાળો પડી ગ્યો છે!

**મોહન :** આ આવ્યો. (અંદર જાય છે.)

**પન્નાલાલ :** અહીં માળું આ રેલવેનું ભારી દુઃખ. રાતે બે વાગ્યે જ ઊપડે. આખી રાત બગડે.

**ચંપા :** (આનંદથી) પણ જિંદગી તો સુધરી ગઈ ના?

**પન્નાલાલ :** તો હું જરા બજારમાં જઈ આવું? જોઈતી કારવતી ચીજ તો લેવી જોશે ના?

**ચંપા :** હજી ય જાણે કંઈ બાકી રહ્યું હશે, કાં? આ ચાર દીથી તો એની ને એની જ તૈયારી કરો છો... કે હરખ નહિ માતો હોય, કાં? જાવ, જરા આંટો મારી આવો મન થયું હોય તો.

**પન્નાલાલ :** હમણાં જ આવીશ.

**ચંપા :** તી જાવને તમતમારે, કોણ ના કહે છે?

**મોહન :** (આવીને) બા, હું હમણાં જ ટપ્પાવાળાને કહી આવું હોં. (દોડતો જાય છે.)

**ચંપા:** માય છે એનો હરખ ક્યાંય? કેવો રજીરાજી થઈ ગ્યે છે?

**પન્નાલાલ:** થાય જ ના? ઠીક, તો લાવ મારી ટોપી પણ.

**ચંપા:** ત્યાં હું પણ શીરો હલાવી ન ખું, (એક પળ શાંતિ પછી) લો આ ટોપી. પણ... (ઓચિંતું યાદ આવ્યું હોય તેમ, ધીમા અવાજે) જોજો, પણ ધમુભાઈને કંઈ ખબર ન પડે હોં. નહીંતર ખરાબ લાગશે.

**પન્નાલાલ:** (ચિંતાયુક્ત સ્વરે) હા, ઈ વાત સાચી હોં. (બળતરાથી) ને ઓલ્યા મોહનિયાને કહેતો ભૂલી ગ્યો કે ગામમાં ગોકીરો ન કરે.

**ચંપા:** (આશ્વાસન આપતી હોય તેમ) કંઈ ગોકીરો નહીં કરે, ઇ તો ડાહ્યો છે.

**પન્નાલાલ:** (એ ને એ જ ચિંતામાં) જો ધમુને ખબર પડી ના, તો મરી ગ્યા.

**ચંપા:** એમાં શેના મરી ગ્યાં? કંઈ ચોરી-ચખાડી થોડી જ કરી છે?

**પન્નાલાલ:** (ધીરેથી) પણ તોય.

**ચંપા:** એમાં તોય શું? માણસને નોકરી મળે તો નોકરીય ન લ્યે? એમ તે કંઈ બળજબરી ચાલતી હશે?

**પન્નાલાલ:** બળજબરી તો શું, પણ એને દુઃખ થશે ને ઇ છેય મગજનો આકરો.

**ચંપા:** પણ એમાં આપણે શું કરીએ? (પછી હિંમત આપતા અને મેળવતા) ધમુભાઈને કંઈ કરતાં કંઈ ખબર નથી પડવાની, તમ-તમારે ધીરજ રાખોની. આ સાડા છ તો થઈ ગ્યા ને હમણાં થશે અંધારાં ને સવાર પડશે ત્યાં તો તમે એ...લીલા લહેર કરતા ક્યાંના ક્યાં નીકળી ગ્યા હશો.

**પન્નાલાલ:** (આશ્વાસન મેળવતાં) હા રે હા. ઈ તો કોઈને કંઈ ખબર નથી પડવાની મરશે. ટાંણે સહુ જોઈ લેવાશે. પણ......હોં, યાદ આવ્યું. આમ બહાર જવાનું કહું એના કરતાં ખાધ્ય–પીધ્યાનું ન કરું? મારે અમેય શું કમ છે બજારમાં?

**ચંપા:** તો એમ જ કરોની! મને પણ બે ઘડી તમારું મોઢું તો જોઈ લેવા મળે. પછી તો ક્યારે છેક કોણ જાણે..(અવાજ ધીમો પડી જાય છે.)

**પન્નાલાલ:** (હસીને હટાવતાં) અ. મેં હામાં જોવા જેવુંય શું રહ્યું છે? તને તો મૂરખીને કંઈ શોખ કે આવડત પણ ન મળે. આવું જેવું ગમે છે?

**ચંપા:** ગમે રાખો. હવે, સારા નથી લાગતા.

**પન્નાલાલ:** ઈ તો હુંય કહું છું કે હું સારો નથી લાગતો, તો બાઈને મોઢું જોવાનું મન થાય છે!

**ચંપા:** હવે ધીમે બોલો. હમણાં છોકરો આવી પહોંચશે, લે, આ આવ્યો. (મોહન આવે છે.)

**પન્નાલાલ:** આવ્યો દીકરા? કહી દીધું ના ટપ્પાવાળાને?

**મોહન:** હોવે બજારમાં નહોતો, તી છેક ટેસને જઈને ગોતી આવ્યો. કહી દીધું. ખરા-બર ટેમમાં ફેર નો પડે.

**ચંપા:** થાકયો નહીં, ભાઇ, આટલી વારમાં ટેસને જઈ આવ્યો તી!

**મોહન:** એટલામાં થાક શું લાગે...? બા, બાપુ, રસ્તામાં ધમુકાકા મળ્યા 'તા.

**પન્નાલાલ:** (ભોંઠા પડી) હેં!
**ચંપા:** હાય હાય!

**મોહન:** (વાતમાં રસ પૂરતા) મને ઊભો પણ રાખ્યો.

**પન્નાલાલ:** (નિરાશાથી) ખરાઇ ગ્યું નક્કી, નસીબ બે ડગલાં આગળ ને આગળ જ છે.

**ચંપા:** (સ્વસ્થતાથી) તને ઊભો રાખીને શું પૂછ્યું, મોહન?

**મોહન:** મને કહે કે 'ક્યાં જાય છે

છે.રા, આવો ઉતાવળો–ઉતાવળો ?' મેં કહ્યું : ' કંઈ નહિ, અમથો ' તો કહે કે ' તો ય ?' મેં કહ્યું : ' મારા દોસ્તારની ઇંડિપેન મારા ખીસામાં રહી ગઈ છે, તી એને પાછી આપવા જાઉં છું.'

**ચંપા :** બીજું કંઈ ન પૂછયું ?

**મોહન :** ના, બીજું શું પૂછે ?

**પન્નાલાલ :** (ઉત્સુકતાથી) પણ તને આવો જવાબ આપવાનું કેમ સૂઝયું, મોહન ?

**મોહન :** કાં, એમાં શું સૂઝવાનું હતું ? ધમુકાકાને હમણાં કહેવાય કંઈ ?

**પન્નાલાલ :** શાબાશ, મોહના; તું યે હુંશિયાર નીકળ્યો.

**ચંપા :** (ગર્વપૂર્વક) હુંશિયાર જ હોય ના ? તમારો દીકરો થયો છે ઈ કાંઈ અમથો થયો છે ?

**મોહન :** બા, કંઈક બતાવું ?

**ચંપા :** (વહાલથી) શું છે, બેટા ?

**મોહન :** આ જો.

**ચંપા :** આ શું ? પીપરમીટ ! ક્યાંથી કાઢી ? ને માથે આ બે પૈસા ? લઈ ગ્યો'તો ઘેરથી ?

**મોહન :** ક્યાંથી કાઢ્યા હશે, કહે જોઉં ?

**ચંપા :** ક્યાંથી કાઢે, તી સાચવી રાખ્યા હશે ક્યાંક ઘરમાં; તારા બાપુને નોકરી મળી એના માનમાં ઉજાણી કરી દીકરા ?

**મોહન :** બાપુ, તમે કહો, ક્યાંથી કાઢ્યા હશે ?

**પન્નાલાલ :** મને શી ખબર પડે, ભાઈ ! મેં કંઈ તને આપ્યા નથી.

**મોહન :** કહું ?

**ચંપા :** કહે ને.

**મોહન :** (આનંદથી) ધમુકાકે એક આનો આપ્યો.

**ચંપા :** શા સારુ ?

**મોહન :** મેં કહ્યું ના કે ઇંડિપેન આપવા જાઉં છું તી મારે માથે હાથ ફેરવીને કહે: ' શાબાશ દીકરા; આવો ને આવો પ્રામાણિક રહેજે હોં. તારા બાપદાદાની આબરુ વધારજે. ને લે, આની પીપરમીટ ખાજે.' કહીને તરત એક આનો આપ્યો.

**ચંપા :** (પતિને) ધમુભાઈને વહાલ બહુ છે હોં મોહનયા ઉપર.

**પન્નાલાલ :** એને તો બધાં ઉપર વહાલ છે. ઈ તો બિચારો આજે......

**ચંપા :** લ્યો ત્યારે, તમે બાપદીકરો વાતું કરો, ત્યાં હું જલદીજલદી શીરો કરી નાખું. (જાય છે.)

**મોહન :** હેં બાપુ, તમે યાં ક્યારે પહોંચશો ?

**પન્નાલાલ :** ચોથે દીએ.

**મોહન :** એટલું બધું ?

**પન્નાલાલ :** છેક બંગાલ જવું છે, કંઈ નજીક થોડું છે ?

**મોહન :** રજા ઉપર પાછા ક્યારે આવવાના, બાપુ ?

**પન્નાલાલ :** ઈ તો કેમ કહેવાય, બેટા ? બે વરસ તો ઓછામાં ઓછાં ખરાં જ.

**મોહન :** એટલું બધું ?

**પન્નાલાલ :** ત્યારે ? નોકરી કરીને પેટ ભરવું સહેલું છે, ભાઈ ?

**મોહન :** બાપુ, પાછા આવશો ત્યારે મારે માટે શું લાવશો ?

**પન્નાલાલ :** તું કહે ઈ, મોહન. જે તું કહે ઈ લઈ આવીશ, બોલ. તું તો મારો ડાહ્યો દીકરો છે. તારી બાનું ધ્યાન રાખજે હોં, એને ઓછું ન આવે જરી ય. બોલ, શું લઈ આવું તારે માટે ?

**મોહન :** કહું ? (જરા વાર રહીને) જરા વિચાર કરી લઉં.

**પન્નાલાલ :** બરાબર વિચાર કરી લે. આજે મારે આનંદનો દિવસ છે. તું કહીશ

મને કહે કે ' હવે પચાસમાં જ રહેજો. ' મેં ના પાડી. પચાસમાં મારું પૂરું કેમ થાય? સાત વરસની નોકરી મારી. મારા જેવું માણસ એને યાં છેટ મળે પણ કોણ? મારા મનમાં કે જરૂર મહિને-બેમહિને મને બોલાવશે. મને શી ખબર કે માનો જણ્યો સગો ભાઈ જ મને દગો આપશે?

**પન્નાલાલ :** તી ભાઈને પેટ નહિ હોય કાં? આજ દોઢ વરસથી આમ નવરો બેઠો છું ઈ જોતો નથી? દાગીના પણ વેચાતી વેચાતા ખલાસ થવા આવ્યાં. શેઠે માણસ કમી કરવા ખાતર મને રજા આપી ત્યારે તને એમ ન થયું કે મારો પગાર જરા ઓછો કરો. પણ મારા ભાઈનો જાન લ્યો મા.

**ધમુ :** લ્યો, ભાઈ બોલ્યા! જરાય જશ વસે છે કે આગલી નોકરી છૂટી ગઈ ને ખાલી પડ્યા ત્યારે શેઠને કેટલાં-કેટલાં વાનાં કરીને તમને નોકરીએ રખાવ્યા 'તા! બાકી માણસ કમી કરે ત્યારે તો નવા માણસને પહેલાં છૂટા કરે એમાં હું એને કહું ય શું?

**ચંપા :** ઈ તો ઘણું ય, દાનત હોય તો, કહેવાય કે મારો ભાઈ છે, એને છૂટો નહીં થાય ને એને છૂટો કરવો હોય તો આ હું ય છૂટો.

**પન્નાલાલ :** આ તો શેઠે કહ્યું કે પન્નાલાલને છૂટો કરો ને ભાઇએ આંખમાં પાણી આણીને કહ્યું કે ભાઈ, શેઠ કામકાજ ઓછું કરે છે ને તમને છૂટા કરે છે. બસ, થઈ રહ્યું. આંખમાં પાણી આવ્યાં એટલે બધું ય આવી ગયું.

**ચંપા :** ઈ તો આંકી આ રુદિયામાં ભડકો લાગવો જોવે ભડકો, તવે થાય.

**ધમુ :** (ચિડાઈને) મને કંઈ યે નહોતું લાગતું. કાં! મને કંઈ યે નહોતું થાતું ને આંખમાં પાણી ય અમસ્તાં આવતાં 'તાં. (ગુસ્સાપૂર્વક) જખ મારી એટલા કાલાવાલા કરીને તમને નોકરી અપાવી ઈ, બસ?

**પન્નાલાલ :** એમ કોણ કહે છે તી આટલો ગુસ્સો કરે છે? નોકરી અપાવી ઇ તારો ઉપકાર, કહે તો તારે પગે પડું.

**ધમુ :** મોટાભાઈ, મને નાહકનો ચીડવો મા. શેઠ સાલ્લો સટ્ટે ચડી ગ્યો ને બે પૈસા કમાણો એમાં જીનમાં કામ 'ઓછું કરી નાખ્યું, એમાં હું શું કરું' ? તમારે ઘેર બેસવું પડ્યું એમ અંતે તો મારે ય ઈ જ વારો આવ્યો ના? મન મારું જાણે છે કેમ દહાડા જાય છે ઈ.

**પન્નાલાલ :** મને એનો અનુભવ ક્યાં નથી? પૂછ તારી ભાભીને, આ દોઢ વરસમાં પેટ ભરીને ખાધું છે કોઈ દી?

**ચંપા :** ખાવાની તો વાત બળી, પણ હમેશાં ને હમેશાં લોહી ખાધ્યા કરે. એમ લોહી ખાધ્યે કંઈ નોકરી મળતી હશે? ઊલટાના સુકાઈને પોતે ઠીઠું થઈ ગ્યા.

**પન્નાલાલ :** સુકાય નહીં તો શું થાય? છતી શક્તિએ કામધંધો ન મળે ને ઘરના દાગીના ખાવા પડે ઇ કોળિયો ગળે કેમ ઊતરે?

**ધમુ :** એટલે તો હું કહું છું ના કે મારો કોળિયો તમારે નો 'તો ઝૂંટવવો!

**પન્નાલાલ :** તારે એમ જ બોલવું હોય તો એમ જ બોલ, જા મારે જવાબ નથી દેવો.

**ધમુ :** ક્યાંથી જવાબ દો તમે પન્નાભાઈ, મારી વાત સાવ સાચી હોય ત્યાં?

**ચંપા :** કપાળ તમારી વાત સાચી છે, ધમુભાઇ.

**ધમુ :** ત્યારે?

**પન્નાલાલ :** ત્યારે શું? ક્યાંયે નોકરી ન મળતી હોય ને ઘરમાં ખાવાને કૂટી બદામે ન હોય તો તારા પટને ખાતર માણસ ભૂખે

મરે? હું ન લેત તો મારે બાપ બીજો નોકરી લઈ લેત. શેઠે ઓછા માણસોને કમી કર્યા છે?

**ચંપા:** ને છે ખીજે ક્યાંય નોકરી? તમે જ બત વો, ધમુભાઈ. તમે તો આટલા અનુભવી ને એક જ જગ્યાએ કામ કરેલા જૂના માણસ છે. તો ય તમને ય ક્યાય નોકરી મળે છે?

**ધમુ:** ક્યાંથી મળે આવે ટાણે? છે એની ય છૂટી જાય છે.

**ચંપા:** તો પછી આને બિચારાને દોષ ઘો છો પણ કંઈ વિચાર કરો છો?

**ધમુ:** વિચાર તો બધા થાય પણ શું થાય? ઇ આડા ન પડ્યા હોત તો જીન ભલે શેઠ ન ચલાવે પણ એનું ધ્યાન રાખવા માણસ રાખ્યા વગર એને છૂટકો નહોતો. એની મેળે મને બોલાવત.

**પન્નાલાલ:** બોલાવવો હત તો તો ન બોલાવત આટલા મહિનામા? ઇ કંઈ આપણો વટ સાંખીને બેસી ન રહેય, ઈ શેઠિયાઓ. એને ય માણસ મળી રહે.

**ધમુ:** (હસીને) મળી જ રીયો ના એને માણસ? ખંરસો તાર મૂકીને બોલાવ્યો.

**પન્નાલાલ:** કોણે કીધું તને તાર મૂકીને બોલાવ્યો ઇ?

**ધમુ:** એમાં કહે તી કોણ? આખું ગામ જાણે છે. (કટાક્ષથી) તમને એટલી પણ બુદ્ધિ ન સૂઝી કે આવડા નાના ગામમાં મને તાર આવશે ઈ વાત છની નહીં રહે, તી ચોરની જેમ નાસી જવા તૈયારી કરી?

**પન્નાલાલ:** નાસી શેના જાય? ચોરીચોરી થોડી કરી'તી?

**ધમુ:** તે તો આમ શિયાવિયા ન થઈ જાત મને જોઈને! પણ મેં તો બધી તપાસ કરી જોઈ. ટપ્પાવાળાને પણ પૂછી જોયું. પછી અહીં આવ્યો. હું ય કંઈ કાચો નથી. તમારો ભાઈ છું.

**ચંપા:** (ધીમેથી) એટલે જ આમ કસાઈ જેમ વર્તો છો ના?

**ધમુ:** (ગુસ્સાથી) કસાઈ જેમ હું વર્ત્યો કે મગ ભાઈ? એક તો મારી ગરદન કાપી ને પાછી સફાઈ કરો છો?

**પન્નાલાલ:** ગડી વતે ગાડાં ભગાય, ધમુ. તારે શું કરવું છે? બોલ. તકરાર જ કરવી છે? તો કરી લે તારે મન પડે એટલી, હું એક અક્ષર નહીં બોલું.

**ધમુ:** મારે તકરાર કરીને શું કરવું છે? પણ આ મારી ભાભી કેવું બેસે છે? એને તો કંઈ કહેતા નથી.

**પન્નાલાલ:** ઈ પણ કંઈ નહીં બોલે, બસ? (પત્નીને) તારે કંઈ જ નથી બોલવાનું હો; આપણે તકરાર નથી કરવી.

**ચંપા:** (ધીમે સાદે) મારે શા સારુ કંઈ યે બોલવું જોઈએ? બબ્બે જીવ બળે છે તી બોલી જવાય છે. બાકી ધમુભાઈને કંઈ કહેતા મને ય શું થતું હશે ઈ તો હું એકલી જ જાણું છું. (ગળગળી થઈ જતાં) કેટલો સંપ હતો આપણા ઘરમાં, ને તમને ભાઈએ ને તો કેટલું બનતું? ને આજે...(રોઈ પડે છે.)

**પન્નાલાલ:** ઇ તો એમ જ ચાલે માણસ છે, ગુસ્સો પણ આવી જાય.

**ચંપા:** (દુઃખથી) મારી મૂઈની જીભ જ એવી છે. એવું કહેતાં ઇ ઊપડી કેમ કે પુ જાણે! બાકી આ મારે સગે હાથે રોટલા ઘડીને મગ મોહન ને જેટલા હેતથી મેં જમાડ્યો છે એટલા હેતથી મેં ધમુભાઈને ન જમાડ્યા હોય તો મને (રોતાંરોતાં) અંગે અંગે......

**ધમુ:** (નરમાશ) પુણ્યદાન છે ભાભી, વધુ કશું બોલ્યાં તો, ઘર હોય ત્યાં એમ જ ચાલે. બાકી કંઈ થયું એવું થવાનું છે?

**ચંપા :** આજે જ મોહનાએ કહ્યું કે કાકાએ મને આનો આપ્યો ત્યારે મેં શું કહ્યું'તું ઈ પૂછી જોવ તમારા ભાઈ ને.

**ધસુ :** (હસવાનો પ્રયત્ન કરતો) મારે કંઈ નથી પૂછવું, બાપા ! હવે તમે શાંત રહેશો ?

**ચંપા :** મારા સમ છે ન પૂછો તો આ મોહનાને જ પૂછોની ? મોહન, તું જ કહે જોઉં, ભાઈ !

**મોહન :** મેં કહ્યું કે કાકાએ મને એક આનો આપ્યો એટલે બા બાપુને કહે કે 'ધસુભાઈ ને વહાલ બહુ છે હોં મોહનિયા ઉપર' એટલે બાપુએ કહ્યું કે એને તો બધાં ઉપર વહાલ છે ઈ તો બિચારો આજે–'

**ચંપા :** (વચ્ચેથી) હાઉં ?

**ધસુ :** (સ્નેહપૂર્વક) પણ મેં એની ક્યાં ના પાડી ભાભી ?

(બે પળ શાંતિ છવાય છે. પછી વાતાવરણ હળવું લાગતાં–)

**મોહન :** તી બાપુ, શેઠ પણ આમ માણસોને નોકરીમાંથી રજા આપે છે ને પગારો ઘટાડે છે: તી ઈ પણ બિચારા ગરીબ થયા હશે ત્યારે જ ના ?

[પન્નાલાલ તથા ધસુ હસી પડે છે.]

**ધસુ :** (હસતાં હસતાં) ગાંડો છે કંઈ ? શેઠે તો હમણાં બે મહિના પહેલાં જ બે નવી મોટરો લીધી.

**ચંપા :** (આશ્ચર્યથી) પણ તમારા પગાર ન પોસાય ને મોટરના ખરચા કેમ પોસાશે ?

**ધસુ :** ઈ તમે એમાં ન સમજો, ભાભી. ઈ તો ભરશિયાળે પણ મિલની ગરમીમાં મજૂરના શરીરમાંથી પરસેવો વળી જાય ને હજારો તાકા કાપડના ઈ પેદા કરે. શૈર જાય ત્યાંર મજૂરને થરથરતાં અંગોને ઢાંકવા એક ચીંથરું પણ ન મળે ને ખીજા અમનચમન કરે.

**મોહન :** પણ એમ કેમ, કાકા ?

**ચંપા :** ઈ તો જેવાં જેનાં કરમ ભાઈ. આજે સવારે જ વ્યાખ્યાનમાં મા'રા જ શું કહેતા'તા ?

**મોહન :** ઈ તો ઓલા બાજુવાળા છોકરાઓ મીઠાઈયું ઉડાવતા'તા ને તું મને સૂકો રોટલો આપતી'તી ત્યારે ય તું એમ જ કહેતી'તી, બા જેવાં જેનાં કરમ !

**ચંપા :** તી ઈ જ સાચું છે ના ? બધા ધરમમાં ઈ જ એક વાત કહી છે.

**મોહન :** (હજી એનું આશ્ચર્ય ગયું નથી. ધીમેધીમે વિચારતો જતો હોય તેમ) પણ તો ય શેઠે બે નવી મોટર લીધી ઈ પૈસાણી તો તમને સાઠના પચાસ ન કીધા હોત તો...

**ધસુ :** (અધવચ્ચેથી) ઈ તો તું મોટો થઈશ ને અમારી જેમ કમાવા નીકળીશ ત્યારે ખબર પડશે કે કેટલી વીસે સો થાય છે. શેઠિયાઓ સો રૂપિયા ખીચીમાં ખરચી નાખે પણ આપણા પાંચ રૂપિયા એમને ભારે પડે. એમ વાત છે, બેટા.

**પન્નાલાલ :** (ઓચિંતા જ ધસુ પાસે જઈ ગંભીર અવાજે) ધસુ......

**ધસુ :** (આશ્ચર્યથી) શું થયું પન્નાભાઈ ? કેમ આવો અવાજ......

**પન્નાલાલ :** (તેને પગે પડવા જતાં, ગળગળા સાદે) માફ કરજે. ભાઈ, તારો રોટલો મેં ઝૂંટવી લીધો છે. પણ હું ન હોત તો કો'ક બીજો ઈ લઈ લેત.

**ધસુ :** (તેને ઉઠાડતાં, કંપતા અવાજે) અરે અરે, મોટાભાઈ, આ શું કરો છો ? મારે પગે તમારે પડાય ? મને પાતક લાગે.

**પન્નાલાલ :** (ઊઠીને, આંસુભર્યા અવાજે) મારે જાત વેચીને તને નભાવવો જોઈએ એને બદલે તારા પેટમાં પાટુ મારી અનાજ પેદા કરવાનો વખત આવ્યો. હે પ્રભુ ! શી દુનિયા છે !

[ચંપા અને મોહન ડૂસકાં ખાય છે.]

**પન્નાલાલ :** (એજ અવાજે) મારે ય બાયડી-છોકરાં છે ભાઈ, એને ભૂખે કેમ

મગાય ? હું એકલો હોઉં તો તો દરિયો ય મને મધરી લ્યે

**ધમુ:** (અણગમે સાદે) એવુંએવું બોલો મા, ભાઈ ભૂખના દુખે હું પણ આકરે થઈ ગયે બાકી બીજા ખાય એના કરતાં તમે શું ખોટા છો ?

(બને લેટીને રૂએ છે પળ પછી)

**ધમુ:** (લાગણીપૂર્વક) તમારે જાવાને દિવસે અવો ઠજિયો કીધો તી તમે જ મને માફ કરજો (પછી ઉત્સાહથી) ભાભી, ચલો જલદી કરો થાળીઓ પીરસો અમે બને ભઈઓ ભેળા મળીને આજે તો જમી લઈએ, પછી ક્યરે ભેળા થઈશું કોણ જાણે!

**ચંપા:** (હર્ષથી) ચાલો ચાલો તૈયાર જ છે

**પન્નાલાલ:**
**ધમુ:** } (સાથે જ) ચાલો

(ત્રણે જાય છે મોહન એકલો રહે છે)

**મોહન:** (સમડી આગળ મૂકી–) માળું આ યે ગજબ છે એ લો શેઠને બે નવી મોટર પોસાય છે ને દસ રૂપિયા પગારના ભારે પડે છે ને આ લોકો અટલુ લડે, ઝઘડે છે પણ તો ય ઈ વતનો તો જરી ય અચંબો પણ એમને નથી થતો ઈ જ મોટો અચંબો નથી ? ગજબ છે, ગજબ છે, ગજબ છે!

(કરતોકરતો તે રસોડામા ચાલ્યો જાય છે)

પડદો પડે છે.×

× આ નાટિકા ભજવતા પહેલા લેખકની પરવાનગી લેવી જરૂરી છે

★

મકસૂદ મકી બાશદ અઝ કાબાઓ બુતખાના
મઅબૂદ યકી દાનન્દ હમ મુસ્લિમો હમ હિન્દૂ

કાબા અને દેવમંદિરથી લોકો એક જ વસ્તુ ઇચ્છે છે, હિંદુ અને મુસલમાન એક જ તત્ત્વને પ્રભુ માને છે।

×

નઝરે આરિફ સફરે કાબાઓ બુતખાના યકીસ્ત
ઝઆંકિ ઈંજા ગિલો સંગો બુતોબુતખાનઃ આંજાઅસ્ત

સત્યશોધકને કાબા અને દેવમંદિર બન્નેની યાત્રા સરખી જ છે, કેમકે અહીં માટી અને પથ્થર છે અને ત્યાં પ્રતિમા અને જનોઈ।

×

ગર મુસલમાં વ નસારા વ ગર અઝ ગબ્રુત્સીમ
હમે અઝ યક નસબ વ યક પિદર વ યક મુસ્તીમ

કદાચ અમે મુસલમાન વા ખ્રિસ્તી વા જરથોસ્તી ભલે હોઈએ છતાં સર્વે એક મૂળનાં, એક કૂળનાં અને એક જ પિતાના છીએ.

×

બુતખાના વ કાબા ખાનએ બન્દગીસ્ત
નાકૂસ ઝદન તરાનએ બંદગીસ્ત
ઝુન્નારો કલીસા તસ્બીહો સલીબ
હક્કા કે હમે નિશાનએ બંદગીસ્ત

મંદિર કે મસ્જિદ એ ભક્તિનાં જ સ્થાન છે. શંખ ફૂંકવો કે સંગીતનો આલાપ કરવો એ ભક્તિનો જ અવાજ છે જનોઈ, માળા, યહુદીનું દેવળ અને ઈશુખ્રિસ્તનો ક્રોસ–એ સર્વ ખરેખર ભક્તિનાં જ નિશાન છે

—સંગ્રાહકઃ રતિલાલ બારભાયા

પ્રાચીન હિંદનાં

# પ્રજાસત્તાક રાજ્યો

*

શ્રી દેવેંદ્રરાય પુ. મજમૂદાર
બી. એ.

ભૂતકાળની કળાકારીગીરી ને બીજી સમૃદ્ધિની ગૌરવગાથા સામાન્યજને અનેકાનેકવાર સાંભળી હશે, પણ જૂના કાળમાં ભારતમાં પ્રજાસત્તાક રાજ્યતંત્રો પણ હશે એમ બહુ ઓછા જાણતા હશે. એ સમયે પણ 'સંઘો' (રાજકીય ને ધાર્મિક સંસ્થાઓ), 'ગણો' (પ્રજાકીય ધારાસભાઓ), 'રાજ' (પ્રજાસત્તાકનો પ્રમુખ), 'વિનિચ્ચય મહામત્તો' (ન્યાયકચેરીઓ), 'વોહારિકો' (ધારાશાસ્ત્રીઓ), 'સૂત્રધારો' (હાઈકોર્ટના ન્યાયાધીશો) હતા. ત્યારે નત્તિ (દરખાસ્તો) મુકાતી, પ્રતિજ્ઞા (ઠરાવ) મુકાતી; 'છંદ'(મત)નો અધિકાર હતો, 'બહુતર' (બહુમતિ) દ્વારા સભાના ઠરાવો નક્કી થતા; ત્યારે 'શલાકા'(મતપત્રિકા)ઓ હતી, 'ગણકચેરીઓ' (લોકસભાઓ) પણ હતી, સ્વરાજ્ય, વૈરાજ્ય, દ્વૈરાજ્ય, અરાજક વગેરે પ્રકારનાં ત્યારે યે પ્રજાસત્તાક રાજ્યોના અખતરા કરવામાં આવ્યા હતા: ગઈ તા. ૨૬મી જાન્યુઆરીથી ભારતવર્ષ પ્રજાસત્તાક જાહેર થયું છે ત્યારે, પ્રાચીન તેમ જ અર્વાચીન પદ્ધતિનો તુલનાત્મક અભ્યાસ રસદાયક થઈ પડશે. લેખકે શ્રમપૂર્વક માહિતી એકઠી કરીને એની સામગ્રી અહીં પૂરી પાડી છે.

એ તો સુપ્રસિદ્ધ છે કે વેદો દુનિયાભરની સાહિત્યકૃતિઓમાં પ્રાચીનમાં પ્રાચીન છે. તેનો સમય સામાન્ય રીતે ઈ. પૂ. ૫,૦૦૦ વરસ ઉપરનો આંકવામાં આવે છે. તે સમયથી ભારતવર્ષમાં વસતી આર્યપ્રજાએ અદ્વિતીય સંસ્કૃતિ વિકસાવી હતી (જે હજી સુધી ટકી રહી છે.) એ પણ જાણીતું છે. અનેક પ્રકારનાં જ્ઞાનવિજ્ઞાન, હુન્નરકળાના ધામ સમા આવા ભારતવર્ષમાં આધુનિક તરીકે હયાતી ભોગવતી હતી. દરેક સંસ્કૃત પ્રજાની સુધારણાનો પ્રથમ દર્શનીય પુરાવો તેની રાજ્યતંત્રની પદ્ધતિ છે, એ એક ઐતિહાસિક સત્ય છે; કારણકે તેના વગર દેશના સમગ્ર જીવનનું અસ્તિત્વ અને વિકાસ સંભવી શકે નહીં; તેથી જ પ્રાચીન ભારતના આર્યોએ રાજકારણના મહત્ત્વના વિષયોમાં મોટા પાયા ઉપરના બંધારણીય અખતરા કર્યાનું માલૂમ પડી આવે છે. આવો સૌથી મોટો અખતરો

વર્ણવે પાડ્યો છે 'અર્થશાસ્ત્ર'ની રચના વખતે તે પ્રજાસત્તાક રાજ્યના કેટલાંક પ્રાચીન બન્યા હશે, કારણ કે તેમાં મહીં જૂની પ્રજાસત્તાક સંસ્થાની રચના વર્ણવેલી જણાય છે તેથી એ યુગ્મ દૃષ્ટિએ ય છે, કે તે પદ્ધતિની બીજી યુગમાં ગમી ગયેલ વાની કૃતિએ હેવી જોઈએ.

વૈદિક હિત્યમાં પ્રજાસત્તાક તંત્રમાં ટાળ પ્રતિનિધિત્વની 'સમિતિ' નામની સંસ્થાનો ભાગમાં ઉલ્લેખ છે. 'સમિતિ'ની 'સભા' બના. તેના પછી 'વિદથ' બની તેમાં રક્ત કુશળતાથી જોરદાર વક્તૃત્વ ગાની અભિલાષા રાખતો (बृहद्वदेम विदथे सुवीरा) તેમાં ન ફરે એવો સમૂહનિર્ણય ('नरिष्ठा'–सायण) લેવતો. સભાને પ્રમુખ સભાપતિ બનતો. તેમાં પિતરો (મોટેરા) બેસતા. સભાના ન્યાયાધીશના નિર્ણયથી મુક્ત થયેલી વ્યક્તિ આનંદ પામતી. 'विदथ' સભામાં તો ધાર્મિક ઉપરાંત મૂલકી અને લશ્કરી બાબતો પણ ચર્ચાતી. 'परिषद्'માં જ્ઞાનચર્ચા થતી. આ બધામાં લોકશાહી ઢબ રહેતી. આમ છતાં વ્યવસ્થા મુજબના પ્રજાસત્તાક તંત્રનું અસ્તિત્વ વૈદિક પાછળના યુગથી અસ્તિત્વમાં આવવા લાગ્યું હતું. ઐતરેય બ્રાહ્મણ (ઈ.સ. પૂ. ૧૦૦૦)ના સમયથી પ્રજાસત્તાક તંત્ર સ્પષ્ટ રીતે આકાર લેવા લાગ્યું હતું. બુદ્ધપૂર્વે રચાયેલાં 'જાતકો'માં એના સ્પષ્ટ ઉલ્લેખો છે.

જૈન આગમ સૂત્રમાં दोरज्जाणि गणरज्जाणि નો ઉલ્લેખ છે. તેમાંનો गण શબ્દ પ્રજાસત્તાકનો પર્યાય શબ્દ છે. 'गण'નો અર્થ પ્રજાકીય ધારાસભા–પાર્લમેન્ટ પણ થતો, પણ પ્રજાસત્તાક રાષ્ટ્રનું અધારણું નામ 'સંઘ' બુદ્ધ સમયમાં જાણીતું હતું. જાતકો, પાલિ ધર્મસૂત્રો, પાણિનિ ને પતંજલિની કૃતિઓ તેમજ મહાભારતમાં પણ આપેલાં 'ગણો', 'સંઘો'નાં વર્ણન વિપુલ પ્રમાણમાં છે. આ લોકશાહી પ્રજાસત્તાક તંત્રની રાજકીય સંસ્થાઓ ઉપરથી જ બુદ્ધે પોતાના ધાર્મિક સંઘની રચના કરી હતી. શાક્યોના પ્રજાસત્તાકમાંથી ઉદ્ભવેલા પોતાના રાજકીય વાતાવરણને ઉપદેશ કરી રાજકીય સંઘના ધોરણે મહાન ધાર્મિક સંઘનું બુદ્ધે લોકશાહી ધર્મચક્ર રચ્યું અને તેના પોતે ભેગા જ પ્રમુખ બન્યા. આ 'સંઘ'માં ભિખ્ખુઓને શિસ્ત પાળવી પડતી હતી, કાયદા પાળવા પડતા હતા; ચૂંટણીઓ થતી, ગુનેગારોને શિક્ષા થતી, સંઘની મિલકતનો વહીવટ થતો. આમ 'સંઘ' એ ધાર્મિક લોકશાહી બની રહ્યો; તેથી બુદ્ધધર્મની આ વરણાલાળી ચાલી.

રાજકીય પ્રજાસત્તાક તંત્રોની શાસનપ્રણાલિકા ગ્રંથ ઉપલબ્ધ નહીં હોવાથી તેના ધોરણે રચાયેલા ધાર્મિક સંઘમાં ચાલતા વહીવટ ઉપરથી આપણે રાજકીય તંત્રનો વહીવટ જાણવા મળી શકે છે.

ઉપરકથિત 'સંઘો', 'ગણો' પાણિનિ પતંજલિની વ્યાખ્યા પ્રમાણે રાજકીય એકમો હતા. પાણિનિએ वाहिक (પંજાબ)ના શસ્ત્રોપજીવી (લશ્કરી) પ્રજાસત્તાકોનો ઉલ્લેખ કર્યો છે, જેમાં 'છ ત્રિગર્તો,' 'નવ યૌધેયો,' ઈ. આવે છે. 'ક્ષુદ્રક' અને 'માલવો' સહિત તેમનાં પ્રજાસત્તાક રાજ્યો, કાશ્મીર, પંજાબ, સરહદ (ગાંધાર, કાંબોજ) અને સિંધ સુધી પથરાયેલાં હતાં. આ લડાયક સંઘો સિવાય બીજાં મદ્ર, વૃજિ, રાજન્ય, અંધક–વૃષ્ણિ, ભર્ગ વગેરે પ્રજાસત્તાકો અર્ધલશ્કરી હતાં. ઈતિહાસ-પુરાણમાં અંધક વૃષ્ણિઓ રાજા વગરના કહેવાયા છે, કારણ કે તેમની રાજ્યપદ્ધતિ રાજાવાદી નહોતી. આ ઉપરાંત પૂર્વભારતમાં વજ્જીઓ, લિચ્છવિઓ, શાક્યો ઇત્યાદિના વિશાળ અને શક્તિશાળી પ્રજાસત્તાકો ગોરખપુરથી ભાગલપુર અને મગધની ઉત્તરે હિમાલયની તળેટી સુધી ફેલાયેલાં હતાં. તેમાં ઉત્તરમાં શાક્યોની ગોરખપુર પ્રાંતમાં કપિલવસ્તુ–રાજધાની હતી.

લિચ્છવિઓની રાજધાની વૈશાલી (હાલ મુજફ્ફરપુર જિલ્લાનું બશાઢ) હતી. દરભંગા જિલ્લામાં વિદેહોની રાજધાની મિથિલા હતી. આ લિચ્છવિઓ અને વિદેહોથી સંયુક્ત રાજદ્વારી પ્રજાસત્તાકસંસ્થા (અં. લીગ) 'વજ્જીઓ'ના નામથી ઓળખાતી. આ 'વજ્જીઓ'ના પ્રદેશોથી દક્ષિણમાં વિસ્તરેલાં 'મલ્લો'નાં બે પ્રજાસત્તાક રાજ્યો હતાં. કોશાંબીના 'વત્સો'નું પડોશી રાજ્ય ભર્ગોનું હતું. આ બધાંમાં વજ્જીઓ (લિચ્છવિઓ–વિદેહો) બહુ મહત્ત્વનાં હતાં. ભર્ગોનો ઉલ્લેખ મહાભારતમાં અને પાલિસાહિત્યમાં આવે છે. પશ્ચિમહિંદના 'યૌધેયો' માફક પૂર્વ હિંદનું તે પ્રધાન રાષ્ટ્ર (जनपद) હતું. પાછલા વખતમાં 'વત્સો' સાથે, સ્વત્વ રાખીને પણ ભર્ગોને ભળી જવું પડ્યું હતું.

બુદ્ધના શાક્યોના પ્રજાસત્તાકની ધારાસભામાં સભ્યોની સંખ્યા ૫૦૦ની હતી. તે રાષ્ટ્રમાં એક પત્નીવ્રતનો કાયદો થયેલો હતો. ભારતની શ્રેષ્ઠતા જેમનાથી ખમાતી નથી એવા કેટલાક પશ્ચિમના વિદ્વાનો કહે છે તેમ આ બધાં રાષ્ટ્રો પછાત દેશો પેઠે જાતીય (અં ટ્રાઇબલ) નહોતાં, પણ રાજ્યની છત્રછાયા તળે આવેલાં રાજકીય એકમો હતાં. તેમાં ગમે તે બહારનો વસીને તેનો પ્રજાજન થઈ શકતો; એટલે જાતીય રાજ્યનો પ્રશ્ન જ ક્યાં રહ્યો? આ વાતના અનેક પુરાવા મોજુદ પડ્યા છે.

ખરેખર હતો. બુદ્ધના પિતા શુદ્ધોદન આવા પ્રમુખ હતા. તેઓ ચૂંટાયા પૂર્વે સાધારણ શહેરી પેઠે 'શુદ્ધોદન' નામથી ઓળખાતા હતા. લિચ્છવિઓના પ્રજાસત્તાકમાં ત્રણ મુખ્ય શાસકો ચૂંટાતા–રાજ (પ્રમુખ), 'ઉપરાજ' (ઉપપ્રમુખ) અને સેનાપતિ. કોઈવાર 'ભંડાગારિક' (અં. ચેન્સલર ઑફ એક્સચેકર) પણ ચૂંટાતો. લિચ્છવિઓની સરકાર ફરતા ત્રણ દુર્ગોથી રક્ષિત એવી વિશાળ ને સમૃદ્ધ વૈશાલીનગરીમાં કામ કરતી. સભ્યો સભામાં આવે ત્યારે શંખનાદ થતા. સભામાં રાજકીય, ખેતી વિષયક, વ્યાપારી, લશ્કરી વગેરે પ્રશ્નો ચર્ચાતા. સૌને મતસ્વાતંત્ર્ય અને વાણીસ્વાતંત્ર્ય હતાં. રાજાવાદી ગ્રંથોએ આની વિરુદ્ધ ટીકાઓ પણ કરી છે, તે તેનો પુરાવો છે.

આ પ્રજાસત્તાકનો પ્રમુખ 'રાજ' ન્યાયનો વડો પણ ગણાતો. ઘણીવાર બહારનો પણ ન્યાયનો વડો નીમાતો. નાગરિક સ્વાતંત્ર્યનું સુસ્ત પાલન થતું. રાજ, ઉપરાજ અને સેનાપતિની સંમતિ સિવાય કોઈને ગુનેગાર ઠરાવાતો નહીં. દફતરોમાં પ્રમુખના ચુકાદાઓ, ગુનાઓ અને શિક્ષાઓની નોંધવહી રખાતી. विनिश्च महमाता (ન્યાયકચેરીઓ)માં ગુનાઓ, મુલકી દાવાઓ વગેરેના મુકદમા ચાલતા. वोहारिका—ધારાશાસ્ત્રીઓ અને ન્યાયાધીશો પાસે અપીલનાં કામ ચાલતાં. હાઈકોર્ટ જજો 'સૂત્રધારો' કહેવાતા. છેવટની અપીલ આઠ સભ્યોની કારોબારી સમિતિ (અં. કાઉન્સિલ) પાસે ચાલતી.

ફરી સામાન્ય નામ 'વજ્જીઓ' ધારણ કર્યું હતું. આવી જોડાણસંસ્થા (જાનપદ કાઉન્સિલ)માં દરેક સભ્યને સમાન મતાધિકાર રહેતો.

સિકંદરની ચઢાઈ અને કૌટિલ્યના પક્ષમાં થયેલો મૌર્ય સામ્રાજ્યનો ઉદય, એમ બે જબરદસ્ત ફટકા સહન કર્યા છતાં 'વજ્જીઓ' જેવાં શક્તિશાળી પ્રજાસત્તાકો ટકી રહ્યાં હતાં એમ 'અર્થશાસ્ત્ર' ઉપરથી જણાય છે. આ પ્રજાસત્તાકો 'રાજ' (કોંસલ)વાળાં અને 'રાજ' વગરનાં હતાં, એમ સિક્કાઓ ઉપરથી જણાય છે. પહેલા વર્ગનાં લિચ્છવકો, વજ્જીઓ વગેરે હતાં. બીજા 'રાજ' વગરનાં પશ્ચિમ હિંદનાં 'કામ્બોજો', 'સુરાષ્ટ્ર', 'ક્ષત્રિયો' વગેરે પ્રજાસત્તાકો લડાયક હતાં. તેનો દરેક લડાયક નાગરિક યુદ્ધ ઉપરાંત આન્ય ધંધાઓ, જેવા કે વેપાર, ઉદ્યોગ, ખેતી વગેરે કરતો. બધાં જ પ્રજાસત્તાકો મજબૂત, સમૃદ્ધ અને તાલેવંત હતાં; કારણ કે તેમણે અર્વાચીન રાષ્ટ્રો પેઠે જીવનનો સાર્વત્રિક વિકાસ સાધ્યો હતો.

સિકંદર વખતના ગ્રીક તવારીખનવેશો અસંખ્યાબંધ સ્વતંત્ર પ્રજાસત્તાકોનો ઉલ્લેખ કરે છે. મેગેસ્થિનિસ પણ ભારતવર્ષની રાજ્યવ્યવસ્થા પ્રજાસત્તાક અને રાજસત્તાક એમ બે ભાગમાં વહેંચાયેલી નોંધે છે. પંજાબમાં રાવિની પૂર્વે આવેલા કાથીઅનો (કઠો)નું પ્રબળ પ્રજાસત્તાક હતું. સ્ત્રીપુરુષો ઇચ્છાલગ્ન કરતાં. સૌંદર્ય એ પ્રજાનું ખાસ લક્ષણ હતું. સૌથી વધારે રૂપાળા મનુષ્યને 'રાજ' પ્રમુખ ચુંટાવાની તક વધારે મળતી, એમ ગ્રીકો નોંધે છે. સંધિ માટે આવેલા ક્ષુદ્રકોમાલવોના ૧૦૦ જેટલા પ્રતિનિધિઓનું સિકંદરે બાદશાહી સ્વાગત કર્યું હતું. તેઓ રૂપાળા, કદાવર, ઊંચા અને ગૌરવવંતા હતા. ઝગમગી પહેરવેશવાળા વસ્ત્રોમાં શોભતા, રથમાં બેસીને તેઓ જ્યારે આવ્યા ત્યારે ગ્રીકો તેમને જોઈ છક થઈ ગયા હતા. આ બધા પ્રજાસત્તાકોના વીરત્વ, સ્વતંત્રતાપ્રેમ, યુદ્ધકૌશલ્ય ઇત્યાદિએ ગ્રીકો ઉપર ઊંડી છાપ પાડી હતી. આ રાજ્યો ખૂબ નફાવાળાં હતાં. લોકો એક ગામે કે જમતા. ગુલામીની પ્રથાને તો તેઓએ નાબૂદ જ કરી હતી. લડાયક હોવા છતાં તેઓ યુદ્ધને રીતે નાપસંદ કરતા.

બીજી વિગતો સાથે ગ્રીકો આ પ્રજાસત્તાકોનાં રાજ્યબંધારણનું વર્ણન આપવાનું ભૂલ્યા નથી. તેઓના કહેવા મુજબ પ્રજાસત્તાકો ચૂંટણીની પ્રથા અનુસાર ધારાસભાના પ્રતિનિધિઓ ચૂંટતા. સત્તાની માલિકી સભા-રાજ્યની જ ગણાતી. સારા નાગરિકના ઉછેર માટે રાજ્ય કાળજી લેતું. વ્યક્તિનું જીવન રાજ્ય માટે જ હતું. રાજ્ય માટે વ્યક્તિએ ફના થઈ જવાનું હતું. રાજસભાનાં બે ગૃહ હતાં. વડેરાઓની બનેલી કારોબારી સમિતિ હતી અને બીજી સામાન્ય સભા હતી. કેટલાંકમાં સામાન્ય સભા જ સર્વ કાર્યોમાં સત્તાધીશ રહે એવી પ્રથા હતી.

પ્રજાસત્તાક ના સ્વરાજ્ય, વૈરાજ્ય, અરાજક વગેરે પદ્ધતિઓના અખતરાઓ વિષે ઐતરેય બ્રાહ્મણ જેવા પ્રાચીન સાધનોમાંથી માહિતી મળી આવે છે. અરાજક માં નામ પ્રમાણે નામને પણ 'રાજ' કે શાસક હતો જ નહીં. આનો અર્થ અંગ્રેજીમાં જેને એનાર્કી કહીએ છીએ તે નહોતો, પણ તે એક વિશિષ્ટ પ્રકારના બંધારણવાળું રાજ્ય જ હતું, જેમાં માત્ર કાયદો શાસક હતો.*

પ્રજાસત્તાકોની રાજ્યસભાઓમાં કામકાજ શી રીતે ચાલતું હશે, તેની માહિતી સ્વતંત્ર સાધનોમાંથી મળી શકતી નથી. સંભવ છે, કે તેનાં ગ્રંથો નષ્ટ થઈ ગયા હોય. પણ તે

* મહાભારત-શાંતિપર્વ

પૂરો કરવામાં પડ્યા. બાબા હાથ-મોં ધોઈ જહાંપનાહ પાસે ગયા.

'અમ્મી, આગ્રામાં તો ઠીક પણ મુસાફરીમાં યે બાબા બાદશાહ સલામત પાસે આખો દિવસ કેમ રહે છે?' મેં પૂછ્યું.

અમ્મીએ જવાબ આપ્યો, 'બાદશાહ સલામતને કેટલું કામ રહે છે તે તું જાણે છે, બાબા? મુસાફરીમાં યે જહાંપનાહને આરામ ક્યાં છે? તારા બાબા કહેતા હતા કે આજે ઇરાનથી કોઈ એલચી આવવાનો છે. એને સૂચનાઓ આપીને અલાહાબાદ મોકલવાનો છે. દખ્ખણમાં પેલો મલીકંબર છે તે તોફાન કર્યા જ કરે છે. એના સમાચાર જાસૂસે જહાંપનાહને રસ્તામાં આપ્યા, એટલે એનો બંદોબસ્ત પાછો કરવાનો...'

'તે આ બધું જહાંપનાહ કરે?' મેં પૂછ્યું.

જગદ્રૂપ ગોસાંઈ પર બાદશાહ સલામતની ભારે મહેરબાની છે.'

મથુરાથી અમે દિલ્હી ગયાં. અમારો રોજનો શિરસ્તો એવો કે સવારે રવાના થવું, બપોરે મુકામ કરવો; બાદપરવારી, આરામ લઈ, બપોર નમ્યે ફરી મજલ શરૂ કરવી. સાંજ પડયે ફરી કોઈ સરસ જગ્યાએ મુકામ કરવો. પુરુષો કામ કરે, ઓરતો રસોઈ કરે, છોકરાંઓ રમે ને ભમે.

રસ્તામાં ટેકરીઓની ધાર આવે. નદીઓ ને નાળાં આવે. લીલાંછમ ખેતરો આવે. નાનાંનાનાં ગામડાં આવે. મોટાંમોટાં શહેરો યે આવે.

અમારો કાફલો ટેકરીઓ હોય તો વટી જાય, નદીનાળાં આવે તેને તરી જાય, ખેતરો ને મેદાનોને વટાવતો જાય, ગામડાંના લોકો એને જોવા માટે ટોળે મળે. શહેરની આસ-

પણ તંબૂ શો ? ને વાત શી ? હું ભૂલો પડી ગયો. થોડીવાર તો મેં હિંમત ટકાવી રાખી; પણ અંતે મોઢેથી 'અમ્મી' કહીને બૂમ પડાઈ ગઈ. 'અમ્મી' સામેથી અવાજ આવ્યો. મેં ફરી બૂમ મારી. 'અમ્મી, અમ્મી, અમ્મી.' સામેથી ફરી અવાજ આવ્યો. 'અમ્મી, અમ્મી, અમ્મી...' હું ચમક્યો; મેં ફરી બૂમ મારી. 'અમ્મી ઇ ઇ ઇ.' સામેથી ફરી અવાજ આવ્યો. 'અમ્મી ઇ ઇ ઇ.' 'કોણ છે ?'...હું ચિડાયો.

'કોણ છે ? અમ્મી ઇ ઇ ઇ ઇ' સામેથી કોઈએ મારા ચાળા પાડ્યા. હું વધારે ચિડાયો. ક્રોધમાં ને ક્રોધમાં મારાથી રડી દેવાયું: 'એં એં એં એં' 'એં એં એં એં... હા ! હા ! હા ! હ. !'–આમ મારા ચાળા પાડીને ખડખડાટ હસતી એક છોકરી મારી પાસે આવી. 'કેમ રડે છે ?' એણે મને પૂછ્યું.

'મારી અમ્મી...મારો તંબૂ'...મારાથી વધારે બોલાયું નહિ. 'ભૂલો પડી ગયો છે કે ?' એણે પૂછ્યું. ત્યાં તો પાસેના તાપણુના અજવાળામાં એનું ધ્યાન મારા ઘૂંટણ પર પડ્યું. 'અરે ! અરે ! આ શું ? આટલું બધું વાગ્યું ક્યાંથી ? આટલું બધું ? ચાલ.' એણે કહ્યું.

અને અમે તેના તંબૂમાં ગયાં. એની માએ મારો પગ ધોયો. પાટો બાંધ્યો. મારી વેદના જરા ઓછી થઇ. 'રોશન, બેટા, હમણાં તારા બાબા આવશે એટલે પરવીઝને મૂકી આવશે. ત્યાંસુધી તમે વાતો કરો. પરવીઝને દ્રાક્ષ ને જરદાલુ આપ.'

'પરવીઝને દ્રાક્ષ અને જરદાલુ, તો મને શું ?' રૂપાની ઘૂઘરી જેવા સૂરે હસતાંહસતાં એણે પૂછ્યું.

'તું યે લેજ જરદાલુ, બસ ?'

'એ તો મારા ભાગના, પણ ઇનામનું શું ?'

'ઇનામમાં ધબ્બો. રહીશ હવે ?'

અને માદીકરીના હાસ્યથી આખો તંબૂ ભરાઈ ગયો.

અમે–રોશન અને હું–ખાતાંખાતાં વાતે વળગ્યાં. મેં એને વાતવાતમાં પૂછ્યું:

'તેં આગ્રા જોયું છે, રોશન ?'

'નહીં ત્યારે ? અમે ત્યાં જ રહીએ છીએ ને ?'

'આગ્રા તને ગમે છે ?'

'જરા ય નહિ.'

'કેમ ? આગ્રાના બગીચા, જમનાનો કિનારો, શહેરનાં બજારો...'

'એમાં તે શું જોવા જેવું છે, ધૂળ ? મને તો આગ્રા દીઠે ય ગમતું નથી. આખો દિવસ તાપમાં બફાઇ મરીએ. ને શિયાળો હોય તો ટાઢમાં થીજી જઈએ. એના કરતાં તો અમારું કાબુલ સાત સારું.' એ વચમાં જ બોલી.

'પણ બાદશાહ સલામતનો મહેલ તેં જોયો છે, રોશન ?'

'ના.'

'ત્યારે આગ્રા તેં જોયું જ નથી.'

'એમ કેમ, પરવીઝ ?'

'નહિ ત્યારે ? બાદશાહ સલામતનો મહેલ કેવો છે તે જાણે છે ? મોટામોટા દીવાનખાનાં...ઊંચીઊંચી અગાશી ને રૂપાળાં–રૂપાળા ઝરૂખા. નાહવાના હોજમાં જમનાનું પાણી સીધેસીધું આવે...ને પાણી યે અત્તરની વાસથી મહેકમહેક થઈ રહેતું હોય...સુખડનાં બારીબારણાં...'

'સાચેજ, પરવીઝ'–રોશન નવાઈ પામતી હતી.

'ત્યારે ? હીરા ને મોતી અને માણેક ને પાનાંથી જડેલી ભીંતો–સંગેમરમરની ફરસબંધી ને શિયાળામાં હૂંફ અને ઉનાળામાં ટાઢક...'

'પરવીઝ !'

'હા, હું તને એની શી વાત કહું, રોશન? એની કરામત તું જુએ તો મોંમાં આંગળી નાખી જાય. એનાં ચિત્રોના રંગ પાસે આસમાનના રંગો રદ છે. ને એની કારીગરીનો જોટો દુનિયામાં યે નહિ મળે.'

રોશન આશ્ચર્યથી આંખો ફાડીને આ બધું સાંભળી રહી હતી. હું ખીલ્યો હતો. મેં આગળ ચલાવ્યું:

'બાદશાહ સલામત પાસે એવા વણકરો છે, રોશન! જેણે વણેલી એક આખી સાડી એક નાનકડી ડબ્બીમાં સમાઈ જાય. ને એક ઊભેલો હાથી આખેઆખો ઢંકાઈ જાય એટલું કાપડ માત્ર મૂઠીમાં જ સમાઈ જાય.'

'સાચી વાત, પરવીઝ?'

'જુઠી ત્યારે? તેમાં વળી હમણાં એક પરદેશી આવ્યો છે. એણે બાદશાહ સલામતને કંઈ ભેટસોગાદ ધરી છે, કંઈ ભેટસોગાદ! જરી કિનખાબનાં થાન ને બંદૂક ને ગાડી... એનું નામ ફિરંગી.'

'ફિરંગી?' રોશને પૂછ્યું.

'હા. એ દૂરદૂરના દરિયા ઊતરીને આવ્યો છે.'

'પણ અમે કાબુલ ચાલ્યાં ગયાં હોઈશું તો?' એણે પૂછ્યું.

'કાબુલ? કેમ?'

'મારા બાબા કહેતા હતા કે ઘણાં વરસ થયાં ઘેર ગયાં નથી તે જઈ આવીએ.'

'કાબુલ ક્યાં આવ્યું, રોશન?'

'ડુંગરોની પેલી પાર, પરવીઝ! તું અમારી સાથે આવશે? હું મારા બાબાને કહું.'

'પણ મારી અમ્મી ને બાબા મને રજા ન આપે તો?'

'આપશે, આપશે, મારી અમ્મી તારી અમ્મીને કહેશે...ને પરવીઝ! કાબુલમાં એવી મઝા પડશે, એવી મઝા પડશે! મોટામોટા બગીચા...ફૂલના ઢગલા...તડબૂચનાં વેલા...દ્રાક્ષના માંડવા...એક જુઓ ને બીજું ભૂલો! ને મોટામોટા ડુંગરો...આપણે એનાં પર ચડીશું ને એની ખીણોને ખૂંદીશું, પરવીઝ! ને રસ્તામાં યે એવી મઝા આવશે! આપણે ડુંગરાઓમાં થઈને જઈશું...બરફનાં શિખરવાળા ડુંગરાઓમાં થઈને...'

મારી ફરિયાદ કરતી એની બાને કહેવા લાગી. એના બાબા આવી ગયા હશે. એ મને ગારે તંબૂએ મૂકી ગયા:

ને તંબૂએ પહોંચતાં વેંત હું મરી અમ્મીના ખોળામાં લપાઈ ગયો.

પછી તો રોશનની સોબત મારે રોજની થઈ પડી. આખો દી અમે સાથે રમીએ, ફરીએ ને લડીએ. એ મને કાબુલની વાતો કર્યા કરતી હોય, હું આગ્રાની. ને એમ કરતાંકરતાં અમે લાહોર પહોંચ્યાં.

લાહોર પહોંચ્યા પછી બીજે કે ત્રીજે દિવસે સાંજે બાદશાહ સલામત શાલીમાર બાગમાં બેઠા હતા. થોડા અમીર ઉમરાવો ય હતા ને શાયરો યે હતા. ત્યાં કુર્નિશ બજાવી દરવાન ઊભો રહ્યો.

'કેમ ?' મારા બાબાએ પૂછયું.

'એક અજબ જેવી લડકી આવી છે. જહાંપનાહની ફરમાદેશ હોય તો...'

બાદશાહ સલામતે આંખવતી હા પાડી ને થોડીવારમાં દરવાન પાછો હાજર થયો. પણ એની સાથે આ કોણ? ખુદા! ખુદા! આ તો લડકી? કે ...કે...કોઈ સાંઈ મૌલા? લડકીના મોઢા પર દાઢીમૂછ ઊગ્યાં હતા. દરબાર આખો સ્તબ્ધ થઈ ગયો. જહાંપનાહ અને શાહાનશાહબાનુ પણ આશ્ચર્યમાં ડૂબી ગયા. હું તો આભો જ બની ગયો—એવો આભો કે લડકી જ્યારે પાછી ગઈ ત્યારે તેની પાછળપાછળ હું ગયો.

'અરે! લડકી! જરા ખડી રહે તો!' એ અટકી: 'કયોં ?' એણે પૂછયું.

'અરે! વાહ! શી ફાંકડી દાઢી ઉગાડી છે?' કહીને એની દાઢીને પસવારવા ગયો, ત્યાં તો ફડાક કરતો મારા ગાલ પર તમાચો પડ્યો. હું ગાલ પંપાળવા લાગ્યો ને લડકી ચાલી ગઈ.

તે દિવસે રોશનને મેં લડકીની વાત કહી: લપડાકની નહિ.

લાહોર છોડયું ને કુદરત આખી બદલાઈ જ ગઈ. વસંત બેસી રહી હતી ને કાશ્મીર દૂર નહોતું. બારામુલા ગયા ને અમે કાશ્મીરને આંગણે આવી પહોંચ્યા. જાતજાતનાં ફૂલો ને જાતજાતની માછલીઓ, જાતજાતનાં પંખી ને જાતજાતનાં પશુઓ, એના ડુંગરો ને નદીએ, અરીસા જેવાં સરોવરો ને ઊંડું ઘેરું આસમાન: કાશ્મીરની શોભાની તોલે કોણ આવી શકે? બારામુલામાં તો મોર ને વાંદરાનું જ જાણે કે રાજ્ય હતુ. ત્યાં બેત્રણ દિવસ રોકાઈને અમે શ્રીનગર ગયા. અને ત્યાં દલ સરોવર પર બાદશાહ સલામતનો મુકામ પડ્યો.

આમ અમારો કાફલો કાશ્મીર પહોંચ્યો. ઘર છોડયે કેટલા દિવસ થયા? આજે ગુરુવાર છે. દશેરાને દિવસે આગ્રા છોડયું ત્યારે યે ગુરુવાર હતો. પણ તે દિવસે રબીઉલ્-અવ્વલ મહિનાની તેરમી તારીખ હતી. આજે ફ્ગવરદીનની અગિયારમી. કાશ્મીર પહોંચતાં અમને બરાબર સાડાપાંચ મહિના થયા.

કાશ્મીરની હવા મારા ગાલને અડી કે એ ગુલાબીગુલાબી થઈ ગયા ને જરા ફાટી ગયા. એ જોઈ કોઈએ મારા બાબાને કહ્યું કે 'કાશ્મીરની હવા એવી જોરદાર છે કે નાસ્તા માટેની મરઘીને એનો જરા હાથ અડે તો એ યે, ગ્હાળીમાંથી જીવતી થઈ પાંખો ફફડાવતી ઊડી જાય!'

અને બન્યું યે, સાચે તેમ જ. મને ને રોશનને ય પાંખો ફૂટી ને અમે ઊપડી જતા દરરોજ દલ સરોવરને કોઈક ખૂણે: ને ત્યાં ઝાડોની ઘટા નીચે કલાકોના કલાકો સુધી બેસી રહી, સરોવરના જળમાં પડતું અમારું પ્રતિબિંબ જોઈ રહેતાં.*

* ઑલ ઇન્ડિયા રેડિયોના સૌજન્યથી. ૧૪-૯-૪૯.

★

# આયુર્વેદનું ઔષધિશાસ્ત્ર

શ્રી વલ્લભરામ વૈદ્ય
આયુર્વેદાચાર્ય

ભોજનમાં લેવાતા દ્રવ્યનો સ્વાદ જાણીતા છ રસમાંથી એક હોય, પણ ઉદરમાં ગયા પછી તેના પર ક્રિયાઓ થવાથી તેનો વિપાક–પરિણામ ભિન્ન આવે છે. કેટલીક વખત રસ, વીર્ય અને વિપાક સરખાં હોવા છતાં પણ તે દ્રવ્ય જુદું ગુણકાર્ય કરે છે. આ સર્વની ઊંડી અને ચોક્કસ શોધ, સેંકડો વર્ષો પૂર્વે થયેલા આપણા પ્રાચીન આયુર્વેદાચાર્યોએ કરી છે. આ શાસ્ત્રની મૂળભૂત બાબતો અહીં ચર્ચવામાં આવી છે.

ઔષધના ગુણદોષ જાણવા માટે અગાઉના આચાર્યોએ રસ, વીર્ય, વિપાક અને પ્રભાવ–સાધનો નક્કી કરેલાં છે. આયુર્વેદની લગભગ ૬૦૦ ઔષધિઓના ગુણદોષોની પરીક્ષા ઉપરની પદ્ધતિથી કરી છે, એ જ તેનું ઔષધિશાસ્ત્ર છે. અનુમાન ઉપર રચાયેલ આ પદ્ધતિ આજની વૈજ્ઞાનિક પદ્ધતિ સાથે હજુ હરીફાઈ કરે તેવી છે. + આયુર્વેદના આ પ્રયોગો જનાવરો ઉપર કરવાની જરૂર પડતી નથી, તેથી તેમાં હિંસાનો લેશ પણ અંશ નથી.* આ પ્રયોગો સીધા માણસો ઉપર તથા ઋષિ-વૈદ્યોએ પોતાની જાત ઉપર જ કરેલા છે અને હજુ પણ તે સમજણ વધારે શોધખોળ ચાલી શકે છે. જીભને કોઈ ચીજનો સ્પર્શ થાય અને સ્વાદ ઉત્પન્ન થાય તે વખતે × મીઠો, ખાટો, ખારો, તીખો, કડવો અને તૂરો. એ છ રસમાંથી જે સ્વાદ આવે તે रस કહેવાય છે. તેવી જ રીતે દ્રવ્ય ગરમ છે કે ઠંડું એ બધાં જ દ્રવ્યોમાં જોવાનું રહે છે. મરી અને ચિત્રક ગરમ છે. ચંદન ને ગોખરું ઠંડું છે; એ વીર્ય કહેવાય છે. મોટે ભાગે ગરમ અને ઠંડું એ બે જાતનાં વીર્ય છે. કેટલાક તેને આઠ જાતનાં કહે છે.

विपाक એટલે શરીરમાં * દ્રવ્ય ગયા પછી તેના ઉપરની ક્રિયા થઈને તેની સમાપ્તિ થાય અને તેનું જે પરિણામ આવે તે, જેમકે ગોળ મીઠો છે. તે શરીરમાં પચ્યા પછી તેનો विपाक પણ મીઠો ગણાય છે. કુલ વિપાક ત્રણ જાતના છે: મીઠો, ખાટો, અને તીખો.

મીઠા અને ખારા રસનો विपाक મીઠો થાય છે. ખાટા રસનો विपाक ખાટો જ થાય છે. તીખા, કડવા અને તૂરા રસનો विपाक તીખો થાય છે. આમ रस, वीर्य અને विपाकની સામાન્ય વ્યાખ્યા થઈ.

હવે પ્રભાવ એટલે શું? એ આપણે જોઈએ:

કોઈ પણ દ્રવ્યનાં રસ, વીર્ય અને વિપાક સરખાં હોવા છતાં જે ગુણકાર્ય તેમનાથી (રસ, વીર્ય અને વિપાકથી) જુદું જ કરે તેને प्रभाव÷ કહે છે:

(૧) જેમકે ફણસ ખાટું છે અને આંબળાં પણ ખાટાં છે. આમ છતાં આંબળાં ત્રણે દોષને મારે છે, જ્યારે ફણસ તેમ કરતું નથી. પણ માત્ર આમ્લરસનો ગુણ વાયુ જીતવાનો છે, તે જ તેમાં છે.

---

+ योगमासां तु यो विद्यात् देशकालोपपादितम्।
पुरुषं पुरुषं वीक्ष्य स ज्ञेयो भिषगुत्तमः॥
च. सू. १–१२३

* रसो निपाते द्रव्याणां विपाकः कर्मनिष्ठया।
वीर्यं यावदधीवासात् निपाताच्चोपलभ्यते॥
च. सू. २६–६६

× स्वादुरम्लोऽथ लवणः कटुकस्तिक्त एव च।
कषायश्चेति षट्कोऽयं रसानां संग्रहः स्मृतः॥
च. सू. १–६५

÷ रसवीर्यविपाकानां सामान्यं यत्र लक्ष्यते।
विशेषः कर्मणां चैव प्रभावस्तस्य स स्मृतः॥
च. सू. २६–६७

જાણવું જોઈએ.




ઉપર મુજબ બબ્બે તત્ત્વોના સમ–વિષમ મિશ્રણથી છ રસો થયા છે; જેમકે પૃથ્વી અને પાણીના મિશ્રણથી મીઠો, પૃથ્વી અને અગ્નિતત્ત્વના મિશ્રણથી ખાટો વગેરે.

**રસોનું દોષો ઉપર વર્ચસ્વ+**

| વાત | પિત્ત |
|---|---|
| મીઠો, ખાટો, ખારો | તૂરો, મીઠો, કડવો |
| વાયુને જીતે | પિત્તને જીતે |

કફઃ

તૂરો, તીખો, કડવો
કફને જીતે

એ જ રીતે તીખો, કડવો અને તૂરો વાયુનો પ્રકોપ કરે છે. તીખો, ખાટો અને ખારો પિત્તનો પ્રકોપ કરે છે અને મીઠો, ખાટો તથા ખારો કફનો પ્રકોપ કરે છે.×

રસો માટેનો આ સામાન્ય નિયમ થયો, પરંતુ આમાં અપવાદો તો છે જ. જે ઔષધિઓ કે દ્રવ્યોમાં જે રસો વાતશામક હોય તોપણ તે દ્રવ્યોમાં જો રૌક્ષ્ય, લઘુ અને શીત ગુણો હોય તો તે વાયુનો નાશ કરી શકતા નથી.

એવી જ રીતે જે રસો પિત્તશામક હોય છતાં તે દ્રવ્યમાં તીક્ષ્ણ, ઉષ્ણ અને લઘુ ગુણો હોય તો તે પિત્તને જીતી શકતા નથી. એવી જ રીતે જે દ્રવ્યમાં જે રસો કફને મારનારે હોય છતાં જો તે દ્રવ્યમાં સ્નિગ્ધતા, ગુરુતા અને શીતલતા હોય તો તે કફને મારી શકતા નથી.÷

આપણે જે ગુણોનું વર્ણન કરી ગયા તે તે દોષોને વધારનારા ગુણો દ્રવ્યોમાં હોય તો તે દ્રવ્યોમાં રહેલા રસો તે તે દોષોને હરવાવાળા હોવા છતાં ગુણો તેઓને તે કાર્ય કરવામાં નિષ્ફળ બનાવે છે, તે ખાસ યાદ રાખવા જેવી વાત છે.

વળી ઘણાં દ્રવ્યો એવાં છે કે જે રસમાં પરસ્પર બરાબર હોય, છતાં ગુણમાં ભિન્ન ભિન્ન હોય છે. તેઓને વિચિત્રપ્રત્યયારબ્ધ દ્રવ્યો જાણવાં. જેમકે—

(૧) કોઠું અને આબળું બંને ખાટાં છે, છતાં કોઠું કબજિયાત કરે છે એટલે સંગ્રાહી છે, જ્યારે આબળું દસ્તને સાફ કરતું હોવાથી સેદી છે.

(૨) તીખા રસવાળું દ્રવ્ય પુષ્ટિકર્તા હોતું નથી એવો નિયમ હોવા છતાં પીપર અને સૂંઠ બંને વૃષ્ય છે.

(૩) કષાય એટલે તૂરા રસવાળું દ્રવ્ય સામાન્ય નિયમ મુજબ સ્તંભક અને શીતગુણ ધરાવે છે. આમ છતાં હરડે તૂરી હોઈને રેચક તથા ઉષ્ણ ગુણ પણ ધરાવે છે.

આમાં પ્રભાવનો કાયદો લાગુ પડી શકે તેમ નથી. તેનાથી આમાં ફેર એટલો છે કે રસ, વીર્ય અને વિપાક એ ત્રણે જ જે દ્રવ્યોનાં

* જુઓ વાગ્ભટ્ટ અ. હૃ. સૂ. અ. ૧૦–૧

+ स्वाद्वम्ललवणा वायुं कषायस्वादुतिक्तकाः ।
जयन्ति पित्तं श्लेष्माणं कषायकटुतिक्तकाः ॥
च. सू. १–६६

× कट्वम्ललवणाः पित्तं स्वाद्वम्ललवणाः कफम् ।
कटुतिक्तकषायाश्च कोपयन्ति समीरणम् ॥
च. सू. अ. १ श्लो. ६६ (क्षेपक)

÷ જુઓ સુશ્રુત સૂ. અ. ૪૦ શ્લો. ૬,૭,૮

એક જ હોય છતાં પણ ગુણમાં ફરક હોય તો તે પ્રભાવથી જ પોતાનું જુદું કાર્ય કરે છે એમ કહેવાય. આ ૬ ખસ.એમાં માત્ર રસમાં જે દ્રવ્યો મળતાં છે, છતાં ગુણમાં પરસ્પર વિરુદ્ધ છે, તેને विचित्रप्रत्ययारब्ध દ્રવ્યો કહ્યાં છે.

**વિપાક**

રસના બળનો નાશ કરીને વિપાક પોતાનું બળ કે શક્તિ શરીરમાં બતાવે છે એમ આપણે આગળ કહી ગયા. જેમકે મધમાં મધુર રસ છે તેમ છતાં એનો વિપાક તીખો (कटु) થાય છે. આથી મધુર રસનું વાયુનાશ કરવાનું કાર્ય થતું નથી; ઊલટું વાયુકોપના કારણભૂત कटु વિપાક થાય છે. મધનો એ પ્રભાવ છે કે મધુર રસનું કાર્ય નહીં કરતાં તેમાં રહેલા તૂરા રસથી તે कटु-विपाक આપે છે એથી જ તે कफनाशक દ્રવ્ય મનાય છે.

છ એ રસોના ત્રણ જાતના વિપાક માન્યા છે, પણ સુશ્રુતાચાર્ય બે જ વિપાક માને છે. મધુર અને કટુ; જ્યારે ચરક અને વાગ્ભટે મધુર, અમ્લ અને કટુ એમ ત્રણ× વિપાકનો સ્વીકાર કર્યો છે. ત્યારપછીના આયુર્વેદના વ્યાખ્યાનકારો અને સંગ્રહકારોએ પણ ત્રણ વિપાક સ્વીકાર્યા છે. ચરકના વ્યાખ્યાનકાર ચક્રદત્ત જોરપૂર્વક સુશ્રુતના બે વિપાકનું ખંડન કરે છે,÷ જ્યારે સુશ્રુત તો કહે છે કે છ એ રસના છ જુદા વિપાકો પણ બને અને તેનાં દૃષ્ટાંતો આપતાં આખરે બે વિપાક છે એમ પોતાનો મત જણાવે છે. એથી એ કાળમાં વિપાકની બાબતમાં ઘણા મતમતાંતરો હતાં એ સ્પષ્ટ સમજાય છે. આમ છતાં વિપાક ત્રણ જાતના માનવા એ વધુ અનુભવગમ્ય લાગે છે; કારણકે ખાટા પદાર્થોનો વિપાક ખાટો થાય છે, એમ આપણે તેની શરીર પરની અસરથી જાણી શકીએ છીએ. એટલે ત્રીજા अम्लविपाकને માન્ય રાખવો જ જોઈએ. श्रीचरकाचार्ये એટલા માટે કહ્યું છે કેઃ

તૂરો, તીખો અને કડવો એ રસોનો વિપાક મોટેભાગે તીખો જ થાય છે.÷ એનો અર્થ એમ પણ ખરો કે કોઈ વખત દ્રવ્યમાં રસ બળવાન હોય ત્યારે પોતાના જેવો એટલે તૂરો અને કડવો વિપાક પણ કરે ખરો. આ વાત આજે પ્રતિદ્રવ્ય મા અનુભવ કરીને કહી શકાય.

मधुर रसनो विपाक મધુર જ કહ્યો છે જ્યારે लवण(ખારા) રસનો વિપાક પણ મધુર જ માન્યો છે. જ્યારે अम्ल=(ખાટા) રસનો ખાટો જ વિપાક માન્યો છે.

આમ રસો તે વિપાકમાં જ્યારે ફરક પડે છે, ત્યારે કડવા અને તૂરા રસનું પરિણામ તીખું જ આવે એટલે રસનો ગુણ એક બાજુ રહેતાં વિપાકને ગુણ લાગુ પડે છે. આચાર્યોએ વિપાકોના ગુણો વિચાર્યા છે.

- મધુર વિપાક થાય તો તે મળમૂત્ર સાફ રાખે, શરીરમાં કફ એટલે બળ વધારે અને વીર્ય પણ વધારે છે. ખાટો વિપાક થાય તો મળમૂત્ર તો સાફ રાખે જ, પણ વીર્ય એટલે શક્તિ કે ધાતુનો નાશ કરે એટલે હ્રાસ કરે-ઘટાડે એમ. અર્થમાં नाशनः કહ્યું છે. ઉપરાંત તે पित्त વધારે છે. પરંતુ જ્યારે પરિણામ તીખું એટલે विपाक તીખો થાય તો તે મળમૂત્રની કબજિયાત કરે, તેમ જ વીર્ય ઘટાડે અને વાયુ ઉત્પન્ન કરે; કેમકે મધુર વિપાક ભારે હોય છે, જ્યારે તીખો અને ખાટો વિપાક હલકો હોય છે. *

× જુઓ ચરક સૂ. અ. ૨૬ શ્લો. ૬૧-૬૨

÷ જુઓ સુશ્રુત સૂ. अ. ४० गद्य. १०

÷ कषायकटुतिक्तानां विपाकः प्रायशः कटुः ।
अम्लोऽम्लः पच्यते स्वादुर्मधुरं लवणस्तथा ॥
च. सू. अ. २६-५८

* शुक्रहा बद्धविण्मूत्रो विपाको वातलः कटुः ।
मधुरः सृष्टविण्मूत्रो विपाकः कफ शुक्रलः ॥

દરેક ઔષધિ કે દ્રવ્યના ગુણો જાણવામાં રસ, વિપાક, વીર્ય, પ્રભાવ બધું જ વિચારવાનું રહે છે. સૂંઠ તીખી છે પણ તેનો વિપાક મધુર થાય છે, એટલે તે વાયુનો નાશ કરે છે. એ એક જ વસ્તુ જોતાં ઔષધિગુણદોષ પ્રસંગે આપણે કેટલી બાજુએ વિચારવાની છે, તે જણાઈ આવશે.

## વીર્ય

વીર્ય એટલે કુદરતી શક્તિ. એની વ્યાખ્યા તો આપણે પ્રથમથી જ કરી ગયા છીએ. મરી, સરસવ અને રાઇ, એ ત્રણ ચીજો પૈકી કોઈ ચીજનું ચૂર્ણ કરો અને પછી સૂંઘો—એ બધાં જ તીખાં છે; અને એમાં એક પ્રકારની ઉગ્ર ગંધ પણ છે. એ બતાવે છે કે રસમાં એ તીખાં છે, જ્યારે વીર્યમાં ઉષ્ણ છે. તેમાંય જ્યારે બેથી કામ ચાલે એમ લાગ્યું એટલે મુખ્ય બેને સ્વીકાર્યાં છે. અને બીજાઓનો ઉપયોગ પણ યથાસમય કર્યો છે. તે ઔષધિ ગુણવર્ણન વખતે જણાશે. સુશ્રુતના વીર્ય વિષેના દાખલાઓ નીચે મુજબ છે :

(૧) મહાપંચમૂળનો ક્વાથ રસમાં કડવો છે, આમ છતાં ઉષ્ણવીર્ય હોવાથી તે વાયુને શમાવે છે. રસમાં કડવો એટલે વિપાક તીખો-જ થાય. બન્ને વાયુકર્તા હોવા છતાં બન્નેની, શક્તિની ઉપરવટ થઇને વીર્ય પોતાનું કામ સાધે છે. આપણે આગળ જોઈ ગયા છીએ કે વીર્ય રસ અને વિપાક બન્ને ઉપર કાબૂ ધરાવે છે.

(૨) કળથી (कुलत्थ) રસમાં કષાય છે અને ડુંગળી (पलाण्डु) રસમાં તીખી છે

તેમાં કંઈ નવું હોય તે શોધી કાઢવું જોઈએ. અનુભવમાં ન આવે તે કાઢી પણ નાખવું જોઈએ. આયુર્વેદ પાસે પણ સુંદર પદ્ધતિ છે. માત્ર વૈદ્યોને મહેનત કરવી જરૂરી છે, તો વિજ્ઞાન સાથે આયુર્વેદ ચાલી શકે અને એથી યે આગળ વધી જાય તેમ છે.

**પ્રભાવ**

પ્રભાવ+નો સ્વીકાર કરવાની જરૂર શ્રીચરકાચાર્યને લાગી એટલે એમણે એની સરસ વ્યાખ્યા કરી છે. જ્યારે તુલ્યરસવાળાં દ્રવ્યો—ઘઉં અને જવની માફક પરસ્પર વિરુદ્ધ ગુણ કરતાં અનુભવ્યાં ત્યારે તેને વિચિત્રપ્રત્યયારબ્ધ દ્રવ્યો કહ્યાં. તેમજ એવાં બીજાં દ્રવ્યોના પણ દાખલાએ. આપ્યા છે કે જે તુલ્યરસવાળાં હોવા છતાં પણ ગુણમાં વિરુદ્ધ હોય× પણ જેમ આગળ કહ્યું છે તેમ રસ, વીર્ય અને વિપાક ત્રણે સમાન હોય છતાં ગુણમાં ઘણી ઉત્તમતા કે અધિકતા જોવામાં આવે ત્યારે તેને પ્રભાવ માન્યો. શ્રીવાગ્ભટ પણ ચરકના વાક્યને અક્ષરશઃ અનુસરે છે. તેના દાખલાઓ છે ફણસ અને આંબળાં—રસ, વીર્ય વિપાકમાં સમાન હોવા છતાં ફણસ, અમ્લરસ, વીર્ય વિપાકનું કાર્ય કરે છે, જ્યારે આંબળાં ત્રણે દોષોને હરે છે, એ તેનો પ્રભાવ છે.

પ્રભાવના આવા દાખલાઓ તેની વ્યાખ્યા આપતી વખતે આપણે જોઈ ગયા છીએ. એ પણ કહેવાઈ ગયું છે કે રસ, વીર્ય અને વિપાક એ ત્રણેનાં કાર્યને આવરી લઈ પ્રભાવ પોતાનું કાર્ય કરી જાય છે.

આયુર્વેદનું દ્રવ્યગુણશાસ્ત્ર આ રીતે અનુમાન ઉપર રચાયેલું હોવા છતાં તેમાં માણસ ઉપરના પ્રત્યક્ષ પ્રયોગો કરીને ચોક્કસ અનુભવ મેળવવાની ક્રિયા હોવાથી આજના વિજ્ઞાન કરતાં પણ તે વિશિષ્ટ ગુણવાળું છે. આજના વિજ્ઞાન મુજબ ઘણી યે વખત—ઉંટ, સિંહ, બકરું એબધાને એક લાકડીએ હાંકવાનો ન્યાય દેખાય છે. જેમકે તેલ, ઘી, બન્નેને ચરબી માનીને એક ઔંસ તેલ, કે ઘી કેટલીકેટલી ગરમી આપી શકે એ રીતે જ બન્નેના ગુણ-દોષોનુ સમાન માપ કાઢવામાં આવ્યુ છે. આયુર્વેદમાં અનુભવજન્ય ગુણોનો જ સ્વીકાર કે વાથી જ્યારે ઘીને પિત્તશામક જોવામાં આવ્યું અને તેલને વાયુશામક ગુણકરતુ જોવામાં આવ્યું ત્યારે તરત જ પ્રભાવથી અને વિરુદ્ધ ગુણોના પ્રાબલ્યથી તેમ નક્કી કરવામાં આવ્યુ. એવી જ રીતે મધને વિજ્ઞાનમાં તેમાં વધારે સ્હેલ સાકરથી કેવળ ઉષ્ણતા આપનાર ગણ્યું છે; પરંતુ આયુર્વેદમા મધને કફદોષનાશક જણાવ્યુ છે. આ રીતે પૃથક્કરણથી વસ્તુનાં તત્ત્વો આપણને પ્રત્યક્ષ જણાયાં હોય છતાં મનુષ્યના શરીરમાં ગયા પછી તે બધાનું પરિણામ કેવું આવે છે તે જોવાની પદ્ધતિ તો હજુ વિજ્ઞાનને આયુર્વેદ પાસેથી સ્વીકારવી પડશે. જ્યારે આયુર્વેદમાં પ્રભાવ અને વિચિત્રપ્રત્યયારબ્ધ શબ્દોથી મનુષ્યના સંચા ઉપર ગયા પછીના દ્રવ્યોના ગુણદોષની કિંમત અનુભવથી સહેલાઈથી જાણી શકાય છે. તેની પદ્ધતિની આ એક વિશિષ્ટતા છે.

આયુર્વેદના નિયમો મુજબ આ રહ્યા તેલ, ઘી, અને મધના દાખલાઓ÷

+ रसादिसाम्ये यत्कर्म विशिष्टं तत् प्रभावजम्। अ. हृ. अ–२५

× इदं तुल्यरसेऽप्येवं द्रव्ये द्रव्ये गुणान्तरम्। च. सू. अ. २६

÷ तैलसर्पिर्मधूनि वातपित्तश्लेष्मप्रशमनानि भवन्ति। तैलम्—स्नेह औष्ण्यगौरवोपपन्नत्वात् वातं जयति सततं अभ्यस्यमानम्। वातो हि रौक्ष्यशीतलाघवोपपन्नो विरुद्धगुणो भवति।

सर्पिः—खलु एवमेव पित्तं जयति माधुर्यात् शैत्यात् मंदवीर्यत्वात्। पित्तं हि अमधुरम् उष्णम् तीक्ष्णम् च ॥

मधु—च श्लेष्माणं जयति। रौक्ष्यात् तैक्ष्ण्यात्

ચીકાશ, ઉષ્ણતા અને ગુરુતા એ ગુણો તેલમાં વાયુના રૂક્ષ, શીત અને લઘુ ગુણોથી વિરુદ્ધ છે. એટલે આ ગુણના પ્રભાવથી તે વાયુને જીતે છે.

તેવી જ રીતે મધુરતા, શીતલ અને મંદ ગુણો હોવાથી ઘી પિત્તને જીતે છે; કેમકે પિત્ત એ મધુર, ઉષ્ણ અને તીક્ષ્ણ ગુણવાળું છે. એ એનો પ્રભાવ છે; કારણકે દૂધમાં અને ઘીમાં સરખા રસો અને વિપાકો હોવા છતાં ઘીના વિકૃત ગુણોનો આ પ્રભાવ સ્વીકારીને તેને पित्तशामक કહ્યું છે.

એવી જ રીતે કફના ચીકણા, મંદ અને ભારે ગુણોના વિકૃત ગુણો રૂક્ષ, તીક્ષ્ણ રહેલા છે. તેમજ कषाय રસના પ્રાબલ્યથી તે મધુર રસના પ્રાબલ્યને પણ જીતે છે. આમ વિરુદ્ધ ગુણ અને રસના प्रभावથી તે कफहर સિદ્ધ થયું છે.* આમ જ્યાં વિરુદ્ધ ગુણો કે રસો વગેરેનું વધુ પ્રાબલ્ય હોય ત્યાં જેનું પ્રાબલ્ય વધુ હોય તે અલ્પબળવાળાને જીતે જ છે. એ સામાન્ય નિયમ અહીં પણ प्रभावમાં લાગુ પાડી શકાય છે.

ઉપર કહ્યો તે પ્રભાવ चिन्त्यप्रभाव કહેવાય છે. એટલે કે તેનું કારણ આપી શકાય છે કે વિરુદ્ધ ગુણો હોવાથી આ દ્રવ્ય આ કાર્ય કરે છે. પણ કેટલીક ચીજોમાં अचिन्त्यप्रभाव પણ સ્વીકારવામાં આવ્યો છે; કારણકે દ્રવ્ય એ કાર્ય તો કરે છે, પણ તેનું કારણ શું તે બરાબર સમજાતું નથી. જેમકે હરડેમાં અમ્લ અને તીખો રસ પણ છે. એટલે નિયમ મુજબ તે પિત્ત અને વાયુ વધારે, પણ આમ છતાં તેમાં રહેલા બીજા રસો અને ગુણોના અચિ- કારણથી, કે જે વિગતવાર સમજાતા નથી તે હરડે વાયુ પિત્ત તથા કફ ત્રણે દોષોના વિકારોને હણે છે. એટલે ગ્રંથકારને એમ લખવું પડ્યું કે તેના प्रभावથી તેણે જે ગુણો બતાવ્યા તે અમે બતાવીએ છીએ.+

રસ વગેરેનું આટલું વર્ણન કર્યા પછી જુદાજુદા રસોના ગુણો અને તેનાં દ્રવ્યોના થોડા દાખલા લઈએ.

मधुररस મોટેભાગે બધાને પ્રિય અને માફક આવે છે. ધાતુઓના બળને વધારે છે, વજન વધારે છે, કંઠને સારો કરે છે, દૂધ વધારે છે, ભારે છે, ચીકણો છે, પિત્ત, વાયુ અને ઝેરને હરે છે; આયુષ્ય વધારે છે, પ્રાણશક્તિ પણ વધારે છે. તેના અતિ સેવનથી ચરબી અને કફના વિકારો, અગ્નિમંદતાના મૂત્રવિકારો (મેદ વગેરે) કંઠની ગાંઠો (કેન્સર) વગેરે ઉત્પન્ન કરે છે.

मधुररसનાં દ્રવ્યો : ઘઉં, ઘી, ગોળ, જેઠીમધ, વિદારીકંદ, અશ્વગંધા, શેખરું, શતાવરી, દ્રાક્ષ, દૂધ વગેરે.

अम्लरस અગ્નિ તેજ કરે, હૃદયને સારો. થોડી ચીકાશવાળો રુચિકર, મળ ભેદનાર, હલકો ( लघु ) કફ અને रक्तपित्तને ઉત્પન્ન કરે, વાયુના અનુબંધને તોડે. તેના અતિ સેવનથી શરીરમાં શિથિલતા આવે. અંધારાં અને ચક્કર પણ આવે; ચેળ, રતવા, સોજા વિસ્ફોટક જેવાં દરદો પણ થાય. શરીર પીળું પણ પડે, દાહ અને તાવ પણ આવે છે.

अम्लरसનાં દ્રવ્યો : આંબલી, લીંબુ, બિજોરા, નારંગી, આંબળાં, દાડમ, છાશ, દહીં, કાચી કેરી, કોકું વગેરે.

लवणरस બંધને તોડે છે. અગ્નિને તેજ કરે છે. તીક્ષ્ણ ગુણવાળો હોવાથી તે છેદન

कषायत्वाच्च । श्लेष्मा हि स्निग्धो मंदो गुरुश्च ॥
चरक विमा. २

* विरुद्धगुणभूयिष्ठे भूयसाऽल्पं हि जीयते ॥
शा. ह. सू. ९–२४

\+ प्रभावीदोषहन्तृत्वं निर्दिशन् तत् प्रकाश्यते ॥ ९
भा० प्र० निघंटु

અને ભેદન પણ કરે છે. વળી સ્નેહન અને સ્વેદન પણ કરે છે તેના અતિ સેવનથી વાતરક્ત વગેરે રક્તદોષો થાય છે. વૃદ્ધાવસ્થા લાવે છે, વાળ ધોળા કરે છે અને માણશક્તિ ઓછી થાય છે.

લવણરસનાં દ્રવ્યોઃ સંચળ, સિંધાલૂણ, સાદું મીઠું, સાજીખાર વગેરે.

તિક્ત( કડવો )રસ પોતે રુચિકર નથી, છતાં પણ અરુચિ, કૃમિ, વિષ, કુષ્ઠ, મૂર્છા, તાવ, દાહ, પિત્ત અને કફના વિકારોને દૂર કરે છે. શરીરમાં ભીનાશ, ચરબી અને મળમૂત્રમાં શુષ્કતા લાવે છે, એટલે તેને સૂકવે છે; કેમકે તેમાં શોષણ ગુણ રહેલો છે. લઘુ ગુણવાળો છે. ઠંડો અને રૂક્ષ ગુણ પણ છે. દૂધ અને કંઠ બન્નેની શુદ્ધિ કરે છે.

અતિ સેવનથી ધાતુક્ષય, વાયુના રોગ વગેરે ઉત્પન્ન કરે છે.

તિક્ત(કડવા)રસનાં દ્રવ્યો : પરવળ, ગળો, કડુ, હરિયાળુ, લીંબડો, ઇંદ્રજવ, કડાછાલ, અતિવિષ વગેરે. (મહાપંચમૂલ) પહાડમૂલ વગેરે.

કટુ (તીખો) રસ કોઢ, સોજા અને વ્રણ એટલે ગડગૂમડાં વગેરે મટાડે છે. વળી ચીકાશ-ચરબી વગેરેને તોડે છે. શોષણ ગુણ તેમાં પણ છે. વિબંધને દૂર કરે, કફને તોડે, અન્નને પચાવે, શરીરના અન્ય માર્ગો( સ્રોતો ) ખુલ્લા કરે છે. તેના અતિ સેવનથી ધાતુ અને મણ-શક્તિ નાશ પામે છે. કમ્મર, વાંસો વગેરેમાં દુખાવો થાય, મૂર્છા અને કંપ પણ થાય.

કટુ(તીખા) રસનાં દ્રવ્યોઃ હીંગ, મરી, સૂંઠ, પીપર, પીપરીમૂળ, લસણ, તજ, વાવડિંગ, સરસવ, રાઇ વગેરે

કષાય(તૂરો)રસ સારે ગુણવાળો છે છતાં પિત્ત અને કફને પણ હણે છે. લોહી સુધારે છે. પક્વ કરે છે અને રૂઝ પણ લાવે છે. શીત ગુણવાળો પણ છે. મેદનું શોષણ કરે છે. આમનું સ્તંભન પણ કરે છે. ચામડીને ખૂબ સરસ ગમે છે. અતિ સેવનથી વિબંધ, આફરે, કબજિયાત, હૃદયનો રોગ, નબળાઈ, પુરુષ તનને ક્ષય વગેરે થાય છે.

કષાય(તૂરા) રસનાં દ્રવ્યોઃ હિમજ-હરડે, બહેડા, મધ, સરસડો, ગેરુ, કદંબ, ઉંબરો, લોદર, કાચું કોઠું, ખજૂર, કમળ વગેરે.

[ પાન નં. ૫૮ પર ચાલુ ]

કૉલેજમાં એ પ્રૉફેસર શિસ્તપાલનના ઘણા જ હિમાયતી હતા. એક દિવસ વિદ્યાર્થીઓએ તેમની મશ્કરી કરવાનું વિચાર્યું. એક ગધેડાને લાવી તેના ઉપર કોટ ઓઢાડ્યો, આજે પ્રૉફેસર પહેરતા હતા તેવાં વસ્ત્રમાં સજાવ્યાં, માથે હેટ મૂકી અને મુરો ચાતરવા જતા હતા, એટલામાં જ પ્રૉફેસરનું આગમન થતાં બધાને જગ્યા પર બેસી જવું પડ્યું

પ્રૉફેસર ત્વરિત ગતિએ દાખલ થયા. મામલો જોયો ને તુરત બોલી ઊઠ્યાઃ .

'ઠીક છે છોકરાઓ, ત્યારે આખરે તમારી માનસિક શક્તિને અનુરૂપ બને એવો શિક્ષક તમે શોધી કાઢ્યો ખરો!'

×

'જયંતલાલ યુરોપની મુસાફરીએ જઈ આવ્યા છે ખરું, તો તો એમની માનસિક ક્ષિતિજમાં ઘણો મોટો વિસ્તાર થયો હશે.'

'ના. મુસાફરીએ તો એમની વાતોના લંબાણમાં મબલખ વિસ્તાર કર્યો છે.'

×

## દ્રવ્યોના રસ, ગુણ, વીર્ય અને વિપાક બતાવનારું કોષ્ટક

રસ — ગુણ — વીર્ય — વિપાક — શક્તિ

**વીર્ય:** ૧ શીત — ૨ ઉષ્ણ

**ગુણ:**

- ૧ ગુરુ ← ધરા
- ૨ સ્નિગ્ધ ← અમ્બુ
- ૩ તીક્ષ્ણ ← અગ્નિ
- ૪ રૂક્ષ ← પવન
- ૫ લઘુ ← આકાશ

**રસ:**

- ૧ મધુર (પૃથ્વી+પાણી) ગોળ–ઘી; ગુણ → વાત–પિત્તનાશક; શીત; કફકારક
- ૨ અમ્લ (પૃથ્વી+અગ્નિ) લીંબુ–આંબલી; ગુણ → વાતનાશક; ઉષ્ણ; પિત્તકારક
- ૩ કટુ (લવણ) (પાણી+અગ્નિ) સિંધવ; ગુણ → વાત–પિત્ત–કફહર; કફકારક
- ૪ કટુ (તીખો) (આકાશ+વાયુ) મરી; ગુણ → વાત–પિત્તકારક; ઉષ્ણ; વાયુકારક
- ૫ તિક્ત (કડવું) (વાયુ+અગ્નિ) ગળો–કડુ; ગુણ → પિત્ત–કફહર; શીત; વાયુકારક
- ૬ કષાય (પૃથ્વી+વાયુ) હરડે; કફપિત્તહર; શુષ્ક; વાયુકારક

**વિપાક:**

- ૧ મધુર ← મધુર, કટુ → કફકારક
- ૨ અમ્લ ← અમ્લ → પિત્તકારક
- ૩ ← કટુ, તિક્ત, કષાય → વાતકારક

# પરમ હિતૈષી પરમાત્મા

શ્રી રામનારાયણ ના. પાઠક

કડવું ઓસડ પાનાર માતાની જેમ ઈશ્વર પણ ભક્તોના હંમેશનું આરોગ્ય સાચવે છે મનની નિર્બળતાથી કે ક્ષણિક અભિમાનને વશ થવાથી ભક્ત ભલે ગમે તેવી વાછના કરે, પણ પ્રભુ તો ભક્ત માટે જે પથ્ય ને હિતકર હોય તે જ કરે છે ઈશ્વરના ભક્ત નારદ પણ કેવી રીતે પથ ભૂલ્યા ને અંતે એમણે કેવી રીતે સાચો રાહ મેળવ્યો તે, માનસ શાસ્ત્રના મર્મજ્ઞાને બોધપ્રદ ને ભક્તોને વધુ નમ્ર બનાવનાર તુલસીકૃત રામાયણ ઉપરથી તૈયાર કરેલું આ ઉપાખ્યાન બતાવે છે

असिद्धार्था नैव क्वचिदपि सदेवासुरनरे
निवर्तन्ते नित्यं जगति जयिनो यस्य विशिखाः ।
स पश्यन्नीश त्वामितरसुरसाधारणममूत्
स्मरः स्मर्तव्यात्मा नहि वशिषु पथ्यः परिभवः ॥

દેવ, દાનવ કે મનુષ્ય કોઈની ઉપર જેના બાણ નિષ્ફળ જતા નથી, એવો જગદ્વિજેતા કામદેવ આપને સામાન્ય દેવતા જાણીને હરાવવા આવ્યો, તો તે સ્મૃતિનો વિષય બની ગયો ઇંદ્રિયો ઉપર વિજય મેળવનારની ઉપર આક્રમણ કરવું એ સહેલું નથી

ઉપર કહ્યું તેમ મહાદેવના તપમાં ભંગ કરાવવા જતા કામદેવ ભસ્મસાત્ બની ગયો હતો તેવી જ રીતે એકવાર નારદમુનિના તપનો ભંગ કરાવવા જતાં એ પરાજય પામ્યો હતો

સુંદર ઝરણાને કાંઠે નારદમુનિ તપ કરતા હતા વસંત પૂરબહારમાં ખીલી રહી હતી. આશ્રમના ઉપવનમાં કોયલ કૂજી રહી હતી મીઠા કંઠે યુવાન ભીલ સ્ત્રીએ ગાન કરતી હતી. નારદમુનિ ધ્યાનમાં બેઠા હતા પદ્માસન વાળ્યું હતું શરીર ટટ્ટાર હતું દૃષ્ટિ નાક ઉપર ઠરી હતી. મન અને ઇંદ્રિયોને લોભાવનારી કામદેવની સેના નારદ મુનિનું ધ્યાન ચલિત ન કરી શકી ધ્યાનમાંથી ઊઠીને નારદ મુનિ પાછલે પહોરે પરદેશના આશ્રમોમાં પર્યટન ફરવા નીકળ્યા આશ્રમવાસી વિદ્યાર્થીઓ, ઋષિપત્નીઓ, ઋષિકુમારોએ એ જ્ઞાનવરનું સ્વાગત કર્યું આશ્રમને આંગણે વટવૃક્ષની છાયામાં સૌ બે ઘડી બેઠા

નારદમુનિએ ઋષિને ઉદ્દેશીને કહ્યું

'બહુ વિચાર કરતાં મને લાગે છે કે આશ્રમવાસીઓએ બ્રહ્મચારી એકાકી વસવું જોઈએ '

'અમારો અનુભવ જુદો છે' ઋષિ બોલ્યા 'અમને તો કુમારો અને માતાએ ઉપયોગી નીવડે છે ગૌશાળા, હોમશાળા, અતિથિસત્કાર, સર્વકાર્યમાં તેમની સહાય ઉપયુક્ત નીવડે છે '

'એ મોહ છે, ભ્રમ છે' નારદમુનિ જરા ઉગ્ર સ્વરે બોલ્યા 'એને લીધે આશ્રમના કાર્યને વિસ્તાર વધતો હશે પણ તેજ વધતું નથી '

'આપ તો મહામુનિ છો આપના આદર્શથી અમે બહુ દૂર છીએ ' ઋષિ હાથ જોડી બોલ્યા

નારદે કેટલોક સમય સુધી ઇંદ્રિયદમન, મનોનિગ્રહ, બ્રહ્મચર્ય વગેરે બાબતો ઉપર પ્રવચન કર્યું ત્યાંથી વિદાય લઈ બીજે આશ્રમે ગયા ત્યાં પણ એ જ પ્રમાણે ચર્ચા અને પ્રવચન ચાલ્યાં મોડી રાતે નારદમુનિ પોતાને આશ્રમે પાછા ફરતા હતા, તે વખતે રસ્તામાં ભગવાન સામા મળ્યા

અચાનક પ્રભુના દર્શન થતાં નારદજી સ્તબ્ધ બન્યા, પણ સાથે લક્ષ્મીજીને જોતાં પ્રભુને પ્રણામ ન કર્યા, માત્ર ઔપચારિક રીતે કુશળ સમાચાર પૂછ્યા ભગવાનને ભારે આશ્ચર્ય થયું સામે મળતાં જ સ્નેહગદ્ગદ બની ભક્તિભાવથી સાષ્ટાંગ નમસ્કાર કરનાર

ભક્તરાજ નારદ આજે આમ અક્કડ શાથી બન્યા હશે? પ્રભુ વિસ્મિત છે એટલામાં નારદ બોલ્યા:

'આ જ તો કામદેવનું સૈન્ય ચઢી આવ્યું હતું મહારાજ!'

'કોની ઉપર?'

'આપના આ સેવક ઉપર.' નારદ હસીને બોલ્યા: 'પણ જેમ મહાદેવે એને પાઠ ભણાવ્યો તેમ આજે ય બન્યું. ધ્યાનમાં બેઠો હતો ત્યાં કોયલ ટહૂકી, કુસુમની સુગંધ પસરી, અપ્સરાઓનાં નૃત્યગાન સંભળાવા લાગ્યાં.'

'હા, પછી?' ભગવાને વાતમાં રસ દેખાડ્યો.

'પછી શું? કામદેવનો બાપ આવે તો ય આપનો આ ભક્ત હારે?'

'કામદેવના બાપથી તો હારે.' ભગવાન હસીને બોલ્યા.

'તમે પૂરી વાત તો સાંભળો.'

'કહો.'

'બસ પછી આપણું તો ધ્યાન અખંડપણે ચાલ્યું. બે ઘડીને બદલે ચાર ઘડી ચાલ્યું.'

'ધન્યવાદ, તમારા જેવા જિતેંદ્રિય ભક્તોથી હું શોભું છું. વળી તમને બિચારો કામદેવ શું કરી શકે? તમારા જેવા ભક્તના સ્મરણથી મૃત્યુલોકનાં માનવીઓના મોહમદ નાશ પામે છે:

तुम्हरे सुमिरन तें मिटहि मोह मार मद मान ॥

એટલું જ નહીં પણ–

सुनु मुनि मोह होई मन ताकें।
ग्यान बिराग हृदय नहि जाके ॥
ब्रह्मचरज ब्रतरत मति धीरा।
तुम्हहि कि करइ मनोभव पीरा ॥

હે મુનિ સાંભળો, જેના હૃદયમાં જ્ઞાન અને વૈરાગ્ય ન હોય એને મોહ ઉત્પન્ન થાય છે. આપના જેવા બ્રહ્મચર્યવ્રતમાં રત રહેનાર ધૈર્યવાન મુનિવરને કામદેવ બિચારો કેમ પીડા કરી શકે?'

વિષ્ણુભગવાને આમ કહ્યું એટલે–

नारद कहेउ सहित अभिमाना।
कृपा तुम्हार सकल भगवाना ॥

નારદજીએ અભિમાનપૂર્વક કહ્યું કે 'મહારાજ! એ બધું આપની કૃપાનું ફળ છે.'

આમ કહી પ્રણામ કરીને નારદજી બીજા આશ્રમ તરફ વળ્યા. નારદજીને તો આશ્રમો અને નગરો, જંગલ અને વસ્તી સર્વ સમાન હતું. મનુષ્યલોક, દેવલોક, અસુરલોક, સર્વ સ્થળે એમનો પ્રવેશ હતો. સર્વ સ્થળે તેઓ પરિભ્રમણ કરતા હતા. આશ્રમો અને ઉપવનો છોડીને નારદજી નગરો તરફ ભ્રમણ કરવા નીકળ્યા.

આ બાજુ ભગવાને વિચાર કર્યો કે નારદજીનું અભિમાન ઉતારવું જોઈએ. બાળકને તાવ અને આંચકી આવે ત્યારે માતાને ચિંતા થાય તેવી ચિંતા પ્રભુને પોતાના પરમ ભક્ત વિષે થવા લાગી. સદા નીરોગી અંતઃકરણવાળા નારદજીના હૃદયમાં અભિમાનનું જોર વધેલું જોઈ તેનો ઉપચાર કરવા ભક્તહિતૈષી ભગવાન તત્પર બન્યા.

*

નારદમુનિ ચાલ્યા જાય છે. 'નારાયણ, નારાયણ'નો જાપ જપતા જાય છે. મનમાં પોતાના તપનો ગર્વ ક્યાંય માતો નથી. જે કોઈ માણસ સામો મળે તેની સામે તુચ્છકારભરી તીરછી નજર કરતા જાય છે.

સૂર સંભળાયા. નગરના રસ્તા સ્વચ્છ અને પહોળા હતા. રસ્તા ઉપર પાણી છંટાયાં હતાં. સ્ત્રી-પુરુષ, બાળકો, સૌ સુંદર વસ્ત્રાભૂષણો પહેરી ફરતાં હતાં. ઘોડા, હાથી, રથ, સુખપાલમાં શણગાર સજીને શ્રીમંતો, સરદારો, રાજ્યગુરુઓ ફરતા હતા. એ ઉપરથી નગરની સમૃદ્ધિનો ખ્યાલ આવતો હતો. યોદ્ધાઓ હથિયાર સજીને ચોરે-ચૌટે, દરવાજે-દોઢીએ ઊભા હતા. અમરાપુરી ઝાંખી પડે એવી શોભા ને સંપત્તિ નગરમાં નજરે પડતી હતી.

જોતાંવેંત નારદમુનિ આભા બની ગયા. એમણે ઇંદ્રપુરી, બ્રહ્માપુરી અને વૈકુંઠપુરી દીઠી હતી, પણ આવી શોભા જોઈ ન હતી. સામે મળતા માણસોને પૂછવાનો વિચાર થાય, પણ પૂછવાની હિંમત ચાલતી નથી. આખરે એક જણાને પૂછ્યું:

'આ કઈ નગરી ભાઈ?'

'માયાપુરી મહારાજ.'

'આજે કાંઈ ઉત્સવ છે?'

'રાજકુમારી માયાવતીનો સ્વયંવર થવાનો છે.'

'માયાકુંવરી?' નારદજીથી અચકાતા બોલી જવાયું.

'જી હા, મહારાજ. માયાકુમારી, જુઓ, આ સામે સુખપાલમાં બેસીને જાય છે.'

'કયે રસ્તેથી જશે? મંડપમાં ક્યારે આવશે?'

'સ્વયંવરના મંડપમાં તો પાછળે પહોર પધારશે. સાંજનું મૂરત છે, પણ કુંવરીજી ઓઝલ નથી રાખતા. તમે પેલી તરફ જઈને ઊભા રહો તો જોવા મળશે.'

'એમ કે?' કહેતા નારદજી ઉતાવળા આગળ ચાર રસ્તા એકઠા થતા હતા ત્યાં જઈ પહોંચ્યા.

કુમારી માયાવતીને જોયાં તેવા જ નારદજી મુગ્ધ બની ગયા. જાણે દેહની સુધબુધ ન રહી. મનની દૃઢતા, વર્ષોનો સંયમ, જાણે એક દિવસમાં ગળી ગયાં. સ્વયંવરમાં માયાવતીને પરણું તો હું જ પરણું, એમ મનથી નક્કી કરીને સામે એક મંદિર હતું તેમાં પહોંચ્યા. મંદિરને ઓટલે આસન લગાવીને ભગવાનનું ધ્યાન ધર્યું. થોડીવારમાં ભગવાન પ્રસન્ન થયા. 'માગો મુનિરાજ, જે માગવું હોય તે માગો.'

નારદજીએ આંખો બંધ રાખીને માગ્યું: 'મહારાજ, મને એવું રૂપ આપો કે સ્વયંવરમાં કુંવરી મને વરમાળા પહેરાવે. મારે બીજું કંઈ નથી જોઈતું. આપના જેવું રૂપ મને આપો.'

વિષ્ણુ ભગવાન બોલ્યા:

*जेहि बिधि होइहि परमहित नारद सुनहु तुम्हार*
*सोइ हम करब न आन कछु बचन न मृषा हमार।*
*कुपथ माँग रुज ब्याकुल रोगी।*
*बैद न देइ सुनहु मुनि जोगी॥*
*एहि बिधि हित तुम्हार मैं ठयऊ।*
*कहि अस अंतरहित प्रभु भयऊ॥*

હે નારદ! જે રીતે તમારું કલ્યાણ થાય તેમ હું કરીશ. મોટો માણસ અધીરો બનીને મનમાન્યું ઓસડ માગે છે, પણ ખરો હિતૈષી વૈદ તે આપતો નથી; પણ જે ઔષધિથી રોગ મટી જાય તે આપે છે. તે જ પ્રમાણે તમારું પરમ હિત થશે એમ હું કરીશ.

આટલું કહીને પ્રભુ અંતર્ધાન થઈ ગયા.

ભગવાને એવી માયા રચી કે નારદનું મોં વાંદરા જેવું બની ગયું, પણ એમાં ખૂબી એવી કરી કે એ રૂપ પેલી કુંવરી સિવાય કોઈને ન દેખાય.

નારદજી તો રાજી થતાથતા સ્વયંવરમંડપમાં આવ્યા. ખપીરના ખાર નહોતા વાગ્યા ત્યાં આવીને એક મોટા સિંહાસન ઉપર ચૂકી પડ્યા. આગળ છતી કાઢીને બેઠા. મોટામોટા રાજાઓ આવ્યા. માયા-

વતીના પિતા આવ્યા, પણ પોતે ઊભા ન થયા. આખો મંડપ ચિકાર ભરાઈ ગયો.

સમય થતાં ડંકા-નિશાન, ઢોલ-ત્રાંસાં, શરણાઈઓના નાદ ગાજી ઊઠ્યા અને રાજકુમારી માયાવતી સોળ શણગાર સજીને સ્વયંવર-મંડપમાં દાખલ થઈ. સાથે બે દાસીઓ બન્ને બાજુ ચાલી આવે છે. દરેક રાજાનાં વખાણ કરતી એક સખી આગળ ચાલે છે. નારદમુનિ ડોક લંબાવીને બેઠા છે. પોતાના જ કંઠમાં વરમાળા આરોપવાની છે એની તેમને ખાતરી હતી. સાક્ષાત્ વિષ્ણુ ભગવાનનું રૂપ ધારણ કરેલ વરને મૂકીને બીજે રાજકુમારી નહિ જ જાય એવી એમને ખાતરી હતી.

પણ ત્યાં તો રાજકુંવરી પસાર થઈ ગઈ. અને છેક છેડે બેઠેલા રાજાના ગળામાં વરમાળા પહેરાવી. નારદજી પોતે આગળની હરોળમાં પ્રથમ બેઠા હતા એટલે ચહેરો ઓળખાયો નહીં, પણ કોઈ સાધારણ રાજાને કુંવરીએ પસંદ કર્યો અને બીજા સુંદર અને મોટા રાજાઓ રહી ગયા એવી હવા ફેલાઈ ગઈ. ફરી નોબતો ગાજી અને મંડપ ઊભો થયો.

નારદજી તો રીસભર્યા સિંહાસનેથી ઊઠ્યા. રાજાઓની ભીડમાંથી માર્ગ કરતા બહાર નીકળવાના દરવાજેથી નીકળી સીધો વૈકુંઠપુરીનો ઉગમણો માર્ગ પકડ્યો.

રાસભર્યા દોડ્યા જાય છે ત્યાં એક વાવ આવી. તરસ ખૂબ લાગેલી પણ પાણી સીંચવાનું કશું સાધન ન હતું. પગથિયાં ઘણાં હતાં. ઊતરવા જેટલી ધીરજ કે શાંતિ ન હતી. એમાં ભગવાન્‌ને કરવું તે પાણીમાં ડોકાયા. નજર કરતાં તો પ્રતિબિંબ પડ્યું. અરીસામાં દેખાય એવું ચોખ્ખું રૂપ દેખાયું. અસલ વાંદરા જેવું જ મોઢું ! જોતાંવેંત નારદજીને પગથી માથા સુધી રીસ ચડી ગઈ. મારું અપમાન કર્યું. વિષ્ણુએ ભગવાન થઈને મારી મશ્કરી કરી, બસ એનો બદલો લઉં. ધૂંવાંપૂવાં થતા ઊભે રસ્તે જાય ચાલ્યા.

એમાં સામેથી વિષ્ણુ ભગવાનને આવતા દીઠા. એક બાજુ લક્ષ્મીજી અને બીજી બાજુ પેલી રાજકુમારી માયાવતી ચાલી આવે છે. જોતાં તો નારદનો મિજાજ હાથ ન રહ્યો. એમનો ક્રોધ સાતમે આસમાને ચઢી ગયો. આમ તો નારદજી પ્રભુના મોટા ભક્ત હતા, પણ મનમાં ઊંડેઊંડે કયાંક ઈર્ષા છુપાઈ રહી હશે તે તક મળતાં બહાર નીકળી પડી. નારદ, વિષ્ણુ ભગવાનને જેમ ફાવે તેમ કહેવા લાગ્યા:

पर संपदा सकहू नहीं देखी ।
तुम्हरे ईरिषा कपट बिशेखी ॥
मथन सिंधु रुद्रहि बौरायहू ।
सुरन्ह प्रेरी विषपान करायहू ॥
असुर सुरा, विष संकरहि, आपु रमा मनि चारु ।
स्वारथ साधक कुटिल तुम्ह सदा कपट व्यवहारु ॥
परम स्वतंत्र न सिरपर कोई ।
भावइ मनहि करहु तुम्ह सोई ॥
भलेहि मंद मंदेहि भल करहू ।
बिसमय हरष न हिय कछु धरहू ॥

બીજાનું સારું તમે જોઈ શકતા નથી. તમારા મનમાં ઈર્ષા અને કપટ ભર્યાં છે. કોઈની ચડતી જોઈને તમારી આંખમાં ઝેર આવે છે.

સમુદ્રમંથન વખતે તમે શંકરને ચડાવ્યા, દેવતાઓની મારફત મહાદેવને ઝેર પિવડાવ્યું. સમુદ્રમાંથી નીકળેલી ચીજોની વહેંચણી તમે મનમાની રીતે કરી. દૈત્યોને ફોસલાવી એમને મદિરા આપી, શંકરને ઝેર આપ્યું અને લક્ષ્મીજી જેવી સ્વરૂપવાન સ્ત્રી અને કૌસ્તુભમણિ પોતે રાખી લીધાં. તમે સ્વાર્થસાધુ, કુટિલ અને મહાકપટી છો. તમારો વહેવાર સદાય છળથી ભરેલો હોય છે.

તમે સ્વચ્છંદી થઈ ગયા છો. તમને કોઈ કહેનાર નથી. તમારા મનમાં જે ઠીક લાગે તે કરો છો. સારાને ખરાબ અને ખરાબને સારું કરો છો. છતાં તમારા મનમાં એથી આંચકો લાગતો નથી.

उहँकि उहँकि परिचेहु सब काहू ।
अति असंक मन सदा उछाहू ॥
करम सुभासुभ तुम्हहि न बाधा ।
अबलगि तुम्हहि न काहू साधा ॥

તમે ઠગવિદ્યા કરીને આખી દુનિયાને છેતરી છે. સૌનાં મન પેટમાં પેસીને જાણી લીધાં છે અને પોતે જાણે કશું જાણતા ન હોય એમ અભિમાન અને આનંદમાં રહો છો. તમારે મન સારું-ખરાબ બધું સરખું જ છે. આજ સુધી તમને સીધા કરનાર કોઈ મળ્યું નથી.

भले भवन अब बायन दीन्हा ।
पावहुगे फल आपन कीन्हा ॥
बंचेहि मोहि जवनिधरि देहा ।
सो तन धरहु साप मम एहा ॥

આજ તમે સાચે ઘેર આવ્યા છો. તમને ખરો ગુરુ ભેટ્યો છે એમ જાણજો. આજ તમને તમારી કરણીનું પૂરું ફળ મળશે. જે મનુષ્યદેહથી મને છેતરીને આ કન્યાને પચાવી લીધી છે, એવું શરીર તમે પૃથ્વી ઉપર જઈને ધારણ કરો એવો મારો શાપ છે.

कपि आकृति तुम्ह कीन्हि हमारी ।
करिहहिं कीस सहाय तुम्हारी ॥
मम अपकार कीन्ह तुम्ह भारी ।
नारि बिरह तुम्ह होब दुखारी ॥

તમે મારું મોઢું વાંદરા જેવું બનાવી દીધું માટે તમારે હંમેશાં એ મોં જોવાં પડે માટે તમારી આસપાસ સહાયક વાંદરા જ મળશે. મને સ્વયંવરમાં આ સ્વરૂપવાન સ્ત્રી મેળવવાની તીવ્ર ઇચ્છા હતી. તમે મારી એ ઇચ્છાઆડે આવ્યા અને મને માનભંગ કર્યો, તેથી તમને પણ પત્નીનો વિયોગ થશે અને સ્ત્રીની પાછળ વનવન રડતા ફરશો એવો મારો શાપ છે.

साप सीसधरि हरषि हिय
प्रभु बहु बिनति कीन्ह ।
निज माया कै प्रबलता
करषि कृपानिधि लीन्हि ॥

વિષ્ણુભગવાને નારદજી સામે હાથ જોડ્યા. નમ્રતાપૂર્વક બોલ્યા કે 'મુનિરાજ! માફ કરો.' તમારો શાપ હું માથે ચડાવું છું.' આ કહેતાની સાથે જ પોતાની માયા સંકેલી લીધી.

નારદજી જુએ તો લક્ષ્મી કે પેલી રાજકન્યા કોઈ ન મળે. એકદમ નારદજીની આંખ ઊઘડી ગઈ. ભગવાનના પગ પકડી લીધા. અભિમાન ઊતરતા મોહ ટળ્યો. અને હૃદયમાં પશ્ચાત્તાપની લાગણી ફૂલટી આવી. આંખે માં આંસુ ઊભરાયાં: 'મહારાજ! ક્ષમા કરો. ભક્તની લાજ આપને હાથ હોય છે. મારી દીનજનની રક્ષા કરો.'

પ્રભુએ નારદમુનિના મસ્તક ઉપર હાથ મૂક્યો અને પોતે અંતર્ધાન થયા.

*

બીજા યુગમાં ભગવાનને મનુષ્ય અવતાર લઈને પૃથ્વી ઉપર આવવું પડ્યું. પંચવટીથી પંપા સરોવર સુધી સીતાના વિયોગદુઃખથી રડતા રામ વનવન ફરતા હતા ત્યારે નારદજી સામે મળ્યા.

એ વખતે મમતાપૂર્વક નારદજીએ પ્રશ્ન પૂછ્યો: 'પ્રભુ! આપે મારું વાંદરા જેવું મુખ શા માટે બનાવેલું એ મને હજી સમજાતું નથી.' ભગવાન રામચંદ્રજીએ ઉત્તર આપ્યો: 'મુનિવર તમે જ વિચાર કરો, કોઈ અજ્ઞાન બાળક આગમાં હાથ નાખવા જાય તો મા તેમ કરવા દેશે? બાળકનો હાથ પકડી તેને ગોદમાં ઉઠાવી દૂર મૂકી દેશે. બાળક રડવા લાગશે, માને લાતો મારશે, માતાના વાળ ખેંચશે, તોપણ એ બાળકને આગમાં પડતું બચાવશે. હું પણ ભક્તોની રક્ષા માતાની પેઠે જ કરું છું. મને ખબર હતી કે તમે રીસ ચઢાવીને ભારે શાપ આપશો. તમારા કલ્યાણ અર્થે એ શાપ વહોરી લઈને મેં તમને બચાવ્યા. આજે આ વિરહદુઃખમાં યે ભક્તોનું હિત કર્યાનો સંતોષ હું ભોગવી રહ્યો છું.'

નારદજીએ પ્રણામ કર્યા અને તેઓ પ્રભુનાં ગુણગાન ગાતા વિદાય થયા.

*

બતાવે, તે જો કેવળ ભ્રમ હોય તો વાત જુદી. પરંતુ યોગમાર્ગથી પ્રાચીન અને અર્વાચીન શાસ્ત્રકારોએ તેમ જ સત્પુરુષોએ જે વાતો પ્રત્યક્ષ દીઠી છે, તેનો, આપણામાં પ્રત્યક્ષ જોવાનું સામાર્થ્ય આવે ત્યાંસુધી શ્રદ્ધાના સાધનથી અનુભવ લેવો એમાં કશું અજુગતું નથી. સારું તરતાં આવડે ત્યાંસુધી તુંબડાં પર બેસીને તરવામાં શું અયોગ્ય છે? જ્યારે તરતાં આવડી જાય ત્યારે દેખીતી રીતે જ સહુ કોઈ તુંબડાંનો ત્યાગ કરે છે. તેવી જ રીતે પારલૌકિક પ્રત્યક્ષના અનુભવ થવા લાગે, ત્યારપછી શ્રદ્ધાનું મહત્ત્વ રહેતું નથી, પણ ત્યાંસુધી તો તે આવશ્યક છે.

જ્ઞાનના ક્ષેત્રમાં શ્રદ્ધા એ એક ગરીબ-ઈ-નું-પણ પ્રમાણિકતાનું-લક્ષણ છે. જે સર્વજ્ઞ પરમેશ્વર છે, અગર તો જેઓ તેની જ કૃપાથી સર્વજ્ઞ મહાત્માઓ થયેલા છે, અને જેનાથી તેમને બધી વાતો પ્રત્યક્ષ દેખાય છે, તેમને-જ્ઞાનના ક્ષેત્રમાંના તે ધનાઢયોને-તે લક્ષાધીશોને-તે કોટ્યાધીશોને શ્રદ્ધાની કશી પણ કિંમત નથી. જેની પાસે રોકડા પૈસા છે, તેને ઉધારીનું શું કામ છે? આંટ, ક્રેડિટ, પ્રોમિસરી નોટ ઇત્યાદિ સાધનો જેમની પાસે રોકડા પૈસા નથી, તેમને માટે છે. પારલૌકિક જ્ઞાનના રોકડા પૈસા જેમની પાસે જોઈએ તેટલા છે, તેમને શ્રદ્ધાની ઉધારીની કદી પણ જરૂર પડતી નથી. પરંતુ આપણે માનવપ્રાણી તો જ્ઞાનના આ ક્ષેત્રમાં કેવળ ભિખારી જ જન્મ્યા છીએ. આપણા જ્ઞાનધનનું ભંડોળ બહુ થોડું છે. આપણાં સત્કર્મોને પરિણામે જેમજેમ આપણી ઉત્ક્રાંતિ થતી જશે તેમ-તેમ આપણું જ્ઞાનધન વિપુલ થશે એમાં શંકા નથી. પરંતુ એવી પાત્રતા આપણામાં લાવવા માટે, અને ત્યાંસુધી આપણો વ્યવહાર ચલાવવા માટે શ્રદ્ધાની આંટ પર આપણી ગરીબ દુકાન ચલાવવી જોઈએ. પરમેશ્વરે મનુષ્યને ફક્ત પાંચ જ જ્ઞાનેંદ્રિયો આપેલી છે. પરંતુ અતીન્દ્રિય જ્ઞાનાર્જનમાં સાધનભૂત એવી એક છઠ્ઠી ઇંદ્રિય મનુષ્યપ્રાણી પોતાને માટે નિર્માણ કરી લે છે, અને આ છઠ્ઠી ઇંદ્રિય તે શ્રદ્ધા છે. જ્યાં પાંચ ઇંદ્રિયોનું જ્ઞાન અટકે છે, ત્યાં શ્રદ્ધાથી મળનાર જ્ઞાનની શરૂઆત થાય છે.

આવા પ્રકારનું જ્ઞાનેંદ્રિયનું શ્રદ્ધારૂપી છઠ્ઠું દ્વાર જેમના અંતઃકરણમાં ઊઘડ્યું છે, તેમને આગળનો આધ્યાત્મિક માર્ગ બહુ જ સુગમ થાય છે. મનને એકવાર શ્રદ્ધાની ટેવ પડે, પછી તેને કોઈ પણ વાત સહેજે સાધ્ય થઈ શકે છે. આ શ્રદ્ધાની યોગ્યતા ભગવદ્‌ગીતામાં એક ઠેકાણે વર્ણવેલી છે. 'यो यच्छ्रद्धः स एव सः' આ ચરણમાં એવું કહેવામાં આવ્યું છે, કે જે જેવી શ્રદ્ધા રાખશે, તેવો તે થશે. ઈશ્વરે આપણને આપેલું આ મહત્ત્વનું સાધન કંઈ જેવું તેવું નથી. અંધશ્રદ્ધા અહિતકારક છે, એમાં શંકા નથી. પરંતુ ભગવદ્‌ગીતાના સત્તરમા અધ્યાયમાં સાત્ત્વિક, રાજસ અને તામસ, એવી જે ત્રણ પ્રકારની શ્રદ્ધા કહેલી છે, તે પૈકી જેને સાત્ત્વિક શ્રદ્ધા કહી શકાય તેવા પ્રકારની શ્રદ્ધાથી મનુષ્યના મન પર-અને તેનાથી તેવી ઉત્ક્રાંતિ પર-અત્યંત સારાં પરિણામ થાય છે. સામાન્ય લૌકિક વ્યવહારમાં સંશય-થી કેવા ફાયદા થાય છે, એ વાત ઉપર કહેવામાં આવી છે. પરંતુ જો કે લૌકિક વ્યવહારમાં એવા ફાયદા થાય તોપણ એકંદર રીતે સંશય એ મનની અત્યંત ક્ષુદ્ર વૃત્તિ જ છે. સંશય અને શ્રદ્ધા એ બન્ને મનોવૃત્તિઓની અધ્યાત્મ વ્યવહારમાં તુલના કરીએ, તો એવું દેખાઇ આવે છે, કે સંશય એ મનની અત્યંત નીચ વૃત્તિ છે અને શ્રદ્ધા એ મનની અત્યંત ઉચ્ચ અને ઉદાત્ત વૃત્તિ છે. સંશય તો કોઈ પણ અધમ વૃત્તિને.

મનુષ્ય કરી શકે, પરંતુ શ્રદ્ધા રાખવી એ વાત એક પણ અનુભવ અને જાણે પ્રતીતિ ન કરી હોય એવાને હાથે થવી શક્ય નથી સંશય એટલે જ્ઞાનનો અભાવ અને શ્રદ્ધા એટલે ભવિ જ્ઞાનની અગાઉથી ખાતરી જેવી રીતે કોઈ પણ મનુષ્ય સંશય ઉઠાવી શકે, તેવી જ રીતે કોઈ વાત પ્રત્યક્ષ જોયા પછી તેના પર વિશ્વાસ રાખવાનું કામ કોઈ પણ કરી શકે પ્રત્યક્ષ પર વિશ્વાસ રાખવો એમાં મોટો પુરુષાર્થ નથી. એ બિલકુલ સીધી સાદી વાત છે પરંતુ જે વાત પ્રત્યક્ષ નથી, તેને વિષે સંશય ન રાખતા, તેને વિશે દૃઢ વિશ્વાસ રાખવો, એ માટે મનના એક પ્રકારના ધૈર્યની જરૂર પડે છે બીકણુ, દુર્બળ મનનો કે સંશયી વૃત્તિનો મનુષ્ય કોઈ પણ અપ્રત્યક્ષ અજ્ઞાત વાત પર એકદમ વિશ્વાસ રાખતો નથી પરંતુ ધીર, ગંભીર, સાત્વિક અને ઉદાત્ત મનોવૃત્તિનો માણસ સંકોચ વિના અપ્રત્યક્ષ અને અજ્ઞાત વસ્તુઓ પર પણ વિશ્વાસ રાખે છે

આ વિશ્વાસ—આ શ્રદ્ધા—જેમનામાં કુદરતી છે, તે ખરેખર પુણ્યશાળી અને ભાગ્યશાળી છે પરંતુ સ્વભાવતઃ જેમનું મન શ્રદ્ધાયુક્ત નથી, તેઓ પોતાના મનમાં અન્ય સાધનો દ્વારા ઉત્પન્ન કરી જ ન શકે એવું નથી. પરમેશ્વર, પુનર્જન્મ, સત્કર્મના સત્પરિણામ, શાસ્ત્ર ઇત્યાદિ વાતો પર વિશ્વાસ રાખવો તેમને માટે કઠિન નથી. 'જેણે કદી કોઈને છેતર્યા નથી, પોતાને છેતરાવાનું જેમને વિશેષ કારણ નથી અને જેઓ સદા એક ધર્મથી અને નિયમે પ્રમાણે વર્તે છે, તેમના પર અને તેમના શબ્દો પર શ્રદ્ધા રાખવામાં શો વાંધો છે?' આ જાતનો વિવેક કરવાથી આપણી શ્રદ્ધા આપણે વધારી શકીએ છીએ આપણે સંશય વધારતા બેસીએ તો સંશય વધે છે, અને શ્રદ્ધા વધારીએ, તો શ્રદ્ધા વધે છે આપણે જેવું વાવીએ તેવું ઊગે, એ સૃષ્ટિનો નિયમ જો ડગલે ને પગલે આપણને સાથે જણાઈ આવે છે, તો આપણા અંતઃકરણરૂપી ક્ષેત્રમાં સંશય અને શ્રદ્ધાની વાવણી કરવાથી શે ફાયદે? જેવી શ્રદ્ધા રાખીએ તેવું થવાનો ધર્મ જે સૃષ્ટિમાં છે, તે સૃષ્ટિમાં આપણે શ્રદ્ધાને બદલે સંશયનો આગ્રહ રાખીએ, તો કલ્પવૃક્ષના ઝાડ નીચે ઉપવાસી મરનાર ને આપણી વચ્ચે શો ફરક છે?

अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति ।
नायं लोकोऽस्ति न परो न सुखं संशयात्मनः ॥
अश्रद्दधानाः पुरुषा धर्मस्यास्य परंतप ।
अप्राप्य मां निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि ॥
अश्रद्धया हुतं दत्तं तपस्तप्तं कृतं च यत् ।
असदित्युच्यते पार्थ न च तत्प्रेत्य नो इह ॥

આ ભગવદ્-ઉક્તિમાં સંશયવૃત્તિના અને અશ્રદ્ધાના અતિ ભયંકર પરિણામો વર્ણવેલાં છે અધ્યાત્મ વિષયક પ્રશ્નની બાબતમાં અશ્રદ્ધા રાખવાને લીધે તે પારલૌકિક ફળો તો ગુમાવે છે જ, પરંતુ ઐહિક સુખનો પણ તેથી નાશ થાય છે 'नायं लोकोऽस्ति न परः', 'निवर्तन्ते मृत्युसंसारवर्त्मनि' 'न च तत्प्रेत्य नो इह' આ વચનોમાં પૃથ્વી અને સ્વર્ગ બન્ને ઠેકાણેના સુખનો નાશ થવાનો ઉલ્લેખ છે તેથી આવાં ભયંકર પરિણામો જેમાંથી ઉત્પન્ન થાય છે, તે સંશયી વૃત્તિનો ત્યાગ કરીને શાસ્ત્રવચન પર અને સદ્ધર્મો પર વિશ્વાસ રાખવો એ જ શ્રેયસ્કર છે

પરંતુ સંશય છોડીને શ્રદ્ધા રાખો, એવું કોઈ અનેકવાર કહે તો પણ મનની વૃત્તિ એકદમ બદલાઈ જતી નથી. મન હંમેશ ઉત્ક્રાંતિ-તત્ત્વ પર ચાલે છે તે મન મૂળમાં જ સંશયી વૃત્તિનું હોય તે જગતમાન્ય સત્ય સિદ્ધાંતો વિષે મનમાં જ્યારે જ્યારે સંશય ઉત્પન્ન થાય, ત્યારે ત્યારે ઉપર જણાવ્યા પ્રમાણે ન

વિચારોથી તેને તરત દબાવી દેવો જોઈએ. મનને એવી ટેવ પડતાં સંશય ઉત્પન્ન થવાની ક્રિયા બંધ પડતી જશે. આટલું થાય એટલે આપણા મનમાં શ્રદ્ધાનું વાવેતર કરવા જેવું ક્ષેત્ર તૈયાર થયું એમ કહી શકાય. સંશય એ આપણા માનસક્ષેત્રમાંનાં ઝાંખરાંઓ છે તેને ઉખેડી નાખી, પાછાં કદી ન ઊગે એવી તકેદારી રાખવી જોઈએ. આટલું થયે શ્રદ્ધાનું અર્ધું કાર્ય થયું ગણાય. આધ્યાત્મિક વિષયોમાં મનુષ્યના મનમાં જે સંશય ઉત્પન્ન થાય છે, તે પૈકી કેટલાક સ્વાભાવિકપણે જ ઉદ્‌ભવે છે. તેને શરૂઆતમાં જ ઉખેડી નાખવા જોઈએ.

આ સ્વાભાવિક ઉત્પત્તિ સિવાય કૃત્રિમ કારણોથી પણ કેટલીક વાર મનમાં સંશય ઉત્પન્ન થાય છે. આ કૃત્રિમ કારણોમાં નાસ્તિક ગ્રન્થો અને તેમાંના મતોનું અગ્રસ્થાન છે. નાસ્તિક ગ્રન્થોમાંના મતો મનમાં પુષ્કળ વિક્ષેપ ઉત્પન્ન કરે છે; અને લડાઈમાં જેમ એકાદ કિલ્લો સુરંગથી તોડી પાડવામાં આવે છે; તેવી જ રીતે પરમેશ્વર, પરલોક, પુનર્જન્મ, પાપપુણ્ય, પરમપાવન ધર્મ, ઇત્યાદિની ઇમારત તેના વડે જમીનદોસ્ત થઈ જાય છે. સંરક્ષણ કરવું જોઈએ. આપણે ત્યાં પણ નાસ્તિક ગ્રંથો કંઈ ઓછા નથી. પરંતુ પાશ્ચાત્ય વાઙ્‌મયમાં તેમની સંખ્યા વિશેષ છે. પાશ્ચાત્ય તત્ત્વવેત્તાઓ મોટેભાગે આધિભૌતિક તત્ત્વનો જ વિચાર કરે છે. તે તત્ત્વોની પેલી ગમના અજ્ઞેય પ્રદેશમાં તેઓ ઘણેભાગે સંચાર કરતા નથી. બરાબર તર્કશાસ્ત્રના નિયમ પ્રમાણે જ અનુમાનો કરવામાં એ તત્ત્વવેત્તાઓ ઘણા કુશળ હોય છે, તેથી જડ વસ્તુઓના સ્વભાવ ઉપરથી તેમણે ઉપજાવેલાં અનુમાનોથી ભરેલા લેખો પોતાની રીતે અત્યંત રમણીય જણાય છે. પરંતુ આધિભૌતિક વિચારોની મર્યાદાનું ઉલ્લંઘન કરીને અધ્યાત્મ વિષયોના વિચારના પ્રદેશમાં સંચાર કરવાની તેમનામાં મહત્ત્વાકાંક્ષા ન હોવાથી, અથવા તેમ કરવા માટેની ઉપયોગી એવી વિશિષ્ટ પરિસ્થિતિ તેમને અનુકૂળ ન હોવાથી અથવા જે અદૃશ્ય પ્રદેશમાં ગમન કરવાનો માર્ગ સ્પષ્ટ દેખાતો નથી ત્યાં વિનાકારણ ધડાધડ કરવી વ્યર્થ છે એવી તેમની સમજણ હોવાથી, ત્યાંના તત્ત્વજ્ઞાનીઓના વિચારો મોટેભાગે જ્ઞેય સૃષ્ટિની હદ પર આવીને જ અટકી પડે છે.

લોહચુંબકના નિયમ અને પરમાણુની ક્રિયા, ઇત્યાદિ અનેક જડ સાધનરૂપી દીવાના પ્રકાશથી જેટલું દેખાય, તેટલું જોવાનો તેઓ પ્રયત્ન કરે છે પરંતુ આ લૌકિક સૃષ્ટિની પેલી પારની અતીન્દ્રિય વાતો વિષેનું જ્ઞાન કરાવી આપનાર આપણા તરફનો જે યોગ માર્ગ છે તેની-તે યોગમાર્ગના સૂર્યપ્રકાશની, ત્યાંના લોકોને કલ્પના પણ નથી

તત્વજ્ઞાનની વાત બાજુએ રાખી તેમના ધર્મ તરફ જોઈએ તેમનો ધર્મ પરમેશ્વર અને જીવમાં પુષ્કળ ભેદભાવ રાખે છે પરંતુ આપણા તરફનો ધર્મ જીવ અને બ્રહ્મનું તાદાત્મ્ય પ્રતિપાદન કરતો હોવાથી આપણને બહુ ફાયદો થયો છે એ ફાયદો આ પ્રમાણે છે પરમેશ્વરના જે ગુણધર્મ છે તે જ તેની સાથે એકરૂપ થનાર જીવન પણ ગુણધર્મ છે, એવી દૃઢ ભાવના છે, તેથી આપણે અતીન્દ્રિય જ્ઞાન પ્રાપ્ત કરી શકીશું, એવી મહત્ત્વાકાંક્ષા આપણામાં ઉત્પન્ન થાય છે અને એને આપણા યોગશાસ્ત્રમાં પુષ્ટિ મળેલી છે.

આ ઉપરથી જણાઈ આવશે, કે પૂર્વ અને પશ્ચિમ બન્ને દેશોના લોકોની આધ્યાત્મિક શાસ્ત્રોના કાર્યોની મર્યાદા અને મહત્ત્વાકાંક્ષા એકમેકથી તદ્દન ભિન્નભિન્ન છે પશ્ચિમના લોકોના મુખ્ય સાધનો રસાયણશાસ્ત્ર, યંત્રશાસ્ત્ર ઇત્યાદિ છે આર્યલોકોએ આ જડ શાસ્ત્રોનો તો યથાવકાશ ઉપયોગ કરેલો છે જ; પરંતુ તેમનું મુખ્ય સાધન તો યોગશાસ્ત્ર જ છે પાશ્ચાત્ય લોકોના જ્ઞાનની મજલ ફક્ત જડ અને દૃશ્ય સૃષ્ટિની જ હોય છે, પણ આપણા તત્વવેત્તાઓએ જડ અને દૃશ્ય સૃષ્ટિનો જેટલો ઉપયોગ કરી શકાય તેટલો કરી લઈને વધારેમાં, તેની પેલીગમની સૃષ્ટિમાંના પ્રમેયો પણ જ્ઞાનબળથી જાણી લેવાના સફળ પ્રયત્નો કર્યા છે

જેમણે દૂરબીનને કદી ઉપયોગ કર્યો નથી તેમને એવું કહીએ કે 'જ્ઞાનની ફરતા કેટલાક ઉપગ્રહો અમને પ્રત્યક્ષ દેખાય છે' ને જે રીતે તેઓ ન માને, તે જ પ્રમાણે આ યોગબળના દૂરબીનમાંથી દેખાનાર અતીન્દ્રિય વાતો-તે દૂરબીન જેમની પાસે નથી એવા જડવાદીઓને-સંભવિત નહીં લાગે.

ત્યારે આ આધ્યાત્મિક શાસ્ત્રની બાબતમાં પૂર્વ અને પશ્ચિમ વચ્ચે મુખ્ય ફરક એ છે, કે યોગશાસ્ત્રનું આ દૂરબીન પૂર્વ તરફના લોકો પાસે છે અને પશ્ચિમના લોકો પાસે નથી તેથી હિન્દુઓના વેદાન્તશાસ્ત્રમાંના ઉચ્ચ અને અતીન્દ્રિય પ્રમેયોને પાશ્ચાત્ય તત્વજ્ઞાનના ગ્રન્થોમાં કયાંયે સ્થાન મળ્યું નથી. તેથી તત્વજ્ઞાનના આવા ગ્રન્થોમાં આ વાત કહેવામાં આવી નથી. તેથી તે ખરી શા ઉપરથી માનવી, એવો વિક્ષેપ સાહસિક રીતે જ તે પુસ્તકોના વાચનથી મનમાં ઉત્પન્ન થાય છે માટે એ રીતે જેમને નાસ્તિકતાનો સંગદોષ લાગ્યો છે તેમને કહેવાનું કે એવા પુસ્તકો મનની અપ્રગલ્ભ અવસ્થામાં જેટલા ઓછા વંચાય તેટલાં સારાં એ પુસ્તકોમાં માત્ર જડવાદાત્મક વાતો જ હોવાની, યોગમાર્ગજન્ય અતીન્દ્રિય જ્ઞાન ન જ હોય, એવી દૃઢ ભાવના મનમાં રાખીને તે પુસ્તકોનું કેવળ જડવાદના અભ્યાસ માટે જ પરિશીલન કરીએ, તો તો જાણે કાંઈ જાતનો વાંધો નથી પરંતુ આપણી શ્રદ્ધાને હાનિકારક નીવડે અને સંશયને ઉત્તેજન આપે એવા તત્વજ્ઞાનની બારાખડી ઘૂંટવા બેસવામાં કશો જ ફાયદો નથી.

આ રીતે નૈસર્ગિક અને કૃત્રિમ એવા બે પ્રકારના સંશયનો નાશ કર્યા પછી, આપણું મનમાં જેનાથી શ્રદ્ધાની અભિવૃદ્ધિ થાય, એવા પ્રયત્નો આપણે કરવા જોઈએ પરમેશ્વરનો પરમ દયાળુ સ્વભાવ લક્ષમાં આપવો અને 'આવા પરમેશ્વર પર હું શા માટે

# નૃત્ય

•

### શ્રી શાંતિલાલ ઠાકર એમ. એ.

છેક પ્રાચીન સમયથી આદિ માનવે નૃત્યને ઓછેવધતે અંશે અપનાવ્યું તો છે જ. ગ્રીસ, મિસર, અરબસ્તાન, ઇજિપ્ત, ફીજી ટાપુઓ, જાવા, આફ્રિકા, વગેરે દેશોમાં પ્રાચીન નૃત્યકળા આજે પણ જીવે છે. વાણી નથી કહી શકતી તે મુખભાવની એકાદી લહર કે મુદ્રાનું નજીવું હલનચલન કહી આપે છે. નૃત્ય એ કળા છે. ધર્મ જેટલી જ સામાજિક ઉત્સવો સાથે એ કળા સંકળાયેલી છે. વિવિધ રસ-ભાવના પ્રગટીકરણનું એ અણમોલ સાધન છે. એ વિશેની માહિતીપ્રદ વિચારણા અહીં રજૂ થાય છે.

પ્રાચીન યુગથી માનવી પોતાના હૃદયના પ્રબળ ભાવોને વ્યક્ત કરવા માટે નૃત્યના અભિનયનો આશ્રય લેતો આવ્યો છે. અમુક પ્રકારની અંગભંગી દ્વારા અને મુદ્રાઓ તથા હાથ, પગ, અંગુલિ, આંખ, પાંપણો, મુખ, કમ્મર વગેરે અવયવોનાં હલનચલન દ્વારા માનવી પોતાના હૃદયના મધુર, શૃંગારમય, ભયાનક, વીર, હાસ્યજનક, કરુણ એમ અનેક ભાવો પ્રદર્શિત કરતો આવ્યો છે; અને પરિણામે નૃત્ય એક સંપૂર્ણ, જટિલ, અટપટી કલા બની ગયું છે અને શાસ્ત્ર પણ બની ગયું છે.

માનવસંસ્કૃતિની પ્રાથમિક દશામાં માનવી પોતાનો આનંદ જરાક સ્થૂલ અને ગ્રામ્ય નૃત્યપ્રકાર દ્વારા વ્યક્ત કરતો. જેમજેમ માનવસંસ્કૃતિ વિકાસ પામતી ગઈ, વધારે સૂક્ષ્મ, રસિક, ઉચ્ચ અને માર્મિક બનતી ગઈ, તેમતેમ નૃત્યના અનેક સૂક્ષ્મ, ભાવગમ્ય અને ભાવદર્શક પ્રકારો ખીલતા ગયા. હિંદમાં તેમ જ બીજા દેશોમાં નૃત્યને ધર્મ સાથે આપવા લાગ્યા.

હિંદમાં દક્ષિણનાં મંદિરોમાં અત્યારસુધી ચાલતી આવેલી દેવદાસીની પ્રથાનું મૂળ નૃત્ય અને ધર્મને સંકલિત કરવામાં રહેલું છે. નૃત્ય દ્વારા પ્રભુ પ્રત્યેના ભાવને પોતામાં જાગૃત કરવો, તે ભાવને અનેક રસિક, કલામય તથા આનંદની રસવર્ષા વરસાવતાં આવિષ્કરણો આપવાં; અંગના મૃદુલલિત મરોડો દ્વારા એ સમર્પણભાવને સ્થૂલ ભૂમિકા પર પ્રગટ કરવો; તેનાં દર્શન દ્વારા પ્રેક્ષકોના ચિત્તમાં પણ પ્રભુ પ્રત્યે સમર્પણની ભાવના જાગે તેવી પ્રબળ અસર ઉત્પન્ન કરવી; અને આ દુષ્કર કલાને સિદ્ધ કરવા, જીવન પર્યંત તે કલાનું પરિશીલન કરવું, અભ્યાસ કરવો, અને તો વંશપરંપરાગત રીતે તેનો તંતુ આગળ જઈ ચલાવવો; અને તે કલામાં અધિકાધિક પ્રગતિ, સૂક્ષ્મતા અને ભાવવાહિતા પ્રાપ્ત કરવાં, અને ઉત્તરોત્તર ઉત્કર્ષ સાધવો; આ દેવદાસીની પ્રથાની પાછળ રહેલો હેતુ હોય તેમ જણાય છે.

હલનચલન અને વાદિત્રોના સહાયક સૂરથી એક એવું ભયકારક, શાંતિપ્રેરક, નિઃસ્પંદ-જનક વાતાવરણ રચવામાં આવતું કે તેને પરિણામે ઘણીક દેવદાસીઓ નૃત્ય કરતાં-કરતાં, અને ઘણા પ્રેક્ષકો તે નૃત્ય તથા સંગીતને જોતા ને શ્રવણ કરતાકરતાં ભાવ-સમાધિમાં આવી જતાં, અને અંતે નિર્વિકલ્પ સમાધિદશા સુધી પહોંચી જતાં. ખ્રિસ્તી દેવળોમાં ઓરકેસ્ટ્રા રાખવાનો હેતુ પણ આવો જ છે.

ગ્રીસમાં પણ નૃત્ય અને ધર્મનો સંબંધ તેની પ્રાથમિક દશામાં ઘણો ગાઢ હોય તેમ દેખાય છે. મદિરાના દેવ ડાયોનિસસની અર્ચના નિમિત્તે નૃત્યોત્સવ રચવામાં આવતો. રાત્રિના નીરવ વાતાવરણમાં, ટેકરીઓના શૃંગ પર આ ઉત્સવ થતો. કરતાલ અને મૃદંગના અવાજો પર બંસરીનો ધ્વાન તરી આવતો. માણસો આનંદની કિકિયારીઓ કરતાકરતાં નૃત્યમંડળમાં ઘૂમતા. આને પરિણામે બધી જ ઇન્દ્રિયવૃત્તિઓ બહેર મારી જતી અને એક પ્રકારના આનંદ–ઉન્માદની તીવ્ર માત્રામાં ડૂબી જતી. આ ઉન્માદની પરાકાષ્ઠામાં તેઓ પસંદ કરાયેલા બલિ-પશુ પર તૂટી પડતા અને તેના અવયવે અવયવને છિન્નભિન્ન કરી નાખતા. પછી લોહીનીગળતા તે પશુદેહમાંથી માંસના ટુકડાઓને પોતાના દાંતવતી કાચા ને કાચા કરડી ખાતા. તે પ્રસંગે જાણે તેમનામાં કંઈક 'આવેશ' થયો હોય તેવા તે ઉન્મત્ત જેવા દેખાતા. સામાન્ય જીવનની મર્યાદાઓ જાણે સરી ગઈ હોય અને તેમના ભગવાન જાણે તેમની મધ્યમાં પ્રત્યક્ષ હાજર હોય તેવો ભાવ તેઓ અનુભવતા.

ડાયોનિસસની આ નૃત્યચર્યા પશુ-બલિના સમયની અને માનવસંસ્કૃતિની પ્રાથમિક અવસ્થાની યાદ અપાવે છે. હિંદમાં પણ લૈરવીચક્ર, તાન્ત્રિક વિધિ પ્રમાણે કેટલાંક બીભત્સ રાસવર્તુલો અને નૃત્યમંડળોની યાદ આની સાથેસાથે આવે છે. સંસ્કૃત સાહિત્યના મધ્ય યુગમાં–બાણભટ્ટના 'કાદંબરી'માં અને દંડી કવિના 'દશકુમાર-ચરિત'માં ચોરલૂંટારાઓની ટોળીઓ કાલીના મંદિરમાં કોઈ બાળકનો ભોગ આપવા–તેનું નૈવેદ્ય ધરાવવા તેને ઊચકી જતા અને તે રાતે પોતાની લૂંટમાં મળેલી સફળતાની માનતા–બાધા પૂરી કરતા અથવા ભવિષ્યમાં લૂંટમાં મહાન સિદ્ધિ મળે તેને માટે જંગલી નૃત્ય સમેત, સુરાપાનથી મત્ત બનીને તે નરબાળકનો બલિ કરવામાં આવતો. આ જંગલી સંસ્કૃતિનો અવશેષ આ ગ્રીક નૃત્યની સાથે-સાથે એક જ હરોળમાં બેસી શકે તેમ લાગે છે!

તિગ્રેમા એબિસિનિયન લોકોનો એક નૃત્યપ્રકાર છે. તેમાં ભાગ લેનારા માણસો એક વર્તુલ રચી, પોતાના ખભા હલાવે છે અને કોણીઓને આગળ અને પાછળ તાલ-બદ્ધ રીતે ગતિ આપી નૃત્ય કરે છે. વચ્ચેવચ્ચે નૃત્ય કરનારાઓ ભૂમિ પર બેસી પણ જાય છે. જો કે તે વખતે પણ તેમના ખભા અને કોણીઓની ગતિ તો ચાલુ જ હોય છે! પોતાનાં નીચાં છાપરાંવાળી ઝૂંપડીઓમાં ખુશમેનો જ્યારે નૃત્ય કરે છે, ત્યારે તેઓ પોતાનો એક પગ સ્થિર રાખે છે અને લાકડી-ને ટેકે તેમનો બીજો પગ એક પ્રકારની જંગલી તાલબદ્ધતામાં ગતિ કરે છે! તેમનો નૃત્યપ્રકાર આ જાતનો હોય છે.

મચ્છાર જાતિના પુરુષોનો નૃત્યપ્રકાર વળી જુદો જ હોય છે. તેમાં પુરુષો નૃત્ય શરૂ કરે છે અને સ્ત્રીઓ એક બાજુએ ઊભેલી હોય છે. જ્યારે તે નૃત્ય બરાબર જામે છે ત્યારે તેના આવેગમાં–આવેશમાં તણાઈને દરેક સ્ત્રી પોતાનો ભાગીદાર શોધી લે છે

અને તે નૃત્યમાં જોડાય છે. આરબલોકોમાં દરવિશોનો (ધર્મગુરુઓનો) અને મિસરમાં પણ ધર્મગુરુઓનો કંઈક ઝનૂની, ઘૂમરડી લેતો નૃત્યપ્રકાર હોય છે. ન્યૂ કેલેડોનિયામાં નૃત્ય કરનારાઓ એક જ સ્થળે ઊભા રહે છે, એક પછી બીજો–એમ પગ ઉપાડી તાલ આપે છે અને સમગ્ર શરીરને ઝુકાવીઝુકાવી નૃત્ય કરે છે, દેહને અનેક પ્રકારના મરોડ આપે છે. ફિજીના લોકો આમથી તેમ બંને બાજુએ કૂદકા લે છે, બંને હાથને પૂંઠ પર રાખે છે, અને નૃત્ય કરે છે. જાવાના લોકો નૃત્ય સમયે બહુ જ સુંદર અને મોહક રીતે હાથ અને અંગુલિઓની ગતિ કરે છે.આંદામાનના લોકો નૃત્ય કરતી વખતે એક પગ પર કૂદે છે અને હાથને આગળ અને પાછળ બહુ જ બળપૂર્વક ઘુમાવે છે. વેદ્દા લોકો બંને પગથી કૂદે છે, હાથ વડે કાં તો તાલી વગાડે છે અથવા પોતાના શરીરના અમુક ભાગને જોરથી થાબડે છે; અને પોતાના લાંબા સુંદર વાળથી પોતાના મુખને ઢાંકી દેવામાં ગૌરવ માને છે.

ઝુલુઓનાં નૃત્ય મોટેભાગે યુદ્ધનાં સહકારી અંગ જેવાં વા શિકારમાં વીરતા પ્રેરે તે હેતુવાળાં હોય છે. તેમાં સ્ત્રીઓ અમુક પ્રશ્નો પૂછે છે, જેના ઉત્તર પુરુષોએ આપવાના હોય છે. નિગ્રો–હબસી લોકોનાં શોકનૃત્યો ખૂબ અસરકારક હોય છે. અમેરિકાની એક અગત્યની ટોળીનું નામ 'નહાવો ઇન્ડિયન્સ' છે. તેઓ વર્ષમાં અમુક વખતે સમિતિ ભરે છે અને નૃત્ય તેનું મુખ્ય અંગ હોય છે. તેમનામાં 'નૃત્ય' અને 'વિધિ' પર્યાય શબ્દો ગણાય છે.

મણકાની માળાઓ વગેરે) ઉપાડી જતી. તે સમયમાં દરિયાપારથી બીજી સંસ્કૃતિવાળી જાતિઓ હજી તેમના દેશમાં ઊતરી ન હતી.

હિંદમાં ભરતનાટ્યશાસ્ત્રનો અભ્યાસ બતાવી આપે છે કે નૃત્યનો વિકાસ બહુ પ્રાચીન સમયમાં થયો હતો અને તેના અનેક પ્રકારો પણ શાસ્ત્રીય રીતે ગ્રથિત કરવામાં આવ્યા છે. ભગવાન પશુપતિનાથનું પ્રલયકાળનું તાંડવનૃત્ય ભીષણતાનો અપ્રતિમ નમૂનો છે. પાર્વતી જ્યારે મહાદેવનું દિલ જીતી લેવા જાય છે, ત્યારે વસંત પુષ્પોનાં આભરણો પહેરી, લલિતકોમળ અંગભંગીઓથી યુક્ત, મૃદુ અભિનયોવાળું રમણીય મોહક નૃત્ય કરે છે, તેને 'લાસ્ય' કહેવામાં આવે છે. સ્વર્ગમાં ઇંદ્રસભામાં ઉર્વશીનું, તિલોત્તમાનું, રંભાનું, મેનકાનું એમ અનેક અપ્સરાઓનાં નૃત્યો પુરાણપ્રસિદ્ધ છે.

શ્રીકૃષ્ણની બંસીના મોહક ધ્વનિ સાથેની રાસલીલા તે ગોપનૃત્યનો એક અપ્રતિમ પ્રકાર છે, જેમાં મુક્ત પ્રણયની ઉદ્દંડતા અને મધુર ભાવની કોમળતાનું કોઈ અનેરું સંમિશ્રણ રચાય છે. 'મેરે તો ગિરિધર ગોપાલ, દુસરા ન કોઈ' કહીને મંજિરા સાથે ગાનારી અને નાચનારી, ભક્ત કવયિત્રી, દસોદયા વંશની ક્ષત્રીવધૂ, રાધાના પુનર્અવતાર સમી, ગિરધરલાલની લાડિલી મીરાંનો ભક્તિપ્રવાહમાં તરતો–વસડાતો નૃત્યપ્રકાર કોઈ અજબ હતો. તેમાં ભગવાનના હૃદયકપાટને બળપૂર્વક પ્રેમની ઋજુતાથી ઉઘાડવાનો કીમિયો હતો. બંગાળમાં ભગવન્નામની પતિતપાવની ગંગા જેમણે વહાવી હતી, જેમાં જગાઈ અને માધાઈ જેવા દારૂડિયાઓનો પણ ઉદ્ધાર થઈ ગયો હતો, તે ભગવાન ચૈતન્ય જ્યારે 'હરિ' બોલની ધૂન જમાવત., મંજિરા વગાડતા અક્ષય કરતાલ બજાવતા, ત્યારે તે સૂરની સાથે તાલબદ્ધ થઈ, લયલીન થઈ કોઈ દિવ્યમધુર નૃત્ય કરવા માંડી જત.!

આધુનિક કાળમાં પણ શ્રી ઉદયશંકર, શ્રી રુક્મિણીદેવી, મેનકા જાણીતાં છે. કથકલી નૃત્ય, કથક નૃત્ય, ગુજરાતી રાસનૃત્ય, મહારાષ્ટ્રી પવાડા સાથેનું મદોનગીસભર્યું નૃત્ય વગેરે બિન-ધાર્મિક, દુન્યવી ભૂમિકા પરના, વ્યાવહારિક નૃત્યોના પ્રકાર છે તેમાં કેટલાક નૃત્યપ્રકારો તો તદ્દન નવીન, આધુનિક ભાવનાને વ્યક્ત કરતા પ્રકારો છે દાખલા તરીકે યંત્રનૃત્ય, મૂડીવાદ નૃત્ય વગેરે આમાંના કેટલાક નૃત્યકારોએ તો હિંદની શાન જગતમાં વધારી છે અને કલાના ક્ષેત્રમાં ગણનાપાત્ર સેવા કરી છે

પશ્ચિમમાં પણ પાવ્લોવાથી માંડીને અનેક નૃત્યરમણીએ એ નૃત્યના અનેક મૃદુરમ્ય પ્રકારોને તે સંસ્કૃતિની ખાસિયત સાથે વિકસાવ્યા છે અને જગતની કલા-સંસ્કૃતિની સેવા કરી છે

પણ મૂળ મુદ્દે વિચારીએ તો એમ કહી શકાય, કે ભારતના શિલ્પ પેઠે અથવા ભારતની ચિત્રકલા પેઠે, ભારતની નૃત્યકલા ધર્મતત્ત્વથી ગુંથાયેલ કોઈ પરમપ્રકાશના સત્ત્વો સાથે વ્યવહારની સાંકળ સ્થાપવા મથતી, કોઈ ઉચ્ચતર ચેતનાના સ્તર પર જીવાત્માને તથા આડકતરી રીતે સર્વ સહૃદયી પ્રેક્ષકોને લઈ જવા મથતી, પ્રભુ પ્રત્યે ઝાંઝરના ઝણકાર સાથે તાલબદ્ધ પગલાં માંડતી, દૈવી કળા હતી તેથી ઊલટું પશ્ચિમની બીજી કલાઓની પેઠે તેની નૃત્યકલા પણ વધારે આગુમય ભૂમિકા પર વિલસતી, રંગબેરંગી ચિત્રોને ઉઠાવ આપતી, ઉલ્લાસમય, આશાની વીણાના સૂરની રમઝટ મચાવતી, આહ્લાદમય, ઘનગનાટવાળી, તરલ, તેજસ્વી, આરોગ સુંદર, સંયમ ગુણ અને ધર્મ ચક્ષુને તથા વાસનાઓ ઈવેંગને તૃપ્તિની પરમ કક્ષાએ પહોંચાડનારી એક ઉત્તમ કલા હતી એક દિવ્યલક્ષ્મી હતી, બીજી આનંદલક્ષ્મી હતી. એકના હાથમાં પરમ તત્ત્વની પૂજામાળ હતી, બીજીની આંખમાં વિલાસના ઘેન અને હાથના મરોડમાં આલિંગનની માગણી મોહકતા હતી પણ ઘણા કિસ્સાએ માં પૂર્વની નૃત્યકલાનું લક્ષણ કંઈ પશ્ચિમી નૃત્યકારની અદામાં કોતરી પણ જોવાનું મળતું હતું અને કંઈક વાર પશ્ચિમની પ્રાણોલ્લાસમય નૃત્યકલાની ખાસિયતના દર્શન કોઈ પૂર્વના નૃત્યકારની યાદમાં, મુદ્રામાં કે અંગભંગીમાં જોવા મળતાં હતાં

આમ નૃત્યકલાનો ઇતિહાસ માનવ-સંસ્કૃતિના વિકાસમાં બહુ અગત્યનો ફાળો નોંધવે છે, કારણકે તેથી માનવહૃદયના ભાવો અગમ્ય રીતે પણ અચૂકપણે શિષ્ટ, સૂક્ષ્મ, સંસ્કૃત અને ઉચ્ચ બને છે અને તે રીતે જોતા તે હૃદયની પ્રબળ કેળવણીરૂપ બની જાય છે નૃત્ય લલિત વ્યાયામ આપે છે, તેથી દેહસૌષ્ઠવ અને તેજસ્વી કાંતિછટા તેની સહોદરીઓ છે તેમાં અભિનયનું પાટવ હોવાથી તે માનસશાસ્ત્રની ઔરસ પુત્રી છે, તેમાં ભાવનું-રસનું નિરૂપણ હોવાથી તે રસશાસ્ત્રની પરમપાવની ભાગીરથી છે તેમાં નવ રસોની વિવિધ સેરોનું પ્રગટીકરણ હોવાથી તે કલાઓનો પ્રયાગરાજ છે, પુનિત તીર્થરાજ છે તે ગીત-વાદ્ય-નૃત્યની ત્રિવેણી છે માનવીઉરના ભાવોને સૂક્ષ્મ, રસિક તથા ઊર્ધ્વગામી બનાવીદિવ્યતાના વ્યોમમાં લઈ જાય છે આવી અજબ નૃત્યકલાને શાસ્ત્રરૂપે અને કલારૂપે સ્વીકારી માનવજાતિના દિવ્યીકરણ માટે અને આનંદ-શુદ્ધ આનંદની ગ્યુલહાણ કરવા માટે તેનો યથાર્થ વિનિયોગ કરવામાં આવે, તો નૃત્ય એક દિવ્ય ને અમોઘ સાધન છે

★

# હિંદમાં કાપડઉદ્યોગ

અધ્યા. એમ. પી. ગાંધી
એમ. એ.; એફ. આર. ઈ. એસ; એફ. એલ. એલ. જે. પી.

**ખોરાક** પછીનો મહત્ત્વનો પ્રશ્ન કાપડનો છે. દુનિયાના અન્ય દેશોની સરખામણીમાં હિંદના રહેવાસીને માથાદીઠ ઘણું જ ઓછું કાપડ પહેરવા મળી શકે છે. ભાગલાએ હિંદને પારાવાર નુકસાન કર્યું છે, તેમાં કાપડનો પ્રશ્ન યે આવી ગયો છે. રૂ પેદા કરતા ક્ષેત્રનો વધારે ભાગ પાકિસ્તાનને ફાળે જવાથી તથા હુંડિયામણના દેશોની મુશ્કેલીને લીધે ભારતવર્ષે આ પ્રશ્નમાં સ્વાવલંબી બનવું જ રહ્યું. રોજ ને રોજ સાંભળીએ છીએ કે કાપડભરાવાને લીધે અમુક મિલ બંધ થઈ—હજી વધારે સાવચેત નહીં બનીએ તો આવતા થોડાક મહિનામાં કાપડઉદ્યોગ પર ગંભીર ભય તોળાઈ રહ્યો છે. વિદ્વાન લેખકે આજના આપણા આ ઉદ્યોગની અહીં તલસ્પર્શી સમીક્ષા કરી છે અને કાપડઉત્પાદન, વહેંચણી તથા તેના નિકાસ માટે યોગ્ય બંદોબસ્ત કરવાનું સરકારને સૂચન પણ કર્યું છે.

હિંદમાં કાપડઉદ્યોગનો જન્મ અને વિકાસ છેલ્લાં સો વર્ષથી છે. ચાલુ વર્ષે આ ઉદ્યોગ ગૌરવપૂર્વક પોતાની શતાબ્દી ઊજવનાર છે. ઔદ્યોગિક ક્ષેત્રમાં રાષ્ટ્રે કેટલી સાધના મેળવી છે તેનું આ ઉદ્યોગ ઉત્તમોત્તમ દૃષ્ટાંત છે. ઔદ્યોગિક રાષ્ટ્ર તરીકે ભારતવર્ષ કેટલું શક્તિશાળી છે તેનું પણ એ પ્રતીક છે. વિકાસના પ્રારંભમાં આ ઉદ્યોગના જ્યોતિર્ધરોને ઘણીવણી મુશ્કેલીઓનો સામનો કરવો પડ્યો હતો; પરંતુ તેમના અવિરત પરિશ્રમ અને બલિદાનોને લીધે આ ઉદ્યોગ આજે આપણા દેશના આર્થિક તંત્રમાં ઘણું ઊંચું સ્થાન ભોગવે છે.

આ ઉદ્યોગને જ પરિણામે આજે ૭૦૦,૦૦૦ મજૂરોને રોટી મળે છે. ૧૦,૦૦,૦૦,૦૦,૦૦૦ રૂા. ઉપરની મૂડીનું એમાં રોકાણ થયેલું છે. ૧૦,૦૦,૦૦,૦૦૦ ત્રાક અને ૨,૦૦,૦૦૦ સાળો દ્વારા ૧૬૦૦૦ લાખ રતલ તાર કાઢવામાં આવે છે અને ૪૮૦૦૦ લાખ વાર કાપડ આ ઉદ્યોગની મિલો વણે છે. દર વર્ષે રાષ્ટ્રમાં અનેક ખેતરોમાંના રૂની લગભગ પચાસ લાખ ગાંસડીઓ આ ઉદ્યોગમાં વપરાય છે. આ ઉપરાંત આ ઉદ્યોગનો એક બીજો વિભાગ હાથવણાટના ઉદ્યોગનો છે. તેમાં પણ લગભગ ૨૫ લાખ માણસોને કામ મળે છે અને એમાંથી વાર્ષિક સો કરોડ રૂપિયાની કિંમતનું ૧૩૦૦૦ લાખ વાર કાપડ બને છે. જ્યારે મિલમાં બનતા કાપડની કિંમત આશરે ૫૦૦ કરોડ રૂપિયા થાય છે.÷

આપણે બધા સારી રીતે જાણીએ છીએ તેમ આપણા દેશમાં આજે કાપડનું ઉત્પાદન જીવનનિર્વાહના આંતરરાષ્ટ્રીય ધોરણો પ્રમાણે પ્રજાની મૂળભૂત ને યોગ્ય જરૂરિયાત કરતાં ઘણું જ ઓછું છે. એટલા માટે આ ઉદ્યોગના વધુ વિકાસ માટેની ઘણી મોટી શક્યતા છે. આજે હિંદુસ્તાનમાં માથા દીઠ માત્ર ૧૩ જ વાર કાપડ વાપરી શકાય છે. દુનિયાના આગળ વધેલા અન્ય દેશમાંની માથા દીઠ વપરાશ કરતાં આપણે ઘણા જ પાછળ છીએ. રાષ્ટ્રીય નિયોજન સમિતિએ સૂચના કરેલી કે નજીકના ભવિષ્યમાં જ રાષ્ટ્રની અંદરનું ઉત્પાદન-ધોરણ ઊંચું લાવવું જોઈએ અને જણ દીઠ લગભગ ૩૦ વાર કાપડ મળી શકે એટલી શક્યતા ઊભી કરવી જોઈએ. અમેરિકામાં કાપડની મા.થા. દીઠ વપરાશ ૫૫ વારની છે, બ્રિટનમાં તે ૪૫ વારની છે, પશ્ચિમ યુરોપમાં

---

÷ લેખકના ધી ટેક્સટાઈલ વિવિંગ' ડાયરી એન્યુઅલ ૧૯૪૮ને આધારે.

તે ૩૫ વ ર્ગની છે, 'પૂર્ણ છુટ' પમા ૨૦–૨૫ વ ર્ગની છે, અને જાપાનમાં છ ૨૦ વર્ગની દેશની સંદર્ગન અને અસર મન બદન દેવા સાજોના જોતાં, નજીકના ભવિષ્યમા અજર કરતાં નોંધ લેવા જેટલા વધારે કાપડન જથ્થ તું હિંદુસ્તાન ઉત્પાદન કરી શકે એવું અ જની ઘડીએ તે શક્ય લાગતુ નથી. ૧૯૪૫મા સરકારે યુદ્ધોત્તર યોજના સમિતિની નિમણૂક કરી. આ સમિતિએ હિંદમા કાપડ ઉદ્યોગના વિકાસ માટે એક યોજના તૈયાર કરવાની હતી. યંત્રોની આયાત કરવામા નડેલી મુશ્કેલીઓને ધ્યાનમા લઈ, દેશમા લગભગ ૧૭૦૦૦ લાખ વાર કાપડનું જ વધારેનું ઉત્પાદન થઈ શકે એવું આ સમિતિનું મંતવ્ય હતુ. એમ કરવા માટે ૧૦૦ લાખ ત્રાકને બદલે ૧૨૦.૭૫ લાખ ત્રાકે યોજીને ત્રાકમાં શક્તિને વધારો કરવાની સમિતિએ સૂચના આપી હતી.

વિકાસની આ નની અમસ્તી યોજના પણ તાત્કાલિક તે અમલમા આવી શકે એમ નથી; અને એના ઘણાં કારણો પણ છે પહેલું તે એ કે તત્કાલમા રાષ્ટ્રમા ખરીદશક્તિ ઘટી ગઈ છે અને યુદ્ધના વર્ષો દરમિયાન લેકે કાપડ માટે જે 'લાવે લાવે'ની માગ કર્યા કરતા હતા તે હાલમા નથી. બીજુ આજે આ યાંત્રિક સંઘ પણ ઘણો જ ભારે છે અને યુદ્ધ પહેલાની યંત્રસામગ્રી કરતા લગભગ ચારથી પાંચગણા આજના ભાવોમા નવા યંત્રો નખાવા એ અશક્ય બની જાય ત્રીજુ હિંદુસ્તાનના ભાગલા પડવાથી, હિંદી સંઘમાં કપાસ મળતો ઘણો ઓછો થયો છે ૧૯૪૬–૪૭ના વર્ષો દરમિયાન અવિભાજિત હિંદમા રૂની, પેદાશનું ક્ષેત્ર ૧૫,૦૩૮,૦૦૦ એકર હતું, ત્યારે હવે તેમાથી હિંદી સંઘને ભાગે ૧૧,૬૭૧,૦૦૦ એકર તથા પાકિસ્તાનને ફાળે ૩,૩૬૭,૦૦૦ એકર જમીનો વહેંચાઈ ગઈ છે આ જ વર્ષોમા અવિભાજિત હિંદમા નહેરોપાટે પાક ઉત્પન્ન કરતી લગભગ ૪,૧૦૦,૦૦૦ એકર જમીન હતી ભાગલા થતા જ એમાની લગભગ તેત્રીસ લાખ એકર જમીન તો પાકિસ્તાનને ફાળે ગઈ * બીજા શબ્દોમા કહીએ તો ભાગલાને પરિણામે અવિભાજિત હિંદના કુલ ક્ષેત્રના ચોથા ભાગથી થોડાક ઓછા વિસ્તાર અને નહેરો દ્વારા પકવવામા આવતા રૂ-વિસ્તારને ૪/૫મો ભાગ પાકિસ્તાનને ફાળે ગયો છે ૧૯૪૭–૪૮માં હિંદુસ્તાનની અંદર રૂનુ ઉત્પાદન લગભગ ૨૬ લાખ ગાસડીનું હતુ, જ્યારે મિલના દરેક જાતના રૂની કુલ વપરાશ ૪૨ લાખ ગાસડીની માનવામા આવી હતી આ વધારાને માટે પાકિસ્તાન, ઈજિપ્ત, અમેરિકા અને અન્ય રાષ્ટ્રોમાથી આયાત કરવો પડ્યો હતો

૧૯૪૮ના ઑગસ્ટના અંતમા રૂની બાર લાખ ગાસડીઓને અનામત જથ્થો પડી રહ્યો હતો નજીકના મહિનાઓમા હિંદી સરકાર આઠ લાખ ગાસડીઓ આયાત કરવાનું ધારે છે સામાન્ય રીતે દર વર્ષે છ લાખ ગાસડીઓ બહારથી આપણે મગાવીએ છીએ, તેમા આ બે લાખ ગાસડીને વધારો થશે, એ ભૂલો નનોસૂનો નથી ૧૯૪૭ના વર્ષમાં ઉત્પન્ન થયેલી ૨૬ લાખ ગાસડીઓમાથી, નિકાસના પરવાના એવા છીદ્ર કાતારની બે લાખ ગાસડીઓ બહાર જશે અને દેશમા બીજાં કારખાનાઓને બે લાખ ગાસડીઓ જોઈશે એટલે આ ઉદ્યોગ માટે તો ૨૨ લાખ ગાસડીઓ જ મળી શકશે

વિદેશી હૂંડિયામણના દર આપણને અનુકૂળ આવે તો ડોલર વિસ્તારો સમેત જુદાજુદા રાષ્ટ્રોમાથી ભારત સરકાર આઠ લાખ ગાસડીઓની આયાત કરશે અને આની

---

* લેખકના 'ધી ઇન્ડિયન કોટન ટેક્સટાઈલ ઇન્ડસ્ટ્રી એન્યુઅલ (૧૯૪૯)'માથી

# મજૂરો માટે આદર્શ ઘર

શ્રી ગજાનન વિ. પાઠક

સ્થપતિ

અંધકાર, ભેજ, ઘોંઘાટ ને પૂરતા હવાઉજાસ વિનાના સ્થળમાં કલાકો સુધી તનતોડ જહેમત ઉઠાવનાર મજૂરો ઘેર જાય ત્યાં પણ એવું જ વાતાવરણ હોય; તો જિંદગીનો બોજ કેટલો ભારે પડી જાય ? જેમના ઉપર દેશના ઉદ્યોગધંધાનો મુખ્ય આધાર છે તેમના કાંડાંમાં જોર નહીં હોય તો દેશની ખિલવણી ક્યાંથી થઈ શકશે ? અનાજ ને વસ્ત્ર જેટલો જ રહેણાકનો પ્રશ્ન મહત્ત્વનો છે. મજૂર ભાઈબહેનો માટેનાં આદર્શ ગૃહો કેવાં હોવાં જોઈએ, એમાં કઈકઈ પ્રારંભિક જરૂરતો પોષાવી જોઈએ તેનો રાષ્ટ્રહિતની દૃષ્ટિથી અહીં વિચાર કરવામાં આવ્યો છે. લેખકે સ્થપતિ તરીકેની પ્રાપ્ત કરેલી ખ્યાતિ આ વિષય પર બોલવાને તેમને અધિકારી બનાવે છે.

છેલ્લાં પચીસેક વર્ષથી એટલે કે મહાત્માજીના હિંદમાંના આગમન પછી દેશોદ્ધારમાં મજૂરોનું સ્થાન આપણા રાષ્ટ્રીય નેતાઓને સમજાવા લાગ્યું છે એમ કહેવાય.

બ્રિટિશ સરકારે પણ મજૂરીના કાયદાઓ ઘડ્યા, મજૂરોનો ઉત્કર્ષ કેમ સધાય તેનાં પગલાં લેવા માંડ્યાં. તમારે માટેના કામ કરવાના કલાકો, તમારો પગાર, તમારું શારીરિક સ્વાસ્થ્ય વગેરે માટે પગલાં લેવાયાં. તમારે માટે મિલોમાં દવાખાનાં, ભોજનાલયો અને ઘોડિયાઘરો રખાયાં. ઇંગ્લાંડમાં તો મજૂર પક્ષ એટલો બધો આગળ વધ્યો કે ત્યાં તે અત્યારે એ પક્ષ જ બહુમતિ ભોગવી રાજ ચલાવે છે. એ હિસાબે તો આપણે હજુ બહુ પાછળ છીએ. બ્રિટિશોએ હિંદુસ્તાન આપણને સોંપી દીધું ને તેઓ ચાલ્યા ગયા. આપણે સ્વતંત્ર થયા છીએ અને હવે આપણી સરકાર દેશની આબાદી માટે જે વિચારો કરી રહી છે તેમાં અત્યારે તો અનાજનું અને યંત્રઉદ્યોગ વિકસાવી આપણું ઉત્પન્ન વધારવાનું કામ ખાસ મહત્ત્વનું સમજે છે તેને માટે જે પગલાં લેવાઈ રહ્યાં છે, તેમાં અત્યારે મજૂરોના જીવનવિકાસના કાર્યક્રમમાં તેમની કેળવણી અને સ્વાસ્થ્ય એ બે અગત્યના સ્થાને છે. સ્વાસ્થ્યની સંરક્ષા માટે જીવનની મુખ્ય જરૂરિયાતો અન્ન, વસ્ત્ર અને રહેઠાણ. રહેઠાણની બાબતમાં તમારે કેવાં ઘરો જોઈએ, કેવાં ઘરો આદર્શ કહેવાય તે વિષે વિચારીએ.

તમે જાણો છો કે શારીરિક સ્વાસ્થ્ય માટે મજૂરોને શું કે મોટા શેઠિયાઓને, શું બધા માટે એકસરખી રીતે જ સારાં ઘરોની ઘણી જરૂર છે. આપણા અમદાવાદમાં કિલ્લાની અંદરની ગલીઓનાં પુરાણાં ઘરો જ્યારે થયાં હશે, ત્યારે તે સમય માટે તે યોગ્ય જ હશે, પરંતુ શહેરની વસ્તી વધી જતાં અને હવે આધુનિક જમાનાની આપણી જરૂરિયાતો પણ એટલી બધી વધી ગઈ છે ને જુદા પ્રકારની થઈ ગઈ છે કે આપણને આ ઘરો આપણાં સ્વાસ્થ્ય માટે અનુકૂળ નથી રહ્યાં. અને તેમાં પણ તમે અત્યારે જેવાં ઘરોમાં અને જેવી રીતે રહો છો તે તો મનુષ્યને રહેવા માટે જરા પણ લાયક નથી. માટે આપણી મ્યુનિસિપાલિટી શહેર સુધારવાના પ્રયત્નો કર્યા જ કરે છે. એ નવાનવા રસ્તાઓ કરે છે, સાંકડા રસ્તાઓ પહોળા કરે છે, તેણે ડામરની સડકો કરી અમદાવાદમાંથી ધૂળ કાઢી નાખી. ગટરો કરી, છતાં પણ શહેરનો ઘણો મોટો ભાગ એવો છે કે તેને સાવ તોડી પાડો ત્યારે જ તે સુધારી શકાય. આ મુશ્કેલીનો ઉકેલ તેણે એમ કર્યો કે શહેર બહાર નવા વસવાટનો વિસ્તાર કર્યો, જે ‘ ટાઉન પ્લેનિંગ સ્કીમ ’-

